# પ્રસ્તાવના

"પાઘડી વિનાનું માથું! પ્રસ્તાવના વિનાની પોથી! સાહિત્યના મંગલતામય આંગણે ઉઘાડે માથે જવાય?":–એક મિત્રે આવીને હમલો આપ્યો.

"પણ હાલનાં સ્ત્રીપુરૂષો તો ઉઘાડે માથે ફરે છેને? પાઘડી અને પ્રસ્તાવના તો જૂની પ્રણાલિકાના પ્રતિકો!:–" મે જવાબ આપ્યો.

"પણ સાહિત્યકારો ઉઘાડે માથે ફરે તો તેમનાં મગજ તપી જાય! સમજ્યા?"–મિત્ર બોલી ઊઠ્યો.

"તો હું પ્રણાલિકા ભગ નહિ કરૂં." એમ કહીને મેં "લેખકના બે બોલ" કે બે હજાર બોલ લખી નાખ્યા નીચે પ્રમાણે! પાઠક, વાંચી લેજો.

## લેખકના બે બોલ!

રાવજી સાહેબ ઉર્ફે પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા જેવા એક મહા રાજ-પુરૂષની વિસ્તૃત *જીવનકથાનો આ ગ્રંથ અમારે હાથે લખાઈ પ્રકટ થવા પામ્યો છે, એ જોઈ અમને તો જે અસાધારણ સંતોષ તથા આનંદ થતો હશે તેનો અનુભવ તો અમેજ કરી શકીએ. તથાપિ તેવો જ સંતોષાનંદ અમારી આ સાહિત્યકૃતિના ઘણાય પાઠકોને થશેજ એમ અમારૂં માનવું થાય છે, અને તે અનેક દૃષ્ટિએ અસ્વાભાવિક પણ નથી.

અમારી સાત આઠ વર્ષની ઉમરથી તે છેક આ ચરિતનિરૂપ્યનો દેહાંત થયો ત્યાં સુધી લગભગ પીસતાળીશ વર્ષો પર્યંત અમે આ કથાપુરૂષને જોયા જાણેલા છે, એના પરિચયમાં આવી એમના મનોભાવો સમજેલા છીએ અને એમને હાથે થતા કામોથી પણ અમે સ્વતંત્ર માર્ગે સુજ્ઞાત પણ થયેલા છીએ, એટલે જ આ ગ્રંથમાં તેમની મનઃસૃષ્ટિ તથા કાર્યસૃષ્ટિ આખીનું સંપુર્ણ ચિત્ર આપવાને શક્ય તેટલો પ્રયાસ કરેલો છે.

* આ કથાપુરૂષની સંક્ષિપ્ત જીવનકથાઓ તો "ગુર્જર અગ્રેસરો", "મહાજન મંડળ" આદિ અનેક ગુજરાતી ભાષામાં તથા કેટલાક અંગ્રેજી ભાષામાં લખાયલ ગ્રંથોમાં છપાયલી છે.

રાવજી સાહેબ જેવા જન્મસિદ્ધ તપસ્વી, તેજસ્વી, કર્મયોગી, રાજ્યમંત્રી ને શાસનતંત્રાધિકારીની " પ્રભુશક્તિ " થી જૂનાગઢનું મુસલમાની શાસન ધરાવતું રાજ્ય કેટલું નિયમબદ્ધ, કેટલું શાંતિસુખમય અને કેટલું પ્રગતિશીલ બની જવા પામેલું હતું એ વાત તો, રાગદ્વેષના ઉભરા શમી ગયા પછી જે ઇતિહાસ લખાશે તેનાથી જ તેના વાસ્તવિક રૂપમાં દેખાશે. ત્યાં સુધી તો અમારા આ લેખને પણ ઘણાય જણ એક પ્રશસ્તિ કે અત્યુક્તિયુક્ત કથનના રૂપે ગણી લેવાના વમળમાં પડી જશે, એમ પણ અમે જાણીએ છીએ.

આ જીવનકથા પરત્વે અમે બીજું કાંઇ કહીએ તે પહેલાં અમારે અમારા પક્ષની–અમારા પોતાના વાદના બચાવની–વાત કરી દેવી એ ઇષ્ટ છે, કે જેથી અમારી સામે, અમારા આ લેખનો કોઇ પાઠક કેવળ એક તરફી કામ ચલાવીને અમારી વિરુદ્ધ તહોમતનામું ફરમાવી અમારી તટસ્થતા રૂપી મિલ્કતનું હરણ કરી ન શકે. પુરુષોત્તમરાયજી અમારા એક જ્ઞાતિબંધુ જેઠ તો ખરા જ; તથાપિ એ પ્રકારના સંબંધ ઉપરાંત અમે તેમના કુટુંબ સાથે ઇતર કોઈ પ્રકારનું સગપણ ધરાવતા નથી એ વાત અમારે પ્રથમ સ્પષ્ટ જણાવી દેવી જોઇએ. તેમ વળી અમે જૂનાગઢ રાજ્યની રૈયત તરીકે તેમના કોઇ લોકકલ્યાણકારક કામનો લાભ લીધો હોય તે ઉપરાંત અમે તેમના કોઇ વિશિષ્ટ ઉપકાર તળે આવેલા પણ નથી. આમ હોઇને, સગપણ તથા ઉપકારઃ એ જે બે બાબતો મનુષ્યને પક્ષપાતી બનાવનારા મહાદોષો છે તેનાથી અમે મુક્ત છીએ, અને તે પ્રમાણે હોવાથી આ ગ્રંથમાં અમારાથી કરાયલ ચરિત્રચિત્રાલેખનમાં સ્નેહસંબંધના ભાવનાના રંગો અધિક પુરાયા હશે એવી મિથ્યા કલ્પના અમારા આ લેખનો કોઇ પણ પાઠક નહિ કરે એવી આશા અમે રાખી શકીએ છીએ.

સદ્‌ભાગ્યે અમારા સ્વ. પિતાશ્રી પુરુષોત્તમરાયજીથી બે ત્રણ વર્ષ મ્હોટા હતા એટલે તેમને રાજ્યની નોકરીમાં પ્રવેશ કરવા સારુ આ કથાપુરુષનો ઉપકાર લેવો પડેલો નથી. અમારા પિતાશ્રીએ લગભગ પીસ્તાળીશ વર્ષો પર્યન્ત જૂનાગઢ રાજ્યની નોકરી કરી તેનો મ્હોટો ભાગ રાજ્યના મ્હોટા મ્હોટા પરદેશીય અધિકારીઓના–મુખ્યતઃ દીવાનોના–તાબામાં જવાબદાર રાજપુરુષ તરીકે ગાળેલો, એટલે અમને પણ એમના અનુભવ જ્ઞાનનો લાભ અમારી બાળ અવસ્થામાંથી જ મળતો રહેલો હતો, અને તેમાં વળી અમને પોતાને સોરઠના સર્વદેશીય

ઇતિહાસનું જ્ઞાન મેળવવાની ધગશ ઘણી રહેતી હતી, એટલે અમે જૂનાગઢ રાજ્યના પ્રાચીન–અર્વાચીન ઇતિહાસનું બને તેટલું ઉંડું જ્ઞાન મેળવવાને ઉદ્યમી રહેતા પણ હતા. પુરૂષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યનો ત્યાગ કરેલો તે સમયે અમારું વય એકવીશ વર્ષનું હતું, એટલે એ સમયે અને એ રાજદ્વારીય ફેરફારને પરિણામે જૂનાગઢની રંગભુમિ ઉપર એક પછી એક દૃશ્યમણિકાઓની જે માળા ગુંથાઈ ગયેલી તે અમારા જોવામાં આવેલી અને તેને લીધે અમને તે સમયે ચલચિત્રના જેવી દૃશ્યપરંપરાનું સુક્ષ્મ અવલોકન કરવામાં બહુ રસ પણ હતો. દેશીય રાજ્યના કાર્યભારીમંડળમા પરિક્રાંતિ થાય ત્યારે ત્યાંના લોકોની નજરમાં અને વિશેષતઃ રાજ્યના નાનામ્હોટા નોકરોના માનસમાં કેવી કેવી વિકૃત્તિઓ થઇ આવે છે, તેનામા ગુપ્ત રહેલ ભાવો પાછળથી કેવા કેવા અનિષ્ટાનિષ્ટ રૂપમાં પ્રકટ થાય છે, એ બધું જોવા અને સમજવાની અમને કોઈ વખતે ઠીક ઠીક તક મળેલી હતી. *વર્ષોથી–જ્ઞાતકોથી–અભિમાન ધરાવી રહેલ નાગર જ્ઞાતિ* જેવો, આધુનિક વિદ્યાસંસ્કારવાળો સમાજ પણ, જૂનાગઢમાં ઉપસ્થિત થઈ આવેલ રાજદ્વારીય પરિવર્તનનાં પરિણામોનું યથાર્થ મુલ્ય આંકવામાં શુદ્ધ ખાઇ બેઠેલો, એમ પણ અમારા સમજવામાં આવેલું હતું; ભુલાવામા પડી તેમાંના ઘણાએ મ્હોટી મ્હોટી ભુલો કરવા માંડેલી, અને એ ભુલોનાં કડવાં ફળો ધીમે ધીમે તેમને પોતાને, પોતાના જ્ઞાતિબધુંઓને તેમજ રાજ્યને ચાખવા પડેલા પણ છે ! અધિકાર લોલુપીઓ પોતાની અશક્તિથી અજ્ઞાન બની પુરૂષોત્તમરાયજીનું સ્થાન લેવાના પ્રયાસમાં પડી ગયલા હતા; કેટલાક ભવિષ્યમાં રફતે રફતે પોતાનો અભ્યુદય સાધી શકાશે એવી કલ્પનાથી પુરૂષોત્તમરાયજીના ચયલ અધઃપાતથી પોતાના મનને રંજિત કરી રહેલા હતા, અને બહુજ થોડાને રાજ્યનું ભવિષ્ય અંધકારમય દીસવા લાગેલું હતું ! પરંતુ વસ્તુતઃ રાયજી સાહેબે આપેલ રાજીનામું એક અણધાર્યા વજ્રપાતનાં પરિણામોના પરિણામો ક્યાં ક્યાં આવે તેમ હતાં અને એ વજ્રપાતથી સોરઠી નવાબીની સ્વદેશીયતાનો છેલ્લો શ્વાસ રાજ્ય દેહથી કેવી રીતે છુટો પડી જવાનો હતો; એ બધું ઘણાના લક્ષ્યમાં આવી શકેલું નહિ, આવી શકે એમ પણ ન હતું; કારણ કે રાજદ્વારને લગતી ઘણીય બાબતો કાંતો દબાયલી જ રહે છે અગર તો વિકૃત અને સંભ્રામક રૂપમાં બહાર આવતી હોય છે, અને તેમાં વળી સ્વાર્થી લોકોથી ચલાવાતી ગપોનો ઉમેરો થતો રહે છે એટલે પણ વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન અદુરદૃષ્ટિવાળાથી ભાગ્યેજ થઈ શકે છે. અર્થાત્ પુરૂષોત્તમરાયજીએ આપેલ રાજીનામાને પરિણામે કેવળ અર્થબુધ્ધિ–સ્વાર્થ સાધી લેવાની લોલુપતા–ઇચ્છિનીય સ્પર્ધા નહિ પરંતુ

અનર્થકારિણી ઇર્ષ્યા અને કેવળ તેજોદ્વેષઃ એ સર્વની નિરંકુશ લીલા જોવાનું ધામ એ વખતનું અમારૂં જુનાગઢ થઇ બેઠેલું હતું. ક્ષારોદકને પોતાના પેટમાં સંગૃહીત કરી રાખનાર કાચકુપીમાંનો કાચગોલક નીચે પાડતાં ક્ષારોદક ઉભરાઇને જેમ બહાર નીમરી પડે છે તેમ રાયજી સાહેબ રૂપી દાટો ખસી જતાં વર્ષોથી પુરાઇ રહેલ રાગદ્વેષના ઉભરાઓ એ ન્યુનાધિક પ્રમાણમાં આખાય નગર જીવનને ભીંજવી દીધેલું હતું.

જે અનિચ્છનીય પરિસ્થિતિ નીરખીને-સમજીને-પુરૂષોત્તમરાયજીએ રાજ્ય સેવામાંથી મોક્ષ મેળવેલો તે પરિસ્થિતિ ઉભી કર્યાની જવાબદારી બહુ મ્હોટા પ્રમાણમાં તે સમયના નવાબ સાહેબ રસુલખાનજીના, યુવરાજના, એ યુવરાજના કર્મચારીઓના માથા ઉપર જ રહી શકે છે, અને નવાબ સાહેબ ખુદને ભાગે ઓછી આવે છે. પોતાના મ્હોટા કુંવર-પોતાના દુ:ખિત જીવનકાળમાં પોતાના ખોળામાં ઉછરેલા એકના એક પુત્ર-તરફના વાત્સલ્યની અતિશયતાએ એ સમજદાર પિતા નવાબ સાહેબને પોતાના પુત્રની ઇચ્છાને વશ થવું પડેલું એટલો એ રાજકર્તાનો દોષ હતો; અને વળી બાહ્યબળ પણ પોતાનું કામ કરી રહેલ એ બાહ્યબળ એટલે બ્રિટિશ રાજદ્વારીય ખાતું. આ શાહજાદા શેરજમાખાનજીની જીવન સરિતા અધોગતિ કરતી વહેતી જતી હતી અને છેવટે તે ક્ષારોદક વાળી બની પણ ગયલી. એ વાતના ખરા જાણકાર બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારો તથા રાજ્યના કાર્યભારીઓ હતા. એ છતાં એ બ્રિટિશ અમલદારોએ એ શાહજાદાને સ્વેચ્છાચારી અધિકાધિક થવાને માટે અનુકુળતા કરી આપેલી, અને રાયજી સાહેબના સેવામોક્ષ પછી બનેલ શાહજાદાનાસહચરો, રાજ્યના દીવાનો વગેરે પૈકી કોઇએ એ શાહજાદાના સ્વચ્છંદાચારને ખાળવાનો ઉપાય કરેલો પણ નહિ ! કેમ ન કરેલો તેનો જવાબ તો અનેક દૃષ્ટિથી આપી શકાય. રાયજી સાહેબ સેવા મુક્ત થયા પછી શાહજાદા નિરંકુશ બનેલ. ઉચ્છૃંખલ મુસલમાન પાસવાનો તથા હજુરીયાઓએ ઉન્મત્ત બની જઇને રાજ્યકાર્યભારીઓ જેવા જોહુકમી ચલાવવાને મંડી પડેલા અને રાજ્ય જીવન આખુંય અસ્તવ્યસ્ત થવા લાગેલું. સૌ પોતપોતાનું ધાર્યું કરી લેવાને પોતપોતાની જાળ પાથરવા મંડેલા હતા. આ બધી હકીકતનું શક્ય તેટલા પ્રમાણમાં અમે આ ગ્રંથના હવે પછી છપાવવાના ઉત્તરાર્ધમાં વર્ણન કરેલું છે.

રાયજી સાહેબની આ જીવનકથા અમે મુખ્યતઃ તેમના દેખાતા જીવનને અનુલક્ષીને લખેલી છે એટલે કોઇ કાક દૃષ્ટિને તે કદાચિત્ કેવળ એક પ્રશસ્તિ

રૂપે પણ દેખાશે. એ છતાં અમે કહીએ છીએ કે, અમે તેમની કેટલીક ગૃહસ્થ તરીકેની જીવનકલાઓનું નિદર્શન નથી કરાવેલું એમ કોઇથી કહી શકાશે નહિ. મહાપુરૂષો-મહાત્માઓ કે મહાજનો; એ તમામના દોષો ગોતવા બેસીએ તો એક પણ દોષ તેમનામાં ન દેખાય એવું કદી પણ ન બને. દેહ હોય ત્યાં છાયા હોયજ; કાયા હોય ત્યાં કાણું પણ હોયજ; અને તે છતાં શરીરસૌન્દર્ય આપણાથી પ્રશસ્ત નથી થતું શું ? પુરૂષોત્તમરાયજી 'દેવ' હતા એવું મનાવવા અમે માગતા નથી. અમે તો કહીએ છીએ કે એઓ મનુષ્ય હતા, તથાપિ તેઓ એક મનુષ્ય શ્રેષ્ઠ પણ હતા. આથી અધિક અમે કશું પણ કહેવાનું ધાર્યું નથી સિધ્ધાન્ત પરત્વે તેઓ હમેશાં દૃઢ માનમવાળા હતા, એટલે કહેવાતી તથા સ્વાર્થસાધક બનતી વ્યવહારકુશળતાના આંધળા ઉપાસકો એમની એ દૃઢતાને એક પ્રકારનો દોષ રૂપે ગણાવશે. પરંતુ વ્યવહાર કુશળતાનો અર્થ, જો 'સદાચરણીય સિધ્ધાંતોનો ભંગ કરીને પણ ઐહિક સ્વાર્થની સિધ્ધિ કરી લેવી ' એવો થતો હોય તો, પુરૂષોત્તમરાયજીને આપણે દૂષિત આદર્શવાળા ગણવા પડે જ. પરંતુ આ દુનિયામાં સ્વાર્થસિધ્ધિ સામે પરમાર્થ સિધ્ધિ ઉભેલી દેખાય છે, અને પાર્થિવ સુખસંપત્તિ સામે આધ્યાત્મિક વિભૂતિસુખને સ્થાન પણ અપાયલું છે. આપણે જોઈ જાણી શકીએ છીએ કે, માનવ ઇતિહાસ પાર્થિવસુખસંપત્તિ વાળાને સંભારતો પણ નથી, આધ્યાત્મિક વિભૂતિ હંમેશા ગવાતી રહે છે, અને તેથી જ મહાપુરૂષોની ન્યુનતાઓ તરફ ન જોવાતાં તેમના સદ્ગુણોની પુજા થતી રહેલી છે. આ કથા અમે આવા આશયથી જ લખેલી છે.

આ જીવનકથામાંતથા તેને લગતી આ પ્રસ્તાવનામાં અમારા કોઈ પાઠકને કેટલુંક લખાણ નિરર્થક-અપ્રસ્તુત-અપ્રાસંગિક-અતિવિસ્તૃત-ચર્વણ્ત જેવું અને 'ટાયલાં' જેવું પણ કદાચિત્ લાગશે. પરંતુ અમે જે ઢબે તે લખેલ છે તે ઢબે લખવાની અમને ટેવ પડેલી છે એટલે તે ક્ષમ્ય ગણવા અમે વિનતિ કરી લઇએ છીએ. લેખક માત્રને પોતાના વિચારો દર્શાવવા માટે અવકાશ પ્રમાણેની આવશ્યકતા રહે છે જ, એટલે આ કથાપુરૂષનો રાજનીતિ અને સ્વભાવસંપત્તિનું યથાર્થદર્શન કરાવવાના હેતુથી અમે જ્યાં ત્યાં વિસ્તૃત વિવેચના કરીને તે પરત્વે અધિક પ્રકાશ પાડવાનો પ્રયાસ કરેલો પણ છે.

આ જીવનકથામાં 'નાગરો'ને લગતી કેટલીક બાબતોનો ઊલ્લેખ અમારે વિસ્તૃત પુર્વક કરવો પડેલો છે, અને તેથી તે અમારો કથાભાગ, હાલના કેટલાક પાઠકને કે વિવેચકને અપ્રિય પણ લાગશે. પરંતુ અમારે સ્પષ્ટતા કરવા

ખાતર લખવું જોઈએ કે, કાઠિયાવાડનો છેલ્લા બસો વર્ષનો ઇતિહાસ વસ્તુતઃ અને મુખ્યતઃ નાગરોની મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનોજ ઇતિહાસ છે, અને એ એમની મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરી; એ એના પ્રાણ રૂપ બની રહેલ એમની સર્જક બુદ્ધિએ અવ્યવસ્થામાંથી વ્યવસ્થાને, અલ્પતામાંથી મહત્તાને, અશાંતિમાંથી શાંતિને, પરતંત્રતામાંથી સ્વતંત્રતાને, પરદેશીય ગ્રાહમાંથી સ્વદેશીય સ્વાધીનતાને જન્મ આપી સ્વદેશસેવા કરી બતાવેલી પણ છે. અકૃતજ્ઞ ઇતિહાસકાર ગમે તેવા બીજા આક્ષેપો નાગર મુત્સદ્દીઓ સામે કરે, તોપણ જે સત્ય છે તે સત્યજ રહેવાનું કાઠિયાવાડના રાજકારીય ઇતિહાસને બે ભાગમાં વહેંચી શકાશેઃ-(૧)નાગર મુત્સદ્દીઓથી અંકુશિત રાજત્વનો ઇતિહાસ અને (૨) બ્રિટિશ સરકારના આગમન પછીથી રાજકર્તાઓને તેમના તરફથી અપાતા રહેલ બોધને પરિણામે ધામેધામે હયાતીમાં આવેલ નિરંકુશ રાજત્વનો ઇતિહાસ. આ બે પ્રકારના ઇતિહાસની તુલનાત્મક સમીક્ષા આપણને એ ઉભય પ્રકારના ઇતિહાસની હકીકત વચ્ચે રહેલ ફરક સ્પષ્ટ બતાવી આપશે. ઈ. સ. ૧૯૪૭–૪૮ની સાલથી કાઠિયાવાડનાં રાજસ્થાનોને જે પ્રકારની પરિક્રાંતિને અધીન થવું પડેલું છે તે પૂર્વોક્ત બે પ્રકારના ભાગમાંના બીજા ભાગના ઇતિહાસથી સમજાયા વિના રહેશે નહિ. ઇ. સ. ૧૯૧૭માં, નરેન્દ્રમંડળની સ્થાપના કર્યા પહેલાં તે વિષય પરત્વે વિચારણા કરવાને જે પ્રાથમિક સભા નામદાર કચ્છ-નરેશની અધ્યક્ષતા નીચે મુંબઇમાં મળેલી તેમાં જે ગર્વોક્તિ એ ના. કચ્છ-નરેશે કરેલી હતી અને સ્વ. કલ્યાણરાય બક્ષીને કહી સંભળાવેલું કે, "Mr. Kalianrai! Those days are gone when you ministers used to keep the rulers in the back ground", (તમે કાર્યભારીઓ રાજકર્તાઓને પાછલા ભાગમાં રાખી રહેતા તે વખત હવે ગયા, રા. કલ્યાણરાય !) એ ગર્વોક્તિએ કેવું પરિણામ આજે આવી પડેલું છે તે હરકોઇ ઇતિહાસકારની દૃષ્ટિ બહાર રહી શકશે નહિ. મતલબ કે રાજ્યની રૈયત, રાજકર્તા અને સર્વોપરિ બ્રિટિશ સરકારઃ એ ત્રણ વચ્ચે રહી એ ત્રણેની ભીંસ ભોગવવાનું કષ્ટ રાખીને પણ–નાગર મુત્સદ્દીગીરીએ દેશકાલોચિત સિપાહીગીરીએ નિર્ભયતાપુર્વક રાજસ્થાનોની જે સેવા કરી છે તેના એક દૃષ્ટાંત રૂપે આ જીવનકથા ઉપકારક થઇ પડશે. અમે પોતે નાગર છીએ એટલે અમે આવી ગર્વોક્તિ કરીએ છીએ એવો પુર્વગ્રહ અમારી સામે રાખી આ કથાની ઉપેક્ષા કોઇ વિચારશીલ પાઠક નહિ કરે એવી આશા અમે, પ્રવર્તતા જ્ઞાતિ-ભેદભંજક જમાનામાં રાખીએ તો તે અનુચિત ગણાશે નહિ.

આ કથા લખવામાં અમે અનેક સાધનોની ઉપયોગ કરેલો છે જેને લગતી વિસ્તૃત હકીકત અત્ર આપવાની જરૂરત નથી. આ જીવનચરિતચિત્રનું યથાર્થ લેખન કરવામાં અમે અમારા પોતાના સ્મૃતિસંચય તેમજ અનુભવ જ્ઞાનનો ઘણો ઉપયોગ કરેલો છે. આજે અમે એટલું પણ, સંક્ષેપમાં, ઉઘાડું કહી દઇએ છીએ કે, પુરુષોત્તમરાયજીને સમજવામાં તેમજ તેમને રાજ્ય તરફથી કરાતા રહેલ ઘોર અન્યાયની ઉપેક્ષા કરવામાં જે ભુલ જે લોકો કરી રહેલા હતા તે ભૂલ તે સમયના જૂનાગઢના પરંતુ વિવિધ જ્ઞાતિજાતિના જુવાન ઉગતા નાગરિકો બરાબર સમજી ગયલા હતા અને એ પૈકી ઘણાએ આ કથાપુરૂષને યથાશક્તિ મદદગાર થવાનો પ્રયાસ કરનારા પૈકી અમે પણ એક હતા, અને તેથી અમે ઘણીઘણી વાતો ખૂણેખાંચરેથી પણ જાણી શકેલા હતા. એ સર્વનો અમે આ કથા લખવામાં ઉપયોગ કરેલો છે. તે ઉપરાંત પુરૂષોત્તમરાયજીના ઘરમાં જે બહુવિધ કાગળો સંગ્રહીત થયલા છે તેમનો ઉપયોગ કરવાની અનુકુળતા એમના પુત્રોએ અમને કરી આપેલી છે, અને તે બદલ અમે તેમના ઋણી પણ છીએ. આ જીવનકથામાં અમે જે બધું લખેલું છે તે સાધાર છે, પ્રતિપાદિત થઈ શકે તેવું છે, અને તે બદલ અમે જવાબદાર પણ છીએ. અમારા આ ગ્રંથના પાઠકને આ ગ્રંથમાંની જે કોઇ હકીકત ખોટી લાગે તેણે તે હકીકત ખોટી છે એવું માની બેસી એ સંબંધે અવળો અભિપ્રાય ફેલાવવાના પ્રયાસમાં ન પડતાં, મેદાને આવી અમોને પડકાર આપવાની કૃપા કરવી, એવી એવાને અમારી વિનતિ છે.

નેપોલીઅન બોનાપાર્ટની જીવનકથા આલેખવામાં જે પ્રકારની યોજના એબટ સાહેબે રાખેલી છે તેને સાવ અનુસરતી તો નહિ, તથાપિ તેના જેવી યોજના અમે અમારા આદર્શ રૂપે ઘડેલી છે, અને તેથી અતિવિસ્તારના દોષને અમે પાત્ર પણ થયા છીએ એ વાતનું પણ અમને ભાન છે. છતાં આ જીવન કથા, એક બીજાથી સ્વતંત્ર હોવાનો દાવો રાખનાર બહુ સંખ્ય રાજસ્થાનોવાળા સૌરાષ્ટ્રના દેહને સ્પર્શતિ હોઇ અમે તેને તે કાળના ઇતિહાસની ગરજ સારે એવા પ્રકારે લખવાનું યોગ્ય ધારેલું છે, એટલે પણ અમારો આ ગ્રંથ, ઇતિહાસ દૃષ્ટિએ અનુપકારક નહિ ગણાય એવી શ્રધ્ધા અમે રાખી શકીએ.

દેશીય રાજ્યોના રાજકર્તાઓ પોતાની સ્વતંત્ર મતિથી અગર તો બ્રિટિશ સરકારની પ્રેરણાથી દોરાઇને, પોતાનાં રાજ્યોને લગતી બધી જવાબદારી પોતાને

માથે લેવાને મેદાન પડેલા કે નહિ, એ પ્રશ્નને બાજુ ઉપર રાખીએ, તોપણ આં જીવનકથામાંની કેટલીક હકીકતથી એવું તો જોઇજાણી શકશું જ કે, રાજકર્તા સત્ય શું છે તે પોતાના મનમાં ન સમજતા એમ તો નહિ જ. જે અનેક રાજકર્તાઓએ પુરૂષોત્તમરાયજી બાબતી શુભ લાગણી બનાવી તેમને આર્થિક તેમજ ઇતર પ્રકારે સાહાય્ય આપેલ છે તે હકીકત જ એ રાજકર્તાઓની ખરી સ્થિતિ આપણને બતાવી આપે છે.

કાઠિયાવાડ હવે તો પુનઃ 'સૌરાષ્ટ' નામાભિધાનને પામેલ છે; અને નવો રાજદ્વારીય પરિવેષ ધારણ કરેલો છે; એટલે હવે પછીના સમયનો જે ઇતિહાસ લખાશે તે જુદાજ રૂપરંગનો હશે, એ છતાં અમે, આ નૂતન "સૌરાષ્ટ્ર"ની રચના થઈ તે પહેલાના 'કાઠિયાવાડનાં' રાજસ્થાનોના કહેવાતી જુની મતિના કાર્યભારીએ એ દીર્ઘદ્રષ્ટિ વાપરીને, બ્રિટિશ સરકારની સર્વોપરિતાની સ્થાપના થયા પછી, જે પ્રકારે એકતા કરીને 'સંયુક્ત કાઠિયાવાડ'ને જન્માવવા માટે કાઠિયાવાડના બ્રિટિશ પોલિટિકલ એજંટની અનિવાર્ય અધ્યક્ષતા સ્વીકારીને " કારભારીઓની સભા " એ નામથી ઓળખાયલી જે એક મહત્ત્વપુર્ણ" સંસ્થાને સ્થિર કરેલી હતી તેને આપણે આપણા હાલના નૂતન ' સૌરાષ્ટ્ર ' સરકારના શાસનતંત્રના આધ ગર્ભ રૂપે ગણવી પડશે જ, એમ કહ્યા વિના અમે રહી શકતા નથી. ફેર માત્ર એટલો જ છે કે 'કારભારીઓની સભાના ' અધ્યક્ષ પરદેશીય અંગ્રેજ રાજ્યાધિકારી હતો તેને બદલે હાલના કાર્યભારી મંડળની અધ્યક્ષતા આપણા સ્વદેશીય રાજકર્તાને પ્રાપ્ત થયલી છે, અને વળી " કારભારીઓની સભાનું' કાર્યક્ષેત્ર કે જે સંકુચિત અગર સંમર્યાદ હતું તેને બદલે આ નુતન વ્યવસ્થાથી કાર્યભારી મંડળનું કાર્યક્ષેત્ર અખિલ સૌરાષ્ટ્રમાંના બધાય સંસ્થાનો પરત્વે વિસ્તૃત બની સર્વગ્રાહી બની ગયલું છે.

આ ગ્રંથ લખવામાં અમારા સ્વર્ગસ્થ ફોઇબાઇ ભાઇ, વિદ્વાન ધર્મ શાસ્ત્રી સાક્ષર લેખક મુરબ્બી મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી. તેમજ અમારા એક સહૃદય મિત્ર સ્વર્ગસ્થ વાલાભાઇ ઉર્ફે મહાશંકર જયશંકર અવાશિયા બી૦એ૦, બેરિસ્ટર-એટ-લોઃ એમ આ ઉભય ગૃહસ્થોએ સહાનુભૂતિ પુર્વક જે સાહાય્ય આપેલ છે તે બદલ અમે તેમના ઋણી છીએ.

યથામતિ લખાયલ આ ગ્રંથની અપૂર્ણતાઓની ઉપેક્ષા કરી અમારા આ લેખને જો ગુજરાતી રાજદ્વારીય વાઙમયમાં નાનું સુનું સ્થાન પણ પ્રાપ્ત

થશે તો, અમે અમારા આ પ્રયાસને સફળ થયલો ગણશું. આ ગ્રંથની પૂરક કયા રૂપે જો સ્વ. બક્ષી કલ્યાણરાય જોહાભાઇના જીવનવૃતાંતનો ગ્રંથ વાંચી લેવામાં આવે તો, આ ગ્રંથમાંની હકીકતને ન્યૂનાધિક સમર્થન મળી શકશે. અલમ્.

વનસદન, શાંતિકુંજ, મુ. ધારી
તા. ૨૦-૧૧-૪૮
મુળ લખ્યા તારીખ ૨૫-૩-૪૬ સોમવાર

જ. પુ. જોષીપુરા



## રાયજી સાહેબ જીવન ચરિત્ર પ્રકાશન સમિતિનું નિવેદન



સ્વ. પુરૂષોત્તમરાય ઝાલા ઉર્ફે રાયજી સાહેબનું જીવન ચરિત્ર શ્રીયુત **જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા.** એમ. એ. એ સ્વેચ્છાથી લખી ઇ. સ. ૧૯૪૮માં પૂર્ણ કરેલ; પરંતુ આ પુસ્તક ઘણું વિસ્તારથી લખેલ હોઇ એકાદ વ્યક્તિ પોતાને ખર્ચે છપાવી શકે તેમ ન હોવાથી તેને છપાવવાની પ્રવૃતિ કરવા " શ્રી જૂનાગઢ નાગર નિરાશ્રિત ફંડના " ઉપપ્રમુખ શ્રી. સુરતરાય અંબાઇદાસ વસાવડાને સોંપેલ. રાયજી સાહેબના સમકાલીન ત્રણ ચાર ગ્રહસ્થોએ આ પુસ્તક વાંચેલ અને તે સર્વને તે પુસ્તક રાયજી સાહેબનું રોમાંચક જીવન વૃતાંત હોવા ઉપરાંત જુનાગઢના ભુલવાતા જતા વાસ્તવિક ઇતિહાસને તદ્દન વિસ્મૃતિ વશ ન થઇ જવા દેવાના ઇરાદાથી લખાયલ હોય એમ જણાયેલ. આમ હોઇને, હવે જ્યારે જુનાગઢ રાજ્યનું સૌરાષ્ટ્રમાં વિલીનીકરણ થયું છે ત્યારે તો ઉપરોક્ત પૂસ્તક પ્રકટ કરવાનું ઐતિહાસીક દષ્ટીએ પણ અગત્યનું જણાંતાં, તે બાબત પ્રવૃતિ કરવા " શ્રી. જુનાગઢ નાગર નિરાશ્રિત ફંડ " ના આશ્રય નીચે એક સભા તા. ૧૮-૧૨-૪૯ને રોજ ભરવામાં આવેલ અને આ સભામાં હાજર રહેલ ગૃહસ્થોમાંથી નીચે જણાવેલ સભ્યોની 'રાયજી સાહેબ જીવન ચરિત્ર પ્રકાશન સમિતિ' નીમવામાં આવીઃ-

## પ્રમુખ

રા. બ. જશવંતરાય દુલેરાય રાણા બી. એ. એલ. એલ. બી.

## ઉપપ્રમુખ

રા. બ. રા. નૃસિંહરાય બાપુભાઇ બી. એમ. એસ. [નિવૃત્ત]

## સેક્રેટરી અને ટ્રેઝરર

શ્રી ઉછરંગલાલ સાકરલાલ બુચ બી. એ.

## સભ્યો

શ્રી રાજેન્દ્રલાલ રૂદરજી રાણા બી. એ. એલ. એલ. બી.
,, કરણલાલ ચંદુલાલ વૈદ્ય બી. એ. એલ. એલ. બી.
,, માધવજી જીવાભાઇ પઢીઆર બી. એ.
,, જીવાભાઈ મહાશંકર બુચ
,, જીવાભાઇ દુર્ગાશંકર દિવાન
,, ગુણવંતરાય દુર્ગાપ્રસાદ ખારોડ
,, જીતેન્દ્રપ્રસાદ રામપ્રસાદ બુચ

ઉપરોક્ત સમિતિની તા. ૨૦-૧૨-૪૯ની બેઠકમાં કેટલીક પ્રાથમીક ચર્ચા પછી નીચે મૂજબ ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યોઃ-

" રા. રા. જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા એમ. એ. નું લખેલ રાયજી સાહેબનું જીવન ચરિત્ર રાજકીય અને ઐતિહાસીક દ્દષ્ટિએ ઘણું રસપ્રદ અને અગત્યનું હોઇને તેની ઓછામાં ઓછી ૫૦૦ નકલ છપાવવી, અને તેનો ખર્ચ જે આશરે રૂપીઓ ત્રણ હજારથી પાંત્રીસો થવા સંભવ છે તેટલી રકમ રૂ. ૨૫ અથવા તેથી વધુ રકમ ભરી શકે તેવા તેમના સ્નેહી સંબંધી અને પ્રશંસકો પાસેથી બક્ષીસ રૂપે મેળવવી. નાણાં એકત્ર થાય તે સેક્રેટરી રા. રા. ઉછરંગલાલને નામે પોસ્ટલ સેવીંગ બેંક અથવા બેંક ઓફ ઇન્ડીયાના ચાલુ ખાતામાં રાખવાં અને રૂ. ૨૦૦૦ જેટલી રકમ જમા થાય ત્યારે તે પુસ્તક છપાવવાની શરૂઆત કરવી. "

૨. ઉપરના ઠરાવ પ્રમાણે સેક્રેટરી તરફથી નાણાં ભરાવવાની પ્રવૃતિ શરૂ થઇ અને છ માસની અંદર આશરે રૂા. ૨૭૦૦ એકત્ર થતાં તે પુસ્તક જુનાગઢના "બજરંગ પ્રેસમાં" છપાવવાનું શરૂ કરવામાં આવ્યું, અને લગભગ પોણા ભાગનું (૭૦૦ પાનાં) છપાઇ પણ ગયેલ; પરંતુ એક સાથે જણાવવાનું કે, સ્વ. રાયજી સાહેબનાં ઉત્તર જીવનમાં જેમ બનતું આવેલ છે તેમ તેમના જીવન ચરિત્ર છપાવવા પરત્વે પણ વિધિની વક્રતાએ તેનો ભાવ ભજવેલ. તા. ૧૭-૫-૫૧ની રાત્રે "બજરંગ પ્રેસમાં" અચાનક આગ લાગતાં જીવન ચરિત્રના છપાયલ ભાગની બધી પ્રતો ભસ્મીભુત થઇ ગઇ અને છાપવાના કામ પેટે પ્રેસને રૂા. ૧૧૦૦ અગાઉથી આપેલ તે પૈકી રૂા. ૧૦૦૦ની ફંડને ખોટ ગઇ ફંડમાં આશરે રૂા. ૧૭૦૦ બચત રહેલ તેમાંથી, અને પુસ્તકના વેંચાણમાંથી જે જુજ રકમ ઉત્પન્ન થાય તેમાથી, આખુ જીવન ચરિત્ર છપાવવાનું બની શકે તેમ ન હોવાથી એવું ઠરાવવામાં આવ્યું કે, ઉપરોક્ત જીવનકથા બે ભાગમાં (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) છપાવવી અને હાલ પૂર્વાર્ધની ૨૦૦ નકલ છપાવવી. "રાયજી સાહેબ જીવન ચરિત્ર પ્રકાશન ફંડ" હજી ખુલ્લું રાખવામાં આવેલ છે. જીવન ચરિત્રનો પુર્વાર્ધ વાંચીને સ્વ. રાયજી સાહેબના કોઇ હયાત સંબંધી અથવા પ્રશંસક ઉપર જણાવેલ ફંડને નાણા ભરી મદદ કરશે તો આ કથાનો ઉત્તરાર્ધ (પ્રકરણ ૧૧ થી ૨૨ પાના આશરે ૪૫૦) જે કંઇક વિશેષ રોમાંચક બોધપ્રદ અને કરૂણ પ્રસંગોથી ભરપૂર છે તે છપાવવા અમારી સમિતિ આશા રાખે છે. અત્યાર સુધી આ પુસ્તક છપાવવામાં જે જે ગૃહસ્થોએ નાણાંની સહાય આપી છે તેનો અમારી સમિતિ આભાર માને છે.

(૩) આ પ્રકાશન ફંડમાં નાણાં ભરાવવા તથા પુસ્તક છપાવવાને લગતા તમામ કામમાં સમિતિના સેક્રેટરી રા. ઉછરંગલાલે સારો પરિશ્રમ લીધેલ છે, છતાં પણ, તેમની આંખે ઝાંખ આવતી હોવાથી પ્રુફ વાંચવામાં કંઇક મુદ્રણ દોષો રહી ગયા હશે જે વાંચકવૃંદ નભાવી લેશે એવી આશા છે.

માંગનાથ સ્ટ્રીટ
જુનાગઢ
તા. ૩૧-૫-૫૨

જશવંતરાય દુલેરાય રાણા
પ્રમુખ-રા. જી. ચ. પ્રકાશન સમિતિ.

ॐ

# " અર્પણ—પત્રિકા "

જે અનેક હિંદુ—મુસલમાન ગુણજ્ઞ રાજકર્તાઓએ તેમજ
રાજવંશીઓએ તથા સ્વદેશીય અને પરદેશીય લોકમાન્ય નરશ્રેષ્ઠોએ અને ઈતર
ગુણપૂજકોએ સદ્ભાવ, સન્માન તથા સાહાય્યથી

આ મંત્રીશ્વર

# રાયજી સાહેબ

ઉર્ફે

## પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની

અનન્ય રાજ્યભક્તિ, રાજ્યસેવા તથા ચારિત્રસંપત્તિથી
પ્રસન્ન રહીને
તેમના રાજદ્વારીય પતનકાળના સંકટગ્રસ્ત ઉત્તરજીવનને
પૂર્વવત્ સંસ્મરણીય શોભાયુક્ત
રાખી બતાવેલ છે
તેમને, તેઓ સર્વના તેવા પુણ્યકર્મોના
ચિરસ્મરણાર્થ
આ કીર્તિકથા સાનંદ અર્પણ કરતાં કૃતકૃત્ય થાય છે.

લેખક

જ. પુ. જોષીપુરા

# અનુક્રમણિકા

—×—

# उत्तरार्ध

---

પરિશિષ્ટ (૧)

સ્વ રાયજી સાહેબ જીવન ચરિત્ર પ્રકાશન ફંડમાં નાણા ભરનારની નામાવલિ.

૧ સ્વ. રા. સા. માણેકલાલ ર. ઘોડા ... રૂ. ૧૦૧

૨ શ્રીયુત્ માધવજી જીવાભાઈ પઢીયાર બી. એ. ... „ ૨૫

૩ શેઠશ્રી નાનજી કાળીદાસ પોરબંદર... રૂા. ૧૦૦

૪ શ્રી હીમતલાલ નૃસિંહદાસ જોપીપુરા
બી.એ.એલ.એલ.બી.... „ ૨૫

૫ રા. બા. દીલસુખરાય મનસુખરાય નાણાવટી
બી.એ.એલ.એલ.બી.... „ ૨૫

૬ ડૉ. જનકરાય નૌતમલાલ નાણાવટી ... „ ૨૫

૭ શ્રી. ગુણવંતરાય દુર્ગાપ્રસાદ ખારોડ ... „ ૫૦

૮ શ્રી. ચંદ્રશંકર મહાશંકર બુચ ... „ ૪૦

૯ શ્રી. લાલભાઈ લાભશંકર દેસાઈ બી.એ.એલ.એલ,બી. „ ૨૫

૧૦ સ્વ. નૃસિંહપ્રસાદ સુંદરજી ઝાલાના પૂત્રો
હા. મણીલાલ ઝાલા ... ... „ ૭૫

૧૧ શ્રીયુત જીતેન્દ્રપ્રસાદ રામપ્રસાદ બુચ ... „ ૩૦

૧૨ સ્વ. મોતીલાલ ઝવેરચંદ વસાવડા હા. ઉત્તમકુમાર... „ ૨૫

૧૩ ડૉ. વિશ્નુપ્રસાદ નૃસિંહપ્રસાદ વૈશ્નવ ... „ ૬૫૧

૧૪ શ્રીયુત રતીલાલ નૌતમલાલ વસાવડા ... „ ૨૫

૧૫ રા. બ. જશવંતરાય દુલેરાય રાણા
બી.એ.એલ.એલ.બી ... „ ૬૦

૧૬ પ્રોફેસર ચાર્લ્સ. એફ. સલદાના ... „ ૨૫

૧૭ શ્રીયુત ચતવંતપ્રસાદ દુર્ગાપ્રસાદ ખારોડ ... „ ૨૫

૧૮ શ્રીયુત પરબતરાય છગનરાય જોપીપુરા બી.એ. ... „ ૨૫

૧૯ સ્વ. દોલતરાય કૃપાશંકર ઝાલાના પૂત્રો
હા. વિનોદરાય... ,, ૫૧

૨૦ સ્વ. સૂર્યશંકર બજીભાઈ હા. રમણચંદ્ર અને
રસીકચંદ્ર .. ,, ૨૫

૨૧ શ્રી. ચંદ્રશંકર બજીભાઈ વૈદ્ય ... ,, ૨૫

૨૨ શ્રી. સુરતરાય અંબાઈદાસ વસાવડા ... ,, ૨૫

૨૩ શ્રીયુત્ બાપુભાઈ જાદવરાય વૈશ્નવ બી. એ. ... ,, ૨૫

૨૪ ડાૅ હીરાલાલ કેશવલાલ નાણાવટી ... ,, ૧૫૧

૨૫ શ્રીયુત્ કુન્દનલાલ મણીલાલ નાણાવટી ... ,, ૫૧

૨૬ ,, પ્રીતમલાલ નૃસિંહલાલ કચ્છી ... ,, ૨૫

૨૭ ,, પન્નાલાલ ઝા. અલીગઢ ... ,, ૫૦

૨૮ ,, દેવીપ્રસાદ દુર્ગાશંકર દેસાઈ
બી. એ. એલ. એલ. બી. (વસાવડ) .. ,, ૨૫

૨૯ ,, નીતિરાય ગોવીંદરાય ખારોડ
બી એ. એલ. એલ. બી. ,, ... ,, ૩૫

૩૦ ,, સુખવંતરાય નૃસિંહપ્રસાદ નાણાવટી ... ,, ૨૫

૩૧ ,, ઝવેરીલાલ કરસનલાલ ઓઝા ... ,, ૨૫

૩૨ રા. અ. ડા. નૃસિંહરાય બાપુભાઈ મજમુદાર ... ,, ૨૫

૩૩ શ્રીયુત્ ઉછરંગલાલ સાકરલાલ બુચ બી. એ. ... ,, ૫૦

૩૪ ,, લક્ષ્મીરાય મોતીલાલ ઘોડા ... ,, ૨૫

૩૫ ,, મોતીલાલ હેમતલાલ અવાશીયા
બી. એ. એલ. એલ. બી. ... ,, ૩૧

| | | |
|---|---|---|
| ૩૬ | કાન્તિલાલ છોટાલાલ અવાશીયા બી. કોમ. ... | ,, ૩૦ |
| ૩૭ | શ્રીમાન્ સર પુરૂષોત્તમદાસ ઠાકરદાસ મુંબઈ ... | ,, ૨૫ |
| ૩૮ | શ્રીયુત્ રાજેન્દ્રલાલ રૂકજી રાણા બી. એ. એલ. એલ. બી. ... | ,, ૬૦ |
| ૩૯ | ,, અંબરીશલાલ ઈન્દુલાલ હઝરત અમદાવાદ... | ,, ૨૫ |
| ૪૦ | ગં. સ્વ. જયાલક્ષ્મી કૃષ્ણલાલ ધ્રુવ ,, ... | ,, ૨૫ |
| ૪૧ | શ્રીયુત્ ઇન્દુરાય મણીરાય જોપીપુરા બી. એ. એલ. એલ. બી. ... | ,, ૨૫ |
| ૪૨ | શેઠ શાંન્તિકુમાર નરોત્તમ મોરારજી મુંબઈ ... | ,, ૨૫ |
| ૪૩ | શેઠ પ્રભુદાસ કરસનદાસ બળીઆ ... | ,, ૩૦ |
| ૪૪ | શેઠ રૂગનાથ માધવજી રાજા ... | ,, ૩૦ |
| ૪૫ | શ્રીયુત્ કરણલાલ ચંદુલાલ વૈદ્ય ... | ,, ૨૫ |
| ૪૬ | શ્રીયુત્ જયાપ્રસાદ જાદવરાય વૈશ્નવ ... | ,, ૨૫ |
| ૪૭ | ,, તનસુખરાય જયાપ્રસાદ વૈશ્નવ ... | ,, ૨૫ |
| ૪૮ | ,, ભીખુમીયાં મુસ્તફામીયાં ... | ,, ૨૫ |
| ૪૯ | પીરજાદા સૈયદમહમદ બડામીયાં ... | ,, ૨૫ |
| ૫૦ | શ્રીયુત્ કાન્તિલાલ કેશવરાય નાણાવટી એમ. એ. ... | ,, ૨૫ |
| ૫૧ | સ્વ. મણીલાલ મોહનલાલ ઝાલા એમ. એ. એલ. એલ. બી.... | ,, ૨૫ |
| ૫૨ | સ્વ. ગોપાળજી કલ્યાણજી દેલવાડાકરના ટ્રસ્ટીઓ તરફથી ... | ,, ૧૦૧ |
| ૫૩ | શ્રીયુત નવસુખલાલ લજ્જતશંકર વૈશ્નવ ... | ,, ૨૫ |

| | | | |
|---|---|---|---|
| ૫૪ | ગં. સ્વ. વ્યંકટલક્ષ્મી ચુનીલાલ ઝાલા | ... ,, | ૩૦ |
| ૫૫ | શ્રીયુત જયાપ્રસાદ પુરૂષોત્તમરાય ઝાલા | ... ,, | ૭૫ |
| ૫૬ | ,, અનકુળરાય તથા મહેન્દ્રરાય પ્રતાપરાય કીકાણી | ... ,, | ૨૫ |
| ૫૭ | કેપ્ટન પ્રેમરાય ત્ર્યંબકરાય મજમુદાર | ... ,, | ૫૧ |
| ૫૮ | શ્રીયુત ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ. એ. પી. એચ. ડી. | ... ,, | ૨૦ |
| ૫૯ | ,, ચુનીલાલ કલ્યાણરાય મારૂ બી. એ. એમ. એલ. બી. પોરબંદર | ... ,, | ૨૫ |
| ૬૦ | રા. બ. ત્રીભુવનરાય દુલેરાય રાણા બી એ. એલ. એલ. બી. | ... ,, | ૬૦ |
| ૬૧ | શ્રીયુત્ ઝવેરીલાલ પુરૂષોત્તમરાય ઝાલા | ... ,, | ૭૫ |
| ૬૨ | ગં. સ્વ. બ્હેન હીરાલક્ષ્મી શાપુરી (બનારસ) | .... ,, | ૨૦૦ |
| ૬૩ | સ્વ. પુંજાભાઇ જાદવરાય વસાવડાના વારસો તરફથી | .... ,, | ૨૫ |
| ૬૪ | શ્રીયુત્ મુગટલાલ નૃસિંહલાલ જશ્થળ બી. ઈ. | .... ,, | ૨૫ |
| | | | રૂ. ૨૭૧૩ |





સ્વ. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા ઉર્ફે રાયજી સાહેબ

શ્રી

મંત્રીશ્વર

# "રાયજીસાહેબ"

## પૂર્વાર્ધ



આમુખ

જ્યહાં સિંહણુ નિજ સંતાન ધવરાવે જાળે,
જ્યહાં સાગર ઉછળે નીર મોતીની પાળે,
જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા,

એ આપણો સૌરાષ્ટ્ર.......... ........ કવિ નાનાલાલ



"સૂર્ય સ્વત મહોટોજ છે. તે ઉગે છે મહોટો અને આથમે છેય મહોટો. તથાપિ તેની પ્રભાથી અંજાઇ ગયલ ચક્ષુવાળા પૃથ્વી વાસીઓને તે સૂર્ય તેના પોતાના આરોહ-અવરોહ વચ્ચેના કાળમા નાનો ભાસે છે! આમ થાય છે તેમાં સૂર્યનો પોતાનો દોષ નથી, પરંતુ તેને અવલોકતી દૃષ્ટિમાજ દોષ રહેલો હોય છે"

(આ લેખકની "મનનમાળા" માથી)

"ગૂજરાત ખોળે મ્હેં તો મહાબુદ્ધિશાળીઓ ત્રણ દીઠા, ને ત્રણે સોરઠમા દીઠા. એવા અમદાવાદમાં દીઠા નથી, વડોદરે દીઠા નથી, સૂરતમાં દીઠા નથી. સરકાર સરકારને પગલે અનુસરનાર

Mediocres (સામાન્ય બુદ્ધિવાળા) ને નભાવી જાણે છે. કાઠિયાવાડમાં એક તો દીઠા ઠાકોર વાઘ: વાઘ જેવી આંખો ચકોરાંખાતી, સર કર્લોક હિલ એમને Go ahead American of Kathiawad (કાઠીઆવાડનો અગ્રસરતો અમેરીકન) કહેતા. બીજા આપણા જૂનાગઢનાજ દીઠા રાયજી સાહેબ. એ સૂર્યને તો મેં રાજકોટમાં, ને આથમેલો ભાળ્યો. પણ એ આથમેલોયે સોરઠનો સૂર્ય ઝગારા મારતો એટલા આજના તપના તારા ઝગમગતા નથી. ને ત્રીજા જામ રણજિત: દૃષ્ટિનાં કિરણ તો જાણે સાચાં બાણ વરસે, ને હૈયાં સોંસરાં વીંધતાં પરવરે. But Prince Ranjit was always scoring runs, and running: Jam Ranjit is always on his wheels, either motor wheels, or railway-wheels, or steamer-wheels, ઠેરે, જરાક સ્થિર થાય તો એ દૃષ્ટિ જેટલી તલસ્પર્શી દૃષ્ટિ આજે તો કાઠિયાવાડ-ગૂજરાતમાં નથી."

કવિ નાનાલાલના "સોરઠી તવારીખના થર".

(સંગ્રહ વ્યાખ્યાનના માના ૩૪ માંથી ઉદ્ધૃત.)

**મા**નવ જીવનનાં વિવિધ ક્ષેત્રોને પોતપોતાની વિશિષ્ટ પ્રવૃત્તિથી ઉજ્જ્વલ બનાવનાર અનેક મહાનરો અને મહાનારીઓને જન્મ આપતાં રહેવાનું કામ સૌરાષ્ટ્રે આજદિન સુધી ચાલુ રાખેલું છે. અગોચર ગણાતા ભૂતકાળના ઇતિહાસને બાદ રાખી બોલીએ તો, પુરાણપ્રસિદ્ધ પુરુષોત્તમ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રથી માંડીને છેક સર્વસંમત ઇતિહાસકાળના ગણાયલ તથા પોતાના પિતૃદેશ ભરતખંડને વિદેશી તથા વિધર્મી યવનોના ગ્રાહમાંથી મોક્ષ અપાવનાર "સુવિખ્યાત ઋષિકુળમાં જન્મેલ, વિજ્ઞ અને અપ્રતિગ્રાહક બ્રાહ્મણ" વિષ્ણુગુપ્ત કૌટિલ્ય જેવા અર્થશાસ્ત્રજ્ઞ મહામંત્રીથી ઉપદિષ્ટ થયેલા ચક્રવર્તી મહારાજા "નૃ-ચંદ્ર" ચંદ્રગુપ્ત મૌર્યનાં તેમજ તે સમ્રાટના પૌત્ર તથાપિ અહિંસાત્મક જીવનપ્રણાલિના ઉપદેશક-પ્રચારક તરીકે સુકીર્તિત થયલ. મહારાજા અશોકનાં સ્મરણચિહ્નોથી અલંકૃત બની રહેલ, અને તે પછીનાં કાળમાં ઉદ્ભવતા રહેલ સંતસાધુઓ, પ્રાતઃસ્મરણીય ભક્તજનો, સુપ્રતિષ્ઠ સતીઓ તથા સન્નારીઓ, ધીર ધર્મપ્રવર્તકો અને સમરવીરો-એ સર્વનાં યશસ્વી કર્મોથી પુનિત થયલ અને વળી કવિઓ ષડ્ભાષાભિજ્ઞો, ભાટચારણો, ઇતિહાસકારો, તત્ત્વજ્ઞો,

કથાકારો તથા સંગીત વિશારદો, સમાજોદ્ધારકો અને રાજનીતિનિપુણ મહામંત્રીઓ તથા રાજ્યકાર્યકુશળ મહા-અમાત્યો સમુદ્રયાત્રાપ્રિય સાહસિક વેપારીઓ, વૈદ્યરાજો તથા કાળજ્ઞો-એવાં એવાં વિવિધ વર્ણવર્ગનાં નરરત્નોથી સુશોભિત થતો રહેલ એવો જે દેશ તે આપણો આ સૌરાષ્ટ્ર; અને એવા એ સૌરાષ્ટ્રના એક અર્વાચીન નરરત્નની બહુરસાત્મક જીવનકથા એ છે બનેલ આપણો અહીં એક પાઠ્ય વિષય; અને તેને સૂક્ષ્મ બુદ્ધિથી વિવેકપુરઃસર સમજી વિચારીને તેમાંથી નીતરતા બોધનું ગ્રહણ કરી તેને અનુસરવું અને એ વાટે આપણા જીવનને ઉન્નત કરવું એ આપણું પરમ કર્તવ્ય.

જે મહાપુરુષની જીવનકથા અમે આ ગ્રંથમાં આલેખવાને પ્રવૃત્ત થયા છીએ તે મહાપુરુષ એક સિદ્ધ આર્ય ગૃહસ્થ તરીકે "મહાન્" હતા, એક રાજમંત્રી તરીકે મહાન્ હતા, એક કાર્યસિદ્ધિકાર તરીકે મહાન્ હતા, અને સક્ષેપમાં કહીએ તો, એક ધીર વીરને દીપાવે એવા ગુણગ્રામ રૂપે પણ મહાન્ હતા. મનુષ્યની મહત્તા માપવામાં તેમાથી તાત્ત્વિકદૃષ્ટિએ ઉપદેશાતું ઉચ્ચતમ આદર્શ જીવન ઉપકારક તો છેજ; તથાપિ એકંદર માનવ સ્વભાવની દૃષ્ટિએ તે વિરલ વ્યક્તિઓથીજ સાધ્ય થઈ શકે છે. આમ હોઈને આપણે કહી શકીએ કે, આવો તાત્ત્વિક દૃષ્ટિએ ઉચ્ચતમ ગણાય તેવા આદર્શ જીવનનો ઉપદેશક જો માનવ સ્વભાવ તથા માનવ આચારને પોતાની દૃષ્ટિ સમીપ રાખ્યા વિના કેવળ પોતાના સિદ્ધાંતને અનુસરી રહીને પોતાના કર્મક્ષેત્રને મર્યાદિત કરતો નથી, તો તેનું પરિણામ માનવ સમાજને ઉપકારક થવાને બદલે કેટલેક અંશે વ્યવહાર દૃષ્ટિએ અનુપકારક થઇ પડે છે. માનવસમાજના ખરા ઘડવૈયાઓએ, એટલાજ માટે, માનવસમાજના વ્યવહાર જીવનથી અલિપ્ત-અલગ-રહીનેજ ઉપદેશ દેવાનું પૂર્વકાળથી ચાલુ રાખેલું છે. આમ હોઇને કોઇ પણ મહાપુરુષની મહત્તા માપવાના કામે આપણે તેના કર્મક્ષેત્રની સંકુચિતતા કે વિસ્તૃતતાને ઉપકારક ગણી શકીએ નહિ. મહાપુરુષનું કર્મક્ષેત્ર સંકુચિત હોય કે વિસ્તૃત હોય, ગમે તેવું અને તેટલું હોય; પરંતુ જે પુરુષ પોતાના સિદ્ધાંતથી મહાન્ છે, તે મહાન્જ છે. આ ચરિતનિરૂપ્યનું કર્મક્ષેત્ર બાહ્યદૃષ્ટિએ પરિમિત સંકુચિત ગણાય તેવું હતું ખરું; તથાપિ એવા ક્ષેત્રમાં રહીને તેમણે પોતાના આદર્શને સિદ્ધ કરાવવા માટે જે કર્મો કરેલાં તેની અસર પરિમિત પ્રદેશમાંજ થઈ રહેલી એમ નહિજ. એમનામાં જે જન્મસિદ્ધ વિભૂતિ હતી તે એવા પ્રકારની હતી કે તેવી વિભૂતિનું અસ્તિત્વ અને દર્શન

સિંહજી ગણાય રાજ્યશક્તિની મહત્ત્વમૂર્તિ શા એ મનીષીના વિશાળ ભાવની તેજસ્વિતાથી પ્રતીત થઈ આવતી તેમની પ્રતિભા ગમે તેવી પરિસ્થિતિમાં પણ તરી નીસરે એવી વિલક્ષણ કેળવેલી હતી. તેમનું ઓજસ્વી વ્યક્તિત્વ પુરસ્કારને પ્રત્યક્ષ કરનારું હતું. એમના રાજદ્વારીય પતન પછી પચીસ વર્ષે પણ સ્વ. કવિ નાનાલાલ જેવા સ્વતંત્ર વિચારકે આ ચરિત નિરૂપણરૂપી સૌરાષ્ટ્રના આથમેલા સૂર્યને ઝગારા મારતો જોયો એ હકીકત જ અમારા આ કથનને પુષ્ટિ આપશે જ. જે રાજ્યની સેવા તેઓ કરી રહ્યા હતા તે રાજ્યના કલ્યાણ ખાતર, તે રાજ્યના ગૌરવ રાજત્વ ખાતર તથા તે રાજ્યની પ્રજાના હિત ખાતર ગમે તેવું જોખમ ઉઠાવવાનું હોય તો તે ઉઠાવવાને તેમની ઉત્કંઠા અતુલ મોટી હતી. સ્વ-અંકિત રાજ્ય તરફથી કે પરરાજ્ય તરફથી પોતાને અર્પિત થાય એવા પ્રલોભક પદવીનાં મંડનોથી તેમની કુળક્રમાગત રાજનીતિ અને રાજ્યભક્તિ પોતાનો નિશ્ચિત માર્ગ ન ચૂકતાં ઊર્ધ્વગતિ કરનારી હતી. સ્વમાનપાલનાર્થે નિર્ધનતાનો નિર્વાહ તેઓ કરી રહ્યા હતા. છતાં તેમનાથી શિષ્ટાચારભંગ થતો ન હતો. પ્રતિપક્ષ સાથે વાદવિવાદ કરવામાં તેઓ એટલા તો નિપુણ હતા કે તેમની સચોટ તથા પ્રયોજનાનુરૂપ વાણી સામાની જીભ બંધ કરી દેતી હતી. "सत्यमेव जयते" એ નિત્યસિદ્ધ સૂત્રમાં તેમની શ્રદ્ધા અચળ હતી, અને તેથી જ તેમણે રાજ્યાધિકાર-નિયુક્ત થયા પછી પણ પોતાને રાજ્ય તરફથી કરાતી ન્હેવ મહાહાનિથી હતાશ કે ક્રુદ્ધ ન થતા શુદ્ધ ન્યાયરૂપી યજમાનની તુષ્ટિ અર્થે એક હોતા રૂપ બનીને પોતાના અધિક સુખોપભોગ અને સ્વાર્થનું બલિદાન કરવામાં પોતાના મનને લેશ પણ સંકુચિત કરતું નહિ. સ્વમાનભંગ થાય તો તે સહી લઈને પણ સધન લોભાતી ક્ષુદ્ર ભાવનાને વશ થવાનું પસંદ ન કરતાં તેમણે સ્વમાનપાત્ર બની રહીને નિર્ધનતાને વધાવી લીધી. આવા આ કથાના વિષયભૂત રાયજીને આપણે વળી 'રાયરત્ન' ઉપનામથી અલંકૃત કરીએ તો તે પણ ખોટું ગણાશે નહિ. અલબત્ત તેઓ રાજા ન હતા, અને તેથી તેમને એક આક્રમણકારે બનીને રણભૂમિમાં મળતા વિજયો મેળવવાના ન પણ હતા, અને યદ્યપિ તેવા વિજયો મેળવવા જેટલી યુદ્ધોચિત શક્તિ તેઓ ધરાવતા હતા એવું આપણને દેખાતું હોય તો પણ આપણને નિર્વીર્ય કરતા રહેના ક્ષયરોગ જેવા બ્રિટિશ સર્વોપરિતાવાળા શાંતિકાળમાં તેમનાથી તેવા પાર્થિવ વિજયો મેળવી શકાય એમ પણ ન હતું. એ છતાં એમણે એક કરતાં અધિક સંખ્યામાં રાજનીતિ યુદ્ધો લડીલડીને ગુજરાત-કાઠિયાવાડના તેમજ

આ ઈલાકા બહારના અનેક નાના મ્હોટા રાજામહારાજાઓનાં ચિત્તરાજ્યોને જિતી લીધેલાં હતાં, અને તેના પરિણામમાં તેઓ પોતે, એક વિપુલ રાજમંડળથી પૂજિત એવા એક યોગભ્રષ્ટ અને તપસ્વી રાજયોગી તથાપિ રાજ્યવિયોગી જેવા બની રહેલા હતા. જૂનાગઢ રાજ્યમાંથી તેઓ પોતે ખસ્યા તે પછીના તેમના દેહાન્ત સુધીના સંસ્મરણીય ઉત્તરજીવનમાં તેમને અનેક રાજામહારાજાઓ તરફથી મળતાં રહેલ પૂજનવેતનો (Honorariums) અમાગ આ પ્રકારના કથનને પુષ્ટિ આપે તેમ છે જ. તેમનામાં બ્રહ્મવર્ચસ્ તથા ક્ષાત્રવર્ચસ્ કે જેમાં નાગરોની યથાર્થ નાગરિકતા સમાવિષ્ટ થઇ રહેલી છે તેનું અદ્ભુત મિશ્રણ થયલું હતું. તેમની તેજોમય મુખાકૃતિમાં સમયોચિત ગંભીરતા અને પ્રસન્નતાનો સુમેળ હતા. તેમની વાણીમાં મીઠાશ ભરી ઇશિતા હતી અને તે સાથે તેમાં અર્થબોધકત્તાનો સંભાર પણ હતો. તેમનામાં પ્રસંગોચિત પ્રૌઢતા હતી તો તે સાથે તેમના સ્મિતપ્રફુલિત વદન ઉપરથી તેમની સ્વભાવસિદ્ધ વિનોદશીલતા પ્રત્યક્ષ થઇ આવતી હતી. તેમનાં દીર્ઘ અને પૂર્ણવિકસિત નેત્રોમાંથી નિરંતર ઝબકારા મારી રહેતો તેજ:પ્રવાહ, તેમના સંપર્કમાં આવનારની આંખોને આંજી નાંખી તેમના ચિત્તપટ ઉપર પોતાની પ્રભુતા સ્થાપી દેતો હતો. તેમની યુવાવસ્થામાં તેમના વિષે વૃદ્ધોચિત પકવતા હતી, અને તેમની વૃદ્ધાવસ્થામાં યૌવનોચિત ઉત્સાહનો વાસ હતો. જન્મસિદ્ધ તથા સત્સંગજાનત તત્ત્વજ્ઞાનને રંગે તેઓ રંગાયલા હતા. ગુજરાત-કાઠિયાવાડના તથા તે બહારના અનેક પ્રદેશોમાંના અનેક અને વિવિધ વર્ણધર્મ તથા કોટીના મહાજનોથી રચાયલ પોતાના અનિવિસ્તૃત મિત્રમંડળમાં તેમનું સ્થાન ઉચ્ચ કોટીનું ગણાતું હોવાને કારણે તેઓ, તેમની પોતાની ઉપર આવી પડેલ આફતને પ્રસંગે તેના મહામિત્રોથી અનેક પ્રકારે સેવાતા પણ રહેલા. પોતાની જન્મભૂમિના સ્વજ્ઞાતિ જનોથી જેટલા પ્રમાણમાં તેઓ સન્માનયલા હશે તેના કરતાં અધિક પ્રમાણમાં તેઓ પરદેશીય સ્વજ્ઞાતિજનોથી તેમજ પરજાતિ જ્ઞાતિના જનોથી સન્માનાતા રહેલા; અને એ એકજ હકીકત એમની લોકપ્રિયતા તથા એહતાનું એક અવિવાદ્ય સુપ્રમાણ જ ગણાશે. એક એક જણ એક એક રાજ્યનો કારભાર પોતાને માથે ઉપાડી શકે એવા અનેક પુરુષોથી રચાતા રખાના અમાત્યમંડળરૂપી ગ્રહમંડળમાં સૂર્યનું સ્થાન એમનું પોતાનું હતું. તેમનારૂપી કેન્દ્રમાં રહેલ અસાધારણ આકર્ષણ શક્તિને લીધે પરસ્પર વિરુદ્ધ મતિગતિવાળા જેવા અને મતમતાંતર ધરાવનારા સજાતીય તેમજ વિજાતીય રાજ્યાધિકારીઓ પણ રાજ્યકાર્ય પરત્વે વિસંવાદિ મટી

જાઇને, એઓશ્રીની મધ્યસ્થ પ્રભાવશીલતાને યોગે, અંતે એકતાલ-સમસંવાદી બની જતા હતા. રાજહિતની રક્ષાની સાથે સાથે-પ્રજાકલ્યાણની સાધના-એ તેમનો જીવનમંત્ર હતો. અનિંદ્ય-નિષ્કલંક-રાજ્યભક્તિ-એ તેમની ઉપાસ્ય કુળદેવી હતી; રાજ્યના ગૌરવમાં કે રાજાની પ્રતિષ્ઠામાં લેશ પણ ક્ષતિ થવા પામે નહિ એ તેમની રાજનીતિ તથા રાજનીતિ-કલાનું પરમ લક્ષ્ય હતું. ભાવિના ઉદરમાં બંધાઈને વૃદ્ધિ પામતા જતા લોકરુચિને અનુકૂળ રાજ્યપ્રબંધરૂપી ગર્ભનું તેમને પોતાના પણ હિંદી રાષ્ટ્રીય મહાસભાવાળા મિત્રોના સંસર્ગથી જે પૂર્વજ્ઞાન થયેલું તેને પરિણામે તેમણે અપરિમિત નૃપાધિકારને પરિમિત મર્યાદાવાળું-રૂપ આપી તેને ચિરંજીવી તથા સ્થિર કરવાને માટે આગ્રહ પણ રાખેલો. સાર્વભૌમ અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાની રહસ્યપૂર્ણ તેમજ આક્રમક નિઃસ્પર્ધકતાને પહોંચી વળવા માટે તેમણે "સોરઠ સરકાર"ના રાજ્યના શાસનાર્થે મંત્રિમંડળરૂપી જે એક અભેદ્ય દુર્ગની રચના કરેલી તે તેમની નૈસર્ગિક તથા ક્રિયાત્મક નયવિશારદતાનું તથા વિધાયકતાનું પ્રમાણુજ હતું. તેમણે પોતે કલ્પી કાઢેલ શાસનતંત્રરૂપી વ્યૂહ, સમયદૃષ્ટિએ અપૂર્વ કોટીનો હોઇ ઇતર દેશી રાજ્યોના શાસનતંત્રોમાં જૂદીજ ભાત પાડનારો હતો. એક-કરતા વધારે વાર તેમને 'મુખ્ય દીવાન'નું પદ અયાચિત કે અનિચ્છિતવિધિએ પ્રાપ્ત થતું હતું તે છતાં રાજકલ્યાણ એટલે કે રાજપ્રજાનું કલ્યાણ બને તેટલા અધિક પ્રમાણમાં અને બને તેટલા દીર્ઘકાળ પર્યન્ત કરી શકવાનો યોગ ચાલુ રહે એવા પારમાર્થિક હેતુથી તેમણે, દુર્બલ મનુષ્યને વરી રહેતી સ્વાભિમાનપોષક વૃત્તિને દબાવી રાખી તેના પ્રલોભક શ્રેષ્ઠ પદનો અસ્વીકાર કરવામાંજ પોતાની મોહમુક્તતા, નિર્લોભતા તથા કેવળ શુદ્ધ રાજ્યભક્તિની સિદ્ધિ જોયેલી હતી, અને એજ હકીકત એમની, અર્વાચીન દૃષ્ટિએ પણ ઉત્કૃષ્ટ અને ઉપકારક ગણાય તેવી વીરોચિત નયજ્ઞતાની પરાકાષ્ઠા હતી. અંગ્રેજ સરકારની સર્વોપરિતાની સ્થાપના થયા પછીના કાઠીયાવાડના વાતાવરણમાં-અંગ્રેજ સરકારના રાજદ્વારીય અમલદારો તરફથી કરાતા રહેલા સૂત્રસંચારને પરિણામે પ્રતિદિન થતા રહેલા રૂપાંતરકાળમાં-'ચાર દિવસની ચાંદની' જેવી ગણાય તેવી તથા ઘણે ભાગે અંગ્રેજ સરકારની કૃપા કે દયાને આશ્રયે ટકી રહેતી દીવાનગીરીથી નિઃસાર અને કેવળ અહંતાપોષક શોભાથી મળતી ઐહિક મહત્તાને તુચ્છ માની, કેવળ રાજ્યકલ્યાણ સાધી શકાય એટલા માટે મોહાંધ લોકદૃષ્ટિએ ગૌણ કોટીનું ગણાય તેવું "નાયબદીવાન"નું પદ સ્વેચ્છાએ ધારી રહેવામાંજ તેમણે પોતાથી કરાતી રહેલી સેવાની સિદ્ધિ માનેલી, અને

એવી એમની શાસનકલાનું મૂલ્ય, તેમના રાજ્યમેવામોક્ષ પછીના કાળમાં, સૂક્ષ્મબુદ્ધિશાળી રાજનીતિજ્ઞોથી અંકાતું રહેલું પણ હતું. જે તેઓ મુખ્ય દીવાન બને તો તેમને રાજ્યમાંથી ખસવા કે ખસેડવાનો યોગ વહેલો આવે એવા કોઇ હેતુથી એમના મિત્ર હોવાનો દાવો રાખના બ્રિટિશ રાજદ્વારીય અમલદારો તેમને મુખ્ય દીવાન થવાની સલાહ આપતા, તોપણ તેમણે તેમની સલાહનો મર્મ સમજીને તેની ઉપેક્ષા કરી તેવા બ્રિટિશ અધિકારીઓને તેમના પ્રયત્નોમાં નિષ્ફળ કરેલા. અર્થાત્, ગૂજરાત-કાઠિયાવાડમાં એક પ્રખર તત્ત્વજ્ઞ તથા અનેક રાજ્યોના મંત્રી-દૂત કે પુરોહિત-તરીકે ચિરકાલ પર્યન્ત સુકીર્તિત થઈ રહેલ સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા "વિચારસાગર" સ્વરચિત "સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા તથા વેદાન્ત "સંજ્ઞિત ગ્રંથમાં પ્રસંગવશાત્ સ્વાનુભવથી લખે છે તે પ્રમાણે, આ જીવનકથાના વિષયભૂત ગવજી સાહેબ ઉર્ફે પુરુષોત્તમરાય ઝાલા "પોતાની કુલીનતા, બુદ્ધિમત્તા, શૂરતા, ઉદારતા, રાજભક્તિ, પ્રકૃતિપ્રજારંજનતા, દેશકાલાધિકારોચિતજ્ઞતા, પ્રતિભાનવત્તા, આદિ ગુણોથી, સંક્ષેપમાં રાજનીતિશાસ્ત્રથી તથા શસ્ત્રથી-બુદ્ધિબળથી અને અંગબળથી-બહુ પ્રકારે સુરાષ્ટ્ર રાજ્યને ઉપયોગી થઇ લૌકિક અને ચાતુર્યવાન્ વ્યવહારે પ્રજાનાં રંજનાદિમાં સમર્થ થયા છે."* વળી 'મુંબઇ ઇલાકાના પ્રતિનિધિ-પુરુષો" નામક ઈ. સ. ૧૮૯૭માં પ્રકટ કરાયલ અગ્રેજી સચિત્ર ગ્રંથમાં **જોહ્ન હાઉટન** નામના લેખકે પણ આપણા આ ચરિતનિરૂપ્યને આ પ્રમાણે આલેખેલા છે;-"××××પરંતુ તેમણે પોતાની રાજદ્વારીય જીવનયાત્રા કરવામાં જે ફતેહ મેળવેલી છે તે **એટલી તો ઉજ્જવલ અને અપૂર્વ કોટીની** છે કે, તેમના શુભેચ્છકોએ તેમના ભાવિ જીવનના સબંધમાં જે ઉચ્ચમાં ઉચ્ચ ગણાય તેની આશાઓ બાંધેલી તેમને પણ તે બહુ પ્રમાણમાં ટપી ગયેલી છે; તેમનામાં જે રાજકીય પ્રજ્ઞા છે તે સાથે ઊંચા પ્રકારની નૈતિક હિમ્મત, તિતિક્ષા, નિર્ભયતા, ચારિત્ર્યશુદ્ધિ, સ્વાભાવિક મહાશયતા તેમજ ઉદારતાઃ એ સર્વે એવાં તો ભળેલાં છે કે તેને પરિણામે તેઓ તેમને પોતાને ઓળખનારાઓને પ્રિય થઇ પડે છે; એટલુંજ નહિ, પરંતુ તે બધાં તેમની પ્રખ્યાત જીવનયાત્રાને અવશ્યમેવ અધિક તેજોમય બનાવી પણ દે છે. ×××૧" (જુઓ પાછળ)

પૂર્વોક્ત હકીકતને કદાચિત્ કોઈ વિવેચક બાહ્યદૃષ્ટિએ કરાયલ એક

* "સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા તથા વેદાન્ત"-દ્વિતિયાવૃત્તિ, પૃ. ૩૭૨

એવી એમની શાસનકલાનું મૂલ્ય, તેમના રાજ્યસેવામોક્ષ પછીના કાળમાં, સૂક્ષ્મબુદ્ધિશાળી રાજનીતિજ્ઞોથી અંકાતું રહેલું પણ હતું. જો તેઓ મુખ્ય દીવાન બને તો તેમને રાજ્યમાંથી ખસવા કે ખસેડવાનો યોગ વહેલો આવે એવા કોઇ હેતુથી એમના મિત્ર હોવાનો દાવો રાખતા બ્રિટિશ રાજદ્વારીય અમલદારો તેમને મુખ્ય દીવાન થવાની સલાહ આપતા, તોપણ તેમણે તેમની સલાહનો મર્મ સમજીને તેની ઉપેક્ષા કરી તેવા બ્રિટિશ અધિકારીઓને તેમના પ્રયત્નોમાં નિષ્ફળ કરેલા. અર્થાત્, ગૂજરાત-કાઠિયાવાડમાં એક પ્રખર તત્ત્વજ્ઞ તથા અનેક રાજ્યોના મંત્રી-દૂત કે પુરોહિત-તરીકે ચિરકાલ પર્યન્ત સુકીર્તિત થઈ રહેલ સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા "વિચારસાગર" સ્વરચિત "સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા તથા વેદાન્ત "સંજ્ઞિત ગ્રંથમાં પ્રસંગવશાત્ સ્વાનુભવથી લખે છે તે પ્રમાણે, આ જીવનકથાના વિષયભૂત રાયજી સાહેબ ઉર્ફે પુરૂષોત્તમરાય ઝાલા "પોતાની કુલીનતા, બુદ્ધિમત્તા, શૂરતા, ઉદારતા, રાજભક્તિ, પ્રકૃતિપ્રજારંજનતા, દેશકાલાધિકારોચિતજ્ઞતા, પ્રતિભાનવત્તા, આદિ ગુણોથી, સંક્ષેપમાં રાજનીતિશાસ્ત્રથી તથા શસ્ત્રથી-બુદ્ધિબળથી અને અંગ-બળથી-બહુ પ્રકારે સુરાષ્ટ્ર રાજ્યને ઉપયોગી થઇ લૌકિક અને ચાતુર્યવાન્ વ્યવહારે પ્રજાનાં રંજનાદિમાં સમર્થ થયા છે."* વળી "મુંબાઇ ઇલાકાના પ્રતિનિધિ-પુરુષો" નામક ઈ. સ. ૧૮૯૭માં પ્રકટ કરાયલ અંગ્રેજી સચિત્ર ગ્રંથમાં **જોહ્‌ન હાઉટન** નામના લેખકે પણ આપણા આ ચરિતનિરૂપ્યને આ પ્રમાણે આલેખેલા છે;-"××××પરંતુ તેમણે પોતાની રાજદ્વારીય જીવનયાત્રા કરવામાં જે ફતેહ મેળવેલી છે તે **એટલી તો ઉજ્જવલ અને અપૂર્વ કોટીની** છે કે, 'તેમના શુભેચ્છકોએ તેમના ભાવિ જીવનના સબંધમાં જે ઉચ્ચમાં ઉચ્ચ ગણાય તેવી આશાઓ બાંધેલી તેમને પણ તે બહુ પ્રમાણમાં ટપી ગયલી છે; તેમનામાં જે રાજકીય પ્રજ્ઞા છે તે સાથે ઉંચા પ્રકારની નૈતિક હિમ્મત, તિતિક્ષા, નિર્ભયતા, ચારિત્ર્યશુદ્ધિ, સ્વાભાવિક મહાશયતા તેમજ ઉદારતાઃ એ સર્વે એવાં તો ભળેલાં છે કે તેને પરિણામે 'તેઓ' તેમને પોતાને ઓળખનારાઓને પ્રિય થઇ પડે છે, એટલુંજ નહિ, પરંતુ તે બધાં તેમની પ્રખ્યાત જીવનયાત્રાને અવશ્યમેવ અધિક તેજોમય બનાવી પણ દે છે. ×××૧" (જુઓ પાછળ)

પૂર્વોક્ત હકીકતને કદાચિત્ કોઈ વિવેચક બાહ્યદષ્ટિએ કરાયલ એક

* "સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા તથા વેદાન્ત"-દ્વિતિયાવૃત્તિ, પૃ. ૩૭૧.

આલેખન બરાબર ગણો, તો અમે અત્ર આપણા આ ચરિત નિરૂપના આતર ગૃહસ્થ-જીવનની તેમજ રાજ્યકાર્ય અંગે ગાળાયેલા જીવનની લગભગ નિરંતર નિરીક્ષા કરનાર રા. સાક્ષર મગનલાલ હરિલાલ પંડ્યાએ જે શબ્દોમા પુરુષોત્તમરાયજીનું વર્ણન "શ્રી ગુજરાતી" સાપ્તાહિક પત્રમા કર્યુ છે તે શબ્દો અત્રે ઉતારીશુ. આ ગુર્જર સાક્ષર લખે છે તે પ્રમાણે આ કથાનાયક સ્વભાવથી 'માયાળુ, નમ્ર, ઉદાર, સુજ્ઞ, કુટુમ્બપ્રેમના આતિથ્ય ભાવવાળા મદદ કરનારા"[૧] હતા, અને અમે તેમા ઉમેરીને કહીએ છીએ કે, તેઓ નિરાધારની દાઝ જાણનારા, મળતાવડા સમાગમપ્રિય પ્રકૃતિના અને નિડર પણ હતા. આમ હોઈને હવે આપણે પૂર્વકથિત સદ્ગુણોથી વિભૂષિત બનેલ આપણા આવા આ સર્વસામાન્ય મહા ગજપુરુષની જીવનકથાઓની સમીક્ષા કરી તેમાથી ઉપલબ્ધ થતા બોધામૃતનુ પાન કરી લેવું. કારણ કે પ્રત્યક્ષ કે પરોક્ષ માર્ગે થતો મહાજનોનો સંસર્ગ ઉન્નતિકારક નીવડ્યા વિના રહેતો નથી. તથાપિ તે પ્રમાણે આપણે કરીએ તે પહેલા આપણે જૂનાગઢના રાજકર્તા બાબી મુસલમાન નવાબોના તેમજ આપણી આ કથાના નાયકના પૂર્વજોના ઇતિહાસની થોડીક પણ ઉપકારક સમાલોચના આપણે અત્ર કરી લેવી પડશે. અને તેમ કરવું એ વિષય દૃષ્ટિએ અનુચિત કે અસ્થાને પણ નહિ ગણાય.

---

૧ '×××But the success which he has achieved in his political career is so brilliant and unprecedented that it far surpasses the highest anticipations formed by his well-wishers. He combines political sagacity with high moral courage, patience, fortitude, simplicity of character, nobleness of disposition, generosity which not only endear him to all who know him, but necessarily add an additional lustre to his distinguished career×××' Representative Men of the Bombay Presidency Page 122)

# પ્રકરણ ૧

---

## વાવી રાજકુળ અને ઝાલા નાગર કુળ.

---

સૌરાષ્ટ્ર દેશ અતિ પ્રાચીન કાળથી પ્રખ્યાતી ધરાવતો રહેલ છે, અને પ્રસંગે પ્રસંગે તેણે આપણા હિંદુસ્તાનના લોકજીવનને ઘડવાનું તથા નવતા આપવાનું કામ અદ્યાપિ ચાલુ રાખેલું પણ છે. પંદરમાં સૈકા સુધી આ દેશ ઉપર ક્ષત્રિય હિંદુ રાજાઓનો અમલ હતો. ભક્ત શિરોમણિ નાગર નરસિંહ મહેતા જેવા "વૈષ્ણવ જન" ને, કારણ વિના ભયત્રસ્ત કરનાર હિંદુધર્મી રાય માંડલિકને હરાવી મહમદ બેગડાએ જૂનાગઢ રાજ્યને પોતાના મુસલમાની અમલ નીચે આણી મૂક્યું તે તારીખથી એ સંસ્થાન મુસલમાન રાજકર્તાઓના હસ્તક રહેતું આવેલું હતું. નવમા નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજાના એક પૂર્વજ બહાદુરખાન બાબી અફઘાનીસ્તાનમાંથી હિંદુસ્તાનમાં આવીને મોગલ શેહેનશાહ શાહજહાનના (ઇ. સ. ૧૬૩૦-૫૪) રાજકાલમાં માન અધિકારવાળું પદ મેળવી શકેલા હતા. મોગલ શાહજાદા મુરાદબક્ષ જ્યારે ગૂજરાતના ઉપરાજ તરીકે નિયોજાયલ ત્યારે આ બહાદુરખાન બાબીએ પોતાના પુત્ર શેરખાનને તે શાહજાદા સાથે ગુજરાતમાં મોકલેલા હતા. આ શેરખાનને ચાર પુત્રો હતા તેમાંથી ત્રીજા પુત્ર જાફરખાનને 'સફદરખાન' નો ખેતાબ મળેલો હતો. અને તેથી કરીને ઇતિહાસમાં એ સફદરખાન સંજ્ઞાથી ઓળખાયલ પણ છે. આ સફદરખાન ઈ. સ. ૧૮૨૫ માં મરણ પામતાં ઈ. સ. ૧૭૨૮-૨૯ માં તેના પુત્ર સલાબત મહમદખાનને જૂનાગઢનો ફોજદાર નીમવામાં આવેલ. પરંતુ એમણે પોતે જૂનાગઢ ન જતાં વિરમગામમાં રહેવાનું ચાલુ રાખી પોતાના સમર્થ અને બહાદુર પુત્ર શેરખાનને જૂનાગઢ મોકલી આપેલ. ઇ. સ. ૧૭૩૦ માં સલાબત મહમદખાન મરણાધીન થતાં શેરખાન જૂનાગઢમાં

પોતાનો અધિકાર જમાવી રાખી ગયા નહિ, અને તેના પરિણામમા તેમને ગુજરાતમા વસીને અનેક પ્રકારની લીલી સૂકી અનુભવવાનો વારો આવી પો હતો અંતે તેમનુ ચિત્ત જૂનાગઢ તરફ પાછુ વળતા તેમણે ત્યા જઇને નાયબ દૌલતઅલીની પ્રભુતાને તોડી પાડી ઇ સ ૧૭૪૮ મા તમામ અધિકાર પોતાના હાથમા લઇ લીધતો અને બહાદૂરખાનજી, પહેલા' એવુ નામ ધારણ કરીને જૂનાગઢમા બાબી રાજ્યકુળનો અમલ હમેશને માટે સ્થાપી દીધો પણ હતો આ નવાબ સાહેબ શેરખાનજી ઉર્ફે બહાદુરખાનજી એક સાહસિક વીર્યવાન્ અને બુદ્ધિશાળી નર હતા, અને તેમણે પોતાની સાથે વાડાસીનોર માથી આણેલ અમદાવાદના વડનગરા નાગર બ્રાહ્મણ દલપતિ રામને પોતાના દીવાનને પદે સ્થાપીને તેમની વફાદારીભરી મદદ થી પોતાના રાજ્યતને સોરઠની સાળ ભૂમિમા દઢમૂળ કરી દીધેલુ પણ ખરૂ આ દલપતિરામ સાથેજ તથાપિ ઉપકાર્યભારી (નાયબ દીવાન) રૂપે બીજા એક નાગર બ્રાહ્મણ ગૃહસ્થ નામે જગનાથ ઝાલા પણ જૂનાગઢમા આવેલા અને એમણે પણ સ્વપરાક્રમથી દલપતિરામના પડખામા રહીને બાબી રાજ્યકુળનો અમલ સોરઠમા જમાવવાના તથા વિસ્તારવાના કામમા આગળ પડતો ભાગ લીધેલો હતો જૂનાગઢ રાજ્યના ઇતિહાસની દૃષ્ટિએ આ જગનાથ ઝાલા, આપણી આ કથાના નાયક પુરુષોત્તમરાયજીના જૂનાગઢ નિવાસી બનેલ મૂળ પુરુષ ગણાય એને એમને લગતી થોડીક હકીકત જાણી લેવી એ ઝાલાકુળની ઐતિહાસિક મહત્તા બતાવવાના કામમા આપણને ઉપકારક થઇ પડશે બાબી મુસલમાન રાજ વંશની સ્થાપના સોરઠમા કરી આપીને તેનો બને ત્યા સુધી અવિચ્છિન્ન તથા સગૌરવ નિર્વાહ થઈ રહે તેના પ્રયાસ કરવામા આ જગનાથજી ઝાલાએ, તેમના સહોદર ભાઈ રૂદ્રજી ઝાલાએ તથા તેમના પછી તમના આ સ્થાવીર સુધીના ઉત્તરોત્તર વંશજોએ યથાપ્રસંગ સ્વાર્થ ત્યાગ કરીને પણ પોતાના બુદ્ધિબળ તથા અંગબળનો સદુપયોગ કરવાનુ જે કામ ચાલુ રાખેલુ દેખાય છે તે એટલુ લાક્ષણિક છે કે, બાબી રાજકુળનો તંતુ જ્યા સુધી વિસ્તરતો રહેશે અગરતો સોરઠનો સમગ્ર ઇતિહાસ ધૂલિ નીચે દટાઈ કે સાવ લુપ્ત થઈ નહિ જાય ત્યા સુધી આ બાબી વંશ આ ઝાલાકુળથી સર્વથા ઉપકૃત થયેલ ગણાયા વિના રહી શકશે નહિ* એટલુજ નહિ, પરંતુ સોરઠનો સાચો અને અપ્રતિ

* ઈ સ ૧૭૪૮ મા જૂનાગઢના રાજદ્વારે ઝાલાકુળનો ઉદય અને અસ્ત જાણે કે બાબી રાજવંશના ઉદય અને અસ્તનો સહચર હોય એવુ ઈ. સ. ૧૯૪૮ મા જૂનાગઢ રાજ્યમા થએલા પામેલ પરિવર્તન ઉપરથી સૂચિત થઇ આવે છે!

ઇતિહાસ આ ઝાલા નાગર રાજપુરૂષોનાં રાષ્ટ્રોત્કર્ષક યશપ્રદ કર્મોના વર્ણન વિના અપૂર્ણ પણ ગણાશે.

અર્વાચીનકાળમાં યથાર્થ જ્ઞાનને અભાવે જે કેટલીક વિકૃતિઓ થવા પામી છે તે પૈકી એકે પ્રાચીન સૌરાષ્ટ્રને 'કાઠીયાવાડ' નામથી ઓળખીતો દેશ કરી મૂકેલો છે! આપણી પૂર્વભૂત જીવનપ્રણાલિકાનું વિસ્મરણ કરાવી દેવું, એ આપણી આસપાસ વિલસી રહેલ અદ્યતન વિદેશજન્ય કેળવણી-સંસ્કૃતિ કે વિચારસરણિ-નું પરમ લક્ષ્ય છે, એ વાત ઉપર ભાર મૂકવાની જરૂર નથી. આ 'કાઠીયાવાડ'માં 'ઝાલાવાડ' નામથી ઓળખાતા પ્રદેશમાંથી પૂર્વોક્ત જગન્નાથ નાગર જૂનાગઢમાં પ્રથમ આવેલા એટલે તેઓ, ઝાલા-અભિધાન રાજપૂતોની પેરે, 'ઝાલા નાગર' સંજ્ઞાને પામી ઓળખાવા લાગેલ, અને તેને પરિણામે તેમના વંશજોને 'ઝાલા' અવટંકની પ્રાપ્તિ થઈ આવેલી છે. વસ્તુતઃ આ ઝાલા કુળ, નાગર બ્રાહ્મણ જ્ઞાતિ, આંગિરસ આયસ્ય ગૌતમ ત્રિપરાન્વિત ગૌતમગોત્ર, ઋગ્વેદાંતર્ગત શાખાયની શાખાધ્યાયી, નંદશર્મા વંશનું છે. તેની મૂળ અવટંક 'કચોલા' કે 'કુબે' હોય એમ પણ જણાય છે. નાગર બ્રાહ્મણોની ઘણીખરી અવટંકો તેમની વૃત્તિ ઉપરથી અગર તો તેમના કોઇ એક કાળના નિવાસસ્થાન ઉપરથી પડેલી હોય છે. નાગર બ્રાહ્મણ જ્ઞાતિએ કોઇ પણ એક પ્રદેશને પોતાના નિત્ય નિવાસસ્થાન તરીકે પકડી રાખ્યો હોય એવું તેના ઇતિહાસમાંથી નીસરી આવતું નથી. એ જ્ઞાતિએ સામાન્યતઃ પોતાના અભ્યુદયાર્થે જ્યારે ને ત્યારે પોતાનાં નિવાસસ્થાનો બદલતાં રહેવાનું-દેશાંતર કરવાનું-ચાલુ રાખેલું છે, અને તેથી એ જ્ઞાતિમાં દેખાતી અવટંકો પણ નામભેદને પામતી રહેલી છે. નાગરોની સર્વ સાધારણ સંજ્ઞા 'મહેતા' છે, અને હાલ જેમ કોઇપણ ઇસમના નામ પહેલાં "રા. કે રા. રા. કે મી." લખવામાં આવે છે તેમ થોડાં વર્ષો પહેલાં સુધીના સમયમાં પ્રત્યેક નાગરના નામ પહેલાં 'મેતા કે મહેતા' લખવાનો રિવાજ હતો. આ બધી અવટંકો અને ઇતર સંજ્ઞાઓ તેમજ તેમાં થતા રહેલ ફેરફારોને લગતો સળંગ ઇતિહાસ રચવામાં આવે તો તેનું પઠન એક રસિક અને બોધપ્રદ વિષય થઇ રહે, એ વાતમાં સંદેહ નથી. આ જગન્નાથ ઝાલાના પિતાનું નામ મુરારજી (મુરારિજી) હતું, અને તેઓ ઉત્તર ગુજરાતમાંથી ઝાલાવાડમાં આવી વસેલા હતા, ઝાલા જાતિના જે રાજપૂતે સિદ્ધરાજ જયસિંહના રાજકાળમાં જે પ્રદેશ મેળવીને તે વિષે પોતાનું રાજ્ય સ્થાપેલું તે પ્રદેશ 'ઝાલાવાડ' સંજ્ઞાથી ઓળખાવા લાગેલો છે. આ ઝાલા રાજકુળની સાથે

ગુજરાતમાંથી જે કેટલાક નાગર મુત્સદ્દીઓએ આવીને રાજ્યાશ્રયે ઝાલાવાડમાં સ્થિર નિવાસ કર્યો તેઓ 'ઝાલા નાગર' કહેવાયા હોય એવો અધિક સંભવ છે. એ બધું ગમે તેમ હોય; તથાપિ એટલું તો નક્કી લાગે છે કે, જગન્નાથ ઝાલાના પૂર્વજોનો સંબંધ ઝાલા રાજકુલ સાથે પ્રથમથીજ સ્થપાયેલો હોવોજ જોઈએ અગર હતોજ: સોલંકી વંશના તેમજ વાઘેલા વંશના રાજપૂત રાજાઓના પુરોહિતો—મિત્રમંત્રીઓ—બહુ ભાગે નાગર બ્રાહ્મણો હતા, એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે; એટલે એમ કહી શકાય છે કે, રાજ્યના એક મુખ્ય અને વિશ્વસનીય અંગ તરીકે નાગર બ્રાહ્મણોનું સ્થાન પૂર્વકાળથી અદ્વિતીય કોટીનું ગણાતું આવેલું, અને તેના પરિણામમાં હિંદુ રાજ્યોનો જ્યારે ક્ષય થવા લાગ્યો અને તેમને ઠેકાણે મુસલમાની અમલની જમાવટ થતી ચાલેલી, ત્યારે એ મુસલમાની રિયાસતોએ પણ એજ રાજ્યવિધાકુશળ નાગરોને કાર્યભારીઓ તેમજ યુદ્ધવીરો તરીકે પોતાના ઉપયોગમાં લેવાની રસમને પકડી રાખેલી હતી. નવાબ સાહેબ શેરખાનજી ઉર્ફે પહેલા બહાદુરખાનજીના પિતા સલાબતખાનને હળવદ (ધ્રાંગધ્રા) ના રાજસાહેબે પોતાના કોઈ એક ઝાલા નારણજી નામક* પિત્રાઈની કન્યા પરણાવેલી, અને તેને પરિણામે તે સલાબતખાનને પોતાની હિંદુ રાજપુત પત્નીથી શેરખાનજી નામના પુત્રની પ્રાપ્તિ થઇ આવેલી હતી. મોગલ શહેનશાહ અકબરના રાજ્યકાળથી હિંદુસ્થાનના લોકજીવનના ઉપલા થરોમાં એક નૂતન પ્રકારનું તથાપિ રાજદ્વારીય દૃષ્ટિએ મહત્ત્વવાળું ગણાય તેવું પરિવર્તન શરૂ થઇ ગયલું હતું, અને તે પરિવર્તનને હિંદુ અને મુસલમાન વચ્ચેના લગ્ન સબંધનું રૂપ પકડેલું પણ ખરૂં. આ દૃષ્ટિએ જોતાં આપણે જૂનાગઢના પહેલા નવાબ શેરખાનજી હિંદુ માતાના પુત્ર તરીકે, રાજ્ય કાર્યકુશળ હિંદુઓ—નાગરોને પોતાની સાથે રાખીને જૂનાગઢમાં પગ મૂકતા દેખીએ તો તેથી આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી, અને વળી એ હિંદુમાતાના પુત્ર પહેલા નવાબના વંશજ નવાબ સાહેબો જો પોતાના પડખામાં હિંદુઓને અને વિશેષત: નાગર મુત્સદ્દીઓ તથા સમર વીરોને રાખી પોતાના રાજત્વનો નિર્વાહ કરી રાખવાને પ્રેરાતા રહેલા હોય તો તે હકીકતને અસ્વાભાવિક પણ નહિ ગણાય. જૂનાગઢના બાબી મુસલમાન રાજકુળનો ઇતિહાસ સ્પષ્ટ કહી આપે છે કે, સંયોગો ગમે તેવા આવ્યા હશે તોપણ, જૂનાગઢના બાબી રાજકર્તાઓએ બનતાં સુધી પોતાના દીવાન કે ખાનગી કાર્યભારી તરીકે હિંદુઓનેજ રાખવાની પ્રણાલિકા પકડી રાખેલી હતી, અને એ પ્રકારની એમની

* 'સોરઠી તવારીખ' પાના ૧૯૫.

વિલક્ષણતાને લીધેજ એ રાજ્ય સામર્થ્યયુક્ત તેમજ હિંદુ અને મુસલમાન પ્રજા વચ્ચે કોઇ પણ પ્રકારના કલહ વિનાનું બની રહેલું હતું. આ જીવનકથા જે કાળને સ્પર્શે છે તે કાળ સુધીના બાબી રાજકુળના ઇતિહાસમાંથી જે એક મહોટી વાત તરી આવે છે તે એ કે, જૂનાગઢ રાજ્યમાં હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે કદિ પણ ધર્મવિગ્રહ કે જાતિવિગ્રહ થવા પામેલ નથી, એટલું તો નહિ પરંતુ એ ઉભય વિરોધી જાતિઓ એકબીજાના હાથમાં હાથ મિલાવીને રાજ્યમેળામાં કે લોકમેળામાં એક પ્રકારની અદ્ભુત એકતાનું પ્રદર્શન કરાવી શકેલી પણ છે. આ પ્રકારે રાજ્યાવલંબિ હિન્દુ અને મુસલમાન લોકો વચ્ચેની એકતાને આપણે વિશેષત નાગર કાર્યભારીઓની રાજ્યકાર્ય કુશળતાના એક અસાધારણ વિજયરૂપ સુખેથી ગણી શકીએ તેમ છીએ.' પહેલા નવાબ સાહેબ શેરખાનજીએ જૂનાગઢમાં આવી પોતાનો અધિકાર સ્થાપ્યો તે વખતે દલપતિરામ તથા જગન્નાથ ઝાલાનું એકસહ આગમન જૂનાગઢમાં થવા પામ્યું એ હકીકતના ગર્ભમાં એક નીતિરહસ્ય રહેલું હોય એમ પણ અમને લાગે છે. એવું અનુમાન સહજ થઇ શકે કે, પોતાના પિતાના ગૂજરાત સાથેના સબંધને લીધે દલપતિરામને જેમ પોતાના એક આપ્તજન ગણવાનું શેરખાને ઉચિત લાગ્યું હશે, તેમ વળી પોતાની માતાના કાઠિયાવાડમાંના ઝાલાવાડ સાથેના સબંધને પરિણામે જગન્નાથ ઝાલાને પણ પોતાના બીજા એક વિશ્વસનીય સહકારી તરીકે માનવાને એ ચતુર નવાબ સાહેબ પ્રેરાયલા હોવા જોઇએ. પોતાના પિતૃપક્ષ અને માતૃપક્ષ—એ ઉભયમાંથી એક એક સમર્થ અને પૂર્ણશ્રદ્ધેય રાજપુરુષને પોતાની મદદે રાખીને નવાબ સાહેબ શેરખાનજીએ જૂનાગઢમાં પોતાની ગાદીને સ્થિર કરવા જે પ્રયોગ કરેલો છે તે, ખરેખર, તેમની દીર્ઘદૃષ્ટિ તથા કાર્યસાધક બુદ્ધિની પ્રતીતિ કરાવનારી વાત ગણાશેજ. રાજદ્વારે રચાતા રહેતા કપટપ્રબંધોનો ઇતિહાસ વિચારતાં જે એક વાત સમજાઇ આવે તે એ કે, રાજકર્તાને જેટલા પ્રમાણમાં તેનો પિતૃપક્ષ ભયસ્થાન રૂપ બની રહે છે તેટલા પ્રમાણમાં તેનો માતૃપક્ષ તેને ભયસ્થાન રૂપ થઇ પડતો નથી. આમ હોઇને ચતુર રાજકર્તાએ પોતાના પિતૃપક્ષ સામે પોતાના માતૃપક્ષને ઉપસ્થિત કરી રાખવો એ તેને માટે એક પ્રકારની ફરજ થઇ પડે છે. નવાબ સાહેબ શેરખાનજીએ આવો કોઇ ભય પામવાનું કારણ ન હતું, તથાપિ એક મદદગારને બદલે બન્ને સહકારી તૈયાર હોય તો તે અધિક લાભપ્રદ વાત ગણાય એમ તો તેઓ સમજેલા હશેજ. એ પછી ઈ. સ. ૧૭૫૦, વિ. સં. ૧૮૦૬ માં દલપતિરામનું અવસાન થયું, અને

તેથી જગન્નાથ ઝાલા કે જેઓ પણ એક મગ્રામર ળ મુત્સદ્દી હતા તેમને શેરખાનજીએ પોતાના મુખ્ય દીવાનને પદે સ્થાપી દીધા, અને તે ઝાલા નાગર જ્ઞાતિનો તમામ ભાર પોતાને માથે ઉપાડી લીધેલા પણ હતા જગન્નાથ ઝાલા આ વખતે આ રાજાના વકીલ પણ હતા અને નવાબ સાહેબનો તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો એટલે તેઓ તેમના પ્રીતિભાજન પણ બની રહેલા ખા. આ અવસરમા આ મ ભીમદાસે નવાબ સાહેબ નામે બડ ઉઠાવીને 'અપર ગઢના કિલ્લાને કબ્જે કરી લીધેલો પરતુ જગન્નાથ ઝાલાએ પોતાના સ્વામી નવાબ સાહેબના પક્ષમા રહીને, પોતાના ભાઈ રત્ન ઝાલાની કુમેહ બળે મ થી એ અપરકોટના દુર્ગને આ રાજાના હાથમાથી છોડાવી નવાબ સાહેબને પુન પ્રાપ્ત કરાવી આપેલ આવા એ જગન્નાથઝાલાને એ પ્રસગે એ ગુણજ્ઞ નવાબ સાહેબે "ખસુસીઅન દસ્તગાહ (નાજુક જમણા હાથ)' નો ખિતાબ આપીને સન્માનેલા, અને જ્યારે એજ જગન્નાથ—એ તનતોડ પરિશ્રમ વેઠીને બગસરા તથા મહિયારીના કિલ્લાઓને નવાબ સાહેબ અર્થે જીતી લીધેલા ત્યારે તેમને હીજરી વર્ષ ૧૧૬૭ ની સફર તારીખ પહેલીના રોજ (ઇ સ ૧૭૫૩) લખાયેલ રુક્કાથી ખાસ શાબાશી પણ નવાબ સાહેબ તરફથી આપવામા આવેલી હતી એટલામા આ નવાબ સાહેબ બહાદુરખાનજી પહેલા સવત ૧૮૨૪ મા મહેમ્તનશીન થયેલા અને તેમના પછી તેમના બીજા પુત્ર મોટે મતખાનજીને સોરઠની ગાદી પ્રાપ્ત થઇ ગઇ હતી જગન્નાથ ઝાલા તેમના દીવાન તરીકે ચાલુ રહેલા અને રૂદજી ઝાલાએ આ બીજા નવાબ સાહેબના "ખાનગી કારભારી તુ પદ સભાળી લીધેલુ હતુ તથાપિ રાજરગ બદલાતા વાર નથી લાગતી એ નિયમ પ્રમાણે આ નવાબ સાહેબ મોહોબતખાનજીનો રાજ્યઅમળ ખટપટથી મુક્ત રહી શકેલો નહિ, અને તેને પરિણામે નવાબ સાહેબ પોતાના આ વિશ્વનીય અને હિતેચ્છુ દીવાન વિરુદ્ધ વહેમાઇ જતા, જગન્નાથ ઝાલા જ્યારે જુનાગઢના 'મજેવડી દરવાજા પાસે તબુમા રહીને, ચઢી આવતી ગાયકવાડી સેના સામે ચોકી કરી રહેલા હતા ત્યારે તેમણે, ખટપટીઆઓની ઉશ્કેરણીથી દોરાઇને પોતાના અમાન નામના એક ગુનામ મીદીને હાથે, પોતાના પિતાના મદદગાર રૂપ તથ પોતાના અચૂક નિમકહલાલ દિવાનનો વધ કરાવી તેના ઘરબાર તથા માલમિલ્કત લુટી લીધેલા પણ ખરા તથાપિ તે સમયના કાઠિયાવાડમા ગુણજ્ઞ તેમજ સહૃદય મહાજનોનો અભાવ ન હતો તેમ હિન્દુને અપાતુ દુખ દેખીને કકળી ન ઉઠે એવા મુસલમાનો પણ છેક ન હતા એમ તો નહિજ, એટલે ગોડળના "જાગીરદાર" જાડેજા કુભાજી, જમાદાર

રફીખાન તથા સૈયદ બહાદરશાહ-એ ત્રણ હિંદુ મુસલમાન મહાશયોએ વચમાં પડીને રૂદજી ઝાલા તરફથી બાંહેધરી આપતાં એ ઝાલા કુટુંબને સહીસલામત પુરબંદર (પોરબંદર) જવા દેવા જેટલી ઉદારતા એ નવાબ સાહેબે બતાવેલી, અને રૂદજી ઝાલા, એ પ્રમાણે, જૂનાગઢનો ત્યાગ કરીને ચાલ્યા ગયેલા પણ ખરા. આ સ્થળે નોંધવા જેવી એક વાત એ છે કે, જગન્નાથ ઝાલા અપુત્ર ગુજરી ગયેલા હોઈ રૂદજી ઝાલાના વંશજોથી મુરારજી ઝાલાનો કુળતંતુ જૂનાગઢમાં વિસ્તરતો રહેલો છે. આ રૂદજી ઝાલાને અમરજી નામે એક પુત્ર હતો, અને જોકે નવાબ સાહેબ મોહોબતખાનજીના વારામાં ઝાલા કુટુંબનો રાજ્યસંબંધ તૂટી જવા પામેલ હતો, તથાપિ આ નવાબ સાહેબ ઈ. સ. ૧૭૭૪, વિ. સં. ૧૮૩૧ માં બહેસ્તનશીન થતાં તેમના પુત્ર હામદખાનજી તખ્તનશીન થયેલા, એટલે તેમના વારામાં યુદ્ધવીર દીવાન* અમરજીના વચ્ચે પડવાથી રૂદજી ઝાલાનું કુટુંબ ફરીથી જૂનાગઢમાં પ્રવેશી શકેલું; એટલુંજ નહિ, પરંતુ એ રૂદજીના પુત્ર અમરજી ઝાલા નવાબ સાહેબના કબીલા (ગજસ્ત્રીવર્ગ) ના કાર્યભારીને પદે નિયુક્ત થઈ ગયેલા પણ ખરા. આ અમરજી ઝાલાએ પોતાના કુળોચિત સદ્વર્તનથી નવાબ સાહેબનો પ્રેમ તથા વિશ્વાસ એટલા તો પ્રમાણમાં મેળવી લીધેલ કે, નવાબ સાહેબે પ્રસન્ન થઈને તેમને ઈ. સ. ૧૭૯૮ વિ. સં. ૧૮૫૪ માં એક રૂક્કો કરી આપીને 'ગાંગેચુ' નામક ગામ આ વંશપરંપરા ઈનામ રૂપે આપેલું, અને તેમ કરીને, એક દૃષ્ટિએ કહીએ તો જગન્નાથ ઝાલાના કરાયલ વધનું પ્રાયશ્ચિત આ ગુણજ્ઞ નવાબ સાહેબે કરેલું; એટલુંજ નહિ, પરંતુ બીજી દૃષ્ટિએ વિચારીએ તો તેમણે અમરજી ઝાલાના સદ્ગુણોની તથા તેમના પૂર્વજોની વફાદારી ભરેલ નોકરીની કદર પણ કરી બતાવેલી હતી. આ 'ગાંગેચુ' ગામ આજે પણ એ અમરજી ઝાલાના વંશજો ખાય છે. પરંતુ પ્રસંગવશાત્ અમારે સખેદ લખવું પડે છે કે, જૂનાગઢની નવાબીને વરી રહેલી અને લગભગ એક ને એકજ પ્રકારની અને પુનરાવૃત્તિને પામતી રહેતી રાજવલ્લભોની ખટપટને પરિણામે, દુર્દૈવશાત્, આજ અમરજીના એક વંશજ-આપણી આ કથાના નાયક રાયજીસાહેબ-ના પુત્રો એ પૂર્વજપ્રાપ્ત તથા વંશપરંપરાગત ગામમાંના પોતાના હિસ્સાનો ઉપભોગ લઈ શકતા નથી! આ બીના જૂનાગઢ રાજ્યના ઇતિહાસની દૃષ્ટિએ સામંજસ્યવાળી ગણાય

*દીવાન રણછોડજીકૃત "સોરઠી તવારીખ"; પૃષ્ઠ, ૧૧૧

તેની નથી, એટલુંજ નહિ, પરંતુ એ ઘટના એ રાજ્યના સંબંધમાં એક અશોભાસ્પદ વૃત્તાંત પણ થઇ પડે તેવી છે. રાયજી સાહેબનો રાજ્યસંબંધ તૂટી ગયા પછી, પૂર્વકાળમાં આ ઝાલા કુટુંબને ફરીથી જુનાગઢ રાજ્ય સાથે સંબંધ ધરાવનાર જેમ યુદ્ધવીર દીવાન અમરજી જેવા મહાનુભાવ રાજ્યહિતની મંત્રી પાકેલા અને એજ દીવાન અમરજીના પુત્ર દીવાન રઘુનાથજીનો સંબંધ ફરીથી જુનાગઢ રાજ્ય સાથે લગાવી આપીને અમરજી ઝાલા જેવા રાજપુરુષે જેમ પોતાની કૃતજ્ઞતા સિદ્ધ કરી બતાવેલી હતી, તેમ જો આ જમાનામાં પૂર્વોક્ત પ્રકારની ઉદારતા તથા ન્યાયપ્રિયતા ધરાવનાર કોઇ એક બીજો અમરજી પાક્યો હોત, તો આ કથાવીરના પુત્રોને પોતાના પૂર્વજપ્રાપ્ત ગામગ્રાસથી વંચિત રહેવાનો વારો આવતજ નહિ, એટલું જ નહિ પરંતુ રાજ્ય તેમજ નવાબી ખુદ પણ કૃતઘ્નતાની ગર્તામાંથી ઉદ્ધરી ગયલું હોતજ વળી નવાબ સાહેબ મોહોબતખાનજી બીજાના પિતા નવાબ સાહેબ રસુલખાનજી જો એકાએક બહેસ્તનશીન થઇ ગયા ન હોત અગર જો એ ઓલીયા નવાબ સાહેબના દેહાન્ત પછી રાજ્યપાલક બનીને અંગ્રેજ સરકારે રાજ્યને સંભાળી લીધેલું તે ટાણે એ સાર્વભૌમ સરકારના અંગ્રેજ પ્રતિનિધિએ જેમ અન્ય જનોને થયલ અન્યાય દૂર કરી આપેલ તેમ આ કથાવીરને થયલ હડહડતો અન્યાય દૂર કરવા જેટલી નીતિમત્તા તથા ન્યાયરતિ દાખવી હોત, તો એક તરફ જેમ જુનાગઢ રાજ્યની નવાબીની પ્રણાલિકા પરિપાલિત થઇ રહેત તેમ બીજી તરફ. અમારે જે શબ્દોમાં અત્ર મતપ્રકાશ સખેદ કરવો પડે છે તે કરવાનો અવકાશ રહેતજ નહિ, અને આ કથાનાયકના વંશજો પોતાના એ પૂર્વજપ્રાપ્ત ગામગ્રાસનો ઉપભોગ આજે પણ લેતા રહેતા હોતજ. અત્ર અમારે એટલું પણ ઉમેરવું જોઇએ કે, બ્રિટિશ સરકારે કદાચિત્ પોતાની રાજદ્વારીય વિચારશ્રેણિને અનુસરી આ કથાવીરના કુટુંબને જુનાગઢ રાજ્યમાંથી બહિષ્કૃત રાખવાનું ઉચિત ધારેલું હશે, તોપણ હવે જ્યારે બ્રિટિશ સરકારનું સાર્વભૌમત્વ નષ્ટ થયલું છે અને તેને પરિણામે કાઠિયાવાડ પુનઃ 'સૌરાષ્ટ્ર' નામને પામી નવલઅલંકાર ધારણ કરી રહેલ છે ત્યારે આ સૌરાષ્ટ્ર સરકાર, બ્રિટિશ અમલમાંની બદીઓ દૂર કરવાને જેમ મથી રહેલ છે તેમ આપણા આ કથાનાયકને તથા તેના વંશજોને બ્રિટિશ સરકારની રાજદ્વારીય ચાલને પરિણામે જે મહાહાનિ થવા પામી છે તે ટાળવાને ઉદ્યુક્ત થશે તો આ નૂતન સરકારની સર્વોપરિતાને ન્યાયપ્રેમી ગણવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થશેજ એમ અમે માનીએ છીએ.

આ અમરજી ઝાલાને ગોવિંદજી, ઇંદ્રજી. વલ્લભજી અને ત્રિકમજી; એમ ચાર પુત્રો હતા. આ પૈકી જ્યેષ્ઠ પુત્ર ગોવિંદજી તથા બીજા પુત્ર ઇંદ્રજી ઇ. સ. ૧૮૨૪-વિ. સં. ૧૮૮૦-માં નવાબ સાહેબ બહાદુરખાનજી બીજાના રાજકાળમાં મુખ્ય કાર્યભારી (દીવાન) ને પદે પહોંચેલા હતા. તથાપિ છ વર્ષ પર્યન્ત કાર્યભાર વહ્યા પછી તેઓ રાજ્યસેવામાંથી મુક્ત થયલા હતા. ગોવિંદજી ઝાલાએ કાર્યભાર સંભાળ્યો તે પછી વિ. સં. ૧૮૮૧, તા. ૯ મી રબી અલમાની અને ૧૨૪૦ હીજરીનાં રોજ કરી આપાયલ રૂક્કાથી આ ચારે ભાઇઓને નવાબ સાહેબે ' **ખુદાનો તથા સરકારનો કોલ** ' આપીને ' **તમારી આબરૂ સરકારની આબરૂ સાથે છે,** વગેરે પવિત્ર અને ગંભીર શબ્દોમાં સાંત્વના અને ખાત્રી આપેલી હતી; એટલુંજ નહિ પરંતુ ઝાલા ઇંદ્રજી તથા **મરહુમ** ગોવિંદજીને ઉદ્દેશીને લખાયલ ' સં. ૧૮૮૯ ના માગસર ની તા. ૧૭' વાળા તથા ખુદ નવાબ સાહેબની મોહોર સુવાદથી અંકિત થયલ રૂક્કામાંથી એવું પણ પ્રતિત થઇ આવે છે કે, નવાબ સાહેબ ઉપર **ચૌદ લાખ કોરીનું** કર્જ થઇ ગયલ તેને લીધે તેઓ પુરી 'મુંઝવણ' માં હતા એટલે ગોવિંદજી ઝાલાએ તે કર્જ પોતાનાં નાણાંથી ધોઇ નાંખેલ અને તેના બદલામાં નવાબ સાહેબે પુર્વનિર્દિષ્ટ તારીખવાળા રૂક્કાથી તેમને આ પ્રમાણે તસલ્લી પણ આપેલી હતીઃ-"××× તમારા વંશવારસ **ઝાલાના ઘરની** સરકાર ચલુ તા. અમલકદરમુઝી સરકાર રાખશે તા. **તમામ દીકરાવથી** રાજકાજનું કામકાજ ભરોંસો રાખી લેશે. તમારી ઓલાદથી જુદાઇ જાણવામાં આવશે નહિ ને તમારાં મુકન (મકાન) સારૂ દેસપરદેસમાંથી કહી માલમત્તા લાવશે તેની જગાત તમને તમારા વંસપંપરા માફ કરવામાં આવી છે. ××× તમે કેટલાક સરકારના ફાઇદાના દરદાખલા તથા દસ્તાવેજ વીગેરેની ગોતશોધ કરી સરકારમાં અબ્બાદ (યાદ) ની સાથે સોંપી છે તે તમારી નેક નીતીની આગે વફાદારી કીધી છે, ને અગાઉનો હસાબ (હિસાબ) કીતાબ કરતાં તમારી લેણીકોરી ૬૮૦૦૦૦ **છ લાખ એંશી હજાર** હમાબ કરતાં સરકાર પાસે નીક્લી છે તેનો રૂક્કો પરવાનો જુદો લખી આપવામાં આવે છે. ××× ને તમામ વંશના પુત્રોને આ રાજમાંથી બાબીના વંશ કોઈ દીવસ રાજમાંથી રજા દેમે નહિ ×××" આ પ્રમાણે ઝાલા કુટુંબનું મહોટું લેણું જુનાગઢ રાજ્ય પાસે હતું, અને તે લેણું વસુલ કરાય તેટલા માટે તે સમયના કાઠિયાવાડના બ્રિટિશ રાજકારીય પ્રતિનિધિ (પોલીટીકલ એજન્ટ) બ્લાનવેલ તથા બ્લેઇન-એ ઉભય અધિકારીઓએ નવાબ સાહેબને ભલામણ કરીને ગોવિંદજી ઝાલાને ××× **જુનાગઢની ઉપજ**

**નો ઈજારો દશ વર્ષની બોલી કરીને'** અપાવેલ હતો અને 'કંપની બહાદુરની જાગીરગીરીથી* ' તે યોજના કરવામાં આવેલી પણ ખરી. આમ હોઇ આપણે આ " ઝાલાના ઘરને " કેટલાક પ્રમાણમાં નિઃશંક લક્ષ્મીસંપન્ન ગણી શકીએ તેમ છીએ તથાપિ કોઈ તરફથી એવો કુતર્ક ઊઠાવવામાં આવેકે, ગોવિંદજી ઝાલા લક્ષ્મીસંપન્ન હતા તે કારણે તેમના ભાઇઓને તેમના જેવા ગણી શકાય નહિ, તો અમારે સ્પષ્ટતા કરવા ખાતર જણાવવું જોઇએ કે. વર્તમાન સમયમાં અવિભક્ત સંયુક્ત કુટુંબની સંસ્થા તથા ભાવનામાં જે પ્રકારની અનિષ્ટ શિથિલતાનો–વ્યક્તિગત સ્વાર્થનો સંચાર થઇ ચૂકેલો છે તેવી શિથિલતા કે વ્યક્તિગત સ્વાર્થનો સંચાર આજથી પચાશ પોણોસો વર્ષ પહેલાના જમાનામાં બહુભાગે થયલો ન હતો; એટલુંજ નહિ પરંતુ ભ્રાતૃભાવ ગમે તેટલું બલિદાન માગે તો તે આપવાને ભાઇઓ તત્પર રહેતા પણ હતા. આવી સ્થિતિમાં ગોવિંદજી અને તેમના ઇતર ભાઇઓ વચ્ચે જુદાપણું હોવાની સંભાવના થઇ શકતી નથી; અને તે થઇ શકતી નથી તેના એક મુખ્ય કારણ રૂપે કહી શકાય છે કે, ગોવિંદજીનો દેહાંત થઇ ગયા પછી પણ જે રૂક્કો નવાબ સાહેબે વિ. સં. ૧૮૮૯ની સાલમાં **'ઝાલાના ઘરને'** કરી આપેલો છે તે રૂક્કો તેમણે **'ઈંદ્રજી તથા મરહુમ ગોવિંદજી'** એમ બેયને ઉદ્દેશીને લખી આપેલો હતો. ગોવિંદજી પોતાના ઇતર ભાઇઓ કરતાં અધિક શક્તિસંપન્ન તથા લાગવગવાળા હતા એમ તેમની કારકીર્દિ ઉપરથી સહજ સમજાઇ આવે તેમ છે; એટલે રાજ્ય સાથે કરવાના વિવિધ વ્યવહારને લગતા કામનો ભાર સ્વભાવિક રીતે તેમને માથે જ રહે. તથાપિ હિંદુ આર્ય શિષ્ટચાર તથા અવિભક્ત સંયુક્ત કુટુંબની ભાવનાની દૃષ્ટિથી કુટુંબ મુખ્યની એટલે જ્યેષ્ઠાધિકારવાળા ભાઇની ઉપેક્ષા નાના ભાઇ થી કોઈપણ પ્રસંગે થઈ શકે નહિ તેવું હોવાથી ઝાલાના ઘરને નામે જે બધા વ્યવહારો સંયોગવશાત્ કરવા પડે તે બધામાં પણ જ્યેષ્ઠતા ધરાવતા ભાઈ ગોવિંદજીનું નામ અવશ્યમેવ જોડાવું જોઇએ, અને તેથી ગોવિંદજી ગુજરી ગયલા તે છતાં "મરહુમ ગોવિંદજી" ઝાલાનું નામ ઉપરોક્ત રૂક્કામાં દાખલ કરવામાં આવેલું છે, અને તે પ્રમાણે કરાયું છે એ હકીકત જ ગોવિંદજી ઝાલાની જ્યેષ્ઠતા–અગ્રેસરતા–નીચે નિર્વહિત થતી રહેલી "ઝાલાના ઘર"ની સંયુક્તતાને સિદ્ધ કરનારી ગણાશે. " ઝાલાના ઘરઃ " એ શબ્દો ખરેખરા અર્થસૂચક છે. અર્થાત્ "ઝાલાના ઘર."

* જુવો– દીવાન રણછોડજી કૃત " સોરઠી તવારીખ; " પાનં ૧૭૪.

એ શબ્દોથી 'અમરજી ઝાલાના તમામ પુત્રો' એનો અર્થબોધ થયા વિના રહેતો નથી. આ દૃષ્ટિએ વિચારતાં સમજાય છે કે ગોવિંદજી ઝાલાથી અધિષ્ઠિત થઇ રહેલ આખુંય ઝાલા કુટુંબ પોતાની સામવાયિક મિલ્કતનું ભોક્તા અને જ્યારે ત્યારે સમભાગી બની રહે એ કેવળ સ્વાભાવિક છે. ગોવિંદજી ઝાલા અપુત્ર* ગુજરી ગયલા, એટલે એ ઝાલા કુટુંબમાં શેષ રહેલા ભાઇઓમાં એમના ઘરની સામવાયિક મિલ્કતની વહેંચણી સરખા પ્રમાણમાં થાય તેમાં પણ નવાઈ નથી. આ વિષય પરત્વે અમે હવે પછી અધિક ચર્ચા કરવાના છીએ એટલે અત્ર આટલું વિવેચન કરીને અટકવાનું અમે ઉચિત ધારીએ છીએ. આ પ્રકારની ચર્ચા અમારા કોઇ પાઠકને અસ્થાને અથવા બીન જરૂરી પણ કદાચિત્ લાગશે. પરંતુ આ ચર્ચા નથી અસ્થાને કે નથી બીન જરૂરી; કારણ કે આ કથાના નાયક રાયજી સાહેબને તેઓ રાજ્યદ્રવ્ય ઉચાપત કરી ગયા છે એવા મુદ્દાનું અવલંબન કરીને દૂષિત ઠરાવવાનો ભગીરથ પ્રયાસ જ્યારે ઇ સ. ૧૬૧૭ માં નિષ્ફળ ગયલો હતો ત્યારે એ સમયના જુનાગઢ રાજ્યના બ્રિટિશ વાલી વહીવટદાર તરફથી આપણી આ કથાવીરના પિતામહ વલ્લભજી ઝાલા જેવા ગોવિંદજીના ભાઇને કેવળ નિર્ધન બનાવી દેવા માટે ફાંફાં મરાયલાં પણ હતાં, એમનાં ફાંફાં કેટલાં વ્યર્થ હતાં તે આપણે, હવે પછી આપનાર હકીકત ઉપરથી જોઈ શકશું પણ ખરા.

આ ગોવિંદજી ઝાલાનું અવસાન ઈ. સ. ૧૮૩૧–વિ સં. ૧૮૮૭ માં થતાં ઇંદ્રજી ઝાલાનો પક્ષ રાજદ્વારે નબળો પડી ગયલો, અને "ઝાલાના ઘર" ની રાજ્યશ્રી ઝાંખી પડવા માંડેલી પણ ખરી. તથાપિ એ ઝાલાકુળનું ગૌરવ ઇંદ્રજીએ જાગતી રાખેલું તે તેમના પૌત્ર રાવબહાદુર સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા જેવા યજ્ઞનિષ્ઠ, શાસ્ત્રજ્ઞ, ધર્મપરાયણ અને ઉદારચિત્ત અમાત્યવર પુરુષના પ્રતાપથી પુનઃ અધિકાંશે ઉજ્જ્વલ થવા પામેલું છે, એ વાતનો ઇન્કાર કોઇથી થઇ શકે તેમ નથી. ભરતી પછી ઓટ અને પુનઃ ભરતી સાગરમાંજ હોઇ શકે; ક્ષુદ્ર જલાશયમાં તેમ થવાનો સંભવ હોતો નથી. સુજ્ઞ ગોકુલજી ઝાલા જુનાગઢ રાજ્યની દીવાનગીરી દીર્ઘકાળ પર્યન્ત ભોગવતાં અપુત્ર ગુજરી ગયા છે, અને એ બીના ઐહિક દૃષ્ટિએ ખેદકારક પણ ગણાય. તથાપિ તેમના હાથે જુનાગઢ રાજ્યનું સમયોચિત્ત નવવિધાન કરવાનો મંગલારંભ થયલો તે વાતની ઉપેક્ષા કોઇ પણ ઇતિહાસકારથી થઇ શકે તેમ નથી. સુજ્ઞ ગોકુલજી ઝાલા હિંદુસ્તાનમાં ઉદ્‌ભવેલા નવયુગનાં લક્ષણો પારખી શકેલા હતા

* તેમના એકજ દૌહિત્ર રાજારામ મોતીરામ બુચ નામે હતા.

અને વળી તેમને પોતાના પરદેશીય મિત્રમંડળ દ્વારા નૂતન વિચારો ઝીલવાનો પ્રસંગો પ્રાપ્ત થતા રહેલા એટલે તેમણે નિર્ભીકતાપૂર્વક જે માર્ગે રાજ્યકલ્યાણ કરવાનું બીજારોપણ કરેલું હતું તેને સંપૂર્ણ અંશે સફળ કરી શકે એવા પોતાના એક ઉત્તરાધિકારી જેવા કુટુંબીજનને તેઓ પોતાની પાછળ મૂકીને આ નશ્વર દેહનો ત્યાગ કરે છે એ વાત જેમ તેમને પોતાને સંતોષાનંદ આપનારી હતી તેમ જૂનાગઢ રાજ્યને માટે તે અધિક લાભપ્રદ પણ બનેલી છે. સુજ્ઞ ગોકુલજી ઝાલાનો દેહાન્ત થયો તે પૂર્વે તેમના જ પિતાના કાકા વલ્લભજી ઝાલાના પૌત્ર આ કથાના નાયક–પુરુષોત્તમરાયજી રૂપી બાલાર્કનો ઉદય થઈ ચૂકેલો હતો, અને તેણે રાજ્યશા નભોમંડળમાં ચડવાને પગલાં ભરવાનું શરૂ કરી દીધેલું પણ હતું. સત્પુરુષોના સંકલ્પો મોડા વહેલા પણ ફળે છે. સુજ્ઞ ગોકુલજીમાં પ્રખર આધ્યાત્મિકતાનોઃ વાસ હતો એટલે એઓ પોતાના સંકલ્પોને સિદ્ધ કરાવી શકે એવું એક ક્ષેત્ર તૈયાર કરી પોતાની પાછળ મૂકી શકેલા હતા. એ ક્ષેત્ર તે આપણા આ કથાવીરનો પિંડ. સુવિખ્યાત નીતિજ્ઞ મનઃસુખરામ ત્રિપાઠી સ્વરચિત સુજ્ઞ ગોકુલજી ઝાલાના જીવન ચરિત્રમાં વર્ણવે છે તેમ, આ કથાનિરૂપ્ય "પુરુષોત્તમરાયજીને હસ્તે જ ગોકુલજીભાઈના કૃતકૃત્ય શરીરને અગ્નિદાહ દેવામાં આવેલ"–એ બીના અને તે પછી સ્વલ્પ કાળમાં જૂનાગઢ રાજ્યના કારભારને પોતાને માથે ઉપાડી લેવાનો યોગ પુરુષોત્તમરાયજીને પ્રાપ્ત થઈ આવેલો છે તે બીનાઃ–એ ઉભયને સંકલિત કરીને આપણે જો તાત્ત્વિક દૃષ્ટિથી અગર જેને ઋણાનુબંધ કહેવામાં આવે છે એ દૃષ્ટિથી વિચારી જોશું, તો તે પ્રકારની સંકલનામાંથી આપણને કોઈ દૈવિક તેમજ દૈષ્ટિક હેતુનું દર્શન થઈ આવ્યા વિના રહેશે નહિ. અદૃશ્ય અને અવેદ્ય એવું જે આધ્યાત્મિક સંકલ્પજનિત–બળ તે ક્યારે, ક્યાં તથા કેવા રૂપમાં પરિણમે છે તે વાત મનુષ્યની સાધારણ બુદ્ધિથી ઝટ સમજી ન શકાય તેટલી સૂક્ષ્મ કોટીની છે. એવા એ નિરાકાર–અમૂર્ત–બળને સાકાર–મૂર્તરૂપમાં–પ્રકટ થવાને અનુકૂળ પાત્રની જરૂર પણ રહે છે, અને એવું અનુકૂળ પાત્ર ગોતી કાઢવાનું કામ ફક્ત પ્રજ્ઞ પુરુષ જ કરી શકે છે. ગોકુલજીભાઈ પ્રજ્ઞાસંપન્ન હતા, અને તેથી તેઓ આ કથાનાયકનાં લક્ષણો પારખી શકેલા, તેમના ભાવિ ઉત્કર્ષની વાત જાણી શકેલા, તે બાબત તેમણે ઘણીવાર ભવિષ્ય ભાખેલું, અને એમની એવી ભવિષ્યવાણી ખરી પડેલી પણ છે. પોતાના પિતાનો દેહાંત થયો ત્યારે પુરુષોત્તમરાયજી સુજ્ઞ ગોકુલજીભાઈની સાથે અને દેખરેખ નીચે દિલ્હીમાં રાજ્યકાર્યની તાલીમ લઈ રહેલા હતા અને તેથી તેમને પોતાના પિતાના

શરીરને અગ્નિદાહ દેવાનો વારો આવેલો નહિ એ વાત તથા ગોકુલજીભાઇના શરીરને અગ્નિદાહ દેવાનો પ્રસંગ એમને એમના પોતાના હાથેજ ઉકેલવાનો યોગ થઇ આવ્યો એ વાતઃ-એ ઉભય બાબતનો મેળ સૂચવે છે કે, પુરુષોત્તમરાયજી જેટલા પ્રમાણમાં ગોકુલજીભાઇના ઉત્તરાધિકારી થવાને નિર્માયલા હતા તેટલા પ્રમાણમાં તેઓ પોતાના પિતાના ઉત્તરાધિકારી થવાને નિર્માયલા નહિતા. આપણા દેશમાં આગંતુક કારણથીજે પ્રકારના રાજદ્વારીય નવ પ્રભાતનું જન્મ થવાનું હતું તે કારણથી સ્વ૰ ગોકુલજીભાઇને જે પ્રકારનું પૂર્વજ્ઞાન થઇ આવેલ તેના પરિણામમાં તેમને તેવા નવ પ્રભાતને અનુકુળ ગણાય તેવી તથાપિ કેવળ અનુકૃતિ રૂપ નહિ એવી નૂતન ઢબની શાસનવ્યવસ્થાને જુનાગઢ રાજ્યમાં દાખલ કરવાના બહુવિધ પ્રયત્નો સફળતાપૂર્વક કરેલા; એટલું જ નહિ પરંતુ સમસ્ત કાઠિયાવાડનાં રાજ્યોનો એક 'સૌરાષ્ટ્રીય સંઘ' જેવી સંસ્થા રચાવીને તેમાંથી ઉદ્ભવતી સંઘશક્તિને આશ્રયે કાઠિયાવાડમાંનાં રાજસ્થાનો ને એક તરફથી પરિપાલિત કરી રાખવા તથા બીજી તરફથી તેમને યથાકાલ નવતા આપવા અપાવવા માટે * પગલાં ભરવા માંડેલા પણ હતાં. આ એમણે ઉપાડેલ કામ દુઃસાધ્ય હતું અને એને સિદ્ધ કરવાના કામમાં અગ્રેસર થનારને કંટકના મોકના બનવું પડે તેમ પણ હતું. સ્વ૰ ગોકુલજી જુનાગઢ જેવા પ્રથમ પંક્તિના સર્વોપરિ રાજ્યના દીવાન હતા, એટલે કાઠિયાવાડમાંનાં સંસ્થાનોનાં હિતની રક્ષા કરવા ખાતર, પ્રતિકૂળ થઇ પડે તેવી રાજદ્વારીય બાબતો સામે અંગ્રેજ સરકારના અમલદારો સામે મોરચો રચવાનું લડવાનું કામ પણ તેમને પોતાના માથેજ રહે એ સ્વાભાવિક હતું. યુરોપીય સંસ્કૃતિને આશ્રયે ઉછરાયલી રાજનીતિનો સર્વથા સ્વીકાર કરવો કે કેમ એ એક મહાપ્રશ્ન છે, અને તે પ્રશ્નનો ઉકેલ એક તડાકે આણી શકાય નહિ; કારણ કે એવી એ વિદેશ જાત રાજનીતિનાં પરિણામો હજુ સુધી સ્થિર થઇ શકેલાં નથી, તથાપિ ગોકુલજીભાઇએ તે-વિદેશજાત રાજવિદ્યાનાં જે-તત્ત્વો આપણી સ્વદેશ જાત રાજવિદ્યાનાં મૂળતત્ત્વોને અનુરૂપ હતાં તેમનો ઉપયોગ આપણાં દેશી રાજ્યોમાં ધીમે ધીમે પણ કરાતો થાય તો તે હિતાવહ થઇ પડે એવી કલ્પના કરેલી, અને એ કલ્પનાને તેમણે જુનાગઢ રાજ્યમાં એક 'મંત્રિસભા' સ્થાપીને તેમજ તેને સર્વોપરિ અધિકારવાળી બનાવીને મૂર્ત રૂપ આપેલું હતું. આ મંત્રિસભાના તાબામાં તેમણે રાજ્યનાં તમામ અધિકરણો (ખાતાંઓ)ને મૂકી દીધેલાં, અને એ મંત્રિસભાના સભાસદોને જુદા જુદા ખાતાના અધ્યક્ષ

* જુવો 'સ્વ૰ ગોકુલજી ઝાલા તથા વેદાન્ત' પાનાં ૨૩૩-૩૫

(અમાત્ય) પણ ઠગવી દીધેલા હતા આ પ્રમાણે તેમણે જે વ્યવસ્થા કરેલી તેને પરિણામે દીવાનની સર્વોપરિતાનો અંત આવેલો અને તે પણ બીજા અમાત્યોની પેઠે અમુક ખાતાંઓનો અધ્યક્ષ રહેવા પામેલો; એટલું જ નહિ, પરંતુ મહત્ત્વનાં કામો મંત્રિસભા આગળ મૂકાતાં એટલે દીવાનને એ સભામાં થતી બહુમતીને અનુસરવું પડતું પણ હતું. ગોકળજીભાઇએ રચેલ આ પ્રકારનું શાસનતંત્ર તે સમયના કાઠિયાવાડમાંના અગર તો તે બહારનાં ઇતર સંસ્થાનોમાં પ્રવર્તતા શાસનતંત્રોથી ભિન્ન-વિલક્ષણ-કોટીનું તથાપિ પ્રાચીન હિંદુ રાજવિધાનાં સિદ્ધાંતોને અનુસરતું બનેલું; અને આ વાત જ એના ઉત્પાદકની સમયજ્ઞતા તથા ભવિષ્યજ્ઞતાને સાબીત કરાવનારી ગણાશે. રાજ્યનાં કાર્યને લગતી એકંદર જવાબદારી આ પ્રમાણે, મંત્રિસભાના માથા ઉપર રખાયલી તેને પરિણામે જૂનાગઢના રાજકર્તા રાજકાર્યોને લગતી સીધી જવાબદારીમાંથી મુક્ત રહી શકે એવો યોગ થઇ આવેલો. સુજ્ઞ ગોકુલજીભાઇની આવી આ દૂરદૃષ્ટિનું ફળ એ આવેલું કે, તેમના પછી થયલ કાર્યભારી જમાદાર ખાનબહાદૂર સાલેહ હિંદી બીન સાલમ સી. આંઇ. ઇ. ના વારામાં મેયા (મહીયા) લોકોના થયલ વધનો સંકટમય પ્રસંગ રાજ્યપરત્વે ઉપસ્થિત થઇ આવેલો ત્યારે અંગ્રેજ સરકાર એ વખતના નવાબ સાહેબ બહાદુરખાનજી ખુદને એ વધ પ્રબંધના કર્તા ગણી તે બદલ તેમને પોતાને જવાબદાર ગણવાના પ્રયાસમાં પડેલા તે તેમનો પ્રયાસ સફળ થઇ શકેલો નહિ, અને એ સાર્વભૌમ સરકારને, જૂનાગઢ રાજ્યની મંત્રિસભાને તે કૃત્યબદલ જવાબદાર ગણી સંતુષ્ટ રહેવું પડેલું હતું.

વળી બીજી એક વ્યવસ્થાના જન્મદાતા ગોકુલજીભાઇજ હતા. અંગ્રેજી ખાલસા મુલકમાં તેમજ ઇતર દેશી રાજ્યોમાં મુલ્કી એટલે કે અમલબજાવણી (Executive) ખાતું અને ન્યાયખાતું કેટલાક પ્રમાણમાં એક બીજામાં મળેલું હતું અને આજ સુધી પણ છે, અને તે ઉભય ખાતાં એક બીજાથી સાવ જૂદાપણું ધરાવતાં પણ નથી. ગોકુલજીભાઇએ એ ઉભય ખાતાંને એક બીજાથી સર્વાંશે વિયુત- સ્વતંત્ર- રાખવા રખાવવાની યોજના ઘડીને તેને અમલમાં પણ મૂકેલી હતી. આ પ્રકારની પહેલ કરવાનો યશલાભ પણ જુનવાણી ગણાવાતા જૂનાગઢ રાજ્યને તથા તેના દીવાન ગોકુલજીને ફાળે જાય છે. રાજપુરૂષો તથા રાજ્યના તમામ નોકરોમાં ચારિત્ર્યશુદ્ધિ હોવીજ જોઇએ એ વાત ઉપર આગ્રહ પૂર્વક ભાર મૂકીને તેમણે ચારિત્ર્યસંપન્ન સ્થાનિક ગૃહસ્થોને રાજ્ય સેવામાં ઉત્તેજેલા, અને તેવી કોટીના ઉપયોગી ગૃહસ્થોને રાજ્યની નોકરીમાં યોજવાને સતત ઉદ્યમ કરેલો હતો, અને તેમ કરવામાં તેમણે

ન્યાતજાતના ભેદને તિલાંજલિ પણ આપેલી હતી. રાજ્યના રાજ્યત્વ તથા પોતાના રાજાના રાજત્વને સુરક્ષિત રાખી શકવાના હેતુથી તેમણે રાજ્યમાંથી તેમજ રાજ્યબહારના પ્રદેશોમાંથી દી. બ. મણિભાઇ જશભાઈ મહેતા આદિ સમર્થ સજ્જનોને રાજ્યસેવામાં આમંત્રી-નિયોજીને તેમને રાજ્યમંદિરના સ્તંભ રૂપે સ્થાપી દીધેલા હતા; એટલુંજ નહિ, પરંતુ તેમણે પોતાની રાજદ્વારીય શિલ્પકળાને નવરૂપમાં મૂર્તિમતી કરી બનાવેલી પણ ખરી. વળી યુરોપીય ભાવનાનો જે મહાનદ વહેતો થયલો તેના મોહજનક નીરપાનથી આપણી "સ્વદેશજાત" સંસ્કૃતિ લુપ્ત થવા ન પામે તેટલા માટે તેમણે તે સમયના કાઠિયાવાડ-ગૂજરાતના કેટલાક અગ્રગણ્ય, વિચારશીલ અને વગદાર પુરુષોનો સંસર્ગ સાધીને ધર્મજ્ઞાનને જીવતું રાખવા તથા ફેલાવવાના પ્રયાસો પણ કરેલા હતા. આવા તત્ત્વજ્ઞ તથા સમયજ્ઞ ગોકુલજીભાઈ જેવા અપુત્ર જ્યેષ્ઠ બંધુની અંત્યેષ્ટિ ક્રિયા સ્વહસ્તે કરીને સર્વથા તેમના "માનસ પુત્ર" બનેલ રાયજી સાહેબ, એ જ પોતાના વડીલનાં જીવનસૂત્રો તથા નીતિમંત્રોને પોતાનાં કરીને દેશકાળ દૃષ્ટિએ શક્ય હોય તેટલા પ્રમાણમાં તે સર્વનો પ્રયોગ અધિક વ્યાપક પ્રકારે કરવામાં ઉત્સાહી બની રહે, તો તે જેટલું સ્વાભાવિક ગણાશે તેટલું આશ્ચર્યજનક ગણાશે નહિ. અર્થાત્ સુજ્ઞ ગોકુળજી ઝાલાએ અને તેમના પછી તેમના રાજદ્વારીય ઉત્તરાધિકારી રાયજી સાહેબે કરેલ કરાવેલ રાજકાર્યો તેમજ બીજી પ્રવૃત્તિઓ રૂપી મણિકાઓને એક માળાના આકારમાં સંગ્રથિત કરીને જો સૂક્ષ્મ બુદ્ધિશાળી, વિવેકસંપન્ન ઇતિહાસ વિવેચક, એ ઉભય મહાપુરુષો વચ્ચે રહેલ સદ્દશતા—એકસૂત્રતા—ખોળી કાઢવા જેટલો શ્રમ ઉઠાવશે, તો આ કથા લેખકને તો ખાત્રી છેજ કે તેવાનો તેવો પ્રવાસ અમારાથી પૂર્વે નિર્દિષ્ટ કરાયલ વિચારસરણિને અનુરૂપ ફલિત થયા વિના રહેશે પણ નહિ.

અર્થાત્, આ પ્રકરણ અમે સમાપ્ત કરીએ તે પહેલાં એટલું જ કહેવાનું કે, જો કોઇ એવું નાગર કે મુત્સદ્દી કુળ હોય કે જેણે લાંબામાં લાંબા વખત સુધી એકને એક જ રાજ્યની—અને આ કથાદૃષ્ટિએ જૂનાગઢ રાજ્યની નવાબીની—એકનિષ્ઠાથી સેવા કર્યા કરી હોય, જેણે બહુસંખ્ય નવાબ સાહેબોને વધારેમાં વધારે દીવાનો તથા ખાનગી કાર્યભારીઓ પુરા પાડીને સાંગોપાંગ રાજ્યભક્તિ પ્રદર્શન કરી બતાવેલ હોય, અને વળી જેણે જૂનાગઢના નવાબો સિવાય અન્ય રાજ્યના રાજાના નોકર બની તેવા રાજાને તે તરીકે

નમન કર્યું ન હોય, તો તે ફક્ત પૂર્વસંચિત "ઝાલાનું ઘર"જ છે. દીવાન અમરજીએ તથા તેમના વીર પુત્રોએ અનુપમ રાજ્યભક્તિ દાખવેલી છે એ વાત અવિવાદ છે; તથાપિ તે દીવાન કુળનો નવાબી સાથેનો સંબંધ, ઝાલાકુળ સાથેની સરખાવણીમાં અલ્પાયુષી દેખાય છે, અને જો કે તે કુળના દીવાન રઘુનાથજીએ તથા વીર માસ્તર. રણછોડજીએ જૂનાગઢ રાજ્ય તરફ પોતાની વફાદારીની ધારા અખંડ વહેતી રાખેલી છે, તથાપિ તેમણે જૂનાગઢના નવાબથી ઉપેક્ષિત થતાં-અલબત્ત પ્રાણહર પ્રતિકૂળ સંયોગને લીધે-જામનગર રાજ્યની નોકરી અમુક પ્રકારે સ્વીકારીને જામસાહેબને નવાબ સાહેબની હારમાં ગણી લીધેલા હતા એટલે આપણે એટલું તો ટપકાવી શકીએ કે, વીર પિતા દીવાન અમરજીએ જે પ્રકારે અનન્ય સ્વામિભક્તિનું પાલન કરી બતાવેલું છે તે પ્રકારે તેમના વીર પુત્રોથી કરી બતાવાયલું નહિ ! આથી ઉપર પ્રકારનો દાખલો આપણને ઝાલાકુળના રાજકીય ઇતિહાસમાથી મળી આવે છે, અને તે એ કે, ઝાલાકુળના કોઇ પણ દીવાન કે ખાનગી કાર્યભારીએ પોતાના સ્વામી નવાબસાહેબ તરફથી ઉપેક્ષિત કે પરિત્યક્ત થયા પછી અન્ય કોઇ રાજ્યની નોકરી સ્વીકારેલી નથીજ. અર્થાત્, ઇ. સ. ૧૯૧૧ની સાલમાં સાર્વભૌમ અંગ્રેજ સરકારે, નવાબ મોહોબતખાનજી ત્રીજાની સગીર ઉમ્મર હોવાને સબબે જૂનાગઢ રાજ્યનો આંતર વહીવટ પહેલીજવાર પોતાના હાથમાં લઇ લીધો ત્યાં સુધીના નવાબી રાજકાળ દરમ્યાન તો આ ઝાલાકુળનો રાજ્ય સાથેનો સંબંધ તંતુ લગભગ અવિચ્છિન્નજ રહેવા પામેલો છે એમ આપણે સમગ્ર વસ્તુસ્થિતિ વિચારીને કહી શકીએ તેમ છીએ.

આ પ્રકરણમાં ઝાલાકુળનો ઇતિહાસ થોડાક લંબાણથી આપેલો છે. તથાપિ એમ કરવાનું કારણ નથી એમ તો નથીજ. આ કથાના નાયકના પૂર્વજોએ જે પ્રકારનાં નીતિસૂત્રોને સ્વીકારીને રાજ્યસેવા કરેલી છે, અને ખાસ કરીને પુરૂષોત્તમરાયજીની કાર્યભારિતા સુજ્ઞ ગોકુળજીભાઈની કાર્યભારિતાનું વિકસિત રૂપ પણ છે; એટલે હવે પછીના પ્રકરણમાં જે બધી હકીકત આવવાની છે તેની પૂર્વભૂમિકા રૂપે આ પ્રકરણને અમારા આ ગ્રંથના પાઠકે ગણી લેવું જોઇશે.

—◻—

# પ્રકરણ ૨



## जूनागढ राज्यनुं बाबीकुळ अने नागरो

---

મોગલ શહેનશાહના ઉત્તરાધિકારી તરીકે મુસલમાન સરદારો તથા અમીર ઉમરાવો ગૂજરાત-કાઠિયાવાડમાં પોતપોતાની ફાવટ પ્રમાણે પોતપોતાને માટે નાનાંમ્હોટાં નવાં નવાં સંસ્થાનો ઊપજાવી શકેલા, એમ એ અસ્ત પામતી જતી શહેનશાહતની નોકરીમાં રહીને તેના હિતાર્થે પ્રાણાર્પણ કરતા રહેલ નાગર બ્રાહ્મણ સરદારો તથા મુત્સદ્દીઓના ઉત્તરાધિકારી જેવા નાગરોએ પણ. એ શહેનશાહના અવશેષો રૂપે ઊભાં થયલ નાનાં મ્હોટાં રાજ્યોની સેવામાં પ્રવૃત્ત રહીને પોતાની કર્તવ્યનિષ્ઠાને ઉજ્જ્વળી રાખવામાં કશી પણ ક્યાશ રાખેલી નથી. નાગર મુત્સદ્દીઓએ તથા નાગર સિપાહીમાલારોએ જો ધાર્યું હોત તો તેઓ પોતાની કલમ અને બરછીના બળે પોતાને માટે નાનાં મ્હોટાં સંસ્થાનો ઊપજાવી ન શકત એમ કહી શકાય નહિ. પરંતુ તેઓ તે પ્રમાણે કરવાને પોતાની પરંપરાગત ધર્મનિષ્ઠા તથા નીતિમત્તાથી સ્ખલિત થયા નથી એ હકીકત એવી છે કે, તેનાથી તેમની નિર્લોભિતા પ્રતિપાદિત થઈ આવ્યા વિના રહી શકતી નથી. મુસલમાન જાતિના પગ હિંદુસ્તાનમાં સ્થિર થઈ ગયા પછીના સમયમાં એક નવીજ રાજદ્વારીય પરિસ્થિતિનો ઉદ્‌ભવ થઈ આવેલો હતો, અને તેના પરિણામમાં હિંદુ સ્વાર્થ અને મુસલમાન સ્વાર્થ—એ ઉભય વચ્ચે એક પ્રકારની અભિન્નતા આણી દેવાને માટે પ્રત્યક્ષ તથા પરોક્ષ માર્ગે એક મહાપ્રયાસ એ કાળના સમજુ મહાપુરુષોને હાથે થઈ રહેલો હતો. આવો મહાપ્રયાસ કરવામાં અને તેને બને તેટલો સફળ કરવામાં અનેક હિંદુ જાતિ જ્ઞાતિના લોકોએ ભાગ લીધો હશે અને લીધો છે પણ ખરો; તો પણ

એટલું તો નિઃશંક છે કે, જનસંખ્યાની દૃષ્ટિએ નહિવત્ ગણાય તેવી નાગરજ્ઞાતિની મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીએ જે ફાળો પૂર્વોક્ત પ્રકારના પ્રયાસમાં પોતાના બુદ્ધિબળથી તથા અંગબળથી આપેલો છે તે એવો છે કે હિંદુસ્તાનના સમસ્ત વાસ્તવિક ઇતિહાસના જાણકારથી તેનો ઇન્કાર થઈ શકે તેમ નથી. ગુજરાત–કાઠિયાવાડના સ્વતંત્ર રાજાઓના સમયથી (તે પૂર્વના કાળની વાત બાજુ ઉપર રાખીએ તો પણ) તે છેક મુસલમાની રાજકુળના અંત પર્યંત અને તે પછીના રાજકીય અસ્તવ્યસ્તતા–અરાજકતા–વાળા સમયમાં પણ નાગર રાજનીતિજ્ઞોએ તથા યુદ્ધવીરોએ હિંદુ તેમજ મુસલમાન રાજાઓ, તથા નવરાજ્યસ્થાપક જાગીરદારો, સુબાઓ, સરદારો વગેરેના પક્ષે રહીને પોતાના સ્વામીઓની સેવા કરવામાં અને તે માર્ગે પોતાના દેશજનોની પરોક્ષ સેવા કરવામાંજ પોતાની નાગરિકતાની સફળતા જોયલી છે. ખાસ કરીને મુસલમાની રાજ્યોની નોકરીમાં પ્રવિષ્ટ થયલા નાગરોએ જે એક મહત્વનું કામ કરી બતાવેલું છે તે એ કે, તેમણે પોતાથી સેવાતી રહેલી એ મુસલમાન રિયાસતોને ધીમે ધીમે હિંદુ–વિરોધી મટાડીને હિંદુ રંગે લગભગ રંગી દીધેલી પણ છે. અર્થાત્, રાજ્યસેવા અને તે મારફત બને તેટલી લોકસેવા–એ નાગર બ્રાહ્મણોનો એક પરંપરાગત વ્યવસાય થઈ રહેલો હતો, અને તે જો કે પાછળથી એટલે બ્રિટિશ સર્વોપરિતાની સ્થાપના પછી અનેક બળોને કારણે ધીમેધીમે ઘસાતો ગયેલો છે, તો પણ તે પ્રકારનો વ્યવસાય નાગરો અદ્યાપી પર્યંત સાવ તજી શકેલા નથી, તેમ તેઓ પોતાનો તે વ્યવસાય બદલીને બીજા વ્યવસાયોમાં એકદમ પડી શકે એવું તેમનું જેમ માનસ નથી તેમ એવી તેમની સ્થિતિ પણ નથી, આ છતાં એટલું તો ખરૂંજ છે કે, રાજ્યાધિકાર-ભોગી થઈ રહેવાનું પસંદ કરનાર નાગરોએ ધનભોગલુપ્તાને પોતાના જીવન-ક્ષેત્રોમાંથી લગભગ બહિષ્કૃત રાખેલી છે અને તેના પરિણામમાં જો કે તેમની આર્થિક અવસ્થા સ્પૃહણીય રહેવા પામેલી નથી, તથાપિ તેમની નાગરિકતા એકંદરે તેમજ સાપેક્ષદૃષ્ટિએ અદૂષિત રહેવા પામેલી છે, એમ આપણે આપણા સમગ્ર જન સમાજના વિવિધ અંગોના ગુણદોષોની વાસ્તવિક અને તુલનાત્મક પરીક્ષા કરીને કહી શકીએ તેમ છીએ. રાજ્યાધિકારની પ્રલોભકતા એટલી તો પ્રબળ છે કે તે ગમે તે માણસને પોતાની જાળમાં ફસાવ્યા વિના રહેતી નથી. એટલુંજ નહિ, પરંતુ તે તેવા ફસાયલા મનુષ્યને ઘણે ભાગે પોતાનો સ્વાર્થ સાધી લેવાને પ્રેરી પણ રહે છે. આમ હોઈને કુળક્રમાગત ઉચ્ચ આચાર વિચારોથી ઘડાતા ન રહેલ માણસના હાથમાં જો ગમે તે માર્ગે રાજ્યાધિકાર

થઈ પડે છે તો જૈનસમાજનું કલ્યાણ થવાનો સંભવ બહુજ થોડો રહે છે, હિંદુજન-સમાજમાં નાગર બ્રાહ્મણોની રહેણી કરણી એકંદરે સર્વોત્કૃષ્ટ મનાતી રહેલી છે એ પાનનો ઉંચાઇ ઇન્કાર કોઇથી થઇ શકે તેમ નથી. આમ હોવાથી નાગરો થી સેવાનાં રહેલ રાજ્યોના ગૌરવમાં નથી થવા પામી ક્ષતિ કે નથી થવા પામ્યું તેમનું અકલ્યાણ; પોતાના સ્વાર્થનું બલિદાન આપીને પણ રાજ્યની ઇમારતને બને તેટલા પ્રમાણમાં ખંડિત થવા ન દેવા માટે પ્રયત્નશીલ રહેવું એ તેમની યથાર્થ બ્રાહ્મણતા સૂચક ગણાય તેવી પરંપરાગત રાજવિદ્યા હતી અને છે, અને તેજ કારણે હજુ સુધી નાગરો સામાન્યતઃ પોતાને રાજ્યશાસક તો નહિ પરંતુ કેવળ 'રાજ્ય'ના નોકરો તરીકે ઓળખાવવામાં પોતાની મહત્તા માની રહેલા છે. ગુજરાત-કાઠિયાવાડમાંનાં જે નાનાં મ્હોટાં રાજ્યોમાં નાગરો કાર્યભારી પદે છેક હમણાં સુધી રહેલા તે રાજ્યોનાં વૃદ્ધિક્ષયનો તેમજ તેમના નાગર કાર્યભારીઓના ઉત્થાસ્તનો ઇતિહાસ આપણને નાગર મુત્સદ્દીગીરી તેમજ નિર્મલ સેવાપરાયણતાનો સ્પષ્ટ ખ્યાલ આપશે જ. મતલબ કે, નાગર બ્રાહ્મણો નો મુખ્ય ઐહિક જીવનવ્યવસાય વર્ષોથી રાજ્યસેવા હતો અને હજુ પણ તે સાવ નષ્ટ થયો પણ નથી અને તેને સાવ નષ્ટ થતાં ઘણી જ વાર લાગશે. આમ હોઇને નાગરોનો મ્હોટો ભાગ રાજ્ય સેવામાં પ્રવિષ્ટ થયલો કે થતો દેખાય તો તે કારણે તેમને દોષિત ગણી શકાશે નહિ. હિંદુસ્તાનના વ્યવહાર જીવનમાં વર્ણાશ્રમ વ્યવસ્થાએ તથા જ્ઞાતિ વ્યવસ્થાએ મ્હોટો ભાવ ભજવેલો છે. અને તે સંસ્થાઓના અસ્તિત્વને લીધે જનસમાજના જુદાજુદા થરોમાં વ્યવસાયોની વહેંચણી થઇ ગયલી તેને પરિણામે જે અર્થસાધક તંત્ર ઉપસ્થિત થઇ આવેલ તેને લીધે સમાજમાત્રનું સમતોલપણું નિર્વહિત થઇ રહેલું; એટલું જ નહિ, પરંતુ વર્ણો, જાતિઓ, ઉપજાતિઓ તથા જ્ઞાતિઓને એક બીજાનો દ્વેષ કરવાનું કે એક બીજા સાથે અથડામણમાં આવવાનું નિમિત્ત મળતું ન હતું, અને તેને પરિણામે તમામ ઉપજનસમાજોમાં સહકારની ભાવના ઉદિત થઇ રહેતાં લોકો બધા પોતપોતાના વ્યવસાયમાં મગ્ન રહીને સંતોષાનંદ સાથેનું શાંતિ સુખવાળું જીવન વ્યતીત કરી શકતા પણ હતા. આ એક મનોધર્મ વિષયક સત્ય છે કે, એકજ વ્યવસાયમાં બધી કોટીના બધાય મનુષ્યો પડે તો તેમની વચ્ચે ખોટી સ્પર્ધા મંડાયા વિના રહે નહિ, અને પાછીથી સ્પર્ધા તીવ્ર થતાં થતાં અંતે ઇર્ષ્યા-દ્વેષ-નું રૂપ પકડીને એવા મનુષ્યોમાં એકબીજાની સામે છાની ઉઘાડી શત્રુતાને જન્મ આપેજ. ટુંકામાં કહીએ તો, અન્ય જાતિઓ કે કે જ્ઞાતિઓને જે તેમણે પોતે સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લીધેલ વ્યવસાયો-વૃત્તિઓ કે ધંધા

માટે દોષિત ગણવામાં આવતી નહોય, તો પછી કેવળ નાગરબ્રાહ્મણ જ્ઞાતિ કે જેણે કેવળ રાજ વિદ્યા કેળવી તેને પોતાના જીવન નિર્વાહક વ્યવસાય રૂપ બનાવેલી છે તેને, રાજ્યસેવાના ક્ષેત્રમાં પ્રધાનતા ભોગવતી દેખીને દોષિત ઠરાવી દેવાનો જે હેતુ પૂર્વક પ્રયત્ન, ખાસ કરીને બ્રિટિશ સર્વોપરિતાની ગૂજરાત–કાઠિયાવાડમાં સ્થાપના થયા પછી થતો રહેલો છે તે જેમ આપણા પુનકાલિન ઇતિહાસને કલંક રૂપ કરનાર છે તેમ તે શુદ્ધન્યાય કે ધર્મન્યાયનો વધ કરનાર પણ છે. વળી નાગરોનો મોટો ભાગ રાજ્યસેવામાં પડતો હતો તેથી કરીને નાગરેતર જ્ઞાતિઓ સામે રાજદ્વાર બંધ કરી રખાયલું એમ પણ સમજવાનું નથી; કારણ કે રાજસ્થાનોનો ઇતિહાસ કહી આપેછે કે, ગૂજરાત–કાઠિયાવાડમાંની નાગરેતર જ્ઞાતિઓમાંથી ઘણીય વ્યક્તિઓ રાજ્યસેવામાં પ્રવેશેલી અને મોટાં પદ પામેલી અને તેમની સાથે મળીને નાગર રાજ્યાધિકારિઓએ રાજ્યસેવા કરવાનું ચાલુ રાખેલું પણ હતું તથાપિ એટલું પણ સત્ય છે કે, એ બધી અગર કેટલીક જ્ઞાતિઓએ નાગરોની પેઠે રાજ્યસેવાને પોતાના એક સર્વસાધારણ અગર લાક્ષણિક વ્યવસાય રૂપે ગણેલી નહિ, એટલે એવી રાજ્યસેવાપ્રવિષ્ટ નાગરેતર રાજપુરુષોની સંખ્યા જૂજ જેવી જણાઇ આવેછે, આટલી આ વિષય પરત્વે ચર્ચા કરી અમે હવે વિરમીએ છીએ. આટલી પણ ચર્ચા અમારે આ બાબત કરવી પડી છે તેનું પણ કારણ છે, અને તે એકે, બ્રિટિશ સરકારની સર્વોપરિતાની સ્થાપના થયા પછી તેમના રાજદ્વારીય ખાતાએ ગૂજરાત–કાઠિયાવાડમાં મુત્સદ્દીગીરીની બાબતમાં સર્વથી આગળ પડતી નાગરમુત્સદ્દીગીરીનો લોપકરી નાંખવાને જે વિવિધ ઉપાયો રચેલા હતા તે પૈકી એક ઉપાય, નાગરોને રાજ્યાધિકારમાત્રના ઇજારદાર જેવા ગણાવી દઇને તેમના હરિફ તરીકે નાગરેતર જ્ઞાતિઓને વારા ફરતી ઊભી કરવાનો હતો. આ તેમની રાજદ્વારીય ચાલનું પરિણામ એકલા નાગરોને જ સોસવું પડેલું છે એમ નથી; પણ રાજ્યાધિકાર પ્રાપ્ત કરવાના લોભથી રાજકીય અખાડામાં ઊતરેલ તમામ નાગરેતર જ્ઞાતિઓના પુરૂષોને સહેવું પડેલું છે, અને વળી રાજસ્થાનોને જે હાનિ થઇ આવેલી છે તે તો વધારામાં. અમારી આ જીવનકથાના નાયક પૂર્વોક્ત પ્રકારની બ્રિટિશ રાજદ્વારીય ચાલના ભોગ બનેલા છે અને તેથી અમારે પૂર્વોક્ત પ્રકારે આ વિષયની થોડીક પણ ઇતિહાસ દ્રષ્ટિએ ઉપકારક ગણાય તેવી ચર્ચા કરવી પડેલી છે. અમારા પાઠકને આ અમારાથી કરાયલ ચર્ચા અસ્થાને કે અનુચિત લાગે તો તે બદલ અમે તેની ક્ષમા યાચી લઇએ છીએ.

હવે અમે મૂળ કથાસૂત્રને વિસ્તૃત કરશું. રાજ્યકાર્યમાં નાગરોની ઉપયોગિતા સમજીને મુસલમાન રિયાસતોમાં જેમ તેમનો સંગ્રહ કરવામાં આવતો હતો તેમ ખુદ અંગ્રેજ સરકારની સંસ્થા પ્રભુતા આપણા કાઠિયાવાડમાં સર્વોપરિ થતાં સાથે ત્યારે તે વિદેશી સરકારે પણ નાગર મુત્સદ્દીઓને ઉપકારક ગણીને પોતાની સત્તામાં લીધેલા હતા. તે છતાં આવી રાજ્યસેવાપરાયણ સમસ્ત ધનવતી જાતિને, આપણા આ સંક્રાન્તિકાળમાં, જે નીતિના તથા શિષ્ટતાભંજક જાતિના ઉપાસકોને હાથે નિંદિત તથા અનેકધા હડધૂત થવાનો વખત આવ્યો છે એ એક શોચનીય બીના ગણાશે. અર્થાત્ નાગરોના સર્વસાધારણ ગુણરૂપ ગણાતી રાજ્યવિધાકુશળતા, ચતુરતા અને વિશુદ્ધ રાજ્યભક્તિ કે રાજભક્તિ વગેરે રાષ્ટ્રોપકારક શક્તિસંપત્તિ તેમના ક્રમશઃ થતા ગયેલા અનાદર કરનારા કરાતા ગયેલા દ્વેષ જનિત રાજકીય વિનિપાતના કારણરૂપ બનેલ છે, એ વાત પરત્વે શંકાને સ્થાન જ નથી. એક વાત યાદ રાખવા જેવી છે તે એ કે રાજ્યતંત્રમાન સહાયતાસાધ્ય છે, એટલે કોઈપણ રાજ્ય કે કોઈપણ રાજ્યકર્તા જાતિ કે જ્ઞાતિના લોકોને જો અન્ય દિશામાંથી આવશ્યક સહાય મળતી ન હોય, તો તેનાથી પોતાનું પ્રભુત્વ કે અમલ જમાવી કે નભાવી શકાતું નથી. આ સિદ્ધાન્તની ઉપકારકતા હિંદુ તેમજ મુસલમાન રાજકર્તાઓ તથા જુદીજુદી જ્ઞાતિના સમજુ લોકોના લક્ષમાં રહેતી એટલે જ રાજકર્તાઓએ દેશકાળ દૃષ્ટિએ ઉપયોગી થાય તેવા મતિશક્તિસંપન્ન તથા ક્રિયાશક્તિસંપન્ન ગણાતા નાગરોને ઘણેભાગે પોતાના દરબારમાં સ્થાન આપેલું હતું અને ઇતર જ્ઞાતિઓના જે વિરલ પુરુષો રાજ્યસેવામાં પ્રવેશતા હતા તેઓ પણ નાગરોના સાથી બનીને પોતાના સેવાધર્મને સફળ કરતા રહેતા હતા. આપણા દેશના આ ભાગમાં બહુસંખ્ય હિંદુઓ ઘણે ભાગે નાગરો, બ્રહ્મક્ષત્રીઓ તેમજ વાણિયા વિગેરેથી ભોગવાઇ રહેલ પદવીઓ તથા ગામગરાસાદિને લગતા લેખો અને તમને ઓળખાવતી અવટંકોને અનુલક્ષીને જો ઐતિહાસિક પર્યેષણા કરવામાં આવે, તો જે કેટલાક અનિષ્ટ પૂર્વગ્રહો હાલ આપણા ચિત્તને કલુષિત કરી વળેલા રહેલ છે તે બધા ઓગળી જવાના, એટલું જ નહિ, પરંતુ હિંદુજનના મુસલમાન જાતિ સાથેના તેમજ એક હિંદુજાતિના બીજી હિંદુજાતિ સાથેના સંબંધને લગતો વાસ્તવિક ઇતિહાસ લખાઇ શકાશે એ પણ નિઃસંદેહ. આ વિષય પરત્વે અમે ઘણું કહી શકીએ તેમ છીએ, પરંતુ અતિવિસ્તારદોષને પાત્ર ન ગણાવાની ઇચ્છાથી અમે આ વિષયની ચર્ચા લંબાવવાનું મોકુફ રાખેલું છે. એ છતાં અમે કબૂલ કરીએ છીએ કે, આ વિષય પરત્વે અત્ર જેટલું

લખાવવું છે તે પણ વધારે પડતું છે. પરંતુ એટલું લખ્યા વિના છૂટકો ન હતો. આપણી આ કથાના નાયકને ગમે તે પ્રકારે પણ દોષિત દેખાડવાના ઇરાદાથી જે પ્રયત્ન બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારો તરફથી થયલો છે તે પ્રયત્ન રૂપી પરપોટાને પ્રસ્ફોટ તથા પરાભવ કરવા અર્થે અમારે આટલું પણ અત્ર લખવું પડેલું છે

હવે આપણે જૂનાગઢ રાજ્ય પ્રતિ દૃષ્ટિ ફેરવશું. જૂનાગઢમાં બાબી રાજકુળના સ્થાપકના વંશજ નવાબોએ પણ નાગરોને 'પોતાના' એટલે કે પોતાના આત્મજન ગણવાનુ ચાલુ રાખેલ અને નાગરોએ પણ એ પોતાના સ્વામીઓને સંપૂર્ણ વફાદારીથી વળગી રહીને તેમના રાજ્યને પોતાનુ ઘર સમાન ગણીને તેની તનમનધનથી સેવા કરવામાજ પોતાના જીવનની સાર્થકતા જોયલી હતી, અને એ ઉભય પક્ષનુ જે આવુ વર્તન હતુ તે પરસ્પર લાભકર્તા હોઇ સ્વાભાવિક પણ હતું અર્થાત્ નાગર મંત્રશક્તિ તથા ક્રિયાશક્તિને પરિણામેજ બાબીરાજકુળ સોરઠમાં સ્થાયી રૂપ પકડી શકેલુ એ વાતમા સંદેહને સ્થાનજ નથી; અને તેથી કરીને આ બાબી રાજકુળના છેક ઈ સ. ૧૯૧૧ સુધીના સળંગ ઇતિહાસને, જૂનાગઢમાની નાગર જ્ઞાતિના ઇતિહાસથી કોઇપણ પ્રકારે વિચ્છિન્ન કરી શકાય તેમ નથીજ. ઇ. સ. ૧૯૧૧માં નવાબ રસુલખાનજી બહેસ્તનશીન થયા પછી જે નવી પરિસ્થિતિમા નવાબી મૂકાઈ ગઇ તેના પરિણામમા જૂનાગઢ રાજ્યને નાગરમંત્ર શક્તિ તથા ક્રિયાશક્તિનો લાભ મળતો બંધ પડતાં જે પરિણામ આવેલું આપણે આજે જોઇ રહેલા છીએ તે, ખરેખર, એક પ્રકારે ઘણુંજ શોચનીય છે, પરંતુ એ પરિણામ લાવવાનો દોષ જેટલા પ્રમાણમાં, બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાને માથે મૂકી શકાશે તેટલા પ્રમાણમા, અમારા મત પ્રમાણે નવાબ મહોબત-ખાનજી ત્રીજાના માથા ઉપર મૂકી શકાશે નહિ. વસ્તુતઃ બ્રિટિશ સરકારના એ રાજદ્વારીય ખાતાએ, રાજપક્ષે રહે તેવી નાગર મૂત્સદ્દીગીરીને જૂનાગઢમાંથી લુપ્ત કરી દીધેલી અને વફાદારીથી તેમજ રાજ્યને પોતાના ઘરસમાન ગણીને નોકરી કરનારાઓને ઠેકાણે કેવળ પગાર ખાતર નોકરી કરનારા અને સંકટકાળે માથું મેલીને કામ ન કરે તેવા રાજપુરૂષોને રાજ્યમાં ગોઠવીને આ નવમા નવાબની નવાબીને ડગાવી દીધેલી, એ વાત નિઃશંક છે. આમ હોઇ આપણે કહી શકીએ કે નવાબો અને નાગરો—એ ઉભય પક્ષોનો ઇતિહાસ એટલો તો ઓતપ્રોત થઇ રહેલો છે કે, તેને ગમે તેટલો ચુંથી નાખવામાં આવે કે વિકૃત કરવામાં આવે અગર તેને ગમે તેટલો ઉંડો દાટી દેવામાં આવે તોપણ જે વાત ઇતિહાસ

તથા પરિણામની દૃષ્ટિએ સત્ય છે તે સત્યજ રહેશે, અને કાળદેવની કૃપા હશે ત્યાં સુધી તે નષ્ટ થનાર પણ નથી. પહેલા નવાબ સાહેબ બહાદુરખાનજીથી માંડીને તે છેક આ કથાનીરના કાર્યભારિત્વના અંત સુધીનો જૂનાગઢ રાજ્યનો ઇતિહાસ સ્પષ્ટ કહી આપે છે કે, નવાબોનું ખરું બળ અને ગૌરવ, ગમે તેવા વિપરીત સંયોગોમાં પણ જો કોઇથી નિર્વહિત તેમજ સુરક્ષિત થઇ રહેલું હોય તો તેને નિર્વહિત તેમજ સુરક્ષિત રાખનાર નાગર મુત્સદ્દીઓ તથા નાગર સિપાહીસાલારોજ હતા, અને એ મુત્સદ્દીઓએ તથા સિપાહીસાલારોએ પોતાની કલમ કડછી અને બરછીનો યથા પ્રસંગ ઉપયોગ કરીને તેમજ પોતાના પ્રાણ તથા સ્વાર્થની આહૂતિ આપીને પણ પોતાના સેવ્ય સોરઠ સરકારની ગાદી તથા પ્રતિષ્ઠાની રક્ષા કરેલી છે. રાજ્યમાત્રને અને રાજગૃહને ખટપટના એક ભાળા રૂપે સહજ કલ્પી શકાય; એટલે તેજોદ્વેષી તેમજ રાજ્યાધિકારના લોભી પક્ષો તથા પક્ષો એક બીજા વિરુદ્ધ છાનું ઉઘાડું વર્તન રાખી એક બીજાનો પરાભવ કરવાના પ્રયાસો કરતા રહે તેમાં નવાઇ જેવું નથી. રાજત્વ ગમે તો એક રાજામાં સમાવિષ્ટ થતું હોય કે ગમે તો રૂપધારી લોકાધિપત્યમાં સમાવિષ્ટ થતું હોય તોપણ રાજ્યાધિકાર મેળવવાને માટે તરફડતા લોકોની લોભલીલા તો ત્યાં દેખાવાનીજ, અને એ લોભલીલાને અંગે પક્ષો પણ સ્થપાવાનાજ. પક્ષો જેમાં પડેલા કે પડતા ન હોય એવી જ્ઞાતિ, જાતિ કે જનતામાત્રની કલ્પના, માનવસ્વભાવમાં રહેલી લોલુપતાની દૃષ્ટિએ કરી શકાતી નથી. માનવેતર પ્રાણીઓને રક્તે રક્તે હેળવીને એકત્ર કરી શકાય; પરંતુ વિકારવશ મનુષ્યપ્રાણી એવું તો ગૂઢ મનોવૃત્તિવાળું તથા દુર્દમ્ય છે કે તેની સૃષ્ટિમાં કદી પણ સર્વવ્યાપક અને તેવી કાયમી એકતા આણી શકાતી નથી, અને તેમાં પણ જ્યારે તેની સૃષ્ટિમાં પક્ષો પડીને તેમની સંખ્યામાં જેમ જેમ વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ માનવ વિકારોની લીલા પણ વિસ્તરતી જાય છે પણ ખરી, અને તેને પરિણામે માનવ સૃષ્ટિ ઊર્ધ્વગામી થવાને બદલે અધોગામી પણ બની રહે છે. વસ્તુતઃ વારંવાર ઘોષિત થતો 'વિશ્વશાંતિ' શબ્દ પક્ષપ્રધાન રાજ્યો પરત્વે અર્થહીનજ બની રહેછે. આ છતાં માનવ સૃષ્ટિમાં પક્ષની ઉત્પત્તિને એક પ્રાકૃતિક ઘટના રૂપે આપણે ગણવી પડેજ. માનવ સૃષ્ટિમાં આપણે જે જૂદી જૂદી જાતિઓ, જૂદા જૂદા વર્ણો, ઉપજાતિઓ, જ્ઞાતિઓ, વિવિધ વાદદર્શક સંસ્થાઓ તથા મંડળો વગેરે દેખીએ છીએ તે બધાં વસ્તુતઃ સંસ્કારભેદાત્મક તથા સૃષ્ટિવિકાસદર્શક ચઢતા ઉતરતા પ્રકારનાં સોપાનો સિવાય અન્ય કાંઈ નથી અને તેમને આપણે વસ્તુતઃ પોતપોતાના

સ્વાર્થને સાધનાર પક્ષોની સંસ્થા રૂપે ઓળખાવી શકીએ પણ ખરા. આમ જ્યારે પક્ષો બેઉની ઉત્પત્તિ એક પ્રાકૃતિક ઘટના છે, ત્યારે પછી જ્યાં પક્ષ હોય ત્યાં પક્ષપાતિતાનો અત્યંતાભાવ સંભવે નહિ જ. આમ કોઈ સ્વપક્ષપ્રેમ કે સ્વપક્ષપાતિતાને આપણે એક પ્રકારની પ્રાકૃતિક ઘટના, મનુષ્યના મનની નૈસર્ગિક વૃત્તિ કે જે કહો તે ગુણરૂપે ગણવી પડે જ. અને એમ તેને આપણે ગણીએ તો તેની આપણાથી કશાની ગણના સર્વથા દોષપાત્ર તરીકે પણ નહિ. પક્ષપાતિતા કે સ્વપક્ષપ્રેમમાં જ પક્ષબળ કે એ પ્રસંગનું સંઘબળ રહેલું છે; તથાપિ માનવ કલ્યાણ જ સાધવું એવું જ જો નક્કી હેતુ ધ્યેય હોય તો પછી સ્વપક્ષપ્રેમ કે પક્ષપાતિતામાં ઔચિત્યનો પ્રાણ તેમનાથી પુરતો રહેલો હોવો જોઈએ જ. અન્ય પક્ષને હૈતુપૂર્વક ઉપદ્રવ કરીને કે હાની કરાવી કહીને જો કોઈ સ્વપક્ષપ્રેમી પોતાના જ પક્ષને લાભ કરી આપવાને મથે, તો તેનું તેવું વર્તન, સુનીતિની દૃષ્ટિએ, કુત્સિત કોટિનું જ ગણાય. આમ હોઈને આપણે એમ પણ કહી શકશું કે, જૂનાગઢના રાજકીય ઇતિહાસમાં જો કોઈ એવો દાખલો મળી આવે કે, કેવળ પોતાના જ પક્ષના અનિષ્ટ કે ઘૃણાપાત્ર ગણાય તેવા સ્વાર્થ ખાતર અન્ય જાતિ જ્ઞાતિના કે અન્ય પક્ષના લોકોને નાગર મુત્સદ્દીએ કે નાગર સુબેદારે હાનિ કરવા ખાતર જ હાનિ કરી છે, તો તેના તેવા આચરણને આપણે અચૂક નિંદ્ય ગણી શકશું. પરંતુ નાગર જ્ઞાતિનો રાજકીય ઇતિહાસ આવા નિંદ્ય પ્રકારના જાતિ જ્ઞાતિદ્વેષનાં દૃષ્ટાંત ભાગ્યે જ આપી શકે તેમ છે, અને એવાં દૃષ્ટાંત ભાગ્યે જ મળી આવે એ સકારણ હકીકત પણ છે હાલના કરતાં પહેલાંનો દેશકાળ જુદા પ્રકારનો હતો. સમગ્ર દૃષ્ટિએ જોતાં, વ્યક્તિગત અપવાદ સિવાય, જાતિ જાતિના તેમ જ જ્ઞાતિ જ્ઞાતિના વ્યવસાયો જુદા જુદા, સુનિશ્ચિત અને પરસ્પરાશ્રિત કોટીના હતા, અને તેથી કરીને જાતિજાતિ વચ્ચે કે જ્ઞાતિજ્ઞાતિ વચ્ચે દ્વેષ કે સંઘર્ષ થવાનો પ્રસંગ બનતાં સુધી ઉપસ્થિત થતો આવતો નહિ, અને કદાપિ કોઈ અસાધારણ કારણે કોઈ વાર તેવો અનિષ્ટ પ્રસંગ ઊભો થઈ આવ્યો હશે, તો તેવા પ્રસંગનું વિષ દીર્ઘકાલ પર્યન્ત ટકી શકેલું પણ નહિ. ઇતિહાસમાળમાં કોઈ પણ બે જૂદીજૂદી જાતિના કે જ્ઞાતિના રાજપુરુષો વચ્ચે વ્યક્તિગત સંઘર્ષ થયાના દાખલા મળી આવશે ખરા; તથાપિ એ દાખલાઓ ઉપરથી, એ સંઘર્ષના કારણ રૂપે આપણે એવા રાજપુરુષોના જાતિદ્વેષ કે જ્ઞાતિદ્વેષની કલ્પના કરી શકશું નહિ. અર્થાત્ એક જાતિનો કે એક જ્ઞાતિનો રાજપુરુષ બીજી જાતિના કે જ્ઞાતિના રાજપુરુષ સામે રાજદ્વારે ઉપસ્થિત થયેલો

દેખાય, તો તેથી કરીને તેવા ઉભય રાજપુરુષોની જાતિઓ કે જ્ઞાતિઓ એક બીજાની દ્વેષી છે એવું કહી શકાય નહિ. આપણા હિંદુ જનસમાજને અનુલક્ષીને આપણે કહી શકીએ કે, વર્તમાન કાળમા ખાસ કરીને ગૂજરાત કાઠિયાવાડમાં જે પ્રકારે છાની ઉઘાડી શત્રુતા એક જ્ઞાતિ બીજી જ્ઞાતિ પ્રતિ દેખાડી રહેલી છે તેવી શત્રુતાનું અસ્તિત્વ ભૂતકાળમાં ન હતું; એટલુંજ નહિ, પરંતુ આપણાં દેશી રાજ્યોનો ઇતિહાસ કહી આપે છે તેમ, કોઈ પણ એક જ્ઞાતિના પ્રધાન રાજપુરુષને ઉથલાવી પાડી તેને અધિકાર ભ્રષ્ટ કરવાનું જ્યારે જ્યારે બનેલ છે ત્યારે ત્યારે તેવા ઉથલાવી પડાતા રાજપુરુષની પોતાનીજ જ્ઞાતિના પ્રતિપક્ષીઓ અને ઇતર જ્ઞાતિના તેના વિરોધી પુરુષોએ તેની સામે એકો રચીને તેને ઉથલાવી પાડેલ પણ છે, અને તેમ કરવામાં સ્વજ્ઞાતિપ્રેમે કોઈ પણ પ્રતિસ્પર્ધીને પરજ્ઞાતિજનની મદદ લેતાં અટકાવેલ નથી. કાઠિયાવાડમાં વસતી નાગર જ્ઞાતિના ઇતિહાસમાંથી જો આપણે પૂર્વોક્ત પ્રકારના અમારા કથનને પુષ્ટિ આપે તેવાં ઉદાહરણો મેળવવાને પ્રયાસ કરશું, તો તેવાં અનેક ઉદાહરણો આપણને મળી આવશે; એટલુંજ નહિ, પરંતુ આપણને પ્રતીતિ પણ થઇ આવશે કે નાગરોની મુખ્ય વૃત્તિ રાજ્યસેવા હતી, અને તેથી રાજદ્વાર નાગરે નીતિજ્ઞોના એક મલ્લયુદ્ધ કરવાના અખાડા રૂપ બની રહેલું હતું, તથા રાજ્યતંત્ર પોતાના હાથમાં લેવાને માટે નાગરોની પોતાની જ્ઞાતિમાંજ અનેક પક્ષો બંધાવા પામતાં એ બધા માંહેમાંહે એક બીજાના પ્રતિસ્પર્ધી અને ક્વચિત્ ક્વચિત્ અણછાજતા વર્તનવાળા હરીફ પણ બની રહેતા હતા. જૂનાગઢ રાજ્યનો ઇતિહાસ આપણને સૂચવી શકે છે કે, ઝાલાકુળ. દીવાનકુળ. મજમુંદાર કુટુંબ, તથા રાજપ્રતિનિધિનું પદ પામનાર તથા એકસહ સાડાઅગીયાર નાનાં મહોટા સંસ્થાનોનો કાર્યભાર વહેનાર દીવાન અનંતજી અમરચંદ, કુશળ રાજનીતિજ્ઞ તરીકે સુવિખ્યાત થયલ નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચ વગેરે વચ્ચે રાજકીય વિગ્રહ પ્રકટાપ્રકટ રૂપમાં ચાલતો રહેલો અને તેવા વિગ્રહમાં એક યા બીજા પક્ષને જૂનાગઢ બહારના નાગર મુત્સદ્દીઓ ભેળના પણ રહેતા હતા! આમ ઇતિહાસ સાક્ષી બને છે એટલે નાગર માત્રને સ્વપક્ષ પ્રેમી અગર તો અન્ય જ્ઞાતિને અન્યાય કરે તેવા વર્તનવાળા ગણવા ગણાવવાનો જે પ્રયત્ન થઈ રહેલો જોવામાં આવે છે તે જેમ ઇતિહાસના રૂપને વિકૃત કરનાર છે તેમ તે આપણા આખાય સમાજ જીવનને સંયમને માટે વિષભૂત કરી રાખે તેમ પણ છે. અમે આ એમ પણ કહી શકીએ છીએ કે, આ પ્રકારનું વિષ બ્રિટિશ સર્વોપરિતા ગૂજરાત–કાઠિયાવાડમાં સ્થપાઈ ત્યાર પછી જ હયાતીમાં આવેલ છે.

એટલે હવે જ્યારે એ બ્રિટિશ સર્વોપરિતા નષ્ટ થયેલી છે ત્યારે એ પ્રકરણ વિષ બને તેટલી ત્વરાથી નષ્ટ થઈ જાય એ સમગ્ર દેશના હિતની દૃષ્ટિએ આવશ્યક પણ છે.

ઉપર પ્રમાણે ઉપકારક કે અનુપકારક વિવરણ કર્યા પછી અમે બાબી રાજકુળ અને નાગરો વચ્ચેના સબંધને લગતી કથા આગળ ચલાવીએ છીએ, જૂનાગઢમાં બાબી રાજકુળ નાગર મુત્સદ્દી તથા નાગર યુદ્ધકુશળ નરથી સ્થપાયા પછી તરતમાં જ આપણે, "કાઠિયાવાડના નેપોલિયન" કહેવાયલા અગરતો "* સાહસિકતા તથા પ્રભાવક બુદ્ધિમત્તાની બાબતમા શિવાજી મહારાજ સાથે સરખાવી શકાય" એવા સુવિખ્યાત સમરવીર દીવાન અમરજીને સોરઠ સરકારની નોકરીમાં પ્રવેશેલા દેખીએ છીએ. એ માત્ર અઢાર વર્ષની ઉમ્મરનો ના યુવક જો એ સમયે બાબી રાજકુળનો ખડગધારી રક્ષક જમણો હાથ થઈને ઊભો ન હોત. તો જૂનાગઢના નવાબ સાહેબો "સોરઠ સરકાર" બની. શકયા હોત કે કેમ એ એક મહા પ્રશ્ન થઇ પડે છે, એટલુજ નહિ, પરંતુ એ સમયના કાઠિયાવાડમા જે બધાં બળો પોતપોતાનુ પ્રભુત્વ સ્થાપવા તથા જમાવવાને માટે મેદાન પડેલાં હતાં તે બધા પૈકી જે કોઇનો અંતે વિજય થાત તેનું પ્રભુત્વ કાઠિયાવાડ ઉપર અગર તો છેવટ જૂનાગઢ ઉપર સ્થપાઇ ગયા વિના રહેત નહિ, અને તેને પરિણામે સોરઠ–જૂનાગઢ નો ઇતિહાસ કોઇ બીજા જ રૂપમાં લખાવા પામત પણ ખરો. અર્થાત્ કાઠિયાવાડમાં જૂનાગઢનુ બાબી મુસલમાન રાજ્ય સર્વોપરિ બન્યું, ત્રિગુણ સરકાર પૈકી એક ગણાઇ બ્રિટિશ તથા ગાયકવાડી રાજ્યોની પંકિતમા મૂકાવા પામ્યું અને અંગ્રેજી 'કંપની સરકાર' જેવી પ્રબળ રાજસત્તાને પણ ધોળકા, ધંધુકા અને રાણપુરના પ્રદેશો પરત્વે જૂનાગઢ રાજ્યને 'જોરતલબી' સંજ્ઞાથી ઓળખાયલી ખંડણી ભરતાં રહેવાનો વારો આવી ગયલો તે બધા કાર્યો આ અપરાજિત દીવાન અમરજીથી મેળવાયલી જયપરંપરાનાં પરિણામો જ હતાં. આવા આ રાજ્યબળની સચેતન મૂર્તિ જેવા દીવાનનો પાછળથી રચાયલ કપટ પ્રબંધથી વધ થવા પામેલો તે છતાં તે દીવાનના ઇતિહાસ પ્રસિદ્ધ તથા શાસ્ત્રપ્રિય પુત્રો–દીવાન રઘુનાથજી તથા દીવાન રણછોડજીએ અને તેમનાં પછી દીવાનના પદે આવેલ નાગર રાજપુરુષોએ ઉત્તરોત્તર રાજ્યભક્તિ દાખવવાનું ચાલુ રાખીને એ મુસલમાની તથાપિ નાગર મુત્સદ્દીગીરી થી ઘડાતી રહીને હિંદુ અને મુસલમાન જાતિઓ વચ્ચેની એકતાના પ્રતિક

* મદ્રાસમાં પ્રકટ થતાં "ઇંડિયન રીવ્યુ"ના ઇ.સ. ૧૯૧૭ના એપ્રિલ માસનાં અંકના પાના (૨૬૨) ઉપરથી ઉધ્ધત.

નખ્ખી બની રહેલ રિયાસતનું ગૌરવ અક્ષત નભાવી રાખવા, શકય હોય તેટલા પ્રમાણમાં તેને વધારવા તેના આંતર સ્વાતંત્ર્યને અખંડિત રાખવા તથા રાજ્યની રક્ષા કરવાના પ્રસંગોને ઉચિત એવા આવશ્યક ઉપાયો યોજતાં રહેવાના કામમાં કદી પણ ઢીલાશ કે ઉદાસીનતા બતાવેલી નથી, એમ એ રાજ્યના ઇતિહાસનું લગભગ પ્રત્યેક પાનું કહી શકે તેમ છે. અર્થાત્, જૂનાગઢના બાબી રાજકુળનો ઇતિહાસ વસ્તુત ઝાલા નાગર કુળનો તથા નાણાવટી દીવાન કુળના રાજપુરુષોનોજ ઇતિહાસ છે, અને જો એ કુળદ્વયના ઇતિહાસને એ બાબીકુળના ઇતિહાસમાંથી બાદ કરી નાંખવામાં આવે, તો પાછળ શેષમાં શું રહે એ અમારા આ લેખના પાઠકે પોતેજ ગોતી કાઢવાનું છે વળી જૂનાગઢનું રાજકુળ ઇસ્લામધર્મી હતું તે છતાં અને એ રાજ્યમાં મુસલમાન અમીર ઉમરાવોની સંખ્યા પણ મ્હોટી છે તોપણ ત્યાંની હિંદુ પ્રજાનાં હિતો નાગર રાજ્યાધિકારકાળમાં તેમજ નાગરેતર જે વિરલ મુસલમાન કાર્યભારીઓ થયેલા તેમના શાસનકાલમાં સર્વથા સુરક્ષિત રહેવા પામેલાં એ વાતને આપણે, નાગરોથી નવાબોને ઉપદિષ્ટ થયેલા રાજવિદ્યાના એક અદ્વિતીય વિજય રૂપ ગણી શકીએ પણ ખરા; ઇ. સ. ૧૯૧૧ની સાલ સુધીના બાબી રાજકુળના શાસનકાળને આપણે એકંદરે નાગર મુત્સદ્દીગીરીથી લિપ્ત થયેલો સુખેથી ગણી શકીએ તેમ છીએ. પૂર્વોક્ત સાલથી નાગરોની રાજદ્વારીય શ્રેષ્ઠતાનો તદ્દન અંત આવ્યો અને તે સાથે જૂનાગઢના રાજદ્વારીય ઇતિહાસ રૂપી સરિતા પોતાનો મૂળ માર્ગ મૂકીને અન્ય માર્ગે વહેતી થઇ ગયલી પણ ખરી, અને તેનાં પરિણામે રાજ્યની છેવટે જે દશા થઇ તે સર્વકોઇના જાણવામાં છેજ. અર્થાત્, મુસલમાન નવાબ સાહેબો અને જૂનાગઢમાંની નાગરજાતિ—એ ઉભય પક્ષો વચ્ચે જે પ્રકારનો ગાઢ સંબંધ, નવાબ સાહેબ રસુલખાનજીના દેહાંત પર્યન્ત રહેતો આવેલ તે એવો તો એક કુટુંબવત્ હતો કે, તેનું મૂલ્ય ફક્ત ઉદારચિત્ત તથા સત્યપ્રિય રાજનીતિજ્ઞો તથા ઇતિહાસ-લેખકો જ આંકી શકે. નાગરો રાજાધિકાર દબાવી બેઠેલા અને નવાબોને તેઓ પોતાનાં હથીયાર રૂપે વાપરતા હતા એમ કહેવું તેના કરતાં નવાબોએ નાગર મુત્સદ્દીઓ તથા નાગર યુદ્ધવીરોની રાજ્યભક્તિથી તેમના ઉપર આફ્રીન થઇને તેમના ઉપર રાજ્યકાર્યનો તમામ ભાર લાદી દીધેલો અને તેમ કરીને તેઓએ પોતાની જાતને સર્વથા ચિંતામુક્ત રાખી લીધેલી એમ કહેવું એ વધારે સાર્થ થઇ પડશે. નાગરો ઉપર જે ખોટા કૃત્રિમ અને અસત્ય આક્ષેપો તથા તેમની વિરુદ્ધ વિભ્રામક વિચારપ્રચાર જે દિશામાંથી

કરવામાં આવેલ છે તે સંબંધે અમે આ ગ્રંથમાં હવે પછી ચર્ચા કરવાના છીએ, એટલે આ વિષયને પડતો મૂકવાનું ઉચિતધારીએ છીએ. તથાપિ એટલું તો નિઃસંદેહ છે કે, કાળ કાળનું કામ કરશે, બાબી રાજકુળ તેમજ જૂનાગઢના નાગરો વચ્ચેનો જૂનો સબંધ ઓશરી જશે અને કદાચિત એ ઉભય પક્ષો અર્વાચીન વિદેશાગત સંસ્કારબળને લીધે ઉદ્ભવેલ વંટોળીયારૂપી મહાપરિવર્તનને પરિણામે ઇતિહાસમાં કેવળ નામ રૂપ પણ બની જશે; તથાપિ કાળવાહ (કાળના નદી)ને કાંઠે ઉભેલ જૂનાગઢના ભૂતકાળનું જ્ઞાન આપનાર ઇતિહાસની વિવેચના રૂપી ચાળણીમાંથી કચરો સરી પડતાં બાબી રાજકુળ, જુનાગઢનું રાજ્ય અને તેમની સાથે સંકલિત થયલ નાગર મુત્સદ્દીઓ તથા નાગર યુદ્ધવીરો એ ત્રિવેણી સંગમનું માહાત્મ્ય કોઇની પણ દૃષ્ટિ બહાર રહી શકશે નહિ. જૂનાગઢના મુસલમાની રાજ્યમાં હિંદુ અને મુસલમાન જાતિ વચ્ચે નિર્વહિત થઇ રહેલી એકતા નાગર મુત્સદ્દીગીરીને અભિમાન અપાવનાર વિજયસ્તંભ રૂપે જેમ ઇતિહાસના ક્ષેત્રમાં વિરાજી રહેશે તેમ તે આપણા અખિલ હિંદુસ્તાનને એક આદર્શ પણ પુરો પાડશે એમાં શંકા નથીજ.

હવે આપણે આ વિષયની ચર્ચા બીજી એક દૃષ્ટિથી કરશું. જૂનાગઢમાં બાબી મુસલમાન અમલની સ્થાપના થઈ તે તારીખથી એટલે કે પહેલા નવાબ સાહેબ શેરખાન ઉર્ફે બહાદુરખાનજીએ બાબી રાજવંશ સ્થાપ્યો ત્યારથી તે છેક ઈ. સ. ૧૯૦૩ ના ઓગસ્ટ માસમાં આ કથાનિરૂપક રાયજી સાહેબે રાજ્યસેવામાંથી મુક્તિ મેળવી તે તારીખ સુધીનાં દોઢસો વર્ષ ઉપરાંતના ગાળામાં કુલ છત્રીશ પુરૂષોએ એ રાજ્યની દીવાનગીરી સંભાળેલી છે. આ છત્રીશ દીવાનોમાં સાત મુસલમાનો, પંદર નાગરેતર જ્ઞાતિના હિંદુઓ ગૂજરાતી તેમજ દક્ષિણી, અને ચૌદ દેશી પરદેશી નાગરોનાં નામ આપણે ગણાવી શકીએ તેમ છીએ; આ છત્રીશ દીવાનોને લગતી હકીકત તપાસતાં જે એક વાત ફલિત થઇ આવે છે તે એ કે, નાગર ન હોય તેવા હિંદુ દીવાનો પૈકી કેટલાક જુનાગઢના વતની ન હતા, અને તે પૈકીના છેલ્લા ત્રણ–હરિદાસ વિહારીદાસ દેશાઈ, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને બહેચરદાસ વિહારીદાસ દેશાઈ–કે જેમને આ કથાનાયક મારફત જ દીવાનગીરી પ્રાપ્ત થયલી હતી તેમને બાદ કરીને બોલીએ તો બાકીના બાર નાગરેતર હિંદુ દીવાનો પૈકી ઘણાખરાને તો જે તે સમયના અંગ્રેજ અમલદારોએ અગર તો ગાયકવાડ સરકારે નવાબ સાહેબોની નિર્બળતાનો જ્યારે ને ત્યારે લાભ લઇને તેમના ઉપર લાદેલા હતા, અને

એમ જે થવા પામેલું તેમાં નવાબ સાહેબોની સ્વતંત્ર ઇચ્છા કામ આવેલી નહિ. વળી જે આઠ મુસલમાન દીવાનો થયા છે તે બધા જૂનાગઢ રાજ્યના જ પ્રજાજનો–અમીરો તથા સરદારો–હતા, અને તે તમામે એક યા બીજા પક્ષના નાગર મુત્સદ્દીઓની મદદથી જ પોતાના કાર્યભારનું વહન કરેલું હતું, અને તેમાંના કોઇએ જો નાગરેતર પક્ષ સાથે મળીને પોતાની દીવાનગીરીનો અલ્પકાળ પર્યન્ત પણ નિર્વાહ કરી રાખેલો હશે તો તેવા દીવાનથી રાજ્યનું કે પોતાના રાજાનું કાંઈ પણ કલ્યાણ કરી શકાયું હોય એમ ઇતિહાસ ઉપરથી દેખાતું નથી; બલ્કે તેવાને હાથે રાજ્યને સોસવું પડેલ હોય એવું પણ દેખાઇ આવે છે. સોળ નાગર દીવાનોમાંથી ચારપાંચ ગૃહસ્થોની દીવાનગીરી તો કેવળ નામની, અલ્પાયુષી અને પ્રસંગવશાત્ જ હતી. અને ઇતિહાસમાં નોંધાવા પામે એવાં વિશિષ્ટ કોઈનાં કામ તેઓને હાથે થયાં હોય એવું દેખાતું નથી. પરંતુ એ નાગર દીવાનો પૈકીના જે નવદશ દીવાનો થયેલા છે તેમનાં કાર્યોએ બાબી રાજકુળના રાજ્યને સ્થિર કરી આપેલું છે તેની સીમાને વિસ્તારેલી છે, તેને સમૃદ્ધિયુક્ત બનાવેલ છે, રાજ્યની આંતર સ્વતંત્રતાનો નિર્વાહ કરી રાખેલો છે, તેને તેનાં પોતાનાં આંતર સંકટોમાંથી ઉગારી લીધેલું છે, અને અખિલ કાઠિયાવાડમાં તેના સ્થાનની સર્વોપરિતાને ઉચિત જે તેનું ગૌરવ લેશ પણ ક્ષીણ પડવા ન દેવાને માટે અગર તો અક્ષત રાખવાને માટે તે કાર્યોના કર્તાઓએ પોતાના સ્વાર્થોપભોગની તેમજ પ્રાણની દરકાર નથી રાખી એમ સૌરાષ્ટ્રીય ઇતિહાસ સ્પષ્ટ કહી શકે પણ છે. મોગલ સામ્રાજ્યને ગળી જવા માટે મરાઠાઓથી કરાતાં આક્રમણોને રોકવામાં પ્રાણાર્પણ કરનાર દયા બહાદુરના દૌહિત્ર દીવાન અમરજી કે જેમણે જૂનાગઢના નવાબ સાહેબના વિજય ધ્વજને ઠેઠ અમદાવાદ સુધી ફરકાવીને એમના રાજ્યને, મોગલ શાહેનશાહના ઉત્તરાધિકારી તરીકે સાર્વભૌમ બનાવવાની મહત્વાકાંક્ષા સેવેલી તેમનો નીચ કપટ પ્રબંધથી વધ થઇ ગયા પછી તરતમાં જ અંગ્રેજ સરકારનાં પગલાં કાઠિયાવાડમાં થવાં અને તે આવતલ સરકારનું ધ્યેય પોતાની ઇશ્વરતા સ્થાપવાનું હતું તે વાત કાઠિયાવાડના તે સમયના મુત્સદ્દીઓ સમજી શકેલા હતા, એટલે તેઓ આ નૂતન તથાપિ વિદેશજાત રાજસત્તાના ઉદય તથા નીતિપ્રયોગોનાં પરિણામો પરત્વે સૂક્ષ્મદ્રષ્ટિથી વિચારવાને તથા સમયાનુકૂળ રાજપ્રબંધ કરી લેવાને ઉત્સુક બને એ સ્વાભાવિક હતું. યુદ્ધકાળ બરછીના બળનો સમય–લગભગ સાવ ઓસરી ગયો હતો, અને કલમના કાળની લીલા ક્ષિતિજ ઉપર દેખાઈ પોતાના ક્રમિક વિકાસનો માર્ગ રચવા માંડેલી પણ ખરી.

કરવામાં આવેલ છે તે સંબંધે અમે આ ગ્રંથમાં હવે પછી ચર્ચા કરવાના છીએ, એટલે આ વિષયને પડતો મૂકવાનું ઉચિતધારીએ છીએ. તથાપિ એટલું તો નિઃસંદેહ છે કે, કાળ કાળનું કામ કરશે, બાબી રાજકુળ તેમજ જુનાગઢના નાગરો વચ્ચેનો જુનો સંબંધ ઓસરી જશે અને કદાચિત એ ઉભય પક્ષો અર્વાચીન વિદેશજન્ય સંસ્કારબળને લીધે ઉદ્‌ભવેલ વટાળીયારૂપી મહાપરિવર્તનને પરિણામે ઇતિહાસમાં કેવળ નામ રૂપ પણ બની જશે; તથાપિ કાળવાહ (કાળના નદી)ને કાંઠે ઉભેલ જૂનાગઢના ભૂતકાળનું જ્ઞાન આપનાર ઇતિહાસની વિવેચના રૂપી આંખોગીમાંથી કંચરો સરી પડતાં બાબી રાજકુળ, જુનાગઢનું રાજ્ય અને તેમની સાથે નકલિત થયલ નાગર મુત્સદ્દીઓ તથા નાગર સુહવીરો એ ત્રિવેણી સંગમનું માહાત્મ્ય કોઇની પણ દૃષ્ટિ બહાર રહી શકશે'નહિ. જૂનાગઢના મુસલમાની રાજ્યમાં હિંદુ અને મુસલમાન જાતિ વચ્ચે નિર્વાહિત થઇ રહેલી એકતા નાગર મુત્સદ્દીગીરીને અભિમાન અપાવનાર વિજયસ્તંભ રૂપે જેમ ઇતિહાસના ક્ષેત્રમા વિરાજી રહેશે તેમ તે આપણા અખિલ હિંદુસ્તાનને એક આદર્શ પણ પુરો પાડશે એમાં શંકા નથીજ.

''

હવે આપણે આ વિષયની ચર્ચા બીજી એક દૃષ્ટિથી કરશું. જૂનાગઢમાં બાબી મુસલમાન અમલની સ્થાપના થઈ તે તારીખથી એટલે કે પહેલા નવાબ સાહેબ શેરખાન ઉર્ફે બહાદુરખાનજીએ બાબી રાજવંશ સ્થાપ્યો ત્યારથી તે છેક ઈ. સ. ૧૯૦૩ ના ઓગસ્ટ માસમાં આ કથાનિરૂપ્ય રાયજી સાહેબે રાજ્યસેવામાંથી મુક્તિ મેળવી તે તારીખ સુધીનાં દોઢસો વર્ષ ઉપરાંતના ગાળામાં કુલ છત્રીશ પુરૂષોએ એ રાજ્યની દીવાનગીરી સંભાળેલી છે. આ છત્રીશ દીવાનોમાં સાત મુસલમાનો, પંદર નાગરેતર જ્ઞાતિના હિંદુઓ ગૂજરાતી તેમજ દક્ષિણી, અને ચૌદ દેશી પરદેશી નાગરોનાં નામ આપણે ગણાવી શકીએ તેમ છીએ; આ છત્રીશ દીવાનોને લગતી હકીકત તપાસતાં જે એક વાત ફલિત થઇ આવે છે તે એ કે, નાગર ન હોય તેવા હિંદુ દીવાનો પૈકી કેટલાક જુનાગઢના વતની ન હતા, અને તે પૈકીના છેલ્લા ત્રણ–હરિદાસ વિહારીદાસ દેસાઈ, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને બહેચરદાસ વિહારીદાસ દેશાઈ–કે જેમને આ કથાનાયક મારફતજ દીવાનગીરી પ્રાપ્ત થયલી હતી તેમને બાદ કરીને બોલીએ તો બાકીના બાર નાગરેતર હિંદુ દીવાનો પૈકી ઘણાખરાને તો જે તે સમયના અંગ્રેજ અમલદારોએ અગર તો ગાયકવાડ સરકારે નવાબ સાહેબોની નિર્બળતાનો જ્યારે ને ત્યારે લાભ લઇને તેમના ઉપર લાદેલા હતા, અને

એમ જે થવા પામેલું તેમાં નવાબ સાહેબોની સ્વતંત્ર ઇચ્છા કામ આવેલી નહિ. વળી જે સાત મુસલમાન દીવાનો થયા છે તે બધા જૂનાગઢ રાજ્યનાજ પ્રજાજનો-અમીરો તથા સરદાર-હતા, અને તે તમામે એક યા બીજા પક્ષના નાગર મુત્સદીઓની મદદથીજ પોતાના કાર્યભારનું વહન કરેલું હતું, અને તેમાંના કોઇએ જો નાગરેતર પક્ષ સાથે મળીને પોતાની દીવાનગીરીનો અલ્પકાળ પર્યન્ત પણ નિર્વાહ કરી રાખેલો હશે તો તેવા દીવાનથી રાજ્યનું કે પોતાના દેશનું કાંઈ પણ કલ્યાણ કરી શકાયું હોય એમ ઇતિહાસ ઉપરથી દેખાતું નથી; બલ્કે તેવાને હાથે રાજ્યને સોસવું પડેલ હોય એવું પણ દેખાઇ આવે છે. ચૌદ નાગર દીવાનોમાંથી આરપાંચ ગૃહસ્થોની દીવાનગીરી તો કેવળ નામની, અલ્પાયુષી અને પ્રસંગવશાત્ જ હતી. અને ઇતિહાસમાં નોંધાવા પામે એવાં વિશિષ્ટ કોટીનાં કામ તેવાને હાથે થયાં હોય એવું દેખાતું નથી. પરંતુ એ નાગર દીવાનો પૈકીના જે નવદશ દીવાનો થયેલા છે તેમનાં કાર્યોએ બાબી રાજકુળના રાજ્યને સ્થિર કરી આપેલું છે તેની સીમાને વિસ્તારેલી છે, તેને સમૃદ્ધિયુક્ત બનાવેલ છે, રાજ્યની આંતર સ્વતંત્રતાનો નિર્વાહ કરી રાખેલો છે, તેને તેનાં પોતાના આંતર સંકટોમાંથી ઉગારી લીધેલું છે, અને અખિલ કાઠિયાવાડમાં તેના સ્થાનની સર્વોપરિતાને ઉચિત જે તેનું ગૌરવ લેશ પણ ક્ષીણ પડવા ન દેવાને માટે અગર તો અક્ષત રાખવાને માટે તે કાર્યોના કર્તાઓએ પોતાના સ્વાર્થોપભોગની તેમજ પ્રાણની દરકાર નથી રાખી એમ સૌરાષ્ટ્રીય ઇતિહાસ સ્પષ્ટ કહી શકે પણ છે. મોગલ સામ્રાજ્યને ગળી જવા માટે મરાઠાઓથી કરાતાં આક્રમણોને રોકવામાં પ્રાણાર્પણ કરનાર દયા બહાદૂરના દૌહિત્ર દીવાન અમરજી કે જેમણે જૂનાગઢના નવાબ સાહેબના વિજય ધ્વજને ઠેઠ અમદાવાદ સુધી ફરકાવીને એમના રાજ્યને, મોગલ શહેનશાહના ઉત્તરાધિકારી તરીકે સાર્વભૌમ બનાવવાની મહત્વાકાંક્ષા સેવેલી તેમનો નીચ કપટ પ્રબંધથી વધ થઇ ગયા પછી તરતમાંજ અંગ્રેજ સરકારનાં પગલાં કાઠિયાવાડમાં થયલાં અને તે આવતાં સરકારનું ધ્યેય પોતાની ઇશ્વરતા સ્થાપવાનું હતું તે વાત કાઠિયાવાડના તે સમયના મુત્સદીઓ સમજી શકેલા હતા, એટલે તેઓ આ નૂતન તથાપિ વિદેશજાત રાજસત્તાના ઉદય તથા નીતિપ્રયોગોનાં પરિણામો પરત્વે સૂક્ષ્મદૃષ્ટિથી વિચારવાને તથા સમયાનુકૂળ રાજ્યપ્રબંધ કરી લેવાને ઉત્સુક બને એ સ્વાભાવિક હતું. યુદ્ધકાળ બરછીનાં બળનો સમય-લગભગ સાવ ઓસરી ગયો હતો, અને કલમના કાળની લીલા ક્ષિતિજ ઉપર દેખાઈ પોતાના ક્રમિક વિકાસનો માર્ગ રચવા માંડેલી પણ ખરી.

અંગ્રેજ સરકારની ચક્રમાય-વેધક-ભેદનીતિથી પોષાતી જતી તેમની પોતાની પ્રભુતા, દેશી રાજ્યોમાંના ગ્રાસીયાઓને તેમજ રાજ્યો પ્રકારના અર્ધસ્વતંત્ર જેવા જમીનજાગીરદારોને આ નૂતન સર્વેશ્વરતા તરફથી મળતી રહેતી હૂંફ, તેમના તરફથી દેશી રાજાઓને અપાતી રહેતી અપ્રાર્થિત તથા મનોહારિણી સલાહરૂપી આજ્ઞાઓ, સંસ્થાનોના જુદા જુદા સ્વાર્થો અને તેમાંના સ્વાર્થ-સાધકોથી રચાતી રહેતી અનેક પ્રપંચજાળો, શાંતિકાળને શોભાવે તેવી તથાપિ રાજ્યને અનુકૂળ થઇ પડે તેવી શાસનવ્યવસ્થા ઊપજાવી કાઢવા માટે સ્વદેશપ્રેમી તથા રાજ્યભક્ત કાર્યભારીઓને રહેતી ઉત્કટ ઇચ્છા અને તેમને સફળ કરવામાં નડતાં વિઘ્નો, રાજકુળોમાં પ્રવર્તતા સડા તથા કલહો અને તેમને આવરી રહેની નીચ ખટપટો, રાજાઓમાં હોવું જોઇએ એવા સમયજ્ઞાનનો અભાવ, તેમના પોતાનામાં પોતાના પદ માટે રહેતું આવેલ સ્વાભાવિક અભિમાન, પ્રાકૃત જનોથી તથા રાજવલ્લભોથી પરિવેષ્ટિત થઇ રહી તેમની કાનફૂંકણીથી અવળે માર્ગે દોરવાઇ જતાં રાજકર્તાઓનાં મોહમૂર્છિત માનસ, તેમનાં સ્વચ્છંદી વર્તન, રાજકર્તાઓ અને તેમના મુત્સદ્દીઓ કોઇ કોઇ કારણે ઉપસ્થિત થઇ આવતા તથાપિ અત્યારસુધી જેવા કલહોનો લાગ સાધીને અંગ્રેજ સરકારના અમલદારો તરફથી એક યા બીજા પક્ષ તરફ દેખાડાતી સહાનુભૂતિ અને તે મિષ વાટે રાજ્યની આંતર બાબતોમાં હસ્તક્ષેપ કરવા માટે તેમની તત્પરતા, પોતાના હાથા રૂપી પ્રિયજનોને અર્થલાભ ખૂબ કરાવી દેવાના હેતુથી સંસ્થાનોમાંના પીઢ અને સબળ મુત્સદ્દીઓને ઠેકાણે તેવા પોતાના હાથમાં રમનારા પ્રિયજનોને ગોઠવાવવા માટે એ સમયના અંગ્રેજ તથા ગાયકવાડી અમલદારો તરફથી થતી રહેલી તજવીજ, અને જૂનાગઢ રાજ્યની દૃષ્ટિથી બોલીએ તો, એક બીજાથી ભિન્ન કોટીના ગણાય તેવા હિંદુ અને મુસલમાન જાતિઓના સ્વાર્થોને ઉત્તેજક થાય તેવા અંગ્રેજ સરકાર તરફથી કરાતાં સૂચનો: આ સર્વપ્રકારની બાબતો એવી હતી કે, ગમે તે સમયના ગમે તેવા મુત્સદ્દીની બુદ્ધિ કુંઠિત થઇ ગયા વિના રહે નહિ જ. આવા અસાધારણ સંયોગમાં-પરિવર્તનના કાળમાં-પોતાની બુદ્ધિતુલાને સમતામાં રાખી પોતાના સેવ્ય રાજ્યને તથા તેના હિતને સુરક્ષિત કરી રહેવું એ કાંઇ જેવું તેવું કાર્ય કોઇ પણ મુત્સદ્દીને માટે ન હતું, અને તે કામ કાઠિયાવાડમાંનાં અન્ય રાજ્યના અને વિશેષતઃ જૂનાગઢ રાજ્યમાં તો ત્યાંના મુત્સદ્દીઓએ અને આ કથા દૃષ્ટિએ આપણા આ ચરિતનિર્દેશે સાંગોપાંગ કરી બતાવેલ હોઇ તે ઐતિહાસિક અમરતાને પામેલ પણ છે. આ વિષય પરત્વે અમારે આ સ્થળે જૂનાગઢના નવાબ સાહેબોની પ્રશંસા પણ મુક્ત કંઠે

કરેલી પકડી જ; કારણ કે તેઓ સમજી રહેલા કે, સ્વધર્મસેવિત રાજ્ય જ સામર્થ્યયુકત રહી શકેછે, અને તેની સમજણને લીધે તેઓ હમેશાં બનતાં લગી સ્વદેશજાત મંત્રીઓ તથા કાર્યભારીઓની સલાહને અનુસરી રહેલાં એટલુંજ નહિ, પરંતુ એવા પોતાના વિશ્વસનીય કાર્યભારીઓને હાથે થતી રહેલી રાજ્યસેવાની કદર કરવાનું પણ તેઓ ચુક્યા નાહ. પહેલાં નવાબ બહાદુરખાનજીથી માંડીને છેક નવાબ રસુલખાનજી સુધીના તમામ નવાબ સાહેબોએ વસ્તુતઃ પોતાના સ્વદેશજાત અને વિશેષતઃ નાગર મુત્સદ્દીઓથી પરિવેષ્ટિત રહીને જ રાજ્યના શાસનતંત્રનો નિર્વાહ કરી શકેલા, અને તે પ્રણાલિકાનો ભંગ કરેલો નહિ તેને પરિણામે રાજ્યદેહ તથા રાજત્વ એ ઉભય અક્ષત રહેવા પામેલ; એટલું જ નહિ, પરંતુ રાજ્યમાંની હિંદુ અને મુસલમાન જનતા વચ્ચે એક પ્રકારની દેશબંધુતાનું પરિપાલન થઇ રહેલું અને જાતિ જાતિ વચ્ચે કે જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે ઝગડા પણ ઉભા થવા પામેલા નહિ. જૂનાગઢ રાજ્યમાં હિંદુ અને મુસલમાન લોકો વચ્ચે જે પ્રકારનો ભાઇચારો નાગર મુત્સદ્દીગીરી રૂપી સેતુને લીધે દોઢસો વર્ષ ઉપરાંતના સમયમાં પ્રવર્તી રહેલો હતો તે, નાગરમુત્સદ્દીગીરીનો એક મનોહર કીર્તિસ્તંભ છે એટલુંજ નથી, પરંતુ તે આપણા સમસ્ત ભરતખંડને એક અનુકરણીય આદર્શ પુરો પાડે તેમ પણ છે. જે દેશમાં વિવિધ ધર્મવાળા લોકો વસતા હોય તે દેશમાં, જો કોઈ ખરો મુત્સદ્દી હશે તો કોઇ પણ એક ધર્મના લોકોની ધર્મ ભાવનાને પ્રજ્વલિત કરીને તે માર્ગે પોતાના રાજદ્વારીય આદર્શને સફળ કરવાને પ્રવૃત થશે નહિજ; કારણ કે ધર્મભાવના એકવાર પ્રજ્વલિત થવા પામે છે તો તે અન્ય ધર્મોવાળા લોકોને હાનિકર ઉગ્ર રૂપ ધારણ નહિ કરે એવું બાખી શકાતું નથી; એટલું જ નહિ, પરંતુ તે કદાપિ ઉગ્ર રૂપ ધારણ ન કરે તોપણ તેને પુનઃ પોતાની અનુગ્ર સ્થિતિ પ્રાપ્ત કરવામાં વર્ષોનાં વહાણાં વાઇ ગયા વિના રહેતાં પણ નથી. જૂનાગઢના નવાબોએ તેમજ તેમના સ્થાનિક હિંદુ તેમજ મુસલમાન કાર્યભારીઓએ પૂર્વોક્ત પ્રકારની ભૂલ કદી પણ કરેલી નહિ તેને પરિણામે એ રાજ્યના હિંદુઓ તથા મુસલમાનો સ્વધર્મપરાયણ રહી શકેલા અને તેઓ એક બીજાને ઉપદ્રવ કરવાને પ્રવૃત્ત થયલા પણ નહિ. અર્થાત્ નાગર મુત્સદ્દીગીરીએ નિશ્ચિત કરેલ માર્ગે જૂનાગઢના નવાબો ચાલતા રહેલા હતા તેથી તેમના રાજ્યમાં એકંદર શાંતિ વ્યાપક બની રહેલી, અને નાગરોએ પણ રાજ્યને પોતાનું જ ઘર ગણીને તેના હિતાર્થે જે કાંઇ જે કાળે કરવું જોઇએ તે કાંઈ તે કાળે કરવામાં લેશ પણ મોળપ રાખેલી નથી.

જૂનાગઢ રાજ્યનો પક્ષપાતશૂન્ય તથા પ્રામાણિક ઇતિહાસ સ્પષ્ટ કહી શકે છે કે, રાજ્યમાં ચાલતી ખટપટને લીધે અગર તો નાગર વિરોધી પક્ષના બળને પરિણામે જ્યારે જ્યારે નાગર મુત્સદ્દીગીરીના બળની અવગણના અને કે કમને નવાબોએ કરેલી છે ત્યારે ત્યારે રાજ્યના હિતને તેમજ રાજકર્તાના રાજત્વને ન્યૂનાધિક હાનિ પહોંચ્યા વિના રહેલી પણ નથી. અમારાથી કહાયેલો આવો ઇતિહાસસાર કદાપિ કોઇ નાગર દ્વેષી તેમજ પક્ષપાતવાળાને અસ્વીકાર્ય લાગશે, તથાપિ અમે ભારપૂર્વક કહી શકીએ છીએ કે, ડોળાયેલા પાણીનો કાળ નીચે બેસતા તે પાણી પાછું જેમ નિર્મળ-સ્વચ્છ-બની જાય છે, તેમ આજે, આપણા માનસ ઉપર પડતા નવીન નૂતન સંસ્કારોને લીધે ડોળાઇ ગયલ રાજ્યદ્વારીય તેમજ સામાજિક જીવન જ્યારે ફેરીથી સ્થિર-સ્વચ્છ-થતા પામશે ત્યારે જે સાચો ઇતિહાસ સર્જાશે તે અમારા તરફથી કહાયેલ પૂર્વોક્ત નિર્ણયને સર્વથા સર્વમાન્ય બનાવ્યા વિના રહેશે નહિ, નાગરો પોતાના સ્વામી રાજકર્તાઓને પ્રિય થઇ પડેલા તેનુ મુખ્ય કારણ તેમની અનન્ય રાજ્યભક્તિ તથા નીતિનિપુણતા હતી. કાઠિયાવાડમા ખાસ કરીને નાગરો રાજ્યાધિકાર ભોગવી ગયેલા તે વાત પરત્વે કોઇ જવાબદાર હોય તો તે રાજકર્તાઓ પોતેજ હતા, અને નાગરોએ જો કોઇ પણ કાળે રાજ્યદ્વારીય ક્ષેત્રમા સર્વોપરિતા ભોગવેલી હોય તો તેની સર્વોપરિતાની ઉત્પત્તિ થઇ આવવાનુ મુખ્ય કારણ જો તે રાજકર્તાનો તેમનામા જે વિશ્વાસ રહેતો હતો તેજ હતુ, અને તે છતા નાગરોની સર્વોપરિતા પરત્વે જેટલા ભેરીનાદ કરવામા આવેલ છે તે વાત વસ્તુત અસ્તિત્વમા હતી પણ નહિ. નાગરોએ ઐક્ય કરીને અગર અન્ય કોઈ માર્ગે કરી શકાય તેવો બળસંચય કરીને પોતાના સ્વામીઓના અધિકાર કદિ પણ ઝુટવી લીધેલ નથી અગર પોતાના સ્વામીઓને સંકટગ્રસ્ત દશામા ત્યજી દીધેલા પણ નથી, તેમ તેમણે પોતાના સ્વામીઓને ભવિષ્યમા હાનિકર નીવડે તેવુ નિરંકુશ જીવન ગાળવા માટે મોકળાશ પણ કરી આપેલી નથી ખરી વાત એ છે કે, રાજકર્તાઓએ જ્યાં સુધી પોતાના નાગર મુત્સદ્દીઓની શુભ નિષ્ઠા દેખેલી છે ત્યા સુધી તેમણે તેમને અધિકારસંપન્ન બનાવી રાખીને પોતાનો સ્વાર્થ સાધેલો છે એટલુંજ નહિ પરંતુ કાઠિયાવાડનો ઇતિહાસ સાક્ષી પૂરી શકે તેમ છે કે, નાગરોએ તો નજીવી કિંમતે પોતાના બુદ્ધિબળનુ તથા સમરબળનુ વેચાણ જો તે રાજકર્તાને કરીને મ્હોટી ખોટ સહન કરેલી છે.

હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસમા જ્યારથી નાગર મુત્સદ્દીઓ તથા નાગર યુદ્ધવીરોના નામ દેખાવા લાગેલા છે ત્યારથી તે છેક આજ સુધીના

ઇતિહાસકાળના ગાળામાં નાગર રાજપુરુષોએ પોતાના સ્વામીઓના હિત ખાતર કેટલાં માથાં આપેલાં છે તથા કેટલી હાનિ ભોગવેલી છે તેનો હિસાબ કોઇએ ભેગાડેલો છે ખરો ? મોગલ શહેનશાહતની તથા પેશ્વાઇની પડતીના સમયમાં જે અસ્તવ્યસ્તતા–અંધાધુંધી–નો આવિષ્કાર આખાય દેશમાં વ્યાપી રહેલો હતો તેનો લાભ લઇને સાહસિક જમીનજાગીરદારો, સરદારો તથા રાજ્યોના અગ્રગણ્ય રાજપુરુષો વગેરે એ જેમ પોતપોતાના લાભાર્થે નાનાં મહોટાં સંસ્થાનો રચી લેવાનો ઉદ્યમ કરેલો છે તેમ જો નાગર જેવી મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીમાં કુશળ અને આગળ પડતી કોમે પણ પોતાને માટે એક બે સંસ્થાનો ઊપજાવી લેવાનો લોભ રાખ્યો હોત તો તે પ્રમાણે તે અવશ્યમેવ કરી શકત. રાજા છબીલારામ, મીર શમશેર ગિરિધર બહાદુર, રાજા ચિમ્મ બહાદુર, રાજા દયાળ બહાદુર તથા રાજા દયા બહાદુર વગેરે એ મોગલ શહેનશાહતની જે મહોટી સેવા કરેલ છે તે બદલામાં તેઓ ધાર્યાં ઇનામો અકરામો મેળવી શકતજ, પરંતુ તેમણે તેવી સ્વાર્થલોલુપતા ન દાખવતાં હિંદુ જનતા ઉપર લદાયલ 'જજિયાવેરો' વગેરે ઉપદ્રવકારક બાબતો દૂર કરાવીને પોતાની નિષ્કામતા સિદ્ધ કરી આપેલી છે. એજ પોતાના વડીલોને પગલે ચાલીને કાઠિયાવાડના નાગરોએ પણ પોતાની મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનો દુરુપયોગ ન કરતાં એકનિષ્ઠ અને નિષ્કામ રહેવાનું ચાલુ રાખીને કાઠિયાવાડમાંનાં અનેક રાજ્યોનું કલ્યાણ કરેલું છે એ વાત ઇતિહાસસિદ્ધ છે જ. રાજભક્તિ કરતાં રાજ્યભક્તિને નાગર મુત્સદ્દીઓએ અધિક મહિમાવાળી ગણેલી છે એટલે તેમણે કોઇ એક રાજકર્તા તરફથી પોતાને કે પોતાના કુટુંબજનોને અપાયલ ત્રાસથી ઊકળી જઇને તેવા ત્રાસ આપનાર રાજકર્તાને કે તેના રાજ્યને કદી પણ હાનિ પહોંચાડવાનો નીચ ઉદ્યમ કદિ પણ કરેલો નથી. જૂનાગઢ રાજ્યના રાજકર્તાઓએ પોતાના રાજ્યમાં વસતા નાગર કે નાગરેતર કાર્યભારીઓ તરફ જે પ્રકારનું–સ્વેચ્છાપૂર્વક કે અનિચ્છાપૂર્વક–વર્તન દાખવેલું છે તેને લગતો ઇતિહાસ જેટલો કરુણ–ગ્લાનિ ઉત્પન્ન કરે તેવો છે તેટલો જ તે રસિક અને માનવ સ્વભાવમાં થતા રહેતા પરિવર્તનની દૃષ્ટિએ બોધપ્રદ પણ છે. આ રાજ્યના નવાબ સાહેબો પૈકી જેમને પોતાના નાગર દીવાનો કે અધિકારીઓ પૈકી જેમની જેમની સાથે વૈમનસ્ય થઈ આવેલું અને તેને પરિણામે જેમને જેમને તેમણે અધિકારભ્રષ્ટ કરી દીધેલા અગર તો અન્ય રીતે પીડિત પણ કરેલા તેમને તેમને તેમણે પાછા પોતાની નોકરીમાં ઘણે ભાગે આમંત્રેલા છે. અને એવા નાગરોએ પુનઃ પુનઃ રાજ્યસેવા સ્વીકારી પણ છે. આ પ્રકારનું

નાગર મુત્સદ્દીઓનું વર્ણન જોઈને કોઈ રીતે નાગરોને અભિનંદન આપવા ગણાશે કદાચિત્ પ્રેરાશે. પરંતુ એવા વિચાર એક નીતિસૂત્ર વિચારી લેવું પડશે, અને તે એ કે, નાગરોએ હમેશા પોતાને ગાદીના એટલે કે રાજ્યના નોકર હોવાનો દાવો રાખેલો છે અને વ્યક્તિગત રાજકર્તાના નોકર હોવાની વાતને તેમણે શ્રુતિ રૂપ હીનકોટીની ગણેલી છે. હિંદુ જનતાની દૃષ્ટિએ જૂનાગઢ એક ઘણું મોટું અને પુરાણું પ્રસિદ્ધ ધર્મધામ છે એ હકીકત વીસરવા પાત્ર નથી જ. મુસલમાન રાજકાળમાં પણ આવા ધર્મધામની સંરક્ષા થઈ શકી અને તેનું પોષણ પણ થઈ રહ્યું તે જો નાગર મુત્સદ્દીગીરીનું સુફળ ન ગણાય તો તે કયા બીજા કારણનું કાર્ય હશે? ધર્મને નિમિત્તે જૂનાગઢ રાજ્યમાં હિંદુ અને મુસલમાન વચ્ચે બખેડા થવા પામેલ તેનું મુખ્ય કારણ પણ નાગર રાજ્યાધિકારીઓથી નવાબ સાહેબોને ઉપદેશાતી રહેલ ઉદારતાવાદી રાજનીતિ ઉપરાંત નાગરો અને મુસલમાનો વચ્ચેની ગાઢ સ્નેહ સંધિજ હતી. કાઠિયાવાડમાંના ઘણાખરા સંસ્થાનોમાં, એકકાળે, રાજ્યધુરા નાગર મુત્સદ્દીઓ વહી રહેલા એ વાત અમે વિના સંકોચે કબુલ રાખીએ છીએ પરંતુ એ પ્રજાની એમની પ્રધાનતા, તેમનાથી સેવાતા રહેલ સંસ્થાનો ઉપર તેમણે કરેલ ઉપકારનું ફળ હતું, અને એ ફળનું આસ્વાદન રાજકર્તાઓને મધુર લાગતું હતું તેથી તેઓ નાગર રાજપુરૂષને પોતાના આપ્ત જન ગણીને પોતાના દરબારમાં સ્થાન આપતા રહેલા હતા. નાગર સામર્થ્યનો દ્વેષ કરીને તેમની નિંદા કરનાર કરાવનાર અને તેમ કરીને રાષ્ટ્રોપકારક કાર્યોના ક્ષેત્રોમાંથી તેમનો બહિષ્કાર કરનાર કરાવનારાઓને અમે એકજ પ્રશ્ન પુછી શકીએ કે નાગર કાર્યભાગીને હાથે કોઈ પણ રાજ્યનું, કોઈ પણ રાજકર્તાનું કે અન્યકોઈ જાતિ જ્ઞાતિનું અકલ્યાણ થયલું છે ખરૂં? નાગરો ભણી અકારણ, પર પ્રેરિત દ્વેષથી ઉભરેલ। ઇતિહાસ જ્ઞાનના અભાવથી અગર તો રાજદ્વારીય ક્ષેત્રમાં આગળ આવવાની ધગશથી દોરવાઈ જઈને જે પ્રમાણે કેટલીક અન્ય જ્ઞાતિઓનાં પ્રતિનિધી રુપે પ્રકાશમાં આવેલ પુરૂષો યેનકેન પ્રકારે નાગરોને, વર્તમાન કાળમાં, તેમના રાજકીય સ્થાનેથી ભ્રષ્ટ કરવાને મથી રહેલ છે, તે પ્રમાણે પુર્વકાળમાં તેમના પુર્વજોએ કે નાગરોએ ઇતર જ્ઞાતિઓને જ્ઞાતિઓ તરીકે પોતાનાથી અળગી અવ્યવહાર્ય-ગણી તેમને તેમના સ્થાનેથી કે રાજદ્વારેથી ભ્રષ્ટ કરવાનો કે તેમનાથી અસંગ કે નિસંગ રહેવાનો પ્રયાસ કરેલો છે ખરો? બાકી જ્ઞાતિભેદ કે જાતિભેદનો ઉચ્છેદ કરી નાખવાની, છાપરે ચઢીને બાગ પુકારનારાઓ પોતાને મુખેથી પોતાની સમદર્શિતાનાને બણુગા ગમે તેટલા ફુંકતા હોય, તોપણ જ્યાં

સુધી હિંદુસ્તાનમાં જાતિ તથા જ્ઞાતિ જેવી સંસ્થાઓ હયાતી ધરાવી રહેશે ત્યાં સુધી સ્વજાતિ પ્રેમ કે સ્વજ્ઞાતિ પ્રેમ પોતાનો પ્રભાવ ન્યુનાધિક પ્રમાણમાં પણ બતાવ્યા વિના નહિ રહે એ વાત નિઃશંક છે જ. જો તે પ્રકારનું લોહી જો તે પ્રકારના લોહીને આકર્ષે એ એક અર્વાચિન વિજ્ઞાનથી સિદ્ધ કરાયલું સત્ય છે એ વાત ભૂલવા જેવી નથી જ, અને એ સત્ય જ્યાંસુધી અસત્ય રૂપ ઠરશે નહિ ત્યાં સુધી પક્ષપાતિતાનો તદ્દન લોપ માનવ સૃષ્ટિમાં થાય એ વાત અસંભવવાળી અમને તો લાગે છે.

મતલબ કે, જૂનાગઢના બાબી મુસલમાન રાજકર્તાઓનો ઇ.સ. ૧૯૦૩ સુધીનો ઇતિહાસ વસ્તુતઃ નાગર મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનાં ફળોનો ઇતિહાસ જ છે, અને એ ઇતિહાસ આપણા દેશના મુત્સદ્દીઓને અનેક આદર્શો પુરા પાડે તેમ પણ છે. તોપણ આપણે આ પ્રકરણ વિભાગ સમાપ્ત કરીએ તે પહેલાં એક હકીકતની નોંધ અત્ર અવશ્ય લેવી ઘટે જ. એ હકીકત એ છે કે, દીવાન અમરજીના પુત્રોની દીવાનગીરીનો અંત આવ્યા પછી એ દીવાન કુટુંબ જૂનાગઢ રાજ્યના રાજકીય ક્ષેત્રમાંથી અદૃશ્ય થઇ ગયલું દેખાય છે, જ્યારે ઝાલા નાગર કુળનો રાજ્ય સંબંધ લગભગ અતુટ રહેલો જોવામાં આવે છે. વચમાં વચમાં બીજા દીવાનો રૂપી છોડવાઓએ રાજ્યોદ્યાનમાં ઉગેલા, તેમનો સુરભી ઓછાવધતા પ્રમાણમાં ફેલાયેલો અને પછી તેઓ કરમાઇ પણ ગયલા. તથાપિ આ ઝાલા કુળનો વેલો આ કથાનિરૂપનાં રાજદ્વારીય જીવનના અંત સુધી એટલે કે બાબી રાજકુળના ઇતિહાસમાં લાંબામાં લાંબા વખત સુધી આયુષ્ય ભોગવી રહેલો જોવામાં આવે છે. નવાબ રસુલખાનજીના દેહાંત સાથે, જૂનાગઢ રાજ્યમાં વિશિષ્ટ કોટીની લીલા બતાવી રહેલ નાગર મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનો પણ અંત આવ્યો છે.

---

લાભ લઇને પોતાના પગ હિંદુસ્તાન જેવી 'સુવર્ણભૂમિ'માં સ્થિર કરી દેવાનો ઇરાદો સેવી તેને સફલ કરવાના પ્રયાસો કરી રહેલા હતા, અને એવા લોકોમાં ખાસ કરીને યુરોપવાસી ફ્રેંચ અને અંગ્રેજ વેપારીઓ મુખ્ય હતા. સ્પર્ધા દ્વેષજનની છે, એમ જે અમે પૂર્વે કહેલું છે તે પ્રમાણે. આ ફ્રેંચ અને અંગ્રેજ વેપારીઓ વચ્ચે ચાલેલી હરીફાઇએ અંતે પરસ્પર દુસ્મનાઈનું રૂપ પકડેલું, અને 'આખું કોળું શાકમાં' કરવાનો લોભ તે ઉભયને જેમ જેમ ઘેરતો ગયલો તેમ તેમ એ ઉભય યુરોપીય પ્રજાઓ વચ્ચે કલહો પણ વધતા ગયલા. પરંતુ આ કલહો લડી લેવાને ક્ષેત્રો જોઇએ તે, રાજદ્વારીય દૃષ્ટિએ જોતાં, તેમની પાસે ન હતાં. પરંતુ એ ક્ષેત્રોને અભાવે તેમની પરસ્પર વિરોધી પ્રવૃત્તિ અટકી એમે તેમ ન હતું હિંદુસ્તાનમાં એ કાળે અરાજકતાનો અગ્નિ વ્યાપી રહેલો હતો અને તેને પરિણામે એક બીજાથી સ્વતંત્ર હોવાનો કે થવાનો દાવો રાખતાં અનેક નાનાં મ્હોટાં રાજ્યો સ્થપાવા લાગેલાં અને તેમની વચ્ચે રાતુના પણ ઉભી થવા માંડેલી. આ તકનો લાભ લઇને પોતાનું સાજું કરી લેવાને આ ફ્રેંચ તથા અંગ્રેજ વેપારીઓ ચૂકેલા નહિ, અને તેમણે વાણિજ્યને શોભતો વેષ બદલીને સૈનિકોચિત વેષ ધરવાનો આરંભ કરી દીધો હતો. આ પ્રયોગ સફળ કરવાને, એક યા બીજા દેશી રાજ્યને પક્ષે તેઓ ચઢવા લાગેલા, અને એ પ્રમાણે માંહોમાંહે લડીને તેમણે પોતપોતાના સ્વાર્થની સિદ્ધિ કરવા પણ માંડી હતી. છેવટે દૈવની પ્રસન્નતા અંગ્રેજ ઉપર ઊતરેલી અને ફ્રેંચ લોકોનું બળ તૂટી પડેલું હતું. આમ અંગ્રેજ પ્રજાનો ઉદય થઈ આવેલો છે અને તે આપણા દેશને આવરી રહેલ કલહયુગને બળે સર્વથી અધિક શક્તિશાળી બનીને એક પ્રકારે સર્વમાન્ય સરકાર થઇ બેઠેલી પણ ખરી.

હવે આપણે આપણા આ કથાગત વિષય પરત્વે કશું બોલીએ તે પહેલાં એક ઐતિહાસિક મુદ્દો વિચારી લેશું, મોગલાઈની પડતીનો આરંભ થયા પછી જે અરાજકતા અસ્તિત્વમાં આવેલી તેને પરિણામે જેમ હાનિ થવા પામી તેમ થોડોક લાભ પણ થયલો હતો. મોગલ શહેનશાહતની નિર્બળતાનો લાભ લઇને તે શહેનશાહના સુબાઓ, અમીર ઉમરાવો તથા સરદારો જેમ જેમ સ્વતંત્ર રાજ્યકર્તાઓ કે રાજ્યકર્તાઓ જેવા થવા લાગેલા તેમ તેમ તેમને પોતાના બળમાં વૃદ્ધિ કરવાની તેમજ પોતાની સ્વતંત્રતાને સ્થાયી કરવાની જરૂર પડતી ગયલી અને તેને પરિણામે એ મુસલમાન સુબાઓ અમીર-ઉમરાવો તથા સરદારોને પોતાની હિંદ વિરોધી ધર્મભાવનાને શિથિલ

મરી ન ખીરસંદ મુત્સદ્દીઓ, તથા હિંદુ સિપાહીસાલારોને પોતાના પક્ષમાં બળવાનોને પ્રયાસ કર્યો પડેલો હતો. અને એવા એ પ્રયાસને પરિણામે હિંદુ અને મુસલમાન લોકો વચ્ચે એક પ્રકારની રાજદ્વારીય એકતાનો જન્મ થયો આવેલો પણ ખરો. આ પ્રકારની રાજદ્વારીય એકતા થઇ આવેલી તેને લીધે આપણે મુસલમાની રાજ્યોમાં હિંદુ સિપાહીસાલારોનું અસ્તિત્વ દેખીએ છીએ તેમ વળી હિંદુ રાજ્યોમાં મુસલમાન નોકરો હોવાનું પણ આપણી જાણ બહાર રહી ગયું એમ નથી જ. આવી પરિસ્થિતિમાં નાગર મુત્સદ્દીઓ તથા સિપાહીસાલારોએ મુસલમાની રાજ્યોમાં નોકરી કરવાની પ્રવૃત્તિ કરી હોય તો તે અસ્વાભાવિક વાત ન ગણાય. ચૂર્ણીભૂત મોગલાઇના સમયમાં નાગર મુત્સદ્દીઓ તથા સિપાહીસાલારોએ દિલ્હીની ગાદી તરફ રહીને પોતાની વફાદારીની પ્રતીતિ એ સમયના હિંદુસ્તાનને કરી આપેલી એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે જ. અંગ્રેજ જેવી સ્વાર્થકુશળ જાતિના લોકો, એ અરાજકતાના ગાળામાં હિંદુસ્તાનના જુદાજુદા ભાગમાં અને મુખ્યત બંગાળામાં ધીમેધીમે પોતાનું જોર વધારતા રહેલા હતા અને તેથી તેઓ મોગલ દરબારમાંના રાજા છબીલારામ, રાજા ગિરધર વગેરે નાગર મુત્સદ્દીઓ તથા સિપાહીસાલારોની બુદ્ધિમત્તા, રાજ્યભક્તિ તેમજ સિપાહીગીરી વગેરે નાગરિકોચિત ગુણોથી સાવ અજ્ઞાન રહેલા હોય એવી કલ્પના કરી શકાય નહિ. મુસલમાની રાજ્યોની નોકરીમાં પ્રવિષ્ટ થઇને પોતાની મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનાં બળે મુસલમાન લોકોની ધર્માંધતાને બને તેટલા પ્રમાણમાં ઓછી પાડવાનું ધ્યેય નાગરોનું હતું, અને એ ધ્યેયને તેઓ સફળ કરી શક્યા છે એમ મુસલમાની રાજસ્થાનોનો ઇતિહાસ કહી આપે તેમ પણ છે. તેમને રાજ્યસ્વામી થવાનો મોહ ન હતો, અને તેઓ ચુસ્ત ધર્મનિષ્ઠાવાળા હતા તેથી રાજ્યસ્વામી થવું એ બ્રાહ્મણત્વને બટ્ટો કરવા જેવી વાત તેમને મન પણ હતી.

હિંદુસ્તાનના પૂર્વકાલીન ઇતિહાસમાં બ્રાહ્મણોએ બહુ ભાગે રાજકર્તાઓના મંત્રીઓ તરીકે કામ કરેલું છે, અને કેવળ વ્યસનકાળે જ તેમણે શસ્ત્ર ધારણ કરેલ. આવા બ્રાહ્મણોથી નાગર બ્રાહ્મણો જુદા પડે છે તેનું કારણ એ જ કે, તેમણે મંત્રદાતા થવાનું પસંદ કર્યા ઉપરાંત શસ્ત્રધારકતાનો વ્યવસાય જ પોતાનો કરેલો હતો. રાજકીય પરિવર્તનના તથા અશાંતિના કાળમાં ગમે તે રાજ્યપક્ષે રહેવાથી જ પોતાની નાગરતા ભયમુક્ત રહી શકશે અને પરોક્ષ માર્ગે લોકસેવા પણ સામાન્યત: કરી શકાશે એવા હેતુથી નાગરો પ્રેરાયલા રહ્યા હોય તો તેમાં નવાઇ પામવા જેવું નથી. ગૂજરાત-કાઠિયાવાડના ઇતિહાસની દૃષ્ટિથી બોલીએ તો, જે કાળે મોગલ શહેનશાહત ભાંગીને ભૂકો બનવા લાગેલી અને તેને

પરિણામે ગૂજરાતના મુસલમાન સુબાઓ તથા તેમનાં તાબાના ફોજદારો વગેરે પૂર્ણ સ્વતંત્ર નહિ, તો અર્ધ સ્વતંત્ર થઇ બેસવાના પ્રયાસો કરી રહેલા હતા અને પેશ્વાઈ તથા ગાયકવાડી રાજ્યો પણ પોતાના હાથ ગૂજરાત–કાઠિયાવાડમાંના દૂરતમ પ્રદેશો પર્યન્ત લંબાવવા માંડેલા તે કાળે નાગર મુત્સદ્દીગીરીએ તથા સિપાહીગીરીએ પોતાના જૂના સ્વામી મોગલ શહેનશાહના ઉત્તરાધિકારી જેવા સુબાઓ, ફોજદારો, તથા ઇતર હિંદુ મુસલમાન સરદારો અને જાગીરદારો વગેરેને વળગી રહેવામાંજ પોતાની રાજ્ય ભક્તિ તથા નાગરિકતાની સફળતા જોયેલી હતી, અને એ સુબાઓ, ફોજદારો તથા હિંદુ-મુસલમાન સરદારો અને જાગીરદારોએ પણ એ રાજ્યનિષ્ઠ નાગર જ્ઞાતિને પોતાના પડખામાં જ રાખવામાં પોતાના કાર્યની સિદ્ધિ માનેલી હતી. આમ હોઇને નાગરોને હિંદુ તથા મુસલમાન રિયાસતોમાં, આ સંક્રાંતિકાળે અગ્રસ્થાન મળી શકેલું હતું. જે નાગર જે રાજ્યની નોકરીમાં હોય તે નાગર તે રાજ્યને પોતાનાજ જેવું ગણી બેસે છે, અને એ તેનું પરંપરાગત લક્ષણ પણ છે. કોઇ કારણે પોતાથી એકવાર સેવાતા રહેલ રાજ્યની નોકરીનો પોતાને ત્યાગ કરવો પડેલો હોય અને તેને પરિણામે તેને બીજા કોઇ રાજ્યની નોકરીમાં પ્રવેશવું પડેલું હોય તો પણ પોતે પોતાથી પ્રથમ સેવાયલા રાજ્યને કદિ પણ બેવફા થવું નહિ, એવો આગ્રહ નાગર મુત્સદ્દી કે યુદ્ધવીર રાખતો હતો અને હજુ સુધી રાખી રહેલો પણ છે. નાગરોની આ પ્રકારની વિશિષ્ટતા દેખીને હિંદુ–મુસલમાન રિયાસતોએ નાગર મુત્સદ્દીઓ તથા સિપાહીસાલારોને પોતાના ઉપયોગમાં લીધેલા, અને ગૂજરાત–કાઠિયાવાડ ઉપર પોતાની અધીશ્વરતા જમાવવાના કામમાં ઉદ્યુક્ત થઇ રહેલ પેશ્વાઇએ તેમ જ ગાયકવાડી રાજ્યે પણ પોતપોતના કાર્યની સિદ્ધિ કરી લેવાના હેતુથી નાગરોને પ્રતિષ્ઠાપ્રદ પદો આપેલાં હતાં. કાર્યચતુર અંગ્રેજ સરકાર પણ એ જ ચીલે ચાલ્યા વિના રહી શકેલ નહિ. અંગ્રેજ સરકારના બળથી જ્યારે પેશ્વાઇનો અંત આવેલો અને તે પોતે તેના ઉત્તરાધિકારી થઇ બેઠેલ, અને વળી ગાયકવાડ સરકાર સામે કડીના મલ્હારરાવે કરેલ બંડ વખતે અંગ્રેજ સરકારે ગાયકવાડ સરકારની મદદે ચઢીને વડોદરામાં પોતાની લશ્કરી છાવણી નાંખી દીધેલી ત્યારે તેમને નાગર મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીનો જે એકંદર અનુભવ થયલો હતો તેને પરિણામે તેમણે પણ નાગરોને પોતાના ઉપયોગમાં લેવાનું શરૂ કરી દીધેલું હતું. નાગરોના રાજદ્વારીય જીવન પરત્વે ગૂજરાતમાં જ્યારે આવી સ્થિતિ ઉદ્‌ભવેલી ત્યારે બીજી તરફ કાઠિયાવાડમાંના મોગલ શહેનશાહના અવશેષો રૂપી સંસ્થાનો,

ગાયકવાડ સરકાર તથા પેશ્વાના ઉત્તરાધિકારી બની બેઠેલ અંગ્રેજ સરકાર—એ ત્રણે પક્ષો પોતપોતાનું વર્ચસ્ કાઠિયાવાડમાં સર્વોપરિ બનાવવાને ઇંતેજાર બની રહેલા હતા, અને એ ત્રણે પક્ષોએ પણ નાગર કાર્યકરોને ઉપકારક ગણી લેવામાં જ પોતાના હેતુની સફળતા જોયલી હતી. પરંતુ જ્યાંસુધી મોગલ શહેનશાહતના સીધા ઉત્તરાધિકારી જેવા સોરઠ સરકાર—જૂનાગઢ રાજ્ય—ની સેવામાં પ્રવિષ્ટ થયલ યુદ્ધવિશારદ દીવાન અમરજીનો વિજયધ્વજ કાઠિયાવાડના નભોમંડળમાં ફડફડાટ ઊડી રહેલો હતો ત્યાંસુધી જેમ ગાયકવાડ સરકાર પોતાના અમલને સૌરાષ્ટ્રમાં સ્થિર કરી શકેલ નહિ તેમ અંગ્રેજ સરકારથી પણ કાઠિયાવાડમાં પ્રવેશ કરી શકાયલો ન હતો; એટલું જ નહિ, પરંતુ એ પગભર થતા જતા અંગ્રેજ સરકારને પોતાના તાબાના ધોળકા, ધંધુકા તથા રાણપુર તાલુકા ઉપર દીવાન અમરજી તરફથી નંખાયલી 'જોરતલબી' રૂપી ખંડણી જૂનાગઢના નવાબને ભરવી પડતી પણ હતી. તથાપિ સોરઠ-સરકાર—જૂનાગઢ રાજ્ય—ના કમનસીબે અગર તો સૌરાષ્ટ્રમાંનાં ઇતર સંસ્થાનોના સદ્‌ભાગ્યે દીવાન અમરજીનો વધ થઇ જવા પામેલ ત્યારે એ વધપ્રસંગથી ઉપસ્થિત થઇ આવેલ જૂનાગઢ રાજ્યની સૂક્ષ્મ સ્થિતિનો લાભ લેવાને જેમ સૌરાષ્ટ્રનાં ઇતર સંસ્થાનો પ્રેરાયલાં હતાં તેમ ગાયકવાડ સરકાર પણ પોતાની પ્રભુતાને સૌરાષ્ટ્ર ઉપર સ્થિર કરી દેવાને પ્રેરાયલા અને તે કામમાં તેમને પાછળથી તરતમાંજ અંગ્રેજ સરકાર તરફથી મદદ પણ મળી ચૂકેલી હતી. અંગ્રેજ સરકારે ગાયકવાડ સરકારને જે મદદ આપેલી તેનું કારણ—રહસ્ય સમજાય તેવું છે. પેશ્વાના પોતે ઉત્તરાધિકારી બનેલા હતા એટલે પેશ્વાનો જે હક સૌરાષ્ટ્ર ઉપર હતો તે હકને સુસ્થિર કરી લેવો એ અંગ્રેજ સરકારને ગળે વાત હતી, અને વળી એમના જેવા સર્વોપરિ થવાની મહત્ત્વાકાંક્ષા ધરાવનારી રાજસત્તાને જૂનાગઢ રાજ્યને જે ખંડણી ભરવી પડતી હતી તે એક શલ્ય રૂપે ખૂંચી રહેલી પણ ખરી. પરંતુ અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારનું લશ્કરી જોડાણ થવાથી સૌરાષ્ટ્ર આખો એકદમ અલ્પશ્રમે વશ થઇ શકે એમ ન હતું; કારણ કે દીવાન અમરજીની પાછળ પણ રણસંગ્રામ ખેલી શકે તેવા યુદ્ધવીરો હયાત હતા અને વળી રણશૂર કોમો પણ અસ્તિત્વમાં હતી. આવા સંયોગમાં બળ કરતાં કળથી-લડાઇને બદલે મુત્સદ્દીગીરીથી સૌરાષ્ટ્રમાં જો પગપેસારો થઇ શકે તો તે વધારે સારી વાત ગણવાને અંગ્રેજ સરકાર જેવી દીર્ઘ દ્દષ્ટિવાળી રાજસત્તાને સમજાય તો તે હકીકત સ્વાભાવિકજ છે. લડીલડીને થાકી ગયલાં અસ્થિર સ્થિતિવાળાં સંસ્થાનોને તેમજ યુદ્ધપીડિત

ચિતને કોઈ પણ શાંતિસિંચક સંદેશ પ્રિય થઈ પડયા વિના રહેતો નથી. કર્નલ વૉકર કે જેઓ વડોદરામાંની બ્રિટિશ છાવણીના મુખી હતા. તેઓ જેવા એક કુશળ સેનાપતિ હતા તેવાજ એક કાર્યકુશળ મુત્સદ્દી પણ હતા તેમણે પોતાના લશ્કરી બળને ગૌણ રાખીને અને ત્યાં સુધી બુદ્ધિબળથી સૌરાષ્ટ્રના શાંતિકાના ચલાવી વાતને મુખ્ય ગણીને સૌરાષ્ટ્રને અંગ્રેજ સરકારની નીચે લાવી મૂકવાનો ઉપાય રચી કાઢેલો હતો. સૌરાષ્ટ્ર ઉપર પોતાનો જે હક હોવાનું ગાયકવાડ સરકાર માનતા હતા તે હકનો સ્વીકાર કરીને જૂનાગઢના વતની તથાપિ ગાયકવાડ સરકારના નોકર નાગર મુત્સદ્દી મજમુદાર ગૌરીદાસ વિક્રમદાસ વૈષ્ણવને પોતાની સાથે રાખીને તેમની મધ્યસ્થતાથી આ કર્નલ વૉકરે સૌરાષ્ટ્રમાંનાં નાનાં મોટાં સંસ્થાનો સાથે કામ પાડેલું હતું અને તેને પરિણામે અખિલ સૌરાષ્ટ્રમાં શાંતિસ્થાપના થઈ ગયેલી હતી. આમ સૌરાષ્ટ્રમાં જે શાંતિસ્થાપના થઈ તેના એક કારણ રૂપે આપણે જેમ અંગ્રેજ સરકારના તથા ગાયકવાડ સરકારના સંયુક્ત સૈનાબળને ગણી શકીએ તેમ બીજા કારણ રૂપે નાગર સિપાહીગીરીથી બળિષ્ઠ બની રહેલી નાગર મુત્સદ્દીગીરીને પણ ગણાવી શકીએ. આવી આ નાગર મજમુદાર કુટુંબની સફળ મુત્સદ્દીગીરીથી પ્રસન્ન થઈને પુર્વોક્ત ઉભય સરકારોએ એ કુંટુંબની કદર ઇનામ અકરામોથી કરેલી પણ છે. ઇ. સ. ૧૮૧૭ની સાલના જુન માસ સુધી તો પેશ્વા ભાગની કાઠીયાવાડની પેશકશીની રકમ ગાયકવાડ સરકાર પોતે સેનાબળનો ઉપયોગ કરીને ઉઘરાવી લેતા હતા, કારણ કે પેશકશી ઉઘરાવી લેવાનો ઇજારો પેશ્વા સરકાર પાસેથી ગાયકવાડ સરકારે રાખેલો હતો. પરંતુ પૂર્વોક્ત તારીખેથી અંગ્રેજ કંપની સરકારે એ પેશકશી ઉઘરાવી લેવાનું કામ પોતાના હાથમાં લઇ લીધેલું એટલે ફક્ત પોતાનાજ ભાગની મુલ્કગીરીની રકમ ઉઘરાવી લેવા નિમિત્તે ગાયકવાડ સરકારને કાઠિયાવાડમાં જવાનો માર્ગ ખુલ્લો રહેતો હતો; આખરે તા. ૩-૪-૧૮૨૦ના રોજ કરાયલ કરારથી ગાયકવાડ સરકારના ભાગની મુલ્કગીરીની રકમ સૌરાષ્ટ્રમાંથી ઉઘરાવી આપવાનું કામ પણ અંગ્રેજ સરકારે સંભાળી લીધેલું એટલે પછી સૌરાષ્ટ્ર ઉપર સર્વોપરી મધ્યસ્થ પ્રભુતા ફક્ત એક અંગ્રેજ સરકારની સ્થાપિત થઇ જવા પામેલી. દરમ્યાન જુનાગઢ રાજ્ય તરફથી જોરતલ્બી ઉઘરાવી આપવાનું કામ પણ એ આવતલ સરકારે પોતાના હાથમાં લઇ લીધેલું હતું. આમ બધી આવશ્યક વ્યવસ્થા થઇ ગઇ એટલે અંગ્રેજ સરકારે કર્નલ બાર્નવેલ નામના અંગ્રેજને પોતાના પહેલા રાજદ્વારીય પ્રતિનિધિ (આડતીઆ) તરીકે નિમેલા તેમની સાથે શિરસ્તેદાર

તરીકે અમદાવાદના નાગર ગૃહસ્થ નામે છોટાલાલને કાઠિયાવાડમાં મોકલી આપેલા હતા. અર્થાત્, અંગ્રેજ સરકારે પણ પોતાના ગૂજરાત-કાઠિયાવાડમાં પ્રથમ આગમનના આરંભમાં તથા તે પછીના કાળમાં કેટલાક સમય સુધી એટલે કે તેમના પોતાના પગ સ્થિર થઇ ગયા ત્યાં સુધી નાગર દફતરદારો અને નાગર મુત્સદ્દીઓની મદદથી પોતાની સર્વોપરિતાનાં મૂળ ઉંડાં ઊતારવાની નીતિ પકડી રાખેલી હતી. આ હકીકત પરત્વે કોઇથી મતભેદ દર્શાવી શકાય તેમ નથી. આમ અંગ્રેજ સરકારના માનિતા થઇ રહેલ નાગર મુત્સદ્દીઓમાં આપણે અમદાવાદી તથા જૂનાગઢી નાગરોનાં અનેક નામ ચિંધી શકીએ તેમ છીએ. આ સમયે કાઠિયાવાડમાંના ઘણાંખરાં સંસ્થાનોમાં નાગર રાજપુરુષોનું બળ કે પ્રમાણ અધિક હતું, અને તેથી એવી પરિસ્થિતિ ઊભી થઈ આવતા પામેલી કે, જે નાગરો અંગ્રેજ સરકારની કે ગાયકવાડ સરકારની નોકરીમાં હોય તેઓ પોતપોતાના ધણીનું ખેંચે, અને જે નાગરો સંસ્થાનમાં નોકરીમાં હોય તેઓ પોતપોતાના ધણીનું ખેંચી રહે. આવા સંયોગમાં નાગર મુત્સદ્દીઓમાં પણ દ્વંદ્વયુદ્ધ જાગે એ સ્વાભાવિક હતું, અને એવાં રાજનીતિ વિષયક દ્વંદ્વયુદ્ધો નથી બનતાં એમ કહી શકાતું નથી. નાગરોનું ધ્યેય રાજસેવા ખરી, પરંતુ એક રાજ્યાધિકાર પામવાને મથવું એ એ જ્ઞાતિના મુત્સદ્દીઓનું પ્રધાન લક્ષણ હતું અને હજુ પણ એ લક્ષણ નાબૂદ થયું નથી. આ વાતનું પરિણામ એવું આવેલું કે, જે નાગર મુત્સદ્દીઓ અંગ્રેજ સરકારની નોકરીમાં હોય તે પોતાના ધણીની સર્વોપરિતાને લીધે પોતાની એંડતાને અનિવાર્ય ગણીને પોતાને અણગમતા જે નાગર મુત્સદ્દીઓ સંસ્થાનોની નોકરીમાં હોય તેમનો પરાભવ કરવાને મથતા નહિ એમ તો નહિ જ. વળી સંસ્થાનોમાંના જે નાગર રાજપુરુષોને પોતપોતાના સ્વામીનું હિત સાંચવી લેવાની ઉત્કંઠા થઈ આવતી હતી તેઓ એ અંગ્રેજ સરકારની નોકરીમાંના નાગરોને પ્રસન્ન રાખવાની પ્રવૃત્તિ કરીને પોતપોતાનો સ્વાર્થ સાધી લેવાનું ચૂકતા પણ ન હતા. અંગ્રેજ સરકાર ભેદ નીતિના ઉપાસક તો હતા જ એટલે નાગર મુત્સદ્દીઓ માહોમાંહે જે દ્વંદ્વયુદ્ધો ખેલી રહેતા તેની નિરીક્ષા કરીને એ સરકાર તથા તેમના અમલદારો પોતાને ઠીક પડે ત્યારે ત્યારે ગમે તે એક નાગર પક્ષની પીઠ થાબડતા હતા, અને તેને પરિણામે એક નાગર પક્ષને હાથે બીજો નાગર પક્ષ પરાભવ પામી જતો પણ હતો. અંગ્રેજ સરકાર તથા ગાયકવાડ સરકારનાં પગલાં સૌરાષ્ટ્રમાં થયાં તે પહેલાં જે નાગરો જે સંસ્થાનમાં વસતા હોય તે નાગરોમાં પણ પક્ષો બંધાતા હતા અને એ પક્ષો વચ્ચે રાજદ્વારીય હરીફાઇ

ચાલી રહેલી પણ ખરી. તથાપિ અંગ્રેજ સરકારના આગમન પછી એ સ્થાનિક રાજદ્વારીય હરીફાઈએ જે એક નવું રૂપ ધારણ કરેલું તે સમસ્ત નાગર જ્ઞાતિને માટે ખતરનાક નીવડેલું છે. એક સંસ્થાનમાંનો એક નાગર પક્ષ સ્વસ્થાનીય બીજા નાગર પક્ષને મોળો પાડવાના ઇરાદાથી જ્યારે પરસંસ્થાનના નાગર મુત્સદ્દીઓની તેમજ અંગ્રેજ સરકારની નોકરીમાંના નાગર મુત્સદ્દીઓની મદદ લેવાના લોભમાં પડવા માંડેલો ત્યારે તેનું ફળ એ આવેલું કે, સ્વસ્થાનીય નાગર પક્ષો વચ્ચે ચાલતી રહેલી હરીફાઈનું ક્ષેત્ર સાંકડું મટીને પહોળું થઈ જવા પામેલું. એને અંતે તે સોરઠી, હાલારી, ભાવનગરી આદિ સંજ્ઞાથી ઓળખાતા પક્ષોમાં વિભક્ત થયલ સ્પર્ધા અને તજ્જનિત પ્રચ્છન્ન દ્વેષના ક્ષેત્રના રૂપને પામી ચૂકેલું પણ ખરું—કાઠિયાવાડના નાગરોમાં ઉદ્‌ભવેલ આ પ્રકારના અંતઃકોપનો અપ્રકટ ઇતિહાસ ખરેખર ખેદકારક તો છે જ, અને નાગરોનો રાજદ્વારેથી જે વિનિપાત થવા પામ્યો છે તેમાં એ અંતઃકોપનો હિસ્સો કારણરૂપ નથી બન્યો એમ કહી શકાતું નથી. કાઠિયાવાડમાં વકીલાતનો ધીકતો ધંધો કરી રહેનાર એક નામાંકિત પારસી ગૃહસ્થે આ બાબત પરત્વે ઉંડો ખેદ બતાવતો જે એક પત્ર, આજથી સાડેક વર્ષો પહેલાં પોતાના એક મિત્ર ઉપર લખેલો છે તે અમે વાંચેલો છે અને તેમાં તેણે કાઠિયાવાડમાંના એક પ્રાંતના નાગર મુત્સદ્દીઓથી ગૃહીત કરાયલી નીતિને પરિણામે સૌરાષ્ટ્રમાંની અખિલ નાગર જ્ઞાતિને ભારે હાનિ થવાની આગાહી કરેલી છે અને એ અગાહી આખરે ખરી પડેલી પણ છે. અર્થાત્, લોઢાએ લોઢાને કાપી નાંખેલું છે, અને અંગ્રેજ સરકારને જે બળ તોડવાને માટે થોડોક વધારે શ્રમ ઉઠાવવો પડત અગર તો સીધાં પગલાં ભરવાં પડત તે બળ અંશતઃ તથાપિ સ્વતઃ ક્ષીણ પડી જવા પામેલું છે. બીજી બાજુએ અંગ્રેજ સરકારને જ્યારે જણાયું કે, હવે કાઠિયાવાડમાં પોતાની સત્તા દૃઢમૂળ બની ગયલ છે ત્યારે તેમણે પોતાની નોકરીમાંથી નાગર નોકરોની સંખ્યા તથા પ્રધાનતાને ઘટાડવાનું ચાલુ કરી "અર્થ સર્યો કે વૈદ્ય વેરી" જેવા નીતિસૂત્રનું અવલંબન પણ કરી દીધેલું. પરંતુ નાગરો જેમ અંગ્રેજ સરકારની નોકરીમાં હતા તેમ નાનાં મ્હોટાં રાજ્યોમાં પણ હતા, એટલે જ્યાં સુધી કોઈ પણ ઉપાયે રાજસ્થાનોની નોકરીમાંથી તેમને બાતલ કરાવી ન શકાય ત્યાં સુધી અંગ્રેજ સરકારની રાજનીતિ ધાર્યાં પરિણામ ઉપજાવી નહિ શકે એવું તેમને સમજાયાથી તેમણે રાજસ્થાનોમાંથી નાગર મુત્સદ્દીઓને તથા નાના મ્હોટા નોકરોને દૂર કરાવવાના બહુવિધ ઉપાયો કરવા માંડેલા હતા, અને એ ઉપાયો ક્રમેક્રમે સફળ પણ થયલા છે.

તથાપિ સંસ્થાનોની નોકરીમાંથી નાગર ગૃહસ્થોને દાખલ કરવાનું કામ અટક્યું ન હતું. જૂના ઇતિહાસના જાણકાર રાજકર્તાઓના મન ઉપર નાગર મુત્સદ્દીઓ તથા સિપાહીઓના હાથે જે પ્રકારે રાજ્યસેવા કરેલી તેની ઉંડી છાપ પડેલી હતી અને 'જૂનું એટલું સોનું' એમ માનનાર જૂના કાળના રાજકર્તાઓ રાજ્યહિતૈષી નાગરોને એકદમ બાજુએ રાખવાને તૈયાર ન હતા એટલે એ જૂની ઢબને વળગી રહેનાર રાજકર્તાઓ એક પછી એક આ દુનિયા છોડી ન જાય ત્યાં સુધી અંગ્રેજ સરકારને આમ નાગરોને પોતાના પ્રિય નયને સફળ કરવાને માટે વાટ જોઈને બેસી રહેવું પડતું હતું, દરમ્યાન રાજકુમારોને નવી ઢબે કેળવવાની યોજના તેમણે કરી, અને એ યોજનાને પરિણામે તેઓ એ રાજકુમારોનો સમાગમ સાધી શકતા એટલું જ નહિ પણ તેમના મનમાં તેમણે નવા નવા નીતિમંત્રો ઠસાવવા માંડ્યા. ખાસ 'રાજ્યના માલીક રાજવીઓ છે, સર્વાધિકારીઓ નથી અને સર્વાધિકારીઓ તંત્રમાં આપની મરજી મુજબ ચલાવવાને રાજવીઓ બંધાયેલા નથી' — એ પ્રકારનો બોધ રાજકુમારોને તેમજ બની શક્યા મુજબ રાજવીઓને આપવાનું તેમણે ચાલુ કરી દીધેલું હતું. આ પ્રકારનો બોધ જેમને અપાતો હતો તેમના ઉપર તેની અસર ન્યુનાધિક પ્રમાણમાં થયા પામેલી નહિ, એમ કહી શકાય તેમ નથી અને તેનું જે અનિષ્ટ પરિણામ સૌરાષ્ટ્રના રાજ્યોના નાગર અમલદારો પરત્વે આવેલું છે તે હરકોઈ ઇતિહાસકારની દૃષ્ટિએ ચઢી પડે તેમ છે. આ પ્રકારના બોધની અસર રાજકર્તાઓના મન ઉપર કેટલી થયેલી — તેનો ખ્યાલ આપણને, ઇ. સ. ૧૯૧૭ના અંત ભાગે મુંબઈમાં નરેન્દ્ર મંડળ સ્થાપના વગેરે બાબતો પરત્વે વિચારણા કરવાને રાજવીઓની જે સભા મળેલી હતી તેમાં એક * એક મોટા સંસ્થાનના રાજવીએ હસતા હસતા જે કટાક્ષ કર્યો અને તેના જવાબમાં સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ મુત્સદ્દી નાગર સ્વ. કલ્યાણરાય બક્ષીએ હૃદયબળ રાખનારા શબ્દોમાં એ રાજવીને સંભળાવી દીધેલું હતું તેમાંથી મળી આવે તેમ છે. આ પ્રસંગ પરત્વે અમે આ જીવનકથામાં હવે પછી વિસ્તારપૂર્વક બોલવાના છીએ એટલે અત્રે અમે આ સંબંધમાં મૌન સેવીએ છીએ. વળી અંગ્રેજ સરકારનું રાજદ્વારી ખાતું નાગરોનો રાજ્ય સંબંધ તોડી નાખવા માટે જે બાજી એકતાન ચાલી રહેલું તે પણ આપણું ધ્યાન ખેંચે તેવી છે. પોતાની રાજનીતિના નવા વહેતા પાણીનો

---

* જુઓ રા. રા. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષીનું જીવન વૃત્તાંત પાન ૨૮૭

અવરોધ કરનાર સેતુબંધો તોડવા જોઇએ જ એ હેતુથી. અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાએ એક એવું વ્યાપક તથાપિ સંસ્થાનોને બાધક થઇ પડે તેવું નીતિસૂત્ર ઉપજાવી કહેલું કે અંગ્રેજ સરકારની સંમતિ મેળવ્યા સિવાય કોઇ પણ રાજકર્તા પોતાને માટે પોતાની પસંદગીનો કાર્યભારી નાખી શકે નહિ. આ પ્રસંગનું ધોરણ ઠરાવીને અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિએ શક્ય હોય ત્યાં સુધી નાગર ગૃહસ્થને કોઇ પણ સંસ્થાનમાં કાર્યભારીપદે આવતો અટકાવવાનો મંદમંદ પ્રયાસ કરવા માંડેલો પણ હતો. અને વસ્તુત: તે પ્રયાસને સફળ કરવા ફાવવાને માટે પગલું પણ ભરેલું હતું.* પરંતુ આ પ્રસંગે રાજકોટ-મોરબીના વતની સ્વ. કલ્યાણરાય બક્ષીએ નિર્ભયતા પૂર્વક ગુજરાત-કાઠિયાવાડના નાગરોને તેમના નાગરત્વના થયેલ અપમાન સામે વિરોધ બતાવવાને, નડિઆદ નિવાસી તથાપિ મુંબઇ સરકારની ધારાસભાના એક સભ્ય રા. બ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક જેવા પ્રમાણિક પુરુષની સલાહ અનુસાર એવા તો જાગૃત કરેલા કે, મુંબઇ સરકારને પૂર્વોક્ત પ્રસંગનો હુકમ ગેરવ્યાજબી ઠરાવવાની ફરજ પડી ગયેલી. આ વિરોધપ્રદર્શનને લગતા કાર્યમાં ગુજરાત કાઠિયાવાડમાંના લગભગ તમામ નાગર જથ્થાઓ એકમત એકત્ર થયેલા હતા. આમ અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાએ ફેંકેલો પાસો સીધીરીતે બરાબર પડેલો નહિ, ત્યારે તેણે પરોક્ષ માર્ગે પોતાના હેતુને સફળ કરવાના ઉપાયો શોધી કાઢેલા હતા એ ઉપાયો પૈકી એક ઉપાય, નાગરો સામે વાણિયાઓને ઉત્તેજને એક નવો પક્ષ સૌરાષ્ટ્રના રાજદ્વારીય ક્ષેત્રમાં ઉભો કરવાની વાતને લગતો છે એ પ્રકારે અંગ્રેજ સરકારે જે પ્રયાસ કર્યો તેને પરિણામે સૌરાષ્ટ્રમાં જે પ્રકારનો જ્ઞાતિવિગ્રહ કે જ્ઞાતિદ્વેષ છેક સુરત ગોકુલજી ઝાલા ગગાભાઇ ઉર્ફે ગૌરીશંકર ઓઝા, કબા ઉર્ફે કરમચંદ ગાંધી, જામનગર વાળા ભગવાનજી વગેરેના કાળ સુધી જન્મેલો કે તીવ્ર બનેલો કે વ્યાપક બનેલો નહિ તે ઉભો થવા પામેલો હતો, અને તે પ્રકારનું વિષ હજુ સુધી નષ્ટ થઈ ગયેલું પણ નથી. પાછળથી આ વાણીયા-પક્ષને પણ રાજદ્વારીય ક્ષેત્રમાંથી હડસેલી દેવામાં આવેલો. કોઇ પણ એક પક્ષને સબળ થવાનો અવકાશ રહેવા ન દેવો તેમ જ સબળ ગણાય તેવી જ્ઞાતિઓ પરસ્પર એકબીજાની દ્વેષી બની જાય તથા મુત્સદ્દીગીરીમાત્રનો લોપ થઇ જાય એવા હેતુથી જ અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાએ પૂર્વનિર્દિષ્ટ પદ્ધતિએ પગલાં ભરેલાં હતાં. એ છતાં એટલું

* જુઓ ગ. રા. કલ્યાણરાય બક્ષીનું જીવન વૃત્તાંત, પાન ૮૯

તો ખરૂ છે જ કે, નૂતન યુગનો મંત્રોપદેશ ન પામેલા જૂની ઢબને અનુસરી રહેનાર કેટલાક રાજવીઓએ નાગર મુત્સદ્દીઓ આગળ પોતાના રાજ્યોના બારણા બંધ કરી દીધેલા ન હતાં. અને જામનગર ભાવનગર તથા જુનાગઢ રાજ્યના શાસનતંત્રો નાગર મુત્સદ્દીઓના હાથમાંથી સરી ગયેલાં નહિ તોપણ જામ વિભાજીના અવસાન બાદ જામનગરની રાજ્યસેવામાંથી અંગ્રેજ સરકાર તરફથી નિયોજાયેલા અંગ્રેજ વહીવટદારે નાગરોને હાંકી કાઢેલા, ભાવનગરના મહારાજા ભાવસિંહજીના વારામા એટલે કે ઇ. સ. ૧૯૦૦ માં નાગર કાર્યભારિતાનો અંત પ્રાયઃ આવેલો અને ઈ. સ. ૧૯૦૩ મા અને છેવટ ઇ. સ ૧૯૧૧ ના અંતભાગે જૂનાગઢ રાજ્ય બ્રિટિશ વહીવટ નીચે મૂકાઈ જતા એ રાજ્યના વહીવટમાંથી નાગર મુત્સદ્દીગીરીનું પ્રાધાન્ય નષ્ટ થઇ જવા પામેલું છે, સમગ્ર દૃષ્ટિએ જોતાં આખા કાઠિયાવાડનું રાજકીય જીવન અંગ્રેજ સરકારે પોતાની ઇચ્છા કે આજ્ઞાને અનુવર્તી રહે તેવા પ્રકારે ઘડી કાઢેલું, અને દેશી સંસ્થાનોને અનન્ય વફાદારીથી સેવવામા પોતાનું ગૌરવ સમજનારા સ્વસ્વસ્થાનીય મુત્સદ્દી-ઓ—નાગરો કે નાગરેતર રાજપુરુષો—ને ઠેકાણે ઘણેભાગે પગારરજુ રાજ્ય કાર્યકરો અગર તો અંગ્રેજ સરકારથી સન્માનિત થયેલા કે થવાની ઇચ્છા રાખનારા રાજપુરુષોને આપણે ઘણાખરા સંસ્થાનોમા વિરાજતા જોઇ શકીએ પણ છીએ. વળી આવી આ બ્રિટિશ રાજનીતિનું જે એક અનિષ્ટ ફળ આવ્યું તે એ કે, કેવળ રાજ્યહિતૈષી તથા રાજ્યભક્ત મંત્રીઓથી રાજકર્તાઓ જેમ જેમ ઉપદેશાતા બંધ પડેલા તેમ તેમ રાજકર્તાઓ પોતપોતાના રાજ્યને બહુભાગે પોતપોતાના અંગત ભોગવિલાસોના સાધન રૂપે ગણતા થયેલા, તેમને પોતપો-તાના બુદ્ધિબળ પરત્વે અતિવિશ્વાસ થઇ આવેલો અને તેઓ પોતે એકલા સર્વશક્તિસંપન્ન હોય એવી ખોટી ભાવના પણ તેમને થઇ આવેલી આ હકીકતનું જે અનિષ્ટ પરિણામ આવ્યું તે એ કે, સંસ્થાનોની પ્રજાભોગ્યતા ઘસાતી ચાલી, નવયુગની નવી ભાવનાઓને લીધે શાંતપ્રજામા અશાંતિ ઊભી થતી ગઇ અને તે જે પરિણામ આવ્યું છે તે આપણે આજે જોઇ રહેલા પણ છીએ.

હવે આપણે જૂનાગઢ રાજ્યની દૃષ્ટિથી આ વિષય પરત્વે થોડી હકીકત જાણી લેશું. જૂનાગઢના નાગરવાડામા મુખ્ય ત્રણ રાજદ્વારીય પક્ષો ઉપસ્થિત થયેલા હોય એમ દેખાય છે, એ ત્રણે પક્ષો આ પ્રમાણે હતા - (૧) ઝાલા પક્ષ, (૨) નાણાવટી દીવાન પક્ષ અને (૩) વૈષ્ણવ મજમુંદાર પક્ષ, આ ત્રણ પક્ષોમાંથી પહેલા ઝાલા પક્ષે અન્ય કોઇ રાજ્યની નોકરી ન કરતા કેવળ

જૂનાગઢ રાજ્યની નોકરી કરેલી છે. બીજા દીવાન પક્ષે બાબી રાજકુળની પ્રધાનત જેવા કાર્ય ઉપરાંત જામનગર, ભાવનગર વગેરે રાજ્યોની નોકરી કરેલી છે, પરંતુ જૂનાગઢ રાજ્યના હિતને કશી પણ હાનિ ન થાય તેવી તકેદારી તેણે રાખેલી છે. ત્રીજો મજમુદાર પક્ષ મુખ્યતઃ ગાયકવાડ સરકારને અને પછીથી અંગ્રેજ સરકારને આશ્રયે ઉપસ્થિત થયલો અને તેણે તેના આશ્રયને બળે જૂનાગઢ રાજ્યમાં, અલ્પ સમય માટે પણ પોતાનું પ્રાધાન્ય જમાવેલું હતું. ગાયકવાડ સરકારને લગતી વાત બાજુ ઉપર રાખીને બોલીએ તો, બૅલેનટાઇનવગેરે અંગ્રેજ અમલદારો એક યા બીજા મિષે જૂનાગઢ રાજ્યમાં હસ્તક્ષેપ કરવાને હમેશાં ઉદ્યુક્ત રહેતા હતા; એટલુંજ નહિ, પરંતુ પોતાના પ્રિયજનો-કૃપાપાત્ર-પુરુષોને રાજ્યાધિકાર પ્રાપ્ત કરાવવા તથા તે માર્ગે મળી શકે તેવા લાભો લેવા લેવડાવવાનું ચૂકતા પણ નહિ, એમ ઇતિહાસ કહી આપે છે. આમ હોઇને આપણે કહી શકીએ છીએ કે, ગાયકવાડ સરકારના વફાદાર નોકર તથાપિ જૂનાગઢના વતની એવા જે નાગર મજમુંદારો તથા બીજા નાગરેતર. સુંદરજી સવજી વગેરે પુરુષો જૂનાગઢ રાજ્યમાં એક રાજ્યાધિકારને પામી શકેલા તે બહુ ભાગે અંગ્રેજ અમલદારોની યોજના તથા હુંફનું પરિણામ હતું, એટલુંજ નહિ, પરંતુ જૂનાગઢના નવાબો તરફથી પોષાતા રહેલા તેમના જૂના જાણીતા, સ્થાનિક અને સ્થાયી મુત્સદ્દીવર્ગને બળહીન બનાવવાનો એ એક નવપ્રયોગ હતો એવું કલ્પી શકાય છે. વળી જૂનાગઢના બીજા કેટલાક નાગરો અંગ્રેજ સરકારની "કાઠીઆવાડ એજંસી"ની નોકરીમાં દાખલ થયલા તે પણ ઘણેભાગે પેશ્વા સરકારના એટલે ગાયકવાડ સરકારના મજમુંદારોની મદદ તથા લાગવગને લીધેજ, અને એવા નાગરો પૈકી કેટલાકને પાછળથી જૂનાગઢ રાજ્યની નોકરીમાં પ્રવેશવાનો યોગ મળી આવેલો પણ ખરો. આ પ્રમાણે પ્રથમ અંગ્રેજ સરકારના નોકર બનીને પાછળથી જૂનાગઢની નોકરીમા આવનારાઓમાં મુખ્યત: ભગવાનલાલ મનનજી જોષીપુરા અને નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચનાં નામો આપણે ગણાવી શકીએ છીએ. કાઠિયાવાડમા અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિ કર્નલ ઍંડરસન હતા તે ગોકુળજી ઝાલાના વિરોધી હતા અને મજમુંદાર કુટુંબના હિતેચ્છુક હતા, અને તે સાહેબે ગ. બ. દુલેરાય રઘુનાથરાય મજમુંદારને દફતરદારી આપેલી પણ હતી.* આ કર્નલ ઍંડરસને

* વિશેષ હકીકત માટે જુઓ "કાઠીઆવાડમા સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુંદાર" સંજ્ઞક પુસ્તકનું પાનું ૨૬૮ તથા "સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાન્ત" બીજી આવૃત્તિ પાનું ૨૧૨-૨૧૩.

ગોકુલજી ઝાલાને રાજ્યસેવામાંથી દૂર કરાવવા માટે જુનાગઢના નવાબ સાહેબ ઉપર અણઘટતું દબાણ કરેલું હતું અને તેઓ જ્યારે પોતાના પહેલા પ્રયાસમાં નિષ્ફળ નીવડ્યા ત્યારે તે સાહેબે જાતે જુનાગઢ જઈને નવાબ સાહેબને ભય દેખાડી ગોકુલજી ઝાલાને દીવાનને પદેથી ખસેડવા માટે દબાણ પણ કરેલું હતું. પરંતુ નવાબ સાહેબને એ સાહેબની વાત લેશ પણ ગળે ઉતરેલી નહિ, " તથાપિ પોતાના રહેવાથી રાજ્યહિતને હાનિ પહોંચશે એવું વિચારીને ગોકુળજીએ પોતે પેન્શન માટે સર્વાધિકાર છોડી દીધેલો હતો અને તેમને ઠેકાણે નવાબ સાહેબે જુનાગઢના જ વતની તથા સિપાહીસાલાર ખાન જમાદાર સનંદ હિંદને નિયોજીત કીધેલા હતા, અને એ મુસલમાન દીવાનજીએ નાગર મુત્સદ્દીઓની મદદથી દીવાનગીરીને સંભાળી* લીધેલી પણ હતી. અર્થાત કાઠિયાવાડમાના સંસ્થાનો પરત્વે અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિઓ તરફથી થતા જુદા રાજનીતિપ્રયોગો કાંઈ જેવા તેવા કે જેટલા તેટલા ન હતા, અને તેને પરિણામે જેમ નાગર મુત્સદ્દીગીરીનો ક્ષય થયેલો છે તેમ સંસ્થાનોના હેતો ક્ષતવિક્ષત થયેલા છે, તેમના કાર્યભારી-ઓના માર્ગો કંટકિતબનેલા છે અને તેસાથે સંસ્થાઓનું પતન રાજકર્તાઓ અદીર્ઘદ્રષ્ટિને લીધે તથા તેમને બ્રિટિશ અમલદારો તરફથી મળતા રહેલા અનિષ્ટ ઉત્તેજનને કારણે નિર્વીર્ય બની ગયેલુ પણ ખરૂ. મતલબ કે, સંસ્થાનોના રાજકર્તાઓ, તેમના કાર્યભારીઓ અને તેમની પ્રજાઓ એ ત્રણે પક્ષ એક થઈને બેસે નહિ તેમ જ તે સંસ્થાનોમાના સ્થાયી અને સ્થાનિક મુત્સદ્દી વર્ગ લુપ્ત થઈ જાય—એ બેય બાબતોને અનુલક્ષીને જ અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિઓ જુદા જુદા પ્રસંગના અને જુદે જુદે માર્ગે સ્વાર્થ-સાધક નીતિપ્રયોગો કરી રહેલા હતા. સુજ્ઞ ગોકુલજી ઝાલાના દેહાંત પછી તરતમાં જ તેમના પિત્રાઈભાઈ આ કથાના નાયક પુરુષોત્તમરાયજીને માથે રાજ્ય કાર્યનો ભાર આવતાં તેમણે પોતાની નૈસર્ગિક બુદ્ધિમત્તા તથા દીર્ઘદ્રષ્ટિથી જે પ્રકારનો શાસન પ્રબંધ કરવા માંડેલો અને તેને પરિણામે જુનાગઢનું રાજ્ય જે પ્રકારના સામર્થ્ય સ્વાતંત્ર્ય તથા અધિકાર પામી વૃદ્ધિ પામતી જતી નૂતન ભાવનાઓવાળું બંધારણ પામી શક્યું તે વિષે હવે પછી આપણે માહિતી આ ગ્રંથમાંથી મેળવશું ત્યારે આપણને સ્પષ્ટ સમજાઈ આવશે કે આ કથા

* જુઓ "સંત ગોકુલજી ઝાલા અને વેદાંત" નામક પુસ્તકના પાના ૨૬૦ ઉપર પ્રસિદ્ધ થયેલ નવાબનો પત્ર.

નિરૂપ્યતું રાજ્યમા હોવાપણુંજ અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાને અસહ્ય થઇ પડેલું હતુ. સયોગની અનુકુળતાને લીધે બ્રિટિશ રાજદ્વારીય ખાતુ જામનગરમાથી નાગરબળનો ઉચ્છેદ કરી શકેલુ ભાવનગરમા ઈ. સ ૧૯૦૦ સુધી નાગરબળ જેવું દેખાતુ હતુ તથાપિ તે સસ્થાન નાગરબળના એક કેન્દ્ર તરીકે ગણાયલુ નહિ તે જતા ૮ ૧ના નાગરો બ્રિટિશ રાજદ્વારીય ખાતાને ખટકતા રહેતા તો ખરાજ બીજાં સસ્થાનોમાથી ક્રમેક્રમે નાગર મુત્સદ્દીઓનો લોપ કરાવવામા આવેલો. પરંતુ હિંદુ અને મુસલમાન પ્રતી અભેદ દૃષ્ટિ રાખનાર જુનાગઢનુ મુસલમાની રાજ્ય કે જે કાઠિયાવાડમા અગ્રણી ગણાતું હતુ, જેના દીવાનને, અંગ્રેજ રાજદ્વારીય પ્રતિનિધિની અધ્યક્ષના નીચે ભરાતી "કાર્યભારીઓની સભા"મા સસ્થાનોના પક્ષના પ્રવક્તા (સ્પીકર)નુ પદ અપાયલુ હતું તે જુનાગઢ રાજ્ય નાગર મુત્સદ્દીઓના તેમજ તેમની મુત્સદ્દીગીરીના એક અજિત કે અજય્ય દુર્ગ રૂપે રહેતું આવેલુ હતુ, એટલે તે દુર્ગને તોડી પાડવા સારૂં અંગ્રેજ સરકારનુ રાજદ્વારીય ખાતું સતત પ્રયત્ન કરી રહેલુ હતુ પરંતુ અભણ ગણાવાતા નવાબ સાહેબો અનુભવશાળામા એટલા તો ભણેલા હતા કે નાગર મુત્સદ્દીઓ વિનાના રાજ્યની કલ્પના તેઓ કરી શકતા નહી, અને કદાપિ કોઈ નાગર મુત્સદ્દીને, અંગ્રેજ સરકાર તરફથી કરાતા દબાણને લીધે, ખસેડવો પડતો, તો તેવા મુત્સદ્દીને ઠેકાણે બીજા કોઇ નાગર મુત્સદ્દીને અગર તો નાગર મુત્સદ્દીઓનો સસર્ગ રાખીને દીવાનગીરી કરી શકે એવા કોઇ વિશ્વાસપાત્ર મુસલમાનને તેઓ ગોઠવી દેતા પણ હતા. ઇ સ. ૧૮૯૨ મા નવાબ સાહેબ બહાદુરખાનજી ગુજરી જતા તેમના ભાઇ રસુલખાનજી નવાબને પદે આવેલા ત્યારે પણુ આ બાબી રાજ્યની આતર સ્વતંત્રતામા હસ્તક્ષેપ કરવા તથા મુબઇ ઇલાકા બહારના કોઇ પરદેશીય મુસલમાનને દીવાનને પદે તથા બીજી મહત્ત્વવાળી જગાઓએ નિયોજવાના માટે 'પોલિટિકલ એજન્ટ' તરફથી દબાણ કરાયલુ હતુ અને વળી રાજ્યની નોકરીમા નાગરોની સખ્યા કેટલી છે એવું તો વારવાર પૂછાવાયા કરતુ હતું ! નાગરોની બાબતમા આટલી બધી સતત ચિંતા એ બ્રિટિશ સર્વોપરિ સત્તા શા માટે રાખી રહેલી હશે તે ન સમજાય તેવી ગૂઢ બાબત નથીજ. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ઇ. સ ૧૮૯૫ મા જૂનાગઢના દીવાન હતા ત્યારે તેમણે તે સમયના 'પોલિટિકલ એજન્ટ' કર્નલ હેનકોકની હુંફથી નાગરોનુ રાજદ્વારીય બળ તોડી નાખવાની તજવીજ કરેલી, તથાપિ નવાબ રસુલખાનજીની ફરજદાની તથા કૃપાને લીધે એ પંડિતજી નાગરોને કશી હાનિ કરી શકેલા નહિ, અને તેમને પોતાનેજ "

રાજ્યમાંથી વિદાય થવાનો વારો આવેલો હતો. આ સિવાય બીજા અનેક પ્રસંગોએ બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ જુનાગઢ રાજ્યમાંના નાગર મુત્સદ્દીઓનાં છિદ્રો ગોતી તેમને રાજ્યકાર્ય માટે નાલાયક ઠરાવી રાજ્યમાંથી ખસેડવાના પ્રયત્નો પણ કરેલા; પરંતુ તેમાં તે ફાવી શકેલું નહિ. આખરે, અંગ્રેજ સરકારની પરોપકારક દેખરેખ નીચે અપાતી કેળવણી પામેલા નવાબ રસુલખાનજીના પાટવી કુંવર શેરજમાખાનજી તેમની પોતાની જીવનચર્યા ઉપર રાજ્યના કાર્યભારી મંડળ તરફથી રખાતા ઉત્કર્ષ અંકુશને અસહ્ય ગણી આ કથાનિરૂપને પોતાના માર્ગમાં કંટકરૂપ માનીને તેમની વિરૂદ્ધ થઇ ઉભા અને તેમના વિરોધાગ્નિમાં તેમના અંગ્રેજ સહચર કેપ્ટન કાર્નેગી તથા તે સમયના કાઠિયાવાડના 'પોલિટિકલ એજન્ટ 'એચ. એ. ક્વિન તેમજ મુંબઇ સરકારના રાજદ્વારીય કાર્યકર સર સ્ટેફિંગ એડગરલી વગેરે તરફથી મળેલ મદદરૂપી ઘી હોમાયલું ત્યારેજ ફક્ત આ કથા નાયક રાવજી સાહેબ જેવા મુખ્ય નાગર મુત્સદ્દીને રાજ્યસેવામાંથી મુક્ત થવાનો વારો આવેલો હતો, આવા આ રાવજી સાહેબ જેવા " નાગરગણ-પતિ રૂપે " અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતા તરફથી આલેખાયેલા મુત્સદ્દીના થયલ રાજ્યસેવામોક્ષને લગતી આખીય ખટપટ અને તેનાં અનિષ્ટ પરિણામો પરત્વે અમે હવે પછી આ પુસ્તકમાં સવિસ્તર વર્ણન કરનાર છીએ એટલે અમે અત્ર એટલું જ સારરૂપે લખીને વિરમશુ કે નાગર મુત્સદ્દીઓને રાજ્યાધિકારભ્રષ્ટ કરી નાંખવા માટે જેટલા પ્રમાણમાં અંગ્રેજ સરકાર ઉત્સુક અને ચિંતાતુર રહેતા ગયલા હતા તેટલા જ પ્રમાણમાં જૂનાગઢના નવાબ રસુલખાનજી સુધીના રાજ્યકર્તાઓ નાગરમુત્સદ્દીઓને પોતાના પડખામાં રાખી પોતાના સ્વદેશ-જાત અને તેથી કરીને સ્થાઇ ગણાય તેવા બળને તેના આશ્રયેજ પોતાના રાજ્યની આંતર સ્વાતંત્ર્યતાની રક્ષા કરવા તથા પોતાના પદના ગૌરવને અવિચ્છિન્ન ટકાવી રાખવા માટે કાળજી ધરાવી રહેલા હતા. અહી અમે આ નવાબોના ખરા માનસનો ખ્યાલ આપનારી એક રમુજી હકીકતનો ઉલ્લેખ કરી આ પ્રકરણની સમાપ્તિ કરશું. આ કથાવીર રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી અંગ્રેજ સરકાર તરફથી મોકલાય તેવા કોઇ ઇસમને દીવાનને પદે સ્થાપવા માટે નવાબ રસુલખાનજી ઉપર દબાણ થયા કરતું હતું; પરંતુ નવાબ સાહેબ એ વાતને ગણકારતા ન હતા. આખરે કાઠિયાવાડના એક "પોલિટિકલ એજન્ટે" જૂનાગઢ જઇને નવાબ સાહેબને સમજાવવાનો પ્રયત્ન કરેલો; પણ નવાબ રસુલખાનજી એકદમ એ સાહેબની જાળમાં સપડાય એવા અનુભવહીન ન હતા. "પોલીટિકલ એજન્ટ" પોતાને

કંઇ કહે-તે પહેલાં એ પાકા નવાબે એ સાહેબને પોતાની સાથે ગાડીમાં બેસાડીને શહેરમાં ફેરવી લીધા અને પછી, કહેવાય છે તે પ્રમાણે, તેમણે તેમને આ પ્રમાણે સંભળાવી દીધેલું હતું:–'સાહેબ, આપ દીવાન બદલનેકી બાનાં કરતે હો તો વો બાત મેં કબૂલ રખતા હું. લેકિન સારે શહેરમેં ફિરનેમેં આપકું જિતની પઘડીઆં દેખા ગે ઇતને લોક મેરે વાં દીવાન હોનેકી લાયકત ધરાતે હેં તો વો પઘડીવાલામેંમે આપ કોઇ બી પઘડીવાલા, પસંદ કરો; મેં ઉનકું દીવાન બનાઉંગા, લેકિન કોઇ પરદેસી આદમીકું મેં દીવાન બનાનેકું ચાહતા નહીં.' નવાબના આવા ઉદ્‌ગાર સાંભળીને એ 'પોલિટિકલ એજંટ' ઠંડા પડી ગયા હોય તો નવાઇ નહિ. પરંતુ નવાબને આખરે દીવાનને બદલવાની ફરજ પડેલી અને અંગ્રેજ સરકારની નોકરીમાંથી મોકલાયલા એક પરદેશીય ગૃહસ્થને દીવાનને પદે તેમને નિયોજી દેવા પડેલા પણ ખરા. નવાબ રસુલખાનજીના દેહાંત પછી યથાર્થ નાગર મુત્સદ્દીગારીથી શાસિત થતા રાજ્યત્વનો પણ દેહાંત થયલો છે અને જૂનાગઢની નવાબીનો ઇતિહાસ નવી ઢબે લખાય તેવા દશાંતરને તે નવાબી પામતી ગયલી પણ છે.

---

# પ્રકરણ ૩

## रायजी साहेबना सीधा पूर्वजो.

પૂહેલાં બે પ્રકરણોમાં અમારા તરફથી અપાયલી વિસ્તૃત હકીકત, કદાચિત્ અમારા આ લેખના કોઇ પાઠકને અસંગત જેવી લાગશે. પરંતુ અમે એ પ્રકરણોમાં જે બધું કહેલું છે તે આ ગ્રંથમાં આવતી હકીકતને સ્પષ્ટતાપૂર્વક સમજવામાં ઉપકારક છે, ઐતિહાસિક બાબતો એક બીજા સાથે કેવા પ્રકારે સંકલિત થઇ રહેલી હોય છે તે તથા તેઓ પુનરાવૃત્તિ કેવી રીતે પામતી રહે છે તે પણ એ બે પ્રકરણો રૂપી પૂર્વપીઠિકાથી સમજાઇ આવે

તેમ છે. આટલું પ્રસ્તાવના રૂપે કહીને હવે અમે અમારી કથાને આગળ ચલાવશું. પહેલા પ્રકરણમાંથી આપણે જાણી શક્યા છીએ કે, જગન્નાથ ઝાલાના ભાઇ કરજી ઝાલાના પુત્ર અમરજી ઝાલાને ચાર પુત્રો હતા, અને તે ચાર પૈકી પહેલા એકે જુનાગઢ રાજ્યનો કાર્યભાર વહેલો હતો; એટલું જ નહિ, પરંતુ અંગ્રેજ સરકારના રાજદ્વારીય મધ્યસ્થ અધિકારીની બાંહેધરીથી, ગોવિંદજી ઝાલાએ પુરે તો જુનાગઢ રાજ્યની દીવાનગીરી સંભાળ્યા ઉપરાંત રાજ્યને નાણાંની જે અંકોડી રકમ માંગેલી તેને પતાવી લેવા માટે રાજ્યના ઉત્પન્નનો ઇજારો પણ દશ વર્ષની મુદત માટે રાખ્યો હતો. આ ગોવિંદજી ઝાલાને વલ્લભજી તથા વિક્રમજી નામના બીજા બે નાના ભાઇઓ હતા. આમાંના વલ્લભજી ઝાલા તે આપણી આ કથાનાં વિષયભૂત ગગજી સાહેબના પિતામહ થાય. ગોવિંદજી ઝાલા રાજદ્વારે જેમ પ્રધાન પુરુષ મનાયા હતા તેમ તેમના આ નાના ભાઇ વલ્લભજીનું પ્રધાન પદ ધર્મદ્વારે લોકમાન્ય થયલું હતું. વર્તમાન કાળમાં વિદેશ ગમન, વિદેશીય લોકોની, આપણી જીવનવ્યવસ્થાને ઘડતી રહેલી ભાવનાઓનો મોહ આપણા સમાજમાં સંસ્કૃત ગણાતા લોકોને થઇ આવ્યાને પરિણામે આપણી સહૃદય માનુષતાનું પોષણ કરી રાખનારી કૌટુંબિક અવિભક્તતાનો તથા કુટુંબવત્સલતાનો લોપ આજે જે પ્રમાણમાં થયલો અને થતો જતો અનુભવાય છે અને જેને પરિણામે એકજ માબાપનાં છોકરાંઓમાં કાલાનુક્રમે થઈ આવતા આર્થિક સ્થિતિભેદને લીધે પરસ્પર પ્રેમભાવનાને સ્થાને એક બીજા ભણી ઉદાસીનતાની કે દ્વૈતની ભાવનાનો અગર તો મર્યાદિત પ્રેમભાવનો કે પ્રેમભાસનો પ્રવેશ થયલો કે થતો જતો આપણે દેખી રહ્યા છીએ તે પ્રમાણમાં તેનો લોપ, બહુ દુર ન ગણાય તેવા ભૂતકાળમાં થયલો ન હતો. આમ હોવાથી ઇંદ્રજી તથા ગોવિંદજી ઝાલા જેવા બે સમર્થ ભાઇઓની છત્રછાયા તળે આ ઝાલા કુટુંબમાં એકતાનો નિર્વાહ થઇ રહેતાં તે આખુંય કુટુંબ—"ઝાલાનું ઘર" એકંદરે સુખમય જીવન સરળતાપૂર્વક ગાળી શકતું હતું. એકજ માબાપનાં તમામ છોકરાં એકસરખાં શક્તિસંપન્ન હોતાં નથી એ હકીકત સત્યથી વેગળી નથીજ, અને તેથી કરીને શક્તિભેદ કાર્યભેદને ઉત્પન્ન કરે એ સ્વાભાવિકજ છે, અને એવો ભેદ કુટુંબજીવનને હિતાવહ નથી નીવડતો એમ પણ નહિ. આ ઝાલા કુટુંબમાં જ્યેષ્ઠત્વ ગોવિંદજીનું હતું, એટલે ગોવિંદજી ઝાલાનો સ્વર્ગવાસ થયા પછી ઇંદ્રજી ઝાલાનો પક્ષ નબળો પડતાં આ ઝાલા કુટુંબના રાજદ્વારીય વિદ્વેષીઓનું જોર વધી પડેલું, અને તે કારણે તેને અનેકધા વિડંબના ભોગવવાનો વારો આવી ગયલો પણ હતો

એ છતા એ ઝાલા કુટુબે પોતાના કુલાભિમાનથી પ્રેરાઇ રહીને પોતાનું ગૌરવ નભાવી રાખવાના કામમા પાછી પાની કરેલી નહિ 'નાગરનુ બળ નોકરીમા'–એ સૂત્રનો મહિમા જે કાળે વ્યાપક બની રહેલો હતો તે કાળે રાજ્યસેવામાથી ભ્રષ્ટ કે મુક્ત થતા નાગર મુત્સદ્દીની અવસ્થા અસહ્ય થઈ પડતી હતી, કારણ કે એવા રાજ્યાધિકારરહિત મુત્સદ્દીનુ વર્ચસ ખડિત કરાને તેના વિદ્યમાન વિરોધી મુત્સદ્દીઓ અને તેટલા પ્રત્યક્ષ અને પરોક્ષ ખાળાચાળા કર્યા વિના રહેતા નથી, અને એ માનવ સ્વભાવને વરી રહેલ અનિષ્ટ પ્રણાલિકા હજુ સુધી અસ્તિત્વ ધરાવી રહેલી છેજ. આ 'ઝાલા કુટુબનો પગ રાજ્યમાથી નીસરી જાય તો સારૂં' એવી પ્રબળ ભાવના તેના પ્રતિસ્પર્ધીઓમા વર્તિત થયલી અને એવી એ ભાવનાને સફળ કરવા સારૂ તેઓ પોતાને પ્રાપ્ત થયલા અધિકારનો દુરુપયોગ કરવાને પ્રેરાય એવી તે કાળે દેશીય રાજ્યોની સ્થિતિ પણ હતી જૂનાગઢનો દરબાર ખટપટનો તથા કપટ પ્રબધનો એક ખરેખરો નમૂનો બની રહેલો ત્યારે બીજી તરફ કેટલાક બાહ્ય બનાવો એટલે કે કાઠિયાવાડમા દીવાનજી વિઠ્ઠલરાવ તથા કૅપ્ટન બૅલેનટાઇનથી કરાતી તજવીજો વગેરે, અત્યારની પેઠે એ કાળે પણ, વૈશ્ય રૂપ મનાયલા રાજ્યના પ્રાણ સમાન ગણાતા પ્રભાવશાળી કુટુબોની લાગવગનો ક્ષય કરી નાખવાના તથા તેવા વૈશ્ય રાજ્યને છિન્નભિન્ન કરી દેવા માટે ઉદ્યુક્ત રહેતા પણ ખરા. વળી સાર્વભૌમ પક્ષ તરફથી અગર તો રાજવલ્લભોથી રચાતા કપટ પ્રબધોથી પણ રાજાની મનોવૃત્તિમા ક્ષણેક્ષણે ફેરફાર થઇ જતો હતો એટલે પણ તેની નોકરીમાથી મુક્ત થયલા મુત્સદ્દીને અનેક પ્રકારે પીડિત થવાનો ભય ઘેરી રહેતો હતો. આવી અસ્થિર અને ભયાવહ પરિસ્થિતિમા રહેનાર સુખી કુટુબોને તેમનો પોતાનો રાજ્યસબધ તૂટી ગયા પછી અસુખી એટલે કે ખાસ કરીને અશ્રીમત દેખાવાને માટે જે માર્ગોનો આશ્રય લેવો પડે તે માર્ગોનુ ગ્રહણ તેઓ કરી રહેલા હતા, અને પોતાના પ્રતિસ્પર્ધીની આખે ચઢવાથી પાયમાલી વહોરી લેવાનો પ્રસગ ન આવે તેટલા સારૂ આવશ્યક ચિંતા તથા સાવધાનતા તેમને રાખવી પડતી પણ હતી. આમ હોઇ રાજ્યાધિકાર ભ્રષ્ટ થયલ ઝાલા કુટુબને નમયાનુરૂપ વર્તન રાખી રહેવાનુ જરૂર લાગે એ સ્વભાવિક હતું. અસ્તોદયના ચક્રે પરિભ્રમણ કરવાને નિર્માયલ અગ્રગણ્ય રાજપુરૂષો, તેટલા માટે, પોતાના આખાય દ્રવ્યસચયને વિધિપૂર્વક રખાતા ચોપડાને પાને ચઢાવી નથી રાખતા અને તેને ગુપ્ત રાખવા સારૂ શકય ઉપાયો રચે પણ છે. તેમા પણ જે રાજ્યસેવામાથી મુક્ત થયલ મુત્સદ્દી સ્વસેવિત રાજ્યનો જ

વતની હોય અને તે વળી બળિયો ગણાતો હોય તો તેને જેટલો ભય પોતાના પ્રતિસ્પર્ધી તરફથી રહે છે તેટલો ભય સેવામુક્ત થયલ પરદેશીય મુત્સદ્દીને રહેતો નથી. અર્વાચીન કાળમાં પણ આપણે જાણી શકીએ છીએ કે, હિંદુસ્તાનમાંના દેશીય રાજ્યોના વતનીઓ હોય એવા એ રાજ્યોના અગ્રેસર રાજપુરુષો તથા તેવાં દેશીય રાજ્યોના રાજકર્તાઓ પણ પોતાના ખાનગી દ્રવ્યસંચયને પોતાના વતનમાં ન રાખતાં પરદેશમાં રાખવા રખાવવાની ગુપ્તાગુપ્ત ગોઠવણ કરે છે, અને એવી ગુપ્તાગુપ્ત ગોઠવણો જેમ આપણા દેશના અગ્રગણ્ય મુત્સદ્દીઓ તથા રાજકર્તાઓ કરી રહેલા છે તેમ તેવીજ ગોઠવણો, આપણાથી સંસ્કૃતિની બાબતમાં પોતાને અધિક ચઢીઆતી માનતી પૃથ્વી ઉપરની બીજી પ્રજાઓમાંના અગ્રગણ્ય રાજપુરુષો તથા રાજકર્તાઓ પણ કરી રહેલા છે. આમ હોઇને આપણે એમ કહી શકીએ કે, પોતાના દ્રવ્યસંચય પરત્વે અન્ય કોઇ ખરું જ્ઞાન પામી ન શકે એવી તજવીજ રાખવી એ દુનિયાંભરનાં રાજ્યોમાં અગ્રગણ્ય મનાતા લગભગ તમામ રાજદ્વારીય પુરુષોની એક કાળજૂની પ્રણાલિકા છે જ, અને એ પ્રણાલિકાનું તેઓ અવલંબન કરી રહેલા છે તેમાં તેઓ સાવ ખોટા છે એમ કહી શકાશે નહિ. અગ્રગણ્ય રાજપુરુષોના સંબંધમાં આપણે એમ પણ વિચારી શકીએ છીએ કે, તેમને તેમની પોતાની ચઢતીને પરિણામે જેટલા પ્રમાણમાં સુખલાભ થવા પામે છે તેના કરતાં અધિક પ્રમાણમાં તેમને તેમની પોતાની પડતીના સમયમાં દુઃખની પ્રાપ્તિ થવાનો સંભવ વધારે રહે છે, અને તેથી તેવા પડતીના કાળમાં શક્ય હોય તેટલું સુખ ભોગવવાના હેતુથી તેઓ પોતાના ખરા દ્રવ્ય સંચયને કોઈ પણ ઉપાયે ઢંકાયલો રાખવાને મથી રહે છે પણ ખરા. આ વિચારસરણી પ્રમાણે ગોવિંદજી ઝાલા જેવા બળિયા અને સ્વકુટુંબના રાજદ્વારીય મોવડી ભાઇના અવસાન બાદ અને "ઝાલાના ઘર"ની સંપત્તિ વિભક્ત થઈ ગયા પછી જો એ ગોવિંદજીના ભાઇ ભત્રિજાઓ પોતાના કુળગૌરવના પાલનાર્થે અનુષ્ટકે જેટલો ધનવ્યય કરવો પડે તેટલો કરીને પોતાની ચાલુ કમાણીને આધારે બીજી બધી બાબતોમાં સાદું-અધનિકના જેવું-ગૃહસ્થજીવન ગુજારી રહેવામાં પોતાના કુટુંબનું હિત સમજી રહ્યા હોય તો એ વાતને કાળ તથા વ્યવહાર નિપુણતાની દૃષ્ટિએ યુક્તાર્થજ ગણવી પડે પ્રાયશઃ અશાશ્વત રાજ્ય સેવા નાગરોની આજીવિકા હતી, અને તેથી તેઓ પોતાના ગૃહજીવનને અનાડંબરિત તથા તેજોવર્ધક ઉત્કૃષ્ટ આચાર વિચારવાળું નભાવી રાખવાને ચીવટ રાખી રહેતા હતા. આ દૃષ્ટિએ આપણે ગર્ભશ્રીમંત વલ્લભજી ઝાલાને એક સુપ્રતિષ્ઠિત તથાપિ મધ્યમ પ્રકારની સ્થિતિમાં રહીને

પોતાનું ગૃહજીવન ગાળનાર માનીએ તો તે હકીકત આપણને એક આશ્ચર્યકારક ઘટના રુપે નહિ, પરંતુ કેવળ એક મુત્સદ્દી કુળની સમયોચિત ચેષ્ટા રુપે જણાશે. સાદા જીવનને આપણે જેમ નિર્ધનતાના પ્રતિપાદક તત્વ રૂપે ગણી શકીએ નહિ તેમ આડંબરવાળા જીવનને આપણે શ્રીમંતતાના ચિન્હ રૂપે કદિ પણ સ્વીકારી શકીએ નહિ, અર્થાત વલ્લભજી ઝાલાની અનાડંબરતાને આપણે તેમની દરિદ્રતા રૂપે કલ્પી શકીએ નહિજ. વળી વલ્લભજી પોતે નિરુદ્યમી ન હતા, અને તેમને સમયોચિત કેળવણી પ્રાપ્ત થયલી હતી એટલે તેમણે જુનાગઢ રાજ્યની નોકરીમાં રહીને જૂદા જૂદા મહાલોની વહીવટદારી કરી તેમને આબાદ કરેલા અને વેરાવળ મહાલને તો તેમણે વાર્ષિક કોરી આઠ લાખ રાજ્યમાં ભરવાના કરારથી ઈજારે પણ રાખેલો હતો. તથાપિ તે સમયના જુનાગઢ રાજ્યના નાગર પ્રધાનામાત્ય તથા રાજ્યપાલકનું પદ પામેલ અનંતજી અમરચંદ જેવા મહા શક્તિશાળી સાથે સુમેળ ન રહ્યાથી વલ્લભજી ઝાલાને રાજ્ય સેવામાથી નિવૃતિ લેવી પડેલી હતી, પાછળથી રાજકોટમાં રહેતા અંગ્રેજ સરકારના રાજદ્વારીય મધ્યસ્થ અધિકારી કર્નલ લેંગના વચ્ચે પડવાથી વલ્લભજી અને અનંતજી વચ્ચે સમાધાન થઈ જતાં વલ્લભજી ઝાલાને રાજ્ય તરફથી વર્ષાશન પણ બાંધી આપવામાં આવેલ, અને એ વર્ષાશન તેમણે પોતાના દેહાંત પર્યંત ભોગવેલું પણ હતું; તથાપિ આ વલ્લભજી ઝાલાની ખ્યાતિ જેટલે અંશે એક સુસ્ત ધર્માત્મા રૂપે હતી તેટલે અંશે રાજપુરુષ તરીકે ગણાયલી નહિ. એ પોતે સ્વભાવથી અતિ ધર્મશ્રદ્ધાળુ હોઈને કર્મકાંડાદિ તથા ઈષ્ટોપાસનામાં પોતાનો ઘણો સમય વ્યતીત કરતા હતા. અમદાવાદવાળા પંડ્યા નૃસિંહરામના સત્સંગથી તેમને દેવીની તથા ભૈરવની ઉપાસના સાધ્ય થયલી, અને તેથી કરીને તેમનામાં જગજ્જનનીના વિશેષ ગુણ રૂપ ગણાતી કોમળતા આવિર્ભુત થઈ રહેતી તો કોઈ કોઈવાર—ક્રોધાવેશક્ષણે ભૈરવની ભયાનકતા પણ તેમના મુખ ઉપર તરી આવતી હતી. તથાપિ આપણે જો તેમના સ્વભાવનું સંક્ષેપમાં વર્ણન કરીએ તો તેમને આપણે અતિ ધર્મનિષ્ઠ, સત્ય પરાયણ, માયાળુ અને પરોપકારવૃત્તિવાળા ગણી શકીએ છીએ. તેમની શુચિતા અને તજ્જનિતા આધ્યાત્મિકતા તેમના સમકાલીન લોકોથી સર્વથા સર્વમાન્ય થયલી પણ હતી એમના સબંધમા આજસુધી લોકોક્તિ એવી પણ પ્રચલિત છે કે કોઈ પણ પ્રસુતિકષ્ટ પામી રહેલી સ્ત્રીને વલ્લભજી ઝાલાના પગનો અંગુઠો જે પાણીથી ધોવાયલો હોય તે પાણી પાવામા આવતું તો તેવી પીડાતી સ્ત્રીનું પ્રસુતિકાર્ય સરલ બની જતું હતું. આ સમયના નાગર ઘરોમા



સુંદરજી વલ્લભજી ઝાલા (પાનુ ૬૭)

બજરંગ પ્રેસ–જુનાગઢ

પુરોક્ત વલ્લભજી ઝાલાના જ્યેષ્ટ પુત્ર સુંદરજી તે આપણી આ કથાના નાયક રાયજી સાહેબના પિતા. એ સુંદરજી ઝાલાનાં પત્ની નામે સૌ. શિવલક્ષ્મી તે જૂનાગઢના નાગર ગૃહસ્થ વિજયશંકર પ્રજારામ ખારોડનાં માત્ર એકજ પુત્રી. આ પત્નીથી સુંદરજીને પુરુષોત્તમરાય અને નૃસિંહપ્રસાદ એમ બે પુત્રો તથા એ બેયથી વયમાં મ્હોટી એવી એક પુત્રી નામે જયાકુંવર મળીને ત્રણ સંતાનોની પ્રાપ્તી થયલી હતી સુંદરજી ગુજરાતી ભાષા તથા ઠીકઠીક સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવતા હતા અને તે ઉપરાંત જ્યોતિષ વિદ્યા તેમણે સારા પ્રમાણમાં મેળવી લીધેલી હતી. તેમણે રાજ્યસેવા કરવાનો આરંભ જુનાગઢમાં કરેલો; પરંતુ રાજ્યકાર્યભાર અંગે થયલ પરિવર્તનને પરિણામે તેમને જૂનાગઢ રાજ્યની નોકરીમાંથી નીસરી જવું પડેલું હતું તેથી, નિરુદ્યમી બેસી ન રહેતાં તેમ વળી જૂનાગઢમાં રહેવાથી ખટપટી હોવાનો આક્ષેપ વિરોધી પક્ષના રાજપુરુષોથી કરાય નહિ એટલા ખાતર તેમણે પુરબંદર (પોરબંદર) જઇને ત્યાંના રાજકર્તા રાણા સાહેબની નોકરીમાં પ્રવેશ કરેલો હતો સુજ્ઞ ગોકુલજીભાઇ પણ નોકરી મેળવવા અર્થે પુરબંદર ગયલા એ વાતનું સ્મરણ અત્ર આપણે કરી લેવું જોઇશે. તે પૂર્વે રૂડજી ઝાલાને જૂનાગઢ છોડવું પડેલું ત્યારે તેઓ પણ પુરબંદરમાં જઇને વસેલા, અને દીવાન-અમરજીના પુત્ર રણછોડજીને પણ પુરબંદરના રાણા સાહેબે આશ્રય આપેલો હતો. વળી આપણે હવે પછી એક પ્રકરણમાં વાંચશું તેમ આ ચરિતનાયક પુરુષોત્તમરાયજીનો પુરબંદર રાજ્ય સાથેનો સંબંધ ઘણો મીઠો રહેલો હતો, અર્થાત્ જૂનાગઢ રાજ્યના સમીપવર્તી રાજ્ય તરીકે પુરબંદર રાજ્ય જૂનાગઢના કાર્યકુશળ મુત્સદ્દીઓનું મૂલ્ય બરાબર આંકી શકે તેમ હોઇને તેણે જ્યારે ને ત્યારે જૂનાગઢ રાજ્યમાં પ્રવર્તી રહેલ ખટપટને લીધે રાજ્યાધિકારભ્રષ્ટ થના મુત્સદીઓને-ખાસ કરીને-ઝાલા કુળને તથા દીવાનકુળને-ઉપકારક થવામાં પોતાનું ગૌરવ માનેલું હોય એમ સમજાય છે. સુંદરજી ઝાલાએ એ પ્રમાણે પુરબંદર રાજ્યની નોકરી તો લીધેલી, પરંતુ જૂનાગઢ રાજ્યના કાર્યભાર પરત્વે પુનઃ પરિવર્તન થઇ આવતાં સુંદરજી પાછા જૂનાગઢ રાજ્યની નોકરીમાં જોડાઇ ગયલા હતા. તેઓ સ્વભાવે શાંત, સત્યપરાયણ, નિરભિમાની, નિર્મલ મનના, શુદ્ધાચારી તથા કુળક્રમાગત સ્વામિભક્તિવાળા હતા એટલે રાજ્યમાં તેમનો ઉત્કર્ષ થતાં વાર લાગેલી પણ નહિ અંતે તેઓ રાજ્યમાં હજુર દફતરી તથા નવાબ સાહેબના ખાનગી કાર્યભારીને પદે વિરાજવાને ભાગ્યશાળી પણ થયલા. એ સમયના નવાબ સાહેબ મોહોબતખાનજી અને તેમના સાળા

વઝીર શેખ બહાઉદ્દીનભાઇની પ્રીતિ તથા તે ઉભયનો વિશ્વાસ તેમણે એટના પ્રમાણમા સપાદિત કરી લીધેલ કે, ખુદ નવાબ સાહેબ તરફથી કાતા હુક્મો સુજાઅતનાર જમાદાર મુચાર તથા સુદરજી ઝાલા—એ ઉભયની મારફત મહીથી બહાર પડતા હતા વિ સ ૧૯૭૭ના વર્ષમા ઈગ્લાડની રાની વિકટોરીયાએ આપણા હિંદુસ્તાનની "મહારાની"નુ પદ ધારણ કરી તેની જાહેરાત વિધિપુરઃસર કરવાને દિલ્હીમા મહોટો દરબાર ભરવેલો ત્યારે તેમા હાજરી આપવા માટે જૂનાગઢના નવાબ સાહેબ મોહોબતખાનજી પોતાના મુખ્ય દીવાન ગોકુળજીભાઈ, જમાદાર સાલેહ હિંદી આદિ પોતાના રાજપુરૂષમડળને સાથે રાખીને પોતાના વેરાવળ બદરથી સમુદ્રમાર્ગે મુબઇ પધારેલા અને ત્યાથી તેઓ ખાસ ગાડીમા દિલ્હી (દેહલી) ગયેલા હતા આ પ્રસગે સુદરજી ઝાલાને પણ નવાબ સાહેબ સાથે જવાનુ થયુ એટલે તેમણે પોતાના બાહોશ તથાપિ ભરોસાના કારકૂન રવિશકર મયાશકર ધોળાને સરકારી કામકાજને અંગે પોતાની ભેળા લીધેલા હતા પરતુ નવાબ સાહેબની સ્વારી વેરાવળ પહોંચેલી ત્યા તો સુદરજી ઝાલાની પ્રકૃતિ અસ્વસ્થ બની ગયેલી અને તેથી તેમને પાછા જૂનાગઢ ધરભેળા કરી દેવા પડેલા હતા આ વખતે પુરૂષોત્તમરાય પોતાના પિતાની સાથે સ્વારીમા હતા એટલે નવાબ સાહેબ તેમને પોતાની સાથે દિલ્હી લઇ ગયેલ અને તે દિવસથી પુરૂષોત્તમરાયે અવિધિપૂર્વક રાજ્યસેવા કરવાની બાબતમા પોતાના પિતાનુ ઠેકાણું સભાળી લીધુ પણ હતુ રાજ્યભકત નીવડેલ કુટુબને, બને ત્યા સુધી પેઢી દરપેઢી રાજ્યસબદ્ધ રાખવુ એ હિંદુસ્તાનમા પ્રવર્તતી રાજનીતિનુ એક મહાસૂત્ર હતુ, અને એ સૂત્રે ઇતિહાસમા ઘણો મહોટો ભાવ ભજવેલો પણ છે પુરૂષોત્તમરાયજીનો ઉદય આ સુયગનુ પરિણામ હતો એમ કહીએ તો ખોટુ નથી પછી વેરાવળથી આખુય રાજમડળ દિલ્હી પહોચવાને ઉપડેલુ અને તે દિલ્હી પહોચી ઠરીઠામ થયુ ન થયુ એટલામા તો વિ સ. ૧૯૩૩ ના માઘ માસની શુદિ ૧૧ ને પુનિત દિને સુદરજીનો દેહાત તેમની સુડતાળીશ વર્ષની વયે જૂનાગઢમા થઇ ગયેલો અને તે વાતના માઠા ખબર પુરુષોત્તમરાયજીને દિલ્હી પહોચાડવામા આવેલા હતા પુરૂષોત્તમરાયને આવા માઠા ખબર મળતા દુઃખ થાય એ સ્વાભાવિક હતુ. પરતુ સુદરજી જેવા વિશ્વસનીય સ્વામિભકતને ખોયાથી ખૂદ નવાબ સાહેબને તથા આખાય રાજમડળને પણ ઘણોજ શોક થઇ આવેલો હતો અને એ શોકોદ્રેકનુ ફળ ઝાલા કુટુબને હર્ષપ્રદ થઇ આવેલુ પણ ખરૂ નવાબ સાહેબ મોહોબતખાનજી એક ખરા કૃતજ્ઞ તથા ઓલીઆ રાજા હતા એટલે એમણે

લેશ પણ વિલમ્બ ન કરતા એજ ટાણે ઝાલા કુટુંબનો હાથ પકડી રાખવાનાં ઉદ્દેશથી પુરૂષોતમરાયજીને તેમના પિતાને પદે નિયોજ્યાની તથા સુંદરજી ઝાલાની ઊત્તરક્રિયા નજ્યાશ્રયથી તથાપિ કુળોચિત વિધિએ કરવાને માટે આજ્ઞા પણ આપી દીધી હતી. પુરૂષોત્તમરાયનું વય, આ સમયે, માત્ર પંદર વર્ષનું હતું તથાપિ મહાકવિ ભવભુતિ કહે છે તેમ '**ગુણાઃ પૂજાસ્થાન ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ।**'–એ ન્યાયે આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોતમરાયને મૂછનો દોરો પણ ફુટ્યો નહિ એટલી ઉમ્મરે રાજમાનિત થવાનો વારો આવી મળ્યો, એ વાત એમની જન્મસિદ્ધ યોગ્યતાને ફળવાના યોગ બરાબરજ ગણાય ત્રીજી પેઢી તારે કે બૂડાડે'–એવી જે લોકોક્તિ આપણામાં પ્રચલિત છે તે એક અર્વાચીન જીવવિદ્યા (બાયોલોજી) થી સિદ્ધ કરાયલ સત્ય છે એટલે આપણે કહી શકીએ કે હરજી ઝાલાની ત્રીજી પેઢીએ સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા સૌરાષ્ટ્રીય વેદાંતદીપકના પ્રભાવથી જેમ ઝાલાકુળ ઝળમળી ઊઠેલું અને કાઠિયાવાડના મુત્સદ્દી ઓની રાજવિદ્યાભિજ્ઞતાની પ્રતિષ્ઠામાં વૃદ્ધી થયલી હતી તેવીજ રીતે અને વળી કાળભેદની દ્રષ્ટિએ તેનાથી અધિક ગણાય તેટલા પ્રમાણમાં એજ ઇંદરજીના નાનાભાઇ વલ્લભજીની ત્રીજી પેઢીએ પુરૂષોત્તમરાયજી જેવા 'મહાન' નરનો જન્મ થતા ઝાલાકુળની દીપ્તિમાં, જૂનાગઢની નવાબીના ગૌરવમાં તેમજ અંગ્રેજ સરકારના જેવી પ્રબળ રાજસતાનાં મુળ જે સમયમાં ઊંડા ઉતરી બેઠેલા તે સમયના કાઠિયાવાડના મુત્સદ્દીવર્ગ તરફથી જૂનાગઢ રાજ્યની નાયક તાને બળે આચરાતી દુર્બોધ રાજનીધાની પ્રતિષ્ઠામાં પણ ઘણા વધારે પ્રમાણમાં વૃદ્ધિ થવા પામેલી છે એમ કોઇ પણ રાજદ્વારીય ઐતિહાસિકને કબુલ કરવું પડશે જ. આ પ્રમાણે અર્વાચીન જીવવીદ્યામંત, ત્રીજી પેઢીએ થતી ગુણાવૃતિ ના સિદ્ધાંતને પુષ્ટિ આપવામાં જગન્નાથ ઝાલા અને રૂદ્રજી ઝાલા એ બે ભાઇઓની ત્રીજી પેઢીએ થયલ ઇંદ્રજી અને ગોવિંદજી ઝાલા જેવા શક્તિ સંપન્ન રાજપુરૂષોના જન્મનો પણ આપણે અત્ર ઉલ્લેખ કરશું તો તે અસ્થાને ગણાશે નહિ.

ઉપર પ્રમાણે પુરૂષોત્તમરાયજીના પિતૃપક્ષીય પૂર્વજોનો વૃત્તાંત છે. પરંતુ જ્યાંસુધી આપણે તેમના માતૃપક્ષને લગતી આવશ્યક હકીકત જાણીએ નહિ ત્યાં સુધી આ કથાવીનું ચરિત્રચિત્ર પરિપૂર્ણ આલેખાયલું ગણાશે નહિ પુરૂષોત્તમરાયજીના માતુશ્રી મો. શિવલક્ષ્મી વિજયશંકર પ્રભાશંકર ખારોડનાં પુત્રી હતાં, એ વાતનો નિર્દેશ પૂર્વે થઇ ગયલો છે. આ વિજયશંકર એક સિદ્ધ બ્રહ્મજ્ઞાની હતા અને જો કે તેઓ ગૃહસ્થાશ્રમી હતા, તે છતાં શોક-

હર્ષાદિથી અલિપ્ત રહીને પોતાના પાર્થિવ જીવનનો નિર્વાહ જળકમળવત્ કરી રાખેલો હતો. આવા આ વિજયશંકરને ચકુભાઈ નામે એક પુત્ર અને પૂર્વોક્ત શિવલક્ષ્મી નામે એક પુત્રી મળીને ફક્ત બે સંતાનો હતાં, આ ઉભય બાળકોને મૂકીને તેમના માતુઃશ્રી ગુજરી ગયલાં હતાં એટલે એ ભાઈબહેનને ઉછેરી ઠેકાણે પાડવાનો-ભાર વિધુર વિજયશંકરને માથે આવી પડેલો હતો, અને એ ભાર એ પિતાએ એક માથા ગાનીને શોભે એવા પ્રકારે ઉપાડી લીધેલો પણ ખરે. તોપણ "જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું તે સમે તેહને તે જ પહોંચે"–એ ભક્તરાજ નરસિંહના કવન મુજબ એ બાળદ્વય પૈકી ચકુભાઇ કોઇ પણ પ્રકારની માંદગી એક પણ દિવસ ભોગવ્યા વિના પોતાની ભરજુવાનીમાં ગુજરી જતાં, નરસિંહમહેતાની પેઠે જ વિજયશંકરને પોતાની અપ્રજ વિધવા પુત્રવધૂ તથા પુત્રી–એમ એ બેની સંભાળ રાખવાનો યોગ પ્રાપ્ત થઇ આવેલો હતો. મનુષ્ય ગમે તેટલો જ્ઞાની હોય; તથાપિ તે જ્યે-એક વાર પણ સંસારવ્યવહારની કટુગર્ભી મીઠાશનો ભોક્તા બને છે સો તેવી મીઠાશના આસ્વાદનથી તેના ચિત્ત ઉપર પડતા સંસ્કારો તેને તદ્દન છોડી જતા નથી, અને કદાપિ સંસ્કારો લુપ્ત થયલા જેવા પ્રાયશઃ દેખાય છે તો પણ તેઓ પ્રસંગવશાત્ પોતાના અસ્તિત્વને થોડીવાર માટે પણ વ્યક્ત કર્યા વિના રહેતા નથી. આવું ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય મનુષ્યને વરેલું હોઇને વિજયશંકર જેવા જ્ઞાની પુરુષની વત્સલતાના સંસ્કારો પુત્રવિયોગથી એક ક્ષણ માટે પણ જાગૃત થતાં તેઓ થોડાક પણ દુ:ખિત બને એ સ્વાભાવિક જ છે. પરિણામે એમનું શરીર ઘસાતું ગયલું અને તેમનો દેહાંત પણ થઈ ગયો હતો. પરંતુ તેમણે પોતાના દેહાંત પહેલાં સન્યાસાશ્રમ સ્વીકારેલો હતો એટલે તેમને અગ્નિદાહ ન દેતાં જૂનાગઢ-ગિરિનગર અને ભવનાથના ક્ષેત્ર વચ્ચે આવેલ ફલાહારી બાવાની જગાહ છે તેની પાસે ભૂમિદાહ આપીને સમાધિસ્થ કરવામાં આવ્યા હતા. આ સમાધિસ્થાનનો પુનરુદ્ધાર પાછળથી પુરુષોત્તમરાય.જીએ કરાવીને તે ઉપર પોતાના આ માતામહના સ્મારક ચિન્હ રૂપે એક શિલાલેખ મૂકાવી પોતાનો પુત્રિકાપુત્ર ધર્મ બજાવેલો પણ છે. આ કથાપ્રસંગને અનુસરીને આપણે અત્ર એટલું પણ નોંધી લેશું કે, આ વિજયશંકરની અપ્રજ તથા વિધવા પુત્રવધૂનું અવસાન થયા પછી એ પોતાના માતામહની મિલ્કત આપણી આ કથાના નાયકને વારસામાં પ્રાપ્ત થઇ આવી હતી પણ ખરી.

——8——

# પ્રકરણ ૪

## पुरुषोत्तमरायनी जीवन कथा

### (१) तेमनो जन्म

ગત પ્રકરણમાં આપણે પુરુષોત્તમરાયજીના પૂર્વજોને લગતો વૃત્તાંત વાંચી વિચારી ગયા છીએ, એટલે હવે આપણે એ આપણા કથાનાયકને લગતી કથા આ પ્રકરણથી આરંભી સમાપ્ત કરશું.

પુરુષોત્તમરાયજીનો જન્મ વિ. સં. ૧૯૧૮, માર્ગશીર્ષ માસની વદિ ૮,, બુધવારને દિને (ઇ. સ. ૧૮૬૧) થયલો એ વાત પૂર્વે કહેવાઇ ગયલી છે. આ તેમના જન્મ પ્રસંગને અખિલ ઝાલાકુળે એક માંગલિક ચિહ્ન રૂપે વધાવી લીધો હતો; કારણ કે એમનો ગર્ભાવતારેજ રાજ્ય ગોકુલજીભાઇને મોરબી સરકારના રાજ્યકાર્યભારી (દીવાન) ના પદની પ્રાપ્તિ કરાવનાર નીવડેલો છે એવી સર્વ કોઇ કુટુંબીની શ્રદ્ધા દૃઢ બંધાયલી હતી. અને વળી એમના જન્મકાળે જે ગ્રહયોગ તેમની જન્મકુંડલી ઉપરથી જાણવામાં આવેલ તે વાત પણ સર્વ સંબંધીઓને શુભાશાજનક દેખાણી હતી. આજ પ્રમાણે ગોકુલજીભાઇનો જન્મ પણ ઝાલાકુળનો ઉદ્ધારક પ્રસંગ મનાયલો હતો; કારણ કે એમનો જન્મ વિ. સં. ૧૮૮૦ના અષાઢ માસમાં થયા પછી એમના પિતામહ ઇંદ્રજી તથા તેમના ભાઇ ગોવિંદજી ઝાલાને સોરઠ સરકારના રાજ્યનો કાર્યભાર પ્રાપ્ત થઇ આવેલ. પુરુષોત્તમરાયજીની જન્મકુંડલી એમની જીવનકલાઓ પરત્વે આપણને અધિક પરિચય કરાવે તેવી હોઇને અમે તેને અત્ર રજુ કરવાનું ઉચિત ધાર્યું છે. આ જન્મકુંડલી નીચે મુજબ છે.—

આ પુત્રરત્નની પ્રાપ્તિ સુન્દરજી ભાવાને મોડી મોડી એટલે તેમની છે-બત્રીશ વર્ષની ઉમ્મરે થયલી હોવાથી તેમના આ બાળકને 'માડ'-મોડે-ગણીને તેને "લાધાભાઈ (લાધેલા=જડીઆવેલા)"-એવુ હુલામણાનુ નામ આપવામા આવ્યુ હતુ આ વખતે સુન્દરજીના પિતા વલ્લભજી હયાત હતા, અને તેઓ પોતે જ્યોતિષમા કુશળ હતા તેથી પોતાના આ શુભાશાજનક પૌત્રની ગ્રહકુંડલી જોઈને તેમને અવર્ણનીય આનદ થઇ આવેલો હતો તથાપિ એ 'માડ' બાળ પૌત્ર અનુચિત લાલનપાલનથી 'બગડી' ન જાય તેટલા માટે તે ધર્મનિષ્ઠ પિતામહે તથા પિતામહી ભાનુકવરે ખાસ સાવચેતી રાખીને પોતાના પુત્ર સુદરજીને તથા પોતાની પુત્રવધૂ શિવલક્ષ્મીને પોતાની બાલનાયિકા ઉછેરવાના કામમા મદદ આપવામા ન્યૂનતા દાખવેલી નહિ પૂર્વકાળમા સામાન્યત ગૃહભાર ઉપાડી શકે એવા પુત્ર તથા પુત્રવધૂ પ્રાપ્ત થયા પછી ધીમેધીમે નિવૃત્તિપરાયણ જીવનચારી જેવા થતા જતા આબાપ પોતાના પૌત્રપૌત્રીની સભાળવાનુ કામ કરી પોતાના બાળકો ઉપરનો તેટલો ભાગ ઓછો કરતા હતા એ સમયમા પ્રત્યેક નાગર કુટુબિક પોતાના સતાનો પાસે બ્રાહ્મણોચિત આચારધર્મનુ યથાર્થપાલન કરાવવા માટે આગ્રહી રહેતો, અને તેને પરિણામે સ્વસસ્કૃતિપોષક નિયમબદ્ધ જીવન પેઢી દર પેઢી અવિચ્છિન્ન રક્ષાઇ રહેતુ હતુ, સ્વચ્છદાચાર કુટુબજીવનમાથી દૂર રહેતો અને કુટુબ વિભક્ત થયા પછી પણ પ્રત્યેક વિભક્ત અગનુ ગૃહજીવન એકધારૂ થઈ રહેતુ હતુ પ્રત્યેક જનસમાજનુ બળ તેની જીવનપ્રણાલિકાની એકરૂપતામા જ રહેતુ હોય છે, એ વાત આપણા આ વ્યક્તિસ્વાતત્ર્યવાદના અનર્થક અતિશયવાળા જમાનાએ ભૂલવા જેવી નથી ભૌતિક તેમજ આધ્યાત્મિક પ્રકારે માનવ જીવનને પેઢી દર પેઢી ઉત્કૃષ્ટ અવસ્થામા રાખી શકે તેવા આધારભૂત અનુભવસિદ્ધ નિયમોની ઉપેક્ષા-એનો અર્થ 'સમયાનુકૂળ થવુ' એ શબ્દોમા અપાતા ઉપદેશનો હોઇ શકે નહિ મરણ એ મનુષ્યના સતત વહેવાને નિર્માયેલ જીવનનો અવધિ નથી, એટલે કોઈ પણ મનુષ્યવ્યક્તિ એમ સમજી લે કે પોતે ગમે તે પ્રકારે વર્તી રહે તેથી અન્ય કોઇને હાનિ થવાની નથી, તો તે તેની એક મ્હોટી ભૂલ ગણાશે, કારણ કે તેના તેવા અનિયમિત વર્તનની અસર તેની પ્રજાને થયા વિના રહેવાનીજ નહિજ આમ હોઇને ધર્મનિષ્ઠ વલ્લભજી જેવા પુરૂષ તથા પરમ વૈષ્ણવ જેવા તેમના પત્ની પોતાના ઘરમા કોઈપણ પ્રકારની ભ્રષ્ટતા-આભછેટ-કે જેને આપણે આજની ભાષામા 'આરોગ્યધ્વસક નીતિરીતિ' કહી શકીએ તેને પ્રવિષ્ટ થવા ન દેવા માટે હમેશા જાગ્રત તથા ચિંતાશીલ રહેતા હતા

આવા વાતાવરણમાં રહીને ગઠિત થનાર પુરુષોત્તમભાઈના માનસનું ઘડતર એકંદર નાગર જીવનના સાંપ્રદાયિક સંસ્કારોથી થયું હોય કે ખાસ તો તેમાં નવાઈ ન હતી. સંસ્કૃતિની સીડીના જુદા પગથિયા ઉપર સ્થિત રહીને પોતપોતાને માર્ગે વિકસતી રહેતી હિંદુ જનતા પોતપોતાના આચારધર્મને અનુસરી પોતપોતાનું વ્યવહાર જીવન, પરસ્પર કલહકલેશને આધીન ન બનતાં ગાળી શકતી તથા મુસલમાન તેમજ તેમના પછી આવેલ, આગંતુકગણના અંગ્રેજ લોકોના સંપર્કમાં રહ્યા છતાં તેમના ભિન્ન કોટીના જીવનનો રંગ તેમને લાગી જતો નહીં અને તેઓ સર્વે પોતપોતાના આચારધર્મને નિર્વિઘ્ને પાળી શકતી હતી એ વાત આપણે જ્યારે નિહાળીએ છીએ ત્યારે તેવા સ્થિતિપાલક તર્કીક નિંદાતા 'જૂના' જમાનાને તેમ મનનિગ્રહ અને આપણા આ જમાનાની આપણી પ્રવાહપતિતતા તેમજ પ્રતિદિન રૂપાંતર પામતી જતી અને તેથી અસ્થિરતાવાળી જીવનચર્યા એ ઉભય બાબતો વચ્ચે રહેલ ભેદને પરિણામે આપણને આપણી થનાર દશાનું ન્યૂનાધિક દર્શન થઈ આવ્યા વિના રહેશે નહિ. કોઈપણ પ્રજાના રાજદ્વારીય આદર્શની સિદ્ધિને પ્રાધાન્ય આપીને તેની સાધક બને એવી ઢબે સમાજજીવનને ઘડી નાખવા માટે જે પ્રકારના પ્રયાસો જ્યાં ત્યાં થઈ રહેલા જોવામાં આવે છે તે બધા માનવ જીવનના ખરેખર ઉત્કર્ષક નીવડેલા છે કે નહિ એ મુદ્દાનો નિર્ણય તો દૂર ભવિષ્યમાં જે ઇતિહાસ લખાય તેજ કરી શકે; હાલ તે પરત્વે કોઈ પણ કાંઈ નિર્ણયાત્મક કથન કરી શકે નહિ, તથાપિ એટલી એક વાત સત્ય છેજ કે, કોઈ પણ પ્રજાના કેવળ રાજદ્વારીય ઉત્કર્ષને નિત્ય રૂપનો ગણી શકાશે નહિ. કારણ કે રાજદ્વારીય સર્વોપરિતા મેળવવાની ભૂખ માનવજાતિમાંથી કદિ પણ લુપ્ત થવાની નથી. આમ હોઈને આપણે કહી શકીશું કે, જે પ્રજા પોતાનું સુખ શાંતિસ્વાસ્થ્યમાં સમાયલું છે એમ માનતી હોય તેણે અનિત્ય ગણાય તેવા રૂપની રાજદ્વારીય ઉત્કર્ષના સાધનાની પાછળ ઘેલી બનીને પોતાના ઠરેલ વ્યવહારવર્તનને ડોળી નાંખવું ન જોઈએ. શુદ્ધ આહાર, શુદ્ધ વિહાર અને શુદ્ધ આચાર વિચાર: એ ત્રિપુટીના ઉદરમાંજ માનવજાતિની ખરી ઉત્કૃષ્ટતા—સંસ્કૃતિ—નો ગર્ભ બંધાય છે, એ વાત ભૂલવા જેટલી ક્ષુલ્લક કોટીની નથીજ.

—o—

# (૭) विद्यार्थी तेमज अनुभवार्थी पुरुषोत्तमराय.

---

પૂર્વકાળથી વડનગરા નાગર જ્ઞાતિની એક અદ્વિતીય વિશિષ્ટતા એવી જણાતી આવેલી છે કે એ જ્ઞાતિમાં કોઈ પણ પુરુષ કેવળ નિરક્ષર હોતો નથી, અને તેનો સ્ત્રીવર્ગ પણ ઘણે ભાગે ભણેલ એટલે કે વાચના લખવાના અભ્યાસવાળો હોય એવી કોટીનો હોય છે, એટલું જ નહિ પરંતુ થોડા વર્ષો પહેલાંના વેગવાળા જૂના જમાનાની વાત જો કોઈ જાણતું હશે અગર જાણવાને પ્રયત્ન કરશે તો વિના સંકોચે કે અતિશયોક્તિ કર્યા વિના કહી પણ શકશે કે, હાલ જે બાળકોને ‘પ્રાથમિક શિક્ષણ’ આપનારૂં જ્ઞાન કહેવામાં આવે છે તે ગર્ભનું કુમારભૃત્યાદિનું વૈદક અને તે ઉપરાંત જ્યોતિષ, * લગ્ન ગ્રહણ તથા સીવણ વગેરે ગૃહોપયોગી બાબતોનું જ્ઞાન તથા તેનો ઉપયોગ કરવાની કલાજ્ઞાન એ બધા એ જ્ઞાતિની સ્ત્રીઓના સર્વસાધારણ લક્ષણો હતા, અને સંગીત તથા ચિત્રાલેખનને પણ નાગરણીઓએ સારા પ્રમાણમાં ગૃહીત કરેલા હતા. આમ હોઈને માતુ' પુરુષોત્તમરાયને સમયોચિત કેળવણી આપવા અપાવવા માટે તેમના પિતા તેમજ પિતામહ પ્રયત્નશીલ રહે એ સ્વાભાવિક જ છે. આ સમયે જૂનાગઢના નાગરવાડામાં ‘અચ્યારની નિશાળ’ નામક એક સંસ્થા બાળશિક્ષણાર્થ અસ્તિત્વ ધરાવતી હતી અને નાગરોના બાળકોને વિદ્યાભ્યાસ કરાવવાનો મંગલારંભ વિધિપુર્વક તેમાં જ કરાતો હતો. પુરુષોત્તમરાયને એ નિશાળે “બેસાડવા” માં આવેલ અને ત્યાં થઈ શકે તેટલો

---

* જેઓ ઇંગ્લાંડની વિદુષી પુસ્તકવેત્તા મિસીસ પોસ્ટને ઈ. સ. ૧૮૮૨ના જુનાગઢમાં લીધેલ દીવાન ગોકળજીની મુલાકાતનું વર્ણન આપતું પુસ્તક નામે ‘વેસ્ટર્ન ઇન્ડિયા’”

વિદ્યાભ્યાસ કરાવીને તેમને રાજ્ય તરફથી ચલાવાતી 'ગુજરાતી નિશાળ' મા બેસાડવામા આવેલ આ સરકારી નિશાળમા પાચમા ધોરણ સુધી ભણીને તેમણે રાજ્યસ્થાપિત અંગ્રેજી નિશાળમા પગ મુકેલો હતો મુસલમાની રાજ્યકાળમા ફારસી ભાષાનુ મુખ્ય અકાતુ તેમ અંગ્રેજી ભાષાના જ્ઞાનની ઉપયોગિતા આ સમયે સમજાવા લાગી હતી તેથી, વિદ્યાભ્યાસના ક્ષેત્રમા સર્વદા ઇતર લોકોથી આગળ રહેનાર નાગરોએ સમયજ્ઞ બનીને પોતાના છોકરાઓને આ યુરોપીય રાજભાષાનુ જ્ઞાન અપાવવાના કામમા પહેલ કરીને પોતાની અગ્રેસરતાનો નિર્વાહ કરવા અર્થે ઉદ્યમ કરેલો હતો અને તેને પરિણામે, કાઠિયાવાડમા જ્યા ત્યાની અંગ્રેજી નિશાળોમા ભણતા વિદ્યાર્થીઓમા નાગર બાળકોની સખ્યા ઘણી મહોટી દેખાતી પણ હતી આ લેખકને પોતાને ખબર છે તે પ્રમાણે છેક ઇ. સ ૧૮૯૮-૯૯ની સાલ સુધી જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કુલમાના ઉપલા ધોરણોમા ભણતા વિદ્યાર્થીઓમા પાચ ૭ નાગર વિદ્યાર્થીઓ હોય ત્યારે એક વિદ્યાર્થી નાગરેતર જ્ઞાતિનો દેખાતો હતો. આમ અંગ્રેજી ભાષાના જ્ઞાનની ઉપયોગિતા તથા મહત્તા નાગરો જો કે સમજેલા હતા તથાપિ પુરુષોતમરાયજીની બાળ-અવસ્થાના કાળમા જે કોઇ નાગર યુવકને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન ન હોય તેને સાવ અભણ કે અલ્પજ્ઞ ગણી કહાડવા જેટલી ધૃષ્ટતા કોઇ કરતુ ન હતુ, અને પોતાનો છોકરો અંગ્રેજી ભાષા નથી જાણતો એવુ સમજીને કોઇ મા બાપને દુ ખ પણ થતુ ન હતુ, કારણ કે આ જમાનો વિદ્યાલયમા વચાવાતા પુસ્તકના જ્ઞાનની જેટલી કિમત આકતો હતો તેના કરતા અધિક કિમત તે વ્યવહારોપયોગી તથા અનુભવસિદ્ધ જ્ઞાનની આકનારો હતો પુરુષોતમરાયજીની બાબતમા ભાગ્યયોગે એવુ બની આવેલુ કે, તેઓ અંગ્રેજી ભાષાનુ અગર તે ભાષા મારફત મળતુ જ્ઞાન ઠીકઠીક ગણાય તેટલા પ્રમાણમા મેળવી શકેલા નહિ, કારણ કે તેઓ પુના ત્રીજા ધોરણને ઉતિર્ણ થયલા નહિ ત્યા તો તેમના પિતા સુંદરજીનો દેહાત થઇ ગયલો, અને વળી તેમના પિતામહ તો તે પહેલાજ કૈલાસવાસી બની ગયા હતા પરિણામે પુરુષોત્તમરાયને જૂનાગઢ રાજ્યે પોતાની સેવામા સગ્રહી લીધા હતા અને તેથી તેમને નિશાળ છોડવી પડેલી અને કુટુબભાર ઉપાડવાને માટે આવશ્યક પ્રવૃત્તિમા પડવુ પડેલુ પણ હતુ આ પ્રમાણે પુરુષોત્તમરાયે ભણવુ છોડી દીધુ એ હકીકત કદાચિત આજની દૃષ્ટિએ તેમને અભણ નહિ તોપણ અભણ જેવા ગણાવે પરતુ આ સબધમા જે એક વાત આપણાથી વિચારણીય છે તે એ કે, સ્વભાષા ઉપરાત પરભાષાનુ જ્ઞાન ધરાવવુ એ

પ્રધાનત બુદ્ધિવિકાસનું પ્રતિપાદક અનન્ય લક્ષણ નથી. સ્વભાષાના જ્ઞાન વિના પણ કેવળ સ્મરણ શક્તિની મદદથી કરેલા શ્રવણથી અને તે પછી મનન તથા નિદિધ્યાસનને બળે પણ આમાના બુદ્ધિવિકાસ સાધી શકાય ને જ્ઞાનલાભ મેળવી શકાય છે. આપણા હિન્દુસ્તાનમા અક્ષરજ્ઞાનને જેટલું મહત્વ અપાતુ હતુ તેનાથી બહુગુણિત મહત્વ સત્સંગજન્ય–અનુભવજન્ય–જ્ઞાનને અપાતુ હતુ એ એક, અનેક મહાપુરુષોના દૃષ્ટાંતોથી સિદ્ધ કરી શકાય તેવુ સત્ય છે, અને એવી એ પ્રણાલિકાને પરિણામે, લોકોને વાચતા લખતા આવડતુ ન હોય તોપણ તેઓ બુદ્ધિવિકાસ કરવાની શક્તિવાળા જ્ઞાનસંપન્ન અને કાર્યકુશળ બની શકતા હતા. આમ હોઈ આજથી પોણોએક સો વર્ષ પહેલાના ધણાખરા યુવકો વિદ્યાશાળામા અપાતુ જ્ઞાન થોડાક વર્ષ પર્યન્ત મેળવ્યા પછી અનુભવ શાળાનો આશ્રય લેવાને મંડી પડતા હતા. વીશ, પચીશ કે લગભગ ત્રીશ વર્ષનું વય થાય ત્યા સુધી ભણ્યાં જ કરવુ અને તે પછી અનુભવશાળામા કેટલાક વધારે વર્ષ વીતાવવાં એવી ભાવના હાલ જેટલા પ્રમાણમા વ્યાપક બનેલી જોવામાં આવે છે તેટલા પ્રમાણમા તે પુરુષોત્તમરાયના બાળકાળમાં વ્યાપક બની રહેલી ન હતી પુર્વકાળમા તો વ્યવહારોપયોગી તથા જેને જે પ્રકારના વ્યવસાયમાં ગુથાવાનુ હોય તેને તે પ્રકારના વ્યવસાયનું જ્ઞાન આવશ્યક ગણાતું હતું એટલે બનતા સુધી વંશપરંપરાગત વૃત્તિ કે વ્યવસાયને અનુલક્ષીને બાળકોને કેળવવાની યોજના સ્વીકારાતી હતી, કેવળ સામાન્ય કોટીનો જ્ઞાનલાભ થવા માટે આયુષ્યનો વ્યર્થ વ્યય કરવા કરાવવામા આવતો ન હતો, અને લક્ષ્યસાધક અનુભવજ્ઞાનથી સજ્જ થતા યુવકો વીશ વર્ષની ઉમ્મરે પહોંચતા પહેલા તો પોતપોતાને પસંદ પડતા વ્યવસાયમા લીન થઈ જતા હતા. આવા સંયોગમાં પુરુષોત્તમરાય જેવા બાલકને, પુર્વજોના વૃત્તિમાર્ગે વિચરનાર સુંદરજી જેવા પિતા રાજ્યસબંધક અનુભવજ્ઞાન લેવડાવવાની નીતિ અખત્યાર કરે તો તેમા કશું અસ્વભાવિક ન હતુ, અને પુરુષોત્તમરાય પોતે પોતાના પૈતૃક ગુણોની અનુરૂપ વલણ ધરાવી રહે તો તેમા નવાઈ જેવું પણ ન ગણાય. કેળવણીના વિષય પરત્વે ગમે તેવી કલ્પના કરવામા આવે તથાપિ વૈજ્ઞાનિક દૃષ્ટિએ એક વાત તો સત્ય છેજ કે, બાળક પ્રાયશ પોતાના પુર્વજોના ગુણોને અનુસરતા વલણો સાથેજ જન્મે છે અને તેનો કેળવવાનો આરંભ પણ તેના પોતાના ઘરમાથીજ થાય છે. આમ હોઇને આપણે કહી શકીએ કે કુળક્રમાગત ગુણોના અવિચ્છિન્ન પરિશીલનથી કુળતંતુની એટલે કે સંસ્કારોના સંગ્રહસ્થાન રૂપ પુર્વજદત્ત સજ્જાતતંત્રની બલિષ્ઠતામા

પુરુષોત્તમરાયે હાજરી આપેલી, એટલું જ નહિ, પરંતુ પોતાના વડીલ બંધુ ગોકુળજીભાઈ સાથે ઉત્તર તેમજ પૂર્વ હિંદુસ્તાનમાં પ્રવાસ કરીને તે તરફના દેશકાળનું જ્ઞાન પણ મેળવેલું હતું. અને વળી આવા પ્રવાસને અંગે બહુવિધ મહાજનોના સંસર્ગમાં આવતાં જે અનેકવિધ લાભ થાય છે તે પણ તેઓ લઈ રહેલા હતા. આવા સુયોગ પુરુષોત્તમરાયને તેમની કિશોરાવસ્થામાંથી જ પ્રાપ્ત થતા રહેલા તેથી આપણે અનુમાની શકીએ કે, તેમના થનાર ભાગ્યોદય અર્થે તેમને ઉપનાયક નીવડે તેવી જ્ઞાનાનુભવસામગ્રી પ્રાપ્ત કરાવવા માટે કોઈ દૈવી ઘટના કાર્ય કરી રહેલી હોવી જોઈએ. ક્યાં પુરુષોત્તમરાયજીની વિદ્યાર્થી-અવસ્થા! ક્યાં તેમનું પોતાના પિતા સાથે દિલ્હી પહોંચવા માટે જૂનાગઢથી પ્રયાણ! ક્યાં સુંદરજીની શારીરિક અવસ્થા અને તે કારણે તેમનું વેરાવળથી જૂનાગઢમાં પ્રત્યાગમન અને તે પછી થયેલ તેમનું અવસાન! ક્યાં ગોકુળજીભાઈ જેવા સ્વાતંત્ર્ય પ્રકૃતિવાળા એકનિષ્ઠ રાજપુરુષ અને બ્રહ્મવેત્તા જ્યેષ્ઠ બંધુરૂપી ગુરુથી મળવાની જ્ઞાનદીક્ષાના પ્રસંગો! અને ક્યાં નવાબ સાહેબની ખુદની તહેનાતમાં રહી રાજ્યતંત્ર કરી બતાવવા માટે પુરુષોત્તમરાયજીને દિલ્હીમાં મળી આવેલ અવકાશ! જ્યોતિષવિદ્યા ઉપર શ્રદ્ધા રાખનાર આપ્તજન ગોકુળજીભાઈ પોતાના આ લઘુબંધુના લક્ષણો પરખી જઈને તેને પોતાનો ઉત્તરાધિકારી તેમજ પોતાનો "માનસ પુત્ર" જેવો બનાવવાના હેતુથી તેના ઉપર પોતાનું તમામ સંકલ્પબળ કેન્દ્રિત કરી તેને પોતાની ભણી આકર્ષી રહેલા તો નહિ હોય!? અને વળી એ આકર્ષણને બળે જ શું પુરુષોત્તમરાયનું મન પોતાના અસ્વસ્થ બની ગયેલ પિતા સાથે જૂનાગઢ જવાને પ્રવૃત્ત ન થતાં દિલ્હી જવાની વાત તરફ ઢળી પડેલું તો નહિ હોય?! દુનિયામાં દેખાતા યોગવિયોગ શું કારણ વિનાના કાર્યો જ હશે? નહિ. કારણ વિના કાર્યની ઉત્પત્તિ હોઈ શકે નહિ જ. પ્રસ્તુત બાબતમાં ગોકુળજીભાઈ અને પુરુષોત્તમરાયજી વચ્ચે કોઈ પણ પ્રકારનો પૂર્વજન્મનો સંબંધ હશે જ, અને એ સંબંધને લીધે જ ગોકુળજીભાઈ પોતાના સંકલ્પના બળે પુરુષોત્તમરાયજીને પોતાના કરી લેવાને સમર્થ થયેલા એમ આપણે એ સંકલ્પશાસ્ત્રને આધારે કહી શકીએ. ગોકુળજીભાઈનું સંકલ્પબળ કેટલું ઉત્કૃષ્ટ અને પરિણામજનક હતું તે બતાવનાર એક ઘટનાનો અત્ર ઉલ્લેખ કરશું. એ ઘટના એવી છે કે ગોકુળજીભાઈએ દી. બ. મણિભાઈ જશભાઈ મહેતા, રા. બ. હરિદાસ વિહારીદાસ દેસાઈ, રા. બ. નંદશંકર તુળજાશંકર મહેતા, અમદાવાદવાળા મોતીલાલ લાલભાઈ, જનાર્દન સખારામ ગાડગીલ, હોરમસજી અરદેશર વાડિયા,

અંબાલાલ સાકરલાલ દેસાઇ, કાશીનાથ ત્ર્યંબક તેલંગ, જમશેદજી અરદેશર દલાલ, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી વગેરે નામાંકિત ગૃહસ્થોને પોતાની સાથે જૂનાગઢના રાજ્યકાર્યમાં જોડવાને પસંદ કરેલા હતા, અને જો કે તેઓ તમામ એક યા બીજા કારણે તેમના વારામાં જૂનાગઢ રાજ્યની સેવામાં પ્રવેશી શકેલા નહિ, તો પણ તેમાંના પહેલા બેને તથા એ નામાવલિ માંના છેલ્લા મનસુખરામજીને જુનાગઢ રાજ્યની નોકરી કરવાનું બની આવેલું હતું; અને આ ત્રણ ગૃહસ્થો ઉપરાન્ત પુર્વસૂચિત ગૃહસ્થો એક યા બીજા રૂપમાં ઉત્તમ પ્રકારના રાજ્યસેવકો નીવડેલા પણ છે. "આપણે અને પછી આપણા મંડળના ગૃહસ્થોનો રાજ્યપ્રકરણમાં પ્રવેશ થયો એ મૂલ આપણા ગોકુલજીભાઇના કલ્યાણકારી પ્રતાપથી જ થયો છે, અને તે મહાપુરૂષનો ઉપકાર આપણે જેટલો માનિયે એટલો ઓછો છે એ તમને લખવાની અગત્ય નથી"* એ શબ્દોમા દી બ. મણિભાઈ જશભાઇ જેવા મહા-રાજપુરુષે મનઃસુખરામજી ઉપરના એક પત્રમા લખેલુ છે તે યથાર્થ જ છે, અને તે ગોકુલજીભાઇની વિશુદ્ધ સંકલ્પ સિદ્ધિ તેમ જ પુરુષ પરિક્ષા કરવાની શકિતનુ સૂચક પણ છે. આવા ગોકુલજીભાઇનો આશીર્વાદ પામેલા પુરૂષોત્તમરાયજી પણ પુર્વોકત મહાજનોની શ્રેણિમા વિરાજવાને ભાગ્યશાળી બને તેમાં નવાઇ નથી. દિલ્હી જવાને માટે પુરૂષોત્તમરાયે જ્યારે પોતાની પાઠશાળામાથી રજા મેળવી હશે ત્યારે તેમને પોતાને એ પાઠશાળાએ કાયમ માટે રજા આપી દીધેલી છે એવું તે વખતે તેમના સ્વપ્નમાં પણ તેમને જણાયું નહિ હોય થનાર દેહોત્સર્ગ માટે પિતા સુંદરજી પોતાના રાજકાર્યનો હવાલો વેગવળ મુકામે સ્વહસ્તે જ પોતાના આ પુત્રને અવિધિપુર્વક સોંપીને પાછા ફરેલા અને અપૂત્ર ગોકુલજીભાઇ એ પોતાના આ લઘુબન્ધુને પોતાના એક ઉતરાધિકારી રાજપુરુષ રૂપે રાજ્યકાર્યમાં યોજવા માટે જાણે કે સંભાળી લીધેલા એ બે હકીકત આધ્યાત્મિક દ્દષ્ટિએ સંકલિત કરવાને પાત્ર તો છે જ. રાજ્ય હિતૈષી રાજપુરૂષોને વ્યાકુલિત કરનાર વ્યતિકરો બહુ ભાગે ઉપસ્થિત થયાં જ કરે છે, એટલે એવા વિષમ સંયોગોમાં તેમને યથાર્થ મંત્રદાન કરનાર પુરોહિતની આવશ્યકતા પણ રહે છે. ગોકુળજીભાઇએ પોતાના બાળ ઉત્તરાધિકારી પૂરૂષોત્તમરાયજીના સતત ઉપયોગમાં આવી શકે એવા એક પુરુષને ગોતી કાઢી તેને પુરોહિતને પદે સ્થાપી દીધેલ, અને તે પુરોહિત અન્ય કોઇ નહિ પરંતુ મનસુખરામ સુર્યરામ ત્રિપાઠી હતા અને તે પુરોહિતનો પરિચય પુરૂષોત્તમ

* જુવો 'સદ્ગત ગોકુલજી ઝાલા અને વેદાંત' સંજ્ઞક પુસ્તકનું પાન ૩૧૮

રાયજીને દિલ્હીમાંથી જ થવા પામેલો. હતો ગોકુલજીભાઇ ખુદ આ મનઃસુખરામજીને પોતાના એક પુરોહિત જેવા આપ્ત જન ગણતા હતા, એટલે એ પ્રધાન અમાત્ય રૂપી શૃંખલાએ ઉદયમાન રાજ્યાધિકારી પુરુષોત્તમરાયને અને રાજ્ય પુરોહિતને પદે રૂઢ થતા જતા મનઃસુખરામ– એ ઉભયને સંકલિત કરી દીધેલા, એ હકિકત પણ આપણને આપણી પુર્વનિર્દિષ્ટ વિચારસરણિને પુષ્ટિ આપવામાં ઉપકારક થઈ પડે તેવી છે જ. આમ પુરુષોત્તમરાયજી દિલ્હી પહોંચે છે, નવાબ સાહેબ પાસે રહીને પોતાના પિતા વતી રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થાય છે, પાછળથી જૂનાગઢમાં સુંદરજી ઝાલાનો દેહાંત થાય છે અને દિલ્હી મુકામે જ પુરુષોત્તમરાયજી ગોકુલજીભાઇના ઉત્તરાધિકારી તરીકે તેમના આશીર્વાદથી અભિષિક્ત થઇને રાજ્યસેવામાં પ્રવિષ્ટ થઇ એમે છે તથા પુરોહિતની પ્રાપ્તિ પણ કરી લે છે! ખરેખર આ કથાવીરના જીવનમાં દિલ્હીએ મ્હોટો ભાગ ભજવેલો છે. સુંદરજી ઝાલાના અવસાનના ખબર દિલ્હી પહોંચતાં નવાબ સાહેબને શોક થઇ આવે એ સ્વાભાવિક જ હતું; તથાપિ એ શોકનું શમન તેઓશ્રીએ પુરુષોત્તમરાયજીને તેમના પિતાની ગાદી ઉપર વિરાજના કરીને કરી દીધેલું, અને ગોકુલજી ભાઇને પોતાને જે ભવિષ્યજ્ઞાન થયલું હતું તે સાચું પડવાની સંભાવના પણ થઇ આવી હતી; ગોકુલજીભાઇનો દેહોત્સર્ગકાળ પણ સમીપ આવી ગયો હતો, અને જોકે પોતે એક પ્રખર જ્ઞાની હતા તોપણ અધિકાધિક પ્રમાણમાં રાજ્યહિત સાધવાની વાસનાથી મુક્ત થયલા ન હતા. આવી સ્થિતિમાં ગોકુલજીભાઇ પુરુષોત્તમરાયજીને પોતાના પુત્રવત્ ગણીને તેમને પોતાના ઉત્તરાધિકારી થવાને રાજ્યસેવામાં પ્રવેશ કરાવી દે અને વળી પોતાના દેહોત્સર્ગ પછી પોતાને પિંડદાન કરનાર વારસ સમજી લે એ સ્વાભાવિકજ ગણાય. અર્થાત્ આ પ્રમાણે પુરુષોત્તમરાયના ભાગ્યભાનુનો ઉદય દિલ્હીમાં અને તે પણ ત્યાં ભરાયલા રાજામહારાજાઓના દરબારને પ્રસંગે જ થયલો, અને હવે પછી આપણા જાણવામાં આવશે તેમ ઇ. સ. ૧૯૦૩ માં એ જ દિલ્હીમાં ભરાયલ રાજાઓના દરબારના પ્રસંગે એ જ આપણા કથાવીર પુરુષોત્તમરાયજીના ભાગ્યભાનુને અસ્ત પામવાનો આરંભ થઇ ચૂકેલો! વળી એ જ દિલ્હીએ, પુરુષોત્તમરાયજીને જૂનાગઢ રાજ્ય તરફથી કરાયલ ઘોર અન્યાયને ત્યાંના બ્રિટિશ ઉપરાજનેહસ્તે દૂર કરાવી એ આપણા કથાનાયકના ભાગ્યભાનુને ગ્રસી રહેલ રાહુને ભેદીને પોતાની સ્વભાવસિદ્ધ પુનિત પ્રભાથી પુનઃ પ્રકાશવાનો યોગ સાધી આપેલો પણ ખરો. આમ હોઇને આપણે કહી શકીએ કે, પુરુષોત્તમરાયજીનું

બાર્યચંદ્ર કોઈ અકળ ગતિએ દિલ્હીના અક્ષાંશ ઉપર ફરતું રહેલું છે! ડગમગની દિલ્હીએ, ઇતિહાસ કહી આપે છે તેમ કંઈકને ચઢાવ્યા અને પછાડયા નથી શું? એ છતાં દિલ્હી ફનાતિકર નથી એમ કોણ કહી શકશે!

આમ પુરુષોત્તમરાયે ભણતું છોડેલું અગર તો પાઠશાળાએ તેમને ફરજ પાડીને હાંકી કાઢયા, તે છતાં આ કથાનાયકના મનનું ખેંચાણ આધુનિક કોટીનો વિદ્યાભ્યાસ કરવાની જરૂરીયાત તરફ રહ્યા વિના રહી ગયેલું નહિ. આ પ્રકારનો વિદ્યાભ્યાસ પોતાથી કરી ન શકાયો તે બાબતનો તેમને પુર્ણ અસંતોષ રહેલો હતો, અને એ અસંતોષને પરિણામે તેમણે પાછળથી અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારવાને તથા અર્વાચીન કાળમાં ઉપકારક ગણાતા વિષયોનો સુપરિચય કરવાને તથા બીજાઓને વિદ્યોપાર્જન કરાવવામાં મહાયકુન બનીને તુષ્ટિપ્રસાદ મેળવી લીધેલો પણ ખરો. જુનાગઢમાંથી અંગ્રેજી પાઠશાળાનાં શિક્ષકો રૂપે કામ કરી ગયેલા (૧) સુરતનિવાસી લાલશંકર પંડયા તથા (૨) જુનાગઢ નિવાસી વિદ્વાન નાગર ગૃહસ્થ ભુપતિરાય દયાળજી બુચ–એ બેને અનુક્રમે પોતાના ખાનગી શિક્ષકો તરીકે રાખીને પુરુષોત્તમરાયે તેમની કનેથી અંગ્રેજી ભાષાનું અધિક જ્ઞાન થોડાઘણા પ્રમાણમાં મેળવેલું હતું. અને તેને પરિણામે તેઓ પોતે શુધ્ધ અંગ્રેજી ભાષામાં લાંબી વાતચીત કરી શકે તેટલા પાવરધા થઇ શકેલા નહિ, તોપણ બીજા લોકો અંગ્રેજી ભાષામાં બોલે તે તેઓ સમજી શકે તેટલા તે ભાષાના જ્ઞાનવાળા થયેલા હતા. આ પ્રકારના પ્રયાસ ઉપરાંત તેમણે અંગ્રેજી ભાષામાં બોલવામાં ચપળતા આવે તેટલા માટે એક બાજુએ પ્રયોગ પણ કરેલો હતો. સંસ્કૃત કાદંબરી જેવા મહા ગ્રંથનું ગુર્જરગિરામાં રૂપાંતર કરનાર નડિયાદ નિવાસી સાક્ષર 'છગનલાલ હરિલાલ' પંડયાએ, પોતા થકી પ્રગટ કરાવેલ "જુનાગઢનાં કેટલાક સંસ્મરણો" મથાળ લેખમાળામાં એક ઠેકાણે જણાવ્યું છે તે પ્રમાણે "રાયજી સાહેબ કાચી ઉમ્મરે અભ્યાસ છોડીને નોકરીમાં જોડાયલા તેથી એઓ અંગ્રેજી જ્ઞાનમાં પછાત રહી ગયલા; પરંતુ બોલવાચાલવામાં સાધારણ વાતચીત થતી તે સમજી શકતા અને મારાં ઉપર તેમની પ્રીતિ ઇશ્વરકૃપાથી પ્રથમથી જ બધાવા માંડી તેથી મને સાથે ફરવા લઇ જતા ત્યારે ઇંગ્રેજીમાં જ વાત કરવાની ટેવ પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તે ઝાઝું ટકયું નહિ." આ પ્રયત્ન ઉપરાંત તેઓ પોતે અંગ્રેજી સમાચાર પત્રો વાંચતા અગર પોતાની સમક્ષ વંચાવી

* જુઓ, મુંબઇથી પ્રગટ થતા 'ગુજરાતી' સાપ્તાહિકપત્રનો તા. ૨૭–૩–૩૨નો અંક

સમજી લેતા પણ હતા. આમ અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારવાને તેઓ ઉત્સુક રહેલા તેમ બીજી તરફ તેમણે પ્રાચીન અર્વાચીન બહુવિધ બાબતોનું જ્ઞાન મેળવવાના હેતુથી તથા તે જ્ઞાનમાં વૃદ્ધિ થતી રહે એટલા સારૂ પોતાના ખાનગી ઉપયોગમાં આવી શકે એવો એક અતિમૂલ્યવાળો ગણાય તેવો ગ્રંથ-સંગ્રહ પણ પોતાના ઘરમાં રચાવેલો, અને તેમાના સારાં સારાં પુસ્તકો પોતે યથાવકાશ વાચતા અગર તો પોતાના ફોઈઆઇ ભાઇ દુર્ગાપ્રસાદ લક્ષ્મીરામ ખારોડ કે જેઓ ગુજરાતી, સંસ્કૃત અંગ્રેજી અને ફારસી ભાષાઓમાં એક લગભગ નિષ્ણાત જેવા બનેલા અને જેમની નવરાશની એક ક્ષણ પણ પુસ્તક મિત્રનો સત્સંગ રાખ્યાવિના તેમના દેહાંત પર્યંત વ્યતીત થયલી નહિ તેવા સુજ્ઞ જ્ઞાનવ્યસનની પુરૂષ પાસે, વર્તમાનપત્રો તથા માસિક પત્રોમાં આવતા સારા સારા લેખો વંચાવીને તથા પ્રસંગે પ્રસંગે ગ્રંથો વંચાવીને પણ તેમના શ્રવણથી ઉપલબ્ધ થતુ જ્ઞાન મેળવવાને માટે પણ તેઓ સદાપ્રવૃત્ત રહેતા હતા. આ સ્થળે અમારે નોધવું જોઇએ કે, આ દુર્ગાપ્રસાદની સ્મરણશક્તિ અસાધારણ કોટીની હતી, વિનીતતા, તથા સભ્યતાઃ એ તેમની સહચારણી હતી અને મનોનિગ્રહ, મનોદ્દઢતા, અશંકનીય કાર્યક્ષમતા અને સુક્ષ્મમતિતાની સાથે મિતભાષિતાની બાબતમાં તો તેઓ તેમના પોતાના સમયના જુનાગઢમાં સુકીર્તિત્ત અને લગભગ બીનહરીફ પણ હતા; આવા આ દુર્ગાપ્રસાદને આપણે પુરૂષોત્તમરાયજીનું બીજું હ્રદય કે તેમનાથી નિરંતર કરાતી રહેલી પુરૂષોતમરાયજીની ભક્તિને લીધે એમના હનુમાનની ઉપમા આપીએ તો તેમાં અનિશયોક્તિદોષ થવાનો અવકાશ નથી જ. પુરૂષોત્તમરાયજીના ગ્રંથસંગ્રહમાં કેટલાક એવાં તો અલભ્ય પુસ્તકો હતાં કે તેમનો લાભ બહાઉદ્દીન કોલેજના વિદ્યાવ્યાસંગી અધ્યાપકો તથા ઇતર શારદાસેવકો લેતા રહેલા હતા. સુપ્રસિદ્ધ પારસી વિદ્વત-વર્ય અધ્યાપક શાપુરજી હોડીવાળા તો આ ગ્રંથસંચય ઉપર એટલા તો મુગ્ધ બની ગયા હતા કે, તેઓ પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ પોકારી પોકારીને 'જાઓ, પુરૂષોતમરાયજીનો ગ્રંથસંગ્રહ જુઓ' એવું જ્યારે ને ત્યારે કહેતા રહેલા હતા. પુરૂષોતમરાયજીની ભક્તિ આ પોતાના ગ્રંથસંગ્રહ ભણી કેટલીક પ્રબળ હતી તે જાણવાની ઇચ્છા જો કોઇને થઇ આવે, તો તેણે ઈ. સ. ૧૯૩૩ માં પુરૂષોતમરાયજી કૈલાસવાસી થયા પછી કેટલાંક વર્ષ બાદ તેમના પુત્રોએ એ ગ્રંથસંગ્રહમાંનાં પુસ્તકોની લ્હાણી રાજકોટ, જુનાગઢ વિગેરે સ્થળોમાંની કેટલીક વિદ્યોત્તેજક સંસ્થાઓને કરેલી છે તે જોઈ લેવાની કૃપા કરવી પડશે; અને જે કોઈ એ પ્રમાણે કરશે તેને એ પુસ્તકોની સંભાળ રાખવા માટે

પુરૂષોત્તમરાયજીએ કેટલો ઉદ્યમ કર્યો હશે તેનો તરત જ ખ્યાલ આવી શકશે. અમે આ સંબંધમાં એટલું તો નિ:શંક કહી શકશું કે, પુરૂષોત્તમરાયજીમાં પુસ્તક ભક્તિ સાચી તથા સહેજિક ન હોત તો તેઓ પોતાની સર્વથા પ્રતિકૂળ પરિસ્થતિમાં પોતાના આ ગ્રંથસંગ્રહને કદિ પણ સુરક્ષિત રાખી શકત નહિ. આ ચરિતલેખક પણ સ્વાનુભવથી કહી શકે છે કે, રાજ્યથી પુરૂષોત્તમરાયજીનો વિયોગ થયા પછી આ લેખક તેમના સીધા સંબંધમાં આવ્યો ત્યારે તેમનો તેને જે પરિચય થવા પામેલ તેને પરિણામે તેને તેઓશ્રીને મુખેથી ઘણીવાર આપણા દેશના તથા વિદેશના મહાપુરૂષો જેવા કે, ટેલીમેકસ, સેનેકા, માર્કસ ઓરિલીઅસ, બિસ્માર્ક, પિટ, ફ્રેડરિક, નેપાલીઅન બોનાપાર્ટ, ચેસ્ટરફીલ્ડ, શંકરાચાર્ય, ચાણક્ય વગેરે રાજનીતિજ્ઞો, તત્ત્વજ્ઞો, સમરવીરો વગેરેનાં ચરિત્રોનું કરાતું વિવેચન સાંભળવાનો લાભ મળેલો અને તે સાંભળતાં તેનું પોતાનું જ્ઞાનાભિમાન તત્સંબંધે ઓસરી જતું પણ હતું. વળી પુરૂષોત્તમરાયજી કોઈકોઈ વાર આ લેખકને એવાં વિરલ પુસ્તકો વાંચવા માટે આપતા કે તે પુસ્તકોના અસ્તિત્વ સબંધે તેણે પુર્વે કદિ પણ સાંભળેલું નહિ. અર્થાત્ પુરૂષોત્તમરાયજીએ પોતાના દ્રવ્યસંગ્રહને સુરક્ષિત રાખવા માટે જેટલો પ્રયાસ કરેલો હશે તેના કરતાં અધિક પ્રયાસ તેમણે પોતાના દેહાન્તપર્યન્ત પોતાના ગ્રંથસંચયને સુવ્યવસ્થિત તથા સુરક્ષિત રાખવા માટે કરેલો છે એવું જ્યારે આપણે જોઈ જાણી શકીએ છીએ ત્યારે તેમના તે પ્રકારના વિદ્યાતુર્જીના બાહુલ્યને માટે આપણે તેમને સર્વથા વંદનીય ગણ્યા વિના રહી શકતા નથીજ. વળી પુરૂષોત્તમરાયજીની સૂક્ષ્મ વિવેચકબુદ્ધિ અને તેમની વિચારસરણિમાં તરી રહેલી સ્વતંત્રતા જોઈને અમે ઘણીવાર મુગ્ધ પણ બની જતા હતા. એમની વિપુલ જ્ઞાનસંપત્તિ તથા હકીકતમાત્રનું તારતમ્ય કાઢવાની શક્તિ જોતાં અમને ઘણીવાર પ્રશ્ન પણ ઉઠતો કે:- જૂનાગઢ રાજ્ય જેવા લગભગ નિરંતર ક્ષુબ્ધ રહેતા દરિયાને શાંત સાગર જેવો દેખાડી રાખવાની પ્રવૃત્તિમાં નિમગ્ન રહેનાર આ પુરૂષોત્તમરાયજીએ કયાંથી અવકાશ મેળવીને કેવી રીતે અને કયાંથી આ બધી નાનાવિધ તથા ઝીણી ઝીણી માહિતી મેળવી લીધી હશે? ખરેખર મહાપુરૂષોનાં ચિત્તનાં પ્રવૃત્તિવેગને કોઇ માપી શકતું નથી જ, નિવૃત્તિપરાયણ જીવનમાં સામાન્યતઃ જે કાર્યો કરી શકાય છે તે કાર્યો અતિપ્રવૃત્તિપરાયણ જીવનમાં થતાં દેખાય ત્યારે આપણને આશ્ચર્ય પમાડેજ.

---

## (३) कुटुंब कार्यभारी पुरुषोत्तमराय



વિ૦ સં૦ ૧૯૩૧ માં પોતાનાં માતુશ્રી સૌ. શિવલક્ષ્મીનો અને તે પછી બે વર્ષે એટલે વિ૦ સં૦ ૧૯૩૩ માં પોતાના પિતાનો દેહાન્ત થતાં પોતાના આખાય કુટુંબનો ભાર પોતાને માથે ઉપાડવાનો વારો પુરુષોત્તમરાયજીને તેમની કાચી – માત્ર પંદર વર્ષની – ઉમ્મરે પ્રાપ્ત થઈ ગયલો હતો. આમ એક તરફ જ્યારે કુટુંબનો વ્યવહારભાર તેમને માથે આવી પડેલ ત્યારે બીજી તરફ તેમને ચિંતાગ્રસ્ત રાખે એવી જવાબદારીવાળા રાજ્યાધિકારની પ્રાપ્તિ અચિંત્ય થઈ આવતાં તેનો ભાર પણ તેમને વહેવો પડેલો હતો; આ ઉભય પ્રકારના ભારથી સાધારણ શક્તિવાળો મનુષ્ય કચરાઈ જાય જ; પરંતુ પુરુષોત્તમરાયજી આ બે જ પ્રકારના નહિ, પરંતુ બીજા અનેક પ્રકારના ભાર વહેવાને નિર્માયલા હતા એટલે તેમણે પોતાની જન્મસિદ્ધ અસાધારણતા તથા યોગ્યતાને બળે એ બધા પ્રકારનો ભાર પ્રસન્નતાપૂર્વક ઉપાડી લીધેલો હતો. પૂર્વ અવતારમાં મેળવેલી ન્યૂનાધિક સિદ્ધિ સહિત જીવો અવતરે છે; એટલે જેઓ જેટલા પ્રમાણમાં સંસિદ્ધ થઈને અવતરે છે તેઓ તેટલા પ્રમાણમાં દેહધારી રૂપે વયમાં જોકે નાના હોય છે તો પણ જ્ઞાનાનુભવવૃદ્ધોના જેટલી સૂક્ષ્મબુદ્ધિમત્તા, કાર્યકુશળતા તથા આત્મસંપન્નતાનું પ્રદર્શન પોતાની અપક્વ ઉમ્મરે પણ કરાવી શકે છે. આમ છતાં આપણે કહેવું પડશે કે, પુરુષોત્તમરાયજી ઉપર આવી પડેલ ભારને હળવો કરનાર કેટલાક અનુકૂળ સંયોગો એ સમયે ન હતા એમ તો નહિ જ. એમના પિતામહી તીર્થસ્વરૂપ ભાનુકુંવર આ વખતે હયાત હતાં, એટલે તેમની વાત્સલ્યભરી છત્રછાયા હેઠળ આખુંય કુટુંબ સમાશ્રિત બનીને પ્રાપ્તસુખનો ઉપભોગ લઈ શકતું હતું. આ ભગવતીસ્વરૂપ ભાનુકુંવરનો જન્મ, પૂર્વે નિર્દિષ્ટ કરાયું છે તેમ ઉચ્ચ, રાજનીતિજ્ઞકુળમાં થયલો હોઈ તેઓ સુસંસ્કારયુક્ત હતાં. તેમનો સ્વભાવ માયાળુ હતો અને પોતાના શ્વશુરપક્ષ–ઝાલાકુળ–નું ગૌરવ

કેટલું છે તે વાત તેઓ બરાબર સમજતાં પણ હતાં. તેમની ધર્મનિષ્ઠા પ્રબળ હતી તેમ વળી તેઓ પોતે વિશેષતઃ વૈષ્ણવ સંપ્રદાયનાં હતાં એટલે સાચા વૈષ્ણવને શોભે તેવી સહૃદયતા પણ તેમનામાં હતી. પોતાના પુત્ર સુંદરજીનાં સંતાનોની સંભાળ તેમણે જેમ રાખવાની હતી તેમ તેમને બીજી તરફ પોતાની વિધવા પુત્રવધૂનાં તેમજ પોતાની પુત્રીઓ તથા તેમના મ્હોટા પરિવારનાં સુખદુઃખો વિચારવાનાં પણ હતાં. આમ એક તરફ બહોળું કુટુંબ અને બીજી તરફ તરુણ અવસ્થાના પુરુષોત્તમરાયજી ઉપર પડેલ એવડો ભાર– એ બે સંયોગો એવા હતા કે, ગમે તે મનુષ્યની ધીરતા ન્યૂનાધિક અંશે પણ ચલિત થયા વિના રહી શકે નહિ. પરંતુ વ્યવહારદક્ષ તથા કુટુંબવત્સલ આ તી૦ બાનુકુંવરે પોતાના સુબોધક નેતૃત્વથી આખાય કુટુંબને એકતા અપાવીને એવી તો ખુબીથી રક્ષી રાખેલું કે, આ "ઝાલાના ઘરની" પ્રતિષ્ઠામાં લેશ પણ ન્યૂનતા થવા પામેલી નહિ. સુંદરજી ઝાલાની હયાતીમાં જ પુરુષોત્તમરાયજી તથા તેમના નાના ભાઇ નૃસિંહપ્રસાદ અને તેમનાં બહેન જયાકુંવર વિવાહિત થયાં હતાં, એટલે તેટલા પુરતી ચિંતા એ પિતામહીને કરવાની ન હતી. ગૃહમુખ્ય પુરુષ પ્રાયશઃ બહિર્મુખ હોય છે એટલે ગૃહજીવનના ઉત્કર્ષ કે અપકર્ષક ઘડતરની જવાબદારીનો ભાર વિશેષતઃ અંતર્મુખ થવાનો અવકાશ ધરાવનારી ગૃહમુખ્ય સ્ત્રીને માથે જ રહે છે, અને તેથીજ આપણા શાસ્ત્રકારોએ ગૃહિણીને ગૃહરૂપેજ આલેખેલી છે. હિંદુ જીવનવ્યવસ્થાના પાયારૂપ ગણાતી કૌટુંબિક અવિભક્તતા ગમે ત્યારે પણ વિભક્તતામાં પરિણમે છે એ વાત જો કે ખરી છે; તથાપિ એ પ્રકારે ઉદ્‌ભવતી વિભક્તતામાં અવિભક્તતાસૂચક જે અદૃશ્ય ભાવનાસૂત્ર સંગ્રથિત થઇ રહેલું હતું તેને લીધે કુટુંબબળનો નિર્વાહ થઇ રહેતો હતો એ વાતમાં સંદેહ નથી. પુરુષોત્તમરાયજીનાં આ કાર્યચતુર પિતામહીએ પૂર્વોક્ત પ્રકારના ભાવનાસૂત્રને બરાબર ગંઠી દઇને એવું તો સ્થાયી બનાવી દીધેલું કે, પુરુષોત્તમરાયની રાજદ્વારીય પડતી થઇ અને તેને પરિણામે જ્યારે તેમના ઉપર આફતોની વૃષ્ટિ થવા લાગેલી ત્યારે આ પિતામહીથી ઉપદિષ્ટ થતા રહેલ તેના પોતાના આખાય પરિવારમાં જે પ્રકારની કૌટુંબિક એકતાનો રસ રેડાયલો હતો તેણે એ આખાય પરિવારને પુરુષોત્તમરાયજીની ગદદે ચઢી રહેવાને માટે સંપૂર્ણ શકિતશાળી બનાવેલો હતો; અને પુરુષોત્તમરાયજી જો કે ગૃહસ્થાશ્રમી બનેલા હતા, અને રાજ્યમાં જો કે તેમને ઉચ્ચ અધિકારસ્થાન પ્રાપ્ત થયલું હતું. તો પણ તેમણે પોતાનાં આ પૂજ્ય દાદીની ઇચ્છા કે આજ્ઞાનું કદિ પણ ઉલ્લંઘન ન થાય તે બદલ ખાસ



શ્રીમતી દૌલતકુંવર (પાનુ ૮૭)

કાળજી રાખેલી. પોતાનાં આ વૃદ્ધ દાદી સર્વથા સંતુષ્ટ અને પ્રસન્ન રહે એ હેતુથી પુરુષોત્તમરાયજીએ પોતાના ધર્મનિષ્ઠ બ્રાહ્મણ કુટુંબને છાજે તેવો પ્રબંધ પણ કરી આપેલો હતો. પોતાનાં દાદી હંમેશાં કથા શ્રવણ કરી શકે, દાનદક્ષિણા આપી શકે અને તેઓ સ્વેચ્છાનુસાર દેવદર્શને પણ જઈ શકે એટલા ખાતર સર્વ પ્રકારની ગોઠવણ કરી આપીને પુરુષોત્તમરાયજી કૃતકૃત્ય પણ થયા હતા. આ દાદી પુરુષોત્તમરાયજીને "બાપુ" ઉપનામથી સંબોધતાં હતાં. એટલે એમના મુખમાંથી "બાપુ" શબ્દ નીસરતો કે તરત જ પુરુષોત્તમરાયજી પોતાના હાથમાંનું કામ પડતું મૂકીને તેમની સમક્ષ હાજર થઇ જતા એ દૃશ્ય, એ ઘરથી પરિચિત હોય એવી એ કાળની કોઇપણ વ્યક્તિથી વીસરાય તેમ નથી જ.

---

## (૪) પુરુષોત્તમરાયજીનો ગૃહસ્થાશ્રમ

---

પોતાનાં પુજ્ય પિતામહીની અધ્યક્ષતા નીચે રહીને પુરુષોતમરાયજીને ગૃહકાર્યભાર ઉપાડવાનો વારો આવેલો, તથાપિ તે ભાર જેમ એક તરફથી હળવો કરનાર તેમનાં દાદી હયાત હતાં તેમ બીજી બાજુએ એ ભાર વહેવાની ચિંતામાંથી તેમને મૂક્ત રખાવનાર સૌ૦ દોલતકુંવર જેવાં બેનમૂન સહચારિણી ધર્મપત્ની તેમને તેમના સદ્ભાગ્યે મળી આવેલાં હતાં. પુરુષોતમરાયનું ચપબાર વર્ષનું હતું ત્યારે તેમનું લગ્ન જુનાગઢ નિવાસી મોતીલાલ પ્રિયતમલાલ નાણાવટી નામક નાગરગૃહસ્થનાં જયેષ્ઠ પુત્રી સૌ૦ દોલતકુંવર જોડે વિ. સં. ૧૯૨૯માં કરવામાં આવેલ. આ જમાનામાં પુત્રપુત્રીઓને તેમની નાની વયે જ પરણાવી દેવાનો રિવાજ હતો, અને કેટલાક પ્રસંગમાં તો છોકરાં ઘોડિયામાં ઝૂલતાં હોય તોપણ તેમની સગાઇ કરી નાંખવામાં આવતી હતી.છોકરાછોકરી નાબાહ્ય રૂપરંગ તથા કહેવાતા (નીશાળીયા) ભણતરના માપે અગર તો તેમની મોહપ્રધાન પરસ્પર વરણીથી અગર તો સંવનન પદ્ધતિથી વર્તમાનકાળમાં તેમના લગ્નો પરત્વે જે પ્રકારની વિચારસરણિ વહેતી થયલી છે તે પ્રકારની વિચારસરણિ આજથી પચાસ સાઠ કે તેથી ઓછાં વર્ષો પહેલાં લોકચિત્તને આકર્ષી રહેલી ન હતી, અને લગ્ન સંબંધો સ્થપાવામાં છોકરા છોકરીનાં માબાપ અગર ઇતર વડીલ કુટુંબીઓ વરકન્યાના પક્ષોની સધનતા કે

કાળજી રાખેલી. પોતાનાં આ વૃદ્ધ દાદી સર્વથા સંતુષ્ટ અને પ્રસન્ન રહે એ હેતુથી પુરુષોત્તમરાયજીએ પોતાના ધર્મનિષ્ઠ બ્રાહ્મણ કુટુંબને છાજે તેવો પ્રબંધ પણ કરી આપેલો હતો. પોતાનાં દાદી હંમેશાં કથા શ્રવણ કરી શકે, દાનદક્ષિણા આપી શકે અને તેઓ સ્વેચ્છાનુસાર દેવદર્શને પણ જઈ શકે એટલા ખાતર સર્વ પ્રકારની ગોઠવણ કરી આપીને પુરુષોત્તમરાયજી કૃતકૃત્ય પણ થયા હતા. આ દાદી પુરુષોત્તમરાયજીને "બાપુ" ઉપનામથી સંબોધતાં હતાં, એટલે એમના મુખમાંથી "બાપુ" શબ્દ નીસરતો કે તરત જ પુરુષોત્તમરાયજી પોતાના હાથમાંનું કામ પડતું મૂકીને તેમની સમક્ષ હાજર થઇ જતા એ દૃશ્ય, એ ઘરથી પરિચિત હોય એવી એ કાળની કોઇપણ વ્યક્તિથી વીસરાય તેમ નથી જ.

---

## (४) પુરુષોત્તમરાયજીનો ગૃહસ્થાશ્રમ

---

પોતાનાં પુજ્ય પિતામહીની અધ્યક્ષતા નીચે રહીને પુરુષોત્તમરાયજીને ગૃહકાર્યભાર ઉપાડવાનો વારો આવેલો, તથાપિ તે ભાર જેમ એક તરફથી હળવો કરનાર તેમનાં દાદી હયાત હતા તેમ બીજી બાજુએ એ ભાર વહેવાની ચિંતામાંથી તેમને મૂકત રખાવનાર સૌ૦ દૌલતકુંવર જેવાં એનમૂન સહચારિણી ધર્મપત્ની તેમને તેમના સદ્ભાગ્યે મળી આવેલાં હતા. પુરુષોત્તમરાયનું પચ બાર વર્ષનું હતું ત્યારે તેમનું લગ્ન જુનાગઢ નિવાસી મોતીલાલ પ્રિયતમલાલ નાણાવટી નામક નાગરગૃહસ્થનાં જયેષ્ઠ પુત્રી સૌ૦ દૌલતકુંવર જોડે વિ. સ. ૧૯૨૯માં કરવામાં આવેલ. આ જમાનામાં પુત્રપુત્રીઓને તેમની નાની વયે જ પરણાવી દેવાનો રિવાજ હતો, અને કેટલાક પ્રસંગમાં તો છોકરાં ઘોડિયામાં ઝૂલતાં હોય તોપણ તેમની સગાઇ કરી નાંખવામાં આવતી હતી. છોકરાછોકરી નાબાલ રૂપરંગ તથા કહેવાતા (નીશાળીયા) ભણતરના માપે અગર તો તેમની મોહપ્રધાન પરસ્પર વરણીથી અગર તો સંવનન પદ્ધતિથી વર્તમાનકાળમાં તેમના લગ્નો પરત્વે જે પ્રકારની વિચારસરણિ વહેતી થયલી છે તે પ્રકારની વિચારસરણિ આજથી પચાસ સાઠ કે તેથી ઓછાં વર્ષો પહેલાં લોકચિત્તને આકર્ષી રહેલી ન હતી, અને લગ્ન સંબંધો રચવામાં છોકરા છોકરીનાં માબાપ અગર ઇતર વડીલ કુટુંબીઓ વરકન્યાના પક્ષોની સધનતા કે

નિર્ધનતાને લક્ષમાં ન લેતાં સંબંધ કરવાનાં છોકરાછોકરીનાં મોસાળમોસાળના કુટુંબસંસ્કારો તથા તેવાં છોકરાછોકરીની શારીરિક ખોડખાંપણો વગેરે લાક્ષણિક બાબતોને મુખ્યતઃ પ્રધાન્ય આપી તે દૃષ્ટિથી પોતાની કર્તવ્યાકર્તવ્યના પ્રશ્નને ઝીણવટથી તથા અત્વરિત ગતિપૂર્વક નિર્ણય કરતાં હતાં. અર્થાત્ પક્વ બુદ્ધિવાળાં તથા જવાબદારી સમજનાર વયોવૃદ્ધ તથા અનુભવી વડીલ જનોથી કરાતી વરકન્યાની વરણી પછી થતા વાગ્દાનથી માંડીને છેક ધાર્મિક લગ્નક્રિયા થાય ત્યાંસુધીના ગમયનો ગાળો ઉભય પક્ષોને એકબીજાના વાગ્દત્ત બાળકની પરિક્ષા કરવાના કામમાં ઉપકારક થઇ પડતો હતો; એટલું જ નહિ, પરંતુ જે એક મનોધર્મવિષયક મહોટો લાભ તે પદ્ધતિને પરિણામે મળી આવતો હતો તે એ કે, વાગ્દત્ત વરકન્યાનાં મોહાંધ ન બનેલાં ચિત્તો ધીમેધીમે પરસ્પરાનુરાગી બનતાં જઇને અંતે એકબીજામાં સમાહિત થઇ જતાં પણ હતાં. આ પ્રમાણે સમાયુક્ત થતાં વરકન્યાનાં ચિત્તોમાં સ્વકીયતા—આત્મપણા—નો ભાવ બંધાઇ જતો એટલે તેમને ભવિષ્યમાં આરંભાતા ગૃહસ્થાશ્રમજીવનમાં તેમના વચ્ચે ભાગ્યેજ અસંખ્ય વિક્ષેપ ઉપસ્થિત થઇ આવતો હતો. કદાપિ કોઈ વિશિષ્ટ કારણે પતિપત્ની વચ્ચે રીસામણું થવાનો પ્રસંગ ઉભો થતો હશે તો પુનઃ તેમની વચ્ચે મનાવણું થઇ જતાં બહુ વાર લાગતી પણ ન હતી. આમ આ વિષય પરત્વે ઘણુંઘણું કહી શકાય; પરંતુ આવી વ્યવહાર પ્રણાલિકાની સારાસારતા પરત્વે સવિસ્તર ચર્ચા કરવાનું અત્ર અસ્થાને ગણાય તેમ હોઇને આપણે પ્રસ્તુત વિષયને અનુલક્ષી એટલું જ કહેશું કે, પુરૂષોત્તમરાયજીનાં માતાપિતાએ તેમને તેમની નાની વયે પરણાવી દેવાનું ઉચિત ધારેલું તેમાં એ માબાપ છેતરાયલાં ન હતાં; એટલું જ નહિ, પરંતુ તેમણે તેમને એક ઉત્તમ સુભદ્રસ્વભાવિની નીવડે એવી કુલીન ગૃહિણી મેળવી આપેલી પણ હતી. અકથનીય વિચિન્તનભારથી પરિશ્રમિત રહેતા રાજ્યાધિકારીને જો સ્વભાવે શાંત અને સૌમ્યાચારવાળી પત્ની ન મળી હોય તો તેવો રાજ્યશ્રીયુત પુરુષ બાહ્યદૃષ્ટિએ ગમે તેટલો સુખી દેખાતો હશે તેપણ તે કેટલો દુઃખિત રહેતો હશે તે સવાલનો જવાબ તો તેવી સ્થિતિનો અનુભવ જેને હોય તે જ આપી શકે. પુરૂષોત્તમરાયજીને આ વિષયે લેશ પણ દુઃખિત થવું પડેલું નહિ એટલું જ આપણે અત્ર કહીએ તો તે બસ થઇ પડશે. અ૦ સૌ૦ દૌલતકુંવરના પિતા જેમ એક શ્રીમંત, કુલીન અને ધર્મનિષ્ઠ ગૃહસ્થ હતા તેમ તેમનું મોસાળ પણ તે સમયના કાઠિયાવાડમાં એક અગ્રગણ્ય કુલીન કુટુંબ મનાતું હતું. સૌ. દૌલતકુંવરનાં માતુઃશ્રી જામનગર, ગોંડળ આદિ રાજ્યોના સુવિખ્યાત દીવાન

દુર્લભજી બુચની પુત્રી હોઇને 'નારદભાઈ' નામથી જાણીતા ચચન મુત્સદ્દી ના ણુજી દુર્લભજી બુચની સૌ. દૌલતકુંવર ભાણેજી થતાં હતાં, અને તેથી એ દૌલતકુંવરનો વાસ બહુભાગે તેમના પોતાના માતુશ્રગૃહેજ થતો રહેલો હતો. અ૦ મેં૦ દૌલતકુંવરની સૌભાગ્યશાલિતાનું સૂચન કરનારી એક આખ્યાયિકા એવી પણ સંભળાતી હતી કે, તેમના પગલાં જ્યાં પડે ત્યાં ભાગ્યોદય પણ પુરેપુરે પરત્વે. આ આખ્યાયિકાની પુષ્ટિમાં એમ પણ બોલાતું હતું કે, સૌ૦ દૌલતકુંવર પરણીને જ્યારથી પોતાના પતિગૃહે જઇ વસ્યાં ત્યારથી નારદભાઈનો ભાગ્યભાનુ અસ્તાચળ તરફ જવા માંડયો અને પુરૂષોતમરાયજીનો ભાગ્યભાનુ ઉદયાચલ ઉપર આરૂઢ થઇને અધિકાધિક ચઢવા તથા તપવા લાગેલો હતો. આ હકીકતને તદ્દન અસત્ય ગણી શકાય તેમ તો નથી જ તથાપિ તેને એક કાકતાલીયના રૂપે ગણી કાઢવી કે નહિ. એ જે તે વિચારકની ઈચ્છાની બાબત છે, એ છતાં એટલું તો ખરૂં છે જ કે, જો કોઇએ આ દૌલતકુંવરને એક વાર પણ જોએલ હશે તેને પુર્વોક્ત આખ્યાયિકાના ગર્ભમાં રહેલ સત્યાંશનું દર્શન થઈ આવ્યા વિના રહેલું નહિ હોય. આવાં આ દૌલતકુંવર જોડે ,કરાવલ પુરૂષોતમરાયજીના વિવાહ પ્રસંગનો ઉત્સવ સુંદરજી ઝાલાએ મ્હોટા ઠાઠમાઠથી અને ઉત્સાહથી પરિપુર્ણ કરેલો હતો. તે સમયના નવાબ સાહેબ ખુદે એ પ્રસંગને અધિક ઉજ્જવલ બનાવવા અર્થે સુંદરજી ઝાલા જેવા સ્વામિભક્ત રાજ પુરૂષને ઘેર પધારીને પોતાની સેવકભક્તિને સાકાર કરી બતાવેલી પણ હતી. આ બધાં ચિહ્નો પુરૂષોત્તમરાયજીના નજીક નજીક આવતા જતા ભાગ્યોદય કાળનાં સુચક હતાં એમ કહીએ તો ચાલે. તથાપિ સૌ૦ દૌલતકુંવરના ભાગ્યમાં સાસુ સસરાની સેવા ચિરકાળ પર્યંત કરતા રહેવાનું કે તેમની છત્રછાયા તળે રહીને ગૃહભારથી મુક્ત રહેવાનું નહિ હોય તેથી વિ. સં. ૧૯૩૧માં તો તેમના સાસુ-પુરૂષોત્તમરાયજીનાં માતુશ્રી— પરલોકવાસી બની ગયલાં અને સસરા સુંદરજીએ પણ જાણે કે પોતાની સૌ૦ પત્નીને સહકાર આપવા અનુસરીને વિ. સ. ૧૯૩૩માં દેહોત્સર્ગ કરી, ઉદયાચલ ઉપર આવી ઉભેલ પોતાન. પુત્ર રૂપી બાલાર્કના આરોહમાર્ગને ખુલ્લો મુકી દીધો હતો ! મનુષ્ય પરતંત્રતાનાં પાશમાંથી છુટીને સ્વતંત્રતા-ભોગી બને છે ત્યારે જ તેના ખરા ગુણાગુણ પ્રકટ થઈ આવે છે, એ જેમ એક સત્ય છે, તેમ, સ્વાયત્ત જીવન ગાળવાને સર્જાયલ મનુષ્યનો પરાશ્રયયોગ હોય છે તો તે પણ નષ્ટ થઇ બેસે છે. આમ હોઇને આપણે કહી શકીએ કે પુરૂષોતમરાયજીને તથા સૌ૦ દૌલતકુંવરના યુગલને- જે સ્વતંત્રતા અને સ્વાયત્ત

જીવન ગાળવાની તક તેમનામાં જ પ્રાપ્ત થઈ આવેલી તે તેમનામાં રહેલ સદ્ગુણની નૈસર્ગિકતાને લોક સમક્ષ સિદ્ધ કરી બતાવવા માટે જ પ્રાપ્ત થઈ આવેલી હતી દુનિયાની દુઃખી નજરે દુઃખદ ગણાતા પ્રસંગો, ઘણીના જેમ સુખમાં પરિણમે છે તેમ પુરુષોત્તમરાયજીની માતા સ્ત્રીશક્તિ ઉપસ્થિત થઇ આવતા તેમનો રાજ્યયોગ શરૂ થઈ ગયનો, તેઓ પોતાના પગે ઉભતા બની ગયતા અને સૌ. દૌલતકુંવરને પણ ગૃહરાણીનુ પદ અનાયાસે અને અનિચ્છાએ પ્રાપ્ત થઇ આવેલ હતુ ઈશ્વરગતિ ન્યારી છે પતિપત્નીની સબધ પણ કોઇ અકથ્ય કારણોનુ કાર્ય છે એમ કોણ ન કહે ?

આમ પુરુષોત્તમરાયજીનુ ગૃહસ્થાશ્રમી જીવન આરંભાયતુ તો ખરૂ પરંતુ એ પ્રમાણે એમનુ જીવન કેવળ સ્વતંત્ર કૌટુંબિક ન હતુ પિતામહી ભાણકુંવર હયાત અને ભેળાં હતા, તેમ વળી પુરુષોત્તમરાયજીના નાનાભાઇ નૃસિંહપ્રસાદનુ લગ્ન જો કે વિ સં ૧૯૩૦મા થઇ ગયુ હતુ તથાપિ તેઓ હજી બાળક અને નિશાળિયા હતા, અને તેથી તેમને ભણાવવા, ઠેકાણે પાડવા વગેરે બાબતો પરત્વે પોતાના જે કર્તવ્યો હોય તે બધા પણ તેમણે—આ કથાનાયકે— હવે કરવાના હતા આવી સ્થિતિ હોઇને આપણે કહી શકીએ કે વલ્લભજી ઝાલાના અવિભક્ત કુટુંબમા પુરુષોત્તમરાયજી જો કે પોતાના ભાગ્યયોગે પ્રધાન પુરુષ થઇ ચૂકેલા હતા, તો પણ તેમનો નાનો ગૃહસ્થાશ્રમ તો તેમની પિતામહીથી નિર્દિષ્ટ ધોરણે ચાલતા અવિભક્ત કુટુંબજીવનમા અતર્ગત થઇ ગયેલો હતો આવી પરિસ્થિતિમા કોઇ પણ અવિભક્ત કુટુંબનો મુખ્ય પુરુષ તથા તેની સ્ત્રી આત્મસંયમી બનીને સ્વાર્થ ત્યાગબુદ્ધિનુ પાલન કરી શકે નહિં, તો એવા અવિભક્ત કુટુંબજીવનનો રથ સરળતાથી લાંબો પ્રવાસ કરી ન શકે એ વાત સ્પષ્ટ જ છે પુરુષોત્તમરાયજી એટલા ભાગ્યશાળી હતા કે, તેમને જે આદર્શ ગૃહિણી મળી આવેલ તેની સહચારિતા તથા સહકારિતાને લીધે તેમનુ આખુય કુટુંબજીવન સરળ અને સુખપ્રદ બની જવા પામેલુ હતુ સૌ. દૌલતકુંવરમા પોતાના પતિના રાજ્યાધિકાર તથા વૈભવાદિને પરિણામે સ્વાર્થબુદ્ધિનો, સંકુચિત વૃત્તિનો અગર તો ધૃષ્ટતાનો સૂક્ષ્મ અકુર પણ ફૂટવા પામ્યો હોત, તો આખુય કુટુંબજીવન નિસ્વાદુ અને કદાચિત્ કલેશકલાપ બની જાત એટલુ જ નહિં, પરંતુ પુરુષોત્તમરાયજીના રાજ્યકાર્યોત્સાહને મંદ પાડી દે તેવા પ્રકારનો ચિંતાભાર તેમને કચરી નાખત પણ ખરો પરંતુ આ ગૃહલક્ષ્મી જેવા સૌ. દૌલતકુંવર સ્વભાવે સૌમ્ય સરળ, અબોલ, સહિષ્ણુ, અનાસક્ત, આત્મસંતુષ્ટ, નિઃસ્પૃહી અને કામઢા એવા હતા કે, એ ગુણોએ તેમને

લીધે એ ઝાનાન્ટ્ટમા તાલજદ્દનાનો નિર્વાહ થઇ રહેનો હતો પારકાને પોતાના ગણીને ચાલવુ એ એક, મનુષ્યની કમોટી કરવનારી બાબત છે સૌ દૌલતકુવરની જે ચિંતના એટની અને એની જ્ન ોગીની હતી કે, તેવા પ્રકારની ઉદારચિતના, કમાઉ ધમાઉ તથા રીતસર પ્રમાણમા રાજ્યાધિકાર ભોગવના પતિની પત્ની અગર તો પોતાના બાળકોને જ વધારે પ્રિય ગણી રહેનારી માતા ભાગ્યે જ બનાવી શકે પોતાના દાદી સાસુની મ જી ઉઠાવવી પોતાના દીય ીનરાણીને લેશ પણ ઓછુ ગાનવા ન દેવુ, પોતાના સ્વરાજકુટુબના અન્ય બાળકોને સમાન મમતાથી જોવા સાચવવા અને મબાળવા રાજ્યકાર્યમા નિમગ્ન થઇ રહેનાપોતાના પતિને સુમાવહ થઇ હે તેવી ગૃહવ્યવસ્થા રાખવી રખાવવી પોતાના પિયરયાને પોતાના સુખવૈભવાનો ઉપભોગ અધિક પ્રમાણ મા લેવડાવવાની ઉર્મિને અવરુદ્ધ રાખી તેમ જ ઘરના ભૂતવર્ગને સતુષ્ટ રાખવો આ બધા કમો એવા પ્રકારના છે કે યૌવનના થનથનાટ વાળી અગર તો રાજ્યશ્રીયુત પતિદ્વારા પ્રાપ્ત થઇ રહેતા વભવસુખનો બને તેનો અધિક ઉપયોગ નેવાની લાલમા ધરાવનારી અગર તો પોતાની શ્રીમતાઇના છાકમા જઇ પડેની ગૃહિણીઓથી તેમની આશા ભાગ્યે જ રાખી શકાય સૌ૦ દૌલતકુવર જેવી કુળદીપિકાથી પુરુષોતમરાયજીનુ કુટુબ જીવન જેમ ઉજ્જવલ બનેલુ હતુ તેમ બાહ્ય ત ક રાજ્યશ્રીની સપુર્ણ કૃપાથી ઐશ્વર્યમ પ ન પતિની આ સુવિનીત સૌભાગ્યવતીની અનાડબરી જીવનચર્યાથી એક રીતે કહીએ તો, અખિલ નારીજાતિ પણ ઉજ્જવલ બનેલી છે સાચા સયમથી ભોગવાયલ સપત્તિકાળથી ઘડાયલ માનસ વિપત્તિકાળમા કેટલુ ઉપકારક થઇ પડે છે તે જો જાણવુ હોય તો આ સૌ૦ દૌલતકુવરની તેમના દેહાત પર્યન્તની જીવનચર્યાનો ખ્યાલ આપણે લવો પડશે જ આવા આ સૌ૦ દૌલતકુવરનુ અવસાન ઈસ ૧૯૧૭મા રાજકોટ વિષે થયલુ છે

આવા આ દૌલતકુવરથી પુરુષોતમરાયજીને ચાર સતાનોની પ્રાપ્તિ થયલી છે, અને તે સતાનોમા એક પુત્રી નામે ચદ્રગૌરી તથા ત્રણ પુત્રો અનુક્રમે (૧) ઝવેરીલાલ, (૨) જયપ્રસાદ, અને (૩) સુનિલાલ નામે છે આ પુત્રી ચદ્રગૌરીનુ લગ્ન જૂનાગઢમા, દીવાન અમરજીના એક વશજ મુત્સદી દીવાન બજીભાઇ મગીનરામ વૈદ્યના જ્યે૦ પુત્ર નામે સુર્યશકર સાથે કરવામા આવેલ પરતુ એ ચદ્રગૌરી શરીરે નિર્બળ અને સુગરોગપીડિત હતા એટલે દીર્ઘાયુષ્ય ભોગવી શક્ેલ નહિ, અને તેઓ પોતાની પાછળ બે પુત્રો મુકીને ઈસ ૧૯૦૮મા પોતાના પતિની હયાતિમાજ મુબઇ વિષે ગુજરી ગયલા

છે. અ. સૌ. ચંદ્રગૌરીની સાદાઈ, સરલતા, ગૃહકાર્ય નિમગ્નતા, નિરભિમાનતા અને માયાળુ પ્રકૃતિ ખરેખર, કોઈપણ શ્રીમંત ગણાતા શ્રેષ્ઠ રાજ્યાધિકારી તથા રાજ્યલો॥ પિતાની પુત્રીને માટે અનુકરણીય ગુણો ગણાય જ; તથાપિ અમે સ્વાનુભવથી કહી શકીએ છીએ કે, સૌ૦ ચંદ્રગૌરી પુર્વોક્ત પ્રકારે પુરોગામિની હોઈ તેમનું જીવન ભાત પાડે તેવા પ્રકારનું હતું. પુરુષોત્તમરાયજીના જ્યેષ્ઠ પુત્ર ઝવેરીલાલ અને બીજા પુત્ર જયપ્રસાદ. આ લેખ લખાય છે તે સમયે હયાત છે, અને ત્રીજા પુત્ર ચુનીલાલ મુંબઈની "અલાહાબાદ બેંક"માં નોકરી કરતાં પોતાની અઠ્ઠાવન વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૯૪૪માં, મગજ ઉપર સોજો થઈ આવવાના રોગે એકાએક ઘેરાઈ જતાં પોતાની પાછળ એક વિધવા તથા બે પુત્રો અને બે પુત્રીઓ મળી ચાર સંતાનો મૂકીને આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયલા છે.

ઉપર પ્રમાણે આપણે પુરુષોત્તમરાયજીના ગૃહસ્થાશ્રમજીવનભાગીઓ પરત્વે થોડુંઘણું જાણી તો લીધું, તથાપિ તેમનો એ ગૃહસ્થાશ્રમ વર્ષો પર્યન્ત એક અવિભક્ત કુટુંબ રૂપે નિર્વહિત થઈ રહેલો હતો, એટલે એમના એ અવિભક્ત કુટુંબના બીજા એક અંગરૂપે ગણાય તેવા પુરુષોત્તમરાયજીના ન્હાના ભાઈ નૃસિંહપ્રસાદ વિષે પણ આપણે અત્ર થોડુંક પણ જાણી લેવું પડે. આ નૃસિંહપ્રસાદને તેમની આઠ વર્ષની ઉમ્મરે જૂનાગઢના નાગર ગૃહસ્થ શિવપ્રસાદ મદનજી નાણાવટીની પુત્રી વેરે, તેમના માતા પિતાએ વિ. સં. ૧૯૩૦ માં પરણાવી દીધેલા હતા, એટલે જ્યારે તેમના પત્નીગૃહે પ્રવિષ્ટ થયલાં ત્યારે તેમને પણ પોતાના પતિની પેઠે પોતાના નાગરીયા વડીલ જનોની છત્રછાયા–હુકમતમાં રહીને પોતાની જીવનયાત્રા કરવાનું બનેલું હતું. નૃસિંહપ્રસાદ પોતે વિદ્યાર્થી જીવન અનુભવી રહ્યા હતાં, અને તેમને પોતાનાં ગૃહકાર્યો પરત્વે કશી પણ ચિંતા ભોગવવાની ન હતી. તેમાં પણ પુરુષોત્તમરાયજી અને નૃસિંહપ્રસાદની પ્રકૃતિ જન્મથી તેમજ તે પછીના સંયોગોને લીધે એકબીજાથી ભિન્ન કોટીની હતી. પુરુષોત્તમરાયજીથી પોતાના એક પુત્રવત્ ઉછેરાયલા–સંભાળાયલા તેમના આ લઘુભ્રાતા નૃસિંહપ્રસાદ એટલા તો સાત્વિક પ્રકૃતિનાં હતા કે, તેમને પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વ પરત્વે કશો ખ્યાલ આવેલો નહિ અને તેઓ પોતાના દેહાંત પર્યન્ત પણ પોતાના વ્યક્તિત્વને પુરુષોત્તમરાયજીના વ્યક્તિત્વમાં અંતર્ગત કરી રહેલા પણ હતા. જળમાં જેમ શર્કરા ઓગળીને સમાઈ જાય છે તેમ આ નૃસિંહપ્રસાદ પોતાના અવિભક્ત અને પછીથી વિભક્ત થયલ તથાપિ પુરુષોત્તમરાયજીથી સર્વથા અધિષ્ઠિત કુટુંબજીવનમાં, પોતાનાં બાળકો

તથા પોતાની પત્ની સહિત એનાતો મબાઈ ગયેલા કે એ ઉભય ભાઈઓના જીવનમિશ્રણના વટક તત્ત્વો અને તેમનુ પ્રમાણ ગોતી કાઢનાર વિશ્લેષકને પરિશ્રમ વેઠવો તો પડે, એક સાધુ પુરુષના જેવી અનાસક્તિ, સ્વતંત્રતા અને શ્રદ્ધા ધરાવનાર નૃસિંહપ્રસાદની તથા તેમના કુટુંબીજનોની સંભાળ રાખનાર વડીલ ભાઈભાભી વગેરે હતા એટલે એમની પોતાની પ્રકૃતિને પ્રતિકુળ જેવો ગણાય તેવો મુંબાઈ નિવાસ તથા તે અંગે થાય તે ચિંતાથી તેઓ શા માટે મુક્ત ન રહે ? એઓ પોતે તો કેવળ એક આજ્ઞાનુવર્તી કુટુંબ સેવક થઈ રહેવાનુ શીખી અંતરેના એમ દેખાય છે, એ સાથે એટલુ પણ ખરૂ છે કે પુરુષોત્તમરાયજીએ તથા તેમના પત્નીએ આ નૃસિંહપ્રસાદને તેમ જ તેમના કુટુંબને પોતાના જ કુટુંબ કરી સમજી લેવામા પોતાના મનને લેશ પણ ચોરેલ નહિ સાદાઈ સચ્ચાઈ નિષ્કપટતા, નિરભિમાનતા, ધર્મનિષ્ઠતા, સહનશીલતા વિનોદાત્મક વાક્પટુતા, મિલનસારપણુ અને સાધુચરિતમા દેખાતી ત્યાગવૃત્તિ જનિના નિર્બંધના તથા સમળ વાચકતા એ બધા નૃસિંહપ્રસાદના સ્વભાવસિદ્ધ ગુણો હતા, પુરુષાર્થ કરતા પ્રારબ્ધમા તેમની શ્રદ્ધા વધારે હતી, એટલે આપણે જ્યારે પુરુષોત્તમરાયજીને પ્રારબ્ધ સામે પુરુષાર્થને અખાડામા ઉતારનાર રૂપે દેખીએ છીએ ત્યારે નૃસિંહપ્રસાદને આપણે પ્રારબ્ધફળ ભોગવી રહીને મોક્ષસાધક માર્ગે વિચરવાને મથી રહેલ એક જીવાત્મા રૂપે નીરખી શકીએ છીએ એ છતા એટલુ પણ ખરૂ છે કે, તેમને પ્રસંગવશાત પુણ્યપ્રકોપ ન થઈ આવતો એમ ન હતુ, અને તેવો પુણ્યપ્રકોપ થઈ આવતા તેમની વાણી વેધક–અમોઘ–બની જતી હતી અને તે ફળવતી થતી પણ ખરી તેમણે સંસાર માંડેલો અગર તો તેમને સંસાર મંડાવાયેલો ખરો તથાપિ તેઓ પોતાના મનથી જ્ઞાનીને ઉચિત એવી અનાસક્તિ રાખી રહેતા હતા પુરુષોત્તમરાયજી અને નૃસિંહપ્રસાદ એ ઉભય ભાઈઓના સ્વભાવમા આપણે જેમ એક પ્રકારની અભિન્નતા દેખી શકીએ છીએ તેમ તેમના સ્વભાવમા ફરક પણ દેખી શકીએ છીએ, પરંતુ એ ફરક આનુવંશિક ગુણોને ઉન્નત થવાના માર્ગમા સાધક બાધક પરિસ્થિતિને પરિણામે જ આવેલો એમ આપણે અન્વયશાસ્ત્ર [ સાયન્સ ઑફ હેરીડિટી ] ને આધારે કહી શકીએ અર્થાત પુરુષોત્તમરાયજી ધર્મનિષ્ઠાવાળા ખરા, તથાપિ પ્રધાનત રજોગુણી પ્રકૃતિવાળા બનેલા, અને નૃસિંહપ્રસાદમા ધર્મનિષ્ઠા ઉપરાંત સાત્વિકતાનુ અવતરણ પ્રધાનત થવા પામેલુ હતુ આ પ્રમાણે થયેલુ હોઈને આપણે જો એ ઉભય ભાઈઓના માનસ તથા ચરિતની અલ્પાંશે પણ સરખામણી કરી લેશુ તો તે અસ્થાને ગણાશે નહિ આ ઉભય ભાઈઓમા દૃઢ સત્યાનુરાગ

જોકે એક સાધારણ ગુણ રૂપે દેખાઈ આવે છે, તથાપિ એ ગુણાશ્રયે રહેલી બન્દ નિર્ભયતા એ બને વ્યક્તિઓમાં સર્વથા એક જ કોટીની હતી એમ કહી શકાતું નથી. રજોગુણના પ્રાધાન્યવાળી પ્રકૃતિના મનુષ્યની નિર્ભયતા દેશકાળને વિચારતી–આશંક રહેતી રહેતી–પોતાના માર્ગે વિચરતી રહે છે, ત્યારે પ્રસંગતઃ સાત્વિક પ્રકૃત્તિવાળા મનુષ્યની નિર્ભયતા દેશકાલાતીત બનીને પોતાનું કર્તવ્ય ગણાય તે કરવામા સાહસ મનાય તેટલે દરજ્જે ક્રિયાશીલ બનતાં લેશ પણ સંકોચ પામતી નથી. પુરુષોત્તમરાયજી તથા તેમના આ નાના ભાઈ નૃસિંહપ્રસાદ ઉપર, જૂનાગઢના નવાબ સાહેબને નામે અગર તો અનિવાર્ય સંયોગમાં નવાબ સાહેબે આપેલી સંમતિથી કેટલાક સ્વાર્થસાધક રાજપુરુષો વગેરેએ જે વિપત્તિ વૃષ્ટિ કરેલી અને જેને પરિણામે એ ઉભય ભાઈઓનો વિચ્છેદ પોતાની જન્મભૂમિથી થઈ જવા પામેલો તે વિપત્તિઓનો અંત આણે તેવો પ્રસંગ ઈ૦ સ૦ ૧૯૦૯ માં મુંબઈ ખાતે ઉપસ્થિત થઈ આવ્યા પછી આ નૃસિંહપ્રસાદ ઝાલાને તેમની સત્વગુણ પ્રધાન પ્રકૃતિએ જે પ્રસન્ની પ્રેરણા તથા નિર્ભયતાનુ બળ આપીને, નવાબ સાહેબને મળવા માટે જૂનાગઢ મોકલેલા તે હકીકત, તેઓ ત્યાં પહોંચ્યા પછી નવાબ સાહેબને મળતા જે શબ્દોમા તેમણે વાતચીત કરેલી, અને તેને પરિણામે તેમને થઈ આવેલ ન્યાયની શીઘ્રપ્રાપ્તિ – એ સર્વ બાબતો કે જેમનું વર્ણન આ ગ્રંથમા હવે પછી કરાશે તે એ નૃસિંહપ્રસાદની પૂર્વસૂચિત સત્વગુણસંપન્નતાથી સમયાતીત બનેલ તેમની નિર્ભયતાએ મેળવેલ એક વિજય રૂપ જ લેખાશે. ખુદ નવાબ સાહેબ રસુલખાનજી પુરુષોત્તમરાયજીને શુદ્ધ ન્યાય આપવા તથા તેમને તેઓ 'પોતાના' હતા તેવા ફરીથી 'પોતાના' કરી બનાવવા માટે ઉત્સુક હતા તે છતા નવાબ સાહેબ ખુદને હાથે તેમનો ફરીથી સંપૂર્ણ કે અંશત પણ અભ્યુદય થવા પામ્યો નહિ અને આપડેલી તક છટકી જવા પામી તેના એક કારણ તરીકે કોઈ વિવેચક દૈવગતિને આગળ ધરે, તથાપિ તાત્વિક દૃષ્ટિએ વિચારતાં અમને તો એવું અનુમાન કરવાને મન થઈ આવે છે કે, પુરુષોત્તમરાયજીની નિર્ભયતાએ તેમને, એક પાકા મુત્સદ્દીને શોભે તેવી દક્ષતાને સાવ તિલાંજલિ આપી દેવાને ધકેલી દીધેલા નહિ, અને તેને પરિણામે, જે લાભ નૃસિંહપ્રસાદ પોતાની અબદ્ધ નિર્ભયતાથી ખુદ નવાબ સાહેબને હાથે મેળવી શકેલા તે લાભ પુરુષોત્તમરાયજી ત્વરાથી મેળવી લેવા જેટલા ભાગ્યશાળી બનેલા નહિ.

---

## (५) पुरुषोत्तमरायजीनां बालकोना लग्न प्रसंगो.

---

પુરુષોત્તમરાયજીના જ્યેષ્ઠ પુત્ર ઝવેરીલાલનું તથા પુત્રી ચંદ્રાગૌરીનું લગ્ન જુનાગઢમાં ઈ. સ. ૧૮૮૮ના વૈશાખમાસમાં કરવામાં આવ્યું હતું. આ બન્ને સંતાનો જોકે તે વખતે બાળ-અવસ્થામાં હતાં, તથાપિ પોતાના અતિવૃદ્ધ પિતાશ્રીને સંતોષવાના હેતુથી પુરુષોત્તમરાયજીએ આ લગ્નસમારંભ યોજેલો હતો. આ જમાનામાં છોકરાને ઘણે ભાગે બારથી પંદર વર્ષના વય સુધીમાં અને છોકરીને આઠથી બાર વર્ષની ઉમ્મર સુધીમાં પરણાવવાનો સાધારણ રિવાજ હતો, અને કોઈ કોઈ પ્રસંગમાં તો ઘણે ભાગે અનુકૂળતા ખાતર એથી પણ ઓછી ઉમ્મરનાંને પરણાવી દેવામાં આવતાં હતાં. આ દૃષ્ટિએ પુરુષોત્તમરાયજી પોતાની પુત્રીને પરણાવી દેવાની બાબતમાં નારાજગી બતાવતા હતા, તથાપિ પુત્રવિવાહની બાબતમાં તો તેમને કેવળ પોતાના પિતાશ્રીને સંતોષવાના આગ્રહને પ્રાધાન્ય આપવું પડેલું હતું. ઝવેરીલાલનું લગ્ન જૂનાગઢના એક નાગર ગૃહસ્થ નામે પ્રતાપરાય રેવાશંકર બુચની જ્યેષ્ઠ પુત્રી સૌ૦ મુક્તાગૌરી જોડે થયેલ. આ લગ્નોત્સવનો સમારંભ પુરુષોત્તમરાયજીએ સ્વોપાર્જિત દ્રવ્યથી ગંજફળિયામાં (હાલ કાળવા દરવાજા તરફ જતા ભાગનાથ-માર્ગ ઉપર) આવેલ તથાપિ પોતાના કુટુંબના નિવાસ અર્થે ઇ૦સ૦ ૧૮૮૧માં બંધાવેલ વિશાળ ઘરમાં રહેવા ગયા પછી કરેલો, અને તે પ્રસંગે સહસ્ત્ર ચંડીયજ્ઞપ્રયોગાદિ કરીને તે નિમિત્ત સ્વજ્ઞાતિભોજન પણ યોજેલું હતું. આ શુભ પ્રસંગે ગિરનારના પર્વત ઉપર આવેલ સુવિખ્યાત યોગીરાજ શિવદાસ (સેવાદાસ) ના ઉત્તરાધિકારી મહંત સંતદાસજીને પણ આ સહસ્ત્રચંડીયજ્ઞની સમાપ્તી અંગે યજ્ઞ પૂર્ણાહુતિવેળા હાજરી આપવા માટે પુરુષોત્તમરાયજીએ ખાસ આમંત્રેલા. પણ ખરા આ સહસ્ત્રચંડીયજ્ઞ અર્થે પોતાના ગૃહાંગણમાં જ એક મંડપ કુંડ

પણ તેમણે કરાવેલો હતો, અને વળી તે અવસરની ધર્મક્રિયા બને તેટલી શુદ્ધ થાય તેટલા સારૂ તેમણે ચંડીપાઠની એક સંશોધિત આવૃત્તિ છપાવી મઢીને તેની અનેક નકલોની વહેંચણી બ્રાહ્મણોમાં કરેલી પણ હતી. મંડપાનેપણની ક્રિયા કરી તે દિવસથી ઘણા દિવસો સુધી પોતાનાં કુટુંબીજનો, સ્નેહીસંબંધીઓ તેમજ અન્ય અનેક આમંત્રિત જનોને પોતાને ત્યાં ભાતભાતનાં મિષ્ટાન્ન-ભોજન તેઓ કરાવતા રહેતા પણ હતા. રાજ્યમાહાત્મ્યને લીધે બધી વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરાયલી, આ લગ્નોત્સવમાં એ સમયના વઝીર બહાઉદ્દીનભાઇ આદિ રાજ્યાધિકારીઓએ મુખ્ય ભાગ લીધેલો એટલે તેની ઉજવણી ઘણીજ ઠાઠમાઠથી થયલી હતી, અને તે વખતના નવાબ સાહેબ બહાદુરખાનજીએ પણ પોતાના પ્રીતિભાજન પુરૂષોત્તમરાયને ઘેર પધારીને તેમની પોતાની તેમજ "ઝાલાના ઘર"ની પરસ્પર ભક્તિ તથા જૂની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી આપેલી પણ ખરી. આ પ્રમાણે ઝવેરીલાલ અને તેમની બ્હેનનાં લગ્નકાર્ય સમાપ્ત થયલાં; તથાપિ પુત્રવધૂ સૌ૰ મુક્તાગૌરીને તેમનાં માબાપે શ્વશુરગૃહે વળાવેલ નહિ. થોડા વર્ષો પછી તેમનું આગમન પોતાના પતિગૃહે થયું હતું; પરંતુ આવા રાજ્યપ્રમાદ ભોગવતા શ્વશુર પક્ષ તરફથી જે સુખલાભ થાય તે ભોગવવાને તેઓ નિર્માયલ નહિ હોય તેથી અલ્પ સમયમાં તેઓ ક્ષયરોગાધિન બનીને વિ૦ સં૦ ૧૮૯૭ માં ગુજરી ગયલાં, અને તેને પરિણામે વિ૦ સં૦ ૧૮૯૮માં પુરૂષોત્તમરાયજીએ પોતાના આ જ્યેષ્ઠ પુત્રને જેતપુરના નાગર ગૃહસ્થ રેવાશંકર ઉર્ફે ભીમભાઇ વૈદ્યની પુત્રી નામે સૌ૰ કમલાલક્ષ્મી જોડે ફરીથી પરણાવેલા પણ છે પરંતુ ઝવેરીલાલને બીજી વાર પરણાવવાનો પ્રસંગ પુરૂષોત્તમરાયજીએ પોતાની સ્વતંત્ર ઈચ્છાને અનુસરીને ઘણીજ સાવધથી ઉકેલેલો હતો. ઝવેરીલાલનાં આ દ્વિતીય પત્ની * આ લેખ લખાય છે ત્યારે હયાત છે અને તેઓ બે પુત્રો તથા બે પુત્રીઓનાં માતા પણ છે. હાલ તેઓ પતિસુખ ભોગવતાં, પોતાના પુત્રપુત્રીઓના પરિવારનો લ્હાવો લેતાં ગ્વાલિયર નગરમાં પોતાની માલીકીના ઘરમાં વાસ કરી રહેલાં પણ છે. પુરૂષોત્તમરાયજીના બીજા પુત્ર જયપ્રસાદનું લગ્ન પ્રથમ વિ૦સં૦ ૧૮૯૫માં જૂનાગઢ રાજ્યના, એક કાળે કર્નલ કીટિંગ જેવા રાજદ્વારીય બ્રિટિશ અધિકારીથી "સ્તંભ" રૂપે વર્ણવાયલ મહાન મુત્સદ્દી અને સુવિખ્યાત ધર્મનિષ્ઠ નાગર ગૃહસ્થ નૃસિંહપ્રસાદ બુચની દોહિત્રી સૌ૰ દુર્ગાલક્ષ્મી જોડે થયલું હતું. આ લગ્ન પ્રસંગને પોતાની

* આ લેખ છપાતી વખતે ઈ. સ. ૧૯૫૨ માં ગુજરી ગયેલ છે.

ઈચ્છા મુજબ ઉકેલવા જેટલી સ્વતંત્રતા પુરુષોત્તમરાયજીને પ્રાપ્ત થયલી, એટલે તેમણે આ માંગલિક અવસર સાદી રીતે ઉકેલેલો હતો; આ કાળમાં કરકરિયાવર તથા લગ્નાદિ માંગલિક પ્રસંગોએ નાગરીજ્ઞાતનાં કુટુંબો ધનવ્યય અધિક પ્રમાણમાં કરી એક બીજાની સ્પર્ધા કરી રહેતાં હતાં અને તેને પરિણામે સમગ્રદૃષ્ટિએ નાગરો અશ્રીમંત હતા તે છતાં શ્રીમંત ગણાઈ જવા પામીને રાજદ્વારે આંખે ચડતા હતા તેમજ તેમને આર્થિક દુર્દશાને અધીન થવાનો વારો પણ આવતો હતો; અર્થાત્ નાગરો તણાઇ તણાઇને, આવા પ્રસંગોએ જે આડંબર કરતા હતા તેણે તેમને બીજા લોકોની ઈર્ષ્યાને પાત્ર બનાવી દીધેલા હતા, અને એ ઈર્ષ્યાને પરિણામે તેમના રાજ્યસંબંધના મૂળ ખોદી નાંખવાનું'ખાવવાના કારસા રચાવા લાગેલા પણ હતા. પુરુષોત્તમરાયજી પોતાના રાજ્યસંબંધને લીધે આ બધી હકીકતથી વાકેફ હતા એટલે તેમણે નાગર જીવનમાં પેઠેલ આડંબર રૂપી ક્ષયરોગના જંતુને બને તેટલો નિર્બળ કે નષ્ટ કરી નાંખવાનો નિશ્ચય કરેલો, અને એ નિશ્ચયને અનુસરીને તેમણે પોતે સાદાઇનો દાખલો બેસાડવા માટે પોતાને ઘેર આવતાં શુભ પ્રસંગોને ઘણીજ સાદાઇથી ઉકેલવાની પહેલ કરેલી હતી. અ૦ સૌ૦ દુર્ગાલક્ષ્મીએ પોતાના સાસુનો સ્વર્ગવાસ થયો તે પહેલાંથી અને પછીથી પોતાની હયાતી દરમ્યાન પુરુષોત્તમરાયજીના ગૃહજીવનનો શ્રમદાયક ભાર ઉપાડી લઇને પોતાના આ ' મહાન ' શ્વશુરની પ્રતિષ્ઠાને અનુરૂપ ઉદ્યમથી કુટુંબ સેવા કરવામાં પાછું વાળીને જોયલું પણ નહિ, પરંતુ દુર્વિયોગે ઇ. સ. ૧૯૨૦માં આ સૌ૦ દુર્ગાલક્ષ્મીનું તેમની અપ્રજ અવસ્થામાં અવસાન થયલું જયપ્રસાદનું વય આ વખતે ૩૫-૩૬ વર્ષનું હતું અને વળી તેઓ અપ્રજ હતા, એટલે પુરુષોત્તમરાયજીએ પોતાના આ વિધુર પુત્રને ફરીથી, ગોધરા પંચમહાલના કાલોલ ગામના વતનદાર દેશાઇ દિનકરરાયની બીજી પુત્રી સૌ૦ દામિની જોડે ઇ૦સ૦ ૧૯૨૧માં પરણાવેલા છે. જયપ્રસાદ હાલ મુંબઇમાંની "સેંટ્રલ બૅંક"માં સારા હોદ્દા ઉપર નોકરી કરી રહેલા છે અને સૌ૦ દામિની પોતે સમયોચિત આવશ્યક કેળવણી પામેલ હોઈ મુંબઇમાં સ્ત્રી-હિતવર્ધક પ્રવૃત્તિઓમાં ભાગ લેતાં પતિસુખ ભોગવી રહેલાં પણ છે. આ સૌ૦ દામિનીથી જયપ્રસાદ ભાઇને ત્રણ પુત્રીઓની પ્રાપ્તી થયલી છે, અને તે સર્વે પણ આધુનિક સંસ્કારયુક્ત શિક્ષણ પામી છે. પુરુષોત્તમરાયજીના ત્રીજા પુત્ર અને છેલ્લા સંતાન રૂપ ચુનીલાલ હતા. આ ચુનીલાલની પહેલી વારની સગાઇ જૂનાગઢવાસી બક્ષી છોટાલાલ મથુરાદાસની પૌત્રી જોડે થયલી હતી. પરંતુ

આ બક્ષી છોગાલાલ અને પુરૂષોત્તમરાયજી વચ્ચે, બાકી રખાયેલ અગ્નિના જેવો જૂનો રાજ્યદ્વારીય દ્વેષ હતો તે પુ.ોત્તમરાયજી રાજ્યમંત્રીપદમાંથી મુક્ત થયા પછી દાવાનલ રૂપે પ્રજ્વલિત થઇ આવતા બક્ષી છોગાલાલે એ જુની સગાઇ તોડી નાખેલી હતી અને તેને પરિણામે પુરૂષોત્તમરાયજીને પોતાના આ પુત્રને અન્ય ઠેકાણે પરણાવવાની ફરજ પડી ગઈ હતી પરસ્પર વિરોધતા ધરાવનાર માનસો વચ્ચે દેખાડા ખાતર કરતા કહેવાતા સ્નેહ સબંધો કૃત્રિમ જ હોય છે, અને તેથી તેમને તોડી કરતા વાર પણ નથી લાગતી કેવળ નિસ્વાર્થ બ્રાહ્મણ બુદ્ધિથી સ્થાપેલ સબધ જ ટકી શકે છે આ પ્રમાણે સગાઇ તોડી નાખવાની બાબતમા પોતે એકલા પડી ન જાય એટલા માટે આ બક્ષી છોટાલાલે જુનાગઢ રાજ્યના બીજા એક રાજપૂરૂષ ઉપર તેણે કરેલ પોતાની પુત્રીની સગાઇ તોડી નખાવવા માટે દબાણ કરેલુ હતુ, પરંતુ તે રાજપુરૂષે તેમની જાળમા ન સપડાતા રાજ્યની નોકરીનો ત્યાગ કરી તેમને નિષ્ફળ કરેલા પણ હતા પુરૂષોત્તમરાયજીએ રાજ્ય ત્યાગ કર્યો તે પછી આ બક્ષી છોટાલાલ તેમની વિરુદ્ધ ઉપાડી ખટપટમા પડેલા અને પૂર્વસૂચિત સબધ તોડીને નવાબ સાહેબની અધિક પ્રીતિ મેળવવાની કલ્પના તેમણે કરેલી પણ હશે જ પરંતુ એ તેમની કલ્પના ખોટી હતી પાછળથી, ઘણા વર્ષે સાક્ષર શ્રી છગનલાલ પંડ્યાએ ‘ગુજરાતી’ સાપ્તાહિક પત્રમા જણાવ્યુ છે તેમ, નવાબ સાહેબના મુખમાથી પુરૂષોત્તમરાયજીને માટે જે પ્રશસાના ઉદ્‌ગારો વારંવાર નીકળ્યાં કરતા હતા તે ઉપરથી એ બક્ષીજી નવાબ સાહેબનુ પુરૂષોત્તમરાયજી તરફનુ ખરૂ માનસ સમજી ન શક્યા એ એક નવાઈ જેવી બાબત છે આ પ્રમાણે પોતાની ટળાયેલી પૌત્રીનુ ફરી વાગ્દાન બક્ષી છોટાલાલે જૂનાગઢના એક નાગર ગૃહસ્થ નામે મણીપ્રસાદ દુર્ગાપ્રસાદ બુચ કે જેઓ જૂનાગઢ રાજ્યમા એક માન હોદ્દેદાર એ સમયે બનેલા તેમના પુત્રને કરીને તેને તેમણે પરણાવેલી પણ છે નાગરજ્ઞાતિની દૃષ્ટિએ આ બક્ષી છોટાલાલનુ કૃત્ય નિંદ્ય ગણાયલુ હતુ, કારણકે નાગરજ્ઞાતિમા કન્યાને ટાળવી અગર વરપક્ષ તરફથી તેને મૂકી દેવી એ અસાધારણ બીનાની, જ્ઞાતિજનોની સમતિની અપેક્ષા રાખનારી તેમજ દડપાત્ર પણ ગણાતી આવેલી છે, અને વળી સસ્કારદૃષ્ટિએ સર્વોચ્ચ સ્થાને હોવાનો દાવો રાખનાર જ્ઞાતિમા સ્વેચ્છાચારને સ્થાન ન હોય એ પણ સ્વાભાવિક છે આમ હોઇને મણિપ્રસાદ બુચે “કરાવ” નામથી ઓળખાતો દડનો પુરૂષોત્તમરાયજીને આપીને જ્ઞાતિનિયમનુ પાલન કરી બતાવેલુ, અને તેને પરિણામે પુરૂષોત્તમરાયજીએ મણિપ્રસાદને લખી

મોજેન છે તે પ્રમાણે તેમની વચ્ચેનો જૂનો સબંધ "પૂર્વવત્' ચાલુ પણ થઇ ગયો હતો મણિપ્રસાદ —એ બક્ષી છોગાલાલના કુટુંબ સાથે જે નવો સબંધ બાંધ્યો તે કોઇ પ્રકારના દબાણથી બાંધ્યો કે પોતાનો રાજદ્વારીય ઉત્કર્ષ સાધી રાખવાના હેતુથી બાંધ્યો એ વાત કેવળ એક કલ્પનાનોજ વિષય થઇ પડે તેવી છે આ ચરિતનો લેખક પોતે જાણે છે તેમ આ સબંધ રચાયો તે પરત્વે મણિપ્રસાદના સ્નેહીસબંધીઓએ રાજીપો દાખવેલો તો નહિજ, અને ખુદ નવાબ સાહેબ રસુલખાનજીને પણ આ બક્ષીજીથી ભરાયલ પગલું ગમેલું ન હતું, અને એ વાતનું પ્રતિપાદન નીચે આપવામાં આવેલ હકીકતથી થઇ શકે તેમ પણ છે

આમ ચુનીલાલ ફરીથી કન્યાર્થી થયા એટલે પુરુષોત્તમરાયજીએ તેમની ફરી સગાઇ વઢવાણવાસી નાગર ગૃહસ્થ શંકરલાલ વૈષ્ણવની પુત્રી નામે ચંપાલક્ષ્મી જોડે કરેલી અને તેમનો લગતો લગ્નોત્સવ પણ વઢવાણમાંજ કરેલો હતો આ સ્થળે અમારે લખવું જોઇએ કે પુરુષોત્તમરાયજીનું યથાર્થ રાજદ્વારીય જીવન જોકે બંધ પડી ગયલું હતું તે છતાં તેમના "નિજભાલપટ્ટલિખિત" રાજ્યયોગનો તદ્દન અંત આવી ગયલો ન હતો, એટલે પોતાના બીજા પુત્રોના લગ્નપ્રસંગોએ તેમને જેવો રાજ્યાશ્રય મળેલો હતો તેવોજ રાજ્યાશ્રય તેમને પોતાના આ ત્રીજા પુત્રના લગ્નપ્રસંગે મળ્યા વિના રહી શક્યો નહિ જૂનાગઢમાં કરાયલ ચુનીલાલની સગાઇ જો કાયમ રહી હોત તો જે પ્રકારના રાજ્યાશ્રય તથા ઠાઠમાઠથી ચુનીલાલનો લગ્નપ્રસંગ વઢવાણમાં ઉજવાયેલો છે તેવા રાજ્યાશ્રય તથા ઠાઠમાઠ સાથે તે પ્રસંગ જૂનાગઢમાં ઉજવી શકાત નહિજ આ લગ્નોત્સવપ્રસંગ નિમિત્તે પુરુષોત્તમરાયજીએ પોતાના ભણી કૃપાદૃષ્ટિ રાખનાર અનેક રાજામહારાજાઓને કુમકુમ પત્રિકાઓ, આ લેખકને હાથેજ તૈયાર કરાવીને મોકલેલી ત્યારે આ ચરિતલેખકે એક કુમકુમ પત્રિકા ખુદ નવાબ સાહેબ રસુલખાનજી ઉપર મોકલવા માટે નમ્ર સૂચના કરેલી અને તે સૂચનાને મનસુખરામજી જેવા પારદર્શી રાજપુરુષ તરફથી અનુમતિ મળતાં આ લેખકને હસ્તેજ રચાયલી એક કુમકુમપત્રિકા લખાવાઇને મોકલાઇ પણ હતી પરંતુ એ કુમકુમપત્રિકા નવાબ સાહેબને સીધી પહોંચે તેવા સંયોગ ન હતા, એટલે એ પત્રિકા એ સમયના, રાજ્યની હજુર અદાલતના સભાસદ' સ્વ કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી મારફત નવાબ સાહેબના સસરા મહમદખાન ફરીદખાનને મોકલવામાં આવેલી, અને એ મહમદખાનજીએ એ પત્રિકાને નવાબ સાહેબ સમક્ષ રજુ કરી દીધેલી પણ ખરી આ પ્રયોગનું પરિણામ

જેવું કલ્પનામાં આવ્યું હતું તેવું જ આવેલું. નવાબ સાહેબની નાડીમાં, બાદશાહિએ અગોચર એવો જે પ્રીતિપ્રસાદ પુરુષોત્તમરાયજી બણી હતો તેની પરીક્ષા તે કુમકુમપત્રિકાથી થઇ આવી હતી. રાયજી સાહેબ તરફ નવાબ સાહેબ ખુદ જે સદ્ભાવ ધરાવી રહેલા હતા તેને પ્રત્યક્ષ કરી બતાવવાની તક તેઓ ખોળ્યા કરતા હતા એટલે પૂર્વસૂચિત કુમકુમપત્રિકા તેઓશ્રીને મળતાં તેમણે રૂપીઆ એક હજાર ચાંદલા રૂપે રાયજી સાહેબને મોકલી આપવા માટે દફતરી દફતર (રફ્તા દફતર)ના અધિકારી તેમ જ બક્ષી છોટાલાલના નવા વેવાઈ બનેન મણિપ્રસાદ ઉચને આજ્ઞા આપી દીધી હતી, અને એ મણિપ્રસાદે પોતાના ભાઇના સાળા સર્વશંકર બડભાઇ દીવાન કે જેઓ પુરુષોત્તમરાયજીના જમાઇ થઇ પોતાના સાળાના લગ્ન પ્રસંગે વઢવાણ જનાર હતા તેમને તે ચાંદલાની રકમ લઇ જવા માટે કહેલું પણ હતું પરંતુ ચાંદલાની રકમ રાજ્ય તરફથી કોઇ પ્રતિનિધિ રૂપે વઢવાણ લઇ જાય એ વધારે સારૂં લેખાય એમ સમજીને સર્વશંકરે સદરહુ રકમ પોતે લઇ જવાને સંભાળી લીધી નહિ, અને એમ થયું એટલે તે રકમ પુરુષોત્તમરાયજીને પહોંચી શકી પણ નહિ. નવાબ સાહેબ રસુલખાનજીનું ખરૂં માનસ પુરુષોત્તમરાયજી પરત્વે કેવું હતું તે બતાવવા માટે જ અમે આ બધી વાત જરા વિસ્તારપૂર્વક લખેલી છે. હવે આપણા મૂળ વિષય તરફ વળશું. આ લગ્નપ્રસંગ વઢવાણ શહેરમાં ઉજવાયો હતો અને પુરુષોત્તમરાયજી પોતે જોકે જાનમાં ગયલા ન હતા તો પણ તે સમયના વઢવાણ નરેશ નામદાર ઠાકોર સાહેબ બાલસિંહજીએ પુરુષોત્તમરાયનું આગમન જાન સાથે થાય તો તેમનો યોગ્ય સત્કાર કરવા તથા જાનને રહેવા કરવા અર્થે રાજ્યને ખર્ચે સાજરી દરમાડવાળી વ્યવસ્થા કરાવી દીધેલી હતી. વળી એ નામદારે સુંદર મંડપ રચાવી આપીને તેમાં ગાનતાન થતાં રહે તેવી ગોઠવણ કરી આપેલી, શહેરમાં વરઘોડો ફરે ત્યારે તેને કોઇ પ્રકારની નડતર ન થાય તેટલા માટે આરક્ષક બંદોબસ્ત તથા દીવાબત્તીની વ્યવસ્થા પણ પોતાના રાજ્યના બાંધકામખાતા મારફત કરાવેલ, અને આખી જાનને ખાનપાનાદિથી યથોચિત આતિથ્યસત્કાર આપીને પુરુષોત્તમરાયજી જેવા એક, જૂનાગઢ રાજ્ય તરફથી અપમાનિત દેખાડવા મંત્રીશ્વરને અન્ય રાજ્યથી સન્માનિત થતા બનાવી દેવાની કૃપા કરી તેમની પ્રતિષ્ઠાની અક્ષતાને સિદ્ધ કરી આપેલી હતી વળી ચુનીલાલ વરને તથા તેમની નવપરણિત વધૂને પાંચસો રૂપીઆની કિંમતના વસ્ત્રાલંકારની ભેટ ઉપરાંત પુરુષોત્તમરાયજીને પાંચસો રૂપીઆનો ચાંદલો કરીને એ નરેશે પોતાનો સદ્ભાવ દર્શાવી આપેલો

પણ ખરો. વળી બીજા કેટલાક નરેશોએ પણ આ પ્રસંગે પુરૂષોત્તમરાયજીની યોગ્ય કદર કરી બતાવેલી પણ હતી. વિપદ્ગ્રસ્ત પુરૂષોત્તમરાયજીને આ બધી હકીકત આશ્વાસક થાય તેમાં નવાઇ નહિ. આ પછી ચુનીલાલે "અલાહાબાદ બેંક"માં નોકરી મેળવેલી અને પોતાનાં માતુશ્રીના દેહાંત પછી પોતાના પિતા ભેળા મુંબઇમાં રહીને તેમની સેવા તેઓ કરી રહેલા હતા. પરંતુ ઇ૦ સ૦ ૧૯૨૮માં તેઓ પુનઃ ઘરભંગ થયલા અને તેમને એક પણ સંતાન ન હતું એટલે તેમના પિતાશ્રીએ તેમનું ફરી લગ્ન, જૂનાગઢના નાગર ગૃહસ્થ ચંદુલાલ જન્મશંકર વૈદ્યની પુત્રી વ્યંકટલક્ષ્મી જોડે એ જ સાલમાં કરી આપેલું હતું. આ લગ્નથી ચુનીલાલને બે પુત્ર અને બે પુત્રીઓ મળી કુળ ચાર સંતાનોની પ્રાપ્તિ થયલી છે. તથાપિ દૈવયોગે, મગજ ઉપર ચઢી આવતા જ્વરજનિત મોઝાની અચિંત્ય બિમારીમાં સપડાઈ જતાં ઇ૦ સ૦ ૧૯૪૪માં ચુનીલાલનું અવસાન થયલું, અને તેમનાં વિધવા પત્ની તથા બાલકો હાલ એક વિભક્ત કુટુંબ રૂપે જૂનાગઢમાં જઈ વસેલ પણ છે.

---

## (૬) પુરુશોત્તમરાયજીનું સ્વકીય જીવન.



પુરૂષોત્તમરાયજીના ગૃહસ્થાશ્રમને લગતી કેટલીક હકીકત પૂર્વભાગમાં જોકે નિર્દિષ્ટ થઇ ગયલી છે, તથાપિ, ચર્વિતચર્વણનો દોષ કરીને પણ અમે હ.ન, એમણે અવિભક્ત કુટુંબાધીન રહીને નિજ કુટુંબ પાસે કેવા પ્રકારનું જીવન ગાળાવેલું તેને લગતી કેટલીક કથા કરીએ છીએ. પોતાના પિતાના દેહાંત પછી પુરૂષોત્તમરાયજી જોકે પોતાના અવિભક્ત સંયુક્ત કુટુંબમાં મુખ્ય પુરૂષ બનેલા હતા અને રાજ્યમાં પણ તેમને જો કે ઉચ્ચ અધિકારવાળું પદ પ્રાપ્ત થઈ આવેલું હતું, તોપણ તેમણે પોતાનાં પિતામહીની અધ્યક્ષતા નીચેજ પોતાના કુટુંબજીવનને સ્થાપી રાખવામાંજ પોતાની કુલીનતા માનેલી હતી. પોતાનું પદ કે પોતાની પત્નીનું તથા સંતાનોનું પદ, પોતાની રાજ્યાધિકારવાળી સ્થિતિના કે કમાણીના કારણે પોતાના અવિભક્ત કુટુંબજીવનમાં થોડીક પણ ભાત પાડે એ વાત તમને બીલકુલ ગમતી ન હતી, એટલે વલ્લભજી ઝાલા

પિતામહ હયાત હોય અને તેઓ જે ધારીએ પોતાના પુત્રપુત્રીઓ અને તેમના પરિવારની સંભાળ રાખે તેમ પુરુષોત્તમરાયજીએ પોતાના જીવનનું ઘડતર કરવામાંજ પોતાનો આવતો દિવસ દેખ્યો હતો, પોતાના નાના ભાઈ નૃસિંહ-પ્રસાદ જોકે પોતાના પિતાની હયાતીમાં પરણી ચૂક્યા હતા, તથાપિ પુરુષોત્તમ-રાયજીને કુટુંબમુખ્યનું પદ પ્રાપ્ત થયું તે વખતે નૃસિંહપ્રસાદ બાળક હતા, વિદ્યાર્થીજીવન ગાળતા હતા અને તેમનાં પત્ની શ્વશુરગૃહે આવી વસેલ પણ નહિ. આમ હોવાથી પોતાના આ નાના ભાઈને પુત્રવત્ સંભાળી તેના જીવનને ઘડવાનું કામ પણ પુરુષોત્તમરાયજીને માથે આવી પડેલું હતું, અને એ ભાઈને લગ્નના વ્યવહારિક પ્રસંગો પણ તેમણે જ ઉકેલ્યા હતા. પોતાના પિતૃદ્રવ્યના ભાગ પાડવામાં આવ્યા ત્યાં સુધીમાં અને ત્યાર પછી પણ જ્યાં સુધી નૃસિંહપ્રસાદ ખરેખરા એક સ્વતંત્ર ગૃહસ્થ રૂપે ઇલાયદા ઘરમાં રહેતા થયેલા નહિ ત્યાં સુધીના વખત દરમ્યાન પુરુષોત્તમરાયજીએ પોતાની કમાણીને ઇલાયદી ન રાખતાં તેને પોતાના આખાય અવિભક્ત કુટુંબના હિતાર્થે ખર્ચવાનું ચાલુ રાખેલું હતું. વિ૦ સ૦ ૧૯૪૫ માં પોતાની પિતામહીની હયાતીમાં ખરી ચોખવટ થઈ જાય એ વધારે સારું એમ સમજીને પિતામહીની દેખરેખ નીચે પુરુષોત્તમરાયજીએ અને તેમના નાના ભાઈ નૃસિંહપ્રસાદે પોતાના પિતૃ-દ્રવ્યાદિના ભાગ પાડી તે પરત્વે માંહોમાંહે સમજણ કરી લીધેલી હતી, અને તેમ છતાં સં૦ ૧૯૫૨ (ઇ૦સ૦ ૧૮૯૬)ની સાલ સુધી તો નૃસિંહપ્રસાદ તથા તેમનું કુટુંબ પુરુષોત્તમરાયજી ભેગું જ રહેલું પણ ખરું, અને તે પછી ઇ૦સ૦ ૧૯૦૬માંથી પુરુષોત્તમરાયજી ખરેખરી વિપત્તિના ભક્ષ્ય બનતા થયા ત્યારથી પણ સુખદુઃખમાં તેમણે પોતાના આ નાના ભાઈનો ભાર પોતાને માથે ઘણા પ્રમાણમાં ઉપાડેલો હતો. આમ એ બે ભાઈઓનાં કુટુંબોમાં જે એકતા પ્રવર્તી રહેલી તેનું માન જેટલા પ્રમાણમાં પુરુષોત્તમરાયને ભાગે આવે તેના કરતાં અધિક પ્રમાણમાં તેમનાં સૌ૦ પત્ની દોલતકુંવરને ઘટે તેમ છે, કારણ કે સામાન્ય દૃષ્ટિએ પોતાના પતિના દ્રવ્યનો ઉપભોગ પોતાના કુટુંબને જેટલા પ્રમાણમાં મળે તેટલા જ પ્રમાણમાં પોતાના પતિના ભાઈઓ તથા તેમનાં સંતાનોને મળે, એ હકીકત એવી છે કે, સામાન્ય સ્ત્રીસ્વભાવથી સહન થઈ શકતી નથી, અને કદાપિ કોઈ કારણથી તેનાથી તે સહન કર્યા જેવું દેખાડાતું હશે તો પણ તેના ચિત્તાગારમાં જ્વલંત તો રહેતી હશે જ. પરંતુ સૌ૦ દોલતકુંવર કુટુંબવત્સલ તથા અનાસક્ત સન્નારી હતાં, તેમને દ્રવ્યનો મોહ તથા મદ બિલકુલ ન હતો, અને તેમનું મન એટલું તો ભરેલું હતું કે, તેમના મનમાં

કદિ પણ જુદાઈનો અંકુર ફૂટેલો નહિ. પરંતુ આ વાતને તો આપણે કદાચિત્ તેમની મર્યાદિત કુટુંબવત્સલતાના ચિહ્ન રૂપે ગણી શકીએ. તો પછી ખરી વાત એ છે કે, તેમની વત્સલતા લગભગ નિરવધિ હતી એમ અમે કહી શકીએ છીએ. અમે આ બાબતનું એક જ અમારાથી અનુભૂત ઉદાહરણ અત્ર આપશું. અમે પોતે એક વાર મુંબઈમાં પુરુષોત્તમરાયજી ભેળા પ્રસંગવશાત્ રહેતા હતા એક દિવસ બપોરે ખાઈપીને અમે એક મહત્ત્વના કામે ઘર છોડેલું હતું, સાંજ પડી ગઈ પણ અમે ઘેર પાછા આવેલા નહિ. રાત્રિ પડી ગઈ, વાળુનો સમય વીતી ગયો અને રાત્રિદેવી પોતાની અમલ જમાવતી ચાલી હતી શિયાળો હોઈ ટાઢ પણ ઘણી વધી પડેલી અને પુરુષોત્તમરાયજી ખુદ કલકત્તા ભણી ગયેલા હતા. ઘરમાં સ્ત્રીવર્ગ ઉપરાંત બીજા મહોટી ઉમ્મરના પુરુષકુટુંબીઓ પણ આ વખતે હતા. નિદ્રાદેવી જેમ જેમ એ સર્વને ઘેરતી ગયતી તેમ તેમ તેઓ બધા એક પછી એક શય્યાધીન થવાને મંડેલા પરંતુ સૌ૦ દોલતકુંવરને કોઈ પ્રકારે નિદ્રા આવી શકેલી નહિ. અમે ભૂખ્યા હતા, કડકડતી ટાઢમાં કોણ જાણે ક્યાં મુંબઈ જેવા શહેરમાં ભરાઈ પડેલા હતાઃ આવા આવા અનેક વિચારોની માળા સૌ૦ દોલતકુંવરને જાગ્રત રાખી રહેલી હતી અને રાત્રી ગળતાં માંડી મળસ્કું થવા આવ્યું, અને અમે ત્યાં સુધી ઘેર પાછા ફરેલા નહિ ! સૌ૦ દોલતકુંવરની ચિંતા વધી પડી, નિદ્રાધિન થયેલા પુરુષવર્ગ ઉપર તેમને ક્રોધ થઈ આવ્યો, અને તેમણે પોતાનો ઓરડો છોડી સુતેલા પુરુષવર્ગ પાસે જઈને તડૂકી કહેલું – " દુર્ગાપ્રસાદ ! તમને કોઈને ભાન છે કે જયસુખરાય ક્યાં છે, કેમ આવેલ નથી ? પારકો છોકરો આપણા કાને દુઃખે મરે અને તમે બધા સુઈ રહો છો એ શું શરમાવા જેવું નથી ? હમણાંને હમણાં ગાડી જોડાવીને જાઓ અને તેને ગોતીને લઈ આવો. દુર્ગાપ્રસાદજીએ આ આજ્ઞાનુસાર અમારી ગોત શરૂ કરી અને અમે અંતે તેમની સાથે ઘરભેળા પણ થયેલા. પરંતુ અમે ઘેર આવ્યા તે ટાણે અમે જે દૃશ્ય જોયેલું તે એવું તો વાત્સલ્યદર્શક હતું કે, અમે અત્યાર લગી તેને અમારી આંખ આગળથી દૂર કરી શકેલા નથી. કડકડતી ટાઢથી અમે ઠરી ગયા હશું એવી કલ્પનાથી સૌ૦ દોલતકુંવરે ધખધખતી બે સગડીઓ અમારા તાપવા માટે તૈયાર રાખેલી, દાતણપાણી કરવા સારૂ આવશ્યક ગોઠવણ કરેલી અને તે પછી ચા કૉફી ઉન્હા ઉન્હા પીવાય તેટલા સારૂ તૈયાર રાખેલા તે તેમણે પોતે અમને પાસે બેસીને પાયેલા પણ હતા. ખરેખર આવી પ્રેમાર્દ્રતાનો અનુભવ અમે પૂર્વે કે પછીથી કરેલો નથી જ. પારકા છોકરાને પોતાના ગણનાર આવી સ્ત્રીઓ કેટલી

હતે ? મીં૦ દોલતકુંવરના આવા ઉદાત્ત ચરિતના બીજા દૃષ્ટાંત રૂપે આપણે વળી કહી બતાવી શકીએ કે, તેમને પોતાને ભાઇ ન હતો એટલે તેમના પોતાના પિતાની મિલ્કતની વ્હેંચણી કરી લેવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવેલ ત્યારે તેમણે પોતાની બીજી બે બહેનો પૈકી જે એક ગર્ભથી નાની હતી તેને પૂર્વોક્ત મિલ્કતમાથી વધારે હિસ્સો આપીને પોતાની જ્યેષ્ઠતાનુ ગૌરવ બનાવી દીધેલું હતુ, રાજદ્વારીય જીવન હમેશા અનિત્ય જ ગણાય છે, એટલે પુરૂષોત્તમરાયજીએ દીર્ઘદૃષ્ટિ વાપરીને પોતાના કુટુબજીવનને એક મધ્યમ સ્થિતીના નાગર ગૃહસ્થને શોભે તેવુ આડબર રહિત રાખેલુ રખાવેલુ હતુ, એટલુ જ નહિ, પરતુ રાજ્યસંબધને કારણે જે પ્રકારની થોડી ઘણી પણ મ્હોટાઇની ભાવના, જાણતા અજાણતાં પણ લગભગ પ્રત્યેક રાજપુરૂષ–રાજ્યાધિકારી–નાં ગૃહજનોમા ઉદિત થઇ આવે છે તે પ્રકારની મહોન્મદનો અંકુર પણ પોતાના આબાલવૃદ્ધ ગૃહજનોમા ફૂટવા પામે નહિ તેની પાકી તકેદારી રાખીને તેમણે તેનો છેક સુધી નિર્વાહ પણ કરી રાખેલો હતો. આ પ્રમાણે તેમણે કરેલ વ્યવસ્થાને પરિણામે, રાજ્યાધિકાર અને તેના ફળ રૂપે સુલભ થઇ પડતા વૈભવને લીધે આવિર્ભાવ પામતા અભિમાનસૂચક ચિહ્નો તથા ચેષ્ટાઓનો અભાવ તેમના કુટુબજનોમા રહેલો પામ્યો હતો. માનવ પ્રકૃતિમા એક તત્વ એવું પણ રહેલુ જોવામા આવે છે કે, કુટુબની કોઈ એક વ્યક્તિને જો અડ અગર અડ જેવો રાજ્યાધિકાર અને સંપત્તિ પ્રાપ્ત થઈ આવે છે, તો તવો રાજ્યાધિકાર કે તેવી સપત્તિ પ્રાપ્ત કરનાર વ્યક્તિ કદાપિ છલકાય નહિ તોપણ તેવી વ્યક્તિના અન્ય કુટુબજનો સામાન્યત છલકી ઉઠયા વિના રહેતા નથી. આમ હોઇને અમે આ સ્થળે મુક્તકંઠે સ્વાનુભવથી કહી શકીએ છીએ કે, રાજ્ય આખુ પુરૂષોત્તમરાયજીને આંગણે ઢળતુ થઇ ગયલુ હતું ત્યારે પણ તેમના ઘના છૈયાંછોકરાઓમાં જે પ્રકારની નરી સાદાઇ તથા ગૃહસ્થાઇ જોવામા આવતી હતી તે પ્રકારની સાદાઇ તથા ગૃહસ્થાઇનો દૃઢ નિર્વાહ મન, વાણી અને કર્મથી તેમના સમકાલિન કે ઉત્તરકાલિન રાજ્યાધિકારીઓના છૈયાંછોકરા કે તેમના સ્નેહીસબધીઓમા થઇ રહેલો હોય એવુ અમે જોઇ શકેલા નથી. રાજ્યાધિકાર અને તેને લીધે મળતાં દેહસુખાદિનો સતત ઉપભોગ મળતો રહે એવી છાની પણ કામના રાખનાર કાર્યભારી પોતાથી સેવિત રાજ્યની રાજ્યનીતિના મૌલિક સિદ્ધાન્તોને ચીવટથી વળ રહી શકતો નથી, અને તેની કાર્યપદ્ધતિ પણ શિથિલ બની રહે છે. પરંતુ જે કાર્યભારી–રાજમત્રી–પોતાના રાજદ્વારીય સિદ્ધાન્તોને ચીવટથી વળગી

રહેનારો હોય છે તે પોતાની કાર્યપદ્ધતિમાં શિથિલતાને પ્રવિષ્ટ થવા દેતો નથી, એટલું જ નહિ પરંતુ તેવો પુરૂષ શ્રેષ્ઠ રાજ્યાધિકારને વૈભવસુખાદિને ગમે તે ક્ષણે છોડવાં પડે તો છોડી દેવાને તૈયાર પણ હોય છે, અને તેથી આવી કોટીના રાજપુરૂષે પોતાના ભાવિ જીવનને મધ્યમ કોટીના ગૃહજીવન જેવું ઘડવાની વ્યવસ્થા પ્રથમથીજ રાખવી પડે છે. પુરૂષોત્તમરાયજી પોતાની રાજનીતિના મૌલિક સિદ્ધાન્તોને દઢતાથી વળગી રહેનાર હતા, અને તેથી તેમણે રાજ્યશ્રીના પ્રલોભનોને પોતાના દૃષ્ટિપથમાંથી દૂર રાખી તેમની જાળમાં પોતાના પિંડને તેમજ પોતાના ધનને ફસાવા દીધેલ નહિ, અને તે એટલે સુધી કે, તેમના પત્ની કે બાળકો અને બહુ ભાગે તેઓ પોતે પણ જૂનાગઢમાંના એક મ્હોટા ગામ જેવડા નાગરવાડામાં પોતાનીજ માલીકીના અગર તો રાજ્યમાંથી ગમે તે પ્રસંગથી મેળવી શકતા હતા તેવા વાહનોમાં બેસીને કોઇ શુભાશુભ પ્રસંગે કે કાર્ય અન્ય નિમિત્તે કોઇને ઘેર ગયા હોય કે ફરવા નીસર્યાં હોય એવું અમારા જોવાજાણવામાં આવેલું નથી, બહુમુલ્ય તથા લોકદૃષ્ટિએ આકર્ષે એવા અને એવી ઢબે વસ્ત્રાભૂષણો ધારણ કરીને એમના ઘરનાં બૈરાં કે છોકરા પોતાની ધનીકતાનું કે વસ્તુતઃ અલ્પાયુષી અને પતન લભી ગણાય તેવી મહત્તાનું પ્રદર્શન કરવાને કદિ પણ પ્રેરાયલા નહિ. પુરૂષોત્તમરાયજીનું પોતાનું તેમજ તેમના ઘરના માણસોનું જીવન આ દૃષ્ટિએ ઘડારૂપ હોઇને અનુસરણીય હતું એમ કહેવામાં અમે અતિશયોક્તિ કરતા નથી, અને તે તેવું હતુ તેને લીધે તેમના સમયનું લોકજીવન 'કસ્મીસટા'ના એટલે ઈર્ષ્યાદ્વેષીથી કરાતી સ્પર્ધા તથા આડમ્બરના પાશમાં સપડાતું અટકેલું પણ ખરૂં. આ એક વાત થઇ હવે આપણે બીજી એક વાતને તેમની સ્વજ્ઞાતિ સમ્બધક જીવનચર્યાની દૃષ્ટિએ તપાસી લેવું. બ્રાહ્મણ સંસ્કૃતિને ગમે તેટલી નિંદવામાં આવે, તોપણ એટલું તો નક્કી છેજ કે તેણે લોકજીવનને એવો તો પાકો રંગ ચઢાવેલો છે કે, અનેક પ્રકારના પરિવર્તનના પાણીથી તેને ધોવાવાના અનેક પ્રસંગો આવેલા છે છતા અદ્યાપિ પર્યન્ત તે સાવ ઉપડી જવા પામ્યો નથીજ. અર્થાત્, એ સંસ્કૃતિએ જે એક અનન્ય અને અદ્ભુત કોટીની ગણાય તેવી સમાજરચનાને જન્મ આપેલો છે તેનું વાસ્તવિક રહસ્ય એવું છે કે, એ સમાજરચનાને આધારે સમાજનું અંગેઅંગ કોઈ પણ અનિષ્ટ માર્ગે વિચર્યા વિના તેમજ ખાસ અડચણ ભોગવ્યા વિના પોતાના જીવનનો નિર્વાહ કરી શકે તેમ છે. હિંદુ સમાજરચનામાં જ્ઞાતિસંસ્થાનું અસ્તિત્વ જોવામાં આવે છે, અને તે તેનું અસ્તિત્વ કાળજૂનું છે એમ ઇતિહાસ પણ કહે છે.

અર્વાચીન સામાજિક તેમજ રાજદ્વારીય દ્રષ્ટિએ આ સંસ્થા ઉપર ગમે તેટલા પ્રહારો કરવામાં આવે, તોપણ તે સંસ્થા એક પ્રાકૃતિક રચના છે અને તેણે માનવ વિકારોને બાળીને માનવ સંસ્કૃતિને સર્વાંગસુંદર બનાવવામાં તથા મનુષ્યને કેવળ અર્થવાદીપણાના પંકમાં નિમગ્ન થઈ જતા અટકાવવાના કામમાં મ્હોટો ફાળો આપેલો તો છે જ; અને વળી રાજદ્વારીય દ્રષ્ટિએ વિચારતાં તો સંસ્થા રાજ્યના માથા ઉપરના બારને ઓછો કરનારી એક વ્યવસ્થા હોઈ લોકમાત્રના જૂદાજૂદા વર્ગોને સ્વશાસિત કરનારી એક યોજના છે એમ પણ આપણને જણાઈ આવશે. એક મનુષ્ય અગર તો મનુષ્યોનો એક ગણ બીજા મનુષ્યનો કે બીજા કોઈ મનુષ્યગણનો અધિરાજ થઈ બેસવાને સર્જાયેલો નથી, અને માનવ સંસ્કૃતિનું ધ્યેય એ પ્રકારનું હોઈ શકે પણ નહિ. આ દ્રષ્ટિએ આપણે જ્યારે વિચારીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે, સમાન ગુણો તથા સમાન સંસ્કારોને ધારણ કરનાર માનવ સૃષ્ટિની વિભાગરચનામાં જ્ઞાતિસંસ્થાનું મૂળ રહેલું છે, અને વળી જો કેવળ અર્થશાસ્ત્ર (ધનશાસ્ત્ર) ને પ્રાધાન્ય આપીને આપણે આ સંસ્થાની ઉપકારકતાનું માપ કાઢશું, તો તેની આર્થિક ઉપકારકતા પણ આપણને જણાઈ આવ્યા વિના રહેશે નહિ. અધનિકથી માંડીને છેક ધનિક સુધીના લોકોના ઘણાય જીવનસંસ્કારો—વ્યવહાર કાર્યો—ને એક જ ધોરણે, અલ્પતમ ધનવ્યયથી અગર તો બીલકુલ ધનવ્યય થવા ન દેતાં ઉકેલાવનારી જો કોઈ સંસ્થા હોય તો તે જ્ઞાતિ છે, અને તે તેવી છે એટલે તેને આજે આપણી અર્વાચીન સમાનતાવાદની દ્રષ્ટિએ એક અનુચ્છેદનીય યોજના રૂપે ગણી લેવી પણ પડશે, અર્થાત્ કોઈ પણ સંસ્થા કે કોઈ પણ વસ્તુ સ્વત અને સર્વથા સાધક કે બાધક હોવાનો ગુણ ધરાવતી હોતી નથી; પરંતુ જે દ્રષ્ટિથી જે સંસ્થાની કે જે વસ્તુની નિરીક્ષા તથા પરીક્ષા કરવામાં આવે છે તે દ્રષ્ટિથી જે સંસ્થાની કે જે વસ્તુની સાધકતા કે બાધકતાનો નિર્દેશ તેટલા પુરતો જ કરી શકાય છે. પ્રકૃતિલીલા, એકમાંથી બીજી એમ અનુક્રમે ઉદ્ભવતી વિકૃતિ કે વિવૃત્તિની પરંપરા છે, અને એ વિકૃતિ—વિવૃદ્ધિ—ની પરંપરાને આપણે એક પ્રકારના અભેદમાંથી ઉત્પન્ન થતા ભેદોની સંકળના રૂપે ગણી શકીએ. આમ હોઈને જ્ઞાતિસંસ્થાને પ્રકૃતિમાં સ્થાન છે એમ કહી શકાય છે, અને તેથી તેને જો તેના ઉપયુક્ત સ્થાનેથી ભ્રષ્ટ કરી નાખવામાં ન આવે તો તે માનવ સમાજને એકંદરે શાન્તિસુખની દાત્રી તથા ધાત્રીને પદે વિરાજિત પણ રહી શકે. વળી આપણે આ જ્ઞાતિસંસ્થાને અર્વાચીન સામ્યવાદી જીવન પ્રણાલીના એક સુંદર પ્રતીક રૂપ ગણી

શકીએ. એ સંસ્થાના અસ્તિત્વથી સ્વચ્છંદાચારમાં પરિણમતો વ્યક્તિસ્વાતંત્ર્યવાદ નિરંકુશ થતો અટકે છે, અને માનવ મહામંડળમાંના ઉપમંડળોને પોતપોતાની રહેણીકરણીની મર્યાદામાં રાખીને તે દરેકને ઉચ્ચતર રહેણી કરણીવાળું થવાને જે આદર્શ જોઇએ તે પુરો પણ પાડે છે. નૈતિક તેમજ વૈદ્યકીય દૃષ્ટિએ ભારતીય પ્રજાજીવન પુર્વકાળમાં ઇતર પ્રજાઓના કરતાં ઉચ્ચતર કોટીનું હતું તેનું કારણ જ્ઞાતિસંસ્થા હતી એમ અમારૂં નમ્ર માનવું પણ છે. આવી કોઈ વિચારસરણીને લીધે, જૂના જમાનાના ગણાય તેવા પુરૂષોત્તમરાયજી સ્વજ્ઞાતિ જીવનના મૂળ ઘટકોને પોષી રાખવાને ઉદ્યુક્ત રહેતા હતા, અને તેથી એક સાધારણ જ્ઞાતિજન તરીકે વર્તી રહેવામાં જ તેમણે પોતાના કુટુંબનું સુખ માનેલું હતું સ્વજ્ઞાતિમાં ઉદ્‌ભવતા શુભાશુભ પ્રસંગોમાં બનતાં સુધી તેઓ પોતે હાજરી આપતા હતા, અને કદાપિ કોઇ કારણવશાત્ પોતે હાજરી આપી શકતા નહિ. તો પછી તેમના તરફથી તેમના ભાઇને અગર ઇતર કોઇ ગૃહજનોને તેઓ મોકલી આપતા હતા. સ્વજ્ઞાતિજનોથી ઉજવાતા જનોઈ, લગ્નાદિ પ્રસંગોએ તેમના તરફથી ઘેરઘેર 'લાડુભિક્ષા અને વધાવાં' પણ અપાતાં હતાં. તેઓ પોતે શ્રીમંત ન હતા, તથાપિ સામાન્યતઃ તેમના ઉપર લક્ષ્મીદેવીની કૃપા ઠીક પ્રમાણમાં હતી, છતાં તેમના ઘરનું. સ્ત્રીમંડળપ્રત્યેક પ્રકારનું ગૃહકાર્ય કરવામાં જ પોતાની ઉપયોગિતા સમજતું હતું હાલ જેમ આપણી, સાધારણ કમાણીવાળા અગર તો ખાસ ધનાઢ્યના વર્ગમાં સમાવિષ્ટ થઇ ન શકે તેવા પતિઓની પત્નીઓને પોતાના જ ઘરમાં કરવાં પડતાં રસોઈ વગેરે બાબતોને લગતાં કામ, કોઇ પણ અલ્પાયુશી અનુકુળ સંયોગ મળી આવ્યા ને મિષે મૂકી દેવાનું મન થઈ આવે છે, અગર તો જેમ કેટલીક પોતાને સુધરેલ સ્ત્રીઓની પંક્તિમાં ગણાવવાને મથતી સ્ત્રીઓને રસોઇ વગેરે કામ કરવાં પડે તો રસોયણ કે મજૂરણ બની ગયાનો ખ્યાલ આવી જાય છે તે પ્રમાણે પુરૂષોત્તમ-રાયજીના ગૃહસ્ત્રીમંડળમાં થવા પામેલું નહિ. તેમણે જોકે પોતાના ઉન્નતિકાળના છેલ્લા ભાગમાં પોતાના ઘરમાં રસોઇઆને સ્થાન આપેલું હતું, તથાપિ તેમના સૌ૦ પત્ની રાંધણિયાનો કાર્યભાર પોતાને ખંભેથી સાવ ઉતારી ન નાંખતાં રસોઇયાની મદદમાં રહી રસોઈ વગેરે કામ કરવાનું ચાલુ રાખેલું હતું. આ પ્રકારનો અભ્યાસ એ ઘરના સ્ત્રીમંડળને રહેલો તેને પરિણામે પુરૂષોત્તમરાયજીને જ્યારે પોતાના પ્રતિકૂળ સંયોગમાં એટલે કે આર્થિક સંકોચને કારણે રસોયા વગેરે વધારાના ગણાય તેવા નોકરચાકરોને કમી કરી નાંખવાનો વારો આવેલ, ત્યારે તેમના સૌ૦ પત્ની તેમજ ઘરમાંના સ્ત્રીવર્ગને પોતાનાં ઘરનું કામ

હાથોહાથ કરી લેવામાં કશી મુશ્કેલી નડેલી નહિ, શરમ લાગેલી નહિ, તેમ એ પ્રમાણે કરવાં પડતાં કામોને લીધે તેમની પ્રસન્નતા ઓછી થયલી પણ નહિ. આ લેખક સ્વાનુભવથી સાક્ષી રૂપે કહી પણ શકે છે કે, આ પુરુષોત્તમરાયજીનાં ધર્મપત્ની તથા તેમના પુત્રવધૂઓ પચાસપચાસ જમનારાઓ માટે પ્રસન્ન વદને રસોઇ, પાણીપાટલો તૈયાર કરવામાં અને તે સર્વને પીરસવા આદિ કામ કરવામાં પોતાના ગૃહધર્મની ઇતિ પણ ત્યાં સમજનારાં હતાં. પુરુષોત્તમરાયજી જ્યાં સુધી જીવ્યા ત્યા સુધી, વળી, તેમને ત્યાં મુલાકાતે આવનારાઓની સંખ્યા પણ હરરોજ નાનીસૂની ન હતી તેમ એ પ્રમાણે આવનારાઓના દરજ્જા પણ વિવિધ કોટીના હતા. એટલે એ સર્વનો ઘટતો સત્કાર ખાનપાનથી કરવાનું કારખાનું પણ ઘરમાં ચાલતું હતું અને તે કારણે તેમના સ્ત્રીવર્ગને પગ વાળીને બેસવાનો અવકાશ બહુ થોડો મળતો હતો. જો આ સ્ત્રી વર્ગના શરીરો તથા મન પુરુષોત્તમરાયજીની જાહોજલાલીના કાળમાં અકર્મણ્ય બની ગયલા હોત, તો તેને પરિણામે તેમનુ તેમ જ પુરુષોત્તમરાયજીનુ ઉત્તરકાલીન અર્થ-સંકોચ વાળું જીવન તેમને કેટલુ કષ્ટકારક અને ક્લેશપ્રદ બની રહેત તેની કલ્પના આભાગ આ લેખનો પાઠક પોતેજ કરી લેશે; પરંતુ એ પ્રમાણે પુરુષોત્તમરાયજીનું ઉત્તરગૃહજીવન એમને કોઇને અસહ્ય થઇ પડેલું નહિ એ હકીકત જ એવી છે કે, તેથી તેમના ગૃહજનોના વિનયનું તેમ જ તેમની ખરી મહોટાઇનું માપ આપણે કાઢી શકીએ છીએ, પુર્વકાળમાં નાગર મહાજનો હંમેશાં પોતાના કુળગુરૂને પોતાને ત્યાં ભોજન કરાવતા હતા તે પ્રમાણે પુરુષોત્તમરાયજીએ પણ વર્તવાનું ચાલું રાખેલ. આ ઉપરાંત, એમના જૂનાગઢમાંના નિવાસકાળમાં એમનું ઘર એક આશ્રમસ્થાન કે આશ્રયસ્થાન જેવું પણ હતું પોતાનાં પરદેશીય સગાંઓના બાળકો તેમ જ પોતાના પરદેશીય તથાપિ પરજ્ઞાતિના સ્નેહીઓના પુત્રોને તથા કેવળ નિરાધાર જેવા સ્થાનિક સ્વજ્ઞાતિજનોને પોતાના કુટુંબમાં સ્થાન આપી તેમને પોષવાપાળવા તથા શક્ય પ્રમાણમાં તેમનું હિત કરવાને માટે પણ તેઓ ઉદ્યુક્ત રહેતા હતા. તેમનાપૂર્વજીવનમાં તેમના ઘરમાં હમેશાં કુટુંબની સ્ત્રીઓ તથા તેમનાં સંતાનોનો એક મહોટો મેળો ભરાતો હતો અને તેમના પુત્રોના અનેક મિત્રો પણ ભણવા રમવા માટે ત્યાં ભેળા થતા હતા; એટલે એ તમામ મંડળને પણ ચા નાસ્તો વગેરે ઉપાહાર મોકળા મને અને બીનચૂક અપાય તે બાબતની તકેદારી તેમના ઘરના સ્ત્રીવર્ગને રાખવી પડતી હતી. બજારમાંથી મેળવાતા ખાદ્યપેય પદાર્થોને ઉપાહાર તરીકે યથાર્થ નાગરજીવનવાળા ઘરોમાં સ્થાન મળતું નહિ જ, એટલે ઉપાહાર તરીકે

વપરાતી વાનીઓ પણ ઘરમાં જ સ્ત્રીવર્ગ તૈયાર કરવી પડતી હતી, અને એ કામ એમના ઘરમાં એક નિત્યકર્મ જેવું થઈ પડેલું પણ હતું, કારણ કે પુરુષોત્તમરાયજી ખુદ પોતાના મળતીઓને વારંવાર પોતાને ઘેર ચાનાસ્તાની મોજ લેવડાવનારા હતા. મતલબ કે, પુરુષોત્તમરાયજીના ગૃહજીવનમાં વિનીતતા, ઉદારતા અનાડંબરતા, અભ્યાગતઅતિથી–સત્કાર વગેરે એટલા તો ઓતપ્રોત થઈ ગયલાં હતાં કે, તેમના તેવા પરોપકારક ગૃહજીવનને આપણે એક આદર્શ રૂપ ગણી શકીએ. એમને પોતાને પણ કોઈક વિલક્ષણ ટેવો હતી, અને દરેક બાબતની ચોકસાઈ કરી લેવી એ તેમનો સ્વભાવ હતો. આમ હોઇને તેમને પોતાને ત્યાં આવતા મહામાન્ય (મહેમાન)ને કોઇ પણ પ્રકારની અગવડ નથી એ વાતની ખાત્રી ઘણેભાગે તેઓ પોતે કરી લેતા અને તેમના ઉત્તરજીવનમાં જ્યારે તેમને ધનસંકોચ પણ નળ્યો હતો અને નોકરચાકર પણ આવશ્યક સંખ્યામાં રાખતા હતા ત્યારે પણ, પોતાને ત્યાં મહેમાન થયો ન હોય એવો કોઇ પણ ગૃહસ્થ તેમના દર્શનાર્થે તેમની કને જતો, તો તેનાને તેઓ છેવટ એક વખત પણ પોતાને ઘેર ભોજનાર્થ આમંત્રતા હતા, અને પ્રથમ મુલાકાતે તેવાનો તેઓ ચા દૂધ આદિથી સત્કાર પણ કરતા ન્હોતા. આ પ્રમાણે તેમના તરફથી પોતાના ઘરમાં રખાતા વહીવટથી થતા મ્હોટા ખર્ચને અનુલક્ષીને ઘણીવાર તેમના હિતેચ્છુઓ તેમને એ પ્રકારનું ખર્ચ કમી કરવા ઇસારો કરતા અગર જો કોઇ મળવા આવેલ પુરુષ ચા, દુધ લેવાની ના પાડતો, તો પુરુષોત્તમરાયજીના આળા હૃદયને આઘાત થતાં તેમને દુઃખ થઇ આવતું હતું. પુરુષોત્તમરાયજીને મન આવા પ્રકારનું ખર્ચ વ્યાજબી લાગતું હતું, પરંતુ તેમના કેટલાક સાચા હિતેચ્છુઓ આ પ્રમાણેની તેમની ઉદારતાને તેમના ઉત્તરજીવનમાં અનાવશ્યક ગણતા હતા, એટલે એકવાર તેમના એક મિત્રે તેમને, " ભાઇ ! હવે જરા ખર્ચ ઓછું કરવું જોઇએ " એ પ્રમાણે અમારી સમક્ષ કહેતું ત્યારે પુરુષોત્તમરાયજી એટલા તો ચીડાઇ ગયેલા કે તેમણે પોતાના એ મિત્રને આ પ્રમાણે સંભળાવી દીધું હતું, "—ભાઇ કદાપિ ભીખ માગવાનો વખત આવશે તો આપનું ઘર બાર નાખીશ " પુરુષોત્તમરાયજીના મનના આવા વલણને દોષપાત્ર ગણવું કે ન ગણવું એ જે તે વિવેચકના અભિપ્રાયની બાબત છે, એટલે અમે તે પરત્વે કશી પણ ચર્ચા કરવા ધારતા નથી તથાપિ એટલું તો ખરૂં જ છે કે તેઓ પોતે મહેમાનો માટે એટલા તો ફીકરમંદ રહેતા કે તેમને પીવા માટે મુકામમાં પાણી પાત્રો કેવા છે તેમને કયા અને કેવી રીતે સુવાડેલ છે વગેરે બાબતોની નિરીક્ષા તેઓ પોતે કરી લેતા, એટલું જ નહિ, પરંતુ ટાઢના

શિયાળામાં તો પોતે રાતમાં ઉઠીઉઠીને વળી વારે પોતાના મહેમાનવાળા ઓરડામાં જતા અને તેઓ બરાબર ઓઢેલું છે કે નહિ, ઓઢેલું હોય તો પુરતું છે કે નહિ, વગેરે બાબતોની ચોકસાઈ પણ કરી લેતા હતા અને વળી નિદ્રાવશ થયેલ મહેમાનનું ઓઢણું ખસી ગયેલું હોય તો તેને સરખું પણ કરી દેતા હતા. સમયપાલન, નિયમપાલન, સ્વચ્છતા અને કાર્યપરિપૂર્ણતાને માટે તેઓ હમેશા આગ્રહી રહેતા, અને કોઈ પણ કામમાં અનિયમિતપણું, અયોગ્યપણું કે નિરર્થક કાલક્ષેપ તેમનાથી સહ્યા જતા નહિ. પોતે જે ક્રમે ચીજો વાપરતા હોય તે જ ક્રમે બીજાઓ પાસેથી તે ચીજો લેવડાવવા કે મૂકાવવાને માટે તેઓ આગ્રહ રાખતા અને તે ચીજો લેનારમૂકનાર ભૂલ કરતા તો તેઓ તેને ટકોર્યા વિના રહેતા પણ નહિ. અર્થાત્ જે તે કામ ક્રમબદ્ધ અને વ્યવસ્થાપૂર્વક થાય એ તેમને પ્રિય હતું. તેઓ હમેશા ઠરાવેલ સમયે જ ભોજન લેતા અને પોતાને ત્યાં જમવા આવનારને પણ ઠરાવેલ સમયે જ આવી જવાની સૂચના આપતા હતા. એમના સંપત્તિકાળમાં પણ તેમની એવી વીરલ ટેવો હતી. પોતાના બાગમાં જે ફળફુલ થતા તેની લહાણી તેઓ વારંવાર રાજ્યના અમલદારોમાં, સગાસંબંધીઓમાં તથા ઈતર ગૃહસ્થોમાં કર્યા કરતા અને ઋતુ ઋતુને અનુસરતી જ્યાફતો પોતાના ઘરમાં રાંધવાના કામમાં તો તેઓ એક્કા જ હતા. દૂધમાં બાફેલ મકાઈ દાણા, છીણેલી પાપડી રીંગણ શાકઆદિ, મોસમી વિવિધ વાનીઓની જ્યાફતો શુક્રવારની રજાને દિવસે અનેક ગૃહસ્થોને તેમજ ઈતર સ્નેહીસંબંધીઓને આમંત્રીને આપતા, અને સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડ્યા જૂનાગઢના કેટલાક સંસ્મરણો (જુઓ ગુજરાતી સાપ્તાહિક પત્રનો તા. ૨૭-૩-૩૨નો અંક)માં આલેખી ગયા છે તેમ, "તેઓ બધા સાથે બેસીને જમવામાં તથા આગ્રહથી જમાડવામાં બહુ આનંદ લેતા. ત્રિભુવનદાસ દાક્તર ગઢાન સાથે જમવામાં ભાગ લેતા. એક વાર તો તેમણે મિસીસ એની બીસાંટને તથા 'બહાઉદ્દીન કોલેજના' પ્રિન્સિપાલના મડમ મિસીસ સ્કોટ વગેરેને પોતાને ત્યાં જમવા આમંત્રેલ, ને તે બધાં દેશી સાડીઓ પહેરીને પાટલે બેસીને આપણી પકવાન્નની વાનીઓ વગેરે હાથથી જમેલાં એ મને ખાસ યાદ છે. પોતાના સુખોપભોગો પોતે અગર પોતાના જ ઘરના માણસો ભોગવે તેમાં સાધનસંપન્ન ગૃહસ્થની મહત્તા કે શોભા નથી જ, પરંતુ જો તે ગૃહસ્થ પોતાની સાધનસંપત્તિનો ઉપભોગ પરજનોને કરાવી શકે છે તો જ તેનું જીવન સફળ ગણાય છે. પ્રભુકૃપાથી પુરુષોત્તમરાયજીને જે થોડીઘણી સંપત્તિ પ્રાપ્ત થયેલી હતી તે સંપત્તિને તેમણે કેવળ આત્મભોગ કે સ્વજનોપા-

ભોગ્ય કરી ગએલી નહિ. સત્કાર્યો, સંસ્થાઓને તેઓ યથાશક્તિ તન, મન, ધનથી ઉત્તેજન આપવા છેક પોતાના ઉત્તરજીવનના અંતપર્યન્ત પ્રયત્નશીલ રહેલા હતા. સ્વ૦ છગનલાલ પંડ્યા પૂર્વસૂચિત સાપ્તાહિક પત્રમાં ઉદાહરણાર્થ લખે છે તેમ, "ઉદારતા પણ પુરુષોત્તમરાયજીની પ્રશંસનીય હતી. એકવાર એક સુરદાસ ખંજરી સાથે ભજન ગાતો હતો તે તેમની પાસે આવતો. તેમના ભજનો અમને સૌને ઘણા જ મધુર અને બોધપ્રદ લાગતા. તેના શ્રવણથી રાયજી સાહેબને પણ એ સુરદાસપર બહુ સદ્ભાવ ઉત્પન્ન થયો. તેથી જ્યારે એણે પ્રવાસ આગળ કરવાના હેતુથી રજા માગી ત્યારે રાયજી સાહેબે પોતાની કૃતજ્ઞતા દર્શાવવા તેને કહ્યું કે— 'બાવાજી! બોલો, તમને શી ઈચ્છા છે?' આ વેળા એ સાધુએ કોઇ સારી રકમ માગી હોત તો એ રાયજી સાહેબ આપી દેત એમ મ્હારૂં માનવું છે. પણ એણે તો બિચારે એક ગાયનીજ માગણી કરી! રાયજી સાહેબે બીજું કંઇ માગવાનો ઘણોએ આગ્રહ કર્યો, પણ તે સંસારત્યાગીને વસ્તુની શી પરવા હોય? એથી તેણે તો એટલા ગૌદાનથીજ પરમ સંતોષ માન્યો." આ હકીકતમાં ઉમેરો કરીને વળી અમે એમ પણ કહીએ છીએ કે, રાયજી સાહેબને સાધુ સંન્યાસીઓને સંતોષવાની ટેવ પણ સારા પ્રમાણમાં હતી અને તેમણે પોતાના પૂર્વજીવન તથા ઉત્તર-જીવનમાં પણ ધર્મકાર્યોમાં અનેક સજ્જનોને સાથ આપવાનું તેમજ તેમને તથા વિદ્યાર્થીઓને યથાપ્રસંગ તથા યથાશક્તિ દ્રવ્યસહાય આપવા અપાવવાની નીતિ ગૃહીત કરી રાખેલી પણ હતી. અમે ભાર દઇને એમ પણ કહી શકીએ છીએ કે, તેમણે પોતે અનેક વિદ્યાર્થીઓને–પછી તે સ્વજ્ઞાતિના હોય કે પરજ્ઞાતિના હોય તોપણ–યથાશક્તિ ધનસહાય આપ્યા ઉપરાંત બીજાઓ કનેથી આવશ્યક સહાય મેળવી આપવામાં ઘણોજ પરિશ્રમ ઉઠાવવાનો ચાલુ રાખી અનેકને ઉત્કૃષ્ટ સ્થિતિમાં આણી દીધેલા પણ છે. પરોપકાર કરવો એજ બાબત જેની પ્રકૃતિનું વિશિષ્ટ લક્ષણ થઇ રહેલું હોય તે પોતાની એ પ્રકારની પ્રવૃત્તિને છોડી કેમજ શકે? રાજ્યના મહાલોમાં તેઓ પોતે ફરતા ત્યારે જે તે મહાલના તમામ નાના મોટા નોકરોને તેઓ પોતે પોતાને મુકામે પોતાને ખર્ચે હમેશાં પોતાની સાથે બેસાડીને જમાડતા. મહાલમાંના શેઠીઆ શાહુકારો વગેરેનું યોગ્ય સ્વાગત કરતા. તેમજ તેમને વળતી મુલાકાત આપવાને તેઓ તેમને ઘેર પણ જતા હતા. આવી તેમને ટેવ હતી. તેને પરિણામે તેઓ લોકપ્રિય ઘણાજ બનેલા અને વળી તેઓ તેમની પાસેથી ધાર્યું કામ પણ લઇ શકતા હતા. આવાં આવાં એમની ઉદારતા તથા

અને તેથી પોતાના છોકરાઓ હજામત કરાવવા બેસે ત્યારે તેઓ દેખાદેખીથી તે રિવાજનો ભંગ ન કરી બેસે તેટલા માટે કોઇ કોઇ વાર તેઓ પોતે દેખરેખ રાખતા પણ હતા ! આ એક ઘણી ઝીણી બાબત ગણાય. પરંતુ એ બાબત પુરુષોત્તમરાયજીથી પોતાના પુત્રોને અપાતી વિનયશિક્ષાના એક ઉદાહરણ રૂપ હોઇને અમે તેનો ઉલ્લેખ અત્ર કરવાનું ઉચિત ધારેલું છે. એક સરખા રૂપમાં પળાતી રહેતી શિસ્તથી જ સમાજદેહની રક્ષા થઇ શકે છે. જે સમાજ પોતાના કોઈ પણ એક અંગભૂત મનુષ્યના સ્વૈરાચારને એક વાર પણ સહી લેવાની ભૂલ કરે છે તે સમાજ ધીમે ધીમે ક્ષયરોગીની પેઠે અંતે નષ્ટ થયા વિના રહેતો નથી. છોકરાઓ જ્યારે પોતાના ગૃહશિક્ષક પાસે ભણવા બેસતા ત્યારે પણ પુરુષોત્તમરાયજી ઘણીવાર તેમની પાસે જઇ જઇને ઉભતા કે બેસતા, શિક્ષક કેમ અને કેવું ભણાવે છે તે જોતા અગર તો છોકરાઓ પાસેથી કામ કેવું અને કેટલું લે છે તે તથા છોકરાઓ કેટલું શીખેલા છેઃ એ બધા બાબતોની ચોકસી કરી લેતા પણ હતા. પારકાને હાથે રંધાયલું ખાવાની ટેવ પોતાનાં બાળકોને ન પડે તે વાતની તેમને ખાસ કાળજી હતી. વળી કવચિતકવચિત્ ગૂજરાતી તેમજ અંગ્રેજી નિશાળના શિક્ષકોને મળીને તેઓ પોતાના પુત્રોના વિદ્યાભ્યાસની સ્થિતિ પરત્વે સાચી હકીકત જાણવાને પ્રયત્ન પણ કરતા હતા. એ છતાં અમારે કહેવું જોઇએ કે, પુરુષોત્તમરાયજી કેવળ બૌદ્ધિક કેળવણીના ઉપાસક કે પ્રશંસક ન હતા. પોતાના છોકરાઓ માંયકાંકલા જેવા થઇ ન બેસે તેટલા માટે બૌદ્ધિક કેળવણી ઉપરાંત શારીરિક કેળવણી પણ પોતાના પુત્રોને મળે એવી વ્યવસ્થા પણ તેમણે કરેલી હતી. પોતાના દીકરાઓ પોતાના જેવા શરીરસૌષ્ઠવવાળા તથાપિ ખડતલ, અચ્છા ઘોડેસ્વાર અને સૈનિક ગુણોવાળા બને એ હેતુથી તેમણે પોતે એક ઘોડો ખરીદીને તે ઉપર પોતાના પુત્રોને બેસાડવાની તથા તે ઘોડાને પછીથી ખૂબ દોડાવી મૂકવાની વ્યવસ્થા પણ કરેલી. આ વ્યવસ્થાનો અમલ પોતાનો સિપાહી કેવી રીતે કરે છે તે જોવાને માટે તેઓ પોતે ઘણીવાર પોતાના ઘરને ઓટલે અગર તો મહામાર્ગ ઉપર પડતી મેડીની બારીમાં ઊભા રહેતા હતા પણ ખરા. વળી તરવાનું શીખવવા માટે તેઓ ચોમાસાની ઋતુમાં પોતાના પુત્રોને કોઇ કુંડમાં ન્હાવા મોકલતા, અને અવકાશને સમયે છોકરાઓ પોતાના મિત્રો સાથે વિવિધ પ્રકારની રમતો દડા વગેરેથી રમે એ પણ તેમને પસંદ હતું. આ કેળવણીના વિષય પરત્વે અમને એક વાત ખાસ યાદ આવે છે તે અમે અત્રે નોંધીએ છીએ. કલ્પનાશક્તિ તથા બુદ્ધિ અધિકાધિક વિકસિત થઇ

પોતાના છોકરાઓ જ્ઞાનસમૃદ્ધ બને એવા હેતુથી, પુરૂષોત્તમરાય જ્યારે જ્યારે મુંબઇ જતા હતા ત્યારે ત્યારે બાળશિક્ષણને કામે ઉપકારક થાય તેવાં નવાં નવાં સાધનો લાવવાનું ચૂકતા નહિ. પૃથ્વી ઉપરના વિવિધ દેશોની ફલકાલિખિત આકૃતિઓને સમવિષમ કાપો આપીને કરાયલ દેશખંડોવાળી પેટીઓ તેમજ ઇતિહાસપ્રસિદ્ધ મહાપુરૂષોનાં ચિત્રોના કાપલાઓ ભરેલ પેટીઓ તેઓ લાવતા અને છોકરાઓને આપતા, અને તેથી તે સર્વ કાપલાઓને એક બીજા સાથે, યોગ્ય પ્રકારે સંકલિત કરી સર્વાંગ આકૃતિ ઉત્પન્ન કરવામાં છોકરાઓને આનંદ સાથે જ્ઞાનનો લાભ પણ મળી રહેતો હતો. આ ઉપરાંત વિવિધ દેશોનાં દર્શનીય દૃશ્યોનાં સંગ્રહપુસ્તકો. દરિયાઇ પ્રાણિસૃષ્ટિ બતાવનાર ચિત્રપોથીઓ વગેરે પણ પુરૂષોત્તમરાયજીના પુસ્તકાગારમાં જથાબંધ હતાં, એટલે પણ એ પુસ્તકોથી પરિચિત થઇ જ્ઞાનસંમૃદ્ધ થવાની બાબત બાળમંડળને સરલ થઇ પડતી હતી. અમે પોતે આ સર્વ સામગ્રીનો લાભ પુષ્કળ લીધેલો હતો તેથી અમે આ બાબતને અત્ર નોંધવાનું વ્યાજબી ધારેલું છે. મતલબ કે, પુરૂષોત્તમરાયજીનું નિશાળીયું ભણતર ઓછું હતું એ વાત જો કે ખરી છે, તથાપિ તેમની વિદ્યાપ્રિયતા ઓછી ન હતી બલ્કે ઘણી વધારે હતી, અને તેને લીધે જ તેમણે પોતાનાં બાળકોને તેમજ જુનાગઢ રાજ્યના તથા રાજ્ય બહારના વિદ્યાર્થીઓને વિવિધ પ્રકારે ઉત્તેજતાં રહેવામાં જ પોતાનાં શ્રેષ્ઠ રાજ્યાધિકારની તથા અનુકુળ સંયોગની સફળતા જોયલી હતી. એ છતાં એટલું પણ ખરૂં છે કે પોતાના પુત્રોની કેળવણી પરત્વે પુરૂષોત્તમરાયજીએ જેટલી કલ્પના કે આશા સેવેલી હશે તેટલી તે સફળ થઇ શકેલ નથી, અને તે તેટલી સફળ થયલ નહિ તેમાં ન હતો તેમનો પોતાનો દોષ કે ન હતો તેમના પુત્રોનો દોષ. એમના પહેલા બે પુત્રો ઉચ્ચ કેળવણી પામવા અર્થે મહાપાઠશાળા (કોલેજ)ને ઉંબરે આવી ઉભા એટલામાં તો પુરૂષોત્તમરાયજીના ભાગ્યચક્રે અવળું ફરવાનો આરંભ કરી દીધેલો. અને દિવસો જેમ જેમ વ્યતીત થતા ગયલા તેમ તેમ એ અવળા ફરવા લાગેલ ચક્રની ગતિ એટલી તો વેગવતી બનતી ગયલી કે. તેને પરિણામે તેમના આખાય કુટુંબને નિરંતર ચિંતા તથા ભયથી ઘેરાઇ રહેવાનું બની આવેલું હતું; અને તેને પરિણામે તેમના પુત્રોને ઉચ્ચ કેળવણીથી વંચિત રહેવાનો વારો આવી ગયો હતો. પુરૂષોત્તમરાયજીના જ્યેષ્ઠ પુત્ર ઝવેરીલાલે તથા બીજા પુત્ર જયપ્રસાદે મુંબઇ વિદ્યાપીઠની 'પ્રવેશક પરીક્ષા' ઉત્તીર્ણ કરેલી છે, અને ત્રીજા પુત્ર સુનીલાલ તો પોતાના બે મ્હોટા ભાઇઓ જેટલી કક્ષાએ પણ ભણતરમાં પહોંચી

શકેલા નહિ: એ છતાં અને સંયોગો પ્રતિકુળ હતા તોપણ આપણા આ કથાવીર પોતાના આ પુત્રોને કોઇને કોઇ એક વિશિષ્ઠ પ્રકારની પરંતુ સમયોચિત ગણાય તેવી વિદ્યા પ્રાપ્ત કરાવી લેવાના પ્રયત્નમાં શિથિલ બનેલા નહિ. જૂનાગઢ છોડી તેમનું કુટુંબ મુંબાઇ રહેવા ગયું ત્યાર પછી તેમણે મુંબાઇવાળી "સેંટ્રલ બેંક"ના આદ્ય કાર્યકર્તા (સર) સોરાબજી પોચખાનાવાળા જેવા બાહોશ પારસી ગૃહસ્થને શિક્ષક તરીકે નિયોજીને તેમને હસ્તે "વાણિજ્ય, હિસાબકિતાબ અને મુદ્રા લેખન:" એ વિષયોનું જ્ઞાન પોતાના પુત્રોને અપાવેલું અને તેને પરિણામે એ ત્રણે પુત્રો સ્વાશ્રયે પોતાની જીવનયાત્રાને ન્યુનાધિક પ્રમાણમાં સફળ કરવાને સમર્થ થયેલા છે.

## (૮) पुरुषोत्तमरायजीनी पोतानी नित्यचर्या.

પુરૂષોત્તમરાયજી પોતાની અપકવ વયે-સગીર અવસ્થામાં-જૂનાગઢ રાજ્યમાં મ્હોટા અધિકારી પદને પામ્યા એટલે તેમને યૌવનની ઉન્મત્તતા ત્યજીને વૃદ્ધોચિત વર્તન રાખવાનો ફરજીયાત યોગ પ્રાપ્ત થઇ આવેલો હતો, અને વિદ્યાશાળામાં જતા વિદ્યાર્થીને યોગ્ય વસ્ત્રપરિધાન ત્યજીને રાજાના દરબારીને શોભે એવા પ્રકારે વસ્ત્રપરિધાન કરવું પડેલું. નોકરીમાં દાખલ થયા પછી, છ સાત વર્ષે નવાબ સાહેબ બહાદુરખાનજીના વારામાં પડાવાયલ, પાસેની છબીમાં આપણે પુરૂષોત્તમરાયજીને અંગરખુ, તથા પાઘડીથી સજ્જ થઇ વઝીર બહાઉદ્દીનભાઇની સાથે જોઈ શકીએ છીએ. આ વખતે તેમની ઉમ્મર ૨૧-૨૨ વર્ષની હશે એમ કહી શકાય છે. આમ એમના જીવનમાં ફેરફાર થઇ આવેલો એટલે આ બદલાયલા જીવનક્ષેત્રમાં તેમણે પોતાની નિત્યચર્યા કેવા પ્રકારે રાખેલી તે આપણે સંક્ષેપમાં પણ જાણી લેવું જોઇએ. દરરોજ વહેલા ઉઠી, સ્નાનશુદ્ધ થઈ, સંધ્યોપાસના તથા ગૃહદેવ-ઘરના ઠાકોરજીની પૂજા કરી લીધા પછી, પગમાં પહેરેલી પિત્તળજડીત પાદુકાના ધીર પટપટ અવાજ સાથે, પોતાના જ બગીચામાંથી હંમેશાં અણાતાં નાના પ્રકારનાં સુવાસિત પુષ્પોથી ભરેલ છાબડી ને પોતાની પાછળ ચાલતા પરિચારક પાસે ઉપડાવીને જતા, પોતાના અર્ધ મસ્તકને ઢાંકી તેમના કાનને દબૂરતા પહોળી લાલ રેશમી કિનારવાળા શ્વેતવર્ણ અંગવસ્ત્રથી વેષ્ટિત એવા ઉરોભાગવાળા, તન્વંગ ઉર્ધ્વકાય અને ગૌરવર્ણી



વઝીર બહાઉદ્દીનભાઇ અને રાયજીસાહેબ
(પાનું ૧૧૬)

તેમજ તેજસ્વી તથા તપોધની રાયજી સાહેબની સજીવ અને ભવ્ય મુર્તિને શ્રીમાંગનાથ મહાદેવની પુજા કરવા અર્થે જુનાગઢના મહામાર્ગે વિચરતી જોવી એ પણ એક મોહક તથા પ્રોત્સાહક દશ્ય હતું. જુનાગઢના નાગરવાડામાં દેવ મંદિરોની સંખ્યા મ્હોટી છે, અને તેમાંના દરેક ફળિયામાં નાનું કે મ્હોટું શિવાલય અસ્તિત્વ ધરાવે પણ છે. થોડાં વર્ષો પહેલાં આબાલવૃદ્ધ લગભગ તમામ નાગરો દરરોજ સવારે મહાદેવની પુજા કરવાને હરકોઇ શિવાલયે જતાં હતા, અને એ પ્રમાણે જવું એ વાતને તેઓ પોતાનું એક અનિવાર્ય કર્તવ્ય પણ સમજતા હતા. આ બાબતમાં શ્રી માંગનાથજીનું શિવાલય એક મ્હોટું કેંદ્ર હતું અને તે અદ્યાપિ લગભગ તેવું જ છે. પુરૂષોત્તમરાયજીનું પિતૃગૃહ આ માંગનાથજીના મંદિર પાસે હતું અને છે તેથી કરીને તેમની બાલ અવસ્થામાંથી તેમની આસ્થા શ્રી માંગનાથજીમાં વધારે પડતી હોય એ કેવળ સ્વાભાવિક જ ગણાય. આ પ્રમાણે હંમેશાં શ્રી માંગનાથજીની પૂજા કરીને સ્વગૃહે પહોચ્યા બાદ તેઓ ઘરમાં પહેરવા લાયક સાદું અને સ્વચ્છ બદન (પહેરણ) ધારણ કરતા, અને તે પછી તેઓ પોતાની મુલાકાતે આવનારાઓને મળવા માટે નિશ્ચિત કરાયેલ મેડીએ જઇને બહુભાગે હિંચકા ઉપર બેસી જતા અગર તો એ મેડીની એક બારી પાસે રખાતી આરામખુરસી ઉપર બેસવાનું રાખતા હતા. હિંચકવાનો શૉખ તેમને બહુ જ હતો, અને તે શૉખ તેમને તેમના દેહાંત પર્યન્ત રહેલો પણ ખરો. એવો જ શૉખ તેમને ઘરમાં પણ પાદુકા પહેરી રાખવાનો હતો. તેમના મુ ંના નિવાસકાળને બાદ કરીને બોલીએ તો તેમના રાજકોટમાંના નિવાસકાળમાં જે કોઇ તેમને મળવા માટે તેમને ઘેર ગયલ હશે તેણે તેમને ઘણે ભાગે પગમાં પાદુકા ધારીને હિંડોળે ઝૂલતા જ જોયલા હશે. કપાળમાં કુમકુમનો ચાંદલો ગખવાનું પણ તેઓ ભૂલતા નહિ, પુરૂષોત્તમરાયજી રાજ્ય સેવામાં હતા તે આખાય સમયમાં તેમણે ત્રણ જુદા જુદા ઘરમાં પોતાનું જીવન ગાળેલું હતું. સૌથી પહેલાં તેઓ જૂનાગઢના નાગરવાડામાંના "વડફળિયા"માં માંગનાથજીના મંદિર પાસે આવેલ પોતાના પિતાવાળા ઘરમાં રહેતા હતા, અને એ ઘરમાં જ એમને રાજ્યસેવાની પ્રાપ્તિ થયલી હતી. પરંતુ એ ઘર તેમને ધીમેધીમે નાનું પડવા લાગ્યાથી તેમ તે ઘર ઉપર પોતાના નાના ભાઇનો હક, ન્યાતમાં પ્રવર્તતા એ સમયના શિરસ્તા પ્રમાણે હોવાથી વિ૦ સં૦ ૧૯૩૭માં તેમણે, પંચહાટડીમાંથી કાલવાહ દરવાજા તરફ જતા માર્ગ ઉપર, રાજફળીયામાં એક વિશાળ ઘર બંધાવી તેમાં પોતાનાં પિતામહી વગેરે સહિત નિવાસ કરવાનું

શરૂ કરી દીધેલું હતું. આ ઘર એ માર્ગ ઉપર બંધાવવા માટે તેમને મન થઇ આવ્યું તેને અમે એક અદ્‌ભુત ઘટના રૂપ ગણીએ છીએ; કારણ કે જે જૂનાગઢી નાગરો જૂનાગઢમાં દીવાનગીરી કરવાને ભાગ્યશાળી બનેલા છે તે તમામનાં ઘરો તે માર્ગ ઉપર રચાયેલા છે અને તે સર્વે જૂનાગઢના બાબી રાજવંશનો અખંડ ઇતિહાસ આપણને કહી આપે તેમ પણ છે. આ ઘરમાં પુરૂષોત્તમરાયજી જ્યાંસુધી વસેલા ત્યાં સુધી તેમનો ભાગ્યભાનુ રાજદ્વારીય વ્યોમમાં અધિકાધિક ચઢતો અને પૂર્ણપ્રભાથી તપતો રહેલો એ નિઃસંદેહ છે; તથાપિ તેમના રાજદ્વારીય જીવનનો છેડો પાસે આવ્યો હશે તેથી તેમને પોતાના આ સદ્‌ભાગ્યભવનમાંથી-પૂર્વથી પશ્ચિમ દિશામાં-ખસીને ઇ૦સ૦ ૧૮૯૮ના વર્ષમાં, એ જ ઘરના પાછલા રસ્તા ઉપર બંધાવવામાં આવેલ "આગબોટીયા" ઘાટ જેવા વિશાળતર નવભવનમાં રહેવા જવાનું સૂઝેલું હશે, અને એ ઘરમાં પૂરાં પાંચ વર્ષ તેમણે વસવાટ કરેલો નહિ ત્યાં તો તેમના રાજદ્વારીય જીવનનો અંત પણ આવી ગયલો ! મનુષ્યના ઉદયાસ્ત પરત્વે ઘણીવાર ગૃહભૂમિ પણ પોતાનો ભાવ ભજવે છે તે પ્રમાણે રાયજી સાહેબના સંબંધમાં પણ બનેલું છે ! આમ આ તેમના ત્રીજા-નવા-ઘરમાંનો તેમનો વસવાટ ટુંકા સમયનો હોઇને આપણે જો તેમના પોતાના "જૂના ઘર"માં ગળાયલ તેમના જીવનને પ્રાધાન્ય આપી તે ઘરમાંની તેમની નિત્યચર્યાનું રેખા દર્શન અત્ર કરાવી તેનાથી સંતોષ પકડશું તો તે દોષપાત્ર ગણાશે નહિ. વસ્તુતઃ પુરૂષોત્તમરાયજી પોતાના જૂના ઘરથી ચલિત થયા એ બીના જ એમની જૂનાગઢ છોડવા બાબતની આગાહી રૂપ જ ગણાય તેમ છે. આ 'જૂના ઘર'ની જે મેડીમાં તેઓ બેસતા હતા તે મેડીની બારીઓ તેમના એ ઘરના વિશાળ આંગણામાં પડતી હતી, અને એ બારીઓમાંથી, ઉત્તરદિશામાં આવેલ ડેલી (દેહલી)ના ભાગમાં નજર પડી શકતી હતી, એટલે ડેલીમાં કોણ આવ્યું છે કે શું બની રહ્યું છે તે બધું પુરૂષોત્તમરાયજી જોઈ શકતા હતા. આંગણાની પૂર્વ બાજુએ તથા દક્ષિણ બાજુએ એક એક એમ બે 'દીવાનખાનાં' હતાં તેમાંથી-પૂર્વદિશાએ આવેલ દિવાનખાનામાં, તેમને પોતાને મળવા આવનાર ગૃહસ્થને બેસવા માટે ગોઠવણ રખાયલી, અને દક્ષિણ બાજુ ઉપર આવેલ દીવાનખાનું તેમના ગૃહ-કામદાર વણિક સુંદરજી વગેરે કાર્યકરો વાપરતા હતા. મુલાકાતીઓને બેસવા માટે ઠરાવાયલ દીવાનખાનામાં એક મ્હોટી શતરંજી તથા તે ઉપર મૃગચર્મની મ્હોટી જાજમ અને તે ઉપર છૂટાં છૂટાં સિંહચર્મો પાથરી રખાતાં હતાં અને વળી આવશ્યક સંખ્યામાં તકીઆ પણ ગોઠવાયલા હતા. કેવળ દર્શન કે સલામે આવનાર

સામાન્ય કોટીના લોકોને બેસવા અર્થે ડેલીમાં બાંકડાની વ્યવસ્થા પણ કરાવેલી હતી. મુલાકાતે આવનારામાંના જે ગૃહસ્થોને વગર બોલાવ્યે પણ પરભારા પુરૂષોત્તમરાયજી પાસે મેડી ઉપર ચઢી જવાનો અધિકાર ન હતો તેઓ બધા આ સુશોભિત દિવાનખાનામાં આવાહનપતિક્ષા કરતા બેસી રહેતા હતા. વળી પ્રત્યેક પ્રભાતકાળે ભારતમાર્તંડ પંડિત ગટૂલાલના એક પરમશિષ્ય અને સંસ્કૃત-ગૂજરાતી ભાષાના સારા જ્ઞાતા સાક્ષર શાસ્ત્રી યમુનાદત્ત નામક એક ગિરિનગરા બ્રાહ્મણ આ દિવાનખાનામાં બેસીને તંબુરથી ભગવદ્ભક્તિના ગાન સમયોચિત રાગરાગણીમાં ગાતા રહીને આખા ય ઘરની મંગળતામાં વૃદ્ધિ પણ કરતા હતા. અર્થાત્ મુલાકાતે આવનારાઓને વાસ્તે જે ગોઠવણ પુરૂષોત્તમરાયજીએ કરી રખાવેલી તે તેમની યોગ્યતાને અનુસરતી હતી. આવનારા પૈકી કેટલાક તો કેવળ નમન કે સલામ કરવાનેજ આવતા, એટલે પુરૂષોત્તમરાયજી પોતાની બેઠકવાળી મેડીની બારીએથી જ તેવાઓનું નમન અગર તો તેવાઓની સલામ સ્વીકારી બે શબ્દો બોલીને તેમને સંતોષી દેતા, અને વચમાં વચમાં જે કોઈ ખાસ કારણે મળવા આવેલ હોય તેને વારા પ્રમાણે પોતાની પાસે બોલાવી બોલાવીને તેની હકીકત સાંભળી લેતા અને જે કાંઈ જવાબમાં કહેવાનુ હોય તે કહી દેતા પણ હતા. આ બધી ઘટમાળ ચાલતી હોય તે દરમ્યાન તેમના ખાસ વિશ્વાસપાત્ર ફોઇઆઇ ભાઇ દુર્ગાપ્રસાદ આવેલી ટપાલ વાંચી સંભળાવતા, જે બીજું કાંઇ કહેવા જેવું હોય તે કહેતા અગર તો વર્તમાન પત્રોમાં જે કાંઈ જાણવા જેવું આવ્યું હોય તે વાંચી કે કહી બતાવતા હતા. કોઇ મહોટા અમલદાર કે કોઇ મહાજન પોતાની પાસે ન હોય અને પોતાને અવકાશ હોય તો વળી તેઓ પોતે "મુંબઇ સમાચાર" વગેરે વર્તમાનપત્રો વાંચવાને મંડી પડતા હતા. પુરૂષોત્તમરાયજીને બંધકોષ્ઠનો રોગ હતો તેથી તેના નિવારણાર્થે એમને દરરોજ દવા લેવી પડતી હતી, અને તેથી તે સમયના જૂનાગઢના સુવિખ્યાત ડાકતર ત્રિભુવનદાસ શાહ તેમ જ સુપ્રસિદ્ધ ડૉક્ટર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના ભાઇ વૈદ્ય રઘુનાથજી ઉર્ફે કત્તાભટ કે જેઓ પોતે પણ એક સુપ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રી હતા તેઓ તેમની પ્રકૃતિ જાણવા તથા આવશ્યક ઔષધોપચાર કરવાને પણ લગભગ દરરોજ આ કથાવીરને ત્યાં સવારે આવી જતા હતા. આ ઉપરાંત વઝીર બહાઉદ્દીનભાઈ તરફથી હંમેશા ખાસ માણસ આવીને તંદુરસ્તી પૂછી જતો, જૂદીજૂદી કચેરીઓના અધિકારીઓ પણ મળવાને આવતા, શેઠીઆશાહુકારો તથા પરદેશથી આવનાર અનેક પ્રકારના સજ્જનોની અવરજવર પણ ખૂબ રહેતી.

અને દીવાન હરીદાસજીથી માંડીને તે છેક દીવાન ચુનીલાલ સુધીના દીવાનો જ્યારે સવારે શહેરમાં ફરવા નીસરતા ત્યારે તેઓ પણ પુરૂષોત્તમરાયજીને ત્યાં થોડો વિરામ લેવાનું રાખતા હતા. આ બધી વાતનું પરિણામ એવું આવતું કે, મોડેથી દરબારમાં જવાનો વખત થાય ત્યાં સુધીમાં રાયજી સાહેબને રાજ્યકાર્યોની તેમ જ પ્રજાજનોને લગતી ઘણીખરી બાબતોની આવશ્યક માહિતી મળી જતી હતી અને તેનો ઉપયોગ તેઓ દરબારમાં થનાર વાતચીતમાં કરતા હતા. આ સમયે નવાબ સાહેબને પદે જે કોઇ રાજ્યકર્તા હોય તે અને વઝીર બહાઉદ્દીનભાઇ-એ ઉભય એક રૂપજ ગણાતા હતા એટલે સામાન્યતઃ 'દરબાર' શબ્દમાં એ ઉભય મહાવ્યક્તિઓનો સમાવેશ એક જ અર્થમાં થઇ જતો હતો. એ સમયમાં નવાબ સાહેબો ખુદ દરરોજ કાર્યભારીમંડળનો સંસર્ગ રાખતા નહિ એટલે તેમને જે કાંઇ કહેવરાવવું હોય અગર તો તેઓ કાંઇ સુચવવા ઇચ્છતા હોય તો તે બધું કાર્ય વઝીર બહાઉદ્દીનભાઈ મારફત જ થવાનો સામાન્ય સંપ્રદાય પ્રવર્તતો હતો, અને ફક્ત ખાસ પ્રસંગોમાં જ નવાબ સાહેબો કાર્યભારીઓને મળતા હતા. પુરૂષોત્તમરાયજી ઘણુખરૂં તો જમીને કચેરીએ જતા પહેલાં દરબારમાં જઈ આવતા, અને ત્યાં જે વાતચીત થતી તે બધી દીવાન સાહેબને પાછળથી જણાવી દેતા પણ હતા. તેઓ પોતે જ્યાં સુધી નવાબ સાહેબના ખાનગી કાર્યભારી તથા ' દફતરી દફતર ' ના અધિકારી રહેલા ત્યા સુધી તેમની કચેરી દીલાયદી હતી. પરંતુ ખાનબહાદુર સાલેહ હિંદિ સી. આઇ. ઇ. ની દીવાનગીરીનો અંત આવતા રાજકારભાર અને તેને અંગે ઉપસ્થિત થતી જવાબદારીઓ પોતાને માથે વહેવાનો પ્રસંગ ઉભો થયો અને હરિદાસજીને દીવાનને પદે લાવીને તેમણે પોતે બેસાડયા ત્યારે પુરૂષોત્તમરાયજીએ દીવાનદફતરમાં બેસવાનો આરંભ કરેલો અને 'દફતરી દફતર'નો હવાલો પોતાના વિશ્વાસપાત્ર શિરસ્તેદારને સોંપી ક્વચિત્ ક્વચિત્ ત્યાં જઇ આવવાની રીતિ અખત્યાર કરી દીધી હતી. તથાપિં નાયબ દીવાન તરીકે નિયોજાતાં જ્યારે તેમને, પાછળથી ઘણાં વર્ષે ' બહારખાતાં ' નું કામ તથા બીજા ખાસ કામો કરવાનું ઠરેલું ત્યારે તેમણે ' દીવાન દફતર ' ના એક અંગ તરીકે પોતાની કચેરી તે સમયના દિવાન દફતરવાળા મકાન સામેના મકાનમાં રાખેલી હતી. સાંજે કચેરીનો વખત પુરો થતાં તેઓ રાજ્યના કેટલાક મુખ્ય અમલદારોને પોતાની સાથે ઘોડાગાડીમાં લઇને ફરવા જતા હતા અને કોઇકોઇ વાર તેના અમલદારોને ઘેર બેસવાને પણ જતા હતા. રાત્રિ પડતાં તેઓ પોતાને ઘેર આવી વાળુ કરતા અને તે પછી પોતાની મેડીમાં

ભરાતા 'ડાયરા' મા બેસીને મોકળે મને તરેહતરેહની વાતો સાભળતા સભળાવતા અને રમુજો કરતા કરતા દશ અગીઆર વાગ્યા સુધીનો કાળ વ્યતીત કરતા હતા રાજ્યને લગતી કોઇ પણ બાબતને આ " ડાયરા મા સ્થાન અપાતુ નહિ આ વિષયને અનુલક્ષીને સાક્ષરશ્રી છગનલાલ પંડયા ગુજરાતી ' સાપ્તાહિક પત્રમા લખી ચૂકયા છે તે આ પ્રમાણે છે – એ (નડિયાદ–નિવાસી હરસુખરામ પંડિતરામ પંડયા) તથા હુ ઘણે ભાગ પણ મોડા મોડા રાયજી સાહેબને મકાને જતા, ત્યા મોજ્ન અમલદારો તથા ગૃહસ્થો પંડિતો વૈદ્યો વિ૦ અવારનવાર આવતા તેથી ડાયરો સારો જામતો અને દેશપરદેશના વૃતાતો ચર્ચાતા, તેઓ હિચકે ? બેઠા રહેતા અને અમારામાથી કેટલાક મુન્શીએ અથવા કોચ ઉપર અને કેટલાક જમીન પર પાથરેના આસ્તરણ ઉપર બેસી ગપ્પા હાકતા ' એ પછી જ્યારે ' ડાયરો ' વીખરાતો ત્યારે તેઓ પોતે નિદ્રાદેવીનુ શરણ સ્વીકારી લેતા હતા તેમને ઊંઘ બહુ ઓછી આવતી, અને તેને પરિણામે જ તેમને ઘણી વાર માથાના તથા કબ્જીઆતના દર્દથી પીડાવુ પડતુ પણ હતુ અને એક બે વાર તો લોહીનુ દબાણ વધી ગયાને કારણે તેમને જળો મુકાવવી પડેલી પણ હતી એવુ અમને યાદ આવે છે

પુરૂષોત્તમરાયજી જ્યા સુધી જુનાગઢમા હતા ત્યાસુધી તેમની નિત્યચર્યા ઉપર મુજબ હતી પરંતુ જૂનાગઢ છોડયા પછી મુબઇ તથા રાજકોટમાના તેમના નિવાસકાળમા તેમની નિત્યચર્યામા કેટનોક ફેરફાર થયેનો હતો મુબઇના શિષ્ટ સમાજમા પુરૂષોત્તમરાયજી એટલા મહોટા પ્રમાણમા જાણીતા હતા કે નિત્ય ધર્મકર્મથી પરવાર્યા પછીનો સવારના અગિઆર વાગતા સુધીનો તેમનો ઘણોખરો વખત મુલાકાતે આવનાર વિવિધ કોમીના હિંદુ મુસલમાન, પારસી વગેરે વિવિધ જાતિજ્ઞાતિના ગૃહસ્થોને મળવામા, ગૂજરાત–કાઠિયાવાડના નાના મહોટા રાજસ્થાનોના કાર્યભારીઓ તથા ઇતર રાજ્યાધિકારીઓ પોતપોતાના રાજ્યકાર્યાર્થે અગર ખાનગી કામે મુબઇ આવતા ત્યારે તેઓ ઘણાખરા સલાહમસલત કરવા માટે અગર કેવળ દર્શનાર્થે જતા તેમને સલાહ આપવામા કે મળવામા અગર જે બીજા કેટલાક કાઇને કોઈ મિષે તેમની કને જતા તેમને તેમના કામમા શકય હોય તેટલી મદદ અપાવવાના કામમા વ્યતીત થઈ જતો હતો વચમા વચમા અવકાશ મળતો તો તેઓ વર્તમાનપત્રો વાચતા અગર તો કોઇકોઈ વાર પોતાના સ્નેહીસબધીઓને જ્ઞાતિબધુઓને

તથા પોતાની સાથે સબંધ રાખતા જે નાનામોટા રાજકર્તાઓ મુંબઈ આવેલા હોય તેમને મળવા માટે પણ ઘર બહાર નીકળી પડતા હતા. તેમને અનેક નાનામોટા રાજકર્તાઓ સાથે ગાઢ નાતો હતો એટલે તેઓ પણ તેમને પોતાના ખાનગી સબંધને લીધે કંઈક કામ કરવાનું સોંપતા હતા. તેથી તેના કામો કરવા અર્થે પણ પુરૂષોત્તમરાયજીને પ્રવૃત્ત રહેવું પડતું હતું, અને ક્વચિત્ ક્વચિત્ રાજકર્તાઓની મોટામોટી ઘડભાગમાં પણ તેમને એક મધ્યસ્થ તરીકે વર્તવાના પ્રસંગો આવતા હતા. દિવસે ભોજન લીધા પછી તેઓ સ્વલ્પ આરામ લેતા અને ત્રણેક વાગે ચા પીધા બાદ પત્રલેખન આદિ કાર્યોમાં પરોવાતા હતા, એટલામાં તો મુલાકાતીઓનું આગમન આરંભાઈ જતું અને એમ કરતા કરતા પાંચ વાગતા એટલે તેઓ જો કોઈને મળવા જવાનું હોય તો મળવા માટે અગર તો 'કોટ'માં આવેલ સર ફીરોઝશાહ મહેતાના 'કાર્યાલયે' જતા હતા. આ સર ફીરોઝશાહનું કાર્યાલય, એ સમયે મુંબઈ ઈલાકાના પ્રજાકેહનું હૃદય હતું, અને તેથી અગ્રગણ્ય લોક નેતાઓનું તે એક સુપ્રસિદ્ધ મિલનસ્થાન તથા વિચારભવન બની રહેલ પણ ખરૂં. આ સર ફીરોઝશાહના સબળ નેતૃત્વ નીચે રહીને રાજદ્વારીય તેમજ લોકહિતકારક અનેક પ્રવૃત્તિ કરનારાઓ જેવા કે– સર ભાલચંદ્ર ભાટવડેકર, સર ચિમનલાલ સેતલવડ, ના૦ ગોપાલકૃષ્ણ ગોખલે, સર દીનશાહ એદલજી વાચ્છા, ગોકુળદાસ કહાનદાસ પારેખ, સર વિઠ્ઠલદાસ ઠાકરસી, રા૦ દામોદર ગ૦ પાધ્યે વગેરે અનેક જ્ઞાતિજાતિના તથા કોમના ગૃહસ્થો દરરોજ સાંજે પોતપોતાના કામમાંથી પરવારીને આ મિલન સ્થાનમાં એકઠા થતા હતા, લોકકલ્યાણની વાતો વિચારતા હતા, અને વળી તે સાથે વાગ્વિનોદ કરતા હતા. રાયજી સાહેબ આવા એક મહાજન મંડળના સભ્ય બની રહેલા અને તેથી તેમને એવી એ સભ્યતા અનેકધા ઉપકારક પણ થઈ પડેલી હતી. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જ્યાં સુધી હયાત હતા ત્યાં સુધી આ ચરિતનિરૂપ્યને તેમની પાસે દરરોજ જઈ આવવું પડે એ વાત ઉપર ભાર મૂકવાની જરૂર જ નથી. આ ઉપરાંત મુંબઈ સરકાર તેમજ લોકો તરફથી પ્રસંગે પ્રસંગે રચાતા સમારંભો, ઉજવાતા ઉત્સવો તથા યોજાતી સભાઓ વગેરે પણ પુરૂષોત્તમરાયજીને પોતાનો સમય વીતાવવાના કામે ઉપકારક થઈ પડતા હતા. રાજકોટમાં જ્યારે જ્યારે તેઓ જઈ રહેતા હતા ત્યારે પણ તેઓ વહેલા ઉઠી, નિત્ય ધર્મકર્મ-પૂજાપાઠ સમાપ્ત કરીને પોતાના પ્રિય આસન હિંચકા ઉપર ઝુલ્યા કરતા, વર્તમાનપત્રો કે પુસ્તકો વાંચતા અને મુલાકાતે આવેલાઓને મળી યથાપ્રસંગ

તથા પોતાની સાથે સંબંધ રાખતા જે નાનામહોટા રાજકર્તાઓ મુંબઇ આવેલા હોય તેમને મળવા માટે પણ ઘર બહાર નીસરી પડતા હતા. તેમને અનેક નાનામહોટા રાજકર્તાઓ સાથે ગાઢ નાતો હતો એટલે તેઓ પણ તેમને પોતાના ખાનગી સંબંધને લીધે કંઇકંઇ કામ કરવાનું સોંપતા હતા તેથી તેવાં કામો કરવા અર્થે પણ પુરુષોત્તમરાયજીને પ્રવૃત્ત રહેવું પડતું હતું, અને કવચિત્ કવચિત્ રાજકર્તાઓની માંહોમાંહેની ઘડભાંગમાં પણ તેમને એક મધ્યસ્થ તરીકે વર્તવાના પ્રસંગો આવતા હતા. દિવસે ભોજન લીધા પછી તેઓ સ્વલ્પ આરામ લેતા અને ત્રણેક વાગે ચા પીધા બાદ પત્રલેખન આદિ કાર્યોમાં પરોવાતા હતા, એટલામાં તો મુલાકાતીઓનું આગમન આરંભાઇ જતું અને એમ કરતાં કરતાં પાંચ વાગતા એટલે તેઓ જો કોઇને મળવા જવાનું હોય તો મળવા માટે અગર તો 'કોટ'માં આવેલ સર ફીરોઝશાહ મહેતાના 'કાર્યાલયે' જતા હતા આ સર ફીરોઝશાહનું કાર્યાલય, એ સમયે મુંબઇ ઇલાકાના પ્રજાદેહનું હૃદય હતું, અને તેથી અગ્રગણ્ય લોક નેતાઓનું તે એક સુપ્રસિદ્ધ મિલનસ્થાન તથા વિચારભવન બની રહેલ પણ ખરૂં. આ સર ફીરોઝશાહના સબળ નેતૃત્વ નીચે રહીને રાજદ્વારીય તેમ જ લોકહિતકારક અનેક પ્રવૃત્તિ કરનારાઓ જેવા કે- સર ભાલચંદ્ર ભાટવડેકર, સર ચિમનલાલ સેતલવડ, ના૦ ગોપાલકૃષ્ણ ગોખલે, સર દીનશાહ એદલજી વાચ્છા, ગોકુળદાસ કહાનદાસ પારેખ, સર વિઠ્ઠલદાસ ઠાકરસી, રા. દામોદર ગ૦ પાધ્યે વગેરે અનેક જાતિજાતિના તથા કોટીના ગૃહસ્થો દરરોજ સાંજે પોતપોતાના કામમાંથી પરવારીને આ મિલન સ્થાનમાં એકઠા થતા હતા, લોકકલ્યાણની વાતો વિચારતા હતા, અને વળી તે સાથે વાગ્વિનોદ કરતા હતા. રાયજી સાહેબ આવા એક મહાજન મંડળના સભ્ય બની રહેલા અને તેથી તેમને એવી એ સભ્યતા અનેકધા ઉપકારક પણ થઇ પડેલી હતી. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જ્યાં સુધી હયાત હતા ત્યાં સુધી આ ચરિતનિરૂપકને તેમની પાસે દરરોજ જઇ આવવું પડે એ વાત ઉપર ભાર મૂકવાની જરૂર જ નથી. આ ઉપરાંત મુંબઈ સરકાર તેમ જ લોકો તરફથી પ્રસંગે પ્રસંગે રચાતા સમારંભો, ઊજવાતા ઉત્સવો તથા યોજાતી સભાઓ વગેરે પણ પુરુષોત્તમરાયજીને પોતાનો સમય વીતાવવાના કામે ઉપકારક થઇ પડતાં હતાં, રાજકોટમાં જ્યારે જ્યારે તેઓ જઈ રહેતા હતા ત્યારે પણ તેઓ વહેલા ઊઠી, નિત્ય ધર્મકર્મ-પૂજાપાઠ સમાપ્ત કરીને પોતાના પ્રિય આસન હિંચકા ઉપર ઝુલ્યા કરતા, વર્તમાનપત્રો કે પુસ્તકો વાંચતા અને મુલાકાતે આવેલાઓને મળી યથાપ્રસંગ

વાતચીતમાં પરોવાલા હતા. ત્યાં પણ તેમને મળવા જનારાઓની સંખ્યા મ્હોટી રહેતી એટલે તેમને બપોર સુધીમાં એકાન્તિતા ભોગવવાનો વારો કદિ પણ આવતો ન હતો. રાજકોટ, એ સમયમાં કાઠિયાવાડના હૃદય કેંદ્ર જેવું હતું, અને તેથી કરીને વિવિધ કોટીના બ્રિટીશ સરકારના નોકરો તથા દેશીય રાજ્યોના કાર્યભારીઓ અને ઇતર રાજપુરુષો પોતાનું નિવૃત્તિમય જીવન ગાળવાને ત્યાં જઇ વસતા હતા. રાયજી સાહેબના પ્રોજ્જ્વલ રાજદ્વારીય તેમજ ગૃહસ્થોચિત જીવનની છાપ લોક–માનસ ઉપર એટલી તો વ્યાપક રૂપમાં ઉંડી પડેલી હતી કે, રાજપુરુષો તેમને પોતાના શિરોમણી રૂપે ગણી રહેલા અને તેથી તેઓ પોતાની ધર્મ-દૃષ્ટિએ આ આપણા કથાવીરના ઘરને એક તીર્થયાત્રાના ઠેકાણારૂપે ગણ્યા વિના રહી શકતા નહિ. અર્થાત રાજ્યકાર્યાર્થે મંત્રણા કરનાર મુત્સદીવર્ગ માટે રાયજી સાહેબનું ઘર એક સર્વસાધારણ મંત્રગૃહ બની રહેલું હતું. આ ઉપરાંત ત્યાં આવનારા નાના મ્હોટા રાજવીઓને મળવા હળવાનું કામ પણ તેમને ઓછું રહેતું ન હતું. રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી કાર્યભારીઓની સ્થિતિ ઘણે ભાગે વિષમ થઇ પડે છે; કાંતો તેઓ ઝગમગતા બંધ પડી લોકદૃષ્ટિને આકર્ષી શકતા નથી અગર તો જો તેવા પૈકી કોઇને પોતાની અગ્રગણ્યતા કે રાજદ્વારીય મહત્તાને નભાવી રાખવાનો લોભ હોય છે તો તેવા મહત્ત્વાકાંક્ષી રાજપુરુષને કોઇ પણ પ્રકારે–માર્ગે–નાનો મ્હોટો રાજ્યાશ્રય ગોતી લેવાને ફાંફાં મારવાં પડે છે પણ ખરાં. રાયજી સાહેબે આવો કોઇ પ્રયાસ કરેલો નથી, અને છતાં તેમની રાજદ્વારીય પ્રમુખ્યતા તેમના દેહાંત પર્યન્ત લેશ માત્ર પણ ઓછી થવા પામેલી નહિ; એટલું જ નહિ, પરંતુ એમના રાજ્યસંબંધને તોડી પાડવાને માટે ઘણા લાંબા સમય સુધી સતત મથી રહેનાર અને અંતે એ સંબંધને તોડી પાડવામાં સફળ થનાર બ્રિટિશ સરકાર જેવાનું રાજદ્વારીય ખાતું પણ આપણા આ કથાવીરને એક ભાંગીતુટી વેરાનખેરાન થઇ ગયલ વહાણ રૂપે ગણી કાઢી શકેલું ન હતું. આ એક બાબતને આપણે એમના જીવનની એક અદ્વિતીય વિશેષતા રૂપે સુખેથી ગણી શકીએ; અને અમે એમ પણ કહી શકીએ છીએ કે, બ્રિટીશ સરકારના રાજદ્વારીય ખાતા આગળ નમતું મૂકીને કે તેની ખુશામત કરીને પુરુષોત્તમ-રાયજીએ પોતાના પૌરુષને ક્ષુદ્ર બનાવેલું પણ નથી. દ્રવ્યસંગ્રહ તથા તેનાથી પ્રાપ્ત થતા વૈભવાદિને બળે મ્હોટા ગણાઇ જતાં લોકો તો ઘણા હોય છે; પરંતુ દ્રવ્યહીન બની ગયા હોય તે છતાં એટલે કે મ્હોટાઇ અપાવનારા કૃત્રિમ ચિહ્નો રહિત થઇ બેઠેલો પુરુષ જ્યારે લેશ પણ ક્ષીણપ્રભ થયા વિના

નોની સહાનુભૂતિ અને મદદથી તેઓ ઠેઠ સુધી ટકી શકેલા એ વાત પરત્વે કોઈ મતભેદ બતાવી શકશે નહિ જ. રાજકોટમાં હંમેશાં તેઓ સાડા દસ અને અગીઆર વાગ્યાની વચમાં ભોજન લેતા અને પછી થોડીવાર સુધી પોતાના પ્રિય હિંચકાનો આશ્રય લઇને સ્વલ્પ આરામ લેવા માટે પોતાના 'શયનખંડમાં સરી જતા હતા. ત્રણ વાગે ચ. પીતા અને ટપાલ લખતા, અને વચમાં વચમાં કોઇકોઇ વાર કવિ નાનાલાલ સાથે બેસીને શત્રુંજય (શેતરંજ)ની બાજી ખેલતા પણ હતા. સાંજ પહેલાંથી પાછો તેમને ઘેર "ડાયરો" જામવા માંડતો અને તેમાં બેસીને તેઓ બહુપ્રકારના વાર્તાલાપમાં રસપૂર્વક ભાગ લેતા હતા. તેઓ બહુ પ્રકારે આપદ્-ગ્રસ્ત હતા છતાં તેમના મ્હોં ઉપર ગ્લાની દેખાતી ન હતી, બલ્કે પ્રસન્નતાનો પ્રકાશ રેલાઇ રહેતો હતો. ઘણીવાર તેઓ ધર્મવિષયક પ્રવચનો સાંભળવાને ધર્માચાર્યો તથા સાધુસંન્યાસીઓને મુકામે પણ જતા અને પંચનાથ મહાદેવના દર્શને જવું એ તો લગભગ તેમને માટે નિત્યકર્મ જેવું બની ગયલું હતું. તેમની વિનીતતા તેમની પોતાની જ હતી. તેમણે પોતે પૂર્વ જીવનમાં લગભગ એક રાજાના જેવું પદ ભોગવેલું તે છતાં તેઓ એવા તો નિરાભિમાની, વ્યવહારકુશળ, સ્નેહાળ પ્રકૃતિના સમયાચારી અને સાદાઇ ધરાવનાર ગૃહસ્થ હતા કે, તેમને પોતાને ઘેર આવતા રાજપુરૂષો કે ઇતર માનનીય ગૃહસ્થો કરતાં પોતે થોડીક પણ ઉચ્ચતર કોટીના છે એવું તેઓ કદી પણ તેમને ભાસવા દેતા નહિ. એમની પોતાની બેઠક સામાન્યત: હિંચકો છે એ વાત સર્વવિદિત હતી; છતાં પણ પૂર્વકાળમાં તેમના લગભગ સમોવડીયા ન હોય તેવા તેમના પોતાના તાબામાં એક કાળે નોકરી કરી ગ્હેલ અગર તેમના પોતાનાથી ઉપકૃત થયલ અગર તો એમની પોતાની મદદથી મ્હોટાઇને પામેલ હોય એવા રાજપુરૂષો કે ઇતર ગૃહસ્થો જ્યારે એમને ત્યાં મળવા અગર બેસવા માટે આવતા ત્યારે પુરૂષોત્તમરાયજી ગૃહસ્થોચિત વિનયવિવેક વાપરીને, તેઓ પોતે વયમાં મ્હોટા તેમ જ પૂર્વજીવનની દૃષ્ટિએ ઉત્તર હતા તોપણ, આવતલ ગૃહસ્થોને સન્માનવાના હેતુથી હિંચકો ખાલી કરી હકને પાસે રખાયલા એક મંચક ઉપર બેસી જતા હતા અને અભ્યાગત જેવા ગૃહસ્થોને હિંચકા ઉપર આસન આપીને તેમનું યથાશક્તિ આતિથ્ય કરવાનું ચૂકતા પણ નહિ. આ પ્રમાણે પુરૂષોત્તમરાયજી તરફથી પળાતો શિષ્ટાચાર અને આવનારા કેટલાક ગૃહસ્થો તરફથી પોતાના ઉત્તરકાળમાં થયલ ઉન્નતિના અભિમાનને લીધે કરાઇ બેસતો વિનય વિવેકનો ભંગ: એ બે બાબતોને એક સાથે બનતી અમારા જોવામાં આવતી હતી ત્યારે અમને

આપણા સમાજ જીવનમાંથી લુપ્ત થતી જતી શિષ્ટાચારિતા તથા વિભૂતિપૂજકતાના વિષય પરત્વે ખરેખર ખેદ થઈ આવ્યા વિના રહેતો ન હતો. મનુષ્યનું મૂલ્ય તેના પદવીથી અંકાતું નથી, પરંતુ તેનાથી પ્રદર્શિત કરાતા વિનયવિવેકથીજ અંકાય છે. આમ રાયજી સાહેબ અભિમાનમુક્ત હતા. અર્થાત્ પુરુષોત્તમરાયજીનું દૈનિકજીવન નિશ્ચિત હતું, પ્રસંગને અનુસરતું, પ્રતિદિન ગૃહસ્થને શોભતું તેમજ નાનાં મોટાં બધાને અનુકરણ કરવાને પ્રેરે તેવું આદર્શ કોટીનું હતું એ વાત પરત્વે મતભેદને અવકાશ નથીજ. કૅપ્ટન લાઇડઝ કેઈટે ઈ૦સ૦ ૧૮૯૨માં પુરુષોત્તમરાયજીને "સર્વથા સદ્‌ગૃહસ્થ" રૂપે વર્ણવેલા છે તે યથાર્થજ છે.

## (९) रायजीसाहेबनी प्रासंगिक चर्या.



પુરુષોત્તમરાયજીની નિત્યચર્યા પુર્વોક્ત પ્રકારની હતી. તથાપિ તેમની કેટલીક પ્રાસંગિક ચર્યાનું જ્ઞાન આપણે મેળવી લેવું જોઇએ. પુરુષોત્તમરાયજી સુસંસ્કૃત સંગતિપ્રિય પ્રકૃતિ ધરાવનારા હતા. એટલે તેમની પ્રાસંગિક ચર્યા પણ સહચરોને આશ્રયે થતી રહેતી હતી. જે કોઇ મનુષ્ય પોતાના સુખસાધનોનો ઉપભોગ કરવાની બાબતમાં એકલપેટો થઇ રહે છે તે તેના ઉપભોગથી મળવાના ખરા પ્રમોદથી વંચિત જ રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્યના સુખસાધનો જો પરભુક્ત થાય છે તોજ તેવાં સુખસાધનોવાળો મનુષ્ય ખરો પ્રમોદ અનુભવી શકે છે. આ દૃષ્ટિથી આપણે જ્યારે પુરુષોત્તમરાયજીનું જીવનચરિત તપાસીએ છીએ ત્યારે આપણે તેમને ખરાપ્રમોદના ભોક્તા રૂપે દેખ્યા વિના રહી શકતા નથી. જૂનાગઢ રાજ્યનો કાર્યભાર પોતે વહી રહેલા ત્યારે નવરાત્રિના દિવસોમાં વ્યાઘેશ્વરી માતાને, શ્રાવણ માસમાં પ્રત્યેક સોમવારે બિલ્વનાથ મહાદેવને તથા મહાશિવરાત્રીને રોજ ભવનાથ મહાદેવને મંદિરે તથા ત્યાંના મેળામાં તેઓ દર્શનાર્થે જતા અને તે વખતે તેઓ રાજ્યના મુખ્ય હિંદુ અમલદારોને પોતાની સાથે લઈ જતા પણ હતા. દીવાળીના દિવસોમાં તેઓ પોતે કુટુંબીઓને ઘેર જતા અને નૂતન વર્ષના મંગલ પ્રભાતે તો વહેલા ઉઠીને, નિત્યકર્મથી પરવારીને તેઓ સ્વજ્ઞાતિશ્રેષ્ઠ ગૃહસ્થો જેવા કે નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચ, અમરજી આણંદજી કચ્છી, ગુલાબરાય અંબાશંકર જોષીપુરા વગેરેને તેમજ પોતાના વડીલ કુટુંબીઓને નમસ્કાર કરી આવતા પણ હતા.

અને પછી પોતાને ઘેર આવી ત્યાં આવના ગૃહસ્થોનાં અભિનંદનો તથા અભિવંદનો સોલ્લાસ સ્વીકારી તેમને ચા, પાનુ આદિથી સત્કાર પણ કરતા હતા. શહેર આખું એ દિવસે એમને ઘેર ઉભરાતું એમ કહીએ તો ચાલે. વધારે ખુબીની વાત એ છે કે, આ હિંદુ તહેવારો હતા છતાં જૂનાગઢના મુસલમાન ગૃહસ્થો પણ આ શુભ પ્રસંગે હિંદુઓમાં ભળીને જૂનાગઢ રાજ્યની વિશિષ્ટતા રૂપ ગણાતી હિંદુ-મુસલમાન પ્રજાની તે કાળની એકતાને પ્રત્યક્ષ કરી બતાવવાની બાબતમાં પાછળ પડી જતા નહિ. કોઈ કોઈ વાર પુરૂષોત્તમરાયજી આવા તહેવારના દિવસો માળિયા, ઉના, વેરાવળ આદિ સ્થળોએ પણ ગાળતા હતા અને તેને પરિણામે તેઓ રાજ્યની પ્રજાના સંપર્કમાં વધારે પ્રમાણમાં અને વધારે મોકળાશથી આવતા હતા પણ ખરા. 'વિક્રમ સંવત્ ૧૯૫૬ના પ્રથમ દિવસે રાયજી સાહેબ વગેરેના સાથમાં વેપારીઓ મળવા આવ્યા તેનો સત્કાર (કલ્યાણરાયભાઈએ) કર્યો તેમજ મોં અમલદારો એ વેપારીને ત્યાં વળતી મુલાકાતે જઈ આવ્યા' એવો જે ઉલ્લેખ સ્વ. કલ્યાણરાયભાઇ બક્ષીના જીવનવૃતાંતના પાન ૧૩૦ ઉપર કરાયેલ છે તે પુરૂષોત્તમરાયજીના વેરાવળમાંના મુકામની બાબતનો છે અને તે અમારા પૂર્વોક્ત કથનને પુષ્ટિ આપે તેવો હોઇ અમે અત્ર ઉધ્ધૃત કરેલો છે. પુરૂષોત્તમરાયજી રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી પણ તેમના ઉત્તરકાલીન જીવનમાં તેમનું મુખ કોઇ વિરલ પ્રસંગે પણ જોવાનો યોગ રાજ્યની એકંદર વસ્તીને ઘણા વર્ષો પર્યંત મળેલો નહિ તે છતાં તે કાળમાં અને તે પછી આજ સુધી જૂનાગઢ રાજ્યની પ્રજાને તેમનું જે અવિચ્છિન્ન સ્મરણ થતું રહેલ છે તે વાત તથા તેમના પ્રતિપક્ષીઓ રાજ્યને નામે જ્યારે તેમને હેરાન પરેશાન કરવાને આકાશપાતાળ કરી રહેતા હતા ત્યારે એ રાજ્યના જનપદમાના હિંદુ તેમ જ મુસલમાન અમીર ઉમરાવો, આસીઆઓ, શેઠીઆશાહુકારો, વેપારીઓ અને સામાન્ય પ્રજાજનો ગણાય તેવાઓ તેમને ડગલે ડગલે સંભારી રહેલ અને તેમને શક્ય હોય તે માર્ગે મદદગાર થઇ રહેવામાં પોતાની કૃતકૃત્યતા સમજી રહેલ એ વાત એ બધુ આપણા અનતિનિરૂપ્યની કીર્તિપ્રદ રાજ્યસેવા, શાસનકલા તથા લોકપ્રિય થઇ રહેલ તેમની જીવનચર્યાનાં પ્રતિપાદક તત્વો નથી એમ કહેવાની ધૃષ્ટતા જે કોઇ દુરાગ્રહ હોય તે જ કરી શકે. વળી પુરૂષોત્તમરાયજીએ રાજ્યસેવામાં પ્રવેશ કર્યો ત્યારથી જ તેઓ ધારત તો સરકારમાંથી અગ્રગણ્ય વસ્તતને પણ મફત મળતા રહેલા વાહનોનો ઉપયોગ કરી શકતજ; પરંતુ એ બાબતમાં એમનો નિશ્ચય એવો હતો કે, તેઓ પોતે જ્યાંસુધી પોતાની માલીકીનું વાહન રાખી શકે નહિ ત્યા

સુધી પોતે પોતાની જાત માટે સરકારી વાહનને ઉપયોગમાં ન જ લેવું અને પગે ચાલીને જ દરબારમાં કે ગામમાં ઈતર સ્થળોએ જવાનું રાખવું. આવો તેમનો સિદ્ધાંત હોવાથી તેઓ પોતાના રાજ્યાધિકારના આરંભકાળમાં પગે ચાલીને દરબારમાં કે ઈતર સ્થળોએ જતા હતા, અને જો કે તે વખતે કેટલાક અમીર ઉમરાવો તથા હિંદુ મુસલમાન સિપાહીઓ તેમને અનુસરતા ચાલતા હતા, તે પણ એ પ્રકારનો તે વખતે શિરસ્તો હતો એટલે તે બાબતને આપણે આજની દષ્ટિએ અસાધારણ ગણી શકશું નહિ. પાછળથી જ્યારે તેમણે પોતાના ઉપયોગમાં આવે એવું એક ગાડીખાનું પોતાને ખર્ચે અસ્તિત્વમાં આણેલું ત્યારે તેમણે ઘોડાગાડીમાં બેસીને દરબારમાં કે કચેરીએ જવાનો ક્રમ શરૂ કરેલો હતો. રાયજી સાહેબની ઘોડાગાડી, એ સમયમાં, એક જુદી જ ભાત પાડે તેવી ઘાટીલી તથા મોહક હતી, એ ગાડીને હંમેશાં તપકીરીયા રાતા રંગના બે આરબ ઘોડાઓ જોડાતા અને એ ઘોડાઓની સપ્રમાણતા પણ સર્વ કોઈને આકર્ષી રહેતી હતી. આ ગાડીનો હાંકનાર એક કુશળ હિંદુ માળી હતો, અને તે સાધારણતઃ 'પટેલ' ઉપનામથી ઓળખાતો હતો, આ ગાડીવાને પણ રાયજી સાહેબ સાથે જ જૂનાગઢ છોડેલું, અને રાજકોટ તથા મુંબઈ જેવા અપરિચિત શહેરોમાં પણ એણે જ ગાડી હાંકેલી હતી. પાછળથી સંયોગવશાત્ રાયજી સાહેબે ગાડી કમી કરેલી ત્યારે આ ગાડીવાન નોકરીમાંથી છૂટો થઈ જૂનાગઢ ગયલો અને ત્યાં તેને પાટવીકુંવર શેરઝમાખાનજીનો તથા તે પછી ખુદ નવાબ સાહેબનો ખાસ ગાડીવાન થવાનો યોગ મળી આવેલો પણ ખરો! રાયજી સાહેબની વ્યવહારકુશળતા પણ અનુકરણીય હતી, અને એક સાધારણ સ્થિતિના ગૃહસ્થ તરીકે જીવન કેમ ગાળવું એ તેમને બરાબર આવડતું હતું. સ્વજ્ઞાતિમાં થતાં લગ્નાદિ શુભ પ્રસંગે ઘેર ઘેર જઈ આવવું, અશુભ પ્રસંગોએ ખરખરો કરવા જવું વગેરે જ્ઞાતિબંધુતાપોષક પ્રવૃત્તિ કરવામાં તેમણે કદિ પણ પોતાની રાજદ્વારીય મહત્તાને આડી આણેલી નહિ; એટલું જ નહિ, પરંતુ પ્રસંગાનુરૂપ શક્ય હોય તેટલી આશ્વાસક મદદ આપવામાં તેઓ પોતાની લાગવગનો ઉપયોગ પણ કરતા હતા. કુટુંબકુષ્ણના ગુજરી જવાથી નિરાધાર બની ગયેલાંને ઉગારી કેમ લેવા તે બાબતે તેઓ હંમેશાં ચિંતાશીલ રહીને તે પરત્વે યોગ્ય પ્રબંધ તેઓ કરતા હતા. આવી તેમની અનુકંપનાએ જ તેમને "નાગર નિરાશ્રીત દ્રવ્યસંગ્રહ" નામક સંસ્થા સ્થાપવાને પ્રેરેલા એ વાતમાં શંકા નથી જ. વળી નાગરોના વિશિષ્ટ લક્ષણ રૂપ ગણાતી આવેલ "કડછી" એટલે કે પાકવિદ્યાથી પણ પોતે અપરિચિત રહેલા નહિ એટલે પોતાના ઉત્તરજીવનમાં

કવચિત્ કવચિત્ તેમને એકલાં રહેવાના પ્રસંગો આવતા ત્યારે તેમ જ રસોઇ કરી આપે તેવો નાગર બ્રાહ્મણ રસોઇઓ ઉપલબ્ધ થઇ ન શકતો ત્યારે તેઓ પોતાને માટે પાક તૈયાર કરી લેતા અગર દૂધ પીને ચલાવી લેતા પણ હતા, અને એ વાતની ગંધ પોતાને ત્યાં આવતા કોઇ સ્નેહીસંબંધીને મળી ન જાય તે બાબતની ખાસ તકેદારી રાખતા પણ હતા. પોતાને માટે બીજાને તકલીફમાં મુકવા એ તેમને બીલકુલ પસંદ ન હતું, અને કદાપિ તેઓને બીજાને ત્યાં મહેમાન થવાનો પ્રસંગ આવતો તો તેવો બાજો ગૃહસ્થ તેમને મહેમાન ગણીને કોઇ વિશિષ્ટ પ્રકારે તેમનું આતિથ્ય ન કરે અગર કરી શકે એવો યોગ તેઓ રચતા પણ હતા. અર્થાત્, નાગરોની વિશિષ્ટતા રૂપી ગણાતી ત્રણે કલાઓ– કલમ, કડછી અને બરછીને તેમણે સાધી લીધેલી હતી. તેમના પોતાના પુત્રો પણ આવશ્યક પ્રસંગમાં પોતાને માટે પોતાને હાથે રાંધી શકે એટલા માટે તેમણે એમને પણ એ વિષયની તાલીમ આપેલી, અને તેને પરિણામે તેમના કુટુંબમાં અનારોગ્યજનક બજારૂ ખાદ્ય પદાર્થો વર્જ્ય ગણાઇ રહેલા અને અદ્યાપિ પર્યંત નાગરોચિત્ત વિશુદ્ધતા રક્ષાઇ રહેલી જોવામાં આવે છે પણ ખરી. વાણિજ્યદૃષ્ટિએ ચલાવાતાં ભોજનગૃહોમાં અગર તો અલ્પનિયંત્રિત જીવનપ્રણાલિકાવાળા નાગરેતરે લોકોનાં ઘરોમાં અગર તો દુકાનોમાં વેચવા માટે તૈયાર કરાતા ખાદ્યોને નાગરગૃહોમાંથી સાવ બહિષ્કૃત રાખવા રખાવવામાં આવેલ તે વાત પરત્વે આજનો તોડફોડિયો જમાનો ગમે તેવી આત્મવંચક તથા સ્વચ્છંદપોષક ટીકા કરવાને પ્રેરાય; પરંતુ એટલું તો સિદ્ધ કરી શકાય તેમ છે જ કે, નાગરોમાં સમગ્રદૃષ્ટિએ સાત્વિકતા, નિરામયતા તથા શરીર સુંદરતાનું પ્રમાણ વધારે દેખાતું હતું તેનું મુખ્ય એક કારણ પુર્વોક્ત કોટીનાં એટલે કે બજાર ખાદ્ય પદાર્થોનો સંપૂર્ણ બહિષ્કાર જ હતું; અને વળી આ વિષય પરત્વે એટલું પણ કહી શકાય છે કે, નાગરોના ઘરોમાં જેમ જેમ બજારિયા ખાદ્ય પદાર્થો સ્થાન પામતા ગયલા છે તેમ તેમ વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થો બનાવવાની તેમ જ એવા પદાર્થો ગમે ત્યારે બનાવી શકાય તેટલા માટે ધાન્યાદિને સળો ન લાગે એવી વિધિએ સંગ્રહીત રાખવાની કળાનો પણ તેમના ઘરમાંથી પગ નીકળી ગયેલો દેખાય છે, અને આહાર શુદ્ધિનો વિષય ગૌણપદને પામી ગયો પણ છે. વળી પુરૂષોત્તમરાયજીને કોઇ પણ ઘરકામ હાથે કરી લેવામાં સંકોચ લાગતો નહિ, અને એ ટેવ એમણે પોતાના પુત્રોને વારસામાં આપેલી પણ છે, અને તેને પરિણામે, એમને પોતાની વિપરીત અવસ્થા દુઃસહ થઇ પડેલી નહિ તેમ તેમના પુત્રોને પણ તે દુઃસહ થઇ પડેલી નથી.

## (૧૦) [illegible] વિનોદશીલતા.



જૂનાગઢ રાજ્યના સમગ્ર કામકાજની જવાબદારી પુરૂષોત્તમરાયજીના માથા ઉપર રખાયલી હતી. બાબી રાજકુળનો અમલ સોરઠમાં શરૂ થયો ત્યારથી જૂનાગઢના નવાબ સાહેબો વિરલ પ્રસંગે જ અને તે પણ બહુ ભાગે ખટપટીઆઓ તેમને ઉશ્કેરી મૂકતા ત્યારે જ-કાર્યભારીથી કરાતા ચાલુ કામોમાં માથું મારતા હતા. અર્થાત્ એ બધા નવાબો સ્વેચ્છાપૂર્વક એક પ્રકારના પરિમિત-મર્યાદિત-રાજત્વ ભોગવનાર રાજાઓ જેવા બની રહેલા અને એવા બની રહેવામાં જ તેમણે પોતાનું સુખ અને પોતાના રાજત્વનું સાફલ્ય જોયેલું હતું. તેઓ પોતાના કુળથી કપાયલ કુળોમાંથી બનતા સુધી કાર્યભારીઓની પસંદગી કરતા રહેલા હતા, અને તેથી કરીને એવા કાર્યભારીઓ તથા ઇતર રાજ્ય-સેવકો પણ રાજ્યને પોતાના બાપનું ઘર ગણીને તેનું બને તેટલું હિત સાધવાને મથી રહેતા પણ હતા. રાજ્યસેવાને પોતાની અને પોતાના વંશજોની કાયમ આજીવિકાના સાધન રૂપ માની શકતા ન હોય એવા વલોણા વારે બદલાતા રહેતા રાજ્યસેવકોમાં ખરેખરી રાજ્યભક્તિ હોવાની કલ્પના કરવી એ માનવ પ્રકૃતિમાં રહેલ સ્વાર્થસાધક દૃષ્ટિએ ખ-પુષ્પવત જ છે, એમ અમારૂં માનવું છે. રાજ્યની પ્રજામાંથી જ્યારે ગમે તેવી યોગ્યતાવાળા બહુ સંખ્ય ઇમિમો રાજ્યાધિકાર પ્રાપ્ત કરવાના લોભે મેદાન પડે, પોતપોતાના પક્ષો રચવા માંડીને તેમની મદદથી પ્રજાજીવનને હિંયોળે ચડાવી મૂકે અને અંતે ગમે તેવી યુક્તિપ્રયુક્તિથી રાજ્યના શાસનસૂત્રને પોતાના હાથમાં લઇ શકે, ત્યારે, તેવાઓ કેવળ પ્રજાસમસ્તનું કલ્યાણ સાધવાને અર્થે જ તે પ્રમાણે કરે છે એવું ધારી લેવું એ જેટલે અંશે એક નિરાધાર કલ્પના રૂપ છે તેના કરતાં અધિક અંશે તે તેવા શાસનસૂત્રધારકોના અગર તો તેમના પોતાના પક્ષના સ્વાર્થ કે સિદ્ધાંતને સફળ કરનારો એક પ્રયાસ છે એમ માનવું એ એક સાધાર કલ્પના રૂપ થઇ પડશે. કેવળ રાજદ્વારીય બાબત રૂપી રવાઇથી સતત્ થતું રહેતું પ્રજાજીવનનું-વલોણું સતત નવનીત જ પેદા કર્યા કરે એ વાતને અબાધિત સત્ય રૂપે સ્વીકારી શકાય નહિ. આમ હોઇને જૂનાગઢના પહેલા નવાબ સાહેબના રાજ્યકાળના આરંભમાંથી જ રાજ્યભક્ત ગણાતા રહેલ ઝાલા કુટુંબના રાયજી સાહેબનું ચિત્ત આઠે જામ રાજ્યકલ્યાણને લગતી ચિંતાઓથી ઘેરાઇ રહે એ સ્વાભાવિક વાત છે. પરંતુ કેવળ ચિંતાશીલતા મનુષ્યના બળ તથા આયુષ્યનો [illegible] છે, જેથી પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે તેના ફાંસલામાંથી

મુક્ત રહેવાને માટે કોઈ પ્રકારનો પ્રયાસ સવિવેક કરવો જ જોઇએ. આપણા આ કથાવીરે પોતાની અપકવ ગણાય તેવી યુવાવસ્થામાં જે પત્રો મનઃસુખરામજી જેવા તત્વજ્ઞાની ઉપર લખેલા છે તે પત્રોમાંથી જેમ તેમના લખનારની જન્મસિદ્ધ તત્વજ્ઞતા–આસક્તિ રહિતતાનું પ્રતિપાદન થઇ શકે તેમ તેમણે પોતાની ચિંતાગ્રસ્ત રાજદ્વારીય પરિસ્થિતિમાંથી છુટી પોતાને માટે બને તેટલી સ્વસ્થતા સાધવાના હેતુથી જે બહુવિધિ પ્રયાસો કરેલા છે તે બધા તેમની સ્વભાવસિદ્ધ રમતિયાળ અને વિનોદપ્રિય માનસના વ્યંજકો ગણાય તેમ પણ છે; કારણ કે માણસ સ્વભાવથી સગરો હોય છે તો તેનાથી આવા મનોરંજક પ્રયાશો હંમેશા થઈ શકતા નથી. જૂનાગઢ રાજ્યમાં રાયજી સાહેબનું જે અદ્વિતીય પદ હતું અને તેને અંગે તેમને માથે જે બધી જવાબદારી લદાયલી હતી તે જોતાં તેમને આપણે એક હલકા ફુલ જેવા મને ફરતા હરતા દેખી શકીએ છીએ ત્યારે આપણે ખરેખર આશ્ચર્યમગ્ન થયા વિના રહી શકતા નથી; અમે તો એટલે સુધી કહેવાની ધૃષ્ટતા કરીએ છીએ કે રાયજી સાહેબને માથે રાજ્યકાર્યનો ભાર જેટલા પ્રમાણમાં હતો તેટલા પ્રમાણમાં તેવો ભાર વહીને કોઇ પણ રાજ્યના કોઇ પણ કાર્યભારીએ તેમના જેટલી તથા વિવિધ રૂપધારી રહેલી વિનોદપ્રિયતા આ જમાનામાં તો દેખાડેલી નહિ જ હોય. સગાંસંબંધીઓથી ઘેરાઇ બેસવામાં, તેમની પ્રસન્ન વદને વાર્તાલાપ કરવામાં સ્નેહી જનો ભેળા બેસીને ચાન્નાસ્તો ઉડાવવામાં જ્યાફતો ભોગવવામાં પોતાના ગણાય તેવા લોકો સાથે રમવામાં તથા તેમની સંગતમાં ફરવાહરવામાં તેમને ઘણો જ આનંદ પડતો હતો. ઋતુઋતુને અનુસરતા વિહારો તેમને પ્રિય હતા અને તે કરવાને તેઓ હંમેશાં ઉત્સુક પણ રહેતા હતા. ઋતુઋતુનાં સ્વાદિષ્ટ ખાદ્યો ખાવાં તથા મિત્રમંડળને ખવરાવવાં, એ પણ તેમને બહુ ગમતું હતું. જૂનાગઢના નાગરોમાં તરવાની કળાથી ભાગ્યે જ કોઈ અપરિચિત હોય છે એટલે પુરુષોત્તમરાયજીને તરવાનો શોખ હોય એ સ્વાભાવિક જ હતું; પ્રત્યેક વર્ષાઋતુમાં તેઓ પોતાના પુર્વજીવનના આરંભકાળમાં, જૂનાગઢના કાળવાડ દરવાજા બહાર આવેલ બ્રહ્મકુંડમાં તરવાને માટે પોતાના મિત્રો તથા રાજ્યના કેટલાક અમલદારોને આમંત્રીને પોતાની સાથે લઇ જતા, અને પાછીથી જ્યારે તેમણે પોતાના આ શોખને પુરો કરવા માટે પોતાના બગીચામાં એક ઘણો વિશાળ કુંડ મહોટો ધનવ્યય કરીને બંધાવેલો ત્યારે તે કુંડમાં તરવા જવાનું રાખેલું હતું. ખાસ કરીને શ્રાવણમાસમાં બળેવને દિવસે જનોઇ બદલવાનાં હોઇને તેઓ જનોઇ બદલનાર અમલદારો, કેટલાક સગાસંબંધીઓ તથા જેમને

જનોઇ બદલાવાનાં ન હોય તેવા મુખ્ય મુખ્ય રાજ્યપુરુષો વગેરેને પોતાનીસાથે લઇને પોતાના બગીચાવાળે કુંડે જતા, અને ત્યાં જનોઇ બદલવાની ક્રિયા કરીને તરવાની મોજ છુટથી ઉડાવતા હતા. કુંડમાં કેળના થાંભલા નંખાવી, જેમને તરતાં આવડતું ન હોય તેવા દેશીપરદેશી–હિંદુ, પારસી– અમલદારોને તેઓ કુંડમાં ધકેલી દેતા અને કેળના થાંભલાને આધારે તરવાનું શીખવતા પણ હતા. સાક્ષાર છગનલાલ પંડયાએ આલેખેલું છે તે પ્રમાણે, "રાયજી સાહેબને એક જ સ્થળે રોજ સાંજે બેસા બેસવું ગમતું નહિ. તેથી અમારામાંથી ગમે તેને ત્યાં સાંજની બેઠક જામતી અને ત્યાં ચા, કાફી, તથા નાસ્તો વિગેરે થાતું. મારે મકાને કેટલીકવાર તેઓ પધારતા તે વેળા કોઇ ગવૈયાનું કે તાયફાનું ગાયન પણ તેમની ગોઠવણથી થતું." તેઓ પોતે રસજ્ઞ હતા એટલે સંગીત-નૃત્યાદિ તેમને પ્રિય હતાં, અને તેથી જ તેમણે સંગીતજ્ઞાનનો પ્રસાર શાસ્ત્રીય ઢબે જૂનાગઢમાં કરવાવધારવાના હેતુથી એક સંગીતશાળા સ્થાપવાની યોજના કરેલી હતી અને એ યોજનાને મૂર્ત રૂપમાં મૂકવાને એક સંગીતજ્ઞને પરદેશ મોકલી અધિક તાલીમ આપવા ગોઠવણ પણ કરેલી હતી. નાગરો પ્રાયશઃ સંગીતના શોખીન તો હોય છે જ, અને રાયજી સાહેબના વારામાં જોકે, એક બે સંગીતના મુસલમાન ઉસ્તાદો કેટલાક નાગર ગૃહસ્થોને સંગીત-કળામાં તાલીમ આપી રહેલા હતા તોપણ એમ કહી શકાય કે, એ સમયમાં સંગીતરસ ધીમેધીમે લુપ્ત થતો જતો હતો પણ ખરો, અને તેથી તેને ઉદ્ધારી લેવાની જરૂરી હતી. જૂનાગઢમાં અને બહુભાગે જ્યારે તેઓ ગામડાંમાં ફરતા હતા ત્યારે ભાટચારણો, ભજનકારો તથા વાર્તાકારોને બોલાવી બોલાવીને તેમને મુખેથી કવિતો, ભજનો તથા કથાવાર્તાઓ તેઓ કલાકોના કલાકો સુધી સાંભળતા બેસી રહેતા, અને એ રીતે કાઠીઆવાડના અને વિશેષતઃ સોરઠના કંઠસ્થ સાહિત્યનું રસપાન કરી તેઓ તેવા કંઠસ્થ સાહિત્યના ઉપાસકોને પોતાની ઉદારતાનો લાભ મુક્ત હસ્તે આપીને તેવો લાભ ઇતર સ્થળેથી તેમને મળે એવી તજવીજ પણ તેઓ કરી આપતા હતા. આપણા સોરઠી જૂના કંઠસ્થ સાહિત્યને ગજવનારાઓમાં રાયજી સાહેબ એટલા તો પ્રિય થઇ રહેલા હતા કે, તેઓ રાજ્યસેવામાંથી મુક્ત થઇને મુંબઈ અગર રાજકોટમાં રહેતા થઈ ગયલા ત્યારે પણ, એમના સમયના આ સોરઠીઆ વાર્તાકથાકારો તેમને ગોતતા ગોતતા તેમની પાસે જઇ પહોંચતા હતા. તેમને પોતાનાં વક્તવ્યોથી રીઝવીને તેમના ઉપર પડેલા ઘાને રૂઝવતા હતા, અને વળી તેમની લાગવગ રૂપી મદદ મેળવી મેળવીને તેઓ અન્ય રાજસ્થાનો તથા શેઠીઆશાહુકારો કનેથી ઉત્તેજન



ના. ગાયકવાડ સરકારે ગિરિ જંગલમાં કરેલો શિકાર (પાનુ ૧૩૩)

પામી શકતા પણ હતા. રાયજી સાહેબ સોરઠમાંથી ગયા, તેમણે સોરઠની ભૂમિ છોડી અગર બ્રિટીશ રાજનીતિએ તેમને સોરઠની ભૂમિછોડાવી દીધી, અને તે સાથેજ સોરઠમાં પરિપોષિત થતી રહેલી અદ્દભુત કોટીની સાહિત્યસરિતાનો વહનમાર્ગ પણ બદલાઈ ગયો છે ! જે થયું છે તે સારૂં થયું છે. આજે એ પ્રકારના સોરઠી સાહિત્યના ઉપાસકોના પ્રયાસથી એ સોરઠી વાઙમય સોરઠની સીમા ઉલ્લંઘીને ઠેઠ મુંબઈ સુધી પ્રસરી જવા પામ્યું છે અને ઘણાઓને તે ઘેલા કરી રહેલું છે પણ ખરૂં.

રાયજી સાહેબને ઘોડે બેસવાનું બહુજ ગમતું હતું, અને તેથી તેઓ એક અચ્છા બલ્કે પાકા ઘોડેસ્વાર બની ગયલા હતા, તેઓ અશ્વારૂઢ થતા ત્યારે એક સાચા સિપાહીને શોભે તેવો પોષાક ધારણ કરતા અને માથા ઉપર પાઘડીને બદલે ફેંટો બાંધી ધોતીયાને બદલે સુરવાળ અગર પાટલુન પણ પહેરતા હતા. તેઓ ઘોડાને એટલા તો વેગથી દોડાવતા કે, તેમની સાથે ઘોડે ચઢી જનારાઓ તેમની હારે રહી ન શકતાં ખુબ પાછળ પડી જતા અને તે હકીક્ત તેમના સહચરોમાં એક હાસ્યવિનોદનો વિષય રૂપ થઇ પડતી પણ હતી. આવા આવા તેમજ પગે ઉતાવળા ઉતાવળા ચાલવાના વ્યાયામપ્રયોગોથી તેઓ પોતાના મનની દ્દઢતાના જેટલી જ પોતાની કાયાને કસીને દ્દઢ બનાવી શકેલા એમા શંકા નથીજ. ઈ૦ સ૦ ૧૯૦૧માં વડોદરાના કે૦ શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ-એઓશ્રીને સિંહનો શિકાર કરવાની ઇચ્છા થઈ આવતાં રાયજી સાહેબ તે મહાન્ નરેશ ભેળા ગિરિ (ગીર) જંગલમાં ગયલા, અને રાયજી સાહેબે કરેલી વ્યવસ્થાને પરિણામે એ નરેન્દ્ર સિંહનો શિકાર કરી શકેલા પણ હતા. આ પ્રસંગે નાંદોદવાળા રાજકુમાર કિરીટસિંહજી કે જેઓ શ્રીમંત મહારાજા સાહેબના અંગરક્ષક હતા તેઓ તથા અમરેલી પ્રાંતના તે સમયના સુબા (દી૦બ૦) વાસુદેવ સમર્થ પણ હાજર હતા. આ સામેનું ચિત્ર આ શિકારને લગતું છે, અને તેમાં આપણે આપણા આ કથાનાયકને એક બંદુકદાર શિકારીના લીબાશમાં સજ્જ થયલ સ્થિતિમાં શ્રીમંત મહારાજા સાહેબને ડાબે હાથે ઉભેલા દેખી શકીએ પણ છીએ. શિકાર થઇ રહ્યા પછી પાછા વળતાં, સ્વ૦ કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી પોતાની રોજનીશીમાં નોંધી ગયા છે તે પ્રમાણે, રાયજી સાહેબ અકસ્માત્ ઘોડા ઉપરથી પડી ગયલા અને તેમનો હાથ ખડી ગયલો પણ હતો. છતાં તેઓ પુનઃ અશ્વારૂઢ થઇને શ્રીમંત મહારાજા સાહેબ સાથે રહીને ગિરિજંગલમાંથી વેરાવળ

સુધી, અને વેરાવળથી ખાસ ગાડીમાં જૂનાગઢ સુધી પ્રવાસ કરી એ નરેશને વિશ્રામ આપી શકેલા હતા. શ્રીમંત મહારાજા સાહેબે, જૂના સંપ્રદાય'ના એક પ્રખર મુત્સદ્દી તરીકે રાયજી સાહેબના સંબંધે ઘણુંઘણું સાંભળેલું તો હતું જ; તથાપિ તે ઉભય વચ્ચે પ્રત્યક્ષ સંબંધ થવાનો આ પહેલોજ પ્રસંગ હતો, અને એ પ્રસંગને પરિણામે રાયજી સાહેબના ઓજસ્વી વ્યક્તિત્વની જે છાપ એ શ્રીમંત મહારાજા સાહેબના ચિત્તપટ ઉપર પડેલી તે એટલી તો ઉંડી પડેલી કે તે છેવટ સુધી ભુંસાઇ શકેલી નહિ જ. શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ રાયજી સાહેબના શૌર્ય, મનોબળ તથા મુત્સદ્દીના મુખને શોભાવે એવા વાર્તાલાપથી એટલા તો મુગ્ધ બની ગયલા કે, તેઓશ્રીએ વડોદરે પહોંચ્યા પછી રૂપીઆ એક હજારની કિંમતની એક હીરાજડિત મુદ્રિકા તથા પોતાના હસ્તે લખાવલ પોતાના નામવાળું એક ચિત્રપુસ્તક ભેટ રૂપે રાયજી સાહેબને મોકલી આપીને પોતાની કૃતજ્ઞતાને પ્રત્યક્ષ કરી બતાવેલી અને તેમનું નામ પોતાના મિત્રમંડલમાં દાખલ પણ કરી દીધેલું હતું. વળી જે લોકોએ શિકાર કરાવવામાં ભાગ લીધેલો હતો તે પૈકી એક વડોદરા રાજ્યનો ગુન્હેગાર હતો તેને નેન. ગુન્હા બદલ માફી બક્ષવાની ઉદારતા એ પ્રસંગે એ મહાન નરેશે, કથાવીરની વિનતિને માન્ય રાખીને બતાવેલી પણખરી. જુનાગઢ ફરીને પહોંચ્યા પછી રાયજી સાહેબે પોતાના ભાંગેલા હાથને દુરસ્ત કરાવવાના ઉપાય રચેલા હતા, એટલે આ હકીકતથી આપણે તેમની સહનશીલતાનું માપ કાઢી શકીએ તેમ છીએ, અહીં એક બીજી વાત અમને નોંધવા જેવી લાગે છે. શ્રીમંત મહારાજા સાહેબ ગિરિજંગલમાં શિકારની સહેલગાહે પધારે ત્યારે વેરાવળ જતાં વચમાં તેઓશ્રી જુનાગઢમાં ઉતરે તો વધારે સારું એમ સમજીને રાયજી સાહેબ પોતે શ્રીમંત મહારાજા સાહેબને જુનાગઢ ઉતરવા સંબંધે આમંત્રણ આપવા માટે અમરેલી ગયલા હતા. અને તેઓ શ્રીમંત મહારાજા સાહેબ સાથે જ એક ખાસ ગાડીમાં વેરાવળ જવા માટે ઉપડેલા, માર્ગમાં રાયજી સાહેબે શ્રીમંત મહારાજા સાહેબને જુનાગઢમાં ઉતરવા માટે વિનતિ ઉપર વિનતિ આગ્રહપુર્વક, નવાબ સાહેબના નામથી કરેલી, પરંતુ જુનાગઢ રાજ્ય તરફથી થાય તે સત્કાર સ્વીકારવા અગર તો જૂનાગઢ શહેરમાં પગ મુકવાને શ્રીમંત મહારાજા સાહેબ ખુશી ન હતા, કારણ કે એ વખતે જુનાગઢ રાજ્ય અને વડોદરા રાજ્ય વચ્ચે રાજદ્વારીય વૈમનસ્ય જેવું વર્તતું હતું. રાયજી સાહેબ તરફથી કરાયલ વિનતિ લગભગ નિષ્ફળ ગયલી, તથાપિ તેમણે જુનાગઢથી થોડે દુર આવેલ જેતલસર જંકશને ફરીથી શ્રીમંત મહારાજાને. વિનતિ

કરી જોઇ, એટલે એ ચતુર નરેશે 'રાયજી! હવે હું તમારી ઈચ્છા પુરી કરવા ધારૂં તોપણ તે બની શકે તેમ નથી, કારણ જુનાગઢ નજીક છે અને તમારી તૈયારી કાંઇ હોઇ શકે નહિ'–એવું કહીને એ પ્રસંગને ઉડાવી દેવાનો પ્રયોગ કરેલ એમ એ વખતે કહેવાયલું હતું. આમ શ્રીમંત મહ.રાજા સાહેબે રાયજી સાહેબની વિનતિનો યુક્તિપુર્વક પરિહાર તો કર્યો; પરંતુ એ મહા નરેશને ખબર નહિ કે અનુભવ નહિ કે પુરૂષોત્તમરાય ઝાલા એક પુર્વચિંતા કરનાર કાબેલ મુત્સદ્દી છે. વસ્તુસ્થિતિ એવી હતી કે અમરેલી જવા માટે રાયજી સાહેબે જુનાગઢ છોડેલું ત્યારે તેમણે શ્રીમંત મહારાજા સાહેબનો ભવ્ય પ્રકારે સત્કાર કરવાની યોજના ધડીને તે પ્રમાણે બધી તૈયારી જુનાગઢના રેલ્વે સ્ટેશને રાખવાનો હુકમ આપી દીધેલો હતો, અને તેથી, શ્રીમંત મહારાજા સાહેબ તરફથી પોતે કરેલી વિનતિ કબુલ રખાય એટલું જ તેમને જોઇતું હતું. આમ હોઇને બધી તૈયારી થઇ શકશેઃ એવી ખાત્રી તેમણે શ્રીમંત મહારાજા સાહેબને આપી એટલે શ્રીમંત મહારાજા સાહેબને રાયજી સાહેબની વિનતિ કબૂલ રાખવી પડેલી હતી. ખુદ નવાબ સાહેબ પણ સ્ટેશને પધારી હાજર રહે એવી મતલબવાળો તાર પણ રાયજી સાહેબે જુનાગઢ મોકલી આપ્યો હતો. આગગાડી જુનાગઢ પહોંચી ત્યાં તો આખુંય સ્ટેશન સંપુર્ણ રીતે શણગારાયલું શ્રીમંત મહારાજા સાહેબની દ્દષ્ટિએ ચઢી ગયું, રાજ્યની તમામ સિયાસત સ્ટેશનના આગલા તથા પાછલા ભાગમાં સુવ્યવસ્થામાં ઉપસ્થિત થયલી દૃષ્ટિગોચર થઇ આવી. ખુદ નવાબ સાહેબ, વઝીર સાહેબ, રાજ્યના નાના મ્હોટા અમલદારો, અમીરઉમરાવો, શહેરના અગ્રગણ્ય મહાજનો તથા ઇતર પ્રજાજનોની જે ઠઠ ત્યાં જામેલી તેને તે મહાનરેશે દીઠી. ગાડી વિરમી, નવાબ સાહેબે ખુદે શ્રીમંત સાહેબનો ભવ્ય સત્કાર કર્યો, અને પછી જુનાગઢ શહેરમાં અલ્પ સમય માટે પણ પધારવા માટે તેમણે શ્રીમંત મહારાજા સાહેબને આગ્રહપુર્વક વિનંતિ કરી દીધી. વડોદરા નરેશ પોતાને અપાયલ ઊંડાં ભાવભર્યા સત્કારથી એવા તો મુગ્ધ બની ગયલા કે, તેઓ નવાબ સાહેબની વિનતિને ઠેલી શકયા નહિ અને તેમણે શહેરમાં ફેરો મારી તેને જોઇ લેવાની વાત પણ કબુલ રાખી દીધી. ચાર ઘોડાની દરબારી દમામવાળી ગાડી તૈયાર જ હતી એટલે તેમાં શ્રીમંત મહારાજા સાહેબ નવાબ સાહેબ વઝીર સાહેબ અને આપણા કથાવીર એમ; ચારે જણ આરૂઢ થયા અને જુનાગઢના મહામાર્ગ ઉપર થઇને એક ચક્કરમાં શહેરની અંદર પ્રદક્ષિણા તેમણે કરી લીધેલી અને પાછા સ્ટેશને પહોંચી ગયલા હતા. નવાબ સાહેબ ખુદ શ્રીમંત સ્વારી સાથે શિકારની શહેવગાહે જાતે;

પરંતુ નવાબ સાહેબ એ વખતે રોજા પાળતા હતા એટલે સાથે જવાને અશક્ત હતા, અને તેથી તેઓશ્રીએ પોતાના પ્રતિનિધિ રૂપે રાયજી સાહેબને એ મહાનરેશ ભેળા મોકલી આપેલા. મુત્સદી તરીકે ઓળખાયલાં પુરૂષોત્તમરાયજીનો એક સિપાહી તરીકે અનુભવ લેવાનો આ પ્રસંગ વડોદરા નરેશને એક અસાધારણ યોગ જેવો લાગ્યો હોય તો તેમાં નવાઇ નથી. પુરૂષોત્તમરાયજી શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી જેવા નૃપમણિ—નૃમણિ-નો સદ્દભાવ આ પ્રમાણે મેળવી શકવાને ભાગ્યશાળી બનેલા એ હકીકત તથા તે પછી એ ઉભય 'મહાન્' વ્યકિતઓ વચ્ચે નિર્વહિત થઇ રહેલ વિશ્વસનીય સ્નેહસંબંધ, આપણા આ કથાવીરને તેમના સંકટગ્રસ્ત ઉત્તરજીવનમાં કેટલો સમાશ્વાસક તથા પ્રોત્સાહક થઇ પડેલો હશે તેની કલ્પના અમારા આ લેખનો કોઇ પણ પાઠક કરી શકશે. જે કારણથી શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી બ્રિટીશ સરકારને ખટકી રહેલા હતા અને જે કારણથી રાયજી સાહેબ જેવા મુત્સદી એજ સર્વોપરિ સરકારની આંખે ચઢી રહેલા હતા એ બે કારણોની જો મીમાંસા કરવામાં આવે, તો આ ઉભય મહાપુરૂષોની રાજનીતિમાં રહેલી સમાનતા આપણને પ્રત્યક્ષ થઇ આવ્યા વિના રહેશે નહિ. હવે આપણે મૂળ કથાનું સૂત્ર પુનઃ હાથમાં લેશું. પુરૂષોત્તમરાયજીએ શ્રીમંત મહારાજા સાહેબને શિકાર કરવામાં સહાય્ય આપેલી તે ઉપરથી તેમની શિકારી તરીકેની નિપુણતા કોઇ કદાચિત્ ન પણ સ્વીકારે. પરંતુ ખરી વાત એ છે કે. રાયજી સાહેબ પોતે સુનંદા બંદૂકદાર અને શિકારી પણ હતા. ગિરિજંગલ રાયજી સાહેબનું એક પ્રિય ક્રીડાંગણ બની રહેલું હતું. એ ગિરિજંગલના ખૂણેખૂણાથી એઓ પોતે સંપૂર્ણ પરિચિત હતા. તેમણે પોતે મૃગયા—શિકારના વિષયમાં એવી તો પ્રવિણતા મેળવેલી કે, ભલભલા શિકારીઓ પણ તેમની નિશાનબાજી તથા બહાદુરીથી અંજાઇ જતા હતા. એમને હાથે વધ પામેલ સિંહો. દિપડાઓ, હરિણો વગેરે પ્રાણીઓનાં 'ચામડાં' તેમના ઘરમાં અનેક હજાં અને અનેક આપણાં એમણે મોટા મોટા પુરૂષોને ભેટ રૂપે આપેલાં પણ છે. ઇ૦સ૦ ૧૯૦૧માં હિંદુસ્તાનના બ્રિટિશ ઉપરાજ લૉર્ડ કર્ઝન જૂનાગઢની મુલાકાતે આવેલા તે પૂર્વે તેમણે વેરાવળ બંદરે ઊતરીને ગિરિજંગલમાં શિકારની સહેલગાહે જવાનો કાર્યક્રમ ગોઠવેલો હતો, અને તેથી રાયજી સાહેબે ખુદ રાજ્ય તરફથી જહેમત ઉઠાવીને ગિરિજંગલમાં એ ઉપરાજના સુખનિવાસ અર્થે ભવ્ય તૈયારી કરેલી પણ હતી. પરંતુ ગમે તે ઈષ્ટાનિષ્ટ હેતુથી કોઈ મનુષ્યે, પ્રતિદિન ક્ષયાધિન થતી જતી સિંહસંખ્યાની વાત

"પાયોનીઅર" નામક અંગ્રેજી વર્તમાનપત્રમાં છપાવીને થનાર અગર યોજાયલ શિકારને બંધ રાખવા માટે લૉર્ડ કર્ઝનને વિનતિ કરી દીધેલી એટલે એ લેખને વાંચ્યા પછી એ ઉપરાજે શિકારને લગતો પોતાનો પ્રવાસક્રમ રદ્દ કરી દીધો હતો. આ હકીકતે પુરૂષોત્તમરાયજીને હતાશ તો કર્યાજ હશે. તેમણે પોતાની હોંશ સાવ છોડી દીધેલી નહિ, લૉર્ડ કર્ઝન જૂનાગઢમાં પધાર્યા ત્યારે પુરૂષોત્તમરાયજીએ સિંહચર્મોની એક સુશોભિત જાજમ બનાવરાવીને વઝીર બહાઉદ્દીનભાઈને હસ્તે એ ઉપરાજને ભેટ રૂપે અપાવી દીધેલી અને તેમ કરીને થોડોક પણ આત્મસંતોષ તેમણે મેળવેલો હતો. એ પછી ઇ૦સ૦ ૧૯૦૩માં રાયજી સાહેબ રાજ્યસેવામાંથી નિવૃત્ત થયલા, એ નિવૃત્તિની હકીકત સાથે જો આપણે પૂર્વકથિત બંધ રખાયલ શિકારને લગતી વાતને સંકલિત કરી વિચારી જોઈશું તો આપણે એવું અનુમાન કરી શકશું કે એ શિકાર બંધ રખાવવા સાટે જે લેખ પ્રકટ કરાવાયલો હતો તે સિંહજાતિ ઉપર દયા કરવાની લાગણીથી નહિ, પરંતુ રાયજી સાહેબમાં મુત્સદ્દીગીરી ઉપરાંત સપાહીગીરીનો જે ગુણ હતો તે ગુણને લીધે તેમણે જેમ શ્રીમંત ગાયકવાડ સરકારના ચિત્તને જિતેલું હતું તેમ તેઓ બીજીવાર લાર્ડ કર્ઝન જેવા ગુણપરીક્ષક ઉપરાજનું પ્રીતિભાજન બની બેસી વધારે વગવસીલાવાળા કદાચિત્ બની બેસશે, એવી ભીતીથી અને એ ભીતિજનિત ઇર્ષ્યાથી આપણા આ કથાવીરના કોઇ તેજોદ્વેષીએ, તેમની સામે થોડાંક વર્ષોથી ગુંથાતી રહેલ કપટમાળા ખટપટ—ના એક મણિકા રૂપેજ એ લેખ પ્રકટ કરાયલ હોવો જોઇએ. વળી ઇ૦સ૦ ૧૮૯૧માં આપણા હિંદુસ્તાનમાં કૈ૦ મહારાણી વિકટોરીયાના પૌત્ર 'પ્રિન્સ આલબર્ટ વિકટર' જ્યારે જૂનાગઢમાં પધારલા ત્યારે પણ તે રાજકુમારને શિકાર કરાવવા માટે જે વ્યવસ્થા ગિરિજંગલમાં કરાયલી હતી તે વ્યવસ્થા પણ ખુદ્દ રાયજી સાહેબે કરેલી હતી. પુરૂષોત્તમરાયજી લક્ષ્યવેધ કરવામાં કેટલા કુશળ હતા તેના ઉદાહરણો ઘણાં મળી આવે તેમ છે. વેરાવળના દરિયામાં ઘૂઘવતા પાણીમા મોરીયા—માટીના લોટકા—તરતા મૂકાવીને અગર તો જંગલમાં વૃક્ષોની ટોચો ઉપર નિશાનો ગોઠવીને તેઓ એક જ ભડાકે તેમને ઊડાવી શકતા હતા. બંદૂક ઉપાડીને ગાઉના ગાઉ પગપાળા જવામાં તેમને શ્રમ જેવું જણાતું ન હતું. તેમની ચાલ ઉતાવળી હતી. અને તેથી તેમની સાથે ચાલનારા તો તોબાતોબા પોકારી ઉઠતા હતા. રાજ્યના દીવાની ખાતાના (બીન લશ્કરી) નોકરોમાં જે પુરૂષો બંદૂક આદિ શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરી શકે તેવા હતા તેમની ભણી તેમનો સદ્દભાવ અધિક પ્રમાણમાં રહેતો હતો; કારણકે એકલી

મુત્સદ્દીગીરીને તેઓ વાંઝણી જેવી ગણનારા હતા. આમ રાયજી, સાહેબ પોતે કસાયલી કાયાવાળા હતા તેમ જ સારા શસ્ત્રધર હતા તેથી જ તેઓ રાજ્યમાંના મુત્સદ્દીગીરી તથા સિપાહીગીરીમાં કુશળ એવા કેટલાક વહીવટી હિંદુ અમલદારોને બીજા કેટલાક સિપાહીગીરીને વરેલા મુસલમાન અમલદારોની હારે, મકવાણી બહારવટીયા ફકીર મહમ્મદની મહોટી ટોળીએ મચાવેલ ધમસાણ અને રમખાણનો અલ્પકાળમાં અંત લાવવાને કામે ઉપયોગમાં લઇ શકેલા હતા; એટલુંજ નહિ. પરંતુ એ પ્રમાણે હિંદુ અને મુસલમાન લશ્કરીઓનો પરચો અંગ્રેજ સરકારને બતાવી તેમને રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરતા અટકાવેલા તેમજ આવાં રમખાણોને દબાવવાની શક્તિ ફક્ત અંગ્રેજ અમલદારો ધરાવે છે એવી જે એક ખોટી કલ્પના અસ્તિત્વમાં આણાયલ હતી તેને તેમણે નાબુદ કરી નાંખેલી અને વળી તે સાથે નાગર તેમ જ નાગરેતર મુત્સદ્દીવર્ગના પુરુષોની કાટ ખાવા માંડેલી બરછી–શસ્ત્રકલાને ફરીથી શરાણે ચઢાવી સજીવીને તેની ફળદાયકતાને પ્રયોગસિદ્ધ પણ તેમણે કરી બતાવેલી હતી. આ ઉપરાંત શરીરનાં અંગોપાંગોને ચંચળ અને સુદૃઢ બનાવનાર દડાની વિવિધ સ્વદેશીય રમતો જેવી કે. ઠોકર દડો, છુટ બે છુટ, નાગલિયો વગેરે પણ તેઓ કોઈ કોઇ વાર રમતા અને તે રમવાને માટે તેઓ રાજપુરુષો તેમજ પોતાના જૂનાનવા મિત્રોને તથા સ્નેહીસંબંધીઓને આમંત્રતા પણ હતા. બેઠી રમતો રમવામાં પણ તેમને ઘણો રસ પડતો હતો, અને તેમાંની કેટલીકમાં તો તેઓ પારંગત પણ હતા, વિદ્યાકલારસિક છગનલાલ પંડ્યાએ સ્વાનુભવથી આ સંબંધે પોતાની રસુજી ભાષામાં, 'ગુજરાતી' સાપ્તાહિકના એક અંકમાં આ પ્રમાણે નોંધેલું છે:–"એમને (રાયજી સાહેબને) કોડાંઓ વડે સોનાગંબાજી (ચોપાટ) રમવાનો બહુ શોખ હતો, ને કોડીઓના દાવ પાડવામાં એઓ ખાસ કુશળ હતા, તેથી એક દાવમાં જ કેટલીક વાર ચારે સોગઠાં (કાંકરીઓ) ઉતરી જતા. મને એ રમતનો કંટાળો હતો તેથી હું તો ન છુટકે મતો, ને જે દાવ પડે તે પડવા દેતો તેથી હારવામાં પહેલો આવતો હતો." આ કથાલેખકે પણ પોતાની બાળ અવસ્થામાં પુરુષોત્તમરાયજીને ઘણીવાર બહુભાગે શુક્રવારની કે બીજા કોઈ તહેવારની રજાને દિવસે આ પ્રમાણે ચોપાટ ખેલતા જોયલા છે અને ધાર્યા દાવ પાડીને બીજાઓની કાંકરીઓને મારતા મારતા તેઓ જે ટાણે પોતાની ચારે કાંકરીઓ ઉતરી જતા હતા. તે ટાણે, તેવા વિજ્યાન્તે તેમણે જે હર્ષાનંદ થઇ આવતો હતો અને તેને પરિણામે તેમના મુખારવિંદ ઉપર તરી રહેલ પ્રફુલ્લતા તથા તેમનાં વેધક વિશાળ

નેત્રોમાંથી ઝબકારા મારતું તેજ એ બધું આજે પણ અમારી દષ્ટિએ ચઢી આવ્યા વિના રહેતું નથી. આ સ્થળે એટલું પણ લખવું પડે છે કે, રાયજી સાહેબને ચોપાટ ખેલવાનો જે નાદ લાગેલો હતો તે તેમના કેટલાક હિતેચ્છક અને વડીલ જેવા સંબંધીઓને પસંદ પડતો નહિ એટલે તેવાઓ તે વાત તરફ ઉઘાડી નાપસંદગી તેમને મ્હોંએજ બતાવતા પણ હતા. ચોપાટનું અતિખેલન અપશકુનીકું ગણાય છે, અને તેથી જ કેટલાકોને પુરૂષોત્તમરાયજીથી રમાતી આ રમત ગ્લાનીપ્રદ થઇ પડતી હતી. શતુન્જ્ય ( શતરંજ )ની રમતમાં પણ તેમનું કૌશલ્ય પ્રશંસનીય હતું તેઓ જુનાગઢમાં હતા ત્યારે ત્યાંની 'બહાઉદ્દીન કોલેજમાં' ગણિતશાસ્ત્રના અધ્યાપક દક્ષિણી ગૃહસ્થ સ્વ૦ નારાયણ બળવંત પેંડસે તેમની સાથે શતરંજ રમવાને ઘણીવાર તેમને મકાને જતા, અને તે પછી રાજકોટમાં તેમણે નિવાસ કરેલો ત્યારે ગુર્જર કવિભુષણ નાનાલાલ દલપતરામ જોડે ખાસ કરીને તુયા કોઈ કોઈ વાર બીજાઓ જોડે પણ બપોરને વખતે એ રમત રમવાનું તેમણે ચાલું રાખેલું હતું. વળી વિદેશજાત-યુરોપીય-રમતો પણ તેઓ ઘણી જાણતા હતા. બેઠી વિદેશીય રમતોમાં " ડ્રાફ્ટ, સ્ટીપલ ચેઇઝ, ઓફિસર્સ એન્ડ સોલ્જર્સ, બ્રિજ, બિઝીક' વગેરે પણ તેમને પ્રિય હતાં અને અવકાશને સમયે તેમનો આશ્રય પણ તેઓ લેતા હતા 'ટેનિસ' રમવાનો શોખ તેમને બહુ હતો, અને તેથી તેમણે 'બહાદુરખાંનજી હાઇસ્કુલ' ના જુના મકાનના પ્રાંગણમાં તેમ જ વેરાવળમાં પોતાના ઘરના પ્રાંગણમાં ટેનિસ કોર્ટસ ખાસ કરાવેલા પણ હતાં અને તે ઉપર તેઓ અવારનવાર રમતા પણ હતા. સ્વ૦ કલ્યાણરાય જોઠાભાઇ બક્ષીએ વેરાવલ મુકામે રાયજી સાહેબ સાથે ટેનિસ ખેલવામાં ભાગ લીધેલ તે બાબતની નોંધ પોતાની ઈ૦સ૦ ૧૮૯૯ સાલની રોજનીશીમાં કરેલી પણ છે. બહાઉદ્દીન કોલેજ ની સ્થાપના પછી તે સંસ્થાના અગ્રેજ મૂખ્ય અધ્યાપક તરફથી તેમને જ્યારે ને ત્યારે 'ટેનિસ' રમવા માટે આમંત્રવામાં આવતા અને તેઓ ત્યાં રમવાને જતા પણ હતા, અને વળી જુના મુસાફરબંગલે પણ કેપ્ટન કાર્નેગી વગેરે સાથે પણ 'ટેનિસ' રમતા હતા આવી બધી રમતો ઉપરાંત વનચર્યા તથા વનવિહાર તેમની પ્રિય પ્રવૃતિઓ હતી. ગાઢ જંગલોમાં, નદીતટ પ્રદેશોમાં તેમ જ ડુંગરો તથા ટેકરીઆ ભુભાગોમાં પરિભ્રમણ કરવું એ તેમનો આમોદ હતો, અને એવામાં વનભોજનાદિ ગોઠવાવીને તેઓ પોતે ત્યાંની રમણીયતાનો ઉપભોગ કરતા તથા બીજાઓને કરાવતા પણ હતા. ગિરિનારના પર્વત ઉપર તેઓ પ્રત્યેક વર્ષમાં એક બે વાર પોતાના આપ્તમંડળ સાથે ચઢતા અને એ યાત્રામાં, સ્વ૦

છગનલાલ પંડ્યા વર્ણવી ચુકેલા છે તે પ્રમાણે, 'વિદ્યાવિનોદી ગૃહસ્થો અને કોઇ વાત કહેનાર કે ભજન ગાનારને પણ સાથે તેઓ લેતા હતા, અને તેથી ગિરનાર ઊપરનો સમય શ્રી અંબાજીના પૂજનમાં તથા હરવાફરવામાં ને ગમતમાં' વ્યતીત થઇ જતો હતો. પુરૂષોત્તમરાયજીને કુસ્તિ પણ પ્રિય હતી, એટલે તેઓ પોતાના બાળ સ્નેહી વિહારીલાલ વસાવડા સાથે કવચિત્ કવચિત્ કુસ્તી લડી વ્યાયામ પણ મેળવતા. મતલબ કે, રમતગમતના વિષયમાં પણ તેઓ સર્વોપરિ હતા, આમ હોઇ આપણે કહી શકીએ કે સેનાપતિ જેમ પોતાના શિબિરમાં બેસીને વ્યુહ રચના કરે છે અને તે પ્રમાણે પોતાના સૈનિકોને ચલાવી સમરાંગણમાં વિજયશ્રીને વરી શકે છે તેમ રાજનીતિના ખાડાખળભાવાળા ક્ષેત્રમાં વિજય ઉપર વિજય મેળવનાર આ મોરઠીઓ મુત્સદ્દી પોતાથી રચાતી રમતોમાં પણ પોતાની શ્રેષ્ઠતાનો અનુભવ બીજાઓને કરાવી શકે તો એ વાત આશ્ચર્ય જનક ગણાશે નહિ. ચાલબાજી એ મુત્સદ્દીગીરીનું એક મૂખ્ય લક્ષણ છે. ઉપલબ્ધ હકીકતને આધારે કેવળ મુત્સદ્દા તૈયાર કરવા એ જોકે મહત્વનો બુદ્ધી વિલાસ છે, તથાપિ ખરા મુત્સદ્દીનું કામ લક્ષ્યવેધ કરવાનું હોઇને જે પરિસ્થિતિ ન હોય તે પરિસ્થિતિને ઉભી કરી લેવી અને પછી તેને યોગે પોતાનું કાર્ય પાર પાડી લેવું એ તેનું કર્તવ્ય થઇ પડે છે. રાયજી સાસેબ એક મહોટા અને ભડ મુત્સદ્દી હતા, એટલે એમની ચાલબાજી બધી દિશામાં એક સરખી સફળ બને એ સ્વાભાવિક જ ગણાય. આમ રાયજી સાહેબ એક ઉંડા મુત્સદ્દી હતા તેથી તેમનાથી અપરિચિત હોય તેવો માણસ કદાચિત્ તેમને અતિગંભીર પ્રકૃત્તિવાળા-મીંઢા-હોવાની કલ્પના કરી શકે. તથાપિ તેમને જેણે જોયલા છે તેમ ઓળખેલા છે તેઓ તો તેમનામાં રહેલ રમુજીપણાનો લેશ પણ ઇન્કાર કરી શકે તેમ નથી

૭૮. આજથી થોડાં વર્ષો પહેલાં જુનાગઢનો નાગરવાડો ખાસ કરીને હોલિકા ઉત્સવને અંગે કરાતી બહુ વિધ પ્રવૃતિઓથી દિવસો પર્યન્ત ગાજી રહેતો હતો અને એ ઉત્સવની ઉજવણી નિમિતે બાળકો, યુવાનો તેમજ કોઈ કોઇ પ્રસંગે આધેડ વયના સ્ત્રીપુરૂષો પણ ચંચળ બની જતાં હતાં અને પોતાના વાસંતિક ઉત્સાહને વહેવરાવી દેતાં પણ હતાં. 'આ ઉત્સવ અંગે છોકરાઓ યૌવનશ્રીના લાડકવાયાઓ- આખી રાત્રીઓ પરિહાસસ્જ્જ્વલમાં, નર્મ વાકયો પોકારવામાં, ટહ્રામશ્કરી કરવામાં અગર તો નિદ્રાધીન થયેલ નવ વરવધુઓને રંગમિશ્રિત જળ ભરી પીચકારીઓથી સિંચિત કરવા અર્થે કરાતી નાનાવિધ યોજનાઓને સફળ કરવામાં વ્યતીત કરતા હતા. આ ઉત્સવને નિમિતે વળી કઠોર સૈનિક

જીવનને લગતા પ્રાથમિક પાઠ શીખવાનો લાભ પણ તરૂણોને મળતો હતો. તથાપિ આવા આ ઉત્સાહપોષક ઉત્સવની સુરૂપતામાં, જેમ કાલજુની બધી સંસ્થાઓની બાબતમાં બની આવે છે તેમ, વિરૂપતા આવી જતી નહિ એમ અમે કહેવા માગતા નથી, એ વાત અમારી આ કથાના પાઠકે લક્ષ્યમાં રાખવાની છે. એ છતાં એટલું તો અવિવાદ છે જ કે, આપણે જે નુતન ઢબે આપણી કાલજુની જીવન પ્રણાલિકાને ઘડવા માંડેલા છીએ તેને લીધે આપણી પોતાની સંસ્કૃતિનું પોષણ કરી રહેલી આપણી સામાજીક સંસ્થાઓ લગભગ મરણાધિન બની ગયલી હોય એમ અમને તો દેખાય છે, અને તેને પરિણામે આપણા સ્વદેશીય વ્રત-ઉત્સવોના માંગલિક દિવસોને આપણે મંદોત્સાહથી વ્યતીત કરતા થઇ બેઠા છીએ અમારે આ સ્થળે આપણા ચરિતનિરૂપ્યને ઉદ્દેશીને લખવું જોઇએ કે, પુરૂષોત્તમરાયજીએ એક બે વાર, પોતાની આધેડ ઉમ્મરે પણ, પોતાની તરૂણદશામાંની રસવૃતિને જાગૃત કરીને તેની આવૃતિ કાઢેલી હતી, અને એમ કરવામાં તેમણે પોતાની ટોળીમાં રાજ્યના મુખ્યમુખ્ય તથાપિ આપ્તવર્ગના ગણાય તેવા અધિકારીઓને ભેળવેલા પણ હતા. અર્થાત રાયજી સાહેબની વિનોદશીલ પ્રકૃતિ અનેક રૂપધારિણી હતી પરિહાસયુક્ત વાણીપ્રહારથી કે વક્રોકિતથી તેઓ ગમે તેને મહાત કરી, પોતાને જે વાત અણગમતી હોય તેને તેઓ સંકેલાવી શકતા હતા, અને ઘણીવાર બાળક સાથે બાળક, જુવાન સાથે જુવાન અને વૃદ્ધો સાથેના વર્તનમાં વૃદ્ધોચિત ગુણોવાળા બનીને તેઓ પોતાનું સ્વભાવસિદ્ધ વર્ચસ્ તરતું રાખી શકતા હતા, અને તે કળા તેમનામાં અદ્‌ભૂત પ્રકારે ઉદિત થઈ રહેલી હતી. તેમનો સ્વભાવ વિનોદી હતો તેથી અવકાશને સમયે તેમની પાસે બેસી ગપ્પાં મારવાં અને તેમના હસતા મુખમાંથી વારંવાર પડતા 'બલે બલે' શબ્દો સાંભળ્યા કરવા એ પણ એક સર્વ કોઇને લ્હાણુ લીધા બરાબર થઇ પડતું હતું. મતલબ કે, રાયજી સાહેબને આપણે એક વિનોદી છતાં વિક્રમી મુત્સદ્દી રૂપે ગણીએ તો તેમાં આપણે અતિશયોકિતદોષને પાત્ર ગણાશું નહિ. આવી એ સંતત ચિંતાભાર વહી રહેલ મહા-રાજપુરૂષની વિનોદશીલતા જ તેમને પોતાના સંકટકાળમાં ટકાવી રાખનાર બળ રૂપે કામ કરી રહેલી હતી એ વાત જેમ અસંદિગ્ધ છે તેમ અમારા તરફથી કરાયલ આ વિષયને લગતું કથન પણ અસત્ય કે અત્યુકિત રૂપે ગણાશે નહિ જ.

## (૧૧) पुरुषोत्तमराये करेल स्वज्ञातिसेवा.

સદ્‌બુદ્ધિથી સ્વજ્ઞાતિજનોની યથાશકિત સેવા કરવી એ દોષ નથી, પણ

ધર્મ છે, અને એવી સેવા કરવાને પ્રેરાયો ન હોય એવો મહાપુરુષ ઇતિહાસમાં ક્યાંય પણ દેખાતો નથી. ઉલટ, જ્ઞાતિસંસ્થાનો વિરોધ કરનારાઓ પણ એક યા બીજા માર્ગે–પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ માર્ગે–સ્વજ્ઞાતિજનોનો પક્ષ કરી રહેલા હોય એવું તેમના કર્મોની મીમાંસા કહી આપે તેમ છે. જ્ઞાતિ 'શબ્દ' લોહીસંબંધદર્શક છે એ વાત ભુલવા જેવી નથી અને લોહીસંબંધે માનવ ઇતિહાસમાં પોતાનો ભાવ ભજવ્યો નથી અગર એ પ્રકારનો સંબંધ ભાવ ભજવતો નથી કે ભજવશે નહિ એમ કોઇથી કહી શકાશે પણ નહિ, અર્થાત્ જ્ઞાતિસંસ્થા ઉપકારક છે કે અપકારક છે એ પ્રશ્ન એટલો જટિલ છે કે, તેનો, ઉકેલ એક તડાકે કદી પણ ન થઇ શકે. માનવ સમાજની ઘટના રૂપરેખા–તથા તેને ઉપકારક થઈ રહે તેવા અર્થ શાસ્ત્રની તેમજ વ્યવસ્થાશાસ્ત્રની વિચારણા હજુ તો ચિંતનાની એરણ ઉપર ટીપાયા કરે છે એટલે અત્યારે તેવી કોઇ પણ ઘટનાને કે વ્યવસ્થાને સ્થાયી રૂપવાળી ગણી શકાય નહિ અને તે સ્થાયી રૂપ કેવું પકડશે તે પરત્વે કશું ભાખી શકાય પણ નહિ. જ્ઞાતિસંસ્થાનો મુલાધાર સાંસ્કારિક સમાનતા, સહવાસ સહકાર અને તે સર્વજનિત આચારપ્રણાલિકા તથા વ્યવહારપદ્ધતિ જેવાં તત્વો છે એ વાત ઉપેક્ષ્ય થવા જેટલી ક્ષુલ્લક કોટીની નથી. લગભગ સમાન આચારવિચારવાળા લોકોના સહકારવાળી વ્યવહારજીવનની નિયામક જે સંસ્થા તે 'જ્ઞાતિ' સંજ્ઞાને પામેલ છે, અને તે એક પ્રકારનું ગણરાજ્ય (રીપબ્લિક) પણ છે. વળી તેની રચના સભ્યોના હિતવર્ધક વ્યવહારો, તેમની પ્રવૃત્તિઓ, અને તેમની વચ્ચે રહેલ લોહીની સમાનતાના આધારે થયલી હોઇને એ જ્ઞાતિસંસ્થાને, અર્થશાસ્ત્રની દૃષ્ટિએ એક અતુટ સહકારી મંડળ ગણીએ તો તેનું મુલ્ય વધી જાય તેમ પણ છે. હિંદુસ્તાનનો સાચો ઇતિહાસ પ્રાયશઃ એમ પણ કહી શકે છે કે. હિંદુ જ્ઞાતિઓ પરસ્પર અવિરુદ્ધ વ્યવસાયોનું અવલંબન કરીને રહેતી આવેલી છે, અને તે કારણે જ હિંદુ સંસ્કૃતિ સર્વાંગવિકાશને પામી શકેલી હતી. મતલબ કે પરસ્પર હિતકારક થાય તેવાં સહકારી મંડળોનો જે સંઘ તેને આપણે હિંદુ જનતા કહી શકીએ, અને એ મંડળોના પ્રતિનિધિઓનો જે સંઘ તેને આપણે 'મહાજન–મંડળ' સંજ્ઞા આપી શકીએ. આ વિષય પરત્વે ઘણુંઘણું કહી શકાય, પરંતુ એ પ્રમાણે અત્ર કરવું એ અપ્રસ્તુત બાબતને હાથમાં લીધા બરાબર થઇ રહે, એટલે એ પરત્વે અધિક લખવું એ ઉચિત નથી. આમ હોઇને અમે અત્ર એટલુંજ કહેશું કે, સ્વજ્ઞાતિની સેવા કરવી એ કોઇ પણ દૃષ્ટિએ દોષપાત્ર વાત ગણાશે નહિ, અને તે છતાં એ વાતને જો અર્વાચીન

જ્ઞાતિસંસ્થાભંજક વિચારસરણિ પ્રમાણે એક દોષ રૂપ ગણવામાં આવતી હોય, તો પછી ગમે તે પ્રકારના પક્ષજીવનને તથા તેના લાભાર્થ કરાતી પ્રવૃતિને એક મહાદોષ રૂપે જ ગણવી પડશે જ. પક્ષરચના એ એક **येनकेन प्रकारेण** હયાતીમાં અણાતી અસથાયી અને કૃતિમ યોજના છે અને તેના મુળમાં જેટલી ઐહિક સ્નિગ્ધતા રહેલી હોય છે તેટલી આધ્યાત્મિક સ્નિગ્ધતા રહેલી હોતી નથી, એટલે કોઇ પણ પ્રસંગે એ પક્ષરચનાને ભાંગી પડતાં વાર પણ નથી લાગતી. આમ હોઇને પક્ષરચના કરતાં જ્ઞાતિસંસ્થાનો મહિમા વધી જાય તેમ છે. બાકી એટલું તો ચોક્કસ છે કે, જ્ઞાતિસંસ્થા તેમ જ પક્ષરચનાઃ એ ઉભય સમસ્ત જનતામાં ભેદ ઉત્પન કરનાર તો છે જ, અને જો આપણે એ બેમાંથી એકને દોષજનની ગણવાને તૈયાર થઇએ તો બીજીને પણ આપણે તેવી જ ગણવી પડશે. આમ હોઇને, અન્ય મનુષ્યના હિતને હાનિ પહોંચાડયા વિના જો કોઇ મનુષ્ય નિજ હિત–સ્વાર્થ–ને સાધે તો તેને જેમ દોષિતગણી શકાતો નથી, તેમ જો કોઈ મનુષ્ય પોતાની જ્ઞાતિનું હિત, અન્ય કોઈ જ્ઞાતિના હિતને હાનિ પહોંચાડયા વિના કરવાને પ્રેરાય, તો તેવા સ્વજ્ઞાતિહિત સાધક કયા ન્યાય શાસ્ત્ર પ્રમાણે દોષિત ઠરાવાતો હશે તે અમે સમજી શકતા નથી. હિંદુસ્તાનના દુર્ભાગ્યે સાંપ્રત સમાજજીવન પરત્વે, કેવળ અધિકારલાભ કે અધિકારલોભને પરિણામે જે કેટલાંક વિધાનો ભારપૂર્વક જનતા સમક્ષ ધરાવા લાગ્યાં છે તે જાતિજાતિ વચ્ચે તથા જ્ઞાતિજ્ઞાતિ વચ્ચે દ્વેષજનિત પ્રકટાપ્રકટ કલહ ઉત્પન્ન કરનાર બળોનું કામ કરી રહેલા હોય એવું જોવામાં આવ્યા વિના રહેતું નથી. હિંદુસ્તાનમાં જ્ઞાતિસંસ્થાનાં મૂળ એટલા ઉંડાં ગયલાં છે અને તેનું બળ પણ એટલું બધું છે કે, તે સંસ્થાનો સદુપયોગ કરવાકરાવવાને બદલે દુરૂપયોગ કરવાકરાવવામાં આવે, તો આખા ય હિંદુ સમાજજીવનને અકલ્પ્ય હાનિ થઇ બેસવાનો ભય રહે છે એમ અમને લાગે છે. લોહીમાં જે અર્વાચીન વિજ્ઞાનસિદ્ધ આકર્ષણ શક્તિ રહેલી છે તેનું પ્રાકટ્ય અનિવાર્ય છે અને લોહીના ગુણો લક્ષ્યમાં રાખીને જ હિંદ જનસમાજ શાસ્ત્રીઓએ લોકસંગ્રહાર્થ વ્યવહારજીવનને સરલ બનાવવા સારૂં તેમજ સમાજજીવનમાં ખોટી સ્પર્ધાથી ઉપસ્થિત થતા સંક્ષોભને અટકાવવા માટે કર્મવિભાગોની કલ્પના કરી તેમની સરલતા સારૂ વર્ણવ્યવસ્થા તથા જાતિવ્યવસ્થા કરેલી છે; એટલું જ નહિ, પરંતુ અત્યારે જે જીવવિદ્યાભિમત વિકાસવાદ પ્રચલિત થયલો છે તેને અંગે જન્મ આપેલ સુપ્રજનશાસ્ત્રના સિદ્ધાન્તોને ફલિત કરનારી જ્ઞાતિસંસ્થાને તેમણે સમાજજીવનમાં સ્થાન આપેલું છે. આવી ઉપકારક સંસ્થાને નિર્મૂળ કરવાનો પ્રવાસ થાય તેના કરતાં તેમાં પેઠેલા દોષો દૂર કરી તેનો ઉપયોગ સામાજિક વિકાસ

સાધનોને કામે કરવામાં આવે તો એકંદર ઉત્કર્ષ અલ્પશ્રમસાધ્ય થાય એમ અમારૂં માનવું છે. આ છતાં હિંદુ જનસમાજને આ પ્રકારની કાર્યદ્રષ્ટિએ કરાયલ ભાગકલ્પના રૂચતી ન હોય તો હિંદુ સમાજે સ્વેચ્છાથી પોતાની જીવનવ્યવસ્થા નવેસરથી કરવી જોઇએ. પરંતુ એમ કરવા જતાં આપણે, યુરોપમાં ફળફળી રહેલ ઉષ્ણ જીવનોદકના વમળો જેવી વ્યાવર્તપરંપરામાં ફસાઈ ન પડીએ તેવું ભાન રાખવું પડશે. વિગ્રહો–કલહો–માત્રના ઉત્પાદક વિકારો જ છે, અને માનવ સૃષ્ટિમાં પ્રવર્તતા એ વિકારોનું જ્યાં સુધી દમન કે શમન ન થાય ત્યાં સુધી વિગ્રહો–કલહો–વગેરે અનિષ્ટો ચાલુ રહેવાના જ. સાર્વત્રિક શાંતિ અને સ્વસ્થતા એ હિંદુ સંસ્કૃતિનું પરમ ધ્યેય છે, અને તે કારણેજ હિંદુ સમાજશાસ્ત્રીઓએ વિકારોના દમનને પ્રાધાન્ય આપીને દમન પ્રમાણને આધારે જ સમાજ વ્યવસ્થા કલ્પેલી હોઈ તેમાં લોકમાત્ર ચડતાઉતરતા ક્રમે વર્ગીકૃત થયલા જોવામાં આવે છે. વ્યવસાયમાત્ર–સંસ્કાર-જનક હોય છે એ વાત કોઇએ ભૂલવા જેવી નથી, તેમ વળી કોઇ પણ એક પ્રકારનો વ્યવસાય હાથ કરનારા લોકો પૈકી વિરલ વ્યક્તિઓ પોતાનો એ વ્યવસાય છોડી દઈ બીજો એથી વધારે ઉંચા પ્રકારનો વ્યવસાય હાથ ધરે તો તેથી કરીને તે નવો વ્યવસાય હાથ કરનાર વિરલ વ્યક્તિઓને જન્મથી પ્રાપ્ત થયલ સંસ્કારો જેમ એકદમ લુપ્ત થઇ જતા નથી તેમ વળી તેવી વિરલ વ્યક્તિઓની દેખાતી ઉત્કૃષ્ટતાને કારણે તે વ્યક્તિઓ જે વર્ગમાં જન્મેલી. પોષાયલી અને પછી વ્યવસાય બદલી જૂદી પડ્યા જેવી દેખાવા લાગેલી હોય તે આખોય મનુષ્યવર્ગ ઉત્કૃષ્ટ થઇ ગયલો મનાય પણ નહિ. હિંદુ જીવનનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે, તે જીવનને ભૂતકાળમાં વર્ણવિગ્રહ, જાતિવિગ્રહ કે જ્ઞાતિવિગ્રહને વશ થવું પડેલું નથી, તેમ વળી દુનિયાનો ઇતિહાસ, એક રૂપની એટલે કે અનન્ય વર્ણવાળી કે અનન્ય જાતિવાળી પ્રજામાં વિગ્રહો ફાટી નીસરેલા કે નીસરતા નથી એમ પણ કહી શકે તેમ નથી. અમે તો અમારા વિજાતીય ઉપદેશકોને તેમજ એ વિજાતીય ઉપદેશકોના બોધામૃતનું કે બોધવિષનું પાન કરનારા અમારા સજાતીય દેશજનો કે જેમને અમેરિકન વિદ્વાન્ વુડ્રો વિલ્સને "યુરોપીય-લોકોના માનસ પુત્રો"ની પદવી આપેલી છે તેમને એટલી જ નમ્ર વિજ્ઞાપના કરીએ છીએ કે, હિંદુ ધર્મી જનસમાજમાં જૂદી જૂદી જાતિઓ ઉપજાતિઓ અને જ્ઞાતિઓ વચ્ચે ભૂતકાળમાં જો વિગ્રહો થયલા હોય અને તેને પરિણામેજ જો હિંદુ સંસ્કૃતિ અગર તો હિંદુસ્તાનની રાજદ્વારીય સ્વાધીનતા નષ્ટ થવા પામી હોય, તો તે બાબતનો એક શૃંખલાબદ્ધ ઇતિહાસ તેમણે લખી કાઢવાની કૃપા કરવી જોઇએ. અસ્તુ.–

ઉપર પ્રમાણે કેટલુંક પ્રાસ્તવિક વિવેચન અમારે નાઇલાજે કરવું પડેલું છે. આ જીવન કથામાંના મુદ્દાઓનું સ્ફોટન ઉપર પ્રમાણે કરાયલ ચર્ચાથી ઠીક પ્રમાણમાં થઇ શકે તેમ છે, અને વળી નાગરેતર જ્ઞાતિઓવાળા જાણે કે પોતપોતાની જ્ઞાતિની સેવા કરતા ન હોય અને નાગરો જ જાણે કે પોતાનાં જ્ઞાતિ જનોની સેવા કરતા હોય, એવો પ્રચાર સામાન્યતઃ બ્રિટીશ સરકારની પ્રત્યક્ષ તથા પરોક્ષ રાજદ્વારીય નીતિરીતિને પરિણામે થઈ રહેલો હતો એટલે તેને પરિણામે જે વિષ આપણા સમાજજીવનમાં રેડાયલું હતું તેનો પ્રતિકાર કરવાને માટે પણ અમે ઉપર પ્રમાણે વિવેચના કરેલી છે. રાયજી સાહેબના કાર્યભારને કેવળ નાગરરાજ્યકાળ ગણીગણાવવા, તેને તે મિષે વગોવવા વગોવાવવા અથવા તો તેને લોકનિંદ્ય બનાવી એ જ્ઞાતિને રાજદ્વારીય ક્ષેત્રમાંથી લુપ્ત કરી નાંખવાનંખાવવાના જે પ્રયાસો થયલા છે તેમની નોંધો એ બ્રિટીશ સરકારનાં દફતરોમાંથી ઉપલબ્ધ થઇ શકે તેમ છે; એટલું જ નહિ, પરંતુ કાઠીયાવાડમાંના રાજ્યોના દફતરોમાંથી પણ મળી શકશે. રાયજી સાહેબે સ્વજ્ઞાતિસેવા ઘણા પ્રકારે અને ઘણા જ પ્રમાણમાં કરેલી છે એ વાત અવિવાદ્ય છે જ; પરંતુ એમ કરવામાં તેમણે પરજ્ઞાતિઓની ઉપેક્ષા કરેલી નથી જ; એટલું જ નહિ, પરંતુ નાગરેતર જ્ઞાતિના લોકોને તેમની યોગ્યતા પ્રમાણે રાજ્યસેવામાં આવકારવા તથા યથાપ્રસંગ તેમને ઉત્તેજવા અને તેમનો સહકાર સાધવાને સફળ પ્રયાસો કરેલા પણ છે આ વિષય પરત્વે અમે આ ગ્રંથના ઉત્તર ભાગમાં સવિસ્તર ચર્ચા કરનાર છીએ, એટલે અમે અહીં તો કેવળ રાયજી સાહેબથી કરાયલ જ્ઞાતિસેવા પરત્વે જ મુખ્યતઃ બોલશું. વસ્તુસ્થિતિ એવી છે કે, રાયજી સાહેબ આપણા દેશની વર્તમાન પરિસ્થિતિ સમજી ગયલા હતા, એટલે જે પ્રકારની દીર્ઘદ્રષ્ટિથી જેમ જૂનાગઢ રાજ્યની તથા તેના રાજકર્તાની અસાધારણ સેવા તેમણે કરેલી તેમ તેટલી જ દીર્ઘદ્રષ્ટિથી તેમણે પોતાની જન્મભૂમિમાં વસતી નાગર જ્ઞાતિની તેમ જ કાઠિયાવાડ-ગુજરાતમા વસતી નાગરજ્ઞાતિની સેવા યથાપ્રસંગ અનુપમ ઉદારચિત્તે કરેલી પણ છે. જૂનાગઢમાં વસતી નાગરજ્ઞાતિ એ એકલી જ પોતાની પ્રિયજ્ઞાતિ, એવી સાંકડી સમજ એમણે કદિ પણ ધરાવેલી નથી. કાઠિયાવાડ તથા ગુજરાતમાં વસના નાગર બંધુઓ પણ પોતાના જ સ્વદેશીય જ્ઞાતિજનો છે એવી તેમના હૃદયની વિશાળતાએ તેમને સર્વમાન્ય જ્ઞાતિહિતેચ્છુ બનાવેલા છે. એમના વડીલ બંધુ સુજ્ઞ ગોકુલજી ઝાલાએ પોતાની દીવાનગીરીના કાળમાં કાઠિયાવાડની સીમાને ઉલ્લંઘીને નડિયાદમાંથી મન.સુખરામજીને, પેટલાદમાંથી દીવાન બહાદૂર

મણિભાઇ જશભાઇ મહેતાને તેમજ સુરતમાંથી સોમનારાયણ દલાલ જેવાં નાગર રત્નોને જૂનાગઢ રાજ્યની સેવકમાળામાં ગુંથી દીધેલાં હતાં અને સુરતના નંદશંકર તુલજાશંકર મહેતા આદિને પણ જૂનાગઢમાં લાવવા માટે અસ્ખલિત પ્રયાસો પણ કરેલા હતા. એ વાત રાયજી સાહેબ જેવા તેમના કનિષ્ઠ બંધુ તથા રાજ્યકાર્યભારના ઉત્તરાધિકારી પુરુષને માટે એક અનુકરણીય આદર્શ જેવી હતીજ, અને તેથી આપણા આ કથાનિરૂપ્ય પોતાના એ આદર્શને અધિક અનુસરવાને પ્રેરાય એ સ્વાભાવિક જ હતું. આમ હોઇને પુરુષોત્તમરાયજીના વારામાં પરદેશીય નાગરો પણ જૂનાગઢ રાજ્યમાં સરલતાથી પણ પોતપોતાની યોગ્યતા પ્રમાણે યથાવકાશ નોકરી મેળવી શકતા હતા. પરિણામ એવું આવેલ કે, સોરઠી, ભાવનગરી, જામનગરી, હાલારી, અમદાવાદી, નડિયાદિ, પટણી, પેટલાદી, સુરતી વગેરે સંજ્ઞાથી ઓળખાતા નાગરોની બહુવિધ પાઘડીઓનું એક સંગ્રહસ્થાન-પ્રદર્શનક્ષેત્ર-જૂનાગઢ થઇ પડતાં ત્યાં એક પ્રકારની વ્યાપક નાગરબંધુતાનો ઉદ્દ્ભવ અને ભાસ થઇ આવેલો હતો. નાગર-ઇતિહાસની દૃષ્ટિએ અમે આ સ્થળે એટલું પણ કહી શકીએ છીએ કે, જૂનાગઢ રાજ્યનું હિત સાધવાના હેતુથી જે પ્રકારની સાર્વત્રિક નાગરબંધુતાને રાયજી સાહેબે પોતાના આચરણથી પ્રત્યક્ષ કરી બતાવેલી છે તે પ્રકારની સર્વદેશીય નાગરબંધુતા કાઠિયાવાડના તેમજ ગૂજરાતના કોઈ પણ પૂર્વકાલિન કે ઉત્તરકાલિન નાગર રાજપુરુષે, તેના પોતાનામાં અધિકારબળ હોય તોપણ કોઇ પણ સ્થળે આચરી બતાવેલી નથીજ; એટલુંજ નહિ, પરંતુ ઘણા દાખલાઓ તો એવા છે કે, ઘણેભાગે જે તે પ્રદેશના નાગર રાજ્યાધિકારીની દૃષ્ટિ પોતાના પ્રદેશને ઉલ્લંઘી શકેલી પણ નથી. સમસ્ત નાગરજ્ઞાતિના અર્વાચીન ઇતિહાસમાં રાયજી સાહેબની આ નિ:સીમ નાગર બંધુતા અજોડ છે અને અજોડ રહેશે; એટલુંજ નહિ, પરંતુ જે કાળે અંગ્રેજ સરકારનું રાજદ્વારીય ખાતુ નાગર નામમાત્ર ભણી વક્રદૃષ્ટિ રાખીને નાગરોને રાજદ્વારીય ક્ષેત્રમાંથી લુપ્ત કરી નાખવાનં ખાત્વા માટે ગુપ્તાગુપ્ત તેમજ નિંદ્ય ગણાય તેવા પ્રયાસો સતત કરી રહેલું તે કાળે તેવાં વિપરીત વ્યતિકરો વચ્ચે રહીને લેશમાત્ર પણ ભીરુતા ન દાખવતાં તેમજ પોતાના સ્વાર્થનો વિચાર ન કરતાં તેમણે નાગરોને રાજ્યસેવામાં યથાપ્રસંગ તથા યથાવકાશ દાખલ કરતા રહેવાનું વલણ રાખેલું હતું; અને એ પ્રકારની એમની છાતી તથા કદરદાનીની કદર કયો સમજુ નાગર નહિ કરે? સમગ્ર નાગરજ્ઞાતિની દૃષ્ટિએ આ એક વાત કરાઇ. હવે આપણે બીજી એટલે કે સ્થાનિક-જૂનાગઢની દૃષ્ટિએ એમની સ્વજ્ઞાતિસેવાનું દિગ્દર્શન કરી

લેશું. પરંતુ એ પ્રમાણે આપણે કરીએ તે પહેલાં આપણે આપણા આ કથાવીર, નાગરોના ભાવિ અભ્યુદયના સંબંધમાં કેવા વિચાર ધરાવતા હતા તે જાણી લેવાને માટે એક વાતની નોંધ અત્ર ખાસ કરી લેશું. બ્રિટિશ રાજદ્વારીય ખાતા તરફથી કરાતા રહેતા સૂત્રસંચાર વગેરે કારણોથી નાગરો ગૂજરાત-કાઠિયાવાડમાંનાં રાજ્યોમાંથી ધીમેધીમે બહિષ્કૃત થતા જતા હતા અને તેને પરિણામે ફક્ત એક જૂનાગઢ રાજ્યમાં જ અને તે પણ નવાબ સાહેબની કૃતજ્ઞ બુદ્ધિને લીધે જ નાગરો નિર્વિઘ્ને રાજ્યસેવામાં રહી શકતા હતા. પરંતુ આ બાહ્ય દેખાવની પાછળ જે બધું કાઠિયાવાડમાં બ્રિટીશ સરકારની પ્રેરણાથી બની રહેલું, હતું તે આપણા આ કથાવીરની જાણ બહાર ન હતું, અને તેથી તેઓ નાગરોના પ્રવૃત્તિક્ષેત્રને કાઠિયાવાડ બહાર બલ્કે ગૂજરાત બહાર પણ વિસ્તૃત થતું જોવાને અગર તો નાગરોને રાજ્યસેવા ઉપરાંતની બીજી પ્રવૃત્તિઓમાં પડેલા જોવાને ઘણા ઇંતેજાર રહેતા હતા. અમદાવાદવાળા ચુનીલાલ સારાભાઈ હજરત જૂનાગઢમાં દીવાનપદે હતા ત્યારે આ ચુનીલાલજીને પતિયાળાના દિવાન થવાની તક સાંપડેલી હતી, અને તે કારણે રાયજી સાહેબ સૂક્ષ્મ સ્થિતિમાં મૂકાઇ ગયા પણ હતા, કારણકે ચુનીલાલજી જૂનાગઢ છોડે એ વાત તે સમયે તેમને રૂચે તેવી ન હતી. પરંતુ બીજા એક વિચારે પુરૂષોત્તમરાયજીએ પોતાને અરૂચતી વાતને રૂચતી બનાવી લેવાનો સંકલ્પ કરી લીધેલો હતો. નાગરો જ્યારે ગૂજરાત કાઠિયાવાડના રાજદ્વારીયક્ષેત્રોમાંથી બહિષ્કૃત જેવા થવા લાગેલા ત્યારે આ પ્રદેશોની બહારના પ્રદેશોમાં ચુનીલાલજી જેવા બાહોશ અને કાર્યદક્ષ નાગર રાજપુરૂષનાં પ્રથમ પગલાં થવા પામે તો તેમના ત્યાં જવાથી નાગર-બુદ્ધિની કિંમત હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ થવા પામે, અને તેને પરિણામે ધીમેધીમે પણ નૂતન ક્ષેત્રો નાગરોને માટે ઉઘડે એવી સંભાવના છે, એમ સમજીને આ કથાનિરૂપ્યે ગમે તેટલો ભોગ આપવો પડે તો આપીને ચુનીલાલજીને પતિયાળા રાજ્યમાં જવા દેવાને પોતાની ખુશી મન.સુખરામજીને એક પત્રથી લખી જણાવેલી પણ હતી.

જૂનાગઢમાં વસતી નાગરજ્ઞાતિસમસ્તના કાર્યક્ષેત્રમાં રાયજી સાહેબ હસ્તક્ષેપ કરતા નહિ; એટલું જ નહિ, પરંતુ બનતાં સુધી, ન્યાત તરફથી કરવાનાં કામો પરત્વે કરવાના નિર્ણયોની બાબતમાં પણ તેઓ પોતે અલગ રહેતા હતા. નાગરજ્ઞાતિ એટલે વસ્તુતઃ રાજ્યાધિકારાકાંક્ષી જનોનો એક સંઘ અગર બીજા શબ્દોમાં કહીએ તો, રાજદ્વારીય ક્ષેત્રમાં એક બીજાની સ્પર્ધા

માટે તેમને અપાત્ર ઠરાવી દેશીની ચતુરાઇ અંગ્રેજ સરકારે વાપરી દીધેલી હતી. અને વળી અન્ય કોઇ વ્યવસાયમાં પ્રાયશઃ નાગરો પડેલા પણ ન હતા: મનુષ્ય સંખ્યાની દૃષ્ટિએ વિચારીએ છીએ તો, હિંદુસ્તાનમાં નાગરોની અને તેમાં પણ વડનગરા નાગરોની સંખ્યા બીલકુલ ગણનાપાત્ર લેખાય નહિ એટલી નાની છે. અને તે છતાં એ નાગરો ઇતિહાસકાળમાં પોતાની "કલમ, કડછી અને બરછી"ને બળે પ્રાપ્ત થતી પ્લાવકતા–તરણશક્તિ–ને લીધે લોકજીવનમાં ઉપરિતલ–અગ્રસ્થાન–ને પામી રહેલા એ વાત સ્વતઃસિદ્ધ છે જ. એ છતાં નાગર-ઇતિહાસના વિવેચક તરીકે અમારે અહિં કહેવું જોઇએ કે, જે પરિસ્થિતિમાં નાગરો આજે મૂકાઇ ગયા છે તે પરિસ્થિતિ ઘણે ભાગે તેમના પોતાના હાથે જ ઉભી થવા પામી છે. નાગરોએ મુસલમાની રાજકાળમાં જે પ્રકારની અવિકાર્યતાથી પોતાની નાગરત્વટ–આચારિક એકતા–નું પાલન ચીવટથી કરી રાખેલું હતું અને પ્રવાહપતિત ન બનતાં કાળબળ સામે પોતાનો ટકાવ કરી રાખવા માટે જે પ્રકારનું હૃદયબળ દાખવેલું હતું તે તેમણે જો આ બ્રિટિશ રાજકાળમાં નિર્વહિત કરી રાખેલું હોત અને વૈશ્યભાવનાતીત જીવન ગાળી રહેવા જેટલી તિતિક્ષા–આત્મિક શક્તિ–નો આશ્રય ગોતી લીધો હોત તો, જે અનિષ્ટ દશામાં આવી પડેલ તેઓ દેખાય છે તે દશાને તેઓ પોતાથી દૂર રાખી શકત, એવી સંભાવના કરી શકાય છે. અર્થાત્ બ્રિટિશ સરકારના આગમન પછી નાગરોને અસામરિક વર્ગના ઠરાવી દેવાયલા તેથી તેમને માટે બરછી બહાદૂર થવાનો સમય વીતી ગયલો. કડછીથી સૂચિત દેહધર્મભાવના તેમની શિથિલ થઈ જવા માંડેલી, અને છેવટે તેમને એકલી કલમને બળે જ ઝઝુમવાનો વારો આવી ગયલો છે. પરંતુ એ તેમના કલમ-બળને પણ ક્ષીણપ્રભ કરી નાખવાનો ઉદ્યમ બ્રિટીશ મહારાજ્યબળ કરી રહેલું. આવા સંયોગોમાં સયરુ સાહેબે, ઉચ્ચતર કેળવણી પામવાની બાબતમાં આર્થિક સાધન વિનાના જે નાગર વિદ્યાર્થીઓ હોય તેમને પુસ્તકાદિ પુરાં પાડવાનું ચાલુ કરી દીધેલું હતું, બીજી તરફ જૂનાગઢના રાજકર્ત્તાઓની દેશવિખ્યાત ઉદારતાનો લાભ. દેશી તેમજ અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપનારી રાજ્યની નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ મ્હોટા પ્રમાણમાં પામી શકે તેટલા સારૂ તે નિશાળોમાં આપવા પડતા માસિક લવાજમને નામનું જ રખાવેલું, અને વળી એટલું જુજ લવાજમ પણ જેને ભારે પડે તેને તે આપવાના કામમાંથી મુક્ત રાખવાની વિશાળ યોજના પણ તેમણે કરાવેલી હતી. આ બધા પ્રકારની અનુકૂળતાને લીધે પરજ્ઞાતિના વિદ્યાર્થીઓને વિદ્યાલાભ સરલતાથી મળી શકે એમ થઇ

આવેલું, અને નાગરો પૂર્વકાળથી વિદ્યારસિક તો હતા જ એટલે તેમનાં બાળકો અન્યજ્ઞાતિઓના બાળકો કરતાં અધિક લાભ ઊઠાવી શકતાં પણ હતાં. રાયજી સાહેબના કાર્યભારિત્વ પહેલાંના કાળમાં જૂનાગઢના પ્રજાગણમાંથી નાગરો જેટલા પ્રમાણમાં પોતાનાં સંતાનોને ભણાવવા માટે ઉત્સુક અને ઉદ્યુક્ત રહેતા હતા તેટલા પ્રમાણમાં અન્ય જાતિજ્ઞાતિના લોકોને પોતપોતાના વ્યવસાય પરત્વે ઉપકારક થાય એટલી કેળવણી ઉપરાંત અર્વાચીન પ્રકારની ઉચ્ચ કેળવણી માટે મોહ કે ચાહ ન હતો, અને તેથી કરીને નિશાળોનાં ઉપલાં ધોરણોમાં નાગર વિદ્યાર્થીઓની સંખ્યા મ્હોટી રહેતી હતી, અને તે સંખ્યા મ્હોટી દેખાતી હતી તે વાતને અંગ્રેજ અમલદારો નાગરોના એક અપરાધ રૂપ ગણવાગણાવવા લાગેલા પણ ખરા ! એ છતાં રાયજી સાહેબે "સમય જોઇ સાંકડો" પોતાનો "આંકડો" મૂકી દીધેલો નહિ. જૂનાગઢના નવાબ સાહેબ પોતાના રાજ્યમાં સ્વતંત્ર હતા અને તેઓ પોતાની રૈયતને મુક્તહસ્તે વિદ્યાલાભ આપે અપાવે તેમાં બ્રિટિશ સરકારથી આડા અવાય નહિ, એટલે એ રયત પૈકી નાગર વિદ્યાર્થીઓ મ્હોટી સંખ્યામાં હોઇ મ્હોટો લાભ ઉઠાવે એ સ્વાભાવિક હતું. આવા અનુકૂળ સંયોગોનો લાભ લઇને આપણા આ કથાનાયકે, મુંબઇની વિદ્યાપીઠની પદવીઓ પ્રાપ્ત કરવા રાજ્યના વિદ્યાર્થીઓ માત્ર સમર્થ થાય એવા હેતુથી તેમને રાજ્ય તરફથી વિદ્યાર્થી-વેતનો મળતાં રહે એવી યોજના પણ કરી આપેલી હતી, અને તે લાભ પણ નાગર વિદ્યાર્થીઓને મળતો રહેલો. આ હકીકતનો અર્થ એવો નથી કે, નાગરેતર વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી અપાતાં વેતનોનો લાભ મળતો ન હતો; નાગરેતર જ્ઞાતિઓના વિદ્યાર્થીઓને પણ તેમની સંખ્યાનાં પ્રમાણમાં લાભ મળતો હતો, અને તે વાતના દાખલા આપી શકાય તેમ પણ છે. પરંતુ અહિં આપણે નાગરો સુંબંધમાં વિચારીએ છીએ એટલે એ પરત્વેજ વિવેચના કરી શકીએ. અર્થાત્ રાયજી સાહેબના વારામાં નાગરેતર જ્ઞાતિઓના અનેક વિદ્યાર્થીઓ રાજ્યાશ્રય પામીને વિદ્યોપેત થયલા છે અને તેમને તેમની યોગ્યતા પ્રમાણે રાજ્યસેવામાં સ્થાન પણ અપાયલ છે એ એક અવિવાદ સત્ય છે. તથાપિ નાગર વિદ્યાર્થીઓની સંખ્યા પ્રાયશઃ મ્હોટી રહેતી, અને તેથી તેઓ મહોટા પ્રમાણમાં રાજ્યાશ્રય પામી શકતા હતા, અને પછી તેઓ પૈકી જેમની મરજી રાજ્યસેવામાં દાખલ થવાની થતી હતી તેઓને રાજ્યમાં સ્થાન અપાતું પણ હતું. તોપણ રાયજી સાહેબ એક વાત બહુ સમજી ગયલા હતા, અને તે એ કે, પોતાના વારામાં નાગર વિદ્યાર્થીઓને અગર બીજા હિંદુ વિદ્યાર્થીઓને જે પ્રકારે અને જેટલા પ્રમાણમાં

રાજ્યાશ્રય મળી શકે છે તે પ્રકારે અને તેટલા પ્રમાણમાં તેમને ભવિષ્યમાં રાજ્યાશ્રય મળી શકવાનો નથી જ. આમ તેમને ભાસવા લાગેલું તેનું કારણ એ કે, જૂનાગઢના મુસલમાની રાજ્યમાં બનતાં સુધી સ્વદેશજાત હિંદુ અને કવચિત્ મુસલમાન દીવાન રાખવાની પ્રણાલિકા નવાબ સાહેબોએ પકડી રાખેલી હતી તેનો અંત આણી અણાવીને-બનતાં લગી પરદેશજાત મુસલમાન અગર હિંદુ સિવાયની બીજી કોઇ જાતિના ગૃહસ્થને દીવાનને પદે નીમાવવા માટે ખિટપટ અમલદારો મથી રહેલા હતા. રાવજી સાહેબ ખુદને આ વાતની જાતમાહિતી હતી, અને તેથી તેમણે પોતાના કાર્યભાગ્તિનો અંત આવે તે પહેલાં પોતાની જ્ઞાતિના તેમજ ઇતર હિંદુ જ્ઞાતિઓના વિદ્યાર્થીઓને રાજ્યાશ્રય મળવાની તક ન રહે તો પણ તેઓ ઉચ્ચ પ્રકારની કેળવણીથી વંચિત રહેવા ન પામે એવા હેતુથી અનેક યોજનાઓ વિચારવા માંડેલી અને તે પૈકી કેટલીકને તેણે અમલમાં આણી દીધેલી હતી. આ વિષય પરત્વે આપણે હવે પછી વિસ્તારપૂર્વક બોલવાના છીએ, એટલે અહીં તો સંક્ષેપમાંજ અમે આપણા આ કથાવીરની વિદ્યોત્તેજક મનોવૃત્તિનો ઉલ્લેખ કરેલો છે. આ પ્રકરણ તો કેવળ તેમનાથી કરાયલ સ્વજ્ઞાતિસેવા બતાવવા માટે લખાયલું હોઇને આમાં આપણે તેમનાથી કરાયલ સાર્વજનિક કેળવણી માટેની યોજનાઓને લગતી હકીકત આપી શકીએ નહિ. આમ હોઇને કેવળ નાગર હિતની દૃષ્ટિએ કહીએ તો એ બધી સાર્વજનિક હિતની યોજનાઓ ઉપરાંત રાવજી સાહેબે જે એક યોજના કેવળ નાગરોના લાભ માટે કરેલી છે તે આપણી વિચારણાને અત્ર પ્રાપ્ત થાય તેમ છે. તે યોજના એ **"નાગર નિરાશ્રિત-દ્રવ્યનિધિ."** આવા આ નાગર કલ્યાણ સાધક દ્રવ્યનિધિની ઉત્પત્તિ તથા વૃદ્ધિ પરત્વે હવે આપણે થોડુંક જાણી લેશું.

જૂનાગઢમાંની નાગરજ્ઞાતિના હિતાર્થ એક દ્રવ્યસંચય હયાતીમાં લાવવા માટે રાવજી સાહેબે જે સબળ પ્રયત્ન કરી તેને સફળ કરેલો છે તેના જેવો પણ તેના જેટલો સબળ ન ગણાય તેવો પ્રયત્ન તેમની પહેલાંના કાળમાં ન થયલો એમ કહી શકાય નહિ. સદ્‌ગત ગોકુળજી ઝાલાની દીવાનગીરીના સમયમાં, "કાઠિયાવાડના સર્વોપરિ વિદ્વાન્" તરીકે પંકાયલા તત્ત્વચિંતક મરહુમ મણિશંકર જટાશંકર કીકાણીએ પોતાની લાગવગથી નાગરજ્ઞાતિના હિતાર્થ એક દ્રવ્યસંચય ઉભો કરવા માટે પ્રયાસ કરેલો હતો; પરતુ એ પ્રયાસ જોઇએ તેવો સફળ થયલો નહિ - ને માત્ર નામનો ભંડોળ એકઠો કરી શકાયો હતો. પુરુષોત્તમ-

રાયજીના જાણવામાં આ વાત હતી, તેનું મૂલ્ય તેઓ આંકી શકેલા હતા, અને નાગરોને માટે અતિસંક્રમ ગણાય તેવો સમય નજીક ને નજીક આવતો જાય છે એમ તેમને પોતાના રાજદ્વારીય અનુભવથી સમજાતું જાતું પણ હતું. આમ હોવાથી તેમણે બની શકે તેટલી ત્વરાથી અને બની શકે તેટલા પ્રમાણમાં એક ઠીકઠીક ગણાય તેવો દ્રવ્યનિધિ રચી લેવાને યત્ન કરેલો અને તે યત્નને તેઓ પોતાની લાગવગથી સફળ કરી શકેલા છે. જૂનાગઢ રાજ્યમાંના અને તે રાજ્યને અસર કરતા બહારના રંગો બદલાતા જતા હતા, અને નાગરોનો પ્રગતિમાર્ગ અવરુદ્ધ થાય એવા ચિહ્નો ક્ષિતિજ ઉપર સ્પષ્ટ દેખાવા માંડેલાં પણ હતાં. પવનની ગતિને પારખી જે કોઇ પોતાના નાવની રક્ષા અર્થે ઉપાયો યોજી શકે તેજ ખરો સુકાની, એ સૂત્ર જો સાચું હોય, તો જૂનાગઢના નાગર જીવન-નાવને તરતું રાખવારખાવવા માટે યોજના કરનાર સુકાની તરીકે રાયજી સાહેબને આપણે લેશ પણ મતભેદ બતાવ્યા વિના ગણવા પડશે જ. ઇ૦સ૦ ૧૮૯૮ના જુલાઇની પંદરમી તારીખે તેમણે "નાગર નિરાશ્રિત દ્રવ્યનિધિ" રૂપે નાણાનો એક મ્હોટો ભંડોળ ઉભો કરવાની પ્રવૃત્તિ આરંભેલી, અને એ રીતે એમણે સ્વાશ્રયી નાગર-જીવનનું ગર્ભાધાન કરી દીધેલું હતું. અખિલ નાગર-જ્ઞાતિને ભેગી કરીને જો તેમણે પોતાની આ પ્રવૃત્તિને સફળ કરવા પ્રયાસ કર્યો હોત, તો આ દ્રવ્યનિધિ હયાતીમાં આવી શકત કે કેમ એ એક સવાલ છે. કાર્યદક્ષ રાયજી સાહેબ નાગરોના સ્વભાવથી વાકેફ હતા એટલે તેમણે જૂદો જ માર્ગ પકડેલો. પોતાની લાગવગ નીચેના તથા બીજા કેટલાક સમજુ અને અવિરુદ્ધ માનસવાળા નાગર ગૃહસ્થોને પોતાને ઘેર એક સભામાં આમંત્રીને તેમણે તેમની સમક્ષ પોતાના વિચારો જણાવી તે પરત્વે તેમની સંમતિ મેળવીને તે જ દિવસે એક દ્રવ્યનિધિ રૂપી ભવ્ય મંદિર રચવા માટે તેમણે ખાતમૂહુર્ત કરી દીધેલું, અને તે સંચય ઉભો કરવા, વધારવા અને તેનો વિનિયોગ-ઉપયોગ-કેવા કેવા પ્રકારે કરવો: એ બધી બાબતો પરત્વે આવશ્યક ધારાધોરણો ઘડવા માટે એક સમિતિની સ્થાપના પણ કરી દીધી હતી. આમ એક તરફ જ્યારે આ પ્રકારના દ્રવ્યસંચયનું નિયમન કરનાર ધારાધોરણો રચવાનો આરંભ કરાયો હતો, ત્યારે તેના પ્રત્યાઘાત રૂપે બીજી તરફ એ સંબંધમાં નાગર જ્ઞાતિમાં એક મ્હોટો ઉહાપોહ ઉભો થઈ આવેલો, અને રાયજી સાહેબ, જાણે કે, એકલા પોતાના લાભ માટે જ બીજાઓને લુટી લેવા ધારતા હોય એવી કોઇ ભાવના ઘણાને ઘેરી રહેલી પણ ખરી! તથાપિ રાયજી સાહેબ એટલે લીધેલી વાત ન છોડનાર એક હઠયોગી. તે દ્રવ્યસંચય કેવી

કુનેહથી કરી લેવો એ વાતનો નિર્ધાર તેમણે અગાઉથી જ કરી રાખેલો હતો. પરોપકારી માજી રાજ્યપાલક દીવાન અનંતજી અમરચંદ વસાવડાની વિધવા પત્નિએ 'વાનરવડ' નામનું ગામ ખરીદીને જૂનાગઢની સમસ્ત હિંદુ-મુસલમાન' જનતાને ઇનાયત કરી તેના ઉત્પન્નનો વિનિયોગ લોકકલ્યાણ અર્થે શા રૂપમાં કરવો તે સંબંધે એક "ઇચ્છાપત્ર" મારફત નિર્દિષ્ટ કરી લીધેલું હતું તેમાં એક કલમ નિરાશ્રિત નાગરોને સહાય આપવા બાબતને લગતી પણ હતી. આ હકીકત રાયજી સાહેબ જાણતા, એટલે એ યોજના અનુસાર નાગરોના કલ્યાણ અર્થે ઉપયોગમાં લેવા જે નાણાં એ ગામના ઉત્પન્નમાંથી અણવપરાયલાં એકઠાં થતાં રહેલાં તે નાણાં રાયજી સાહેબે આ સ્વરચિત દ્રવ્યનિધિમાં ભરાવી દીધેલાં પણ ખરાં. એકત્ર થયલ જે નાગર ગૃહસ્થો પૂર્વોક્ત પ્રકારે દ્રવ્યસંચય કરવામાં સહાય થયલા તે ગૃહસ્થોના મંડળને "નાગર સભા" એવી સંજ્ઞા આપવામાં આવેલી અને જેવા નિયમો ઘડાઇ ગયા કે તરતજ નાણાં ઉઘરાવી એકઠાં કરી લેવાનો આરંભ કરી દેવાયલો પણ હતો. તપેલું લોઢું ઝટ ટીપાય: એ લોકોક્તિ પ્રમાણે રાયજી સાહેબના સહકારીઓએ તેમજ તેમણે પોતે પણ નાણાં બચાવવા માટે પગલાં ભરેલાં. પ્રત્યેક કમાનાર નાગર ગૃહસ્થે પોતાની કમાણીનો બારમો ભાગ એક વખતને માટે "નિરાશ્રિત દ્રવ્યનિધિ"માં આપવો જોઇએ અને જે કોઇ એ પ્રમાણે આપે તે પૂર્વ સૂચિત "નાગર સભા"નો સભ્ય ગણાઈ તે સંચયની વ્યવસ્થા પરત્વે પોતાનો મત આપી શકે એવું તેને લગતા નિયમોમાં ઠરાવાયલું પણ હતું; એટલે આ દ્રવ્યસંચય કોઇ પણ પ્રસંગે તેના વહીવટની બાબતમાં કોઈ એક વ્યક્તિના હાથમાં જઇ પડે તેમ રહેલો નહિ અને હાલ રહેલો પણ નથી. આ બધી તૈયારી થઇ ચૂકી એટલે પછી રાયજી સાહેબે તથા તેમના સહાયકોએ પોતપોતાની લાગવગ નીચેના ગૃહસ્થો પાસેથી, ઠરાવાયલા ધોરણે, નાણાં એકઠાં કરેલાં, અને એજ ધોરણે આજ સુધી નાગરો સ્વેચ્છાએ તે નિધિમાં નાણાં ભરતા રહેલા છે. છતાં એટલું તો નિઃશંક છે કે, જો પુરૂષોત્તમરાયજી જેવા શ્રેષ્ઠ તથા પ્રભુશક્તિસંપન્ન રાજપુરૂષ આ કામે અગ્રણી થયા ન હોત અને નાણાં એકઠાં કરવાકરાવવા માટે તેમણે જે માર્ગો પકડેલા તે પકડાયા ન હોત, તો 'સિંહના વાડા ન હોય' એવું બોલનારા નાગરોનો આવો જે એક અર્થસાધક વાડો રચાવા પામ્યો છે તે રચાવા પામત કે કેમ, એ પ્રશ્નનું ઉત્તર તો ફક્ત નાગરોના ગુણાગુણ વિષયક ઇતિહાસનો સૂક્ષ્મ પરીક્ષકજ દઇ શકશે. રાયજી સાહેબની આ પ્રકારની પ્રવૃત્તિનો વિરોધ કરનારાઓની સંખ્યા ધ્યાનમાં મ્હોટી હતી. પોતાના અધીકારનું બળ બતાવીને

રાયજી બલાત્કારે નાણાં ઉઘરાવવા માગે છે; 'જેના હાથમાં તેના મ્હોંમાં એમ નાણાંનો દુરૂપયોગ થઇ જવાનો છે' એવા એવા પાયા વગરના પોકારો પણ કેટલાક નાગરબંધુઓએ ઊઠાવેલા હતા. પરંતુ રાયજી સાહેબનું મક્કમપણું એમનું પોતાનું અને અદ્વિતીય જ હતું. પોતાના ધર્મકાર્યને પાર ઉતારવા માટે જે પ્રકારની દૃઢતા તથા ધીરતા રાયજી સાહેબે પોતાના આખાય જીવન-કાળમાં બતાવ્યાં કરેલ છે તે, બીજાના નહિ તો નાગરોના સમગ્ર ઇતિહાસમાં લગભગ અજોડ ગણાય તેવી અને બીજાઓથી અનુસરવા પાત્ર છે, એ વાતમાં કોઇથી મતભેદ દર્શાવી શકાય તેમ નથી. નિર્ભયપણા તથા અસ્ખલનશીલ અવિચલિતતાના ગુણોને લીધે જ મહાપુરુષો પોતાનાં કાર્યો પરત્વે સિદ્ધિ મેળવી શકે છે. આ દ્રવ્યનિધિ સ્થપવામાં, માસિક રૂપીઆ પચાશથી ઓછી આવકવાળા ઉપર નાણાં ભરવા માટે દબાણ ન કરવા રાયજી સાહેબે પોતાના સહકારીઓને ખાસ નિર્દેશ કરેલો, અને તેથી કરીને વિરોધ જેમ જેમ શમતો ગયલો તેમ તેમ નાણાં પણ ઠીકઠીક ભરવા લાગ્યાં હતા, અને આજે આપણે દેખી શકીએ છીએ તેમ તેમની જે પ્રબળ ભાવના હતી તે સફળ થયલી પણ છે. આશ્ચર્યની વાત તો એટલીજ કે, આ દ્રવ્યનિધિ કોઈ વ્યક્તિના લાભાર્થ કે નાગરસભામાં જોડાયલાઓના લાભાર્થ સ્થાપતો ન હતો, છતાં તેમાં નાણાં ભરવાની બાબતમાં નાગર જેવી બુદ્ધિશાળી જ્ઞાતિના ગૃહસ્થોનો મ્હોટો ભાગ પ્રતિપક્ષ રૂપે ઉભો થયો, અને તેને પરિણામે એક જ તડાકે થઈ શકે તેટલો દ્રવ્યસંચય કરી શકાયો ન હતો! એ છતાં આ કથાનાયકને શુભ હસ્તે જે બીજારોપણ જે શુદ્ધ સંકલ્પથી થયલું હતું તે બીજમાંથી ધીમેધીમે મ્હોટું ગણાય તેવું વૃક્ષ ઊગી નીકળ્યાં વિના રહી શકેલું નથી. વસ્તુતઃ જે વિરોધ હતો તે દ્રવ્યસંચયની બાબત પરત્વે ન હતો; પરંતુ એ દ્રવ્યસંચય રાયજી અગ્રણી થઇને કરે છે અને તેમ કરવામાં તે પોતાનું અધિકાર બળ વાપરે છે, એ વાત જ ઇર્ષાળુઓને ખટકી રહેલી હતી. પરંતુ વખતના વહેવા સાથે એ પ્રકારની વિરોધભાવના શમતી ગયલી છે, અને નાગરજ્ઞાતિના લોકોને મળતો રાજ્યાશ્રય જેમ જેમ ઓછો થતો ગયો તેમ તેમ આપણા આ કથાવીરની દીર્ઘ દૃષ્ટિ તથા સ્વજ્ઞાતિ-હિત કરવાની ધગશનું મૂલ્ય અધિકાધિક અંકાતું ગયલું છે, અને એ દ્રવ્યનિધિ વૃદ્ધિ પામતો રહીને અત્યારે જૂનાગઢની નાગર જ્ઞાતિને એક આશ્રયસ્થાન જેવો બની ગયો પણ છે. જો એ દ્રવ્યનિધિની ઉત્પત્તિ ... સાહેબ જેવા સમર્થ નરપુરુષને હાથે થવા પામી ન હોત, તો તેમણે જૂનાગઢનો ત્યાગ કર્યો તે પછીના સમયમાં તેવો નિધિ હયાતીમાં લાવવા જેટલું સામર્થ્ય હતું કોઇ પણ

નાગર રાજપુરુષ કે અન્ય કોઇ નાગર વ્યક્તિ બનાવી શકત કે કેમ અગર તો સમસ્ત નાગર જ્ઞાતિ એવો દ્રવ્યનિધિ રચવા માટે જેટલા પ્રમાણમાં ઐકયની જરૂર રહે છે તેટલા પ્રમાણમાં ઐકય કરી શકત કે કેમ–એ પ્રશ્નો એવા છે કે, તેમનું ઉત્તર આમાંના નાગર વાચકો પોતેજ આપી શકશે. રાયજી સાહેબની પ્રતિભાનવત્તા તથા પ્રભાવવત્તા તેમની સાથેજ જૂનાગઢના નાગરવાડામાથી બ'કે જૂનાગઢ રાજ્યની જનતામાથી છૂટી પડીને વિદેશવાસી બની ગયલી છે ! રાયજી સાહેબ આ દ્રવ્યનિધિનિયામક નાગર સભાના આદ્યપ્રમુખ તો હતા જ, તથાપિ પ્રમુખની વરણી અમુક મુદતે ફરીફરીને કરવાનો નિયમ પાછળથી થતા રાયજી સાહેબને કોઇ સમયે પ્રમુખપદેથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ ઉપસ્થિત થઈ આવે એવો સંભવ જણાતાં ઈ૦સ૦ ૧૯૧૪ની સાલમા, 'નાગર નિરાશ્રિત દ્રવ્યસંગ્રહ' ની યોજનાનું પુનર્વિધાન કરવા માટે ભરાયલી નાગરજ્ઞાતિની એક નિત્યસ્મરણીય સભામા સર્વાનુમતિથી આપણા આ નિધિસંસ્થાપકને આમરણાંતિક પ્રમુખપદ આપીને નાગર ગૃહસ્થોએ પોતાની કૃતકૃત્યતા પ્રદર્શિત કરી બતાવેલી હતી, એટલુંજ નહિ, પરતુ એ દ્રવ્યનિધિ સબધે પ્રતિવર્ષ પ્રકટ કરાતા નિવેદનપુસ્ત કના મુખપૃષ્ઠ ઉપર આપણા આ ચરિતનિરૂપ્યની છબી કાયમને માટે છાપવાનું ઠરાવીને તેમની ભણી આદર ધરાવી રહેવાની વાતને પણ આકાર કરી બતાવેલી છે. આ દ્રવ્યનિધિ આજે લગભગ દોઢલાખ રૂપીઆ ઉપરની રકમનો થયો છે, અને તેના આશ્રયથી ન્યૂનાધિક પ્રમાણમા સ્વાશ્રયી બનેલ અને બનતા નાગરો તથા જેમણે તેના સ્થાપનકાળે સમજીને તેમાં પોતાને ફાળે આવતાં નાણાં આપેલ નહિ તેવા નાગર ગૃહસ્થો પણ તેમા નાણાં ભરવાને મંડી પડયા છે. આ હકીકતને આપણે તેના સંસ્થાપકની સત્સંકલ્પશુદ્ધિના વિજય રૂપજ ગણી શકીએ, બીજી જ્ઞાતિઓથી રચાયલા અગર રચાતા આ પ્રકારના દ્રવ્યનિધિઓની સરખામણીમાં આ નાગર દ્રવ્યનિધિ ગણનાપાત્ર નથીજ, તો પણ પ્રાયશ અધનિક જેવા નાગરોની આર્થિક સ્થિતિના પ્રમાણમાં પૂર્વોક્ત તેમનો નિધિ પચાશ વર્ષે પણ ઠીકઠીક મનાય તેવો થયલો છે, તેના વ્યાજમાથી નિરાધાર નાગર કુટુંબોને અન્નવસ્ત્રાદિ અપાય છે, નિરાશ્રિત છોકરાઓને જનોઇ તથા નિરાશ્રિત છોકરીઓને પરણાવવા માટે કરવી પડે તે ધર્મક્રિયામા થનાર ખર્ચ દેવાય છે, છોકરાઓને તેઓ વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષા આપી શકે ત્યા સુધી ભણી શકવા માટે અનુકૂળતા કરી આપવામા આવે છે, નિરાધાર તેમજ મધ્યમ સ્થિતિવાળાં કુટુંબોના છોકરાઓને ઉચ્ચ કેળવણી મેળવવા માટે ઉચક રકમની મદદ કરાય છે, અને જે ગરીબ કુટુંબોને ઔષધિ વગેરેની તંગી વેઠવી

પડતી હોય તેમને તે પૂરી પાડવામાં પણ આવે છે. મતલબ કે, વર્તમાન પરિસ્થિતિમાં, આપણા આ રાજ્યધુરંધર રાયજી સાહેબની સ્વજ્ઞાતિસેવા કરવાની પ્રખર ભાવનાથી અગર તો પ્રતિપક્ષની બોલીમાં લખીએ તો તેમના ગજાકારીય ઉચ્ચાધિકારબળથી હયાતીમાં અણાયલ અને પોષાયલ આ સંસ્થાએ નાગરજ્ઞાતિના જીવન પરત્વે એક ધાત્રીની ગરજ સારી આપેલી છે. શુભ કર્મો કરી કરાવી લેવામાં જ શ્રેષ્ઠાધિકારની સફળતા સમાયલી છે, એ વાત કોઈ પણ ભાગ્યશાળી શ્રેષ્ઠાધિકારીએ ભૂલવા જેવી નથી. વાંઝિયા શ્રેષ્ઠાધિકારને વીસરાઇ જતાં વાર નથી લાગતી. વળી આ વ્યક્તિસ્વાતંત્ર્યવાદનો ખરો અર્થ ન સમજનાર આ જમાનામાં સહકારનો લાભ શીખવનાર આ કથાનાયક પુરૂષોત્તમરાયજીએ કરી બતાવેલ પૂર્વોક્ત પ્રકારની પ્રવૃત્તિનો લાભ આપણે સમજી શકીએ તેમ છીએ. સમયબળ કદાચિત્ પોતાનું કાર્ય કરશે; નાગરોની સંસ્કારિક તથા આચારિક શ્રેષ્ઠતા તથા એકરૂપતા કદાચિત્ ક્ષીણ પડતાં પડતાં લુપ્ત પણ થઈ જાશે; તથાપિ રાયજી સાહેબે આ દ્રવ્યનિધિ રૂપી જે અર્થલાભદાયક કેંદ્ર રચી આપેલું છે તેની આકર્ષકતાને લીધે જૂનાગઢના નાગર જીવનની અન્ય પ્રકારે નહિ તો પણ છેવટ આર્થિક કોટીની ગણાય તેવી એકતાનો નિર્વાહ થઇ રહેશે, એવી કલ્પના આપણે સુખેથી કરી શકીએ ખરા. રાયજી સાહેબે હયાતીમાં આણેલ આ સંસ્થાને અનુરૂપ સંસ્થાઓ સ્થાપવાના પ્રયાસો પાછળથી ભાવનગર, રાજકોટ વગેરે સ્થળોમાં વસતા નાગરોએ કરેલા છે અને તે પ્રયાસો કેટલાક પ્રમાણમાં સફળ પણ થયા છે; તે છતાં જૂનાગઢમાંની આ સંસ્થા આજે જેટલા પ્રમાણમાં વ્યવસ્થિત તથા કાર્યસાધક બની રહેલી છે તેટલા પ્રમાણમાં તે અન્ય સ્થળોમાં તેવી બની રહેલી નથી, એટલે આપણે આ જૂનાગઢવાળી સંસ્થાને એક અનુકરણીય આદર્શ રૂપ ગણવી પડેજ.

હવે આપણે બીજી એક હકીકત જાણી લેશું. રાયજી સાહેબને પ્રત્યેક બાબતની ચોખવટ વધારે પસંદ હતી, એટલે તેમની પ્રેરણાથી નાગરજ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વર મહાદેવની સંસ્થાને તથા તે સંસ્થા સાથે સંલગ્ન રખાયલ તે પાસેનાં દેવીઓના મંદિરો અને નૃસિંહ મહેતાનો ચોરો—એ તમામને લગતી તમામ સ્થાવર જંગમ મિલ્કતની ચોખવટ પણ થવા પામી હતી તેમજ નાગરજ્ઞાતિના ઉપયોગ માટે રખાતાં વાસણકુસણ, પુસ્તકો વગેરેને સારી સ્થિતિમાં રાખવારખાવવા માટે દેશકાલોચિત યોજનાને પણ તેમણે અમલમાં આણેલ, અને તે સાથે આધુનિક વિદ્યાસંસ્કાર પામેલ વ્યક્તિઓની એક સંપૂર્ણ નામાવલિ તૈયાર કરાવીને તેને તેમણે

પ્રકટ પણ કરાવી દીધેલી હતી. આ સંબંધમાં જે કોઇને વિસ્તારપૂર્વક જાણવાની ઇચ્છા થાય તો તેણે વિ૦ સં૦ ૧૯૫૪-૫૫ના વર્ષમાં પ્રકટ થયલ, શ્રી હાટકેશ્વર-સંસ્થા વિષયક નિવેદન પુસ્તક જોઇ લેવાની કૃપા કરવી પડશે. રાયજી સાહેબ વિ૦ સં૦ ૧૯૫૯ના વર્ષમાં રાજ્ય સેવામાંથી મુક્ત થઈ જૂનાગઢ છોડયું એ વાતને આપણે જો તેમની પૂર્વોક્ત પ્રકારની જ્ઞાતિહિતસાધક પ્રવૃતિઓ સાથે સંકલિત કરશું, તો આપણે કદાચિત્ એવી એક યથાર્થ કલ્પના પણ કરી શકશું કે, જૂનાગઢના નાગર જીવન સાથે જેટલા કાળ માટે જે સંબંધ તેમને ધરાવવાનું નિર્માણ થયલું તે સંબંધ તેટલા કાળને અંતે પૂરો થતાં પહેલાં તેમણે સ્વજ્ઞાતિહિતને લગતાં પોતે જે કામ કરવાનાં હતાં તે પૂરાં કરી દીધેલાં અને તેમ કર્યા પછી તેમણે જૂનાગઢને છેલ્લા નમસ્કાર કરેલા હશે ! ખરેખર, કાર્યના રૂપમાં પરિણમતા કારણના લોપને લગતી આ એક કરૂણ-રસાત્મક કથા નથી શું ? !

પરંતુ રાયજી સાહેબ આટલું જ કરીને સ્વજ્ઞાતિસેવા કર્યાનો સંતોષ ધારી બેસે તેવા ન હતા, નાગરોને સ્પર્શતા-દબાવતા આવતા-સંયોગોનું તેમને પરિપૂર્ણ ભાન થઇ આવેલું હતું અને તેને પરિણામે ભવિષ્યમાં નાગરોને જે કાંઇ સહન કરવાનું આવે તે સહ્ય થઈ રહે એટલા માટે આવશ્યક ગણાય તેવા ઉપાયો રચવાને તેઓ તત્પર બનેલા હતા, ભવિષ્યજ્ઞ હશે તે પૂર પહેલાં પાળ બાંધી લેશે જ. આમ હોઇને પુરૂષોત્તમરાયજીએ, અન્ય પ્રદેશોમાં વસતી નાગર જ્ઞાતિથી પળાતા વ્યવહારોને લક્ષમાં રાખીને જૂનાગઢમાં વસતી નાગરજ્ઞાતિના વ્યવહારિક પ્રસંગો નિમિત્તે કરાતા અને વધતા જતા ધનવ્યયમાં દેશકાળને અનુસરતો ઘટાડો કરવાકરાવવાના હેતુથી, સં૦ ૧૯૪૨ના માઘ શુદ ૧૩ બુધવાર તા. ૧૭ ફેબ્રુઆરી સને ૧૮૮૬ને રોજ," "જૂનાગઢ વડનગરા નાગરજ્ઞાતિ સમસ્તની સંમતિથી," "જૂનાગઢ વડનગરા નાગરજ્ઞાતિનો ધારો ૧ પહેલો" મંજુર કરાવેલો હતો. "શ્રી જૂનાગઢ વડનગરા નાગર જ્ઞાતિની અંદર ક્રિયાવર તથા રીતભાત વધી ગયલાં હોવાથી તથા વધવાનો સંભવ જાણી તેમાં સુધારો કરવાની જરૂર જણાતાં" આ ધારો ઘડવામાં આવ્યો હતો. નાગર જીવનમાં પ્રતિદિન આક્રમણ કરતી જતી ખોટી સ્પર્ધાના રોગને તથા કેવળ દેખાદેખીથી વહોરી લેવાતી આર્થિક હાનિને અટકાવવા સારૂં તથા નાગરોની એકંદર હાલત વસ્તુતઃ તદ્દન મધ્યમ કોટીની બલ્કે અધનિકના જેવી હતી તે છતાં, 'રાજ્યને ફોલી ખાનારા છે'-એવું જે ખોટું-કેવળ દ્વેષજનિત-આળ તેમના ઉપર મૂકવામાં આવતું

હતું તેમાંથી તેમને મુક્ત કરાવવા માટે પૂર્વ નિર્દિષ્ટ ધારો ઘડવાની અને તેને પળાવવાની ખાસ જરૂર હતી, અને એ જરૂરત પુરુષોત્તમરાયજી પોતાના રાજ્ય સંબંધથી તેમજ રાજ્યદ્વારિય જ્ઞાનથી જેટલા પ્રમાણમાં સમજી શકતા હતા. તેટલા પ્રમાણમાં બીજાએ સમજી શકતા ન હતા. નાગર જ્ઞાતિમાં ઠીક ઠીક સ્થિતિવાળા હતા તેમને પણ વિશેષતઃ બહુ શ્રીમંત ગણી શકાય તેવું તો નજ હતું, અને વળી કેવળ દેખાદેખીથી 'મ્હોટા સાથે નાનો જાય, મરે નહિ તો માંદો થાય'–એ લોકોક્તિ મુજબ નાગરોની વ્યવહારિક જીવન સરિતામાં પૂર ચઢતું જતું પણ હતું એટલે નાગરોની એકંદર આર્થિક સ્થિતિ પ્રતિદિન અધિકાધિક વિષમ પણ બનતી જતી હતી. રાયજી સાહેબની સર્વગ્રાહી બુદ્ધિ આ બધી અનિષ્ટ વાતનું પરિણામ સમજી શકેલી, અને તેથી તેમણે ગાળ ખાઇને પણ પૂર્વોક્ત પ્રકારનો કાયદો–ધારો–કરાવવા તથા તેનું પાલન બને તેટલા વ્યાપક રૂપમાં કરાવવા અર્થે શક્ય તેટલા ઉપાયો યોજેલા પણ ખરા. પરંતુ એ સમયના નાગરો 'હામાં હા ભેળવી રહે'–તેવા પરાધીનતા પૂજક ન હતા ! 'રાયજીનો કાયદો રાયજી ઘેર' એવું છડેચોક બોલનારાઓની અને તે કાયદાનો બુદ્ધિપૂર્વક ભંગ કરનારાઓની સંખ્યા પણ તે સમયે નાની સૂની ન હતી. આ કાયદાને તોડવા તોડાવવામાંજ પોતાની મહોટાઇ સમજનારા અકલ્પનાશીલ અહંતાભાવી કેટલાક નાગર ગૃહસ્થો પોતાનો ચીલો અલગ રાખવાને માટે મથી રહેલા પણ ખરા. છતાં એ કાયદાની ઉપકારકતા સમજીને તેનું ન્યુનાધિક અંશે પણ પાલન કરી ચાલનાર નાગરો ન હતા એમ તો નહિજ. પરંતુ એ કાયદાનું શબ્દશઃ પાલન તો બહુજ થોડાથી એ સમયે કરાયલું એ તો નક્કી. જૂનાગઢની નાગરી ન્યાતનું એક વિચિત્ર લક્ષણ એવું છે કે. ન્યાત મળે ત્યારે જ્ઞાતિજનો તેની સભામાંથી બને તો ગેરહાજર રહે અને જો હાજર રહે તો બનતાં સુધી મૌન પાળીને બેસી રહે અને ન્યાતમાં જે ઠરાવો થાય તેમને પાછળથી માન્ય કે અમાન્ય ગણવાની વાતને પોતાની મુનસફીની તેઓ ગણી લે ! રાજ્યકાર્ય માટે ધારાધોરણ ઘડી તેની અમલબજાવણી કરવા કરાવવાની શક્તિ ધરાવવાનો દાવો રાખનાર જ્ઞાતિના સભ્યો પોતાની જ્ઞાતીને સુનિયંત્રિત તથા સુવ્યવસ્થિત રાખી શકે તેવા ધારાધોરણોનું પાલન, પોતાના તરફથી એક વાર પ્રકટાપ્રકટ પ્રકારે સંમતિ અપાયા પછી પણ, કરી ન શકે અગર ઇતર જનો પાસે પળાવવાને પ્રયત્ન શીલ ન થાય, એ એક શોચનીય કથા તો ખરીજ ! 'રાયજીએ આ કાયદો કરાવ્યો છે માટે તે તોડવો'–એ પ્રકારના દ્વેષધ્વનિઓ એ સમયના નાગરવાડામાં સંભળાતા હતા.

પૂર્વોક્ત એક કાયદો કરીકરાવીને મયજીસાહેબ સંતુષ્ટ રહેલા નથી. બીજી કેટલીક રૂઢિઓ સામે ઉઠીને તેમની પ્રતિબંધકતાને ઉન્મૂલ કરવા માટે તેમણે જે પ્રયાસો કરેલા છે તે બધા તેમને-સુ-ઉદ્ધારકોના વર્ગમાં અગ્રસ્થાન અપાવે તેવા છેજ. આજથી થોડાં વર્ષો પહેલાં **વિદેશગમન** કરવાની એટલેકે હિંદુસ્તાન બહાર પ્રવાસ કરવાની છૂટ નાગરોમાં ન હતી. ગુજરાત-કાઠિયાવાડમાંના પ્રથમ ઈંગ્લાંડ જનાર સુરતનિવાસી મહીપતિરામ રૂપરામ નીલકંઠ હતા, અને તેઓ જ્યારે સ્વદેશમાં પાછા આવેલા ત્યારે તેમને જ્ઞાતિભ્રષ્ટ ગણીને તેમનો જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવો કે કેમ એ એક મહાપ્રશ્ન ઉપસ્થિત થતાં આખીય નાગર સૃષ્ટિ ખળભળી ઊઠેલી હતી. જૂનાગઢના નાગરોએ મહીપતિરામનો પક્ષ લીધેલો હતો, એટલે મહીપતિરામ સાથે જુનાગઢની નાગરજ્ઞાતિને અન્ય સર્વસ્થાનોની નાગરજ્ઞાતિઓથી બહિષ્કૃત સ્થિતિમાં રહેવું પડેલું હતું; અને જોકે પછીથી સમાધાન થઇ જતાં એ બહિષ્કાર પાછો ખેંચી લેવાયલો હતો, તો પણ જૂનાગઢના નાગરોના મનમાંથી આ બહિષ્કારને લગતા પ્રશ્નનો બહિષ્કાર થવા પામેલો નહિ. આપણી આ કથના નાયક પુરુષોત્તમરાયજી પોતે યુરોપાદિ દેશોએ પ્રવાસ કરી આવનારને જ્ઞાતિભ્રષ્ટ ગણવાને તૈયાર ન હતા. પરંતુ પ્રસંગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ સંબંધમાં ખાલી ઉહાપોહ કરવાની વાત તેમને ગમેલી નહિ. અંતે તેમણે પોતે એવો પ્રસંગ ઉભો કરી દીધેલો પણ ખરો. તેમણે પ્રથમ તો, વિલાયત જનારને જૂનાગઢ રાજ્ય તરફથી વિદ્યાર્થીવેતન મળે એવી વ્યવસ્થા કરાવી દીધેલી, અને તે ધોરણ પ્રમાણે તેમણે પોતાના નાનાભાઇ નૃસિંહપ્રસાદને ઈંગ્લાંડ મોકલવાનો વિચાર કરી દીધો હતો. પરંતુ ગમે તે સંયોગને લીધે ઈંગ્લાંડ જવાનું કાર્ય નૃસિંહપ્રસાદથી બની શક્યું નહિ, એટલે પુરુષોત્તમરાયજીએ મુંબઇ વિદ્યાપીઠની જૂદીજૂદી કોટીની ચાર પદવીઓ અર્થે ભણતા ચાર નાગર યુવકોને વિલાયત મોકલીને ઉચ્ચતર જ્ઞાનદર્શક ચાર પદવીઓ મેળવી આવવા માટે પ્રોત્સાહિત કરેલા અને તે ચારેને બને તેટલો રાજ્યાશ્રય આપવાનું પોતે બીડું ઝડપેલું હતું. આમ બધી વાત નક્કી થઈ ચૂકી અને એ પ્રમાણે પ્રવાસે જનાર વિદ્યાર્થીઓને તેમનાં સગાંસંબંધીઓ તરફથી વિદાયમાનસૂચક જમણો પણ અપાયાં, અને પ્રવાસે જવાનો દિવસ પણ પાસે આવ્યો; એટલામાં તો તે ચારે જણનાં મન ફરી એકાં અગર ફેરવાઈ ગયાં અને તેઓ પ્રવાસે જતા અટકી પડયા! આ પ્રમાણે પુરુષોત્તમરાયજીનો આ બાજુનો પ્રયાસ પણ નિષ્ફળ થયો. તથાપિ તેઓ આગ્રહી પ્રકૃતિના હતા તેથી તેમણે બીજી કોઇ તક મેળવવાને ખોળ

બાંધેલી. એ સમયના દીવાન હરિદાસ દેસાઈ સાથે ગવર્નરસાહેબ એકવાર મુંબઈ ગયેલા અને ત્યાં તે ઉભય રાજપુરુષો સ્વ. મનસુખરામભાઈને ઘેર ઊતરેલા હતા. બીજી અનેક વાતચીતો તે રાજપુરુષદ્વય વચ્ચે ત્યાં થતાં પાકી તેમાં એક વાત, કોઈને વિલાયત મોકલી દાક્તરી-વૈદક-જ્ઞાનમાં અધિક કૌશલ્ય અપાવીને તેને રાજ્યમાં નોકરીમાં રાખી લેવા સંબંધે નીકળેલી પણ ખરી: પોરબંદર નિવાસી નાગર યુવક ચંદુલાલ લક્ષ્મીલાલ દેસાઈ કે જેઓ મુંબઈની 'ગ્રાંટ મેડીકલ કોલેજ'માં વિદ્યાભ્યાસ કરતા હતા તેમને વિલાયત મોકલવાના હેતુથી આ વાત ચર્ચાયેલી હતી. પરંતુ ગવર્નરસાહેબ આ ચર્ચાનો લાભ લેવાને તૈયાર થઈ ગયેલા અને તેથી તેમણે તે જ સમયે મુંબઈમાં વૈદકનો અભ્યાસ કરી રહેલ જૂનાગઢના જ વતની નાગર યુવક નરોત્તમદાસ ઇંદ્રજી વૈષ્ણવને, જો તે વિલાયત જવા ખુશી હોય તો, પ્રથમ પસંદગી આપવાનું સૂચન કરી દીધું હતું. જૂનાગઢનો જ વતની વિલાયત જવા તૈયાર હોય તો, પછી રાજ્યાશ્રયથી પરદેશીને ત્યાં ન મોકલાય, એ સિદ્ધાંત પરત્વે કોઈથી મતભેદ દર્શાવી શકાય તેમ ન હતું, એટલે ગવર્નરસાહેબે એ નરોત્તમદાસ ઉર્ફે ગનુભાઈને બોલાવીને વિલાયત જવા માટે પ્રોત્સાહિત કરી દીધેલા, અને અંતે મુંબઈથી પરબારા સમુદ્રોલ્લંઘન કરાવીને ઈંગ્લાંડ મોકલી આપેલા હતા. આ પ્રમાણે સાહસિક નરોત્તમદાસ ઈંગ્લાંડ તો પહોંચી ગયા. પરંતુ તેઓ પાછા આવશે ત્યારે તેમની પોતાની શી દશા થશે તેનો તેમણે પોતે વિચાર કરેલો નહિ. આખરે જ્યારે તેઓ પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને જૂનાગઢ આવવા માટે ઈંગ્લાંડથી નીકળેલા ત્યારે ગવર્નરસાહેબે શ્રીનાગનાથજીના મંદિરમાં સ્વજ્ઞાતિજનોની એક સભા ભરીને, એ ગનુભાઈ જૂનાગઢમાં આવી પહોંચે ત્યારે તેમને આવશ્યક પ્રાયશ્ચિત્ત કરાવી પુનઃ ન્યાતમાં લેવાનો ઠરાવ કરાવી લીધેલો હતો. પરંતુ એ તો સ્વાતંત્ર્યસંભાવના નાગરોનો ઠરાવ! વ્યક્તિસ્વાતંત્ર્ય એ ઠરાવથી શું મરી જવાનું હતું?! એવો ઠરાવ કરાવનાર કોણ? રાજ્યાધિકારસંપન્ન ગવર્નર?! 'ગવર્નર મોટા તો રાજ્યમાં, ન્યાતમાં નહિ'. એમ કહેનારાઓની સંખ્યા એ કાળે ક્યાં ઓછી હતી? બીજે જ દિવસે સામો ઠરાવ એ જ જ્ઞાતિના બીજા અગ્રગણ્યોએ એવો જાહેર કરી દીધેલો કે—ગનુભાઈ આવે ત્યારે તેમને પ્રાયશ્ચિત્ત ન આપતાં જ્ઞાતિબહિષ્કૃત જ રાખવા! આમ પુરુષોત્તમરાયજીનો પરાભવ થયો, અને તે દિવસથી તેમણે જ્ઞાતિ સભામાં હાજરી આપવાનું છોડી દીધું. આ સંબંધમાં પુરુષોત્તમરાયજીએ "સુજ્ઞ મુ. રા. રા. મનસુખરામભાઈ" ઉપર તા. ૨૪-૧૧-૯૧ સોમવારના રોજ એક પત્ર લખેલો છે

તે અમારા તરફથી લખાયલ પૂર્વોક્ત હકીકતને પુષ્ટિ આપે તેમ હોઇ અમે તેમાંથી નીચે પ્રમાણે અવતરણ કરીએ છીએ —

"વીલાયત સંબંધમાં આપ અહીં હતા તે પછીથી આજ સુધી મેં જેટલો અને જેવો ભાગ લીધો છે તે આજની ટપાલમાં ત્રણ નકલો બુકપોસ્ટ મોકલું છું એ વાચેથી જણાઈ આવશે. આપ અહીં હતા તે વખતે આપણે એક મત થઇ લખેલા અભીપ્રાયની નકલ પણ એટલા માટે મોકલાવી છે કે તેથી વીરૂદ્ધ કાંઇ પણ કરવામાં આવ્યું નથી તેની આપને ખાત્રી થાય."

"રાગદ્વેષવાળા અને ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલનારા માણસો ખરી વાતને ખોટા સ્વરૂપમાં મુકે છે, કેવા મતાંધ થાય છે, અને કેટલી ધાંધલ મચાવે છે તે આપ વધારે સારી રીતે જાણો છો, એટલે આ જગોએ લખી જણાવવાની અગત્ય નથી."

"અહીંની જ્ઞાતીમાં જે આગ્રહી ગૃહસ્થો છે તે આ પ્રસંગમાં જુદા કારણોથી રાગદ્વેષમાં આવી ગયા છે એટલે પરીણામ સંતોષકારક આવવા આશા નથી. હું જ્યાં સુધી તેમની સાથે સામેલ ન થાઉં ત્યાં સુધી તેઓ આપના સાંભળવામાં આવ્યું છે (કે જે આ પત્ર વાંચ્યા પછી આપને ખોટું જણાશે) તેથી અધીક ધાંધલ મચાવી ખોટી વાતો પ્રસીદ્ધ કરે એ અસ્વાભાવિક નથી, કેમકે તેનું બધી રીતે ધાર્યું થવામાં મારી જુદાઇ સીવાય બીજું કાંઇ વીઘ્ન છે નહીં"

"અને તેટલું પ્રયત્ન કર્યાં છતાં એકમત ના થાય તો પછી જેટલો જથો થાય તેટલા જથાથી આપણા અભીપ્રાય પ્રમાણે અમલમાં લાવવા હું ધારૂં છઉં. તે વિષે આપની સલાહ તુરત લખી જણાવવા કૃપા કરશો. આ પ્રમાણે નહીં કરવામાં આવે તો પછી રાગદ્વેષવાળા જે કરે તે સહન કર્યા સીવાય બીજો કોઇ વચલો રસ્તો છે નહીં, અને તેના પરીણામની અસંતોષકારક અસર મારે પણ ભોગવવી પડશે. × × × ×"

આખરે ગનુભાઈ વિલાયતથી આવ્યા, નાગરોએ તેમને અભિનંદન પણ સારા પ્રમાણમાં આપ્યું, મરણ પર્યન્ત તેઓ વિના પ્રાયશ્ચિતે ન્યાતબહાર પણ

રહ્યા, નાગરોએ એમને પોતાના ગણી એમના વૈદકજ્ઞાનનો લાભ પણ ખૂબ લીધો અને તેમણે એ લાભ હસતે મુખે તેમને દેતાં અખિલ નાગર જ્ઞાતિની સેવા શુદ્ધ નિર્લોભતાથી પોતાના દેહાંત પર્યંત કર્યા પણ કરી. આ ગતુભાઇ મોરારની આમ જનતાની સેવા કરવા જતાં પોતાની જીંદગી ખોઇ બેઠા ત્યારે પણ તેમના શબવાહકોના સંબંધમાં, એ પરગજુ વૈદરાજ–રાજવૈદ–ની બહિષ્કૃતનાને કારણે નાગરી ન્યાતમાં સંક્ષોભ ઉપસ્થિત થયા વિના રહી શકેલો નહિ ! આમ એક તરફ જ્યારે જૂનાગઢની નાગર જ્ઞાતિ પોતાની નિર્ણાયક શક્તિનું ઉપહાસ્યજનક પ્રદર્શન કરાવી રહેલી ત્યારે બીજી તરફ એજ જ્ઞાતિના સંરક્ષક બુદ્ધિરૂપી દુર્ગમાં ગાબડાં પાડવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને પુરુષોત્તમરાયજીએ ગાબડાંની મદદથી પોતાની ધારણાનું ફળ લાવવાને ઉદ્યુક્ત પણ રહેલા હતા. સ્વ. ત્ર્યંબકરાય ત્રિકમરાય મજમુંદાર અને તેમની પાછળ તરતમાંજ સ્વ. બાપુભાઇ જાદવરાય મજમુંદાર: એ ઉભય ગૃહસ્થો 'બૅરિસ્ટર-ઍટ-લૉ' ની પદવી મેળવવા માટે ઇંગ્લાંડ તરફ ઉપડી જતાં તેમને પુરુષોત્તમરાયજીએ શક્ય તેટલું રાજ્ય સાહાય્ય અપાવીને તેમની પ્રવૃત્તિને ઉત્તેજિત કરેલી અને ત્યારબાદ ત્રીજા એક નાગર ગૃહસ્થ આનંદરાય બાપુભાઇ મજમુંદારને પણ 'બૅરિસ્ટર' થવામાં યોગ્ય દ્રવ્ય સહાય અપાવીને તેઓ વિલાયતથી પાછા આવ્યા બાદ રાજ્યસેવામાં લીધેલા પણ હતા. આ ત્રણે ગૃહસ્થોને પણ ન્યાત બહાર રહેવું પડ્યું હતું. તથાપિ આ પ્રમાણે ન્યાત બહાર રહેનારાઓની સંખ્યા કાળાનુક્રમે વૃદ્ધિ પામતી ગયલી છે, અને તેને પરિણામે એ વિદેશગમનનો સગતો પ્રશ્ન એની મેળે ઉકેલાઇ જવા જેટલી અવિવાદિતાની હદે પહોંચી ગયલો આપણે અત્યારે જોઇ શકીએ પણ છીએ ! વળી રાયજીસાહેબે, આ વિદેશગમનપ્રતિબંધક અભેદ્ય શૈલને તોડવા માટે એક સીધો હલ્લો તે ઉપર કરવાનો માર્ગ પણ પકડેલો હતો. ઇંગ્લાંડમાં "ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટ" નામક સંસ્થા ખુલ્લી મૂકવાની હતી એટલે તે પ્રસંગે નવાબ સાહેબને ઇંગ્લાંડ જવાનું હતું. નવાબ સાહેબ વિલાયત પધારે ત્યારે તેમની સાથે પુરુષોત્તમરાયજી પોતે, નવાબ સાહેબના ખાનગી કાર્યભારી અમરજી આનંદજી કચ્છી વગેરે ધર્મનિષ્ઠ નાગર રાજપુરુષોએ પણ જવાનું ઠરાવાયલું હતું. પરંતુ એ યોજનાનો અમલ થયેલો ન હતો એટલે બધી વાત ત્યાંજ અટકી પડેલી હતી, તથાપિ એટલું તો ચોક્સ કે, રાયજીસાહેબ વિદેશગમનના અચૂક હિમાયતી હતા, અને તે પરત્વે તેમની ઉત્સુકતા એટલી બધી હતી કે, તેમનું ચાલ્યું હોત તો તે વાતનો ઉકેલ તેઓ સારા રૂપમાં લાવ્યા વિના રહેતજ નહિ. તેઓ પોતે આજે હયાત

નથી; પરંતુ તેમણે તો પોતાની હયાતીમાંજ એ પ્રશ્નને આપોઆપ, કોઇપણ પ્રકારની પ્રતિબંધકતા વિના ઉકેલાઇ ગયલો જોયલો છેજ, અને નાગરજ્ઞાતિ હવે એ પ્રશ્નનો ઉકેલ પોતાની મેળે અને તે પણ ધર્મશાસ્ત્રદષ્ટિથી તેમજ સર્વસંમતતાથી કરી શકે એવી એકયવાળી સ્થિતિમાં રહી શકેલ પણ નથી। રાયજીઆદિએ જૂનાગઢ છોડી દીધું તે પછી વિદેશગમન કરનારા ઘણા નીકળેલા છે, તેઓ પાછા આવી સ્વદેશમાં વસી રહેલા છે, તેઓ પોતાનાં સ્વજનો તથા જ્ઞાતિજનોના સંસર્ગમાં રહેતા પણ થયા છે; છતાં હવે નાગર જ્ઞાતિ તે બધું અનાકુલિત દષ્ટિએ જોતી રહેલી છે પણ ખરી। વળી પુરુષોત્તમરાયજી ખુદ પણ ઈ. સ. ૧૯૦૭ માં સ્વ. ફીરોઝશાહ મહેતા વગેરે સાથે ઈંગ્લાંડ જવાને સજ્જ થયલા; પરંતુ છેક પ્રયાણ કાળે કેટલાંક અનિવાર્ય કારણને લીધે તેમને પોતાનો વિચાર ફેરવવાની સલાહ મળતાં તેમને ઇંગ્લાંડ જવાની વાતને મોકુફ રાખી દેવી પડી હતી. છતાં એટલું તો નિઃસંદેહ કે, નાગર યુવકો ઉચ્ચતર કોટીની વિદ્યાકળા પ્રાપ્ત કરવા અર્થે સમુદ્રોલ્લંઘન કરે એ વાત તેમને ઘણી પ્રિય હતી, પરંતુ તે સાથે તેવા વિદેશગમનને પરિણામે નાગર યુવકોના નાગર જીવનને ઘાટ આપનાર વિશિષ્ટ સંસ્કારોમાં ક્ષતિ થવા ન પામે તેટલા સારૂ તેઓ એ પ્રશ્નનો કાર્યસાધક નિર્ણય કરાવી લેવાને ઉત્કંઠિત પણ રહેતા હતા. સ્વ. નન્દશંકર તુલજાશંકર મહેતાના ત્રીજા પુત્ર જે સુરતનિવાસી નર મનુભાઇ મહેતાના કનિષ્ઠ ભાઇ થાય તે સ્વ. વિનાયક મહેતા ગુજરાત-કાઠિયાવાડમાંથી પહેલા 'આઇ. સી. એસ.' ની પદવી મેળવી શકેલા તેઓ ઇંગ્લાંડથી સ્વદેશમાં આવ્યા ત્યારે તેમને સન્માનવા માટે મુંબઇના 'ગીરગામ બેક રોડ' ઉપર આવેલ ચીના બાગમાં નાગરોની એક મ્હોટી સભા ભરાયલી હતી તેના અધ્યક્ષ સ્થાનેથી આપણા આ કથાવીરે વિદેશગમનથી થતા લાભ આદિ સમજાવનારૂં જે ભાષણ કરેલું હતુ તે તેમની એ વિષય પરત્વે જે ખરી લાગણી હતી તેના પ્રતિપાદક તરીકે પણ ગણાશે.

પૂર્વોક્ત પ્રકારના સામાજિક સુધારા ઉપરાંત પુરુષોત્તમરાયજીએ ધર્મશાસ્ત્રની દષ્ટિએ ગંભીર ગણાય તેવા કેટલાક પ્રશ્નો પણ ઉકેલ માટે ઉપસ્થિત કરેલા હતા. ઇ. સ. ૧૮૯૧મા એમનાં પિતામહીનું અવસાન થતાં તે નિમિત્તે તેમણે પોતાની મૂછ પડાવવી જોઇએ તે પડાવેલી નહિ, અને તેથી તેમને ઘેર પ્રતિગ્રહી નાગર બ્રાહ્મણ જમી ન શકે એવો ઠેગવ પણ થયેલો, અને તેઓ બહિષ્કૃત છે એવા ખબર દેશાવરની નાગર જ્ઞાતિને આપી દેવામાં આવેલા પણ હતા. આ

વાતનું પરિણામ એ આવેલું કે, પાછળથી પુરૂષોત્તમરાયજી જ્યારે ઇ. સ. ૧૮૯૨માં નવાબ સાહેબ બહાદુરખાનજી સાથે હિંદુસ્તાનને પ્રવાસે ગયેલા ત્યારે તેમને કાશીમાં જવાનું થતાં ત્યાંના ગોરમહારાજે તેમને બહિષ્કૃત ગણીને ધર્મવિધિ કરાવવાની ના પાડેલી હતી. પરંતુ પુરૂષોત્તમરાયજીએ એ પ્રસંગે સમાધાનવૃત્તિ રાખીને પોતાની મરજી મુજબ ગુજરાતી ઉતરાવી વિધિપુરઃસર ગંગાસ્નાન તથા શ્રી કાશી–વિશ્વેશ્વરની પૂજન આદિ કરી પોતાની લોક દ્રષ્ટિએ ખોવાયલી પુનિતતાને પુનઃ પ્રાપ્ત કરી લીધેલી હતી. પુરૂષોત્તમરાયજીએ પોતાના આગ્રહને જતો કર્યો હોય તો આ એકજ પ્રસંગ. બીજો એક પ્રસંગ પણ આપણું ધ્યાન ખેંચે તેવો તેમના જીવનમાં ઉદ્ભવેલો છે અને તેનો ઉકેલ પણ તેમણે આણી દેખાડેલો છે. મરણોત્તરક્રિયારૂપે મનાતું 'વાર્ષિક' વાળવાનો રિવાજ નાગરોમાં સર્વમાન્ય હતો, એટલે પુરૂષોત્તમરાયજીનાં વૈકુંઠવાસી પિતામહીના અવસાન નિમિત્તે 'વાર્ષિક' વાળવાનો પ્રસંગ જ્યારે ઉપસ્થિત થયલો ત્યારે તેમણે તે નિમિત્તે ફક્ત જે ધર્મક્રિયા થવી જોઇએ તે કરીને સંતોષ પકડેલો અને સમસ્ત પ્રતિગ્રહી નાગર બ્રાહ્મણોને જે ભોજન અપાતું હતું તે આપવાનું ઉચિત ધારેલું નહિ, અને તેને પરિણામે તેમને નિંદાવાનો અને ભંડાવાનો વારો આવી ગયલો પણ હતો. તથાપિ તેમણે મક્કમ રહીને જે લીસોટો તે સમયે સાહસ કરીને પણ પાડેલો હતો તે આજે એક મ્હોટો ચીલો થઇ પડેલ છે, અને જૂનાગઢના નાગર ગૃહસ્થોમાંથી, વિરલ અપવાદ સિવાય, એ 'વાર્ષિક' નિમિત્તે કરાતા બ્રહ્મભોજનનો રિવાજ લગભગ નાબૂદ જેવો થઈ ગયલો આપણે અનુભવી રહેલા છીએ. સાથે એટલું પણ અત્ર નોંધવું પડે છે કે, એક ક્ષુલ્લક ગણાય તેવા પરંતુ અર્થ વિનાના હક પરત્વે ઉપસ્થિત થવા પામેલ તકરારને પરિણામે જૂનાગઢની નાગરી ન્યાત આજે બે ભાગમાં ખંડિત થઇ ગયલી દેખાય છે, એટલે કે પ્રતિગ્રહી નાગર બ્રાહ્મણો અને અપ્રતિગ્રહી નાગર ગૃહસ્થો વચ્ચે જે ગાઢ સંબંધ હતો તે શિથિલ પડી ગયલો છે અને તેને લીધે પરસ્પર રહેતા આવેલ અંકુશનો લોપ થઇ જતાં ધર્મકર્મમાં તેમજ આચારવિચારમાં અનિષ્ટ તત્ત્વો દાખલ થતાં જતાં હોઇને—નાગરોની સાંસ્કારિક શુદ્ધતા તથા શ્રેષ્ટતાને નીચે ને વધારે નીચે ઉતરવાનો વારો આવેલ છે! નાગરજીવનને લગતી પ્રત્યેક કલાને, રાયજીસાહેબની પ્રબંધક નીતિને અનુસરી જે તે યોગ્ય કાળે સુનિશ્ચિત રૂપમાં મૂકી દેવાને જો જૂનાગઢની નાગરી ન્યાત કટિબદ્ધ થઇ હોત તો તે પોતાની વિજ્ઞાનસિદ્ધ ગણાવી શકાય તેવી નાગરતાને પરિપાલિત રાખી શકત; એટલું જ નહિ, પરંતુ એ એમની પ્રબંધપરાયણતા દેશાવરની નાગર

જ્ઞાતિઓને તેમજ ઇતર હિંદુ જ્ઞાતિઓને ઘણા રૂપ થઇ પડત એ વાત પરત્વે શંકા નથીજ.

પૂર્વોક્ત કથા તો આપણા આ ચરિત નિરૂપણના પૂર્વજીવનની પ્રવૃત્તિઓ ઉપર પ્રકાશ પાડનારી છે પરંતુ તેમના ઉત્તર જીવનમા તેમના વિચારો નાગરજીવન પરત્વે કેવા હતા તે આપણે જ્યાં સુધી જાણી લઇએ નહિ ત્યા સુધી એમને લગતી આ કથા અપૂર્ણ ગણાશે પણ ખરી રાયજીમાડેમને પરદેશવાસ કરવો પડેલો તેને પરિણામે તેમના કેટલાક આચારવિચારોમા સંયોગાનુરૂપ ફેરફાર ક્રમેક્રમે થવા માંડેલો હતો. નાગર ગૃહજીવનમા કુલવધૂઓએ વડીલ પુરુષવર્ગને પોતાનું વદન ન દેખાડવા અર્થે "લાજ" કાઢવી જોઇએ એવો રિવાજ કાઠિયાવાડમા તો હજુ આજે પણ છે. આ રિવાજને પુરુષોત્તમરાયજીએ પોતાના પરદેશવાસના કાળમા પોતાના કુટુંબમાથી તિલાંજલિ અપાવી દીધેલી હતી, એટલું જ નહિ, પરંતુ વડીલો પુત્રવધૂઓ સાથે વાતચીત કરી શકે, બેસી ઊઠી શકે એવી પદ્ધતિ પણ તેમણે પોતાના ગૃહજીવનમા દાખલ કરેલી હતી આ પ્રમારનો ફેરફાર કેટલાક જૂની પ્રણાલિકાના હિમાયતીઓને અનિષ્ટ લાગેલો. અને તેથી પુરુષોત્તમરાયજીની એ પ્રકારની રહેણીકરણી ચર્ચાનો વિષય બની રહેલી પણ ખરી પરંતુ એઓ પોતે એ વિષયમા મક્કમ રહેલા, અને હવે તો નાગરોમા એ પ્રકારની રહેણીએ વ્યાપક રૂપ ધારણ કરી દીધેલું પણ છે. નાગરમાત્ર ૭ વિભાગમા વિભક્ત થયેલા છે તે બીના વર્તમાન દેશસ્થિતિની દૃષ્ટિએ, એ પ્રત્યેક વિભાગને હાનિકારક છે એમ પણ તેમને લાગવા માંડેલુ હતુ, એટલુજ નહિ, પરંતુ પરદેશ બેઠા નાગરોને ખાનપાન પોતપોતાની કુલક્રમાગત પદ્ધતિએ કરવામા અનેક પ્રકારની અડચણો ભોગવવાનો વારો આવી ગયેલો હોવાથી નાગર જીવનને ધીમેધીમે નાગરેતર-જીવનમા અવ્યક્ત થઇ જવાનો યોગ ઉપસ્થિત થઈ આવેલો છે એવુ પણ તેમને ભાસવા લાગેલુ હતુ, એટલે એ પ્રકારે શતમુખ થનાર વિનિપાતને બને તેટલો અટકાવવા માટે તેઓ ચિંતાતુર રહેતા હતા, પોતાના મિત્રો તથા સ્વજ્ઞાતિશ્રેષ્ઠ ગણાતા સ્વ. કલ્યાણરાય જોઇતાબાઇ બક્ષી, સર લલ્લુભાઇ સામળદાસ મહેતા, કાશીવાળા રાજા મુનશી માધવલાલ વગેરે વડનગરા નાગર ગૃહસ્થો તેમજ સર પ્રભાશંકર પટણી, રાવબ૦ વિઠ્ઠલરાય હેમતરામ વગેરે પ્રશ્નોરા અને વિસનગરા નાગરો સાથે તેઓ આ વિષય પરત્વે ચર્ચા કર્યા કરતા હતા, અને વિસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા આદિ સજ્જન નાગરોના આચાર વિચારને વડનગરા નાગરના આચાર

વિચારની કક્ષાએ લાવી મૂકી સર્વ વિભાગોના નાગરોની એકતા પુનઃ કરી શકાય એટલા માટે ઉપકારક માર્ગો પણ તેઓ ખોળી રહેલા હતા. હિંદુસ્તાનમાં પ્રતિદિન પ્રબુદ્ધ થતી જતી લોકરાજ્યની ભાવનાને પરિણામે જે પ્રકારના શાસનતંત્રની ઘટના થવાની સંભાવના હતી તેને લીધે પણ અલ્પસંખ્ય નાગરોએ એકતા સાધવાની આવશ્યકતા હતી અને છે પણ ખરી, અને એ એકતા સધાય નહિ તો ઉંડા મૂળ ઘાલી બેઠેલી જ્ઞાતિ સંસ્થાને બળે બહુસંખ્ય અન્ય જ્ઞાતિઓથી કરાતી સ્પર્ધામાં નાગર જ્ઞાતિ ટકી શકવાની પણ નહિ. ડુંગરપુરના નાગરો પણ વડનગરા વર્ગના છે, અને તેથી તેમની સાથે જેમ રોટી-વ્યવહાર રખાતો આવેલો છે તેમ બેટી-વ્યવહાર પણ રખાવો જોઇએ એવી પોતાની વિચારસરણિ હોઇને પુરુષોત્તમરાયજીની લાગવગથી અમદાવાદમાં વસતાં ડુંગરપરા નાગર કુટુંબો જૂનાગઢમાંનાં નાગર કુટુંબોની કન્યાઓ મેળવી શકેલા પણ ખરાં. ખંડવા, નાગપુર આદિ પ્રદેશોમાં વસતા પરંતુ દક્ષિણ બ્રાહ્મણોના આચાર વિચારોથી થોડા ઘણા પ્રમાણમાં લિપ્ત થયલ જેવા દેખાતા વડનગરા નાગરોને પણ આ તરફના નાગરોમાં, ઠરાવાય તે ધોરણે ભેળવી લેવા એવો પણ તેમનો અભિપ્રાય હતો, અને તે અભિપ્રાયને સફળ કરી શકાય તેટલા માટે મુંબઇના પ્રખ્યાત ‘સૉલિસિટર’ સ્વ. હરિ સીતારામ દીક્ષીત જેવા સાધુચરિત ગૃહસ્થ જોડે તેઓ ચર્ચા પણ કરી રહેલા હતા. મતલબ કે પુરુષોત્તમરાયજીની નાગરતા પ્રતિદિન વ્યાપક-અતિવ્યાપક-રૂપ પકડતી ગયલી, અને તેને પરિણામે તેમણે, વિ. સં. ૧૯૮૦માં મુંબઇમાં ‘વડનગરા નાગર પરિષદ્’ ભરવા માટે જે પ્રવૃત્તિ મંડાયલી હતી તેને પોતાનો ટેકો પણ આપેલો હતો. તથાપિ એ પરિષદ્‌માંથી આખરે તેમને ખસી જવું પડેલું હતું. આમ થવાના કારણ પરત્વે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે, એ પરિષદ્‌માં થનાર કામકાજ પરત્વે ગૂજરાત કાઠિયાવાડી નાગરો વચ્ચે એકની બીજા ઉપર ‘સરસાઇ’ હોવાની વાત એક મહોટા ચર્ચાસ્પદ વિષય જેવી થઇ પડેલી અને વળી મતાધિકાર કોને હોઇ શકે એ બાબત પણ તીવ્ર મતભેદ ઉપસ્થિત થઇ આવેલો હતો. દરેક સ્થળની નાગર જ્ઞાતિમાંથી બેચાર પુખ્ત વિચારના ગૃહસ્થોને પ્રતિનિધીઓ તરીકે પસંદ કરાય, તે પ્રમાણે વરાયલા પ્રતિનિધિઓનું એક મંડળ સ્થાય, અને તે મંડળ નાગર જીવન પરત્વે ઊઠેલા કે ઊઠે તેવા પ્રશ્નોનો સર્વગ્રાહી બુદ્ધિથી જે નિર્ણય કરે તે સર્વને બંધનકારક હોવો જોઇએ, એવી વિચારસરણિ રાયજી સાહેબની હતી, જ્યારે અર્વાચીન યુરોપીય ઢબના મતાધિકારની ભાવનાથી રંગાયલા નાગર યુવકો તથા કેટલાક

પુખ્ત ઉમ્મરના નાગર ગૃહસ્થો, પ્રચલિત કાયદાથી સગીર ન હોય તેવા પ્રત્યેક નાગરનાં મતો લેવાતાં જે બહુમતિ થાય તે પ્રમાણે નાગરજીવનને લગતા પ્રશ્નોનો ઉકેલ આણવા માગણી કરી રહેલા હતા. આવી અપકવ ગણાય અને બહુતઃ હોય તેવી અપકવ બુદ્ધિ જનિત બહુમતિથી નાગર જીવનનું નાવ હંકારાય એ જોવાને પુરુષોત્તમરાયજી ખુશી ન હતા, અને તેથી તેમણે એ પરિષદને સાથ આપવાનું માંડી વાળ્યું પણ હતું*, અને છેવટ પરિણામ પણ એવું આવ્યું કે, એ પરિષદ એક વાર મળી અને પછી તો તેનો દેહાંત પણ થઇ ગયો છે! આ ઉપરાંત વિધવાઓ પુનર્લગ્ન કરી શકે કે નહિ એ પ્રશ્ન પણ પુરુષોત્તમરાયજીના ચિત્તને ઘોળી રહેલો હતો. દેશકાળ પરત્વે થતા જતા સ્થિત્યંતરને પરિણામે બાળવિધવા અગર તો નિરાધાર વિધવા અનાચારી બનીને પોતાનું જીવન વ્યતીત કરે અને નાગર નામનું વગોણું થયાં કરે તેના કરતાં તેને ફરીથી પરણવાની છૂટ આપવાનો પ્રબંધ કરવો એ ઇષ્ટ છે એમ પણ તેમને, એક ઉપાયનીતિની દૃષ્ટિએ લાગવા માંડેલું હતું, અને જો કે એ વિષય પરત્વે તેઓએ પોતાનો નિર્ણય વ્યકત કરેલો નથી, તોપણ, આ લેખક વિશ્વસનીય માર્ગથી જાણી શકેલ છે તે મુજબ, પુરુષોત્તમરાયજીએ બાળવિધવાઓના કેટલાક કિસ્સાઓ પરત્વે તેમને ફરીથી પરણાવી દેવાને કામે તેમના પાલકોને અનુમતિ આપેલી પણ ખરી. નાગરજીવનને સ્પર્શતા આવા ગંભીર પ્રશ્નોની ચર્ચા એઓ પોતે પોતાના મિત્રવિચારક કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી જેવા દૂરદૃષ્ટિ પુરુષ સાથે કરતા રહેલા હતા, અને એ કલ્યાણરાયજીએ વિધવાના પુનર્લગ્ન સંબંધે આ લેખક× જોડે પત્રવ્યવહાર કરેલો પણ છે, એટલે આ લેખક કહી શકે છે કે, આ ઉભય સ્વજ્ઞાતિહિતચિંતક રાજ્યમાન્ય પુરુષોના મનનું ઢળણ સમર્યાદ વિધવા વિવાહની તરફેણમાં થતું ગયલું પણ હતું: જો કે તે વિષય પરત્વે તેઓ સ્પષ્ટ તથા અંતિમ નિર્ણય કરી શકેલા તો નથીજ. અનિયંત્રિત વિધવા વિવાહની તરફેણમાં જેમ દલીલો મળી રહે છે તેમ તે વિરુદ્ધ પણ સબળ દલીલો મળી શકે તેમ છે, અને તેથીજ ધર્મશાસ્ત્રકારોએ નિયંત્રિત ધોરણે વિધવા વિવાહની છૂટ આપેલી હોય એમ દેખાય છે. તથાપિ એટલું તો ખરુંજ કે, કેવળ આર્થિક લાભાલાભની દૃષ્ટિથી આ વિષય પરત્વે

* તોપણ સ્વ. સર લલ્લુભાઈના આગ્રહને માન આપી પરિષદમાં ગયજી સાહેબે હાજરી આપેલ અને પોતાનું મંતવ્ય રજુ પણ કરેલ.

×જુવો 'કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીનું જીવનવૃત્તાંત,' પાન, ૩૦૬-૩૦૯.

વિચાર કરીને વિધવા વિવાહને લગતા પ્રશ્નનો ઉકેલ આણવો એ એક સમાજ-વિઘાતક તથા સુસંસ્કારવિનીત નાગરતાની સંહારક વાત થઈ શકે એમ અમારું મંતવ્ય તો છેજ.

હવે આપણે રજમાંથી ગજ રૂપ બનાવી દેવાયલ એક વિષયને ઉદ્દેશીને તથાપિ તે વિષયદષ્ટિથી પુરૂષોત્તમરાયજીએ સ્વજ્ઞાતિસેવા કેવા પ્રકારે, કેવા સંયોગમાં, કેટલા પ્રમાણમાં તેમજ કેટલા જોખમે કરેલી છે તે વાતને તેના યથાર્થ રૂપમાં સમજી લેશું. એટલું તો ખરૂં જ છે કે, બીજાં ઘણાં દેશીય રાજ્યરજવાડાંમાંથી તેમજ અંગ્રેજ સરકારની નોકરીમાંથી નાગરોને બને તેટલા પ્રમાણમાં બહિષ્કૃત રાખવારખાવવાની નીતિ, ગમે તે કારણે, કાઠિયાવાડમાં પ્રવર્તમાન થઇ રહેલી ત્યારે રાયજીસાહેબે એ નીતિને અનુસરી નાગરોને તેમની લાયકાત હોય તે છતાં જૂનાગઢ રાજ્યની નોકરીમાં ન લેવાનું કે ન વધારવાનું ધોરણ સ્વીકારીને સ્વાર્થરક્ષા કરી રાખવા જેટલી અનાગરિક બીરતા બતાવેલી નહિ. પ્રત્યેક રાજ્ય સર્વદા તથા સર્વથા પ્રજાભોગ્ય હોવું જ જોઇએ, એટલે જે રાજ્ય પોતાની પ્રજાને પોતાની નોકરીમાંથી બહિષ્કૃત રાખે તે રાજ્યનું ખરૂં સામર્થ્ય ઘટતું જાય છે એ વાત સ્વભાવિકજ ગણાય. રાજ્ય તરફથી મળતા રહેતા લાભને પરિણામેજ પ્રજામાં રાજ્યભક્તિનો ઉદય થઇ આવે છે, એટલે જે રાજ્ય પોતાની પ્રજાનો સંગ્રહ પોતાની નોકરીમાં કરે છે તે રાજ્ય પ્રજાપૂજ્ય અને બળયુક્ત બની રહે છે પણ ખરૂં. જૂનાગઢ રાજ્યના બાબી રાજકુળની દૃષ્ટિએ વિચારતાં એટલું તો સ્પષ્ટ દેખાય છે કે, જૂનાગઢમાં એ મુસલમાન રાજવંશની સ્થાપના થઈ તેના રાજ્યની સંવૃદ્ધિ તથા સમૃદ્ધિ થવા પામી તે. તે રાજ્યમંદિરના સ્તંભો રૂપ બની રહેલ નાગર યુદ્ધવીરો તથા નાગર મુત્સદ્દીઓએ સતત ઊઠાવેલા પરિશ્રમનું જ ફળ છે, વિધર્મી મુસલમાની રાજ્ય તરફ વફાદારી રાખી તેને સ્થાયી બનાવ્યા બદલ કોઇ વિવેચક નાગરોને ધર્મદ્રોહી ગણાવી દઈને તેમને સમાજનિંદ્ય બનાવવાને પ્રયાસ કરે, તો તેવા વિવેચકે એક વસ્તુસ્થિતિ સમજી રાખવાની છે કે, હિંદુસ્તાન ગમે તે પ્રકારે પણ મુસલમાન લોકોનું એક સ્થાયી નિવાસ સ્થાન બનેલ છે અને હવે કોઇ પણ ઉપાયે તેમને આ દેશના વતની ન ગણવાનું બની શકે તેમ નથીજ. આમ હોઇને હિંદુ નીતિવિશારદોએ મુસલમાન પ્રજાને કે રાજ્યને બને તેટલા પ્રમાણમાં હિંદુ રંગે રંગી નાંખીને તેમને હિંદુઓની વિવિધ જાતિઓથી રચાયલ સંઘજીવનમાં એક જાતિ તરીકે સ્થાન આપી દેવું એ ઇષ્ટ ગણેલી છે.

ભૂતકાળમાં શક, હૂણ વગેરે જાતિના લોકો હિંદુસ્તાનમાં આવી સ્થિર થયેલા તે બધા ધીમે ધીમે હિંદુપણાને પામી ક્ષત્રિયાદી જાતિઓ રૂપે હિંદુ સમસ્ત જીવનમાં સ્થાન પામેલા છે એ હકીકત કોઇથી પણ ઉપેક્ષિત થઇ શકે તેમ નથી. પૂર્વકાળના નાગરેતર મુત્સદ્દીઓએ અને વિશેષતઃ નાગર મુત્સદ્દીઓએ એટલાજ માટે, પૂર્વોક્ત કોટીની વિચારણા કરીને મુસલમાન રાજ્યોની સેવામાં પ્રવેશ કરેલો અને ધીમે ધીમે તેમની ધર્માંધતાનો ધ્વંસ કરી તેમણે હિંદુઓમાં ભળતા રહેવાના માર્ગ ઉપર વિચરતા કરી દીધેલા હતા. આ દૃષ્ટિ આપણા સદ્‌ગત મહાપુરુષ શ્રીયુત મોહનદાસ ગાંધીજીની હતી અને તેમના અનુયાયીઓ પણ એ જ દૃષ્ટિથી હિંદુસ્તાનનો નવો ઇતિહાસ રચવાને મથી રહેલા છે; એટલુંજ નહિ, પરંતુ હિંદીમહાસભાના આદ્ય સંસ્થાપકો તથા તેમના ઉત્તરાધિકારી દેશનેતાઓ પણ આ પ્રકારની દૃષ્ટિ રાખીનેજ આપણા દેશનો રાજદ્વારીય ઉત્કર્ષ કરવાને કટિબદ્ધ થઈ રહેલા હતા. આમ હોઇને નાગર રાજપુરુષોએ મુસલમાન રાજ્યોની નોકરીમાં પ્રવેશીને વસ્તુતઃ દેશસેવા કરેલી છે એમ આપણે કહી શકીએ. જૂનાગઢ રાજ્યની દૃષ્ટિથી બોલીએ તો, નાગર મુત્સદ્દીઓએ તથા નાગર સિપાહીસાલારોએ જ્યારે એ રાજ્યને વફાદારીથી સેવવાનું જારી રાખેલું હતું ત્યારે એ રાજ્યના મુસલમાન રાજકર્તાઓ પોતાના ગાઢ અનુભવમાં આવતા રહેલ નાગરોથી પરિવૃત રહીને પોતાની તેમ જ પોતાના રાજ્યની રક્ષા કરી કરાવી રાખવાને ચાહે એ વાત સ્વાભાવિક જ ગણાય. અર્થાત્ જૂનાગઢના કોઈપણ નવાબે નાગર નામમાત્ર ભણી દ્વેષ કે અણગમો બતાવી તેમને પોતાના રાજ્યની નોકરીમાંથી બહિષ્કૃત રાખવા જેટલું વલણ કદિપણ બતાવેલું નથી. રાયજી સાહેબે રાજ્યસેવામાં પ્રવેશ કર્યો તે પહેલાં વર્ષોથી નાગરો રાજ્યની નોકરીમાં હતા એટલે રાજ્યની નોકરીમાં નાગરોને ભર્યાનો દોષ રાયજી સાહેબને આપવો એ ઇતિહાસનું અજ્ઞાન બતાવવા બરાબર થઇ પડે છે. નાગરોને રાજ્યસેવામાં રાખ્યા બદલ જો કોઇને જવાબદાર ગણાવાની જરૂરત હોય, તો જૂનાગઢ રાજ્યના નવાબોને જ એ નિમિત્તે દોષિત ગણવા જોઇશે. જૂનાગઢ રાજ્યનો ઇતિહાસ જે કોઈ તેના યથાર્થ રૂપમાં જાણવા માટે તસ્દી લેશે તેને સ્પષ્ટ જણાઈ આવશે કે, જૂનાગઢના નવાબ સાહેબો પૈકી કોઇ પણ કેવળ પરાધીન બની રહેલ નહિ; એટલું જ નહિ, પણ તે તમામે પોતપોતાની ઇચ્છા પ્રમાણે રાજ કરવાની નીતિ અખત્યાર કરી રાખેલી પણ હતી, મતલબ કે, નવાબ સાહેબોએ બનતાં સુધી પોતાના પ્રજાગણમાંથી જ પોતાના રાજ્યના હિતૈષી અને પોતાને ઉપકારક થયલ લોકોને

પોતાની નોકરીમાં પેઢી દર પેઢી ચાલુ રાખેલા હતા. અને તેવા નોકરોમાં નાગરો, નાગરેતર વિવિધ જ્ઞાતિઓના હિંદુઓ તથા વિવિધ જાતિના મુસલમાનોનો સમાવેશ પણ થતો. નવાબ મોહબતખાનજી બીજા ગાદીએ આવ્યા ત્યાં સુધીમાં રાજ્યકોશ રાજકર્તાના ખાનગી કોશ-દ્રવ્યસંગ્રહથી જુદો ન હતો અને રાજકર્તા રાજ્યની તમામ ઉપજનો સ્વેચ્છા મુજબ ઉપયોગ કરતા હતા. પરંતુ પૂર્વોક્ત નવાબ સાહેબના રાજ્યમળનો આરંભ થયો ત્યારથી રાજકર્તાના ખાનગી કોશને રાજ્યકોશથી અલગ રાખવાનું ધોરણ વઝીર બહાઉદ્દીનભાઇએ તથા દીવાન ગોકુલજી ઝાલાએ દાખલ કરેલું હતું, અને રાજ્યકોષને હંમેશાં મુસલમાન કોશાધિકારી હસ્તક રાખવામાં આવેલ પણ ખરો. રાજ્યની કોટવાળી અને તે પછી રાજ્યનું પોલીસ-ખાતું તેમજ અગંત ન્યાયખાતું પણ મુસલમાન રાજપુરુષોથી અધિકૃત થયલ, હવાખાતાના મુખ્યાધિકારી એક વણિક-ગૃહસ્થ હતા. રાયજી સાહેબે રાજ્યસેવામાં પ્રવિષ્ટ થયા ત્યારે તેમનું વય માત્ર પંદરવર્ષનું હતું અને તેમના દાખલ થયા પછી તરતમાંજ રાજ્યકાર્યભાર આસ્થ મુસલમાન જમાદાર સાલેહભાઇના હાથમાં આવેલો અને તેઓ દીવાન તરીકે વઝીર બહાઉદ્દીનભાઇની મદદમાં રહીને રાજ્યસેવા કરી રહેલા હતા, અને જ્યારે તે પછી તેમને નિવૃત્ત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયલો ત્યારે તેમના જગાધિનાગ તરીકે નડિયાદનિવાસી પાટીદાર ગૃહસ્થ (રાવબહાદુર) હરિદાસ વિહારીદાસ દેશાઈ જેવા એક સ્વતંત્ર ખવાસના, બાહોશ અને સુકીર્તિત નર દીવાનને પદે આવીને રાજ્યકાર્યભાર ઉપાડી લીધેલો હતો. આવા સંયોગમાં પુરુષોત્તમરાયજી જેવો ઊગતો મુત્સદ્દી યુવક જોર કરીને પોતાના જ્ઞાતિબંધુઓનેજ નોકરીમાં રખાવવા માટે વઝીર બહાઉદ્દીનભાઇ તથા દીવાન હરિદાસજી ઉપર દબાણ કરી શકે એ અસંભવિત કે અશક્ય વાત ગણાશે. તથાપિ આવી પરિસ્થિતિમાં એક વાત તો સાચી હતીજ. કાઠિયાવાડના એક ખૂણામાં ખૂચી રહેલ જૂનવાણી જૂનાગઢ રાજ્યે, આખા હિંદુસ્તાનને ઘેરતી જતી પરિસ્થિતિને અનુસરીને પણ ઉદ્ધૃત રહેવું એ તો જરૂરનું હતુંજ, અને તેથી તેણે પોતાના જૂના વસ્ત્રો ઊતારીને નવા વસ્ત્રો ધારણ કરવાનાં હતાં, અને એ વેષાન્તર કરવાની ક્રિયાનો આરંભ, અંગ્રેજ અમલદારોની, રાજ્યહિતૈષી પરદેશીય મિત્રો તથા રાજ્યસેવકોની દોરવણીથી થઇ ચૂકેલો પણ ખરો. આ વેષાંતર કરેલા રાખવવાનું કામ સુજ્ઞગોકુલજી ઝાલા જેવા દીવાનને ભાગે પ્રથમ આવેલું હતું, એ વાત અત્ર નોંધવી પડશેજ. આ વેષાંતર એટલે અર્વાચીન ઢબે રાજ્યનો વહીવટ ચલાવવા માટે રાજ્યની નોકરીમાં અર્વાચીન ઢબે કેળવાયલા

માણસોની ભરતી કરવી પડે જ. આમ હોઇને પૂર્વકાળથી વિદ્યાનુરાગી તથા રાજ્યસેવા જ પોતાનો વિશિષ્ટ વ્યવસાય ગણી રહેનારા નાગર બાળકો જૂની ઢબે કેળવવાનું છોડી નવી ઢબે કેળવવામાં પહેલ કરે એ સ્વભાવિક વાત હતી, અને એ પ્રમાણે પહેલ કરીને તેમણે જૂનાગઢ રાજ્યમાં તેમ જ કાઠિયાવાડનાં બીજાં રાજ્યમાં પણ પોતાના સ્થાનને અમુક સમય સુધી તો અગ્ર તથા અજોડ નભાવી રાખેલું પણ ખરૂં. કેવળ કલમને આશ્રયે પોતાનો જીવનનિર્વાહ કરી રહેનાર કોઇ પણ આખી જ્ઞાતિ એ સમયે કાઠિયાવાડમાં હતી તો તે નાગરજ્ઞાતિ હતી, અને બીજી બધી જ્ઞાતિઓ તો પોતપોતાના વંશપરંપરાગત વ્યવસાયોને આશ્રયે જ પોતાની જીવનયાત્રા કરી રહેલી. ગૂજરાતમાં પણ આ પ્રમાણે જ બનેલું હતું. અર્વાચીન ઢબે કેળવવાની બાબતમાં પહેલ કરનારાઓમાં મ્હોટી સંખ્યા નાગરોની હતી, અને આપણા સાહિત્યનો તેમજ સંસારન્સુ-ઉદ્ધારણાનો ઇતિહાસ જો આપણે તપાસશું તો નવી ઢબનું સાહિત્ય રચવામાં તેમજ સંસાર જીવનનો સુ-ઉદ્ધાર કરવાના વિષયમાં પણ તે ભૂ-ભાગના નાગરોએ પહેલ કરી બતાવેલી છે એવું આપણને સ્પષ્ટ દેખાઇ આવશેજ. કાઠિયાવાડમાં આવો નવવિદ્યા સંસ્કાર પામેલો વર્ગ ઉભો થાય ત્યાં સુધી અંગ્રેજ સરકાર જે પ્રકારનો વહીવટ દેશીય રાજ્યોમાં દાખલ કરાવવા ધારતા હતા તે પ્રકારનો વહીવટ દાખલ કરાવવાનું કામ મુલ્તવી રાખીને બેસે તેમ ન હતા, એટલે પછી દેશીય રાજ્યોના કાર્યભારીઓને જો પોતપોતાના સંસ્થાનમાંથી નવવિદ્યાસંસ્કારયુક્ત માણસો મળી આવે નહિ, તો તેમને પરદેશમાંથી તેવા માણસોની આયાત કરવી પડે તેમ હતું. આમ હોઇને જૂનાગઢ રાજ્યના 'આદ્ય નવસંસ્કર્તા' જેમને ગણી શકાય તે દિવાન સંત ગોકુલજી ઝાલાએ એક તરફ અર્વાચીન કેળવણી પામેલ નાગર તેમજ નાગરેતર ગૃહસ્થોને પરદેશમાંથી ગોતીગોતાવીને જૂનાગઢ રાજ્યની નોકરીમાં ગોઠવવાનો આરંભ કરી દીધેલો અને બીજી તરફ જૂનાગઢ રાજ્યને અપાતી થયલ નવરૂપતાને પરિપુષ્ટ કરી તેને વિકસતી રાખવાના હેતુથી જૂનાગઢનાં જ પ્રજાજનોને આધુનિક ઢબે કેળવવા માટે આવશ્યક યોજનાને પણ જન્મ આપી દીધેલો હતો. ગૂજરાત-કાઠિયાવાડના ઇતર ભાગોમાં બનેલું તેમ જૂનાગઢ રાજ્યમાં પણ નાગર વિદ્યાર્થીઓએ નવવિદ્યાસંસ્કાર ઝીલવામાં પહેલ કરી દાખેલી, અને તેને પરિણામે રાજ્યસેવામાં તેઓ અધિક સંખ્યામાં પ્રવિષ્ટ થઈ શકેલા પણ ખરા. આપણા આ વિષયને અનુલક્ષીને બોલીએ તો, સંત ગોકુલજીભાઈ પછી જ્યારે હરિદાસભાઇ દીવાનને પદે આવ્યા ત્યારે તેમને પણ પ્રાપ્ય સ્થાનિક કાર્યકરોને

પોતાના ઉપયોગમાં લેવા પડે એવું થયલું, અને જે પ્રકારની યોગ્યતાવાળા માર્યકરો તેમને જૂનાગઢમાંથી મળી શકેલા નહિ તેમની આયાત તેમણે પરદેશમાથી કરવાની નીતિ ગૃહીત રાખેલી પણ હતી. એ છતાં જે એક હકીકત અત્ર નિર્દિષ્ટ થવાને પાત્ર છે તે એ કે નવી ઢબે કેળવાઇને તૈયાર થયલા આરબમાળના ઘણાય નાગર યુવકોએ તેમજ જૂનાગઢના વતની હોય તેવા વિશ્વ નાગરેતર યુવકોએ જૂનાગઢ રાજ્યની નોકરીમાં પ્રવિષ્ટ ન થતાં પરરાજ્યોમાં નોકરી ગોતેલી અગર તો પરદેશમાં સ્વતંત્ર ધંધો માંડવામાંજ પોતાની વિદ્યાની સફળતા જોયલી હતી. પરંતુ આ પ્રમાણે કેળવાતા જતા બધા ય ઇસમો કાંઇ પરદેશ જઇ શકે નહિ, એટલે જેને જેને સ્વદેશમાં એટલે કે જૂનાગઢ રાજ્યમાં નોકરી કરવાની ઇચ્છા થતી હતી તેને તેને યથા અવકાશ અને યોગ્યતા પ્રમાણે રાજ્યસેવામાં લેવાની નીતિ હરિદાસભાઇએ ધારણ કરેલી અને આપણા કથાવીરે તે બાબતમાં તેમને ટેકો આપેલો પણ ખરો; કારણ કે રાજ્યને પ્રજાભોગ્ય અને પ્રજાસેવિત બનાવવુ એ પુરૂષોતમરાયજીનું ધ્યેય હતુંજ. આ કારણને લીધે હરિદાસભાઇની દીવાનગીરીના સમયમાં, આધુનિક કેળવણી લેવાની બાબતમા અગ્રેસર રહેલા નાગર યુવકો રાજ્યસેવામાં લેવાતા ગયલા હતા, અને તે બદલ આપણે હરિદાસભાઇ અગર તો પુરૂષોત્તમરાયજીને દોષિત ગણી શકીએ પણ નહિ. કાર્યસિદ્ધિ કરવાની ધગશ ધરાવનારે પ્રાપ્ય સાધનોનો ઉપયોગ કરવો જ જોઇએ. કેળવાયલા નાગરો પૈકી જેઓ પરદેશ જઇને પોતાનો જે તે વ્યવસાય હાથ ધરવાના હતા તેમને તેમ કરતા અટકાવીને જો રાયજી સાહેબે તેમને જૂનાગઢમાં પુરી રાખવાનો પ્રયાસ કર્યો હોત તો કદાચિત્ આપણે તેમને તેમના નાગર બન્ધુના પક્ષપાત પરત્વે દોષિત ગણી શકત, પરંતુ રાયજી સાહેબે આવો કોઇ પ્રયાસ કદિ પણ કરેલો નથી, અને એવો પ્રયાસ પોતે ન કરવો એ પણ તેનુ ધ્યેય હતું. કાઠિયાવાડના બદલાતા જતા સંયોગોનો તેમને સંપૂર્ણ ખ્યાલ હતો, અને તેથી તેમણે બધાય નાગરોને એકજ વહાલુમાં બેસાડવાની નીતિ ત્યાજ્ય ગણેલી હતી, અને તેથી જે નાગર યુવકો નવવિદ્યા સંસ્કાર પામીને પરદેશ વિષે જઇ, બૃહત્ જૂનાગઢ રચવાને તત્પર રહેતા હતા તેમને તેઓ આવશ્યક મદદ આપવાને ઉત્સુક પણ રહેતા. એ છતા એટલું તો ખરૂં છેજ કે, જૂનાગઢ રાજ્યની સમગ્ર પ્રજાના યુવકો તમામ અર્વાચીન કેળવણી લેતા થાય, એ પ્રમાણે કેળવાતી જતી વ્યક્તિઓ પોતાની વિદ્યાનો લાભ જૂનાગઢ રાજ્યની સેવામાં રહીને તેને આપતી રહે, અને એમ થતા થતાં જૂનાગઢનું રાજ્ય સર્વથા પ્રજાસેવિત તથા પ્રજાભોગ્ય બનીને

સમયોચિત અલિપ્તતાને પામી રહે એવી, ભવ્ય કલ્પના અગર વિચારસરણિ, જૂનાગઢ રાજ્યના કલ્યાણ અર્થેજ મથી રહેનાર મરી ફીટવા તૈયાર રહેનાર પુરુષોત્તમરાયજી જેવા અસંકુચિત માનસવાળો રાજપુરુષ ધગવી રહે, તો તેવી તેની કલ્પના કે વિચારસરણિ, સ્વદેશ પ્રેમની દષ્ટિએ, જેટલી ઉત્કૃષ્ટ અને પ્રશંસનીય ગણાશે તેટલી ઓછીજ સમજી લેવી જોઇશે. જૂનાગઢની નાગરેતર જ્ઞાતિઓમાં જેમ જેમ અર્વાચીન કેળવણી પરત્વે અનુરાગ વધતો ગયલો તેમ તેમ એ નાગરેતર જ્ઞાતિઓના વિદ્યાર્થીઓની સંખ્યા રાજ્યની નિશાળોમાં વધતી ગયલી હતી, અને એ વાત નિશાળોનાં દફતરો ઉપરથી પ્રતિપાદિત થઈ શકે તેમ છેજ. તથાપિ એવા નાગરેતર વિદ્યાર્થીઓ મુંબઇ વિદ્યાપીઠની 'પ્રવેશક પરિક્ષા' આપવા સુધીનો વિદ્યાભ્યાસ ભાગ્યેજ કરતા હતા એટલે વિદ્યાપીઠની પદવી ધરાવનાર નાગર વિદ્યાર્થીઓની સંખ્યા, આરંભકાળમાં, અતિ નાની રહેલી એમ કહી શકાય છે આ વાતનું પ્રતિપાદન કરવામાં આપણે અત્ર નિર્દેશી શકશું કે, ઘણે ભાગે નાગરેતર વિદ્યાર્થીઓ "પ્રવેશક પરીક્ષા" સુધીનો વિદ્યાભ્યાસ ન કરતાં પોતાનો વિદ્યાભ્યાસ ટુંકાવી દઇને યંત્રશાસ્ત્ર, નાની પદવી અપાવે તેવું વૈદક, પશુચિકિત્સા વગેરે વિષયો શીખીશીખીને રાજ્યસેવામાં પ્રવિષ્ટ થઇ જતા હતા, અને રાયજી સાહેબના વારામાં તેવા નાના પદવી પામેલા અનેક નાગર તેમજ નાગરેતર યુવકો ઉત્તેજિત થઇ સારો પગાર મેળવી શકેલા પણ છે. આમ હોઇને આપણે કહી શકીએ કે, સુજ્ઞ ગોકુલજી ઝાલાની દીવાનગીરીથી માંડીને તે છેક ઈ.સ. ૧૯૦૩ માં પુરુષોત્તમરાયજીએ રાજ્યસેવામાંથી મોક્ષ મેળવ્યો ત્યાં સુધીના બેંતાળીશ વર્ષોના ગાળામાં જૂનાગઢ રાજ્યની નોકરીમાં રહેલ આધુનિક વિદ્યાની નાની મોટી પદવી ધરાવનાર નાગરો તેમજ નાગરેતર ગૃહસ્થોની તથા ઇતર પ્રકારે યોગ્યતાવાળા ગણાય તેવા નાગરો તેમજ નાગરેતર ગૃહસ્થોની જો એક નામાવલિ તૈયાર કરવામાં આવશે તો સ્પષ્ટ દેખાઇ આવશે કે, જૂનાગઢ રાજ્યની નોકરીમાં ભરતી કરવાના વિષયમાં કોઇપણ પ્રકારે ન્યાતજાતનો ભેદ રખાયો ન હતો; એટલુંજ નહિ, પરંતુ નોકરીમાં લેવાતી વ્યક્તિઓની યોગ્યતાયોગ્યતા પ્રમાણપુરઃસર લક્ષ્યમાં લેવાતી હતી, અને જો આવશ્યક યોગ્યતાવાળા ઇસમોની આયાત કરી રાજ્યને સુપ્રતિષ્ઠ બનાવવાની બાબતમાં પૂર્વોક્ત નાગર કાર્યભારીની રાજનીતિએ કદિ પણ સંકોચ બતાવેલો નથી. એમ છતાં રાયજી સાહેબના ઐહાધિકારિત્વને કેવળ નિંદવા તથા નિંદાવવાના મલિન હેતુથી એમ કહેવામાં આવે કે, રાયજી સાહેબે તો ફક્ત નાગરોનેજ ઉત્તેજેલા અને રાજ્યસેવામાં ભરેલા હતા, તો એવા

આવશ્યક તાલીમ અપાવીને રાજ્ય સેવામાં લીધેલા તેનું પરિણામ એવું આવેલું કે, પુરુષોત્તમરાયજીનો રાજ્યસંબંધ તૂટી ગયા પછી પણ રાજ્ય તેવા તાલીમ પામેલા બુદ્ધિ શક્તિવાળાઓનો સદુપયોગ સ્વલ્પાબાર્થ વર્ષો પર્યન્ત સારી પેઠે કરી શકેલું હતું; અને આ વાત એવી ઉઘાડી છે કે તેને કોઇ નકારી શકે તેમ નથીજ. નાગરોને રાજ્યની નોકરીમાં ન રહેવા દેવા કે ન રાખવા, એવું કહેનાર કે એવું ધોરણ રાખનાર જે કોઇ હોય તેને અમે આવો એક પ્રશ્ન પૂછી શકીયે:- યોગ્યતા ધરાવનાર હોય એવા નાગરોને પણ, નાગર દીવાને કે નાગરેતર કાર્યભારીએ કે રાજકર્તાએ ખુદ રાજ્યસેવામાં પ્રવિષ્ટ થવા ન દેવા એવું ઠરાવવાની કાંઇ ખાસ જરૂર હતી અગર છે ખરી? અને હોય તો શા કારણે? આવું ધોરણ રાખીને જે કોઇ રાજ્યકાર્યભારી કે રાજકર્તા રાજ્યસેવકોની વરણી કરે તો તેવાને અમે અન્યાયીજ ગણીએ; એટલુંજ નહિ, પરંતુ તેના તેવા વર્તનને અમાનુષી તેમજ સેવાથી કરાવાતી દેશસેવાની દૃષ્ટિએ અપકારક પણ માની શકીએ ખરા. રાયજી સાહેબે આ વિષયમાં જે પ્રકારે સ્વજ્ઞાતિની સેવા કરેલી છે તે જેમ વિશિષ્ટતા વાળી છે તેમ અનુપમ પણ છે; કારણ કે સર્વોપરી બ્રિટિશ સરકારની ઇચ્છા અગર તો આદેશને ઉલ્લંઘીને તેમજ બીજા વિદ્વેષીઓની આંખે ચઢીને તેમજ પોતાના સ્વાર્થની દરકાર રાખ્યા વિના તથા અપવાદ ભયથી અટક્યા સિવાય તેમણે સ્થળભેદભાવને અલગ રાખી નાગરોને તેમની યોગ્યતાને નજરમાં રાખી શક્ય પ્રમાણમાં અને સંયોગાનુસાર રાજ્યસેવામાં લેવાનું ચાલુ રાખેલું, પરદેશમાં જઇ નોકરી અગર ધંધામાં પડવાને તેમણે આધુનિક કેળવણી પામેલ નાગર યુવકોને ઉપદેશ તથા ઉત્તેજન અને મદદ, પ્રત્યક્ષ તેમજ પરોક્ષ માર્ગે આપેલ અપાવેલ, અને કોઇ પણ પ્રકારના સ્થળભેદને આડો આવવા ન દેતાં તેમણે ગુજરાત-કાઠિયાવાડમાંની નાગરજ્ઞાતિને પોતાના જ ગામની ગણીને તેને તેની પ્રવૃત્તિઓનાં વિવિધ ક્ષેત્રોમાં વિકસવાને કામે અને તેટલા પ્રમાણમાં ઉપકારક થઇ રહેવામાં તેમણે પોતાના તેમજ પોતાની પ્રજાના ભાવિ હિતની અતુલ આહુતિ પણ આપેલી છે. જૂનાગઢ રાજ્યની પ્રજાના ઉત્કર્ષ માટે રાયજી સાહેબના ઐહાધિકારવાળા વારામાં અને તેમના નેતૃત્વ નીચે જે જે યોજનાઓ થયલી છે તે તમામનો લાભ ઇતર પ્રજાજનો જેમ લઇ રહેલ છે તેમ નાગર જ્ઞાતિ જેવી અધનિક જ્ઞાતિ પણ લઇ રહેલ છે એ જેમ એક સત્ય હકીકત છે તેમ એ યોજનાઓ થવા પામી ન હોત તો, એ રાજપુરુષના રાજ્યવિયોગ પછી નાગર જ્ઞાતિને કચરી નાંખવા સારુ જે અનેક અને અન્યાય્ય ગણાય તેવા

રાજદ્વારીય પ્રયોગો એ રાજ્યમાં બ્રિટિશ વહીવટ દાખલ થયો ત્યારે તથા ત્યાર પછી પણ થયલા અને થતા રહેલા તેમને આધીન થઇ રહેવાનો વારો જો એને આવ્યો હોત, તો આજે જૂનાગઢના નાગરોની હાલત કેટલી અનિચ્છનીય થઇ પડી હોત તે વાત વિચારી લેવા જેવું બીજું એક સત્ય પણ છે. અમારે તો પણ અખેદ કહેવું પડે છે કે નાગરજ્ઞાતિને આમ પ્રત્યક્ષ અને પરોક્ષ માર્ગે લાભ આપી જનાર આ આપણા કથાનિરૂપ્ય રાયજી સાહેબનું પોતાનું તથા એમના વંશજોનું, જે ખોટી રીતે અહિત થવા પામ્યું છે તે અહિતને હિતના રૂપમાં ફેરવી ફેરવાવી શકાય તેવો યોગ નાગર રાજપુરુષોને પ્રાપ્ત થઈ આવેલ હોય તે પૈકી કોઇ ગુણગ્રાહક રાજ્યસંબંદ્ધ વ્યક્તિએ તે રાયજી સાહેબની હયાતીમાં તેમનું પોતાનું કે તેમના દેહાંત પછી તેમની પ્રજાનું હિત સાધવા સધાવવાને કામે નૈતિક બળ તથા બુદ્ધિ ચાતુર્ય વાપરી કંઇ પ્રયાસ કદાચ્ કર્યો હોય તો તે ભાગ્યવશાત્ ફળીભુત થયો નથી. અંતે આ વિષયની સમાપ્તિ કરતાં અમે એટલું તો કહી લેશુંજ કે, સેવ્યની, તેના પોતાના કર્તવ્યકર્મની પરિપૂર્ણતા અગર સફળતા તેની પોતાની સેવકતામાંજ સમાયલી હોય છે, એ સિદ્ધાંત પરત્વે મતમતાંતરને લેશ પણ સ્થાન મળી શકે તેમ નથીજ.

---

# પ્રકરણ ૫ મું

## पुरुषोत्तमरायजीनो राज्यसेवाप्रवेश
## अने
## तेमनो क्रमिक भाग्योदय.



**આ**પણી આ કથાના નાયક પુરુષોત્તમરાયજી નવાબ સાહેબ મોહોબત ખાનજી બીજા સાથે દિલ્હી ગયલા તેથી તેઓ પોતાના પિતાના અવસાનકાળે જૂનાગઢમાં હાજર ન હતા એ વાતનો ઉલ્લેખ તથા તેને લગતો કેટલોક વૃત્તાંત આપણે ત્રીજા પ્રકરણમાં વાંચી લીધેલો છે; કથાવસ્તુનું અનુસંધાન કરવા માટે આપણે અત્ર તત્સંબંધે કેટલાક પ્રમાણમાં ચર્વિતચર્વણ કરવું પડશે.

પુરૂષોત્તમરાયજીનો પોતાનો પિતાથી જે વિયોગ થયલો તે વિયોગ જ એમના તે પછી થયલ રાજ્યયોગનું બીજકારણ બને એવું વિધાતાથી નિર્મિત થયલું હોવું જોઇએ, અને તે પણ સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા સિદ્ધ રાજપુરૂષ તથા તત્ત્વજ્ઞાનીની મારફત જ. પુરૂષોત્તમરાયજીના આખાય જીવનની મીમાંસા કરતાં એવું જણાઇ આવે છે કે, તેમનો અવતાર તેમના પોતાના કુટુંબ માટે ઋદ્ધિ-સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે નહિ, પરંતુ કોઇ એક પ્રકારની—રાજ્યકલ્યાણ રૂપી સિદ્ધિ જે તેમના પૂર્વભવમાં અપૂર્ણ રહી ગયલ હશે તે પૂર્ણ કરવા સારૂ જ થયલો હોવો જોઇએ. પુનર્જન્મવાદના હિમાયતીઓને આ હકીકત સમજાવવી પડે તેવી નથી જ. પોતાની સચડી પડેલી તબીઅતને કારણે પિતા સુંદરજી વેરાવળ (વેલાવલ) બંદરેથી પાછા ફરી જૂનાગઢ ગયલા તે ક્ષણેથીજ, ખરૂં કહીએ તો, પુરૂષોત્તમરાયજીનો અવિધિપૂર્વક પ્રવેશ રાજ્યસેવામાં થઇ ચૂકેલો હતો; કારણ કે પોતાના પિતાની ગેરહાજરીમાં તેમણે પોતાના પિતાથી કરાતા રહેલ રાજ્યકાર્યનો ભાર ઉપાડી લઇને નવાબ સાહેબના પોતાના ખેપાધિકારી (પ્રાઇવેટ સેક્રટરી) તરીકે કામ કરવાનો આરંભ કરી દીધેલો હતો, પુરૂષોત્તમરાયજી એક તરફ દિલ્હી પહોંચ્યા અને બીજી તરફ તેમના પિતાની માંદગી જૂનાગઢમાં વધતી ગયલી અને તેને લગતા ખબર દિલ્હી મોકલાતા રહેતા પણ ખરા. સુજ્ઞ ગોકુલજી ઝાલા કે જેમની દેખરેખ તળે પુરૂષોત્તમરાયજી દિલ્હીમાં હતા તેમને પોતાના કાકા સુંદરજીના વધતા જતા મંદવાડથી અધિકાધિક ચિંતા થવા લાગેલી, એટલે તેમણે પોતાના બંધુ પુરૂષોત્તમરાયજીને ત્વરાથી કાશીપુરીની યાત્રા તથા ગંગાસ્નાન કરાવીને જૂનાગઢ તરફ પ્રયાણ કરાવી દીધું હતું, પરંતુ પુરૂષોત્તમરાયજી જબલપુર (જાબાલિપુર) રસ્તે થઇને મુંબઇ પહોંચે અને ત્યાંથી ઉપડી વેરાવળ બંદરે ઊતરે તે પહેલાં તો તેમના પિતાશ્રીનો દેહાંત થઇ ગયલો હતો. પુરૂષોત્તમરાયજીએ જૂનાગઢ પહોંચીને જ્યેષ્ઠ પુત્ર તરીકે પોતાના પિતાશ્રીની ઉત્તરક્રિયા સાંગોપાંગ કરીને પોતાની કુળની પ્રણાલિકા મુજબ દેશાવરમાં પણ બ્રહ્મભોજનાદિ કરાવી પોતાની પોતાના પિતા તરફની ફરજ બજાવેલી હતી. સુંદરજી ઝાલાના દેહાંત સંબંધે ખબર તે દરમ્યાન દિલ્હી પહોંચાડવામાં આવેલ, અને તેથી આખાય રાજમંડળને શોક થઇ આવેલો હતો. પરંતુ નવાબ સાહેબ મોહોબતખાનજી કેવળ શોકપ્રદર્શન કરીને બેસી રહે એવા અકૃતજ્ઞ રાજા ન હતા. તેમણે તરતજ એક આશ્વાસનપત્ર લખાવીને પુરૂષોત્તમરાયજી ઉપર જૂના-ગઢ મોકલાવી દીધેલ; એટલુંજ નહિ પરંતુ પોતાના પ્રિય સેવક સુંદરજી ઝાલાની ઉત્તરક્રિયા નિમિત્તે થનારૂં ખર્ચમાં રાજ્ય તરફથી સારી મદદ તથા તેમના

પુત્રોને શોક ઉતરાવવા માટે યોગ્ય પોશાગ આપવા સારૂ જૂનાગઢમાંના પોતાના અમલદારોને કહેણ પણ મોકલી આપેલું હતું અને પછી તરતજ એટલે વિ. સં. ૧૯૩૩ના ફાગણ તા. ૨૭ ના. ૨૨૨ ના આજ્ઞાપત્રથી પુરૂષોત્તમરાયજીને તેમના પિતાને સ્થાને રાજ્યસેવામાં નિયુક્ત કરી તેમને પણ, સુજાઅતસાર જમાદાર મુબારક બીન સાલમથી હજુર હુકમ ઉપર, નવાબસાહેબ વતી મૂકાતી પોતાની સહી સાથે સહી કરવાનો અધિકાર આપી તેટલા જ વિશ્વાસપાત્ર ગણી લીધેલા, અને તેમ કરીને તેમના ગૌરવમાં વૃદ્ધિ કરી આપેલી હતી. આમ, એક દૃષ્ટિએ, પુરૂષોત્તમરાયજીનું રાજદ્વારીય જીવન, પ્રથમથીજ ખુદ નવાબ સાહેબના અધિકારવાળા તેઓશ્રીના એક પ્રતિનિધિ રૂપેજ આરંભાયલું, એમ આપણને દેખાયા વિના રહેતું નથી.

પૂર્વોક્ત પ્રકારની ઘટના પરત્વે વિચાર કરતાં અમને જણાય છે કે, પુરૂષોત્તમરાયજી પોતે જો કે બાહ્ય દૃષ્ટિએ પુરૂષાર્થની એક સજીવ મૂર્તિ રૂપ હતા, છતાં પણ તેમના સમગ્ર જીવનને આપણે ભાગ્યદેવીના વિલાસ રૂપ ગણવાને પ્રેરાઈએ એમ પણ છે. પુરૂષોત્તમરાયજી જેવો એક, માત્ર પંદર વર્ષની વયનો, યુવાવસ્થાના ઉંબર ઉપર પોતાના પગ માંડતો તરૂણ, જૂનાગઢ જેવા–ખટપટના જાળા રૂપ–રાજ્યના 'હજુર દફતરી દફતર'નો અધિકારી તથા ખુદ નવાબ સાહેબના લેખાધિકારી નિયોજાઈને જવાબદારી ભરેલા રાજ્યકાર્યનો ભાર ઊપાડવા જેટલું સામર્થ્ય ધરાવે અને સફળતાપૂર્વક તે બનાવી આપે એ એક ઇતિહાસ-પાત્ર અસાધારણ ઘટના ગણાયજ. તથાપિ આ એક વાત સત્ય છે કે, જે વસ્તુસ્થિતિને લોકો ઘણીવાર અસાધારણ કોટીની ગણતા હોય છે તે વસ્તુસ્થિતિ કેટલીક વિરલ મહાવ્યક્તિઓના સંબંધમાં કેવળ સાધારણ કોટીની હોય છે. વળી જે કુટુંબનો જે પ્રકારનો વ્યવસાય વંશપરંપરાગત હોય તે કુટુંબના જનો પ્રાયશઃ તે વ્યવસાયમાં કુશળ હોય છે એ વાત પણ, અન્વયશાસ્ત્ર કહે છે તેમ સ્વતઃ સિદ્ધ જ છે. તે ઉપરાંત પૂર્વભવમાં પ્રાપ્ત કરાયલ ગુણો સહિત જીવો પુનર્જન્મને પામે છે, એમ પણ આપણે ઇતસ્તતઃ બનતા બનાવો ઉપરથી અનુમાની શકીએ છીએ. માનવ જાતિના સમસ્ત ઇતિહાસમાંથી, અમારા કથનને પુષ્ટિ આપે એવાં અનેક પ્રમાણો આપણે વીણી બનાવી શકીએ તેમ છીએ. ઇંગ્લાંડના રાજ્યમાં પિટ નામક અંગ્રેજ ગૃહસ્થે પોતાની અઢાર વર્ષની ઉમરે મુખ્ય અમાત્યપદ દીપાવેલું હતું. મોગલ શહેનશાહ અકબરે પોતાની ચૌદ વર્ષની અપક્વ વયે મોગલ સામ્રાજ્યના કર્ણધાર રૂપે તેને અમરકીર્તિ

અપાવે એવાં કાર્યો કરવાનો આરંભ કરી દીધેલો હતો. આદ્યશંકરાચાર્ય મહારાજશ્રીએ પોતાની યુવાવસ્થામાં જ અદ્વૈત વેદાંતજ્ઞાનનો પ્રચાર અખિલ ભારતવર્ષમાં કરીને દુનીયાંના તત્ત્વજ્ઞોના મંડળમાં પોતાની સર્વોપરિ શ્રેષ્ઠતા સ્થાપી દીધેલી છે. નંદમહારાજાના દરબારમાં સ્થાયલ ભોજનસમારંભમાં અગ્રાસન ઉપર ચઢી બેસનાર ચાણક્ય-કૌટિલ્ય જે "દાઢી મૂછ વિનાનો છોકરો" ગણાયલ હતો તેણે પોતાના બુદ્ધિવૈભવથી જ હિંદુસ્તાનમાં એક સમર્થ મહારાજ્યની સ્થાપના કરી આપેલી હતી. અર્વાચીન કાળમાં વડોદરાના સ્વ. મહારાજ શ્રીમંત સયાજીરાવ ત્રીજા ગાયકવાડ-એમણે પોતાની તરૂણાવસ્થામાંથીજ સ્વદેશોધ્ધારક માર્ગો સૂચવનાર વિચાર કિરણો ફેંકીને પોતાના રાજ્યમાં અખિલ હિંદુસ્તાનને ઉપકારક થાય તેવી યોજનાઓને જન્મ આપેલો હતો. જૂનાગઢ રાજ્યના બાબી મુસલમાન રાજવંશના ડગમગતા તાજને સ્થિર કરી તેની પ્રભુતા આખા કાઠિયાવાડ ઉપર સ્થાપનાર અને તેને વિસ્તારવાને સમર્થ એવા દીવાન અમરજીએ પોતાની અઢાર વર્ષની અપકવ ગણાય તેટલી ઉમ્મરે જ સિપાહીગીરી અને મુત્સદ્દીગીરીનો સુમેળ પોતાના પિંડમાં કરી બતાવેલો હતો. પુરૂષોત્તમરાયજીને પણ આપણે પૂર્વોક્ત મહાપુરૂષોની પંક્તિમાં મૂકી શકીએ તેમ છીએ. મતલબ કે, જન્મસિધ્ધ વિભૂતિવાળી માનવ વ્યક્તિઓનાં કર્મોને તેમના પોતાના વય સાથે કશો સંબંધ હોતો નથી, એ એક પ્રતિપાદ્ય સત્ય છે, અને તેથી જો આપણે, આપણી આ કથાના નાયકને તેમની પોતાની વિકસિત થતી જતી યૌવનશ્રીને આશ્રયે એક સિધ્ધ રાજમંત્રી રૂપે પોતાના જીવનને સફળ કરતા નીરખી શકીએ, તો તે ઘટના આપણને આશ્ચર્યકારક નહિજ લાગે.

આમ પોતાના જ્યેષ્ઠ બંધુ ગોકુલજીભાઇની દીવાનગીરીના સમયમાંજ પુરૂષોત્તમરાયજીએ-"પરસોતમરાયજીએ" જૂનાગઢ રાજ્યની સેવામાં પ્રવેશ કરેલો ખરો; તથાપિ એ જ્યેષ્ઠ બંધુને આશ્રયેજ એઓ મ્હોટા દેખાય એવું થવાનું વિધિથી નિર્માયલું નહિ તેથી એ બંધુદ્વયનો સંગમ લાંબા વખત સુધી ટકી શકેલો નહિ, અને એ સંગમ સ્થાયાને પુરા દશ માસ વીતયા ન હતા ત્યાં તો ગોકુલજીભાઇનો દેહાંત થઇ જવા પામેલો અને તેને પરિણામે પુરૂષોત્તમરાયજીને પોતાનેજ તુંબડે તરવાનો વારો આવી ગયલો પણ ખરો. સ્વાભાવિક વિભૂતિને પ્રકટવા તથા વિકસવાને માટે વિધાતા પણ અવકાશ કરી આપે છે. વિશ્વનિયમ એવો છે કે, સૂર્યોદય થાય તે પહેલાં ચંદ્રાસ્ત થવો જ જોઇએ અગર તો ચંદ્રોદય થાય તે પૂર્વે સૂર્યાસ્ત થાયજ. ગોકુલજીભાઇ જેવા સૂર્ય કે ચંદ્રથી

પુરુષોત્તમરાયજી જેવા ચંદ્ર કે સૂર્યથી માયે નહીં ને ગાજ્ય શા નભોમંડળમાં પ્રકાશી રહેવાય નહિજ, અને તેથીજ, જાણે કે, ગોકુલજીભાઇ આ પૃથ્વી ઉપરથી એમએક અદૃશ્ય થઇ ગયા હોય એવી ઘટના કોણ જાણે કેવા ગૂઢ માગે થઈ આવી હતી! આમ પુરુષોત્તમરાયજી એકલા પડેલા એટલે જે કેટલાક રાજપુરુષો ગોકુલજીભાઇનો છાનો દ્વેષ કરી રહેલા હતા તેમણે પોતાના શસ્ત્રો મજીને પુરુષોત્તમરાયજી ઉપર પ્રહાર કરવાની પ્રવૃત્તિ માંડી દીધેલી હતી. પરતુ એ સમયના વઝીર બહાઉદ્દીનભાઈ તથા નવાબ સાહેબ મોહોબતખાનજી પુરુષોત્તમરાયજી ઉપર એટલી તો પ્રીતિ ધરાવી રહેલા હતા કે, ગમે તેવા પ્રતિપક્ષીઓ તરફથી છાના છપના ફેંકાતાં રહેલ બાણો પુરુષોત્તમરાયજીને કશી ઈજા કરી શકેલાં નહિ. તે કાળમા જે કેટલાક વર્તમાનપત્રો પ્રકટ થતા હતા તેમા પણ ગમે તેવા ગંદા લેખો લખીલખાવીને પુરુષોત્તમરાયજીને દુનિયાંની નજરે ઊતારી પાડવાના અધમ પ્રયાસો પણ કેટલાક રાજદ્વારીય પ્રતિપક્ષીઓએ કરેલા હતા! પરતુ અસત્યને લાબુ આયુષ્ય હોતુ નથી એ ન્યાયે એવા અસત્યાચારીઓને અ તે થાકીને બેસી જવુ પડેલુ હતુ, ગોકુલજીભાઇનો દેહાન્ત થયો ત્યારે તેમો એના સ્વતત્ર દીવાન ન હતા, કારણ કે એઓ જ્યારે એકલા સ્વતત્ર મુખ્ય દીવાન હતા ત્યારે કાઠિયાવાડમાના અગ્રેજ રાજદ્વારીય પ્રતિનિધિ કર્નલ ઍંડરસનના નવાબ સાહેબ ઉપર થયલ અણઘટતા પ્રત્યક્ષ દબાણને પરિણામે, રાજ્યકલ્યાણ ખાતરજ ગોકુલજીભાઇએ સ્વેચ્છાપૂર્વક દીવાનગીરીનો ત્યાગ કરીને પોતાને ઠેકાણે જૂનાગઢનાજ એક અમીર જમાદાર અને રાજ્યના સિપાહીસાલાર ખાનબહાદુર સાલેહ હિંદી સી૦ આઇ૦ ઇ૦ને દીવાનગીરી સોપાયલી હતી, અને જ્યારે કર્નલ ઍંડરસનના ગયા પછી ગોકુલજીભાઇ પુન દીવાનને પદે સ્થાપાયલા ત્યારે તેમની ઇચ્છાથી તેમના પોતાના જોડીઆ દીવાન તરીકે જમાદાર સાલેહ હિંદીને ચાલુ રાખવામા આવેલા હતા. જૂનાગઢ નિવાસી આ બે હિંદુ અને મુસલમાન ગૃહસ્થોની 'સયુક્ત દીવાનગીરી'-એ એક અસાધારણ ઘટના હતી, અને તે આપણને શા શા પાઠ નથી શીખવતી? એક મ્યાનમા બે તરવાર ન સમાય એવી જે લોકોક્તિ છે તે આ બે ગૃહસ્થોની 'સયુક્ત દીવાનગીરી'થી ખોટી પડતી નથી શું? આમ ગોકુલજીભાઈ પુન દીવાન થયલા, પરતુ એ દીવાનગીરી ભોગવવાને તેઓ લાબુ જીવેલા નહિ, અને તેથી તેમના અવસાન બાદ જમાદાર સાલેહ હિંદીને પુન એકલે હાથે સર્વભાર ઉપાડવો પડેલો હતો, પરંતુ આ જમાદાર સાલેહભાઇની દીવાનગીરીજ આપણા આ ચરિત્રનિરૂપણને માટે, એક દૃષ્ટિએ બોલીએ તો, એક ઉત્કર્ષક

યોગ રૂપ નીવડેલી હતી. આ જમાદાર સાલેહભાઈ સિપાહીગીરીમાં જેટલી સ્વાભાવિક કુશળતા ધરાવતા હોય તેટલી કુશળતા તેઓ મુત્સદ્દીગીરીની સર્વે કલાઓ પરત્વે ન ધરાવે એ સંભવિત જ ગણાય, અને તેથી તેમને તે સમયના અગ્રગણ્ય રાજપુરૂષોની મદદ તથા સલાહ મુજબ રાજ્યકાર્યો કરવાં પડે તેમાં નવાઈ નહિ. સાત્વિક પ્રકૃતિના તથા કેવળ રાજહિત સાધવાને માટે મથી રહેનાર ગોકુળજીભાઇની ગેરહાજરીનાં ફળ તરતજ અનુભવાવા લાગેલાં હતાં રાજકોટમાંની 'રાજસ્થાનિક સભા' સંજ્ઞક અદાલતે ગોકુલજીભાઈની હયાતીમાં જુનાગઢ રાજ્યના લાભમાં કરેલા કેટલાક ફેંસલાઓ આ સાલેહભાઈની દીવાનગીરીના સમયમાં, રાજ્યના કાર્યભારીમંડળની સંમિતિથી રાજસ્થાનિક સભાને હસ્તે પુનઃ સંશોધિત થવા પામી રાજ્યને હાનિકર રૂપમાં ફેરવાયલા, અને વળી મકરાણી હદુ, મૈયા હમીર અરસી, કાઠી દેવાયત ખુમાણ, ચઢીઆતા બાપુડા પીરભાઇ વગેરે વિવિધ જાતિના બહારવટીઆઓએ, એક પછી એક તોફાન મચાવીને રાજ્યમાં મહોટા સંક્ષોભ ઊભો કરી દીધેલો, અને તેને પરિણામે રાજ્યના શાસનતંત્રના સંચાલકોને કળને બદલે બળનો ઉપયોગ કરવો પડે એવી પરિસ્થિતિનો ઉદય થઇ આવેલો હતો. પુરૂષોત્તમરાયજી આવા વ્યસનકાળે જો કે રાજ્યમાં એક મુખ્ય અમલદાર હતા, તથાપિ તેમને કાર્યમંડળમાં સ્થાન ન હતું, અને તેથી કરીને વિ. સં. ૧૯૩૪ થી વિ. સં. ૧૯૩૮ સુધીનાં વર્ષો દરમ્યાન રાજ્યને જે અનિષ્ટ દશાને આધીન થવું પડેલું તે દશાને માટે તેમને લેશમાત્ર પણ જવાબદાર ગણી શકાય તેમ ન હતું. આખરે વિ. સં. ૧૯૩૮માં કેશોદ તથા હાટીના માળીઆના દુર્દાંત મૈયા (મહીયા) જાતિના લોકોએ રાજ્યસામે બંડ ઊઠાવેલું અને તેઓ, કાઠીના મેંદરડા તાલુકામાં આવેલ કનડા ડુંગર ઉપર જમાવ કરીને 'ધરણું' બેસી ગયલા અને કોઇ પણ પ્રમાણે સમાધાન કરવાને તૈયાર ન હતા ત્યારે રાજ્યને બળનો ઉપયોગ કરવો પડેલો હતો અને તેને પરિણામે, ઉપલક નજરે સાહસ ગણાય તેવું પગલું ભરવાની રાજ્યને ફરજ પડી ગયલી હતી; અર્થાત્ એ સાહસકર્મને પરિણામે ભારી ગણાય તેવી સંખ્યામાં મૈયાઓનો વધ થવા પામેલો હતો. અને એ અનિષ્ટ મનાયલ બનાવને લીધે રાજ્યને માથે ઘણી ભારે જવાબદારી આવી પડેલી હતી. 'બંદોબસ્તી-પોલીસ-ખાતા'ના એ સમયના ઉપરી-અધિકારી જમાદાર સુલેમાન ઉમ્મર અને તેમની મદદે રહેલ ચીસ્તી મકબુલ મીયાં ફેજદીન મીયાં નામના બે બહાદુર સેનાનીઓને હાથે પૂર્વોક્ત મૈયાઓમાંના ઘણાનો વધ થયલો હતો, અને તેથી, જૂનાગઢ રાજ્યની આંતર વ્યવસ્થામાં હસ્તક્ષેપ

કરવાનો લાગ ગોતતા ટાંપી રહેલ સાર્વભૌમ બ્રિટિશ સરકારે રાજ્યને બધીય રીતે જવાબદાર ગણી જે કાંઇ કરવું ધરે તે કરવાને પગલાં ભરવા માંડેલાં પણ હતાં. પરંતુ અંગ્રેજ સરકારના સંસર્ગમાં આવેલ સુજ્ઞ ગોકુલજી ઝાલાએ પોતાની દીવાનગીરીના કાળમાં, અંગ્રેજી શાસનતંત્રને અનુરૂપ ગણાય તેવું શાસનતંત્ર જૂનાગઢ રાજ્ય માટે ઘડી કાઢીને જે એક "મંત્રિસભા" સંજ્ઞિત શાસનસંસ્થાને જન્મ આપી દીધેલો હતો તે આવા સંકટસમયે રાજ્યની રક્ષા કરનારી નીવડી ચૂકી હતી. ગૂજરાત-કાઠિયાવાડમાંના દેશીય રાજ્યોના ઇતિહાસની દૃષ્ટિએ વિચારતાં કહી શકાય છે કે, જૂનાગઢ રાજ્યમાં થયલી મંત્રિસભાની સ્થાપના એક અસાધારણ તથા નૂતન પ્રકારનું શાસનપ્રબંધવિષયક પગલું હતું અને તેવી સંસ્થા બીજા કોઇ પણ રાજ્યમાં અસ્તિત્વ ધરાવતી ન હતી. આ મંત્રિસભાના અસ્તિત્વને પરિણામે રાજ્યકાર્યોની બધી જવાબદારી એકલા રાજ્યકર્તાના માથા ઉપર ન રહેતાં મંત્રિસભા તેને માટે જવાબદાર ગણાય એમ હતું, અને વળી મંત્રિસભા બહુમતિ પ્રમાણે કામ કરનારી સંસ્થા હોઇને એ સભાના સભ્યો વ્યક્તિગત જવાબદારીમાંથી મુક્ત રહી શકે તેમ પણ હતું. આમ હોઇને રાજ્યને માથે આવી પડેલ સંકટને હળવું કરી શકવાનો માર્ગ દેખાતો હતો. એ છતાં આ બૈયાવધનો પ્રસંગ રાજમંડળને એક મહોટી મુંઝવણનો વિષય થઇ પડેલો એ વાતનો ઇન્કાર કોઇથી થઇ શકે તેમ નથી. કાઠિયાવાડમાંના બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિએ આ સંબંધમાં જૂનાગઢ રાજ્ય વિરુદ્ધ મુંબઇ સરકારમાં નિવેદનપત્ર પેશ કરેલું હતું અને એવા એકપક્ષીય લખાણને પરિણામે તેનો પ્રતિકાર કરવાની જરૂરત પણ હતી. આ વખતે ભાવનગરના વતની નાગર ગૃહસ્થ નામે બાપાલાલ માણેકલાલ જૂનાગઢમાં નાયબ દીવાન હતા, અને દીવાનને પદે ખાનબહાદુર સાલેહભાઈ સી. આઇ. ઇ. હતા પુરુષોત્તમરાયજીનો જેવો અને જેટલો સંબંધ દરબાર એટલે કે નવાબ સાહેબ ખુદ તથા વઝીર બહાઉદ્દીનભાઈ સાથે હતો તેવો અને તેટલો સંબંધ મંત્રિસભા સાથે ન હતો અને તેથી તેમની સ્થિતિ એક તટસ્થ અવલોકનકાર રાજપુરુષના જેવી બની રહેલી હતી. તથાપિ રાજ્યને માથે આફતનું વાદળું ઘેરાતું હોય ત્યારે કુળક્રમાગત અચળ વફાદારીવાળા રાજપુરુષથી તદ્દન અલગ રહી શકાય નહિ એટલે તેવાએ પ્રસંગાનુરૂપ ચંચળતા તથા દક્ષતા બતાવવી પડેજ. પૂર્વોક્ત દીવાનજી તથા નાયબદીવાનજી આ ઉપસ્થિત થયલ સૂક્ષ્મ પ્રસંગને પહોંચી વળવાનો પ્રયાસ કરવા માટે મુંબઇ ગયલા અને તેમની સાથે આપણા આ કથાવીરને પણ જવાનું થયલું હતું. રાજ્યને લગતા એક મહાકાર્યના ઊંડા પાણીમાં

**પોતાનો પગ મૂકવાનો આ પહેલો પ્રસંગ પુરૂષોત્તમરાયજીને સાંપડેલો એમ કહીએ તો ચાલે.** મુંબઇમાં તો આખુંય રાજપુરૂષમંડળ મુંબઇ સરકારના લેખાધિકારી **સી. ગોન** સાહેબને તેમજ મુખ્ય લેખાધિકારી **જે. બી. પીલ** સાહેબને મળેલું અને તેમની સમક્ષ તેણે આવશ્યક ખુલાસા પૂર્વોક્ત મેંયા-પ્રકરણ પરત્વે કરી આપેલા પણ હતા. **જે. બી. પીલ** સાહેબ જ્યારે કાઠિયાવાડમાં અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિને પદે હતા ત્યારે તેમને સુજ્ઞ ગોકુલજી ઝાલાની ચારિત્ર્યસંપત્તિનો અનુભવ થયલો અને તેને પરિણામે તેમને ગોકુલજી-ભાઇ ઉપર પ્રીતિ થઇ આવેલી પણ હતી. આમ હોવાથી એ ગોકુલજીભાઈના લઘુ બંધુ પુરૂષોત્તમરાયજીને નવાબ સાહેબ તરફથી "ચીઠી તથા ખરીતો" લઇ પોતાની પાસે આવેલા જોઇને તેમને ભારે આનંદ થયલો, અને પછી મેંયાના પ્રકરણ વિષે વાતચીત થતાં તે સત્યપરાયણ અને ઉદાર ચિત્ત અંગ્રેજ અધિકા-રીએ જૂનાગઢ રાજ્ય પરત્વે સહાનુભૂતિ ભરેલો વાર્તાલાપ કરીને એ રાજપુરૂષ-મંડળને આશ્વાસિત કરી દીધેલું પણ હતું. આવા આ રાજદ્વારીય સૂક્ષ્મ પ્રસંગે પુરૂષોત્તમરાયજીએ જે પ્રકારે મહોટો ભાગ લીધો હતો તેનું અવિવાદ સૂચન આપણને પૂર્વોક્ત બાપાલાલભાઈ નાયબ દીવાને "વઝીર સાહેબ ૭ હારૂદીનભાઇની હજુરમાં" તા. ૧૫-૯-૮૨ ને રોજ મુંબઇ મુકામેથી જે પત્ર લખેલ છે તેમાંથી સ્પષ્ટ થઇ આવે તેમ છે. એ પત્રમાં બીજી કેટલીક બાબતોનો ઉલ્લેખ કરીને એ બાપાલાલભાઇએ આ પ્રમાણે પણ લખેલું છે.- "× × × × × આ પત્ર લખવાનો મુળ હેતુ રાજશ્રી પુરૂષોત્તમરાવ તરફથી અમોને આંહીના પ્રવાસમાં કેટલેક પ્રકારે મદદ મળી તે છે; એ સંબંધી આપના રૂબરૂમાં તો વીગત સહીત ત્યાંહાં આવીને કહેવું પરંતુ રૂબરૂ મળવાનું થોડું દુર જાય છે એટલે આ પત્રથી એટલું લખવા વીના ચાલતું નથી કે **તેમની બાળક ઉમ્મર છતાં આપની હજુરના સાત વરસના સહવાસથી તેમની પુખ્તાઇ અને સારા વિચાર તેનાથી મોટી ઉમ્મરના માણસોને આશ્ચર્ય પમાડનારા છે.** પરવરદીગારની મેહેરબાનીથી **એવા સદ્વિચાર હમેશાં તેમને કાયમ રહેવાથી આપને મગરૂર થવા પણું થશે અને અમો વીગેરે કામ કરવાવાળાને ઘણી મદદ મળતાં રાજ્યનાં કામોમાં ખુદ. સરકારશ્રીના બુલંદ ઇકબાલથી સઘળું ધાર્યા પ્રમાણે સારૂં કામકાજ થાશે એમ આપને ખાત્રી આપું છઉં. × × × × ×"** સૂક્ષ્મ કોટીના રાજ્યકાર્યને સાંગોપાંગ પાર ઊતાર્યા બદલ યશોધન કમાઈ લેવાને માટે પ્રત્યેક કાર્યભારીને ઉત્કટ અભિલાષ હોયજ; એ છતાં એવો રાજ્યકાર્યભારી ખુદ પોતાના મંડળ-

જાણવામાં આવશે તેવા મહત્ત્વપૂર્ણ પ્રસંગોમાં અંગ્રેજ સરકારના અમલદારો સાથે બેસીને નિર્ભયતાપૂર્વક જે વાતચીતો કરેલી તે અને એ બધા સંયોગમાં તેમણે જે પ્રકારની પોતાની સામર્થ્યસંપત્તિ બતાવી આપેલ છે તેનું યથાર્થ ભાન હરકોઇ સંશયાત્માને થયા વિના રહેશે પણ નહિ. અમારૂં માનવું એમ પણ થાય છે કે, સુજ્ઞ ગોકુલજી ઝાલાની ચારિત્ર્ય સંપત્તિએ જે ઉંડી છાપ **પીલ સાહેબના** ચિત્ત ઉપર પાડેલી હતી તે પુરૂષોત્તમરાયજીને પોતાનો પ્રયાસ સફળ કરવામાં ઘણી ઉપકારક થઇ પડેલી હોવીજ જોઇએ, અંતે આ બેચા–પ્રકરણનો ફડચો મુંબઈ સરકારે સહુકાઇથી કરી નાંખતાં દીવાન સાલેહ્ હિંદી, નાયબ દીવાન બાપાલાલ તથા 'બંદોબસ્તી–પોલિસ–ખાતાના' મુખ્ય અધિકારી જમાદાર સુલેમાન ઉમર વગેરેને આ વિષયે દોષિત ગણી તેમને રાજ્યની નોકરીમાંથી મુક્ત કરવાની ફરજ રાજ્યને માથે નાંખવામાં આવેલી, અને તેને પરિણામે રાજ્યે તેમને નિવૃત્ત પણ કરી દીધેલા હતા. આમ રાજ્યના શાસનતંત્રને એકદમ તૂટી પડવાનો વારો આવી ગયલો એ હકીકત જેમ એક દૃષ્ટિએ ખેદકારક બનાવ હતો તેમ બીજી દૃષ્ટિએ એટલે કે પુરૂષોત્તમરાયજી જેવા બાલ–મુત્સદ્દીના થનાર મહોદયની દૃષ્ટિએ સુજ્ઞ ગોકુલજીભાઇની વાસનાને તુષ્ટ કરનારો તેમજ રાજ્યને અધિકાધિક લાભ આપનાર નીવડેલો એમ આપણે કહી શકીએ તેમ છીએ. રાજ્યમાં અસ્તિત્વ ધરાવતાં મંત્રિમંડળ–કાર્યબારીમંડળ–ને આ પ્રમાણે વિસર્જિત થવાનો વારો આવી ગયો તેને પરિણામે રાજ્યને મુંઝવણ ભોગવવી પડે એ સ્વાભાવિકજ હતું, અને એ મુંઝવણમાંથી એને મુક્ત કરી શકે તેવો બીજો કોઈ મુત્સદ્દી એ સમયે રાજ્યસેવામાં પુરૂષોત્તમરાયજી સિવાય ન હતો અને એમની "મોટા માણસોને આશ્ચર્ય પમાડે" એવી પુખ્તાઇની પરીક્ષા તો થઇ ચૂકેલી હતીજ એટલે પછી આવી પડેલ સંક્રામણમાંથી રાજ્યને પાછું સરલ માર્ગ ઉપર વિચરતું કરવાનો ભાર તેમણે પોતાને માથે વહેવો પડે એ પણ એક સ્વભાવિક વાત હતી. પુરૂષોત્તમરાયજીએ પોતાના સ્વાભાવિક હૃદયબળથી એ ભાર ઉપાડી લીધેલો અને પોતાના વડીલ બંધુ તુલ્ય મનઃસુખરામભાઇનાં સાહાય્યથી તેમણે, જૂનાગઢ રાજ્યની તત્કાલે કંટકમય બનેલી દીવાનગીરી સંભાળી શકે એવા એક ગૃહસ્થ–રાજ્યકાર્યોથી સુપરિચિત એવા નડિયાદ–નિવાસી હરિદાસ વિહારીદાસ દેશાઇને ગોતી કાઢી તેમને દીવાનની પાઘડી બંધાવવા માટે તેમનું નામ નવાબ સાહેબ પાસે રજુ કરી દીધેલું પણ હતું. પુરૂષોત્તમરાયજીથી કરાયલ આ વરણીને નવાબ સાહેબે મંજુર રાખી એટલે હરિદાસભાઇ જૂનાગઢ રાજ્યના

મુખ્ય દીવાન નીમાઇ ચયલા અને અંગ્રેજ સરકારે પણ એ તેમની નીમણૂંકને માન્ય રાખેલી હતી. પુરૂષપરીક્ષા કરવામાં પુરૂષોત્તમરાયજી પોતાની નાની ઉમ્મરે પણ કેટલા કુશળ હતા એ વાતનું ઉદાહરણ, આ તેમને હાથે થવા પામેલ હરિદાસભાઈની વરણી જ છે. એ સમયે જૂનાગઢ રાજ્યની એટલે કે રાજ્યપ્રજાની જે સ્થિતિ હતી તે જોતાં તથા શ્રી ગોકુલજીભાઇની નિર્મલ અને ઓજસ્વી કારકીર્દિનો છેડો આવી ગયા પછીથી રાજ્યકારભારમાં પ્રવેશેલી નિર્બળતા અને કાઠિયાવાડ એજન્સીને રાજ્યના હક્કને ભોગે પ્રસન્ન રાખવાની નીતિનો વિચાર કરતાં હરકોઈ વિવેચક કહી શકશે કે, હરિદાસભાઇ જેવા ન્યાયપ્રેમી, સ્પષ્ટવક્તા, પ્રમાણિક, સ્વતંત્ર સ્વભાવના તથાપિ પ્રસંગાનુરૂપ કડકાઇ તથા નરમાશ બતાવી શકનાર તેમ જ દેશાવરમાં પણ જેમનું વજન પડતું હતું એવા ગૃહસ્થની દીવાનગીરીની જરૂરત જ હતી, અને તેથી પુરૂષોત્તમરાયજીએ જે પ્રકારની સમયોચિત દીર્ઘદૃષ્ટિ વાપરીને જે વરણી કરેલી હતી તે સર્વથા તેમને જેમ માન અપાવનારી ગણાશે તેમ, તે વરણીથી રાજ્યને જે અનેક પ્રકારે લાભ થવા પામ્યો છે તેને લગતો ઇતિહાસ પણ તે તમામનો યશ આપણા કથાવીરને જ આપશે. હરિદાસભાઇને પુરૂષોત્તમરાયજી પસંદ કરવાને પ્રેરાયલા એ હકીકત બાલદૃષ્ટિએ પુરૂષોત્તમરાયજીને માટે યશઃપ્રદ ગણાય એ ખરૂં; તથાપિ અમારા પોતાના મત પ્રમાણે પુરૂષોત્તમરાયજીથી કરાયલ આ વરણી કાંઇ દૈવી સંકેતનું અગર તો કોઇ મહાત્માના સંકલ્પનું જ ફળ હતું. ગોકુલજીભાઇના જીવનચરિત્રના ગ્રંથમાં નિર્દેશાયલું છે તે પ્રમાણે, જ્યારે પેટલાદ-નિવાસી (દીવાન બહાદુર) મણિભાઇ જશભાઇ (સી. એસ. આઇ.) કે જેઓ પછીથી કચ્છ તથા વડોદરા રાજ્યોના દીવાન થયલા તેઓને જૂનાગઢ રાજ્યના ન્યાયવિભાગના વરિષ્ઠ અધિકારી તરીકે ગોકુલજીભાઇએ આણેલા તે જ સમયે તેમણે પૂર્વોક્ત (રા. સા.) હરિદાસભાઇને પણ જૂનાગઢ રાજ્યના મુલકીખાતાના વરિષ્ઠ અધિકારી તરીકે નિયુક્ત કરવા માટે પ્રબળ ઇચ્છા રાખેલી હતી; પરંતુ કેટલાક સંયોગને લીધે હરિદાસજી એ સમયે જૂનાગઢ રાજ્યની નોકરીમાં આવી શકેલા નહિ; એટલે ગોકુલજીભાઇના દેહોત્સર્ગ બાદ તેમને, ગોકુલજીભાઇ તરફથી થયલ આમંત્રણનો અસ્વીકાર કર્યા બાબત કાંઇક લાગણી થઇ આવેલ, એમ તેમણે ગોકુલજીભાઇના અવસાન પ્રસંગે મન સુખરામભાઇ ઉપર લખેલ શોકપત્ર ઉપરથી સમજાઇ આવે છે, અને તેથી કરીને, કેટલાંક વર્ષોનાં વહાણાં વાઇ ગયા પછી જ્યારે એ જ ગોકુલજીભાઇના લઘુબંધુ તથા રાજ્યદ્વારીય ઉત્તરાધિકારી પુરૂષોત્તમરાયજીને રાજ્યધુરા પોતાની કાંધે ઊપાડવાનો વારો આવેલો ત્યારે એ જ

હરિદાસજી જૂનાગઢ રાજ્યની નોકરીમાં આવવાને કબૂલ થયલા, અને એ માર્ગે એમણે ગોકુલજીભાઇની એકવાર અતૃપ્ત રહેવા પામેલી ભાવનાને તૃપ્ત કરી દીધેલી હતી. મરણ કાંઇ જીવનનો અવધિ નથી. વાસનાનો નિઃશેષ ક્ષય થયા વિના કોઇ પણ જીવ મોક્ષપ્રાપ્તિ કરી શકતો નથી. આમ હોઇને મનુષ્ય મરણાધીન થયા પછી પણ પોતાના વાસનાદેહે-સૂક્ષ્મશરીરે-આસ્તિત્વમાં રહીને પોતાનાં અપૂર્ણ રહેલ કાર્યોને કોઇ પણ સ્થૂળ વાહન મારફતે પૂર્ણ કરાવવાને મથી પણ રહે છેજ. અર્થાત્ પૂર્વોક્ત મૈયા-પ્રકરણ ઉપર પ્રમાણે સમાપ્ત થયલું, અને પુરૂષોત્તમરાયજી હરિદાસભાઇથી કરાયલા નવા નામકરણસંસ્કારને પરિણામે, આ વર્ષથી, "રાયજી" નામથી ઓળખાતા શરૂ થઇ ગયલા હતા, અને આજે એ આપણા પુરૂષોત્તમરાયજીનું મુખ્ય નામ "રાયજી" હોય એવો સાર્વત્રિક ભાસ થઇ રહેલો પણ છે.

ઉપર પ્રમાણે જૂનાગઢ રાજ્યના શાસનતંત્રવાહકો બદલાઈ જતાં રાજ્યનો વિપત્તિકાળ પણ ધીમેધીમે ભૂલાઇ ગયલો, અને સંપત્તિસાધક સુભગ સમયનું ગર્ભાધાન થઈ ચૂકેલું હોવાથી પુરૂષોત્તમરાયજીને પોતાના રાજદ્વારીય જીવનની વિવિધ કલાઓને લોક સમક્ષ પ્રત્યક્ષ કરી બતાવવાની જોગવાઈ પણ થઇ આવેલી હતી. રાજ્યનૌકા ખરાબાએ ચઢેલી અને ભગ્ન થવાની તૈયારીમાં હતી એટલામાં પુરૂષોત્તમરાયજી જેવા યુવકે-ઊગતા મુત્સદ્દીએ-કર્ણધારનું કામ પોતાના હાથમાં લઇને પોતાની જન્મસિદ્ધ કુશાગ્રબુદ્ધિથી એ નૌકાને બૂડતી-બચાવીને સુસ્થિત કરી આપી તે વાતથી એમનું કાંડું ઝાલનાર વઝીર બહાઉદ્દીનભાઈની છાતી ગજગજ ઊછળે તથા તે સમયના નવાબ સાહેબ બહાદૂરખાનજીની પુરૂષોત્તમરાયજી ઉપરની પ્રીતિમાં વધારો થઈ જાય એ કેવળ સ્વાભાવિક હતું. આ વાતનું પરિણામ એ આવેલું કે, પુરૂષોત્તમરાયજી જે હોદ્દો ભોગવી રહેલા હતા તે હોદ્દા ઉપરાંત તેમને "વિ. સં. ૧૯૩૯ ભાદ્રવા વદી ૪"ના રોજ કરાયલ દી. દ. જા. નં. ૧૨ વાળા હુકમથી નવાબ સાહેબના "મુખ્ય લેખાધિકારી (ચીફ સેક્રેટરી)"નો હોદ્દો આપવામાં આવેલ; એટલુંજ નહિ, પરંતુ "તેમના કામનો પ્રકાર લક્ષમાં લેતાં" તેમને "હજુર મદદનીશ (હજુર આસિસ્ટંટ)"નું અધિક અર્થબોધક તથા માનનીય પદ આપવાનું ઉચિત લાગ્યાથી દીવાન હરિદાસજીએ તેજ વર્ષના "આસુ વદી ૫ શની, તા. ૧૭" ને દિને કરેલ દી. દ. નં. ૯૮ વાળા હુકમથી "હજુર મદદનીશ" નો હોદ્દો આપી રાજ્યમાં આ કર્યાવીરના મહત્ત્વને પ્રકટ કરી બતાવેલું પણ ખરું.

આમ પુરૂષોત્તમરાયજીનો ભાગ્યભાનુ રાજ્ય રૂપી આકાશમાં જેમજેમ અધિકાધિક ચઢવા મંડ્યો તેમ તેમ તેમનો વિદ્વેષ કરી રહેલા મુત્સદ્દી પુરૂષ-તારકો ઝાંખા અને વધારે ઝાંખા પડતા બની જઇને અંતે અદૃશ્ય જેવા થઇ ગયલા, અને એ બાનુને કેન્દ્રસ્થાને પહોચતાં બહુ વાર નહિ લાગે એવી સંભાવના પણ તેમને થવા લાગેલી હતી. તથાપિ આપણા આ કથાવીરની દૂરદર્શિતા દેશકાળ સમજીને, રાજકલ્યાણ પોતાને હાથે બને તેટલા અધિક પ્રમાણમાં સિદ્ધ કરી શકાય એવા હેતુથી જે એક નૂતન કોટીનો નવપ્રયોગ રચી રહેલી હતી તેની કલ્પના તે સમયે કોઇથી કરી શકાઇ ન હતી, અને તે નવપ્રયોગની સમાગ્રતાનું ભાન પછીથી પણ ઘણાજ ઓછા લોકોને આવેલું છે. પુષ્પકોશનું પ્રસ્ફોટન જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી પુષ્પના રૂપની શોભા તથા સુવાસિતતાનો અનુભવાનંદ કોઇને પ્રાપ્ત થતો નથી એ એક પ્રાકૃતિક સત્ય છે, અને તેથી આપણે જ્યારે આ કથાનાયકની રાજનીતિ પરત્વે વિવેચના હવે પછી કરશું ત્યારે તેમના આ નવ-નવપ્રયોગનો મહિમા આપણને પ્રત્યક્ષ થઇ આવ્યા વિના રહેશે પણ નહિ. આ વિષય પરત્વે વિસ્તૃત ચર્ચા અહીં અસ્થાને હોઇ આપણે ઉપર પ્રમાણે સક્ષેપમાં જાણીને સતુષ્ટ રહેશુ. એ પછી વિ. સં. ૧૯૪૦ (ઇ. સ ૧૮૮૪)ના માઘ માસમાં પુરૂષોત્તમરાયજીને દર સાલ મળતો "કોરી ૫૬૨૫ અંકે પાંચ હજાર છસો પચીશ કી."ના પગારમા કોરી ૨૮૭૫ બે હજાર આઠસો પંચોતેર 'દીવાનગાઇ" મુજબ વધારો કરી આપી એકુન કોરી ૮૫૦૦ પંચાશીસો દીવાનગાઇનો નાલીયાનો કરી આપવામા" આવેલ, અને તે પછી લગભગ ત્રણ વર્ષે તેમની "હવાઇમા વધારો કરી કુલ રકમ સે રૂ. ૪૦૦ ચારસો રૂપીયાનો પગાર" તા ૬-૧ ૮૭ ગુરૂવારને દિને દીવાન હરીલાલભાઇની સહીથી કરાયલ ડી. દ ન ન. ૬૮૪/૪૭ના હુકમથી આપવાનું ઠરાવવામા આવેલું હતું

**પરંતુ પુરૂષોત્તમરાયજી એ પ્રમાણે વારંવાર મળતો જતો ઇજાફો લેવાને ખુશી ન હતા એટલે પૂર્વોક્ત તા. ૬-૧-૮૭ ને દિને થયલ દીવાન-હુકમ મુજબ પગાર ન લેવાનો માર્ગ તેમણે લીધો હતો.** પુરૂષોત્તમ રાયજીની નિર્લોભતા આથી વધારે શું કરી શકે તેમ હતી? તથાપિ એ તેમની નિર્લોભતા કશા કામમાં આવી શકેલી નહિ, કારણ કે પોતાના સ્વામી નવાબ સાહેબની મરજીની 'આગળ તેમનુ લેશ પણ ચાલી શકે તેમ ન હતું. આખરે **"હજુરથી આમલપૂર્વક ફરમાન** સં ૧૯૪૪ના આસુ શુદ ૯ વારે શની, તા'૧૭ અકટોબર સને ૧૮૮૮ હજુરી નંબર ૫૭/૪૫થી" થતાં તેમને પગાર રૂ. ૪૦૦) ચારસોનો પ્રતિમાસ લેવાની ફરજ પણ પડી ગઇ હતી આ પ્રમાણે હરિદાસભાઇ જેવા

સ્વતંત્ર પ્રકૃતિના, સત્યનિષ્ઠ અને રાજ્યકાર્યનિપુણ પુરૂષના વાનમાં પુરૂષોત્તમરાયજી ઉપર રાજ્યશ્રીની કૃપાદ્રષ્ટિ એકદમ થવા માંડેલી તેના કારણરૂપે કદાપિ કોઇ તરફથી એવું કહેવામાં આવે કે, દીવાન હરિદાસજીને જુનાગઢ રાજ્યમાં લાવી સ્થાપનાર પુરૂષોત્તમરાયજી હતા એટલે હરિદાસજી પોતાની કૃતજ્ઞતા તથા ઉપકારવશતા બતાવવાના હેતુથી આપણા આ કથાવીરને બને-તેટલો લાભ અપાવી રહેતા હતા, તો તેવા કથનને આપણે ક્ષણવાર પણ સંમત થઇ શકીએ તેમ નથી; કારણ કે એવું કથન હરિદાસભાઇના ચારિત્ર્યને દૂષિત કરનારૂં ગણાય; એટલુંજ નહિ, પરંતુ હરિદાસભાઈ દીવાન તરીકે આવ્યા તે પછીથી **રાજ્યકલ્યાણાર્થે જે બધાં મહોટાં મહોટાં અને ગુંચવણ ભરેલાં કામોનો ઉકેલ આણવા માટે જે અનેક વિધ પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવેલ હતી તે પૈકી ઘણીખરી પુરૂષોત્તમરાયજીને સોંપવામાં આવેલી હતી અને તેમનાં સંતોષકારક પરિણામો પણ આ જુવાન મુત્સદ્દીએ આણી દીધેલાં હતાં** એ ખરી હકીકતનો આપણે ઇન્કાર પણ કરવો પડે. વળી હરિદાસભાઇનું માહાત્મ્ય કેવળ જુનાગઢ રાજ્યની દીવાનગીરીથીજ પ્રકાશમાં આવે તેમ ન હતું; કારણ કે તેમણે પૂર્વકાળમાં અનેક રાજ્યોની નોકરી કરીને સારા પ્રમાણમાં કીર્તિ મેળવી લીધી પણ હતી. આમ હોઇને પુરૂષોત્તમરાયજીનો પ્રસાદ મેળવવાની જરૂર્ત તેમને બીલકુલ ન હતી પરંતુ હરિદાસભાઈ ગુણપૂજક પ્રકૃતિના હતા, એટલે તેમણે પોતાના "રાયજી"માં જે અસાધારણ શક્તિનું દર્શન કરેલું તેણે તેમને પોતાના એ સહકારી રાજપુરૂષનું મૂલ્ય આંકતા રહેવાનું પસંદ કરેલું હતું. આ વાતની પુષ્ટિમા આપણે, હરિદાસભાઇએ રાજ્યસેવામાંથી નિવૃત્ત થયા પછી જે એક પત્ર તા. ૩૦-૩-૯૫ના રોજ મિ. ટી વેર આઇેજ આઈ. સી. એમ. ઉપર લખેલો છે તે પત્રને ઉપકારક ગણી શકીએ તેમ છીએ. એ પત્રમાં હરિદાસભાઇએ પુરૂષોત્તમરાયજીની "સ્વાભાવિક અદ્ભુત બુદ્ધિ અને કુશળતા"નો ઉલ્લેખ કરીને તેમની તે બદલ સ્તુતિ પણ કરેલીછે. એક સ્વતંત્ર વિચારક અને કઠિન પરીક્ષક તરીકે હરિદાસજી પોતાના રાજદ્વારીય-જીવનકાળમાં કાઠિયાવાડમાં એટલા તો મશહુર હતા કે, તેમને પક્ષાનુબદ્ધ કરનાર સ્વપક્ષપ્રેમીઓની પંક્તિમાં સ્થાન આપી શકાય નહિ. પોતાના તાબાના નોકરોની અગર તો અન્ય કાર્યકરોની શક્તિનું મૂલ્ય આંકીને તેમનું બને તેટલું યોગ્ય માર્ગે હિત કરવામાંજ વરિષ્ઠ અધિકારીની ગુણજ્ઞતા તથા શોભા સમાયલી છે એ વાત કોઇ પણ રાજપુરૂષે ભૂલવા જેવી ક્ષુદ્ર નથીજ; કારણ કે રાજપુરૂષ જો પોતાના મદદગારોની કિંમત આંકી શકતો નથી, તો કાળના વહેવાની સાથે,

તેનાથી કરાવાતાં કામોમાં ધામેધામે દોષો રહી જવાનો સંભવ રહે છે. આમ હોઇને, પુરૂષોત્તમરાયજીમાં જે નૈસર્ગિક સામર્થ્ય હતું તેની છાપ હરિદાસભાઇના ચિત્તપટ ઉપર પ્રથમથીજ એટલી ઉંડી પડવા લાગેલી કે, તે પોતાના આ જુવાનિયા પરંતુ પકવ બુદ્ધિવાળા મદદગાર-શિષ્ય જેવા-રાયજીને તેના યોગ્ય પદે વિરાજતા જોવાને ઉત્સુક બની રહે તેમાં નવાઇ જેવું કશું ન હતું, અને એ ઉત્સુકતાને લીધેજ પૂર્વોકત પ્રકારનો પગાર વધારો કરવાને, બીજાં ત્રણ વર્ષ પૂરાં વીતેલાં નહિ ત્યાં તો તેમણે પુનઃ પુરૂષોત્તમરાયજીને "નાયબ દીવાન"નું પદ આપવાનો ઠરાવ તા. ૧૪-૧-૯૧ના રોજ, દી. દ. જા. નાં. ૫૫૦/૪૭ના લખાણથી કરી લીધેલો હતો; એટલુંજ નહિ, પરંતુ તા. ૨૦-૧-૯૧ ને રોજ દી. દ. જા. નાં. ૫૭૧/૪૭ વાળો ઠરાવ કરીને પુરૂષોત્તમરાયજીને-પોતાના રાયજીને-પ્રાપ્ત કરાયલ હોદ્દાને છાજતો પગાર કરી આપવાના ઉચ્ચાશયથી રૂ. ૧૦૦) એક સો રૂપીયાનો માસિક ઇજાફો આપી તે બદલ તેમણે નવાબ સાહેબની મંજુરી વિધિપુરઃસર તા. ૨૧-૩-૯૧ને દિને મેળવી લીધેલી પણ હતી. આ પ્રમાણે આપણી આ કથાના નાયક રાયજી સાહેબ પોતાની સ્વામિભકિત તથા કાર્યકુશળતાયુકત રાજ્યભકિતને પરિણામે, ચૌદ વર્ષ જેટલી ટુંકી મુદતની નોકરી થયલી છતાં જૂનાગઢ રાજ્યના નાયબ દીવાનનો -હોદ્દો પ્રાપ્ત કરી શકેલા તે વાત, તેમની ફકત ત્રીશ વર્ષની ઉમ્મર જોતાં, અમારા આ લેખના કોઈ પણ પાઠકને આશ્ચર્ય પમાડનારી તેમજ તેમની બાણી સન્માનભાવ ઉત્પન્ન કરાવનારી થઈ રહે તો તે યથાયોગ્યજ ગણાશે, આ સ્થળે અમે અમારા લેખના પાઠકને એટલું પણ વિદિત કરી દેશું કે, પુરૂષોત્તમરાયજીને પ્રાપ્ત થયલ "નાયબ દીવાનગીરી" એ તેમના પોતાના મતથી તેમનું રાજ્યસેવામાં કેવળ અંતિમ પ્રાપ્તવ્ય હતું. અને તેથીજ તેઓ પોતાના આખાય રાજ્યસેવાકાળમાં સ્વેચ્છાપૂર્વકજ નાયબ દીવાનને પદેજ સ્વસંતોષપૂર્વક રહેલા હતા. પુરૂષોત્તમરાયજીએ મુખ્ય દીવાન થવાની ઈચ્છા રાખી હોત તો તે પદ તેઓ ગમે ત્યારે સહેલાઇથી મેળવી શકતજ. નવાબ સાહેબ બહાદુરખાનજીના રાજકાળમાંજ તા. ૨૧-૯-૯૧ના રોજ એટલે કે તેમની ત્રીશ વર્ષની ઉમ્મરે તેમની યોગ્યતા દીવાનગીરી સંભાળી લેવા માટે રાજ્યે એટલી તો સ્વીકારી લીધેલી હતી કે, તે તારીખે **વઝીર બહાઉદ્દીનભાઇની અને દીવાન હરિદાસભાઇની સંયુકત સહીઓથી એક પત્ર લખીને દીવાનગીરી લેવા માટે પુરૂષોત્તમરાયજીને પૂછવામાં આવેલું હતું.** પરંતુ આપણા આ ચરિતનિરૂપ્ય કોઇ પણ સંયોગમાં મુખ્ય હોદ્દો લેવાને ખુશી ન હતા, અને તે હોદ્દો મેળવવો એ તેમનો પરમાશય

પણ ન હતો એટલે એમણે એ પ્રમાણે કરાયલ પૂછાણનો નકારમાં જ જવાબ આપેલો હતો. કાઠિયાવાડનું રાજસ્થાનિક જીવન જે વાતાવરણથી ઘેરાતું જતું હતું તે તથા પોતાનું સેવ્ય રાજ્ય અને રાજજીવન જે પ્રરિસ્થિતિમાં મૂઆતું જતું હતું તે એ બધાં તત્ત્વો એવાં હતાં કે, નાયબ દીવાનને પદે રહીને પોતે જેટલા પ્રમાણમાં રાજ્યકલ્યાણ સાધી શકે તેમ હતા તેટલા પ્રમાણમાં તેઓ પોતે દીવાનને પદે હોય તો પોતાથી રાજ્યહિતની સિદ્ધિ થઇ ન શકે એવી તેમને દૃઢ શ્રદ્ધા થઇ આવેલી હતી. પુરૂષોત્તમરાયજીની ઝંખના તો કેવળ રાજ્યકલ્યાણ સાધવાની હતી, એટલે પછી પોતે સમયજ્ઞ હોઇને દીવાનગીરી સ્વીકારે નહિ એ વાત ઉઘાડી હતી અને એ જ એમનો સમયાનુરૂપ નયપ્રયોગ હતો. પોતાની અધિરાજકતાને પરિપુષ્ટ કરવાના કામે હરહંમેશ રચ્યાપચ્યા રહેનાર અંગ્રેજ સરકારની રાજનીતિ વારંવાર જે ગુલાંટો મારતી હતી તે વિચક્ષણ રાયજી સાહેબની દૃષ્ટિ બહારની વાત ન હતી અને વળી જ્યાંસુધી નવાબ સાહેબ પોતાનામાં સંપૂર્ણ વિશ્વાસ રાખી રહે ત્યાંસુધી તેઓ પોતે નાયબ દીવાન હોય કે મુખ્ય દીવાન હોય એ બન્ને બાબતો વચ્ચે કશો ફરક પડવાનો નથી એમ પણ તેમનું માનવું હતું, અને તેથી તેમણે ઠેઠ સુધી દીવાનગીરી ન સ્વીકારી તે ન જ સ્વીકારી. અને તેમ કરીને તેમણે એ વરિષ્ઠ દેખાતા પદની પ્રાપ્તિ કરી લેવામા જે અહંતાપોષક મોહ પોતાનો પ્રભાવ બતાવી રહે છે તેમાંથી તેમણે પોતાના પિંડને ઉગારી લીધેલો હતો. પરરાજ્યની અધીશ્વરતા તળે રહેતાં રાજ્યોના કાર્યભારીઓ સમયજ્ઞતાની દૃષ્ટિએ બે પ્રકારના હોઈ શકે. એક પ્રકારના સમયજ્ઞ કારભારીઓ અધીશ્વરતાથી રચાતી જતી સાંકડી શેરીમાંયા પણ, પોતાના નયબળે માર્ગ ગોતી કાઢીને પોતાથી સેવાતા રાજ્યના રાજ્યત્વને બને ત્યાંસુધી-કશી પણ હાનિ થવા ન દેવા અર્થે ગમે તેવો ભોગ આપવો પડે તે આપવાને તૈયાર જ રહે છે; જ્યારે બીજા પ્રકારના સમયજ્ઞ કાર્યભારીઓ પોતાના સ્વાર્થને પ્રાધાન્ય આપીને અધીશ્વરતાવાળા પરરાજ્યને બને તેટલા અનુકુળ રહીને-પોતાનાથી સેવાતા રાજ્યના હિતને ગૌણ ગણીને-પોતાના સ્વામીઓને ખરો મંત્રોપદેશ આપવામાં પછાત રહી જાય છે. પુરૂષોત્તમરાયજી પહેલા પ્રકારના કાર્યભારી હતા, અને જે ગૃહસ્થોને તેઓ દીવાનને પદે આણતા હતા તેઓ પણ કથિત રાજ્યભક્તિવાળા તથા રાજ્યહિત ખાતર ભોગ આપવાને સર્વથા તૈયાર હોય એવી કોટીના હતા. પુરૂષોત્તમરાયજીની સમયજ્ઞતા પૂર્વોક્ત પહેલા પ્રકારની હોઇને તેમણે જે નવ-નયપ્રયોગ રચેલો તે આધારે તેમણે કદિ પણ દીવાનગીરી સ્વીકારવાનું સ્વપ્નમાં પણ ધારેલું નહિ. આ વિષય

પરત્વે "સુજ્ઞ ગોકુલજી ઝાલાના" જીવનચરિતના લેખક મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા પ્રમાણ-પુરૂષે પોતાની એ કૃતિમાં પુરૂષોત્તમરાયજીની "નિષ્કામતા, નિઃસ્વાર્થતા, દક્ષતા અને ઉદારતા"ના સંબંધમાં જે લખેલુ છે તે આપણે અગાઉ વાંચી ગયા છીએ એટલે એવા એમના અવિવાદ અભિપ્રાયનો અત્ર સંપૂર્ણ ઉતારો આપીને અમો ચર્વિતચર્વણ કરતા નથી. શુધ્ધ અંતઃકરણવાળો રાજ્યસેવક પદ પદવીનાં મંડનો મેળવવાના વિચારોમાં મગ્ન રહેવાને બદલે સ્વકર્તવ્યો કરવામાંજ પોતાની સર્વ શક્તિનો વ્યય કરી રહે છે, અને તેવો પુરૂષ પોતે જોકે મ્હોટો દેખાવા કે ગણાવા માટે ઈચ્છા રાખતો નથી હોતો છતાં દુનીયાં તેને મ્હોટો ગણી લે છે એ એક સત્ય હકીકત છે. કાર્યભારીનું પદ મંત્રીના-પુરોહિતના-પદથી ભિન્ન પ્રકારનું છે. મંત્રીથી ઉપદેશાયલા મંત્રને અનુસરી તેને સફળ કરવો એ કાર્યભારી-અમાત્ય-નું કર્તવ્ય છે. આમ હોઇને મંત્રીનેજ રાજ્યમંદિરનો મુખ્ય સ્તંભ ગણવામાં આવે છે. એ મંત્રી જો રાજ્યશાસનતંત્ર રૂપી મંદિરનું શિખરાગ્ર થવાનો લોભ રાખે, અર્થાત્ એ જો પોતાના મંત્રને ક્રિયામા ઊતારનાર કાર્યકર્તાનું રૂપ ધારણ કરે, તો રાજ્યના વિશિષ્ટ સંયોગમા તેનાથી રાજ્યકલ્યાણનાં કામો ઘણી સંખ્યામાં અને દીર્ઘકાળ પર્યન્ત કરીકરાવી શકાય નહિ; કારણ કે શિખરાગ્ર ઉપર વીજળી પડવાનો સંભવ રહે છેજ, અને તેમાં પણ જ્યારે પરરાજ્યનું સાર્વભૌમત્વ આક્રમણકારી બની રહેલ હોય છે ત્યારે તેનો પહેલો ઘા તો જે કોઈ તેના માર્ગમાં પહેલો આડો આવતો દેખાય છે તેના ઉપર જ પડે છે. આ બધી સૂક્ષ્મ બાબતોનો વિચાર કરીને પુરૂષોત્તમરાયજીએ જે નવો નયપ્રયોગ રચેલો હતો તેને અનુસરીને તેમણે ખુદ્દે જેટલા પ્રમાણમાં મંત્રી બની રહેવાનું પસંદ કરેલું તેટલા પ્રમાણમાં મુખ્ય કાર્યભારી થવાનુ પસંદ કરેલું નહિ. અસ્તુ. પરંતુ, ઉપર કહ્યુ છે તે પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ હરિદાસભાઈ તરફથી દીવાનગીરી સંભાળી લેવા માટે જે આમંત્રણ કરાયલ તેનો અસ્વીકાર કરેલો તે હકીકતથી એઓ એમનાથી એટલા બધા તો પ્રસન્ન થઈ ગયલા કે, તેમણે તા. ૧૩-૧-૯૩ના રોજ, ડી. ઇ. ઓ. નં. ૬૨૭/૨૯ વાળો ઠરાવ કરીને પોતાના આ પ્રીતિભાજન પુરૂષોત્તમરાયજીને માસિક રૂપીઆ ૨૦૦) બસોનો- અણમાગ્યો ઇજાફો આપી દીધેલો હતો; એટલુંજ નહિ, પરંતુ દીવાન દફતરનો હજુર સાથેનો સંબંધ જે કથાનાયકની મધ્યસ્થતાની વાટે ચાલતો રહેલો તેને પરિણામે એ કામમાં એમણે જે પ્રકારે "**ચાલાકી, સમાધાનવાળું વલણ અને દીર્ઘદષ્ટિથી દરેક અગત્યનો વિષય જોવાની તેમની વૃત્તિને લીધે** રાજ્યનાં ઉપયોગી

**કામ થવામાં ઘણી મદદ મળેલી છે તે વીગેરે"** બાબતોનો સ્પષ્ટ નિર્દેશ પણ એ મહાનુભાવ દીવાને કરી દીધેલો હતો. ઇ. સ. ૧૮૯૨માં નવાબ સાહેબ રસુલખાનજીને સોરઠની ગાદી પ્રાપ્ત થયા પછી તેમને વિલાયતને પ્રવાસે જવાનો પ્રસંગ ઉપસ્થિત થઈ આવતાં પુરુષોત્તમરાયજી જો નવાબ સાહેબ સાથે પ્રવાસે ન જાય તો તેમને રાજકાર્યભાર વહવાને માટે રાજ્યમાં રાખી જવાનો નિર્ણય પણ નવાબ સાહેબે તા. ૧૪-૧-૯૩ના ઠરાવથી કરીને તે વાતના ખબર તે સમયના કાઠિયાવાડમાં બ્રિટિશ રાજદ્વારીય પ્રતિનિધિને આપી દીધેલા હતા. વળી નવાબ સાહેબ રસુલખાનજીને, ઇંગ્લાંડમાં "ઇમ્પીરીયલ ઇન્સ્ટીટ્યુટ" ખુલ્લું મૂકવાનું હતું તે પ્રસંગે ત્યાં જવા માટે આમંત્રણ મળેલું ત્યારે પણ એ કદરદાન નવાબે પોતાની થનાર ગેરહાજરીમાં પોતાના રાજ્યનો વહીવટ ચલાવી રાખવા માટે જે એક સમિતિની ગોઠવણ કરેલી હતી. તેમાં આપણા ચરિતનિરૂપ્યને ખાસ સ્થાન આપેલું પણ ખરું. એ પછી ઇ. સ. ૧૮૯૫માં જૂનાગઢ રાજ્યના મુખ્ય દીવાન પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ ખુદ નવાબ સાહેબને એક "પૂતળા" રૂપ વર્ણવીને તેમની તથા તેમના વિશ્વાસ પાત્ર રાજપુરુષો વિરુદ્ધ રાજ્યમાં તેમજ અંગ્રેજ સરકારમાં અક્ષમ્ય ખટપટ આરંભી હતી ત્યારે એવા કૃતઘ્ન દીવાનને રાજ્યસેવામાંથી દૂર કરવાની ફરજ નવાબ સાહેબને પડી જતાં આપણા આ કથાવીરની કુનેહ ભરેલી મદદથી નવાબ સાહેબ એ દીવાનને રાજ્યસેવામાંથી દૂર કરી શકેલા પણ હતા. પંડિત શ્યામજીને આમ એકાએક જૂનાગઢ છોડવું પડેલું ત્યારે અન્ય કોઇને દીવાનગીરી સંભાળી લેવા માટે આમંત્રી શકવા જેટલો અવકાશ ન હોવાથી નવાબ સાહેબે પુરુષોત્તમરાયજીને, નવા દીવાનની નીમણુંક થાય ત્યાં સુધીના વખતને માટે "દીવાનગીરીનો અધિકાર" સર્વથા વાપરી રાજ્યનો વહીવટ સંભાળી લેવાની ખાસ આજ્ઞા આપેલી હતી, અને પુરુષોત્તમરાયજીએ એ આજ્ઞા માથે ચઢાવી મુખ્ય દીવાનનું કામ ચલાઉ પદ સ્વીકારી લીધેલું પણ હતું. આ તકે પુરુષોત્તમરાયજીની ઇચ્છા થઇ હોત તો તેઓ નિઃશંક કાયમ મુખ્ય દીવાન બની શકતજ. પરંતુ એ ઉન્નત પદ મેળવવા માટે તેમને એક છાંટા જેટલી પણ તૃષ્ણા ન હતી, અને એ પદ ઉપર વિરાજવું એ વાત તેમણે નિશ્ચિત કરેલ નયને અનુકૂળ પણ ન હતી એટલે તેમણે એ પદ ઉપર કાયમ રહેવાને બદલે, બીજા કોઇ ગૃહસ્થ દીવાન નીમાઇને આવે ત્યાં સુધીને માટે તે પદને સ્વીકારી લીધેલું હતું. પુરુષોત્તમરાયજીએ પોતાની મંત્રકુશળતાથી સ્વીકારેલ નયપ્રયોગને લીધે તેમજ મુખ્ય દીવાનને પદે આવતા રહેલા એક પછી એક સમર્થ ગૃહસ્થોની રાજદ્વારીય

પ્રતિષ્ઠાને પરિણામે બ્રિટિશ સરકાર પુરૂષોત્તમરાયજીને મુખ્ય દીવાન માની તેમને રાજકાર્ય પરત્વે જવાબદાર ગણી શકતા નહિ, તથાપિ તે સરકાર વસ્તુસ્થિતિ સમજતા હતા એટલે તેમણે પુરૂષોત્તમરાયજીને મુખ્ય દીવાનના દરજ્જાથી ઉતરતા દરજ્જાના રાજપુરૂષ ગણી લેવાની ભૂલ કોઇ કાળે કરેલી ન હતી એ વાત પણ નિઃસંદેહ છે. આમ હોઇને જો કોઇ તરફથી પુરૂષોત્તમરાયજીને મુખ્ય દીવાનના દરજ્જાથી નીચી કોટીના દરજ્જાવાળા રાજપુરૂષ તરીકે ગણાવવાનો પ્રયત્ન થાય, તો તેવો પ્રયત્ન તેના કરનારનું, જૂનાગઢ રાજ્યના બંધારણ પરત્વે અજ્ઞાન બતાવનારો ગણાશે. "નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયેઃ" એવું જે નરસિંહ મહેતાનું કવન તેનો ભાવાર્થ સમજીને આપણે એમ પણ કહી શકશું કે, પુરૂષોત્તમરાયજીથી રચાયલ નયપ્રયોગ એ તત્ત્વવિષયક વચનને અનુસરતો છે; એટલું જ નહિ, પરંતુ દેશી રાજ્યો પરત્વે બ્રિટિશ સરકાર જે પ્રકારની રાજનીતિનો ઊપયોગ કરી રહેલા હતા તે પ્રકારની રાજનીતિને પહોંચી વળવા માટે "નામરૂપ જૂજવાં"વાળો નયપ્રયોગ કરીને દીવાનગીરીને એ ભાગમાં વહેંચાયલી હોવાનો દેખાવ ઊભો કરવાની એ સમયે આવશ્યકતા પણ હતી. મતલબ કે, રાજ્યસેવામાં પ્રવેશ કર્યા પછી પુરૂષોત્તમરાયજીએ પોતાને પ્રાપ્ત થતા રહેલ જ્ઞાનાનુભવથી પોતાને માટે રાજ્યમાં જે અંતિમ સ્થાન નક્કી કરી રાખેલું તે નાયબ દીવાનગીરીનું પદ જ હતું, અને એ પદથી આગળ ન વધવું એ જેમ તેમના લોભાભાવનું દર્શક તત્ત્વ છે તેમ બીજી તરફ તે તેમની રાજ્યકલ્યાણ સાધક ચતુર રાજકલાનું એક પરમ રહસ્ય પણ છે, એમ આપણે સમજી શકીએ તેમ છીએ; એટલું જ નહિ, પરંતુ બ્રિટિશ સરકારના પ્રતાપબળે રૂપાંતર પામતા રહેતા સંયોગમાં દેશીય રાજ્યનું વાસ્તવિક હિત ચાહનાર અણનમ મંત્રી અન્ય કોઈ પ્રકારનો નય દાખવી રહે તો તેનું પરિણામ કેવું આવે તે વાત પણ આપણી કલ્પનાના તેમજ આપણા રાજદ્વારીય અનુભવના ક્ષેત્રમાંથી બહાર રહી શકે તેવી નથી જ. દીવાનો કાં તો, કવિ નાનાલાલે કહ્યું છે તેમ, અંગ્રેજ સરકારને પગલે પગલે ચાલે અગર તો દીવાનગીરી છોડી દેઃ એ પ્રકારની ઘટના કાઠિયાવાડના આધુનિક ઇતિહાસમાં ઘણીવાર થઈ આવી હોય એવું આપણને નથી દેખાઇ આવતું શું? અને એવી ઘટનાને કારણે જ પુરૂષોત્તમરાયજીએ દીવાનગીરી સંભાળી ન લીધેલી એ હકીકત રાજ્યહિતની દૃષ્ટિએ શું વ્યાજબી ગણાશે નહિ!

## पुरुषोत्तमरायजी.नी नोकरीनी नवाबसाहेबो तरफथी थयल कदर.

પુરૂષોત્તમરાયજીનો રાજ્યસેવામાં ક્રમશઃ વિકાસ ઉપર જણાવ્યા મુજબ થયેલો હતો. તથાપિ એ રાજ્યસેવામાં પ્રતિદિન થતા રહેલ તેમના ઉત્કર્ષને અંગે રાજ્ય તરફથી અનેક રૂપમાં અને જૂદા જૂદા નવાબ સાહેબના કાળમાં જે જે કદર થતી રહેલી છે તે તે સંબંધમાં પણ આપણે થોડુંક જાણી લેવું જોઇએ. પ્રથમ ઇ. સ. ૧૮૮૨ના માર્ચ માસની તા. ૨૨ના રોજ કરાયલ ફરમાન "હજુરનંબર ૭૩"થી નવાબ સાહેબ મોહોબતખાનજી બીજાએ પુરૂષોત્તમરાયજીને બાગ બનાવવા માટે કૂવાવાળી જમીન એકર સાત તથા ગુંઠા ૩૯।।।૭ બક્ષીસ આપેલી અને તે જમીન દેતાં "તેનો ભોગતાર તમે તમારા વંશપરંપરા પુત્રપૌત્રાદીક લેજો ભોગવજો તેમાં કોઇ રોજ કસી વાતે સરકાર અથવા કારભારી વીગેરેથી કાંઇ હરકત મુઝાહેયમ થાશે નહીં." એવું ઠરાવમાં ફરમાવવામાં, પણ આવેલું હતું. પરંતુ એ જમીન અવજ, તે પછીના નવાબ સાહેબ બહાદુરખાનજીએ 'સં. ૧૯૪૨ના આશ્વિન સુદ ૬ રવીવાર તા. ૩જી ઓક્ટોબર સને ૧૮૮૬"ના રોજ "હજુર નંબર ૨" વાળું ફરમાન કરીને આપણા આ કથાવીરને "બાગ કરવા માટે જમીન એકર ૧૦ અકે દસ એક એકરના વીઘા ૩ અકે ત્રણ પ્રમાણે વીઘા ૩૦ અકે ત્રીસ, ટીંબાવાડીની જમીનમાં ખેચર કાના હથુની જમીનમાંથી × × × તેમાં આવેલા નવાણુ (કાચા કુડ) સહીત વંશપરંપરા માટે ઇનામ બક્ષીશ આપવામાં આવી છે તેનો, ચલુ પુત્રપૌત્રાદીક તમારી મરજી પ્રમાણે ભોગતાર લેજો ભોગવજો. તેમાં સરકાર અથવા કારભારી તરફથી હરકત મુઝાહવમ થશે નહીં × × ×" એવો સ્પષ્ટ લેખ કરી આપેલો છે. પરંતુ આ બક્ષીશમાં પુરૂષોત્તમરાયજીના પિતાશ્રીના દાદા (પિતામહ) અમરજી ઝાલાના "આબા સરકારમાં લેવાએલા તેના માવામાં રાણીયા ધૈરા નામનું આંબાવાડીયું તેમાં આવેલ જમીન એકર ૧–૧૧–૦।। સાથે આપવામાં આવેલ છે તેની પડખેની જમીનનો તથા ભવનાથ પાસેની જમીનનો કરી આપેલ રૂક્કો આ જમીન આપી × ×" રદ કરવામાં આવેલ. આમ હોઇ પુરૂષોત્તમરાયજીને પૂર્વોક્ત જે જમીન બાગ બનાવવા માટે મળેલી તેમાં તેમના પૂર્વજોની જમીનનો પણ સમાવેશ થઇ ગયલો હતો. એ પછી 'સં. ૧૯૪૫ના ફાગણ વદ ૮ રવીવાર ૨૪મી માર્ચ

સને ૧૮૮૯ના હજુર નંબર ૧૮૮"વાળા મોહોર સુવાતવાળા રૂક્કાથી એજ નવાબ સાહેબ બહાદુરખાનજીએ, પૂર્વોક્ત " ટીંબાવાડીની સીમની અંદર સરવે નંબર ૨૫૧ વાળી જમીન એકર ૧૦ અંકે દસ" વાળી જમીનમાં ઉમેરો કરી આપીને એટલે કે "× × × જમીન એકર ૫–૩૬ અંકે પાંચ એકરને છત્રીસ ગુંઠાં બાજી" વધારી આપીને મહેરબાની બતાવેલી હતી. આ એકંદર બાગવાળી જમીનમાં પાછળથી એટલે વિ. સ. ૧૯૫૬માં "ત્રણ ગુંઠા ચૌદ આના આઠ પ્રની આના" જેટલી જમીન સરકારી ખાલસા પડતરમાંથી વેચાતી રાખીને પુરૂષોત્તમરાયજીએ ઉમેરો પણ કરેલ છે. આ બાગમાં પાછળથી પુરૂષોત્તમરાયજીએ એક પાકો વિશાળ કુંડ બંધાવેલો અને બીજો એક કૂવો તથા એક પાકું મકાન પણ કરાવેલ. અને તેમને શોખ ઘણો હતો તેથી દેશપરદેશથી ભાતભાતના આંબાનાં વૃક્ષો, ઉંચી જાતની જમરૂખડીઓ તથા જુદી જુદી જાતની કેળો વગેરે મગાવી મંગાવીને પણ નાંખેલા, અને તેનાં ફળો આજસુધી પંકાઇ રહેલાં પણ છે. ત્યાર બાદ "સંવત્ ૧૯૪૭ના માગશર વદ ૫ બુધવાર તા. ૩૧મી ડીસેંબર સને ૧૮૯૦"ને દિને થયલ હજુર નં. ૪૩/૪૭વાળા ફરમાન તથા રૂક્કાથી નવાબ સાહેબ બહાદુરખાનજીએ "×××રયાસતમા સઘળાં મોટાં કામકાજ કરવામાં તથા રાજ્યકારભાર સમાધાની ભરેલો ચલાવવામાં તમોએ નીતિ અને વિશ્વાસભરેલી સમયસૂચકતા સાથે હુશીયારી અને ડહાપણ બતાવી સર્વનો ઘણો ઉંચો અભિપ્રાય મેળવ્યો છે × × ×" વગેરે શબ્દોમા આપણા આ કથાવીરની તારીફ કરીને "× × × માહાલ બગડુ તાબાનો પાયડીસ્ત ટીબો જે મહાદેવીયાનો ટીબો કહેવાય છે તે સહીત તે નીચે ઉપજાવેલી ખેડવાણ તથા ખેડવા લાયક જમીન વીસ એકરના એક આંતીના હીસાબે એકર ૮૦૭ આઠસેંહનાં આંતી ૪૦ ચાળીસ તેમા આવેલ ફળદ્રુપ ઝાડો, નદી, વોંકળા અને પીત મોહોલ કરવાના કુવાઓ વીગેરે સાથે ઇનામબક્ષીસ × × ×" આપી તે ઉપર જે ગામ વસાવાય તે ગામ "તમારા વંશપરંપરા પુત્ર પૌત્રાદીક તમારી મરજી પ્રમાણે ખાજો, ભોગવજો તેમા સરકાર તરફથી હરકતસુઆહેમ થશે નહિ × × ×" એવો સ્પષ્ટ વિશ્વાસ પણ તેઓશ્રીએ આપેલો છે. આ ગામ પુરૂષોત્તમરાયજીએ પોતાના ખાનગી દ્રવ્યસંચયમાથી રૂ. ૧૭૨૮૪–૯–૭½ જેવડી મોટી રકમ ખર્ચીને વસાવેલું અને તેને તેમણે પોતાના કદરદાન સ્વામી નવાબ સાહેબ બહાદુરખાનજીના નામ ઉપરથી "બહાદુરપુર" નામ આપીને પોતાની કૃતજ્ઞતાને

સાકાર કરી બતાવેલી પણ છે. નવાબ સાહેબ બહાદુરખાનજી બહેસ્તનશીન થયા પછી તેમના નાના ભાઇ રસુલખાનજી ગાદીએ આવેલા અને તેમની સેવા પુરૂષોત્તમરાયજીએ, એક કરતાં વધારે વાર, અસાધારણ જોખમ ઉઠાવીને કરેલી તે વાત તથા પુરૂષોત્તમરાયજીએ રાજ્યની ખાલસા જમીનમાં જે ઘણોજ વધારો કરી આપીને રાજ્યની આમદાનીમાં દેખાઈ આવે તેવો વધારો કરી આપેલો તે વગેરે બાબતો લક્ષ્યમાં રાખીને આ નવાબ સાહેબ રસુલખાનજીએ પણ, "××× અમારા વખતમાં તથા અનુભવમાં પણ તેઓએ ઉપર જણાવ્યા ગુણ અને શક્તિથી બહારવટાનો અંત લાવવામાં, સીમાડાઓની રાજ્ય તથા રૈયત બંનેને સંતોષકારક રીતે તથા સમાધાનીથી ચોખવટ કરી નાંખવાના અને દરેક પ્રકારના બહારખળાંઓના ઘણા ભાગ સાથે ઘરમેળના ઠરાવો કરવામાં બહુ વિશ્વાસનાં જોખમ ભરેલાં અને મોટાં કામો કરી બતાવી જે રાજ્યસેવા કરી છે તેથી અમોને ઘણીજ ખુશી થઇ છે અને તેમનાં કામો પુજ્ઞ કરવા લાયક જણાયાં છે×××" વગેરે શબ્દોથી આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષની સ્તુતિ કરીને "સં. ૧૯૫૬ના શ્રાવણ શુદ ૧૧ ભોમ તા. ૭ મી ઑગસ્ટ સને ૧૯૦૦" ને દિને "હજુર ફરમાન નંબર ૧૦/૫૬" સંજ્ઞિત એક લેખ કરી આપી "તેમના ગામ બહાદુરપુર નીચે, તે લગતાં સરકારી તથા બહારખલાં ગામો હોય તેમાંથી વીસ એકરના એક સાંતીના હીસાબે કુલ. ૨૫) પચીસ સાતીની ખેડવાણ જમીન તેમના વંશપરંપરા પુત્રપૌત્રાદીક માટે એલીએનેશન રૂલ્સ પ્રમાણે આપવાનો તથા પોશાકના રૂપીયા ૫૦૦૦) અંકે પાંચ હજાર" આપવાનો હુકમ કરી પોતાની મહેરબાની સાકાર કરી બતાવેલી હતી. આ પ્રમાણે, પુરૂષોત્તમરાયજી પોતાના તથાપિ એકપછી એક એમ ગાદીએ આવેલ ત્રણે નવાબ સાહેબોની એક સરખી કૃપા મેળવવાને ભાગ્યશાળી થયલા તે વાત, અર્વાચીન સોરઠના ઇતિહાસમાં એક અનુપમ ઘટના ગણાય તેવી છેજ. જૂનાગઢ રાજ્યના પૂર્વભૂત દીવાનો પૈકી અગર તે પછીથી થયલ આજસુધીના દીવાનો પૈકી કોઇએ, આપણા આ કથાનાયક પુરૂષોત્તમરાયજીની પેઠે, એકપછી એક એમ અનુક્રમે થયલ ત્રણ ત્રણ નવાબ સાહેબોની અવિચ્છિન્ન તથા જોખમ ભરેલી નોકરી કરેલી નથી એ વાત ખાસ નોંધ પાત્ર ગણાય. પૂર્વોક્ત બક્ષીસો ઉપરાંત નવાબ સાહેબ તરફથી તેમને "છત્રી મશાલ"નું બહુમાન તથા છેવટ ઇ. સ. ૧૮૯૯માં "ખસુસીઅત દેસ્તગાહ (રાજ્યના જમણા હાથ)"નો ખેતાબ પણ નવાબ સાહેબે આપીને મંડિત પણ કરેલા હતા. દેશીય રાજ્યનો કાર્યભારી પરરાજ્ય તરફથી અપાતાં પદપદવી પ્રાપ્ત કરવાને મથે અને અંતે તેને મેળવે

તેથી તે જેટલા પ્રમાણમાં ખંડિત દેખાય તેના કરતાં તેવા કાર્યભારીને પોતાના સેવ્ય રાજ્ય તરફથી જે સન્માનદર્શક પદપદવી પામવાનું બની આવે તે શું અધિક પ્રમાણમાં તેને ખંડિત કરનારું નથી? સ્વહિતસાધક પરરાજ્ય તરફથી પદપદવી પામવાના મોહને લીધે સ્વસેવિત રાજ્યના કાર્યભારીની રાજ્યભક્તિ કેટલા પ્રમાણમાં શિથિલ, સંકુચિત અને ખંડિત થતી હશે તે વાત તો લગભગ અંધકારમાં જ રહે એવો આ જમાનો વર્તે છે એમ આપણે કદાચિત્ કહી શકશું પણ ખરા.

---

## रायजी साहेबना राजविद्यागुरुओ.

બીજમાં સંચિત થઇ રહેલી શક્તિને જો અનુકૂળ ક્ષેત્ર, ખેડ, ખાતર તથા હવાપાણીનો યોગ મળી આવતો નથી, તો તે બીજ ગમે તેટલું સારમય-સત્ત્વભૃત-હોય તોપણ ફૂટીફાલીને ઇષ્ટ ફળલાભ આપનારું બની શકતું નથી. સૂર્યનો પ્રકાશ મણિ તેમ જ મૃત્પિંડ ઉપર એક સરખો પડે છે; છતાં મણિ જેમ તેને ઝીલીને ઝળમળી ઉઠે છે તેમ મૃત્પિંડ તેને ઝીલી ઝળમળી શકતો નથી જ. આ દૃષ્ટાન્તોની દૃષ્ટિએ આપણે પુરુષોત્તમરાયજીના જીવનચરિતની નિરીક્ષા અત્ર કરશું તો તે અનુચિત ગણાશે નહિ. પુરુષોત્તમરાયજીને રાજવિદ્યા તો પોતાના પૂર્વજો તરફથી વારસામાં મળેલ સંચિત ધન રૂપે પ્રાપ્ત થયલી ખરી; તથાપિ એ વિદ્યાના પૂર્વજપરંપરાગત સંસ્કારોને જાગ્રત થવાનો યોગ જો આવી મળેલ ન હોત તો એ સંસ્કારો સુષુપ્ત અવસ્થામાં જ રહેવા પામત. પુરુષોત્તમરાયજીના પહેલા રાજવિદ્યાગુરુ તો તેમના પિતા જ હતા. તેમણે પોતાના રાજ્યને લગતા કામકાજથી પોતાના આ જ્યેષ્ઠ પુત્રને વાકેફ રાખવાનો નિયમ પાળેલો, એટલે પુરુષોત્તમરાયજી જો કે કિશોર અવસ્થામાં હતા છતાં રાજ્યકાર્યને લગતી અનેક બાબતોનું ન્યૂનાધિક જ્ઞાન તેમને મળતું રહેલું તો ખરું જ. એમના પિતા એમને કેળવવા માટે કેવા કેવા માર્ગો ગ્રહણ કરતા હતા તે વાત આપણે પૂર્વભાગમાં વાંચી ગયા છીએ, એટલે તે પરત્વે અત્ર વિવેચન કરવું એ નકામું છે. આમ હોઇને આપણે આપણા આ કથાનાયકને તેમના બીજા ગુરુ તરફથી મળેલ જ્ઞાનદીક્ષા પરત્વે બે બોલ અત્ર બોલશું. એ બીજા ગુરુ તે અન્ય કોઈ નહિ, પરંતુ પુરુષોત્તમરાયજીના વડીલ બંધુ અને જૂનાગઢ રાજ્યમાં લાંબામાં લાંબી મુદત સુધી દીવાનગીરી ભોગવનાર સદ્ગત ગોકુલજી ઝાલા હતા. પિતા સુંદરજીનું જે સ્થાન રાજ્યમાં હતું તે એક રીતે કહીએ તો, દરબાર અને દીવાન વચ્ચેના સેતુ રૂપ

હતુ, અને તેથી એ કાકાભત્રીજા વચ્ચે મદેશવાહક તરીકે મમાન્નાર કોઇ એ વિશ્વસનીય માધનની અપેક્ષા—આવશ્યકતા—રહે એ સ્વાભાવિક વાત હતી વળી રાજ્યમા ગોકુલજીભાઇનુ સ્થાન ઉચ્ચતમ હતુ અને સુન્દરજી ગમે તેમ પણ ગોકુલજીભાઇના કાકા છતા તેમના તાબાના નોકર હતા. આમ હોઈ મા. સુંદરજી વડીલ દરજ્જે હોઈ તેમને સરકારી કામ વિષે પણ વારેઘડીએ ગોકુલજીભાઇ પાસે જવુ પડે એ વાત કૌટુંબિકદષ્ટિએ ગોકુલજીભાઈ જેવા શિષ્ટાચારી ભત્રીજાને કઢંગી સ્થિતિમાં મૂકે એમ પણ હતી. એટલે એ ઉભય રાજપુરુષો પોતાની વચ્ચે મદેશવાહકનુ કામ કરી શકે તેવા પુરૂષોત્તમરાયજીને બીજા કરતા અધિક વિશ્વસનીય અને ઉપકારક ગણે તેમા નવાઈ ન હતી, અને એ પ્રકારની ગોઠવણથી એક તરફ જેમ શિષ્ટાચાર પળાઇ રહે તેમ હતો તેમ બીજી તરફ શુમતાનો નિર્વાહ થઇ રહેતા પુરૂષોત્તમરાયજીને આવશ્યક રાજ્યદ્વારીય તાલીમ પણ આપી શકાતી હતી આ પ્રમાણે પુરૂષોત્તમરાયજી ગોકુલજીભાઈના સંપર્કમા આવતા થયલા, અને પછી જેમ જેમ એ ઉભયનો સમર્ગ વધતો ગયેલો તેમ તેમ એ ઉભયની મમતા પરસ્પર જામતી ચાલેલી પણ હતી પરિણામે ગોકુલજીભાઇ સાથે ફરવા હરવાના પ્રસગો પુરૂષોત્તમરાયજીને મળતા ગયલા અને ગોકુલજીભાઈના સહવાસનો લાભ પણ અનેક પ્રકાર આપણા ચરિતનિરૂપ્યને મળતો રહેતો હતો. "क्षणमिह सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका" (એક ક્ષણ માટે પણ જો સજ્જન સગતિ થાય તો તે એક આ ભવસાગર તરવામા હોડી રૂપ થઇ પડે છે)" —એ વચન જો સત્ય ગણાય, તો પછી જે કોઇને સજ્જન સમાગમ સતત પ્રાપ્ત થતો રહે તેનુ જન્મ સફળ થાય તેમા નવાઇ નથી. વળી "તમે કોના સહવાસમા છો એ તમે મને કહો, એટલે તમે કેવા છો એ હુ તમને કહીશ" એવુ જે તત્ત્વજ્ઞ સેનેગાનુ કથન છે તે મુજબ આપણે સુજ્ઞ ગોકુલજીભાઇના ચારિત્ર્ય ઉપરથી પુરૂષોત્તમરાયજીના ચારિત્ર્ય પરત્વે કલ્પના પણ કરી શકશુ ગોકુલજીભાઇ જેવા વિદ્યાપ્રેમી તથા પ્રખર અને પ્રામાણિક રાજનીતિજ્ઞ કાર્યભારીની દેખરેખ નીચે રહેવાથી પુરૂષોત્તમરાયજીને જે ઐહિક તેમજ આધ્યાત્મિક જ્ઞાનનો લાભ થવા પામેલ તે લાભે જ તેમને પોતાના પૂર્વજીવનને ઉત્કૃષ્ટ બનાવવાના કામમા મદદ કરેલી અને વળી એ લાભને બળે જ તેઓ પોતાના સંકટગ્રસ્ત ઉત્તરજીવનને ટકાવી શકેલા પણ હતા સ્પષ્ટ શબ્દોમા કહીએ તો ગોકુલજીભાઈની ચારિત્ર્યશુચિતા, સ્વામિભક્તિ, સ્વતંત્ર વિચારશક્તિ, નિર્ભયતા, ગુણપરીક્ષક બુદ્ધિ, વગેરે રાજ્યધુરન્ધરને દીપાવે એવા એ ગુરુના ગુણોએ પુરૂષોત્તમરાયજીના માનસને ઘડેલુ હતુ, એટલે

રાજનીતિના ક્ષેત્રમાં આપણા આ સ્થાનીના ખરા પ્રથમ ઉપદેશક ગુરુને સ્થાને આપણે જો ગોકુલજીભાઈને મૂકીએ તો તે ન્યાયપુરઃસર જ ગણાશે. ગોકુલજીભાઈ જેવાના સત્સંગથી તેમના વેદાંત વિચારોનો રંગ પણ પુરુષોત્તમરાયજીને લાગેલો હતો, અને એ વાતની પ્રતીતિ આપણને એમણે પોતાને હસ્તે મનસુખરામ ભાઈ ઉપર લખેલ અનેક પત્રોમાંથી ઝરતી વિરક્તિઆદિ ભાવો ઉપરથી થઈ આવ્યા વિના રહેતી પણ નથી. આ પત્રોમાંથી કેટલાકના ઉલ્લેખ આગળ ઉપર કરવામાં આવશે જ.

રાયજી સાહેબના બીજા ગુરુને સ્થાને રાજ્યરંગથી તન્મોળ બનેલ વઝીર બહાઉદ્દીનભાઈ હામમભાઈ સી આઈ ઈ ને મૂકી શકાય છે. ગોકુલજીભાઈના દેહાંત પછી પુરુષોત્તમરાયજીને રાજદ્વારીય તાલીમ સતત્ આ મહાન્ વઝીરને હાથે મળતી રહેતી હતી, અને એ પ્રમાણે તેમને મળેલ તાલીમ ઉત્તમ કોટીની હતી એવું આપણને પૂર્વનિર્દિષ્ટ બાપાલાલભાઈએ મુંબઈ મુકામેથી વઝીર બહાઉદ્દીનભાઈ ઉપર લખેલા પત્ર ઉપરથી સ્પષ્ટ સમજાઈ આવે છે. પણ ખરું આ બહાઉદ્દીનભાઈમાં સ્વભાવસિદ્ધ ચાતુર્ય કાર્યકૌશલ્ય, ઉદારતા, દક્ષતા, નિર્ભયતા આદિ ગુણો ઘણાજ મોટા પ્રમાણમાં હતા, અને તેમને જો કે લખતા વાંચતા બરાબર આવડતું કે ન આવડતું એ બાબત આપણે નિર્ણયાત્મક કથન કરી શકીએ તેમ નથી, તો પણ એટલું તો અવિસંવાદ છેજ કે, તેમનામાં ગ્રહણધારણપટુતા અસાધારણ હતી અને તેઓ કોઈ પણ વિષય પરત્વે પોતાનો અભિપ્રાય વિવેકપુરઃસર આપી શકતા પણ હતા. આ ગુરુથી પુરુષોત્તમરાયજીને જે મંત્રદીક્ષા મળેલી તે રાજ્યકાર્ય પરત્વે ઉપાયનીતિને લગતી હતી અને રાજ્ય બહારના મહાપુરુષો સાથે સ્નેહસંબંધ વધારતા રહીને પોતાની લાગવગનું વર્તુળ વિસ્તૃત કરતા રહેવાની કળાનું જ્ઞાન પણ પુરુષોત્તમરાયજીને જેમ ગોકુલજીભાઈ પાસેથી પ્રાપ્ત થયું તેમ આ અનુભવી વઝીર તરફથી પણ મળેલું હતું. મુસલમાની રાજ્યમાં મુસલમાન અને હિંદુ જાતિના લોકો વચ્ચે એકતાનો નિર્વાહ કરી રાખવો રખાવવો એ બાબતમાં નવાબી રાજકુળને શીખવવું પડે તેમ ન હતું, તથાપિ વઝીર બહાઉદ્દીનભાઈએ પોતાના વર્તનથી એ બાબતનું શિક્ષણ જેમ આખી પ્રજાને આપવાનું ચાલુ રાખેલ તેમ પુરુષોત્તમરાયજીને પણ આપેલું હતું. અર્થાત્ હિંદુ અને મુસલમાન મહાજનોએ ઐક્ય રચીને જૂનાગઢના આ મુસલમાની રાજકુળની જે ઉત્તમ સેવા જૂનકાળમાં કરેલી અને કરવાનું ચાલુ રાખેલ હતું તે વાતનું એ વઝીરને સંપૂર્ણ અને

સ્વાનુભવસિદ્ધ ભાન હતું, એથી તેઓ એ ઉભય જાતિની પ્રજાઓ વચ્ચે એકતા કરનાર-રખાવનાર સેતુનું કામ કરી રહેલા હતા એ જેમ તેમના સંબંધમાં સત્ય છે તેમ તેમની જૂની દૃષ્ટિ અર્વાચીન કાળની તમામ વિશિષ્ટતાઓનું પરિદર્શન કરી શકે તેવી ન હતી એ પણ એક બીજું સત્ય હોઇને પુરૂષોત્તમરાયજીનો તેમની સાથેનો ગાઢ સંસર્ગ તેમને બહુ પ્રકારે ઉપકારક થઇ રહેલો એટલે એ ઉભય મહાપુરૂષો પરસ્પર ગુરૂ શિષ્ય જેવા બની રહેલા પણ હતા. રાજ્યની શાસનપદ્ધતિને ક્રમે ક્રમે આધુનિક ઢબવાળી કરવામાં તેમજ તેની આર્થિક સ્થિતિ સબળ કરી દેવામાં આ વઝીરે ગોકુલજીભાઈની મદદથી ઘણોજ પરિશ્રમ વેઠેલો એટલે કરકસરથી રાજ્યનો વહીવટ કરવાની બાબતમાં તેમણે આ કથાવીરને મજબૂત ટેકો આપેલો પણ હતો. રાજ્ય અને રાજત્વની રક્ષા: એજ બહાઉદ્દીનભાઇનું પરમ લક્ષ્ય હતું, અને તેને અનુસરીને શાસનતંત્રનો દૃઢતાપૂર્વક નિર્વાહ કરી રાખવાનો ઉપદેશ તેમની કનેથી પુરૂષોત્તમરાયજી પામી રહેલા હતા. રાજ્યકલ્યાણાર્થ પોતાના સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો કરવો એવો તેમનો સિદ્ધાંત હતો, અને એ સિદ્ધાંતને એ વઝીર સાહેબ પોતાના દેહાંત પર્યન્ત ચુસ્તપણે જેમ વળગી રહેલા તેમ તેમને હાથે સુશિક્ષિત થયલ આ કથાવીરે પણ પોતાને રાજ્ય તરફથી થયલ હાનિની દરકાર ન રાખતાં એ સિદ્ધાંતનું પાલન બીનકુલ ડગ્યા વિના કરી રાખેલું હતું.

રાયજી સાહેબના ત્રીજા ગુરૂ સુખ્યાત વિદ્વાન અને વેદાંતજ્ઞાનસંપન્ન મહર્ષિ જેવા મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી હતા. આ ગુરૂથી પુરૂષોત્તમરાયજીને સૂક્ષ્મપ્રસંગોચિત કાર્યક્ષમતા, વિદ્યાનુરાગ, સમયજ્ઞતા, સંયમ, વ્યવહાર કૌશલ્ય, ધર્મશાસ્ત્રજ્ઞાન, તત્ત્વવિચારકતા, આધુનિક સંસ્કારવાળા મહાજનોનો પરિચય, પ્રાચીન તેમજ અર્વાચીન રાજનીતિ તથા તત્સંબંધી ઉપયોગ-અનુપકારક બાબતોનું જ્ઞાન વગેરે-અનેક પ્રકારના લાભ મળેલા હતા. મનઃસુખરામભાઇ ગૂજરાત-કાઠિયાવાડના એક મહારાજનીતિજ્ઞ પુરુષોના મંડળના આચાર્ય હતા, એટલે પુરૂષોત્તમરાયજીને પણ એ મહાજનોના સંસર્ગનો લાભ મળતો રહેલો; અને વળી આપણે એમ પણ કહીએ કે, મનઃસુખરામજીનું મુંબઇવાળું ઘર ગૂજરાત-કાઠિયાવાડના અગ્રગણ્ય રાજ્યપુરૂષોની રાજવિદ્યાશાળા બની રહેલ તો તેમ કહેવાથી આપણે અતિશયોક્તિ દોષ કરતા પણ નથી. એ સમયના ગૂજરાત-કાઠિયાવાડનાં દેશીય રાજ્યોના મહારાજ્યપુરૂષોને બ્રિટીશ બાબતમાં મુલકમાં કામ કરી રહેલ હિંદી મહાસભાના અગ્રગણ્ય રાજ્યો સાથે સંકલિત કરનાર તથા

ત ઉભય વર્ગના મહાપુરુષોને પરસ્પર ઉપકારક બનાવનાર મન સુખરામજી જ હતા એમ કહીએ તો તે આપણુ કથન અસત્ય ગણાશે નહિ જ. પુરુષોત્તમ રાયજીને આ પ્રસંગનો લાભ આ મન સુખરામભાઇ મારફત જ મળેલો અને મળતા રહેલો હતો પુરુષોત્તમરાયજીને જ્યારે જ્યારે રાજ્યના કે પોતાના સ્વાર્થે મનાદમસલત કરવાની જરૂરત જણાતી ત્યારે ત્યાર તેઓ કા તો મન સુખરામજી પાસ મુંબઇ અગર નડિયાદ જતા અગર તો મન સુખરામજીને પોતાને ઘેર જૂનાગઢમા આમંત્રતા હતા મન સુખરામભાઈનુ આગમન જ્યારે જ્યારે જૂનાગઢમા થતુ હતુ ત્યારે ત્યારે લોકો સામાન્યત કોઇ સૂક્ષ્મ પ્રસંગ ઉપસ્થિત થઇ આવ્યાની કલ્પના કરી અનેક પ્રકારના ગપગોળા ગગડાવતા પણ હતા કચ્છ, કાઠિયાવાડ તથા ગૂજરાતના અનેક દેશી સસ્થાનો સાથેનો મન સુખરામજીનો સબધ સમાનપણુ મેળીનો હતો અને તેમા તેમનુ સ્થાન એક મહામંત્રીના જેવુ હતુ. આવુ અસાધારણ પદ પામવામા મુખ્યત સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા શુભ સંકલ્પવાળા રાજપુરુષથી કરાયલ મન સુખરામજીની જીવનયાત્રાનો મંગલારંભ તથા તેમને એ રાજપુરુષ તરફથી અપાયલ આશીર્વાદ કારણરૂપ બનેલ, એટલે એ ગુણજ્ઞ મન સુખરામજી જે તે પ્રસંગે પુરુષોત્તમરાયજીને પક્ષે અચલ રહીને અવિરત ઉદ્યમ કરે એ સ્વાભાવિક જ હતુ. પુરુષોત્તમરાયજીને પણ આ મન સુખરામભાઇ જેવા પોતાના કુટુંબ મિત્રમા એટલો બધો વિશ્વાસ હતો કે તેઓ પોતાના સુખદુઃખની તેમજ પોતાના મનની ગુપ્તમા ગુપ્ત ગણાય તેવી વાતો પણ એ મન સુખરામભાઇ પાસે વિના સંકોચે કહી દેતા હતા રાજ્યને અટપટા સંયોગોમાથી ઉગારી લેવા માટે જે જે સ્થાનિક કે વૈદેશિક પ્રવૃત્તિઓ કરવી પડતી હતી તે તે પ્રવૃત્તિના સૂચક તથા નિયામક, આ શારદા તથા શ્રીના પ્રતિભાજન મન-સુખરામજી હતા પુરુષોત્તમરાયની બુદ્ધિ સૂક્ષ્મ હતી તો તેને સૂક્ષ્મતર કરનાર શાણી આ મન સુખરામભાઇજ હતા, મતલબ કે, મન સુખરામભાઈ જેવા ગુરુ અને પુરુષોત્તમરાયજી જેવા શિષ્ય—એ ઉભય નરાશ્વોથી ખેચાતો રહેલ જૂનાગઢનો રાજ્યરથ, ગમે તેવા વિકટ અને કંટકમય પથે પણ પ્રયાસ કરીને ઇષ્ટ સ્થાને પહોચી શકતો હતો એ વાત, મોટી સરકારના દફતરોમાના ગુપ્તાગુપ્ત અનેક પત્રોથી તેમજ આ બે રાજનીતિજ્ઞો વચ્ચે સત્તાવીશ વર્ષો જેટલા લાંબા વખત સુધી ચાલતો રહેલ તમામ પત્રવ્યવહાર જો પ્રકટ થવા પામે તો તે ઉપરથી પ્રતિપાદિત થઇ શકે તેમ છે, એટલુજ નહિ, પરંતુ રાજવિદ્યાને લગતી જે કેટલીક વાતો પુસ્તકારૂઢ થઇ શકે નહિ તેવી વાતો તે વિદ્યાના જિજ્ઞાસુઓને તે પત્રોમાથી ઉપલબ્ધ થઇ આવે તેમ પણ છે વળી મન સુખરામભાઇ જેવા સુપ્રતિષ્ઠિત વિદ્વાન

રાજનિતિજ્ઞ વિદ્યાવ્યાસંગી તથા ગુજર વાઙમયના પરમ ભક્ત તથા ઉત્તેજક સાથેના અવિછિન્ન ગાઢ સંબંધથી આપણા આ જીવનકથાના નાયકને, એક અનુભવી તત્ત્વજ્ઞાનીને દીપાવે એવું પોતાનું માનસ ઘડવાનો જે એક દુર્લભ યોગ મળેલો હતો તે ઉપરાંત તેમને જે એક બીજો લાભ થવા પામેલો તે એ કે, મુંબઇ ઇલાકામાંના અનેક મહાપુરૂષોના પરિચયસંસર્ગને પામી તેમના મંડળમાં પણ તેઓ એક સુકીર્તિકર સ્થાનને પામી શકેલા, અને તેને પરિણામે, તેમનો જૂનાગઢ રાજ્ય સાથેનો સંબંધ વિચ્છિન્ન થઇ ગયા પછી ઉપસ્થિત થઇ આવેલ કેવળ દ્વેષજનિત વિપત્તિગ્રહના સમયમાં તરેહતરેહની મદદ પણ તેઓ ચારે દિશાએથી મેળવી શકેલા પણ ખરા. પુરૂષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યના સમગ્ર કલ્યાણ અર્થે જે નીતિવ્યૂહ રચેલો અને જે પ્રકારે શાસનપ્રબંધ કરેલો તે બધામાં આ મનઃસુખરામભાઇ રૂપી શિલ્પીનો હાથ હતો એમ કહેવામાં અમે પુરૂષોત્તમરાયજીની શક્તિનું મૂલ્ય ઓછું આંકતા નથી, એ વાત અમારા આ લેખના પાઠકે ખાસ કરીને સમજી રાખવાની છે, અર્થાત્ મનઃસુખરામજી જેમ ઝાલાકુળના ઋણી હતા તેમ ઝાલાકુળ પણ તેમનું ઋણી છે, એ વાત પરત્વે મતભેદને અવકાશ નથી જ.

રાયજી સાહેબના ચોથા ગુરૂ નડિયાદ નિવાસી પાટીદાર ગૃહસ્થ નામે 'રાવ સાહેબ' ઉર્ફે હરિદાસ વિહારીદાસ દેસાઇ હતા. આ હરિદાસજી મનઃસુખરામભાઈના એક પરમ મિત્ર હતા. અને તેમને જૂનાગઢ રાજ્યની નોકરીમાં જોડવા માટે સુજ્ઞ ગોકુલજી ઝાલાએ પોતાના દીવાનગીરીના સમયમાં મનઃસુખરામભાઇ મારફત આમંત્રેલા પણ હતા. પરંતુ સંયોગવશાત્ હરિદાસજી ગોકુલજીભાઇની ઇચ્છાને સંતોષી શકેલા નહિ. છતાં પાછળથી એ ગોકુલજીભાઇની ઇચ્છાને એ હરિદાસજીએ પુરૂષોત્તમરાયજીના વારામાં જૂનાગઢની દીવાનગીરી સંભાળીને પરિતૃપ્ત કરેલી હતી. સત્પુરૂષોના સંકલ્પો અંતે કેવા સફળ થાય છે તેના એક દૃષ્ટાંત રૂપે આ વાતને ગણી શકાય. રાજદ્વારે ગોકુલજીભાઈના ઉત્તરાધિકારી, તેમના માનસપુત્ર જેવા પુરૂષોત્તમરાયજી થવાના હતા અને તેમને તેવા પ્રસંગે એ ગોકુલજીભાઇથી પસંદ કરાયલ હરિદાસભાઇ જેવા રાજપુરૂષની મદદ મળે એવું નિર્માણ થયું હશે એટલે એક અનુપયુક્ત બળ તરીકે તેઓ ગોકુલજીભાઈના વારામાં રાજ્યસંબંધ ન થતાં પુરૂષોત્તમરાયજીના ઉપયોગમાં આવેલા હતા. મેવા લોકોના વચને પરિણામે જે ગારો ઊડેલો તેનાથી તે સમયના જૂનાગઢ રાજ્યના અમાત્યમંડળાદિને, સાચી કે ખોટી રીતે, કલુષિત

થવાનો જે વારો આવેલો તેમાથી ઉપર બતાવાયલ દૈવ ઘટનાને લીવે હરિદાસભાઈ બચી ગયલા એ હકીમત ઘણીજ સૂચક ગણાય તેવી છે. આ વિકટ પ્રસંગને કારણે જૂનાગઢ રાજ્યના કાર્યભારી મંડળમાં જે પરિવર્તન થવા પામેલું તેને લીવેજ, અકલુષિત રહી જવા પામેલ હરિદાસભાઈને પુરૂષોત્તમરાયજી જૂનાગઢ રાજ્યના દીવાનના પદે લાવી શકેલા, અને તે પ્રમાણે કરીને આપણા આ કથાવીરે ગોકુલજીભાઈની મનીષા તૃપ્ત કરેલી હતી. આમ પુરૂષોત્તમરાયજીએ પોતાના વડીલ બંધુ ગોકુલજીભાઈની વાસનાને તૃપ્ત તો કરેલી, પરંતુ આ વાસનાતૃપ્તિ કરાવનાર પુરોહિત મન સુખરામભાઈજ હતા, એ વાતમા શંકા નથી અહીં અમે એક અપ્રસ્તુત ગણાય તેવી બાબત પરત્વે ઉલ્લેખ કરશુ. મન સુખરામજીએ જે પ્રમારે મિત્રધર્મ આચરી બતાવી આપણા લોકજીવનને જે એક અનુકરણીય દૃષ્ટાંત પુરૂં પાડેલ છે તે એવો છે કે, તે પ્રકારે મિત્રધર્મ બજાવી તેવો અનુકરણીય દૃષ્ટાંત પાડી શકે તેવી વ્યક્તિઓ ભાગ્યેજ આપણા જોવામા આવશે. દી બ મણિભાઈ જશભાઈ, રા. બ. હરિદાસ વિહારીદાસ દેશાઈ, દી બ. રણછોડભાઈ ઉદયરામ, રા. બ. મોતીલાલ લાલભાઈ આદિ અનેક મહાજનોને રાજદ્વારે ઉન્નત સ્થાનમા મૂકાવનાર, તેમને રાજવિધાના પાઠ ભણાવનાર અને તેમની રાજનીતિને ઘડી આપીને તેમને મહાન બનાવી તેમની મહત્તાને પોતાની મહત્તા માની લેનાર મન સુખરામભાઈની જોડ અર્વાચીન ગુજરાતમાથી ભાગ્યેજ મળી આવે તેમ છે. આમ હરિદાસભાઈ જૂનાગઢ રાજ્યમા જોડાયા અને પુરૂષોત્તમરાયજીના ભાગ્યભાનુને ચઢવાનો માર્ગ સરલ પણ બની ગયો હતો. હરિદાસભાઈ સ્વભાવે સ્વતંત્ર, પ્રસંગે ઉગ્ર તથા ઉતાવળા, તથાપિ ઉભરા શમતા પૂર્વવત્ પ્રેમભાવવાળા, ન્યાયાનુરાગી બુદ્ધિવાળા, પ્રમાણિક ઉદારચિત્તના. અમીરી ખવાસના, સત્યનિષ્ઠ, સ્વજનો તરફ પણ ખોટી કૃપા ન બતાવનારા, નિર્ભય, આગ્રહી, નીમકહલાલ, સદાધર્મી, રાજાપ્રજાની ચિંતા રાખનાર, વચનપાલક, કાર્યકુશળ, સંકેતાનુવર્તી, ગુણજ્ઞ, ભોળા ભટકખોલા, કુટલતાવિરોધી તથા આનંદથી જનસમાજમા ભળી જનાર ગર્ભશ્રીમંત ગૃહસ્થ હોઈ પુરૂષોત્તમરાયજીને તેમની પોતાની રાજનીતિને સુફલિત કરવાના કામમા તેઓ અનેકધા ઉપયોગી થઈ પડેલા હતા પુરૂષોત્તમરાયજીનુ ગૌરવ વધારનાર જેમ વઝીર બહાઉદ્દીનભાઈ હતા તેમ હરિદાસભાઈ પણ ખરા જ. તા ૨૭–૩–૩૨ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રમા છગનલાલ પંડ્યાએ લખેલુ છે તેમ, "રાજ્યમા સૌથી શ્રેષ્ઠ રાયજી સાહેબ જ છે એમ મનાવા લાગ્યું" તે, આપણા આ હરિદાસભાઈએ પોતાના શિષ્ય–પાલ્ય–જેવા પુરૂષોત્તમરાયજીના–પોતાના રાયજીના

–રાખેલરખાવેલ "ભાર"નું જ ફળ હતું, એમ કહીએ તો ખોટું નથી. પુરૂષોત્તમરાયજી "રાયજી" નામથી સાર્વત્રિક ખ્યાતિને પામ્યા તે હરિદાસગુરૂએ આપેલ સંજ્ઞાને પ્રભાવે જ. પુરૂષોત્તમરાયજીમાં સ્વતંત્ર વિચારકતા, હિમ્મત, ન્યાયાનુરાગિતા, સ્પષ્ટવક્તાપણું, વિશાળ દષ્ટિ, રાજ્યોદ્ધારક યોજનાશક્તિ, સુવ્યવસ્થાસ્થાપકતા, અનાડંબરતા વગેરે જે કેટલાક ગુણો દઢ થઇ શકેલા તે આ હરિદાસભાઇ જેવા કડવાદાર, માયાળુ તેમજ પોતાના પ્રિયજનના હિતને પોતાનું હિત ગણનાર ગુરૂના સહવાસ અને ઉપદેશને પરિણામે જ. હરિદાસભાઇ જેવા ઋજુક મનોભાવવાળા આચાર્યની ઓથે રહીને, પુરૂષોત્તમરાયજીનો હેતુ પોતાના વડીલ બંધુ–ગુરૂ ગોકુલજી ભાઇએ જૂનાગઢ રાજ્યને સુવ્યવસ્થિત તથા સ્વસ્થ કરવા માટે જે કામ આરંભેલાં અને તેમાંનાં જે કેટલાક અપૂર્ણ મૂકેલાં તે બધાંને પૂર્ણતા આપવાનો તથા બીજાં સમયોચિત નવાંનવાં કામો કરીકરાવીને રાજ્યગૌરવ વધારવાનો હતો અને તે હેતુ સફળ કરવાની તક હરિદાસભાઇએ તેમને મોકળા મને તથા સહકારથી આપેલી પણ હતી. પુરૂષોત્તમરાયજીની કાર્યભારિતા વસ્તુતઃ પોતાના વડીલ બંધુ ગોકુળજીભાઈની કાર્યભારિતાનું સંતનિત રૂપ હતુ. રાજ્યાધિકાર એક એવી મમત્વવર્ધક તથા માદક ચીજ છે કે, જે પુરૂષને તે એક વાર પણ પ્રાપ્ત થાય છે તે પુરૂષ તેના ગ્રાહમાંથી છૂટી શકતો નથી અને તેવો પુરૂષ પોતાની મૂઠીને શિથિલ કરવામાં પોતાને માનહાનિ થતી હોય એમ સમજીને તે તેને પોતાની પકડમાંથી સરવા જેટલો અવકાશ ન આપવાને પોતાના પુરૂષાર્થનો દુર્વ્યય પણ કરી રહે છે. બાહ્યદષ્ટિએ હરિદાસભાઇનો દીવાનગીરીનો ગ્રાહ અતિ સબળ હતો; પરંતુ પોતાના "રાયજી"ના સંબંધમાં તે તેવો નહિ, પરંતુ યથાપ્રસંગ અને યથાસંકેત શિથિલ પણ બની જતો હતો, અને તેને પરિણામે રાજ્યનાં બે અંગો–દરબાર અને રૈયતવર્ગ–ની એકંદર ચર્યા ધીમેધીમે નિયમબદ્ધ થતી ગયલી હતી. ગોકુલજીભાઇની–અને હરિદાસભાઈની દીવાનગીરી વચ્ચેના ગાળામાં પુરૂષોત્તમરાયજી તટસ્થ વૃત્તિથી રાજ્યરંગ જોતા રહેલા અને રાજ્યનું અનિષ્ટ કરે એવી જે બધી બાબતો હતી અગર બનતી જતી હતી તે તમામની સૂક્ષ્મ નિરીક્ષા પણ તેઓ કરતા રહેલા, એટલે એ બધી અનિષ્ટકર બાબતોને જ્યાંસુધી નષ્ટ કરી નહિ શકાય ત્યાંસુધી રાજ્યરથ સરલતાથી તથા સગૌરવ નિજમાર્ગે વિચરતો નહિ બને એવો નિર્ણય પણ તેમણે પોતાના મનથી કરી લીધેલો હતો; અને એમ કરવામાં સામનીતિ–સમાધાનવૃત્તિ–જ સ્વાર્થસાધક થશે એમ પણ તેમણે માની લીધેલું હતું પરંતુ પોતાના મનોભાવને સિદ્ધ કરવા જેટલો અવકાશ

જ્યાંસુધી પોતાને પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી મૌન બજી તટસ્થ ભાવે રહેવામાં જ તેમણે પોતાના લક્ષ્યનો વેધ થવાની આશા સેવી રાખેલી હતી. આ પ્રમાણે અનિષ્ટ સંયોગો વચ્ચે રહીને, પોતાની ઇચ્છા મુજબ કાર્યસિદ્ધિ કરવાનો વખત આવે ત્યાંસુધી પ્રશાંતતાનું પાલન કરી રાખવામાં કાંઈ ઓછો સંયમ નથી રાખવો પડતો. આખરે મેવા–વધનો પ્રસંગ વગેરે અનિષ્ટ કાંડ બાબતો ઉપસ્થિત થઇ આવેલી, કાર્યભારીમંડળને કલુષિત થવાનો વારો આવેલો, અને પુરુષોત્તમરાયજીને પોતાને માથે રાજ્યભાર ઊપાડીને રાજ્યના શાસનતંત્રનું નવવિધાન કરવું પડેલું. આ બધું આપણે પૂર્વભાગમાં વાંચી ગયા છીએ. એ નવવિધાનનું પહેલું પગથીઉં તે હરિદાસભાઈની દીવાન તરીકે વરણી. હરિદાસભાઇ પોતે પુરુષસામર્થ્યના પરીક્ષક, ગુણજ્ઞ તથા કૃતજ્ઞ પ્રકૃતિના હતા, એટલે પછી તેમણે પોતાના મિત્રવર્ય મનઃસુખરામજી જેવાથી ચીંધાયલ પુરુષોત્તમરાય જેવા બાલાર્કને પૂજ્ય ગણી તેને પૂર્ણપ્રભાવથી પ્રકાશવા માટે જે જે અનુકૂળતા કરી આપવી જોઈએ, જે બધાં વિઘ્નો દૂર કરી દેવાં જોઇએ તે બધું કરી આપવામાં પોતાના ધર્મની ઇતિશ્રી માનેલી હતી. આવા સંયોગમાં આ ગુરૂ અને શિષ્ય વચ્ચે અથડામણ થવાનો પ્રસંગ ન આવે અગર જો રાજદ્વારીય ભાષામાં બોલીએ તો, સમાધિકાર ભોગવતા આ ઉભય મુત્સદ્દીઓ વચ્ચે એકંદર એકતાનો નિર્વાહ થઈ રહે એ સ્વભાવિક જ છે. પુરુષોત્તમરાયજીનું વય નાનું હતું અને રાજ્યકલ્યાણ કરવા માટે જે કામો કરવાં જોઇએ તે મ્હોટાં, ઘણાં અને જોખમભરેલાં પણ હતાં; છતાં પુરુષોત્તમરાયજીની પ્રતિભાનવત્તા તથા કાર્યશકિતને કસવા અગર તો તેને અધિક તેજસ્વી કે તીણી કરવા માટે ગુરૂ હરિદાસભાઇએ રાજ્યના આંતર વહીવટને અસર કરતાં અને ઉકેલ માગતાં મ્હોટાં કામો પોતાના પ્રિય "રાયજી"ને હસ્તે જ કગવવાનું ચાલુ રાખેલું, અને એ પ્રમાણે તે કામોનાં પરિણામો સંતોષકારક જણાતાં તેમને જે આનંદ થઇ આવતો હતો તે આનંદનો ઉભરો તેઓ પ્રસંગે પ્રસંગે કાગળ ઉપર ઠલવીને પોતાના આ શિષ્ય સહચરનું યથાર્થ મૂલ્ય અંકાવવા માટે તથા તેની કદર કરાવવા માટે નવાબ સાહેબને યોગ્ય ભલામણ કરતા રહેલા પણ હતા. અમે વળી એવું અનુમાન પણ કરી શકીએ છીએ કે, ગોકુલજીભાઇએ જે પ્રકારનો સદ્ભાવ હરિદાસભાઈ ખુદની બણી તેમ જ તેમના મિત્રમંડળ બણી ઠેઠ સુધી બનાવી રાખેલો હતો તેની ઉંડી છાપ પોતાના ચિત્ત ઉપર પડેલી હતી તેથી આ કૃતજ્ઞ પાટીનાર રાજપુરુષ પોતાના કૈલાસવાસી હિતેચ્છુ ગોકુલજીભાઈ પ્રતિનું પોતાનું જે ઋણ હતું તે ચૂકવવાના હેતુથી તેમણે

પુરૂષોત્તમરાયજી તરફથી અપાયલ આમંત્રણ સ્વીકારીને જૂનાગઢની રાજ્યસેવામાં પ્રવેશ કરેલો હતો; એટલુંજ નહિ, પરંતુ પુરૂષોત્તમરાયજી ખુદ દીવાનગીરી સંભાળી શકે એટલી ભૂમિકાએ પહોંચી જાય ત્યારે તેમણે પોતે પોતાનું વાલીપણું છોડી દઇને નિવૃત્ત થઈ જવું એવો પણ કોઇક સંકલ્પ પ્રથમથીજ કરી રાખેલો હશેજ. અમારા તરફથી કરાતા આવા અનુમાનની યથાર્થતા સિદ્ધ કરવામાં અમે પૂર્વ નિર્દિષ્ટ અને હરિદાસભાઇની સહીથી તા. ૨૬-૫-૯૧ના રોજ પુરૂષોત્તમરાયજી ઉપર દીવાનગીરી સંભાળી લેવાની બાબતમાં પૂછાણ કરનારો જે પત્ર લખાયો હતો તે તરફ અમારા આ લેખના પાઠકનું ધ્યાન ખેંચીએ છીએ. હરિદાસભાઈ જેવા તેજસ્વી ગુરૂના ચરણ અગીઆર અગીઆર વર્ષો પર્યન્ત સેવી રહેનાર આપણી આ કથાના નાયક સૌરાષ્ટ્ર-કાઠિયાવાડના રાજદ્વારીય ક્ષેત્રમાં એક સિંહના જેટલી શૂરતાવાળી મુત્સદ્દીગીરી તથા સંગ્રામ-કાર્યકુશળતા બતાવી દેવા જેટલી પાત્રતાની પ્રાપ્તિ આવા સહયોગને આધારે કરી રહે તે બાબત જેમ એક તરફ તેની યોગ્યતા પ્રાપ્ત કરનાર પુરૂષોત્તમરાયજી જેવા વિનીત ભાવવાળા તથા શિક્ષાર્થી શિષ્યને માટે યશસ્કર ગણાય તેમ છે તેમ બીજી તરફ તે તેમના સહયોગી હરિદાસભાઇ જેવા નિષ્કામ ગુરૂનો પ્રસાદ પણ ગણાશે.

ઉપર પ્રમાણે પુરૂષોત્તમરાયજીના ગુરૂચતુષ્ટય અગર તો ગુરૂપંચકને લગતી કથા સમાપ્તિને પામે છે. ખરી; તથાપિ આપણે એક બીજી વાતની નોંધ અત્ર લીધા વિના રહી શકતા નથી. 'ગુરૂ કરતાં ચેલા ચઢે'-એવી ગુરૂમહિમા બતાવનારી લોકોક્તિને આપણે આપણા આ ચરિતનિરૂપ્યના જીવનથી સાર્થ થયલી જોઇ શકીએ છીએ, એકજ ગુરૂના પ્રસાદથીયી ગુરૂ કરતાં શિષ્ય ગુરૂતર બની શકે છે, તો પછી પાંચપાંચ ગુરૂઓથી દીક્ષિત થનાર શિષ્ય એવા પાંચે ગુરૂઓના ગુરૂ જેવો થઇ બેસે તો તેમાં નવાઇ નથી. પૂર્વનિર્દિષ્ટ ગુરૂગણના ક્રિયાત્મક ઉપદેશથી પુરૂષોત્તમરાયજીમાં જે પ્રકારના ઐશ્વર્યનો આવિષ્કાર થઇ આવેલો તે એવો હતો કે, એ ગુરૂઓ પૈકી જે ત્રણ ગુરૂઓ પુરૂષોત્તમરાયજીના વારામાં હયાત હતા તેઓ જ્યારે જ્યારે પોતાના આ શિષ્ય જોડે બેસીને રાજ્યકાર્યાર્થે મંત્રણા કરતા હતા ત્યારે ત્યારે તે ગુરૂત્રયને પોતાના આ શિષ્યના નૈસર્ગિક પ્રભાવકતા તથા પ્રભુતાની પ્રતીતિ થઇ આવ્યા વિના રહેતી ન હતી. બહુમાન્ય, ભાવનગર-નિવાસી તેમજ આધુનિક ભાવનગર રાજ્યના વિધાતા ગણાતા રાજનીતિજ્ઞ ગગા ઓઝા ઉર્ફે ગૌરીશંકર ઓઝા પોતે વયોવૃદ્ધ હોવા

છતાં ગોકુલજી ઝાલા જેવા જ્ઞાનવૃદ્ધ બાળ-મુત્સદ્દીને જેમ વંદનીય ગણી રહેલા હતા, તેમ વઝીર બહાઉદ્દીનભાઈ, મન.સુખરામભાઇ તથા હરિદાસભાઇ જેવા વયોવૃદ્ધ તથા અનુભવવૃદ્ધ રાજનીતિવિશારદો પુરૂષોત્તમરાયજીની માનનીયતાનો સર્વાંશે સ્વીકાર કરી તેમના મોભાને વધારતા રહેલા હોય, તો તે વાતને કોઇ પણ ગુણજ્ઞ ઓછી મહત્તાવાળી ગણી શકશે નહિ.

---

# પ્રકરણ ૬ ઠું.

## रायजी साहेबनां राज्यकार्यो.

---

વિ. સં. ૧૯૩૩ (ઇ. સ. ૧૮૭૭)માં રાજ્યસેવામાં પ્રવિષ્ટ થયા પછી સં. ૧૯૩૮માં હરિદાસભાઇને જૂનાગઢ રાજ્યના મુખ્ય દીવાન તરીકે પોતે આણ્યા તે સમય સુધીમાં પુરૂષોત્તમરાયજીએ એક તટસ્થ રાજપુરૂષ રૂપે પોતાની ફરજ બજાવ્યા કરેલી એ વાત જો કે ખરી છે, તથાપિ રાજ્યમાં પ્રવર્તતા તથા રાજ્ય બહારના પરંતુ રાજ્યને અસર કરે એવા સંયોગની સૂક્ષ્મ પરીક્ષા કરતા રહેવાનું તેઓ ચૂકેલા નહિ. રાજ્યમાં પોતાના પૂર્વજોનું જે સ્થાન હતું તે સ્થાન પ્રાપ્ત કરવાને પુરૂષોત્તમરાયજી પોતાના મનથી તલપી રહેલા હોય તો તે વાત અસ્વાભાવિક ન હતી. પરંતુ ઉપકારક સંયોગ ઉપલબ્ધ ન થાય ત્યાં સુધી સત્પુરૂષ ધૈર્યનેજ ભજી રહે છે, એ ન્યાયે પુરૂષોત્તમરાયજી અનુકૂળ અવસરની પ્રતીક્ષા કરતા બેસી રહીને રાજ્ય દેહમાં જે અનેક રોગોનો સંચાર થઇ રહેલો હતો તે બધા સમજવા તથા તેમને દૂર કરવા માટે જે ઉપાયો રચાવા જોઇએ તે બધા ખોળવા બાબત ચિંતન કરી રહેલા હતા. પરંતુ વૈદ્યને જ્યાંસુધી બોલાવવામાં આવે નહિ ત્યાં સુધી તે જેમ પોતાથી દોડીને રોગી પાસે જતો નથી, તેમ પુરૂષોત્તમરાયજીએ તે કાળના કાર્યભારીમંડળના કાર્યમાં માથું ન મારવામાંજ તેમજ સ્વસ્થિતિપાલક બની રહેવામાંજ પોતાની રાજકળાનું સાફલ્ય જોયલું હતું. પરંતુ એ પ્રકારની એમની નિઃસંગતા કે બુદ્ધિપૂર્વક દેખાતી ઉદાસીનતા લાંબા વખત સુધી ટકી શકેલી નહિ. મેયા લોકોના વધને લગતો ગંભીર પ્રસંગ ઉપસ્થિત થઇ આવ્યો, રાજ્ય

સંકટગ્રસ્ત બની ગયું, કાર્યભારીમંડળનો ઉદ્વેગ વધી ગયો, અને છેવટે પુરૂષોત્તમરાયજીએ તે વિષયમાં પોતાનાથી બને તેટલું કરીને ચઢી આવેલ વાદળને વીખેરી નાંખ્યું: આ બધી હકીકત આપણે અગાઉ વાંચી ગયા છીએ. તથાપિ એ પ્રસંગે કાર્યભારીમંડળમાં જે ભંગાણુ પડેલું તે ભંગાણુ પાડનાર મુખ્ય કારણુ મૈયાઓનો જે વધ તે રાજ્યમાં પ્રવિષ્ટ થઇ બેઠેલા એક રોગનું પરિણામ હતું એમ પુરૂષોત્તમરાયજી જોઇ ન શકેલા એમ નહિ. એઓ પોતે એક નિદાનકાર તરીકે જોઈ શકેલા કે, જ્યાં સુધી રાજ્યમાં સાર્વત્રિક શાંતિ, તથા સુવ્યવસ્થાની સ્થાપના નહિ થાય ત્યાં સુધી રાજ્યની આંતર સ્વતંત્રતાનો નિર્વાહ સર્વથા કરી શકાશે નહિ; એટલે જો રાજ્યની આંતર સ્વતંત્રતાને અખંડિત રાખવી હોય, તો તે પ્રમાણે કરવાને માટે કોઈ સ્વતંત્ર પ્રકૃતિના સત્યનિષ્ઠ રાજ્યભક્ત, સત્ત્વસંપન્ન તથા રાજાપ્રજા-એ ઉભયને સ્વસ્વ મર્યાદામાં રાખી તેમનું હિત કરી શકે એવી કુશળતાવાળા પુરૂષને દીવાનને પદે લાવવાની આવશ્યકતા છેજ. વળી તેઓ એમ પણ વિચારી શકેલા કે, પૂર્વોક્ત ગુણો ધરાવનાર પુરૂષ રાજની પ્રજામાંથી મેળવવો એ શક્ય નથી તેમ એક બીજી દૃષ્ટિએ હિતાવહ પણ નથી; કારણુ કે તેવો કોઇ સ્થાનિક પુરૂષ દીવાનને પદે મૂકાય તો તેની છાપ જેટલા પ્રમાણુમાં રાજમંડળ તેમજ પ્રજાજનો ઉપર પડવી જોઇએ તેટલા પ્રમાણુમાં તે, તેના પુરૂષના પરિચિતતાને કારણે, પડવાની પણ નહિ, અને વળી સ્થાનિક રાજદ્વારીય પુરવર્ગમાં પક્ષો ઉદિત થઇ આવતાં પુનઃ અનિષ્ટ સ્પર્ધા અને ખટપટનો અમલ વધી પણ જવાનો. આમ હોઇને, બને ત્યાં સુધી રાજ્યની રૂયતમાંથી દીવાન ગોતવાની જે પ્રણાલિકાનું અવલંબન અત્યાર લગી લગભગ કરી રખાયલું હતું તેનો ત્યાગ કરવો એ અધિક લાભકારક છે એવું પણ તેમને સમજાયું હતું. 'अतिपरिचियात् अवज्ञा'-એ સુત્ર જેમ વ્યવહાર પરત્વે સાચું છે તેમ રાજ્યજીવન પરત્વે પણ તે સાચું છેજ. પુરૂષોત્તમરાયજીની વિચારસરણી આવા કોઇ પ્રકારની હતી; એટલે જ્યારે નવો દીવાન ગોતી લાવવાનો ભાર તેમના માથા ઉપર નંખાયલો ત્યારે તેમણે જૂની પ્રણાલિકાનો ભંગ કરી રાજ્યમાંથી દીવાન ન ગોતતાં પરદેશમાંથી દીવાન ગોતવાનો પ્રયાસ કરેલો, અને એ પ્રયાસને અંતે હરિદાસભાઇ દીવાનને પદે નીમાઇને આવેલા હતા. આ સૂક્ષ્મ સમયે દીવાન પસંદ કરવામાં જે બે મુખ્ય બાબતો લક્ષ્યમાં રાખવાની હતી તે એ કે, જે કોઇ દીવાન થાય તે અંગ્રેજ સરકારથી કબૂલ રખાય તેવો અને વળી રાજમંડળને ભારે પડી ન જાય એવો હોવો જોઇએ. હરિદાસભાઇની પ્રતિષ્ઠા અંગ્રેજ સરકારમાં સારી પેઠે હતી અને વળી તેઓ સ્વતંત્રતા પૂજક અને કડ

બહાર જેમ હતા તેમ વાણ્યા વળે તેવા ગુણવાળા પણ હતા. એ છતાં રાજ્ય-મંડળને તેઓ કડક દેખાયા કરે અને રાજમંડળ તેમને કળી ન જાય એટલા સારૂ તેમનો સંસર્ગ "દરબાર" સાથે બને તેટલો ઓછો રહે એમ કરવું એ એક ઉપાયનીતિ રૂપે ઇચ્છવા જેવું એ સમયે ગણવામાં આવેલું પણ ખરૂં. આવું એક નયસૂત્ર કલ્પાયું એટલે પછી એમની અને 'દરબારની' વચ્ચે કોઇ રાજપુરૂષે સેતુ રૂપે-મધ્યસ્થ તરીકે-કામ કરવું જોઇએ જ; અને તેથી તેનું કામ કરવાનો બાર આપણા કથાવીર કે જેઓ ઉભય પક્ષે વિશ્વસનીય મનાયલા હતા તેમના માથા ઉપર આવી પડેલો હતો. આપણા દેશના રાજકર્તાઓને પોતાની ઇચ્છા પ્રમાણે-નિરંકુશવર્તન રાખવાની ટેવ લાંબા વખતથી પડેલી હતી, આમ હોઇ એમને નિયમબદ્ધ આચારવાળા બનાવવામાં બળ કરતાં કળનો ઉપયોગ કરવાની જરૂરત હતી, એટલે પણ હરિદાસભાઈ જેવા ગરમ પ્રકૃતિના તથા કડબદાર પુરૂષને રાજમંડળ-દરબાર-સાથે અથડામણ થવા ન પામે તેટલા માટે તેમની અને દરબારની વચ્ચે કોઈ એક સામોપચારથી કાર્યસિદ્ધિ કરાવી શકે એવા મધ્યસ્થ રાજપુરૂષે રહેવું પડે એ સ્પષ્ટ જ છે. આમ હોઇને પુરૂષોત્તમરાયજીને હંમેશાં દરબાર અને દીવાન વચ્ચે વૈમનસ્ય ઉપસ્થિત થયલું નહિ; એટલું જ નહિ, પરંતુ દરબાર અને દીવાન-એ ઉભય વચ્ચે કાયમનો સ્નેહસંબંધ રચાઇ રહેતો પણ હતો. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા દીવાન હતા, ત્યારે તેમણે દરબાર સાથે સીધો સંપર્ક સાધવા માટે જે પ્રયાસ કરેલ તેનું પરિણામે તે ઉભય પક્ષ વચ્ચે અથડામણમાં આવેલું એ વાતને આપણે અત્ર એક ઉદાહરણ રુપે નોંધી શકીએ. રાજ્યભક્ત અને સત્યનિષ્ઠાવાળા હરિદાસભાઇને પ્રસંગ પ્રમાણે જે કાંઈ કઠોરતા-મક્કમપણું કે કોઈ બાબત પરત્વે આગ્રહ બતાવવાની જરૂરત લાગતી ત્યારે તેનો શાંત ચિત્તે યુક્તિપુરઃસર સવળો અર્થ દરબારમાં મધ્યસ્થ પુરૂષોત્તમરાયજી કરી બતાવીને તેની હિતસાધકતાનું ભાન રાજમંડળને અણાવી દેતા હતા, અને તેને પરિણામે હરિદાસભાઇની તેમજ ઇતર ગૃહસ્થોની દીવાનગીરી દીર્ઘાયુષ્યવાળી તેમજ રાજ્યને લાભ અપાવનારી નીવડી શકેલી પણ ખરી. પ્રાચીન જૂનાગઢના રૂપમાં ફેરફાર કરી નંખી તેને અર્વાચીન વેષધારી બનાવવાનો સતત થતો રહેલો પ્રયાસ સફળ થવા પામ્યો તેનાં કારણો બીજાં કેટલાંક હોય; તોપણ પુરૂષોત્તમરાયજીની દરબાર અને દીવાન વચ્ચેની મધ્યસ્થતા એક મુખ્ય કારણ રૂપ બની રહેલ એ વાત નો અવિવાદ ગણાશેજ. હરિદાસભાઇ એટલે બળ અને પુરૂષોત્તમરાયજી એટલે કળ: એ ઉભયના સંગમે જૂનાગઢ રાજ્યને જે રાજદ્વારીય ઉત્કૃષ્ટતા,

સુવ્યવસ્થા અને અબેધના અપાવેલ તે અવિસ્મરણીયજ છે. પુરૂષોત્તમરાયજી હરિદાસભાઈના શિષ્ય હતા એ વાત ખરી; તથાપિ શિષ્યના મહિમામાંજ ગુરૂની ગરિમા સમાયલી છે એ વાત ભૂલવા જેવી નથીજ. મણિથી વલય શોભે છે, તો વલયથી મણિની શોભા વધી જાય છે. હરિદાસભાઇ અને તેમના "રાયજી": એ બેમાંથી વલય કોણુ અને મણિ કોણુ તે કહેવું મુસ્કેલ તો છેજ; તથાપિ અમારા આ લેખના પાઠક તે પ્રશ્નનો નિર્ણય પોતાની મેળે કરી લે એવી અમારી તેને વિનંતિ છે. અસ્તુ.

હવે આપણે, પુરૂષોત્તમરાયજી રાજ્યોદ્ધારક શી રીતે થયલા તે વાત સંક્ષેપમાં પરંતુ મુદ્દાવાર જાણી લેશું. પુરૂષોત્તમરાયજીને હસ્તે જે બધાં રાજ્યકાર્યો થયલાં છે તે બધાંને આપણે સામાન્યતઃ ત્રણ વર્ગમાં વહેચી નાંખીએ તો તે ખોટું નહિ ગણાય. આ ત્રણ વર્ગો આ પ્રમાણે છે.—**(૧) શાંતિસમાધાન-સાધક કાર્યો; (૨) રાજ્યહિતવર્ધક એટલે કે રાજાનું પોતાનું તથા તેના રાજ્યનું કલ્યાણ કરનાર કાર્યો; અને (૩) પ્રજાહિત સાધક કે લોક-ભોગ્ય કાર્યો.** આ વર્ગો અમોએ કેવળ અમારા કથનને સ્પષ્ટતા આપવા ખાતરજ પાડેલા છે. વસ્તુતઃ એ ત્રણે વર્ગો એકજ પ્રકારનો અર્થબોધ કરાવનારા છે. અર્વાચીન વિચારશ્રેણી પ્રમાણે, રાજ્યનાં બે અંગો–રાજકર્તા અને પ્રજા –એકબીજાથી જાણે કે ભિન્ન છે એવી કલ્પના કરાઇને રાજદ્વારીય ઊહાપોહને જન્મ અપાયલો છે, એટલે અમારે પૂર્વોક્ત પ્રકારની વર્ગકલ્પના કરવી પડેલી છે. હવે આપણે પૂર્વોક્ત ત્રણે વર્ગોનાં જે જે અનેક કામો આપણા કથાવીરે ખુદ કરી બતાવેલાં છે તે તમામનું ક્રમપુરઃસર વર્ણન કરશું:—

## (१) शांति समाधान साधक कार्यों.

क રાજ્યમાત્રના બળાબળનું મૂળ કોશવૃદ્ધિ અને કોશક્ષયમાં રહેલું છે, એટલે કોશવૃદ્ધિ થવામાં જે કાંઇ વિઘ્ન રૂપ હોય તેને પ્રથમ દૂર કરી દેવું એ પ્રત્યેક રાજ્યહિતૈષી રાજનીતિજ્ઞ સેવકનું પરમ લક્ષ્ય હોવું જોઇએ. સોરઠના ઇતિહાસ ઉપરથી રાયજી સાહેબ જોઈ શકેલા કે, પૂર્વકાળના નવાબ સાહેબોને વારંવાર દ્રવ્યસંકોચનાં દુઃખો ભોગવવાં પડેલાં, અને તેથી તેમને પોતાના કાર્યભારીઓ પાસેથી અગર તો તેમની મારફત અન્ય ધનિકો પાસેથી હરકોઇ માર્ગે નાણાં મેળવવાં

મહેસુલ ઇજારે અપાતી બંધ કરી બાગબટાઇનું તેમજ અલ્પ પ્રમાણમાં વીઘોટીનું ધોરણ દાખલ કર્યું

આ ઉપરથી તે કામ સમાધાનીથી કરવાનું રા. રા. મોસુફને સોંપવામાં આવ્યું અને તેમણે આસ્તે આસ્તે એ કામનું છેવટ એવી ધૈર્યતા, ગંભીરતા અને સમજથી આણ્યું કે તેનો અમલ સમાધાનીથી થઇ ગયો. એ વાત મુંબઈ સરકારમાં જાહેર થતાં ત્યાંથી પણ સંતોષ માનવામાં આવ્યો છેઃ આ બંદોબસ્તથી રાજ્યને પ્રતિવર્ષ કોરી ૧૭૫૦૦૦ (એક લાખ પ ચોતેર-હજાર) લગભગનો ફાયદો થયો છે એટલું જ નહીં, પણ જમાદારી શૈલીની સીબંધી ઉપયોગમાં લેતાં સરકારને જે જે અડચણો અને નુકશાન થવાનો સંભવ હતો તે દુર થયો છે. આવી રીતે લાંબી મુદ્દતની સ્થાપિત થયલી જમાદાર શૈલી નાબુદ કરવામાં ઘણી મુશ્કેલીઓ હોવા છતાં તેને મટાડી ધારેલું કામ સંતોષ સાથે, રાજ્યને નાણાં વીગેરે પ્રકારે ફાયદો થાય એવી રીતે રા. રા. મોસુફે પાર પાડયું તે ખાતે તેમને પુરી શાબાશી ઘટે છે, માટે આવી કિમતી નોકરીનો સંતોષ શ્રી હજુરથી બતાવવા સારૂ ઉપરની મજમુનનો રૂકો કરાવવા આ ઠરાવ દફતરી-દફતરે મોકલવો."

ઉપર પ્રમાણે દીવાન હરિદાસજીએ આપણા આ ચરિતનિરૂપ્યની શાંતિ પ્રસારક વ્યવસ્થાશક્તિની પ્રશંસા કરેલી તેને પરિણામે તે સમયના નવાબ સાહેબ બહાદુરખાનજીએ પણ તા. ૨૩-૧-૧૮૯૦ના રોજ, હજુર નં. ૫૪ દફતરી નંબર ૧૭૨/૪૬ વાળાં રૂક્કાથી પુરૂષોત્તમરાયજીના આ દુઃસાધ્ય કામ બદલ "પુરી શાબાશી" આપીને તેમની "કિમતી નોકરીનો સંતોષ" પ્રદર્શિત કરી બતાવેલો હતો. એ છતાં એટલું પણ ખરૂં છે કે, એ કામ એટલેથી જ સંપૂર્ણ થયલું ગણાય તેમ ન હતું. આવા દુઃસાધ્ય કાર્યને પરિપૂર્ણ કરવામાં જેટલી ઉતાવળ થાય તેટલી હાનિ થવાનો સંભવ રહે છે જ; એટલે બળ કરતાં કળનો ઉપયોગ કરીને તેનો પગથીએ પગથીએ છેડો આણવામાં જ ખરી નીતિજ્ઞતા સમાયલી ગણાય. આમ હોઇ, આ કથાવીરથી કરાયલ યોજનાનો અમલ તથા અનુભવ લેતાં રહેવાનું કામ ઇ. સ. ૧૮૯૦થી ૧૮૯૭ સુધી ચાલુ રાખીને રાજ્યે, જ્યારે તેને એમ લાગ્યું કે, "હંગામી માણસોની ગોઠવણ રાજ્યને તથા લોકોને અનુકૂળ કે ફાયદાવાળી નથી માટે તેમાં પાછો સુધારો કરી" તે અંગે થતું ખર્ચ બની શકે તેટલા પ્રમાણમાં કમી કરવાની જરૂર છે, ત્યારે તે જૂની ગોઠવણમાં આવશ્યક ફેરફાર કરવા સારૂ તે વખતની એટલે ઇ. સ. ૧૮૯૭ની સાલે, દીવાન સરદાર રાવ બહાદુર બહેચરદાસ વિહારીદાસ દેશાઇએ ફરીથી આપણા આ કથાનાયકને હુકમ આપેલો હતો અને એ પ્રમાણે અપાયલ હુકમને અનુસરીને પુરૂષોત્તમરાયજીએ "હંગામી માણસોને બદલે દરેક ગામે કાયમી હવાલદારી

નિમણુંક" કરવાની યોજના ઘડી કાઢી રજુ કરેલી હતી. આ યોજનાથી "ગાહાલાતની સીબંદીમાંથી કોરી ૧૨૮૦૮ બાર હજાર આઠમો આઠનું વાર્ષિક ખર્ચ કમી" થવા પામતાં રાજ્યને અધિક ફાયદો થવા પામેલ તેમ બીજી બાજુએ સીબંદીની શૈલી લગભગ નિર્મૂળ થઈ ચુકેલી પણ ખરી. સાંપ્રતિક મહાવિગ્રહો બંધ પડતાં, તદર્થે ઊભાં કરાયલ હંગામી લશ્કરોના સિપાહીઓને પુનઃ બીજા ઉધમે વળગાડી દેવાના કામમાં, બ્રિટિશ સરકાર જેવી સમર્થ સરકારને જે મુશ્કેલીઓનો સામનો કરવો પડેલો તે મુશ્કેલીઓ જોતાં, પૂર્વોક્ત કોટીની ચિરકાળ સ્થાપિત સીબંદી શૈલીની લશ્કરી પદ્ધતિનો અંત આણવામાં આપણા દેશીય રાજ્યોના કાર્યભારીઓને કેટલી મુશ્કેલીઓનો ઉકેલ કરવો પડેલો હશે તે વાત આપણે જ્યારે વિચારીએ છીએ, ત્યારે આપણને તેવા ઉકેલ આણનાર આપણા સ્વદેશીય મુત્સદ્દીઓની કાર્યશક્તિ પરત્વે અભિમાન થઇ આવ્યા વિના રહી શકતું નથી જ. પૂર્વોક્ત પ્રકારનો ઉકેલ લાવવાનું જે કામ પુરુષોત્તમરાયજીને હસ્તે થવા પામેલ છે તે, ખરેખર, તેમની દીર્ઘદૃષ્ટિ, શાંતિસાધક મનોવૃત્તિ, રાજ્યહિતવર્ધક કાર્યકુશળતા અને સાવધાનતાના એક પ્રત્યક્ષ દૃષ્ટાંત રૂપે ગણાય તેમ હોઇને સર્વથા ધન્યવાદને પાત્ર પણ છે, અને જૂનાગઢ રાજ્યે તેમજ અંગ્રેજ સરકારે પણ, આ તેમનાથી પાર ઊતારાયલ કઠિન કામ બદલ ઇ૦ સ૦ ૧૮૮૭માં "નંબર ૧૩૪૯" વાળા "એજંસી" પત્રથી પોતાને થઇ આવેલ સંતોષ પ્રકટ કરી બતાવેલ તે પણ યથાયોગ્ય જ થયલું છે.

**ઓગણચાળીસ ગામો પોતાનાં હોવા બદલ ગોંડળ રાજ્યે કરેલ દાવામાં મેળવેલ ફતેહ બદલ કદર**

ગ. ઈ. સ. ૧૮૮૬ થી ઇ. સ. ૧૮૮૭ સુધીના ગાળામાં ગોંડળ રાજ્યે ગિરિ પ્રદેશમાંનાં ૩૯ ઓગણચાળીશ ગામો પોતાનાં હોવાનો દાવો જૂનાગઢ રાજ્ય વિરુદ્ધ અંગ્રેજ સરકારમાં ઉપસ્થિત કરેલો હતો. આ દાવાનો નિર્ણય કરવા સારૂ એક બ્રિટિશ યુરોપીય અમલદારની નીમણુંક કરવામાં આવી હતી. પુરુષોત્તમરાયજીની દેખરેખ તથા દોરવણી નીચે આ દાવા સામે લડવાનું કામ રાખવામાં આવેલ અને તેને પરિણામે જૂનાગઢ રાજ્યને તેમાં વિજય સાંપડેલો હતો; એટલુંજ નહિ પરંતુ ગોંડળ રાજ્યનો દાવો "અપ્રતિપાદિત" ઠરાવીને તે અમલદારે કાઢી નાંખેલો પણ હતો. રાજ્યને લાભકારક નીવડેલી આવી મહોટી નોકરી પુરુષોત્તમરાયજીએ બજાવી તેથી પ્રસન્ન થઇને તે સમયના નવાબસાહેબ

બહાદુરખાનજીએ, હજુર નંબર ૩૬, દફતરી નંબર $\frac{૩૬}{૪૪-૪૫}$ મીતિ સંવત્ ૧૯૪૪ના આસુ સુદી ૧ વાર શની તા. ૬ ઠી અક્ટોબર સને ૧૮૮૮ના રોજ પોતાની મોહોર સુવાતવાળો એક રૂક્કો કરી આપીને આપણા આ કથાવીર મુત્સદ્દીની કદર, નીચે આપેલ શબ્દોમાં કરેલી છેઃ—

"શ્રી સરકાર નવાબસાહેબ શ્રી મહાદુરખાનજી બહાદુર બાબી ઇજત, આસાર પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, જત તમારા વડીલોના વખતથી તમારૂં કુટુંબ આ રાજ્યની રાજસેવા કરીને મહેરબાની ભોગવતું આવ્યું છે તેજ પ્રમાણે તમારા પિતા એવા લાયક તથા વિશ્વાસુ હતા કે મારો મરહુમ ફીરદોસઆરામગાહ ખુદાવંદ નવાબ સાહેબ મહોબતખાનજી બાહાદુરે ખુશી થઇને તેમને પોતાની હજુરમાં સાં. ૧૯૨૩ની સાલથી ખાનગી કારભારીના હુદ્દા ઉપર રાખ્યા હતા. ખોદાની મરજીથી તેમણે સાં. ૧૯૩૩ની સાલમાં આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો તે વખતે તમારી ઉંમર નાની હતી તોપણ, તમારા પિતાએ ઘણી જ નીમકહલાલીથી પોતાની ફરજ પુરેપુરી સંતોષકારક બજાવેલી હતી તેની કદર કરીને મારા મરહુમ માનવંતા ખુદાવંદ મહોબત-ખાનજીએ તમને એજ જગા એટલે ખાનગી કારભારી નિમવાની મેહેરબાની કરી હતી. એ જગાનું કામ તમો એ પણ આઠ વરસ સુધી પ્રમાણિક-પણાથી સારી રીતે ચલાવી તેઓ ખુદાવંદને સંતોષ આપ્યો હતો, તે વાત ધ્યાનમાં રાખી ખુશી થઇ હું ગાદીનશીન થયા પછી થોડી મુદતમાં તમોને હજુર આસિસ્ટંટનો દરજ્જો આપી દીવાન ઑફિસમાં નાયબ દિવાનનું કામ કરવાનું સોંપ્યું જે કામ તમો આજસુધી ધારણા ઉપરાંત ઉત્તમ પ્રકારથી કર્યા જાઓ છો તે ખાતે ખુશીની સાથે સંતોષ બતાવવામાં આવે છે એટલું જ નહિ, પણ સદરહુ કામ સિવાય આ રયાસતના સ્થંભ મારા મામા મરહુમ મહામ શેખ મહમદ બાહાઉદીનભાઇની પાસે રહી અમો બન્ને તથા મુખ્ય દીવાનજી હરિદાસ વિહારીદાસ પ્રત્યે રયાસતનાં સઘળાં મોટાં કામકાજ કરવામાં તથા રાજ્યકારભાર સમાધાની ભરેલો ચલાવવામાં તમોએ નીતિ તથા વિશ્વાસભરેલી સમય સૂચકતા સાથે હુશીયારી બતાવી સર્વનો ઘણો ઉંચો અભિપ્રાય મેળવ્યો છે. વળી હાલમાં સંસ્થાન ગોંડળે અહીંના મુલકના ગીરને લગતાં ૩૯ (ઓગણચાળીશ) ગામ ઉપર પયા વગરનો દાવો ઉઠાવતાં તે કામમાં તમે ઘણી કાળજી રાખી મહેનત કરેલી છે તે વીગેરે કારણોથી તમોને સરકારશ્રીથી આપેલા

મોટા દરજ્જા પ્રમાણે અજરાઈ નવાજશ વ મેહેરબાનીથી તમારી આબરૂ અને ખાનદાન હમેશાં વધારે નિશ્ચયકારક ઉપજથી નભે જાય તેવી રીતે જાયુકને માટે ઉપર મુજબની ઉમદા નોકરી ખુશ કરવામાં આવશે-દરમીયાન તમે કરેલ નોકરી ખાતે તમને ખરેખરી સાબાશી આપી રૂક્કો કરી આપવામાં આવે છે કે, **ગમે તે કારણથી નોકરી કરતા તમે બંધ થાશો ત્યારથી રૂા. ૨૦૦) બસેંનો દરમાયો તમને તથા તમારા પુત્રપૌત્રાદિકને વંશપરંપરા મલે જશે. તેમાં સરકાર અથવા કારભારી વીગેરેથી કાંઈ પણ હરકત કે અટકાયત થશે નહીં તે બાબત કોલ સરકારશ્રીનો છે.**

તમામ નોકરીની કદર કરવાનું સદરહુ મુજબ વિચારમાં છે તેનો ઠરાવ થઇ અમલ થયેથી આ રૂક્કાથી ઉપર લખ્યા પ્રમાણે બમો રૂપીયાનો દરમાયો તમને મળે જનાનો બાબતમાં જે ફરમાવવામાં આવેલું છે તેનો અમલ બંધ થશે. સં. ૧૯૪૪ના આસો શુદ ૧ વાર શની તા. ૬ ઠી અકટોબર સને ૧૮૮૮ નં. $\frac{૩૬}{૪૪-૪૫}$ ''

ઘ. મોણપુરીના જેતાવાળાએ મોણપુરી તેમજ વિસાવદર મહાલનાં કેટલાંક ગામોમાથી અર્ધભાગ મેળવવા માટે દાવો કરેલો તે દાવાનો નીકાલ સમાધાનીથી કરવાને પુરૂષોત્તમરાયજી તથા જૂનાગઢ રાજ્યના સલાહકાર નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચ–એ ઉભય રાજ્યપુરૂષોને પંચ તરીકે નિયુક્ત કરવામાં આવતાં તેમણે બેઉ પક્ષોને એ દાવાનો કુશળતાપૂર્વક નીકાલ કરીને પૂર્વોક્ત જેતાવાળાને 'બંબાળા' ગામમાં ૧૨૨૪ બારસોચોવીસ એકર જમીન સ્વતંત્ર ભોગવટા માટે કાઢી આપીને રાજ્યને ભવિષ્યમાં મળનારાં ગામો અંગે કરાતા મળનારા વહીવટથી ઉપસ્થિત થઈ આવે તેવી તકરારોમાંથી કાયમને માટે બચાવી લઇ દાવા અંગે થનાર ખર્ચ તથા તેના સંદિગ્ધ પરિણામના ભયમાંથી ઉગારી લીધેલું હતુ.

મોણપુરીના જેતાવાળા એ કરેલ દાવાનું સમાધાન.

ङ. વળી દીવાન હરિદાસભાઇના પહેલા સર્વાધિકારકાળમાં આપણા આ ચરિત નિરૂપ્ય પુરૂષવરય મુત્સદીને, જૂનાગઢ રાજ્ય અને તેના તાબાનાં બહારવટલા ગામો તથા જમીનોના ધારણ કરનારાઓ વચ્ચે સીમાડાને લગતી જે તકરારો વારંવાર ઊઠયા કરતી હતી તે તમામનો જાયુને માટે નિર્ણય કરી

રીમાડાઓની ચોખવટ અને તેથી રાજ્યને કરી આપેલ મહોટો લાભ.

નાંખવાનું આટપટીયું તથા મુશ્કેલી ભરેલું કામ સોંપવામાં આવ્યું હતું. આવા આાં મહત્ત્વવાળા કામને અંગે કુલ ૧૦૫ એકસો ને પાંચ ખાલસા ગામો સાથે કુલ પેર બાવન બહારખલાં ગામોમાંની હદ લાગેલી હતી, એટલે એ તમામની ચોખવટ કરવામાં કુલ ૩૩૪૯૧ એકર + ૨૮$\frac{૧}{૨}$ ગુંઠા જમીનને લગતી જૂદી જૂદી તકરારોનો નિર્ણય પુરૂષોત્તમરાયજીએ કરવાનો હતો. દીવાન હરિદાસજી પોતાના તા. ૫-૧-૯૦ના દી. દ. આ. ના. $\frac{૨૨૬૦}{૪૬}$ વાળા લખાણમાં જણાવેછે તે પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ "આ કામમાં લગભગ પંદર દહાડા ઉપરાંત જંગલમાં શીમાડા ઉપર જાતે ફરીને તથા કાબેલીઅતથી બીજી મહેનત લઇને સમાધાનીવાળું જે છેવટ પરિણામ (ગોરખમઢી તથા તે તળેનાં ગામો સંબંધમાં) આણ્યું છે તે એટલું બધું બન્ને પક્ષને સંતોષકારક અને હવેથી તકરાર ઊઠતી બંધ કરનાર છે કે, તે વિષે રા. રા. મોસ્યુને પુરી સાબાશી ઘટે છે અને આ વાત પુ. સરકારશ્રીની હજુરમાં જાહેર કરતાં ત્યાંથી ઘણી પસંદગી સાથે રા. રા. મોસ્યુ તરફ ખરેખરો સંતોષ બતાવવામાં આવ્યો છે." દીવાન હરિદાસજી ઇ. સ. ૧૮૯૫માં નિવૃત્ત થયા પછી પણ સીમાડાની આ પ્રમાણે ચોખવટ કરવાનું કામ પુરૂષોત્તમરાયજીએ ચાલુ રાખેલું, રાજ્યના જૂદા જૂદા મહાલમાં આ પ્રકારની જે તકરારો હતી તેમનો તેમણે સમાધાનવૃત્તિ રાખીને નિર્ણય પણ કરેલો અને તેના પરિણામમાં **બહારખલાંદારોએ દબાવેલ જમીનમાંથી કુલ એકર ૨૨૯૮૫+૩૨ બાવીશહજાર નવસો પંચાશી એકર તથા બત્રીશ ગુંઠા જેટલી જમીન રાજ્યને પ્રાપ્ત થઈ આવેલી હતી.** આ સંબંધમાં ચુનીલાલ સારાભાઇ હજરત જેવા સ્વતંત્ર પ્રકૃતિના તથા કાર્યનિપુણ દીવાને પોતાથી તા. ૧૭-૨-૧૯૦૦ ના રોજ કરાયલ દી. દ. આ. નાં. ૨૩૨૨/૬૫ (અ) વાળા શેરામાં, પુરૂષોત્તમરાયજીએ કરી આપેલ કામની સ્તુતિ કરતાં આ પ્રમાણે જણાવેલું છે.—"*સરકારશ્રી જોડે શીમાડાની તકરારોની* સંખ્યા ઘણી મોટી તથા મહત્ત્વની હોય છે, તથા નિકાલ કરવાનું કામ મે બાદાર, વફાદાર નિષ્પક્ષપાત, ચાલાક, દૃઢ સ્વભાવવાળા અને સમાધાનીથી કામ કરનાર ઉચા દરજ્જાના અમલદાર જેના ઉપર સરકારશ્રી તથા બહારખલાં ખાનારનો પૂર્ણ વિશ્વાસ હોય તેનાથીજ વધારે સારૂં થઇ શકે એ અનુભવસિદ્ધ વાત છે. વળી એવાં કામોમાં ઘણું કરીને ખાત્રી લાયક પુરાવાનો અભાવ હોય છે, તેથી એ કામ કરવામાં કુશળતા પણ હોવી જોઇએ. × × × × જે

ઠરાવોથી બંને પક્ષ રાજી રહે તેવા ઠરાવો ઘણા હોઇ શકે નહીં, તેમ છતાં આ સઘળા ઠરાવો એક સરખા ખુશી થવા લાયક થયા છે એટલુંજ નહીં, પણ આ પ્રમાણે બધા નિકાલો થઈ જવાથી, સરકારશ્રી તરફથી મોટા ખર્ચે **એલીએનેશન-સેટલમેંટ ખાતું** રાખવામાં આવ્યું તે ખાતાનું કામ સરલતા ભરેલું અને જલદીથી ચલાવી પુરૂં થઈ શક્યું છે: નહીં તો ઘણો વખત અને ખર્ચ થાત." દીવાન ચુનીલાલભાઈના આ ઉદ્‌ગારો, પુરૂષોત્તમરાયજીએ તા. ૨૯—૮—૯૯ સુધીમાં કરી બતાવેલ પૂર્વોક્ત પ્રકારના કામને લગતા છે; તથાપિ આટલાથીજ આ કથા નાયકે કરી આપેલ આ પ્રકારનું કામ સમાપ્ત થતું નથી. તેમણે આ કામની સમાપ્તિ કરીને તા. ૫-૯-૧૯૦૩ના રોજ જા. નાં. ૩૫૯ વાળા લખાણથી છેવટનું નિવેદન દીવાનજીને રજુ કરેલું, અને તેને પરિણામે તા. ૨૨-૧૦-૦૩ના રોજ દી. દ. આ. ના. ૫૦૩ વાળા શેરામાં દીવાનજીએ, પુરૂષોત્તમરાયજીથી કરાઇ અપાયલ આ પ્રકારના રાજ્યહિત સાધક તથા શાંતિસ્થાપક કાર્યની પ્રશંસા કર્યાની સાથે બીજી હકીકત સહ આ પ્રમાણે લખેલું છેઃ—"× × × × × (વધારાની) પાંચસો સાંતીની જમીન સરકારશ્રીના ખાલસા વહીવટમાં આજના સલાહસંપના વખતમાં આવે અને જેના ઉપરનો દાવો યા ભોગવટો દાવેદાર સ્વસંતોષથી છોડી દઇ સમાધાનીથી વરતે એ, સમાધાન કરનારની રાજભક્તિ, પ્રમાણિકપણું અને અસાધારણ શક્તિનો બીનચૂક પુરાવો આપે છે. અને તે માટે મે. ખસુસીઅત દસ્તગાહ પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાનો સરકારશ્રી તરફથી ઉપકાર માની મોટો સંતોષ બતાવીએ છીએ." સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડ્યા જેવા ચંચમર તથાં પ્રત્યક્ષ સાક્ષી ગૃહસ્થ, તા. ૩-૪-૩૨ ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં, પુરૂષોત્તમરાયજીથી કરાયલ પૂર્વોક્ત પ્રકારનાં કામો પરત્વે ખાત્રી આપનાં વર્ણવી ગયા છે તેમ, "ગરાસ ચાસના કેસોમાં સમાધાન ઘરમેળે કરીને તેમણે લાંબી તકરારોનો અંત આણેલો, (અને) તેને લીધે રાજ્યની આબાદીમાં તથા સુલેહ શાંતિમાં પણ વધારો થયલો છે. × × × સામાન્ય રીતે ભાયાતોની મોટી તકરારોનાં સમાધાન એમના મારફત થયલાં એટલુંજ નહિં, પણ બહારવટી ખાતાનું **ઘરમેળે સમાધાનીનું** જોખમભરેલું કામ પણ છેવટે એમણેજ, **વઝીર બહાઉદ્દીનભાઈને નામે** પૂરૂં કરેલું તેથી રાજ્યની ઉપજમાં વધારો થયો અને સર્વને પોતપોતાના હક સંબંધી નિશ્ચય થવાની એક જાતની સ્થિરતા આવી. તે માટે નામદાર બ્રિટિશ સરકારના અમલદારોએ તેમની તારીફ અનેક પત્રોમાં કરેલી" પણ છે. છગનલાલ પંડ્યાના આ કથનમાંથી જે એક વાત

પ્રતીત થઇ આવે છે તે એ કે, રાયજી સાહેબે ખુદે જે બધાં કામ કરેલાં છે તે બધાં કામો કર્યાનો યશ તેમણે પોતાને ભાગે ન રાખતાં તેમણે પોતાના મુરબ્બી જેવા માનેલા વઝીર બહાઉદ્દીનભાઇને આપેલો છે, અને તેમ કરીને તેમણે, ખરેખર, એક નિષ્કામ મહાપુરુષને છાજે તેવા શિષ્ટાચારનો દૃષ્ટાંત આપણને પુરો પાડેલ પણ છે. પૂર્વોક્ત હકીકતમાંથી બીજી ધડો લેવા જેવી જે એક વાત ફલિત થઈ આવે છે તે એ કે, ઈ. સ. ૧૯૦૩ના ઑગસ્ટ માસના આરંભમાં જ રાયજી સાહેબે રાજ્યસેવામાંથી મુક્તિ મેળવવા માટે પોતાની નોકરીનું રાજીનામું આપી દીધેલું હતું તે છતાં, પોતાના મનને રાજ્યકાર્ય પરત્વે બીલકુલ મોળું પડવા ન દેતાં તે રાજીનામું મંજુર થયું તે તારીખ સુધી એટલે કે લગભગ દોઢ માસ સુધી તેમણે લેશમાત્ર પણ ઉદાસીનતા ન દાખવતાં, રાજ્યના એક પૂર્ણ વફાદાર નોકરને શોભાવે એવા ઉત્સાહથી તેમજ રાજ્યની પ્રજાનું ભાવીને માટે કલ્યાણ કરી આપવાના હેતુથી, પૂર્વવત્ પોતાનું કર્તવ્યકર્મ કરીને પોતાની આમુષ્યાયણતા સિદ્ધ કરી આપેલી છે. સાધારણ કોટીના અને કેવળ ભૃતિ ભોક્તા વર્ગના રાજ્યસેવકોનાં મન આવા અરુચિકર થતા પ્રસંગે પ્રાયશઃ રાજ્યને લગતાં કામોમાંથી ઊઠી જાય છેજ; પરંતુ જ્યાં અસાધારણ ગુણોનો અતિરેક જ હોય ત્યાં રાયજી સાહેબે જે પ્રકારની અનન્ય રાજ્યસેવા રાજ્યભક્તિથી તથા કુળક્રમાગત કર્તવ્યનિષ્ઠાથી કરી બતાવેલી છે તેનો અભાવ કે તેની અલ્પતા શી રીતે સંભવી શકે? રાયજી સાહેબે ઉપર પ્રમાણે રાજ્ય સેવા કર્યાની સાથે સાથે જ જે અવિસ્મરણીય પ્રજા સેવા કરી એ ઉભયને નિરંતર કલહ તેમજ તે અંગે થતા રહે તેવા ધનક્ષયમાંથી બચાવી લીધેલ છે તે હકીકત સૌરાષ્ટ્રના ઇતિહાસમાં સુવર્ણાંકિત રૂપમાં અમર જ રહેવાની.

ઞ. સોરઠ માળીઆના હાટી જાતિના લોકોને નવાબ સાહેબ મહોબ્બતખાનજી બીજાના રાજકાળમાં મૂળગ્રાસીઆનો દરજ્જો આપવામાં આવેલ; પરંતુ તેમનાં જે ચાર ગામ હતાં તેમાં તેમની જમીન કેટલી તે નિશ્ચત કરવામાં આવેલ નહિ, અને તેથી કરીને રાજ્યમાંની "ભાયાતી અદાલત" ના નિર્ણયથી તેમને તેમની જાગીરોની મર્યાદા નક્કી કરી આપવામાં આવી હતી. પરંતુ ભાયાતી અદાલતના નિર્ણયથી એ લોકોને સંતોષ થયલો ન હતો એટલે તેમણે, કાયદાથી ઠરાવાયલ મુદતમાં રાજકોટમાં આવેલ અંગ્રેજ સરકારની કોઠી અંગેની 'રાજસ્થાનિક સભા' સંજ્ઞિત અદાલતમાં વિવાદ નોંધા-

માળીઆના હાટી લોકો સાથે સમાધાન અને રાયજી સાહેબનું અણનમપણું.

વેર્યો હતો. પરંતુ તે ચુકાદાને તે અદાલતે તેમજ તે પછી મુંબઈ સરકારે મંજુર રાખ્યો નહિ. છતાં એ હાટી લોકો લડાયક ખમીરના હોઈ, બાબાની અદાલતના હુકમની બજાવણી થઈ શકે નહિ એવી રીતે તોફાને ચડી રહેલા હતા અને તેમ કરવામાં તેમને કાઠિયાવાડ "એજન્સી"ની રાજસ્થાનિક સભા"ના ગંજપાક ફેનકોર સાહેબ-તથા "એજન્સી"ના ભાયાતખાતાના મુખ્ય અધિકારી ફેન્ટન સાહેબ તરફથી ઉત્તેજન મળતું હોય એમ દેખાયા કરતું હતું, અને તેથી ફુંકાને લીધે તેઓ વધારે ને વધારે લડાયક માનસ રાખતા બની ગયેલા પણ હતા. અંગ્રેજ સરકાર નિકૃષ્ટ ભેદનીતિના પરમ પૂજક હતા એ જેમ એક ઐતિહાસિક સત્ય છે તેમ તેમના કેટલાક અમલદારો પોતપોતાના વ્યક્તિગત ગમાઅણગમાને લીધે દેશી સંસ્થાનોને લગતી બાબતોનાં કોકડાંને વધારે ગુંચવવાના કામે પોતાના અધિકારનો દુર્વ્યય પણ કરતા હતાં, એ વાત પણ એક ઐતિહાસિક સત્ય રૂપ ગણાય છે. આ હાટી લોકોની બાબતમાં છેવટે ઈ. સ. ૧૮૯૨ માં આ બધી હકીકત મુંબઈ સરકાર સમક્ષ રજુ કરાતાં એ સરકારે મિ. જે. જે. હીટન, આઈ. સી. એસ. નામક અંગ્રેજ અમલદારને નિયુક્ત કરી આ કામ પરત્વે ચોકસી કરવા તથા એ ચોકસીને લગતું નિવેદન પત્ર મુંબઈ સરકારમાં દાખલ કરવા ફરમાન કરી દીધું એટલે એ અમલદારે તે પ્રમાણે કર્યું, અને હાટીઓએ વિનીત ભાવે જુનાગઢ રાજ્ય પાસેથી દાદ માગવી એવું ઠરાવીને મુંબઈ સરકારે તેમના લાભમાં અલ્પાંશે ફેરફાર, રાજ્યની ભાયાતી અદાલતના નિર્ણયમાં કરી આપેલો હતો. આમ થવતું છતાં હાટીઓને એ મુંબઈ સરકારે કરી આપેલ ઠરાવ પણ ગમ્યો નહિ તેમણે પોતાનો હઠ છોડી દીધો પણ નહિ. આખરે આપણી આ કથાના યશોધની નાયકની સલાહથી એજ હઠીલા હાટી લોકોએ પોતાનો વિરોધ છોડી દઈને નવાબ સાહેબનું શરણ સ્વીકારી પોતાના અપરાધ બદલ તેમની ક્ષમાની યાચના કરી દીધી; એટલું જ નહિ, પરંતુ પોતાના આસની જમીનોની હદ નક્કી કરી આપવા તથા ભાયાતી અદાલતે કરેલ અસલ નિર્ણય પ્રમાણે બજાવણીનું કામ "એજન્સી"ના અમલદારને હાથે થવાનું હતું તે તે પ્રમાણે થવા ન દેતાં રાયજી સાહેબને જ હસ્તે થાય એવી માગણી પણ તેમણે કરી દીધી હતી. આ તેમની માગણી પ્રમાણે એ હાટી લોકો સાથે રાજ્યને ચાલતા ઝઘડાની પતાવટ કરવા માટે નવાબ સાહેબે આ કથાવીરને નિયુક્ત કર્યા હતા, અને એમણે પોતાની લાક્ષણિક સામનીતિને અનુસરીને ઉભય પક્ષોને રુચિકર થાય તે પ્રકારે સમાધાન કરી નાંખીને રાજ્યગૌરવને અક્ષત રાખી દીધું હતું અને ભવિષ્યમાં

પ્રતીત થઇ આવે છે તે એકે, રાયજી સાહેબે ખુદે જે બધાં કામ કરેલાં છે તે બધાં કામો કર્યાનો યશ તેમણે પોતાને ભાગે ન રાખતાં તેમણે પોતાના મુરબ્બી જેવા માનેલા વઝીર બહાઉદ્દીનભાઇને આપેલો છે, અને તેમ કરીને તેમણે, ખરેખર, એક નિષ્કામ મહાપુરૂષને છાજે તેવા શિષ્ટાચારનો દૃષ્ટાંત આપણને પુરો પાડેલ પણ છે. પૂર્વોક્ત હકીકતમાંથી બોધ ઘડો લેવા જેવી જે એક વાત ફલિત થઈ આવે છે તે એ કે, ઈ. સ. ૧૯૦૩ના ઑગસ્ટ માસના આરંભમાં જ રાયજી સાહેબે રાજ્યસેવામાંથી મુક્તિ મેળવવા માટે પોતાની નોકરીનું રાજીનામું આપી દીધેલું હતું તે છતાં, પોતાના મનને રાજ્યકાર્ય પરત્વે બીલકુલ મોળું પડવા ન દેતાં તે રાજીનામું મંજુર થયું તે તારીખ સુધી એટલે કે લગભગ દોઢ માસ સુધી તેમણે લેશમાત્ર પણ ઉદાસીનતા ન દાખવતાં, રાજ્યના એક પૂર્ણ વફાદાર નોકરને શોભાવે એવા ઉત્સાહથી તેમજ રાજ્યની પ્રજાનું ભાયુકને માટે કલ્યાણ કરી આપવાના હેતુથી, પૂર્વવત્ પોતાનું કર્તવ્યકર્મ કરીને પોતાની આમુષ્યાયણુતા સિદ્ધ કરી આપેલી છે. સાધારણ કોટીના અને કેવળ ભૃતિ ભોક્તા વર્ગના રાજ્યસેવકોનાં મન આવા અરૂચિકર થતા પ્રસંગે પ્રાયશઃ રાજ્યને લગતાં કામોમાંથી ઊઠી જાય છેજ; પરંતુ જ્યાં અસાધારણ ગુણોનો અતિરેકજ હોય ત્યાં રાયજી સાહેબે જે પ્રકારની અનન્ય રાજ્યસેવા રાજ્યભક્તિથી તથા કુળક્રમાગત કર્તવ્યનિષ્ઠાથી કરી બતાવેલી છે તેનો અભાવ કે તેની અલ્પતા શી રીતે સંભવી શકે ? રાયજી સાહેબે ઉપર પ્રમાણે રાજ્ય સેવા કર્યાની સાથે સાથે જ જે અવિસ્મરણીય પ્રજા સેવા કરી એ ઉભયને નિરંતર કલહ તેમજ તે અંગે થતા રહે તેવા ધનક્ષયમાંથી બચાવી લીધેલ છે તે હકીકત સૌરાષ્ટ્રના ઇતિહાસમાં સુવર્ણાંકિત રૂપમાં અમરજ રહેવાની.

**ઞ.** સોરઠ બાળીઆના હાટી જાતિના લોકોને નવાબ સાહેબ મહોબતખાનજી બીજાના રાજ્યકાળમાં મૂળગ્રાસીઆનો દરજ્જો આપવામાં આવેલ; પરંતુ તેમનાં જે ચાર ગામ હતાં તેમાં તેમની જમીન કેટલી તે નિશ્ચત કરવામાં આવેલ નહિ, અને તેથી કરીને રાજ્યમાંની "ભાયાતી અદાલત" ના નિર્ણયથી તેમને તેમની જાગીરોની મર્યાદા નક્કી કરી આપવામાં આવી હતી. પરંતુ ભાયાતી અદાલતના નિર્ણયથી એ લોકોને સંતોષ થયલો ન હતો એટલે તેમણે, કાયદાથી ઠરાવાયલ મુદતમાં રાજકોટમાં આવેલ અંગ્રેજ સરકારની કોઠી અંગેની 'રાજસ્થાનિક સભા' સંજ્ઞિત અદાલતમાં વિવાદ નોંધા-

*બાળીઆના હાટીલોકો સાથે સમાધાન અને રાયજી સાહેબનું અગુનમપણું.*

વેલો હતો. પરંતુ તે વિવાદને તે અદાલતે તેમજ તે પછી મુંબઇ સરકારે મંજુર રાખેલો નહિ. છતાં એ હાટી લોકો લડાયક ખમીરના હોઈ, ભાયાતી અદાલતના હુકમની બજાવણી થઇ શકે નહિ એવી રીતે તોફાને ચડી રહેતા હતા અને તેમ કરવામાં તેમને. કાઠિયાવાડ 'એજન્સી'ની રાજ્યસ્થાનિક સભા"ના અંમલદાર હૅનકોક સાહેબ-તથા 'એજન્સી'ના માપણીખાતાના મુખ્ય અધિકારી ક્રેન્ટન સાહેબ તરફથી ઉત્તેજન મળતું હોય એમ દેખાયા કરતું હતુ, અને તેવી હુંફને લીધે તેઓ વધારે ને વધારે લડાયક માનસ દાખવતા બની ગયલા પણ હતા. અંગ્રેજ સરકાર નિકૃષ્ટ ભેદનીતિના પરમ પૂજક હતા એ જેમ એક ઐતિહાસિક સત્ય છે તેમ તેમના કેટલાક અમલદારો પોતપોતાના વ્યક્તિગત રાગદ્વેષને લીધે દેશીય સંસ્થાનોને લગતી બાબતોનાં કોકડાંને વધારે ગુંચવવાના કામે પોતાના અધિકારનો દુર્વ્યય પણ કરતા હતાં, એ વાત પણ એક ઐતિહાસિક સત્ય રૂપ ગણાય જ. આ હાટી લોકોની બાબતમાં છેવટે ઇ. સ. ૧૮૯૨ માં આ બધી હકીકત મુંબઇ સરકાર સમક્ષ રજુ કરાતાં એ સરકારે મિ. જે. જે. હીટન, આઈ. સી. એસ. નામક અંગ્રેજ અમલદારને નિયુક્ત કરી આ કામ પરત્વે ચોકસી કરવા તથા એ ચોકસીને લગતું નિવેદન પત્ર મુંબઈ સરકારમાં દાખલ કરવા ફરમાન કરી દીધેલું એટલે એ અમલદારે તે પ્રમાણે કરેલું, અને હાટીઓએ વિનીત ભાવે જૂનાગઢ રાજ્ય પાસેથી દાદ માગવી એવું ઠરાવીને મુંબઈ સરકારે તેમના લાભમાં અલ્પાંશે ફેરફાર, રાજ્યની ભાયાતી અદાલતના નિર્ણયમાં કરી આપેલો હતો. આમ થયલું છતાં હાટીઓને ગળે મુંબઇ સરકારે કરી આપેલ ઠરાવ પણ ઊતરેલો નહિ અને તેમણે પોતાનો હઠ છોડી દીધો પણ નહિ. આખરે આપણી આ કથાના નશોધની નાયકની સલાહથી એજ હઠીલા હાટી લોકોએ પોતાનો વિરોધ છોડી દઇને નવાબ સાહેબનું શરણુ સ્વીકારી પોતાના અપરાધ બદલ તેમની ક્ષમાની યાચના કરી દીધી; એટલું જ નહિ, પરંતુ **પોતાના આસની જમીનોની હદ નકકી કરી આપવા તથા ભાયાતી અદાલતે કરેલ અસલ નિર્ણય પ્રમાણે બજાવણીનું કામ "એજન્સી"ના અમલદારને હાથે થવાનું હતું તે તે પ્રમાણે થવા ન દેતાં રાયજી સાહેબને જ હસ્તે થાય એવી માગણી પણ તેમણે કરી દીધી હતી.** આ તેમની માગણી પ્રમાણે એ હાટી લોકો સાથે રાજ્યને ચાલતા રહેલ ઝઘડાની પતાવટ કરવા માટે નવાબ સાહેબે આ કથાવીરને નિયુક્ત કરેલા હતા, અને એમણે પોતાની લાક્ષણિક સામનીતિને અનુસરીને ઉભય પક્ષોને રૂચિકર થાય તે પ્રકારે સમાધાન કરી નાંખીને રાજ્યગૌરવને અક્ષત રાખી દીધેલું હતું અને ભવિષ્યમાં

પણ એ હાટીઓના બંડતોફાનથી સૌરાષ્ટ્રની જનતાની શાંતિનો ભંગ થવાનો જે સતત ભય રહેતો હતો તેને સદાને માટે નિર્મૂળ પણ કરી દીધેલો હતો. પુરૂષોત્તમરાયજીએ કરી આપેલ નિર્ણયથી એ લડાઈખોર હાટીઓ એટલા બધા તો હર્ષઘેલા બની ગયલા કે, ઇ. સ. ૧૮૯૯ના જુન માસની તા. ૧૨ અને તા. ૧૩ મીના રોજ તેમણે નવાબ સાહેબ રસુલખાનજીને અર્જ ગુજારી માળીઆ મુકામે વઝીર બહાઉદ્દીનભાઈ, દીવાન ચુનીલાલજી તથા નાયબ દીવાન પુરૂષોત્તમરાયજીને આમંત્રેલા અને તેમનો ઉપકાર માનીને તેમને શુભ હસ્તેજ, બાયાતી અદાલતે કરેલ ઠરાવની બજાવણી તે હાટી આસીઆઓએ પ્રસન્નચિત્તે આપ ખુશીથી કરાવી આપેલી પણ ખરી. આ હકીકતની સત્યતા, નવાબ સાહેબ રસુલખાનજી ખુદની સહીથી કરવામા આવેલ ફરમાન નંબર ૧/૫૫ તા. ૧૩ ૬-૯૯ ઉપરથી સ્પષ્ટ પ્રતિપાદિત થઇ શકે તેમ છે કાઠિયાવાડમાંના અંગ્રેજ સરકારના અમલદારો દેશીય રાજસ્થાનોમાં કરાતાં શાંતિ સ્થાપનાનાં કાર્યોમાં રાજ્યોને ઉપકારક થવાને બદલે તેઓમાં અશાંતિ–અંતઃકોપ કે વિક્ષેપ ઉપસ્થિત થઇ આવે તેવી પ્રવૃત્તિ કરવા કરાવવા તથા તેને પરોક્ષાપરોક્ષ માર્ગે પોષવા માટે કેવા અને કેટલા ઉદ્યુક્ત રહેતા હતા એ વાતનો સ્પષ્ટ દૃષ્ટાંત, આ હાટી લોકોને લગતા આ પ્રકરણથી આપણને મળી આવે છે.

**ખડીઆના ખાનશ્રીએ રાજ્ય સામે એજન્સીમાં નોંધાવેલ એકાવન દાવાનું સમાધાન**

**છ.** જૂનાગઢ શહેરના પડખામાં આવેલ **ખડીઆના** ખાનશ્રી ફતેહખાનજીએ, પોતે મૂળ આસીઆ હોવાનો હક આગળ ધરીને **એકાવન દાવાઓ** રાજકોટમાંની "રાજસ્થાનિક સભા" ની અદાલતમાં નોંધાવેલા હતા. એ દાવાઓથી એ ખાનશ્રીએ કેટલાંક આખાં ગામો તથા ગિરિનાર પર્વતમાંનો કેટલોક ભાગ પણ પોતાને મળે એવી માગણી પણ કરેલી હતી. આમ હોઇને આ ખડીયા-પ્રકરણ રાયજી સાહેબને એક મ્હોટી ચિંતાનો વિષય બની રહેલું હતું, અને એને લગતું કામ પણ ઘણું અને લાંબુ ચાલે તેવું હતું; એટલે એ કામ કરવાકરાવવા માટે કોઈ એક બાહોશ કાર્યકરની ખાસ નિમણૂંક કરવી એ તેમને જરૂરની વાત લાગેલી સ્વ. "રા. રા. કલ્યાણરાય જોશભાઈ બક્ષીનું જીવન-વૃત્તાંત" નામક ગ્રંથના પાના ૮૮ ઉપર લખાયલું છે તે પ્રમાણે, "ઇ. સ. ૧૮૯૪ના મે માસમાં રાજકોટ મુકામે નાયબ-દિવાન અને ખરૂં જોતાં જૂનાગઢ રાજ્ય અમલમાં કરતા કારવતા શ્રી પુરૂષોત્તમરાય ઝાલાએ કલ્યાણભાઇ જોડે મસલત કરી. છેવટ એમ ઠર્યું કે

કલ્યાણભાઇએ જૂનાગઢ રાજ્ય તરફથી ખડીઆ તાલુકદારો સામેનો કેસ માસિક રૂ. ૫૦૦ વકિલાતની ફી ના બદલામાં સ્વીકારી ચલાવવો. ફુરસદના સમયમાં ચાલુ વકિલાતનો ધંધો ચલાવવા કલ્યાણભાઈની સ્વતંત્રતા ચાલુ રહી તેમજ જૂનાગઢ-માંગરોળના રાજપ્રકરણી કેસમાં જૂનાગઢ રાજ્ય સામે માંગરોળ તરફથી કલ્યાણભાઇ વકીલ તરીકે કામ કરતા તે કામ ચાલુ રાખવાની છુટ કાયમ રહી", અને એ પ્રકારે કલ્યાણરાયભાઇએ "ખડીઆ-એજંટ"ના હોદ્દાથી જૂનાગઢ રાજ્યનું કામ સંભાળી લીધું, એટલે રાયજી સાહેબના મન ઉપરનો બોજો ઓછો થવા પામેલો હતો. હવે બન્યું એમ કે, રાજકોટવાળી "રાજસ્થાનિક સભાએ, ખાનશ્રીએ કરેલ માગણીની હદ વટાવીને તેમને **મૂળ ગ્રાસીઆ કરતાં પણ અધિક હકવાળા ગણવા જોઇએ એવું મત દર્શાવેલું.** અંગ્રેજ સરકાર ખુદ પણ આ બલોચ જમીનદારની ફર્યાદો ઉપરથી તથા રાજસ્થાનિક અદાલતના મનાદિને લીધે જૂનાગઢ રાજ્ય વિરૂદ્ધ પૂર્વગ્રહ બાંધી બેઠેલ, અને તેથી તેમણે કોઇ એક ખાસ નિયુક્ત કરાય તેવા બ્રિટિશ ન્યાયાધિશને હાથે આ બધા દાવાઓનો નિર્ણય કરાવવાનો નિશ્ચય પણ કરી દીધેલો હતો. અંગ્રેજ સરકારનું આવું માનસ જૂનાગઢના રાજમંડળને અકારૂં લાગેજ; કારણ કે અંગ્રેજ સરકાર એક જમીનદારનો પક્ષ પકડીને જૂનાગઢ રાજ્યની આંતર સ્વતંત્રતા ઉપર તરાપ મારી તે રાજ્યદેહના એક અંગને કાપી અલગ પાડી દેવાને મથે એ વાત રાજ્યના ગૌરવની દષ્ટિએ અસહ્ય હતી; એટલું જ નહિ, પરંતુ બીજા જમીનદારોને રાજય સામે માથું ઉચકવાને ઉત્તેજિત કરે તેવા સંભવવાળી પણ હતી. આમ હોઇ જૂનાગઢના અમાત્યમંડળે પણ કમ્મર કસીને પોતાની લડત ચાલુ રાખેલી અને તેને પરિણામે અંગ્રેજ સરકારને પણ નમતું મૂકવું પડેલું હતું, અને **રાજ્યની અદાલત મારફત** પ્રથમ ન્યાય મેળવવા તજવીજ કરવી એવો ઠરાવ કરીને તેમણે તે ખાનશ્રીને સંભળાવી દીધેલો પણ ખરો તથાપિ એ ઠરાવમાં એવું પણ સૂચવામલું કે, ખાનશ્રીને જૂનાગઢ રાજ્યના નિર્ણયથી અસંતોષ થાય તો પછી એક ખાસ નિયુક્ત કરાય તેવા બ્રિટિશ અમલદાર પાસે તેમણે વિવાદ કરવો. આ પ્રમાણે આ કામમાં જૂનાગઢ રાજ્યનો અંશતઃ અગર સિદ્ધાંતિક વિજય તો થયો; તો પણ ખાનશ્રીને માટે અંગ્રેજ સરકારે જે બારી ઉઘાડી રાખેલી હતી તે બારીએથી રાજ્યને બલાગમનની બીતિ રહેતી હતી એટલે જૂનાગઢ રાજ્યે હંમેશાં સાવધાન રહેવાની જરૂરત હતી. એટલામાં ખાનશ્રી ફતેહખાનજી ગુજરી ગયેલા, અને તેના બે પુત્રો-કેશરખાન અને મહમદખાન-વચ્ચે એ જમીનદારીની બાબતમાં તકરાર ઉભી થઇ ગઇ

હતી. આખરે એ તકરારનો ફેંસલો કરી આપવાનું કામ આ સત્તા સામેપચારક સ્થાનાયને સોંપાતા તેમણે તે ઉભય ભાઇઓ વચ્ચે સમાધાન કરાવી દઇને, તેમના પિતાએ બ્રિટિશ સરકારમાં નોંધાવેલ તમામ દાવાઓનો નિકાલ એવી તો કુશળતાથી કરી નાખ્યો કે, તે બન્ને ભાઇઓ સંતુષ્ટ થઇ ચૂક્યા, રાજ્યની પ્રતિષ્ઠાની રક્ષા થઇ ગયેલી અને રાયજી સાહેબ ખુદનું પોતાના ઉપર મોટું એહસાન છે એમ પણ તે બે ભાયાત ભાઇઓને થઇ આવેલું હતું. આમ આ ખડીઆના ખાનશ્રી કે જેઓ એક મૂળઆસીઆ રહેતા પણ કાંઇક ચડીઆતું પદ ધરાવવાની આશા, બ્રિટિશ સરકારના કાઠિયાવાડ ખાતેના અંગ્રેજ અમલદારોની હુંફે બાંધી બેઠેલા હતા તે આશા, સંયોગવશાત્ તથા રાયજી સાહેબની સ્નેહ ભરેલી તેમજ સમાધાનકારક નયજ્ઞતા તથા કાર્યશક્તિને પરિણામે વરાળ રૂપે હવામાં ઊડી ગયેલી, અને એજ ખડીઆના એજ ખાનશ્રીઓ જૂનાગઢ રાજ્યના કેવળ ઇનામદારો જેવા આજે થઇ બેઠેલા પણ છે. રાયજી સાહેબને પક્ષે આ એક અસાધારણ કોટીનો સફળ નીતિવિજય છે અને તેના ફળનું ભાગ્ય ન આજે જૂનાગઢ રાજ્ય કરી રહેલ પણ છે. રાયજી સાહેબને બક્ષી કલ્યાણરાયજી જેવા દીર્ઘદૃષ્ટિવાળા તથા સમર્થ અમલદાર-વકીલ મળી આવ્યા ન હોત, એ વકીલની ચતુરાઇએ જે ક્ષેત્ર તૈયાર કરી આપેલું તે તૈયાર થવા પામ્યું ન હોત અને ખાનશ્રી ફતેહખાનના દેહાતથી જે અનુકૂળ સંયોગ ઉપસ્થિત થઇ આવેલ તે થવા પામ્યો ન હોત તો રાયજી સાહેબને પોતાની આમનીતિ અજમાવીને ધાર્યું નિશાન પાડવાનો પ્રસંગ કદાચિત્ ઉપલબ્ધ ન પણ થાત અને ખડીઆ-પ્રકરણનો અંત કદાચિત્ કોઇ અંગ્રેજ અધિકારીથી અપાયેલા નિર્ણય મુજબ પણ આવત, અને વળી એમ પણ કહી શકાય કે, અંગ્રેજ સરકારની ભેદનીતિ અને તેમનું આ દાવા પરત્વે જે વલણ હતું તે જોતાં એ ખડીઆની જમીનદારી અમુક પ્રમાણમાં જૂનાગઢ રાજ્યના તાબામાંથી ખસીને એક મર્યાદિત સ્વતંત્રતાવાળું બીજું માંગરોળ સંસ્થાન બની કદાચિત્ હયાતી ધરાવતું રહેતું પણ હોત, અને વળી એ તાલુકો આગી રાજકુળના પાયતખ્ત શહેર જૂનાગઢને આંગણે એક કંટક સમ રૂપે હમેશને માટે સ્થાપિત પણ બની રહેત. છેવટે અહીં અમારે નોંધવું જોઇએ કે, આ ખડીઆ-પ્રકરણને લીધે રાયજી સાહેબ કલ્યાણરાયજી જેવા હીરાને પારખી શકેલા, તેમનું મૂલ્ય આંકી શકેલા અને ક્રમેક્રમે તેમનો ઉપયોગ અન્ય રાજમાર્ગોમાં કરી કરીને તેમને એક વકીલ તરીકેના દરજ્જામાંથી બહાર ખેંચી માર્દાને એક રાજ્યધુરંધર રાજનીતિજ્ઞના રૂપમાં ફેરવી શકેલા પણ

હતા. કાઠિયાવાડ—સૌરાષ્ટ્ર—નાં દેશી રાજ્યોના આધુનિક ઇતિહાસમાં રાયજી સાહેબ અને કલ્યાણરાયભાઈ: એ એનાં જીવનચરિતો આપણને કંઇ કંઇ નવી નવી વાતો સમજાવે તેમ છેજ.

જૂનાગઢના બ્રહ્મક્ષત્રી દેશાઇઓના દાવાઓનું સમાધાન.

ज. ખડીઆના ખાનશ્રીની પેઠે જુનાગઢના બ્રહ્મક્ષત્રી કે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના દેશાઈ દુર્ગાદાસ વગેરેએ પણ, સંખ્યામાં સાઠ જેટલા દાવાઓ જૂનાગઢ રાજ્ય સામે "એજંસી" હસ્તકની રાજસ્થાનિક અદાલતમાં માંડેલા હતા. પરંતુ અંગ્રેજ સરકારે એ દાવાઓનો પ્રાથમિક નિર્ણય જૂનાગઢ રાજ્યની "રાજ્ય પ્રકરણી અદાલત"માં કરાવ્યા પછી જરૂરત જણાય તો વિવાદી રૂપે પોતાની પાસે આવવા દેશાઇઓને ફરમાવી દીધેલું હતું, એટલે દેશાઇઓ રાજ્યની અદાલતમાં રાજ્ય સામે લડી રહેલા હતા. રાયજી સાહેબથી સંચાલિત રાજનીતિનો મુખ્ય આશય રાજ્યમાંથી બને તેટલા પ્રમાણમાં કલહરાક્ષસથી કરાતો રંજાડ અટકાવવાનો હતો એટલે તેમણે દેશાઇઓને યોગ્યદાદ આપવાની સલાહ રાજ્યને આપેલી, અને દેશાઈઓને રાયજીસાહેબની ન્યાયવૃત્તિમાં ઘણો વિશ્વાસ હતો તેથી તેમણે પણ એટલે કે દેશાઇઓ સુંદરલાલ રૂપપતિરાય, દુર્ગાદાસ, વગેરેએ, રાયજી સાહેબ ખુદ જે નિકાલ કરી આપે તે સસંતોષ કબૂલ રાખવાની મરજી દેખાડી દીધી પણ હતી. પરિણામે દેશાઇઓએ પોતાના બધા દાવા પાછા ખેંચી લીધેલા, અને પુરુશોત્તમરાયજીએ અદાલત બહાર જે સમાધાન ભરેલ નિર્ણયો કરી આપેલા તે બધા તેમણે સ્વીકારી લીધેલ, અને એ રીતે તેઓ બધા પણ રાજ્યના ઇનામદારોની પંક્તિમાં સ્વેચ્છાથી ગોઠવાઇ જવા પામ્યા હતા. રાયજી સાહેબમાં સર્વહિતસાધક દીર્ઘદૃષ્ટિ કેટલા પ્રમાણમાં હતી તથા રાજકુળનો અને પ્રજાજનોનો વિશ્વાસ તેઓ કેટલા બધા પ્રમાણમાં ભોગવી રહેલા હતા તેનું માપ કાઢવાની આવશ્યકતા જો કોઇને જણાય, તો પૂર્વોક્ત ખડીઆના ખાનશ્રીએ તેમજ જૂનાગઢના પૂર્વસૂચિત દેશાઇઓએ બ્રિટિશ અદાલતમાં નોંધાવેલ કુલ ૧૧૧ એકસો ને અગીઆર દાવાઓનો ઘરમેળે જે નિકાલ રાયજી સાહેબે કરી આપેલ છે તેને તોળી લીધા વિના ચાલશે નહિજ.

झ. વળી સોખડાના સૈયદોએ પણ ખડીઆના ખાનશ્રી તથા દેશાઇઓને પગલે

**ગોંખડાના સૈયદો તથા બલોચોએ કરેલ દાવાઓનો ઘરમેળે નિકાલ.**

ચાલીને મૂળગ્રાસીઆ બની બેસવા માટે ૧૯ **ઓગણીશ દાવાઓ નોંધાવીને કેટલાંક ગામો તથા ઊનાકસ્બાના મ્હોટા ભાગ ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવા માટે તકરાર ઊઠાવેલી હતી.** આ તમામ તકરારોનું ઘરમેળે સમાધાન આપણા આ ચરિતનિરૂપ્યની દક્ષતાને લીધે થવા પામેલું, અને તેને પરિણામે હઠ પકડી બેઠેલા બીજાઓએ ઇ. સ. ૧૮૯૮-૯૯ માં, આખરે, રાજ્યના "સેટલમેંટ ઓફિસર" કર્નલ રીલી સાહેબ મારફત નિકાલ કરાવી લેતાં તે આખાય પ્રકરણનો અંત આવી ગયો હતો, એ જ પ્રમાણે 'વિજાપુર' ગામ પોતાનું હોવાનો દાવો ગુંદાળાના બલોચોએ "એજંસી"માં નોંધાવેલો હતો તે તેમણે પાછો ખેંચી લીધેલો અને આપણા આ પુરૂષોત્તમરાયજીની મધ્યસ્થતા સ્વીકારીને ઇ. સ. ૧૮૯૨ માં તેમણે સમાધાન કરી લીધેલું પણ હતું.

**રાણપુર તાલુકો ભોગવતા ભાયાતો સાથે સમાધાન.**

ટ. જૂનાગઢ રાજ્ય તરફથી તેમને ધીરાયલ નાણાંના હિસાબ બાબત તથા ભાયાત ખાનશ્રી શેરખાનજી સાથે જૂનાગઢ રાજ્યને તકરાર ચાલ્યા કરતી હતી તે તકરારનો અંત પણ પુરૂષોત્તમરાયજીએ, રાજ્યની હજુર અદાલતના સભાસદ સુરત-નિવાસી વણિક ગૃહસ્થ ગુલાબદાસ લાલદાસ નાણાવટીને પોતાની સાથે રાખીને ઇ. સ. ૧૯૦૧ માં આણી આપેલો હતો; એટલું જ નહિ, પરંતુ રાણપુરના તમામ ભાગદારો ગિરિનાર પર્વતના અમુક ભાગ ઉપર તથા પાટવડને નાકે લેવાતા લાગાઓ ઉપર પોતાનો હક છે એવું સમજીને જે તકરારો કર્યા કરતા હતા તે તમામનો ફડચો પણ પુરૂષોત્તમરાયજીએ કરી આપેલો અને તેમ કરીને રાજ્ય અને તેના ભાયાતો વચ્ચે સતત ચાલી રહેલ કલેશકલહના મૂળને નષ્ટ કરી દીધેલું હતું.

**મહિરાના પઠાણો સાથે સમાધાન.**

ઠ. એવી જ રીતે કુતિયાણા મહાલમાંના મહિરા ગામના પઠાણોએ, એ ગામ પોતાનું હોવાનો દાવો કરેલો તે જૂનાગઢની ભાયાતી અદાલતે કબુલ રાખેલો નહિ, એટલે મૂળગ્રાસીઆ ઠરી જવાના હેતુથી એ પઠાણોએ રાજકોટવાળી રાજસ્થાનિક અદાલતનો આશ્રય લીધો હતો, અને એ રાજસ્થાનિક અદાલતે તેમને લાભ પણ આપેલો હતો. છતાં પુરૂષોત્તમરાયજીની

કુનેહને પરિણામે એ જ પરાણાએ, આખરે, ઈ. સ. ૧૯૦૧માં રાજ્ય સાથે ઘરમેળે સમાધાન આ કથાવીરની મારફતજ કરી લીધેલું. અને એ રીતે એ પરાણાની તકરારનો છેડો આવી ગયલો છે.

**બહારખલાં-નિર્ણાયક ખાતું અને તેના કામમાં આ કથાવીરે આપેલો મ્હોટો ફાળો.**

ઢ. જૂનાગઢ રાજ્યમાંનાં બહારખલાંના શેઢાસીમાડાને સુનિશ્ચિત કરી તે બહારખલાંના ભોક્તાઓના હિતને સ્થિરતા આપી દેવાના શુભ હેતુથી, પૂર્વોક્ત કલમ (ડ) માં નિર્દિષ્ટ કરાયલ જે પ્રવૃત્તિ પુરુષોત્તમરાયજીએ કરેલી તે તેમના સમયજ્ઞતા તથા લોકકલ્યાણકારક દીર્ઘદૃષ્ટિનો એક ઉત્તમ દૃષ્ટાંત તો છે જ. તથાપિ પાછળથી જૂનાગઢ રાજ્યને અંગ્રેજ સરકારની આજ્ઞારૂપ સલાહસૂચના મળ્યાથી તેને બહારખલાંદારોના ગામગ્રામાદિની મર્યાદા તથા તેમનો ઉપયોગ કરનારાઓના હકો નિશ્ચિત કરી આપવા માટે એક નવું ખાતું ઉઘાડવાનો પ્રસંગ ઉપસ્થિત થઈ આવ્યો હતો, એટલે એ પ્રસંગને સાંગોપાંગ સફળ કરવાની જરૂરત પણ હતી. આ પ્રસંગ સફળતાપૂર્વક પાર ઊતારી શકાયલો તેનું મૂળ કારણ કોઇ ગોતે, તો તે એવું જ જણાઈ આવે કે, રાયજી સાહેબે શેઢાસીમાડાને લગતી તકરારોનો જે અંત અગાઉથી આણી રાખેલો હતો તેણે આ પ્રસંગને સફળતા અપાવવામાં મુખ્ય હિસ્સાનો અર્થ સારેલો છે. જો આપણા આ કથાવીરે આવી બધી તકરારોને ઝૂલતી-લટકતી-અનિર્ણીત-રહેવા દીધેલી હોત, તો પાછળથી હયાતીમાં આવેલ "બહારખલાં-નિર્ણાયક ખાતા (એલીએનેશન-સેટલમેંટ ઑફિસ)"નું કામ ઘણું વિકટ નહિ તોપણ અસરલ થઇ પડત; એટલું જ નહિ, પરંતુ એ કામ પરિપૂર્ણ કરાવવા માટે એ ખાતાનો નિર્વાહ અતિદીર્ઘકાળ પર્યંત કરી રાખવો પડત અને તેને પરિણામે રાજ્યને તેમજ બહારખલાંદારોને પણ મ્હોટો ધનવ્યય કરવાનું બની આવ્યા વિના રહેત નહિ. આમ રાજ્યને તેમજ બહારખલાંદારોને પ્રત્યક્ષ લાભ થયેલો છે, અને તેમાં પણ પુરુષોત્તમરાયજીએ બહારખલાંદારો સાથે **"ઘરમેળે સમાધાન"** કરી લેવાની યોજના ઘડીને તેને પોતાની જ મારફત અમલમાં મૂકી ત્યારે તો, તેને પરીણામે એ "બહારખલા-નિર્ણાયક ખાતા"નું કામ ઘણા જ મ્હોટા પ્રમાણમાં ટુંકાઇ જતાં રાજ્યને ખાસ કરીને જે ધનલાભ પરોક્ષમાર્ગે-અચતરૂપે-થયલો છે તે એવો છે કે પુરુષોત્તમરાયજીની કોશક્ષયનિવારક કાર્યપદ્ધતિની પ્રશંસા હરકોઇ વિવેચકે કરવી પડેજ. બીજી એક વાત કે જે આપણા આ કથાનાયકના નામને સદોદિત કીર્તિયુક્ત

ગણે તેવી છે તે એ કે, જૂનાગઢ રાજ્યે પોતાના બહારખલાદારોના હિત કલ્યાણને લક્ષમા રાખીને એમના હકોને નિશ્ચિત રૂપ આપવા માટે જે નિયમો –ધારાધોરણ–ઠરાવેલ છે તે બધાના ગર્ભમા રાજ્યની બુદ્ધિમત્તાને બદલે લોકવત્સલતાને સ્થાન આપવામા આવેલુ છે. બહારખલાદારોના જે પૂર્વજોએ માલિક કોટીની રાજ્યસેવા કરીને અગર તો રાજદાન પામીને જે મિલ્કત પ્રાપ્ત કરેલી હોય તે મિલ્કત તેમની પોતાની જ ગણાય, અને તેવી વંશપરંપરાગત મિલ્કતને પાછળથી રાજ્ય નવાનવા લાગો દાખલ કરીને ઓછાવત્તા પડાવી લે તો તે એક પ્રકારનું અપહરણ જ છે, એટલુજ નહિ, પરંતુ રાજ્યભક્તિ અને રાજ્યની સ્થિરતાના મૂળમા ઘાવ મૂકનાર તત્ત્વ પણ તે બની રહે છે ખરૂ. રાયજી સાહેબ જેવા રાજનીતિનિયામક મન્ત્રી રાજ્યને બને તેટલા પ્રમાણમા સર્વથા સબળ તથા ચિરંજીવ રાખવાને ઇચ્છે અને મથે તે વાત તેમના કુળધર્મની દ્રષ્ટિએ સ્વભાવિક જ ગણાય, અને તેથી તેમણે આ રાજપ્રજા કલ્યાણ સાધક ખાતાના નિયમન માટે કેવળ સ્વતન્ત્ર કોઈના ધારાધોરણની કલ્પના કરી કાઢેલી હતી રાયજી સાહેબનું માનસ અનુકરણશીલ ન હતુ. વડોદરા, ભાવનગર વગેરે અગ્રગણ્ય દેશીય રાજ્યોમા તેમજ બ્રિટિશ ખાલસા મુલ્કમા બહારખલાઓનુ નિયમન કરનાર જે ધારાધોરણ હતા તે બધા તેમણે તપાસી જોયલા, અને તેમા જ્યારે કેવળ રાજકર્તાના કે રાજ્યનામ માત્રના સ્વાર્થને જ પ્રાધાન્ય અપાયલુ તેમણે જોયલુ ત્યારે રાયજી સાહેબે પોતાના વારામા થનાર બહારખલાદારોના વ્યક્તિગત હિતહકને લગતો નિર્ણય એક પક્ષને નહિ પરંતુ ઉભય પક્ષને લાભદાયક થઈ રહે એ ન્યાયપુરઃસર છે એમ વિચારેલુ હતુ. પ્રજાકલ્યાણમાજ રાજકલ્યાણ તથા રાજ્યબળ સમાયલુ છે, એટલે રાજ્ય એકલુ રાજભોગ્ય બની રહે અને પ્રજાભોગ્ય ન બને તો કોઈ વાર અગતિગમ્ય ધરાવનાર રાજકર્તા અને પ્રજા એ બનેને એક બીજાથી છૂટા પડવાનો ભય પણ રહે, અને વળી વ્યક્તિગત મિલ્કતને પણ સ્થિરતા પ્રાપ્ત ન કરાવાય, તો માનવ સ્વભાવમા રહેલ દ્વેષ અને અપહારકતાને પરિણામે સામાજિક જીવનને વારંવાર પરિવર્તનોના વમળોમા સપડાવાનુ પણ ચાલુ રહેજ. આવી કોઈ વિચારસરણિથી આપણા આ કથાવીરે જૂનાગઢ રાજ્ય બીજા દેશીય રાજ્યોમા બહારખલાની બાબતમા જૂદી ભાત પાડે એવો માર્ગ પાડેલો હતો. વડોદરા રાજ્યના કાયદા પ્રમાણે જે બહારખલાદારને નામે બહારખલુ ચાલતુ હોય તે બહારખલાને જ્યારે જ્યારે બહારખલાદારના વંશજને નામે ચઢાવ ાનો પ્રસગ ઉપસ્થિત થઈ આવે છે ત્યારે ત્યારે તેના નવા નાપે ચઢનાર

બહારખલાના દેહમાંથી ચતુર્થાંશિની-ચાર આની ભાગની-મ્પાત માધારણત કરી લેવામા આવે છે, એટલે એ દેહનું અસ્તિત્વ અંતે સાવ બંધ પડી ગયા વિના રહેતું નથી ભાવનગર રાજ્યમા મરનાર બહારખલાદારને એક કરતા વધારે પુત્રો હોય તો તેમની વચ્ચે આખાય બહારખલાની વહેંચણી કરી દેવામા આવે છે ખરી; તથાપિ તેવી વહેંચણી થઇ ગયા પછી તે ભાઇઓ પૈકી કોઈ અપુત્ર ગુજરી જવા પામે છે તો તેનાથી ભોગવાતો બહારખલાનો હિસ્સો તેવાના વારસ ગણાતા બાકીના હયાત ભાઇભત્રીજાને પ્રાપ્ત થવા ન દેતા રાજ્ય તેવા મરનારના ભાગને કાતો ખાલસા કરી લે છે અગર તો બીજા હયાત ભાગદારને તેના પોતાના હિસ્સા બદલ રોકડ બાંધી આપીને તે આખાય બહારખલાને ખાલસા કરી શકે છે. મતલબ કે, બહારખલાદારો તરફ જે પ્રમાની મહાનુભૂતિ તથા ઉદારતા જૂનાગઢ રાજ્યે બતાવેલી છે તેવી અન્ય કોઈ દેશી રાજ્યે સ્થિરતાપૂર્વક બતાવી હોય એમ દેખાતું નથી, અને તે બદલનો યશ આપણા ચરિતનિરૂપ્યને મળે તેમ છે. જૂનાગઢ રાજના બહારખલા-ખાતાના નિયમોમાં આ પ્રકારની અસાધારણતા રાયજી સાહેબે રખાવેલી છે, છતા જ્યારે તેમના કાર્યભારકાળમા પૂર્વોક્ત ખાતુ કાઢવામાં આવેલું અને તેની મારફત બહારખલાઓને નિશ્ચિત રૂપ આપવાની પ્રવૃત્તિ મંડાયલી, ત્યારે અમે પોતે જાણીએ છીએ તે પ્રમાણે, કાવણાતા નહિ એવા બહારખલાદારોએ તેમજ અન્ય ટીકાકારોએ સમજ્યા વિના રાયજી સાહેબ ઉપર જે શાપવૃષ્ટિ કરવા માડેલી તે એટલી તો જોરદાર હતી કે, તેમને ઠેકાણે બીજો કોઇ રાજપુરૂષ હોત તો તે પોતાની ધીરતા છોડી દેત અગર તો પોતાની ઉદારવૃત્તિનો ત્યાગ કરીને રાજ્યપક્ષે ઢળી પડી બહારખલાદારોને કાયમનું નુકસાન કરી મૂક્ત પુરુષોત્તમરાયજી રાજવિદ્યાકુશળ વિરલ પુરૂષોમાના એક હતા, અને તેથી તેઓ પોતાના હાથથી કરાતી રહેલ પ્રત્યેક પ્રવૃત્તિથી રાજ્યનું તેમ જ રૈયતનું એટલે કે શાસક તથા શાસિત-એ ઉભય વર્ગોનુ કલ્યાણ કરી શકતા હતા. આ બહારખલા-ખાતાને અંગે પુરૂષોત્તમરાયજીએ જેમ રાજ્યનુ હિત વિચારેલ હતુ તેમ બહારખલા ભોગવનારાઓના હિતને લક્ષ્યમા રાખેલુ, અને તેથી જે બહારખલાદારોએ રાજ્ય સામે બહારખલા-નિર્ણાયક કચેરીમા લડવાનું બંધ રાખી ઘરમેળે સમાધાન કરી લેવાની વૃત્તિ દેખાડેલી હતી તેમને રાજ્ય તરફથી અધિક ઉદારતાના બોકના બનાવવાનુ ચાતુર્ય પણ તેમણે વાપરી બતાવેલુ હતુ વળી આ પ્રકરણમા પૂર્વનિર્દિષ્ટ જમીનદારો તથા બહારખલાદારો કે જેમણે અંગ્રેજ સરકારનો આશ્રય લીધેલો હતો અને જેમાના ઘણાને અંગ્રેજ અમનદારોની

હુંફ પણ મળી હતી તે તમામના મન ફેરવીને રાવજી સાહેબે તેમને, રાજ્ય તરફથી કરાતા નિર્ણયો સ્વીકારવા જેવી દશામાં લાવી મૂકેલા તે હકીકત જેમ એક પ્રકારે અદ્ભુત ગણાય તેવી તેમની વિશ્વસનીય નિષ્કપટતાનો એક સબળ પુરાવો ગણાય તેમ છે તેમ બીજી તરફ તે વાતને આપણે તેમના સેવ્ય રાજ્યના ગૌરવની દૃષ્ટિએ એક અત્યુત્તમ કોટીની કુનેહ અને ચાલબાજીના અસાધારણ ઉદાહરણ રૂપ પણ ગણી શકીએ છીએ. એક કલ્પના અત્ર એવી પણ નોંધી શકાય કે, બહારખવા-નિર્ણાયક ખાતાને અંગે જે ધારાધોરણની રચના રાવજી સાહેબ જેવા સ્વદેશવત્સલ અને ઉદારચિત્ત રાજપુરુષની પ્રેરણા અને રૂચિ મુજબ થયલી હતી તે જો તે પ્રમાણે થયલી ન હોત, અગર રાવજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી જો તે ખાતું હયાતીમાં આવ્યું હોત, તો જે ધારાધોરણ તેમણે ઘડાવેલ અને ઠરાવેલ છે તેના કરતા અધિક કઠોર ધારાધોરણ, અન્ય દેશીય રાજ્યોમાં બન્યું છે તેમ, અચૂક ઘડાત અને તેની અમલબજાવણીથી બહારખવાદારોને અધિક હાનિ પણ કદાચિત્ થઈ આવત.

હવે આપણે મૂળ વિષય પરત્વે થોડુંક પણ જાણી લેશું બહારખવાના રૂપ તથા તે ખાનારાઓના હકો નિશ્ચિત કરી આપવા માટે ઇ. સ. ૧૮૯૫ના જુલાઇ માસમાં "એલીએનેશન-સેટલમેંટ" ખાતું રાજ્યમાં સ્થાપીને તે ખાતામાં અધિકારી તરીકે, વડોદરા રાજ્યવાળા અંગ્રેજ અમલદાર એ. એફ. મેકેનોકી, આઇ. સી. એસ. જેવા એક તટસ્થ તથા આ કામના અનુભવીને નિયુક્ત કરવામાં આવેલ. પરંતુ પહેલા છ માસમાં તે ખાતું કશું કામ કરી શકેલ નહિ, કારણ કે કાર્યસાધક નિયમો તથા કાર્યપ્રબંધ નિશ્ચિત થયલ ન હતા. એટલામાં રાજ્યના તે સમયના દીવાન પંડિત શ્યામજી કૃષ્ણવર્માના અનિષ્ટ વર્તનથી મ્હોટી ખટપટ ઉપસ્થિત થઇ આવતા પૂર્વોક્ત અંગ્રેજ અમલદારને છાટા ઊડેલા અને તેને પરિણામે તેમનો રાજ્યથી વિચ્છેદ થઇ જવા પામ્યો હતો. આમ થયલું એટલે તેમને ઠેકાણે બીજા કોઇ અંગ્રેજ અમલદારને ગોઠવવાનો પ્રસંગ ઊભો થયો હતો. આખરે ઈ. સ. ૧૮૯૬ સાલના અંતભાગે કર્નલ **સી. ડબલ્યુ. એચ. સીલી** નામના અંગ્રેજ અમલદાર કે જેઓ કાઠિયાવાડમાં તેમજ મહીકાંઠામાં "પોલિટિકલ એજંટ"ને પદે હતા તેમની વરણી કરીને જૂનાગઢ રાજ્યે તેમની નોકરી અંગ્રેજ સરકાર પાસેથી ઊછીની માગી લીધેલી, અને તે પ્રમાણે તે અમલદારે જૂનાગઢ આવીને ઈ. સ. ૧૮૯૭ના માર્ચ માસથી પોતાના કાર્યનો આરંભ કરી દીધેલો પણ હતો. પરંતુ આ તેમના

કાર્યનો યથાર્થ આરંભ થાય તે પૂર્વે અપૂર્ણ રહી જવા પામેલ શેઢારીમાડાઓને લગતી તકરારોને લગતું કામ પૂર્ણ કરી લેવાની જરૂરત હતી એટલે આપણી આ કથાના વિષયભૂત પુરૂષોત્તમરાયજીએ, પૂર્વે કલમ (હ) માં જણાવ્યું છે તે પ્રમાણે અને બને તેટલી ઝડપથી તે કામ સમાપ્ત કરવાનું શરૂ કરી ઘણાં પરિશ્રમે તેનો છેડો ત્રણ માસ તેટલી ટુંકી મુદતમાં આણી દીધો હતો. આમ એક દિશામાં કર્નલ સીલી પોતાને કરવાનું કામ કરવા મંડેલા ત્યારે બીજી દિશામાં કામ કરીને આ બહારખલાંને લગતા કામને ટુંકાવી દેવા માટે રાજ્યમંડળે "ઘરમેળે સમાધાન" કરી લાભ લેવા અર્થે બહારખલાંદારોને આકર્ષેલા, અને એ કામને માટે એક ઇલાયદી કચેરી સ્થાપીને, હજુર ફરમાન નંબર ૨ (બે) થી તે કામ કરવાની સોંપણી વઝીર બહાઉદ્દીનભાઇને તથા આપણા ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીને કરી દીધેલી પણ હતી. વસ્તુતઃ આ ગોઠવણથી આ પ્રકારના કામનો બધો ભાર તો એકલા પુરૂષોત્તમરાયજીએજ વહેવાનો હતો અને વઝીર સાહેબ તો એક મુરબ્બી તરીકે ફક્ત યશના ભાગી જેવા રહેલા. આમ આવા અટપટા કામનો આરંભ બે માર્ગે થઇ જતાં ઈ. સ. ૧૯૦૦ના જુલાઈ માસમાં તો એ કામની સમાપ્તિ થઇ જવા પામી હતી; કર્નલ સીલી રાજ્યસેવામાંથી મુક્ત થઇ ગયલા, અને રાજ્યને જે મ્હોટો ધનવ્યય કરવો પડતો હતો તે બંધ પડી ગયલો પણ હતો. **કર્નલ સીલી મારફત જે બધા નિર્ણયો થયલા છે તે કુલ ૧૨૦૫૯૬ એકર+૩૬ ગુંઠા જમીન અને રૂ. ૩૫૯૩-૧૨-૮+કોરી ૨૩૬૭૭-૪$\frac{3}{4}$ ના રોકડ હકને લગતા છે. જ્યારે જે નિર્ણયો આપણા આ કથાવીર પુરૂષોત્તમરાયજીએ ઘરમેળે સમાધાન-પદ્ધતિથી પોતાના તેમજ વઝીર બહાઉદ્દીનભાઇને નામે કરેલા છે તે કુલ ૨૫૯૬૩૦ એકર+૫૦ ગુંઠા જમીન અને રૂ. ૭૯૯૪-૧૫-૬$\frac{3}{4}$+કોરી ૩૧૨૦૭-૧$\frac{3}{4}$ રોકડ હકને લગતા હોઈ, કર્નલ સીલીએ કરેલ કામ કરતાં બેવડીથી પણ અધિક સંખ્યામાં દૃષ્ટિ ગોચર થાય છે.** બીજી દૃષ્ટિએ જોઇએ તો 'એલીએનેશન-સેટલમેંટ' કચેરી અંગે જ્યારે રાજ્યને એકંદર ખર્ચ રૂ. ૧,૯૦,૮૩૪-૧૨-૬નું થવા પામેલ છે ત્યારે રાયજી સાહેબ જેવા કાયમી પગારદાર નોકરને હસ્તે થયલ "ઘરમેળે" નિર્ણયોને અંગે રાજ્યને કાંઇ ખાસ વધારાનું ખર્ચ કરવું પડેલ નથી એટલુંજ નહિ. પરંતુ પુરૂષોત્તમરાયજીએ જે સામનીતિના પ્રયોગથી તથા કુશળતાથી,

કર્નલ સીનીએ કરેલ કામથી લગભગ ત્રણગણું કરી શકાય તેટલું કામ ટુંકી મુદ્દતમાં "ઘરમેળે સમાધાન"ને ધોરણે કરી આપેલું છે તે જો ન થયું હોત, તો રાજ્યને જે ધનવ્યય કરવો પડેલ છે તે ત્રણ ગણો એટલે લગભગ રૂા ૬,૦૦,૦૦૦ (છલાખ) સુધીને આંકડે તો પહોંચતજ. પુરૂષોત્તમરાયજીએ કરેલ આ પ્રકારની રાજ્યસેવા અનુપમ છે, એ વાતનો સ્વીકાર એ વખતના નવાબ સાહેબ રસુલખાનજીએ તા. ૪-૬-૧૯૦૦ના રોજ કરેલ ઠરાવમાં, નીચે આપેલ શબ્દોથી કરેલો પણ છે.

"(૧૦) કર્નલ સીની, વઝીર તથા નાયબ દીવાન કે જે ત્રણ અમલદારોએ જાતે આ મુશ્કેલ અને ગુંચવાડા ભરેલા જુદા જુદા કામો પાર મુકવામાં શ્રમ ઉઠાવેલો છે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે એ કહેવું તે અતિશયોક્તિ નથી."

"(૧૧) × × × × × કર્નલ સીનીની એકદીલીથી કામ કરવાની પદ્ધતિ × × × ને લીધે તથા અમારા નીમકહલાલ વઝીર મદારૂલ મહામ શેખ બહાઉદ્દીનભાઈ અને નાયબ દીવાન ખસુસીઅત દસ્તગાહા પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની અમારા પ્રત્યેની મહાન ભક્તિ, લોકો ઉપર તેમનો સુખપ્રદ પ્રભાવ તથા તેમના ઉપર લોકોના તથા અમારા સંપૂર્ણ વિશ્વાસને લીધે, તથા ખસુસીઅત દસ્તગાહા પુરૂષોત્તમરાયજી સુંદરજી ઝાલાના દૃઢ ઉત્સાહ, અને અશ્રમિત શક્તિ અને ઉદ્યમને લીધે આ ખાતાને અસાધારણ ફતેહ સંપાદન થઇ છે એ મતલબે અમને શક નથી."

"(૧૨) વઝીર મદારૂલ મહામ શેખ બહાઉદ્દીનભાઈ તથા નાયબ દીવાન ખસુસીઅત દસ્તગાહા પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની આ પ્રસંગની નોકરીની તથા સેટલમેંટની મહેનતોનો સ્વીકાર કરવામાં તેમણે પહેલું પગલું ભરી સ્વાર્પણ કરેલ છે તેની સંગીન કદર તેની (કર્નલ સીનીની) બદામણુ ઉપર યોગ્ય ધ્યાન આપવામાં આવશે."

જે કામ આપણે બીજાઓ પાસે કરાવવાની ઇચ્છા રાખતા હોઇએ તે કામ પરત્વે પહેલું પગલું આપણાથીજ ભરાય છે તો તે આપણી ઇચ્છાને સફળ થતા વાર લાગતી નથી, એ એક અનુભવસિદ્ધ સત્ય છે. પુરૂષોત્તમરાયજીએ

આ મત્યસૂત્રનું અવલંબન કરીનેજ પોતાથી ઉપાડાયલ "ઘરમેળે સમાધાન" ના કામને પાર ઊતારેલું એ તેમની કાર્યસાધક દક્ષતા તથા ત્યાગ ભાવનાનું એક જ્વલંત ઉદાહરણ ગણાય. કર્નલ સીલી જેવા અનુભવી અંગ્રેજ અમલદારે પોતાના તરફથી તા. ૨૪-૪-૧૯૦૦ નંબર ૭૯ વાળા નિવેદન લેખમાં જે ઉદ્ગારો કાઢેલા છે તે, આપણા આ કથાનાયકને યશોધની બનાવનાર હોઇ અમે આ નીચે ઉલ્લેખવાનું ઉચિત ધારીએ છીએ.

"(૧૬) ઘરમેળે સેટલમેંટ કરનાર અમલદારો જેમનો જુદો રિપોર્ટ આંક "છ" આ સાથે રાખ્યો છે તેમના કામ વિષે આગળના મારા રિપોર્ટમાં મેં જે કહ્યું છે તેની પુનરૂક્તિ કરવા ભાગ્યેજ જરૂરીયાત ધારવામાં આવશે. પણ મારે કહેવું જોઇએ કે, સેટલમેંટનું કામ **શાંતિથી અને અણધારેલી ઝડપથી પુરૂં થયું** છે તે ઘણે અંશે વઝીર સાહેબ બાવદીનભાઇ અને **નાયબ દીવાન પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની શકિત અને બાહોશીનું પરિણામ છે. હું ધારૂં છું કે, મારે કહેવું જોઇએ કે, આખા કાઠિયાવાડમાં જૂનાગઢ એવું એકજ સંસ્થાન છે કે જ્યાં આવાં સેટલમેંટ થયલ છે અને બહારવટી ખાનારાઓનો વિશ્વાસ સંપાદન કરી ઘણા કેસો ઘરમેળે સેટલમેંટથી પાર પાડવા વઝીર સાહેબ તથા નાયબ દીવાન શકિતમાન થયા છે.** તેને માટે, મારા અભિપ્રાય પ્રમાણે, તેઓ ઉચ્ચ માનના અધિકારી થયા છે. મુખ્યત્વે ખડિયા કેસમાં તેમજ જૂનાગઢના દેશાઇના કેસમાં) નાયબ દીવાને અતિશ્રમ લીધો છે અને આવું સુખદાયક પરિણામ લાવવા માટે કાંઈ પણ મહેનત લેવાની બાકી રાખી નથી. રાજ્યમાં આવા એકનિષ્ઠાવાળા તથા ખંતવાળા અમલદારો છે તે માટે ખુ. નવાબ સાહેબને મુબારકબાદી આપવાની આ તક લઉં છું અને મને ખાત્રી છે કે, રાજ્યના હિતાર્થે તેઓએ કરેલ સ્વાર્પણ માટે તથા તેમની એકનિષ્ઠા માટે યોગ્ય કદર તેઓ કરશે. એલિયેનેશન સંબંધી તમામ કામમાં એકતાથી મદદ રૂપ થવા માટે આગળના તથા હાલના દીવાન સાહેબોને તથા તેમનો (વઝીર સાહેબ તથા નાયબ દીવાનનો) હું આભારી થયો છું. મારે વિશેષમાં કહેવું જોઇએ કે, નાયબ દીવાને પોતાને તાજેતર મળેલા બહાદરપુર ગામના સંબંધમાં પ્રશંસનીય દાખલો બેસાર્યો છે અને કાંઇક નુકસાન સહન કરી ઘરમેળેનું સેટલમેંટ સ્વીકારી બીજાઓને માટે તેણે રસ્તો ખુલ્લો કરી દીધો છે. ××"

ઉપર પ્રમાણે રાજકર્તા અને રાજ્યમાંના બહારખલાંદારો વચ્ચે નિરંતર કલહ તથા કલેશના મૂળ રૂપ ગણાય તેવા આ ગુંચવાડા ભરેલ પ્રશ્નનો ઉકેલ અસાધારણ સરલતાથી થઇ જતાં રાજ્યકાર્યભારીઓના માર્ગમાં જે કેટલીક ગંભીર મુશ્કેલીઓ ઊભી થઇ આવતી હતી તે બધી નષ્ટ થઇ જવા પામી હતી; એટલું જ નહિ, પરંતુ સાર્વભૌમ બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારોને રાજ્યની આંતર બાબતોમાં માથું મારવાને માટે જે છિદ્રો મળી આવતાં હતાં તે બધાં પુરાઈ જવા પામતાં તેટલા પુરતી જૂનાગઢ રાજ્યની આંતર સ્વતંત્રતા અખંડનીય અને સબળ થઈ જવા પામી હતી. વળી આ કામની સફળતા જોઇને એ સમયના કાઠિયાવાડમાંના "પોલિટિકલ એજંટ," મુંબઇના સુબા તથા હિંદુસ્તાનના ઉપરાજ લોર્ડ કર્ઝન જેવા પ્રખર બુદ્ધિશાળી, વેધક દૃષ્ટિવાળા તથા રાજ્યાધિકારપ્રેમીને પણ, જૂનાગઢ રાજ્ય તરફથી બહારખલાંદારોને સંતોષ આપે તેવા સમાધાનપૂર્વક અપાયલ ન્યાયને માટે સ્તુતિગાન કરવું પડેલું હતું. એ છતાં આટલું પણ નિઃશંક છે કે, બહારખલાંદારોના હકનો નિર્ણય કરી આપવામાં જો કે કર્નલ સીલી જેવા બાહોશ અને અનુભવવૃદ્ધ અમલદારે રાજ્યને કિંમતી મદદ આપેલી છે, તો પણ જે કોઈ આ પ્રકારના રાજ્યકાર્યને લગતો સળંગ ઇતિહાસ સૂક્ષ્મદૃષ્ટિથી તથા ન્યાયવૃત્તિથી વાંચી વિચારી જશે તેને, આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીએ ઊઠાવેલ પરિશ્રમ તથા તેમ કરતાં તેમણે આ કામે વાપરેલી દક્ષતા તેમજ રાજ્યહિત સાથે લોકકલ્યાણને નજરમાં રાખી તે બંનેને સિદ્ધ કરી લેવા માટે તેમણે રાખેલી જે ઝંખના: એ સર્વનું યથાર્થ મૂલ્ય સમજાયા વિના રહેશે નહિ.

**ગિરિજંગલ તથા સાસણ મહાલની ખીલવણી.**

ઢ. ગિરિપ્રદેશોમાં પરિભ્રમણ કરવાનું પુરૂષોત્તમરાયજીને બહુજ ગમતું હતું, અને તેથી જંગલખાતું તથા સાસણ મહાલને તેમણે પોતાની ખાસ દેખરેખ નીચે રાખેલા હતા, અને તેને પરિણામે તે પ્રદેશોમાંનાં ગામો અધિક સમૃદ્ધ થઇ ગયલાં એટલુંજ નહિ, પરંતુ કેટલાંક નવાં ગામો વસાવા પામેલાં પણ હતાં. સાસણ મહાલ તો એટલા પ્રમાણમાં આબાદ થઇ ગયલો કે, ઇ. સ. ૧૮૬૨ માં તેની જેટલી ઉપજ હતી તેનાથી ચાર ગણી ઉપજ પુરૂષોત્તમરાયજીના પ્રયાસથી થઇ જવા પામી હતી. સાસણ મહાલમાંના 'જાંબુર' ગામમાં વસતિ કેવળ સીદી જાતિના લોકોની હતી અને ખેડુત તરીકે

તેઓ નિરૂદ્યમી તથા સાધન રહિત પણ હતા. આમ હોઇને એ ગામને આબાદ કરવાની આવશ્યકતા હતી, એટલે પુરૂષોત્તમરાયજીએ આ કામે આપેલ "કિંમતી સૂચના તથા મદદને લીધે" તથા તેમની પોતાની "ખાસ મહેનત અને કાળજીને" પરિણામે ઈ૦ સ૦ ૧૯૦૨ માં એ ગામ એટલું તો આબાદીમાં આવી ગયલું કે, પાછલાં "દશ વર્ષના એકંદર આંકડા જેટલી" ઉપજ ઇ૦ સ૦ ૧૯૦૩ ના એકજ વર્ષમાં તે બતાવી શકેલું હતું.

ગિરિજંગલને કપાઈ નષ્ટ થવા ન દેતાં તેને સુરક્ષિત રાખવું એ આપણા આ કથાનાયકનું નીતિલક્ષણ હતું. જંગલનો નાશ થવાથી વરસાદમાં કમીપણું આવી જાય છે એ વાત વિજ્ઞાનસિદ્ધ છે, છતાં તાત્કાલિક અર્થલાભ કરી લેવાની લોભવૃત્તિને લીધે રાજ્યકાર્યભારીઓ જંગલોને કપાવી નાંખી લાકડાંના વેચાણથી તથા જંગલની કુંવારી જમીનને ખેડ નીચે લાવી મ્હોટી ઉપજ લીધાનો ખોટો સંતોષ બતાવતા રહેલા જ્યારે આપણે આપણા દેશના ઇતિહાસમાંથી જાણીએ છીએ ત્યારે તેવા કાર્યભારીઓની અદીર્ઘદૃષ્ટિવાળી રાજનીતિ પરત્વે આપણને ઘૃણા ઉત્પન્ન થઇ આવ્યા વિના રહેતી નથી.

**મકરાણી ફકીર મહંમદનું બહારવટું અને તેનો ફેંજ.**

ગ. ઉપર પ્રમાણે, રાજ્યની પ્રજા ઉપર કર લાગતું ભારણ વધાર્યા વિના રાજ્યની નાણું-વિષયક સ્થિતિને અધિક સદ્ધર કરનારાં અનેક કામો આપણા આ કથાવીરને હાથે થયલાં છે. તથાપિ તેવાં કામો ઉપરાંત બીજાં કેટલાંક વિશિષ્ટ કોટીનાં કામો કરીને તેમણે જે પ્રકારની રાજ્યસેવા કરેલી છે તે સૌરાષ્ટ્રના ઇતિહાસમાં અમર રહે તેવી પણ છે. આ વિશિષ્ટ કોટીનાં કામો પૈકી એક કામ, રાજ્ય સામે ખંડ ઉઠાવીને અનિયમિત યુદ્ધ કરવા-બહારવટે-નીકળેલ મકરાણીઓને પારપત કર્યાની વાતને લગતુ છે. પુરૂષોત્તમરાયજીને હસ્તે સફળ થવા પામેલ આ કામ સિપાહીગીરીની દૃષ્ટિએ જેટલા પ્રમાણમાં મહત્વપૂર્ણ છે તેના કરતાં પણ વધારે પ્રમાણમાં તેની રાજદ્વારીય દૃષ્ટિએ જે મહત્તા છે તે આપણું ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. જૂનાગઢ રાજ્યની રૈયતે આ કામનું મહત્વપુર્ણ રૂપ સમજીને તથા તે કામને સફળ થયલું દેખીને તે બદલ જે એક મહોટો ઉત્સવ રચેલો તે, ખરેખર, આપણા અર્વાચીન ઇતિહાસમાં એક લગભગ અજોડ ગણાય તેવો છે. આ ઉત્સવ દ્વારા સોરઠની પ્રજાએ પુરૂષોત્તમરાયજીને જે પ્રકારે બહુમાન આપેલું છે [illegible] વર્ણન અમે અહીં જરા વધારે વિ[illegible]રથી કરીએ તો તે અક્ષમ્ય

સમયનેત્તા રાજપુરૂષને છૂટકો થતો નથી. આમ હોઇને આપણી આ કથાના નાયક એ વખતે એ રાજકીય આપત્તિનો કડવો ઘુટડો પી બેઠેલા હતા અને યોગ્ય અવસર આવે ત્યારે તેનું વમન કરી નાખવાનો નિશ્ચય પણ તેમણે કરી રાખેલો હતો. અમારાથી કરાયલ અનુમાન યથાર્થ છે તેની પ્રતીતિ અમારા વાચકને, હવે પછી અપાનાર પૂર્વોક્ત મકરાણી કુટુંબે પાછળથી ઊઠાવેલ બંડની હકીકતને આધારે થઈ આવશે જ. અસ્તુ

આમ આ કાદુના બહારવટાનો, ગમતે કે અણગમતે માર્ગે, અંત તો આવી ગયો. તથાપિ એજ ઇણાજ ગામના મકરાણી કુટુંબમાં જૂનાગઢ રાજ્ય પરત્વે જે વૈરાગ્નિ પ્રજ્વલિત થયેલો હતો તે શાંત થવા પામેલો નહિ, બીજા પુરાં આઠ વર્ષો વ્યતીત થયા ન હતા એટલામાં તો એટલે કે ઇ. સ ૧૮૮૫માં એજ કાદુના એક સબંધી ફકીરમહંમદ લશ્કરાન નામના મકરાણીએ પોતાના મદદેરાઓને પગલે ચાલીને જૂનાગઢ રાજ્ય સામે બહારવટું ખેલવાનો આરંભ કરી દીધેલો હતો રાજ્યે પ્રથમ સામ નીતિનો ઉપયોગ કરી તેને સમજાવવા માટે પ્રયત્નો કરેલા પણ તે નિષ્ફળ થયેલા અને તેણે પોતાની જીદ ન છોડતા પ્રજાજનને પીડવાનું, ગામો ભાગવા લુંટવાનું તથા ખૂન કરવાનું પણ શરૂ કરી દીધેલું હતું. આ સમયે મેરુડા સામે ત્રીજો મૈયો પણ બહારવટે નીસરેલો હતો જેટલે તે તથા ફકીરમહંમદની નગારી નીચે વડોદરા રાજ્યના ધારી, કોડીનાર અને અમરેલી મહાલોમાના કેટલાક દુરાચારી સિંધીઓ અને બલોચો વગેરે એકત્ર થઈને લોકને ભયત્રસિત કરી રહેલા હતા જૂનાગઢ રાજ્ય માટે આમ ફરી પાછો એક સંકટમય પ્રસંગ ઉપસ્થિત થઇ આવતા રાજ્યની આંતર બાબતમાં ફરીથી હસ્તક્ષેપ કરવાનું બહાનું અંગ્રેજ સરકારને મળી આવવા જેવું થઈ ગયતું, અને તે વાત હરકોઈ સાચા રાજ્યરક્ષકને ભયરૂપ થઇ પડે તેમાં કશી નવાઇ પણ ન હતી. આમ ભયની સંભાવના થઇ આવતા સમયજ્ઞ પુરુષોત્તમ-નાયકજીએ આ ઉપસ્થિત થયલ બહારવટાનો અંત બને તેટલી ત્વરાથી આણી દેવાના હેતુથી તથા અંગ્રેજ સરકાર રાજ્યના આંતર વહીવટમાં દરમ્યાનગીરી કરવાને મળવળે તે પહેલાંજ જે પ્રયાસ તથા પ્રબંધ કરવો જોઇએ તે કરવાને પોતાની કમ્મર કસી દીધેલી, અને તેઓ પોતે રાજ્ય સેનાના સિપાહીઓવાર બનીને, પોતાના જીવને જોખમે પોતાના સ્વામીની સેવા કરવાને મેદાન પણ પડી ગયલા હતા, પ્રથમ તો તેમણે પોતાના આ વિકટ કામને સફળ કરવામાં ઉપકારક થઇ પડે તેવા પરંતુ જંગલ પ્રદેશથી પરિચિત તેમજ તેવા પ્રદેશમાં અનુભવવા

પડે તેવાં કષ્ટો સહી શકે એવા રણશૂર પુરુષોની પસંદગી કરી લઇને તેમને સેના નાયકોને પદે સ્થાપી દીધેલા અને તેમની સરદારી નીચે વિશ્વસનીય તથા પ્રાણાર્પણ કરે તેવા પરંતુ પૂર્વોક્ત વર્ગના ગુણ ધરાવનારા સૈનિકોની ભરતી કરવાનો આરંભ કરી દીધેલો. મેયાઓના પૂર્વનિર્દિષ્ટ પ્રસંગમાં અંગ્રેજ સરકાર તરફથી જવાબદાર ઠરાવાઇ રાજ્યસેવામાં ચાલુ રહેવા માટે નાલાયક જેવા ગણાવાયલ બહાદૂર સિંધી જમાદાર સુલેમાન ઉમર, ચીસ્તી મકબુલમીયાં ફેઝદીનમીયાં, ગિરિજંગલના વહીવટદાર નાગર ગૃહસ્થ વલ્લભદાસ આણંદલાલ નાણાવટી, ખત્રી દામોદરદાસ હીરજી વગેરે કેટલાક નિર્ભય, સાહસિક અને શસ્ત્રધર નરોના નેતૃત્વ નીચે આ આપણા સિપાહી–મુત્સદ્દી સેનાપતિએ જૂદી જૂદી ગીસ્તો ઊભી કરીને ગિરિજંગલને ચારે દિશાએથી ઘેરી લેવા માટે એક ચક્રવ્યૂહ ગોઠવી દીધેલો, અને અહીં બાજુ ઉપર અપાયલ નકશામાં બતાવાયું છે તેમ નાકાબંદી કરીને આ દુષ્ટ બહારવટીઆઓને, બનતાં સુધી, જીવતા પકડવાનો અગર તો યથા પ્રસંગ તેમની સાથે લડીને તેમનો નાશ કરી નાંખવાનો સંકલ્પ કરી તેમનો પીછો પકડવાની શરૂઆત કરી દીધેલી પણ હતી. પુરુષોત્તમરાયજીની અંગરક્ષા બરાબર થઇ રહે તેટલા માટે તથા તેમને આવા વિકટ કામમાં ઉપકારક પણ થઈ રહે એટલા સારૂ રાજ્યમાંની "ઇમ્પીરીઅલ સૅન્મર્સ" સંજ્ઞિત ઘોડેસ્વાર સેનાની એક ટુકડીને રિસાલદાર ગુલામ રસુલખાન નામક નાયકના હાથ નીચે નિયોજવામાં પણ આવી હતી. વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના "પોલિસ નાયબ સુબા" પ્રાગજી લક્ષ્મીધરે તથા ધારીના નાયબ ફોજદાર આનંદરાવ નામના મરાઠા ગૃહસ્થે પણ આ બહારવટાનો અંત લાવવાના કાર્યે રાયજી સાહેબને બહુવિધ સંગીન મદદ આપેલી પણ ખરી. આ બહારવટાને પ્રસંગે કેટલાક આંતર રાષ્ટ્રીય સૂક્ષ્મ પ્રસંગો ઉપસ્થિત થઈ આવેલા; કેટલાક સંયોગમાં રાયજી સાહેબ ખુદને જીવનું જોખમ પણ વેઠવું પડેલું, અને એક વાર તો ધારી તાલુકાના કરમદડી ગામમાં ભરાઈ બેઠેલ બહારવટીઆઓ સામે યુદ્ધમાં પણ ઊતરવું પડેલું હતું. આ લડાઇમાં "ઇમ્પીરીઅલ સૅન્મર્સ"નો એક ઘોડેસ્વાર સૈનિક નામે ગજાસિંહ મરાઇ ગયેલો પણ ખરો, તથાપિ આ ધીંગાણામાં હોથી અને ગાજી નામના બે મકરાણી બહારવટીઆઓ મરાયલા, બીજા બેઓને કેદ પકડવામાં આવેલા અને ચોથો એક ભાગી છૂટેલો તેની પૂંઠ પકડીને ખત્રી દામોદરદાસ જગડે હાથ કરી લીધેલો પણ હતો. પુરુષોત્તમરાયજીએ જે મંડળ વ્યૂહ રચેલો હતો તે જેમ જેમ સાંકડો થતો ગયેલો તેમ તેમ બહારવટીઆઓને અધિકાધિક સંકડામણ થતી ગયેલી હતી, અને એ વ્યૂહને

ભેદીને બહાર નીસરી જવાની બારી ન દેખાતાં તેમને અગોચર સ્થાનોમાં ભરાઇ બેસવાની ફરજ પણ પડી ગયલી. નથુ જહાંગીર નામનો બહારવટીઓ અમરેલી તાબાના સમઢીઆળા ગામમાં સંતાઈ બેઠો હતો અને ફકીરમહમંદ પોતાના સાથીઓને લઇને ગિરિજંગલમાં ભરાઈ-સંતાઇ-બેઠેલો, પરિણામે બહારવટાનો જાણે કે અંત આવી ગયો હોય એવી શાંત પરિસ્થિતિનો ઉદ્ભવ થઇ આવેલો. આખરે સમઢીઆળામાં સંતાયલ નથુ ત્યાંને ત્યાંજ મરાયલો અને ફકીરમહંમદનું શબ, જંતરડી અને શિંગવડો નદીના સંગમસ્થાન પાસેથી એકાએક મળી આવેલું હતું. બાકી રહેલ બે નામચીન બહારવટીઆ અલાદાદ અને કાળા મદેશ મોરૂક્ષા ગામે પોતાનાં હથિયાર છોડીને આ કથાનાયકને શરણે આવેલા અને બીજા કેટલાક વાછંટીઆ જેવા અપ્રકટ રૂપમાં રહેલા બહારવટીઆઓ હતા તેઓ બધા ગુપચૂપ વીખરાઇ વેરાઇ જઇને પોતપોતાની ફાવટ પ્રમાણે ભાગી છૂટેલા પણ ખરા. આ બહારવટીઆઓની એકંદર સંખ્યા ત્રીશની હતી અને તેમાં મહોટો ભાગ મકરાણીઓનો હતો. પુરૂષોત્તમરાયજીની ગિરિજંગલના ખૂણેખૂણાની માહિતી તથા સિપાહીગીરીવાળી કાર્યસાધક કુશળતાને પરિણામે આ બહારવટાનો અંત દશ માસ જેટલી ટુંકી મુદતમાં આવી ચૂકેલો હતો. સૌરાષ્ટ્ર તથા ગૂજરાતમાં ખેલાયલાં બહારવટાંઓના ઇતિહાસની દૃષ્ટિએ વિચારતાં પુરૂષોત્તમરાયજીને હાથે અણાયલ પૂર્વોક્ત બહારવટાના અંતને એક આશ્ચર્યજનક તથા પ્રશંસ્ય ઘટના રૂપે આપણે અત્ર નોંધવો પડે જ. જૂનાગઢ રાજ્યને આ બહારવટા નિમિત્તે કુલ ખર્ચ રૂ. ૧૨૩૧૦૧-૧૦-૯ નું થવા પામેલું હતું. આ બહારવટાને મેંદરડા સામે બહારવટે નીસરેલ ઝીણા મૈયા તથા ગળીઆ વીરા તરફથી પુષ્ટિ મળેલી અને આ બેય બહારવટીઆઓ પણ જૂનાગઢ રાજ્યની હદમાંના ગિરિજંગલનો આશ્રય લઇને ગુન્હાઓ કરી રહેલા પણ હતા. પુરૂષોત્તમરાયજીએ ગોહેલ ગારનો પીછો એકના નાયક વલ્લભદાસ નાણાવટી નામક નાગર ગૃહસ્થને પૂર્વોક્ત ઝીણા મૈયા સાથે ધાવા ગામ પાસે ભેટો થઈ જતાં ત્યાં જે ધીંગાણું મચેલું તેને પરિણામે ઝીણો તથા ગળીઓ મરાઇ ગયલા પણ હતા. વલ્લભદાસના આ કામની કદર કરવામાં જેતપુર તાલુકાએ જે રકમ ઇનામ તરીકે તેમને આપવા માટે મોકલી આપેલી હતી તે તેમને આપી દેવાયલી પણ હતી. આધુનિક સાધનસામગ્રીના અભાવવાળા કાળમાં મોટામાં મોટા ખર્ચે તથા ટુંકામાં ટુંકા વખતમાં આ મહોટા બહારવટાનો અંત આણવામાં એક સાચા સિપાઇને શોભે તેવું વર્તન રાખીને ગિરિજંગલને ખુંદી વળવાની બાબને સુખદ જીવનચર્યાનો ત્યાગ કરી એક સામાન્ય સિપાઇ

તરીકે આચરીને જે ઉંડી છાપ પોતાના સૈનિકોના મન ઉપર પાડેલી તેને જ પરિણામે તેઓ પોતાના કાર્યની સિદ્ધિ મેળવી શકેલા એટલું તો આપણે કહેવું પડશે જ. આ સાથે એટલું પણ અત્ર નોંધવું પડે છે કે, આ બહારવટાના અંત સાથે આપણા ભારતના ઇતિહાસમાં સુકીર્તિત બની રહેલ મુત્સદ્દી વર્ગના નાગર બ્રાહ્મણોની સિપાહીગીરીને લગતી કથા પણ સમાપ્તિને પામે છે.

આ બહારવટાને લગતા પ્રસંગોનું આલેખન રસપ્રદ થઇ પડે તેવું છે. પરંતુ એ બધી હકીકત વર્ણવવા જતાં અતિ વિસ્તારના દોષને પાત્ર અમે ગણાઇ પડીએ એ ભીતિથી અમે અહીં એ સંબંધે અધિક લખવાનું મોકુફ રાખીએ છીએ. આ વિષય પરત્વે વિસ્તૃત જ્ઞાન મેળવવાની ઇચ્છા જે કોઇ પાઠકને થાય તેણે, આપણા આ કથાવીરના પૂર્વોક્ત પરાક્રમનું વર્ણન આપતા, વોરા જટાશંકર હરજીવન કૃત **"ઝાલા જય"** નામક લઘુ પદ્ય પુસ્તક, સોરઠના જૂદા જૂદા ભાગોમાં વસતી પ્રજા તરફથી પુરુષોત્તમરાયજીને અપાયલ અભિનંદક માનપત્રો, કવિતાકારોથી અપાયલ કાવ્ય પુષ્પાંજલિઓ તથા જુનાગઢના નવાબ સાહેબ અને બ્રિટિશ સરકાર તરફથી મેળાયલ મુબારકબાદીના સંદેશોથી ભરપુર એવું ઇ. સ. ૧૮૯૭ માં જૂનાગઢના સરકારી છાપખાનામાં મુદ્રાંકિત બની પ્રકટ થવા પામેલું **"રા. રા. પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા, નાયબ દીવાન સાહેબ ઈત્યાદિ"** સંજ્ઞક, ઓગણીશ પાનાની પ્રસ્તાવનાવાળું પુસ્તક તથા રાયજી સાહેબે ખુદે, આ બહારવટાનો પ્રસંગ ઉકલી ગયા પછી છપાયેલો જે **"છેવટનો રીપોર્ટ"** તા. ૧-૫ ૯૭ ના રોજ ખુદાવંદ નવાબ સાહેબની હજુરમાં સાદર કરેલ છે તે તેમાંના "ઓગણીશ આંક" સાથે વાંચી વિચારી લેવાની કૃપા કરવી પડશે. વળી ઇ. સ. ૧૯૦૩ ની આખરના ભાગમાં જૂનાગઢ રાજ્ય તરફથી તૈયાર કરાવી છપાવીને પ્રકટ કરાયલ **"ધી બાબી રૂલર્સ ઓફ સોરઠ"** નામનું અંગ્રેજી પુસ્તક પણ આ વિષયે ઉપકારક માહિતી આપે તેમ પણ છે. પૂર્વ નિર્દિષ્ટ **"છેવટનો રીપોર્ટ"** જે આપણા આ કથાનાયકને હાથે રચાયલ છે તે રાજ્યોપયોગી તથા પ્રજોપકારક અનેક સૂચનાઓથી એટલો તો ભરપુર છે કે, તેનું પઠન રાજ્યના પ્રત્યેક નોકરે તેમજ બ્રિટિશ સરકારના છત્ર નીચે રહેલાં દેશીય રાજ્યોની નિરૂપાયતાના ઇતિહાસના અભ્યાસીએ કરવું જ જોઇએ એમ અમને તો સ્પષ્ટ સમજાયલું છે. આ નિવેદન લેખમાંથી જે કેટલીક મહત્ત્વપૂર્ણ હકીકત આપણે જાણી શકીએ છીએ તે, ખરેખર, બ્રિટિશ છત્રછાયા નીચેના આપણા રાજકીય વાતાવરણની દૃષ્ટિએ સર્વથા આપણા

બસ્તી-પોલિસ-ખાતું જે પૂર્વકાળમાં ખોટી રીતે વગોવાયલું હતું. તે સબળ છે એમ સાબીત થઇ ચૂકેલું; અને છેવટે એવું પણ પ્રત્યક્ષ થઈ આવેલું કે, દેશીય રાજ્યના અમલદારો જો સાધનસંપન્ન હોય તો તેઓ પણ, બ્રિટિશ અમલદારોથી કદાચિત્ વધી જઇને નહિ તો પછી તેમની હારમાં-સમાનકક્ષાએ -રહીને તેમના જેટલાજ કાર્યસામર્થ્યને પ્રદર્શિત કરનાર બની શકે છે. પુરૂષોત્તમરાયજી એટલા ભાગ્યશાળી તો ખરાજ કે, તેમના આ વિજયને પરિણામે ખુદ અંગ્રેજ સરકારને આનંદ થઈ આવેલો હતો અને તેમણે તે આનંદ, તે સમયના કાઠિયાવાડના "હંગામી પોલિટિકલ એજન્ટ" મેજર હંટર તરફથી મોકલાયલ, નં. ૪૪૮૧ વાળા તા. ૨૪-૧૦-૯૬ના પત્રથી દર્શાવી આ કથાનાયકની પ્રશંસા, નીચે આપેલ શબ્દોમાં કરેલી પણ ખરી:—

મકરાણી બહારવટીઆ અલાદાદ અને કાળા મંઘેશ, નાયબ દીવાન પુરૂષો ત્તમરાય સુંદરજી ઝાલાને શરણ થયા સંબંધી નિવેદન મળ્યાથી મને અત્યંત ખુશી થઈ છે, અને હરામખોરોની આ ટોળીનો નાશ નાયબ દીવાને લીધેલા શ્રમ અને કરેલ વ્યવસ્થાને લઇને થયો છે તેથી તેનું માન ઘણેભાગે તેમનેજ અપાવું જોઇએ.. × × × × × × × × ×

વળી સોરઠ પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટના નં. ૧૪૦૬, તા. ૭-૧૧-૯૬ વાળા પત્રદ્વારા મુંબઇ સરકારે પણ આ વિષય પરત્વે સંતોષ પ્રદર્શિત કરેલો, અને "પોલિટિકલ એજન્ટ" કર્નલ હંટરે પોતાના તરફથી ખુદ નવાબ સાહેબ ઉપર તા. ૧૭-૧૧-૯૬ના રોજ નં. ૪૭૪૮/૧૯ વાળો પત્ર લખી તેમાં નીચે પ્રમાણે કહેવું પણ છે:—

"(મારી છેલ્લી મુલાકાતને) પ્રસંગે, આપના રાજ્યમાં તાજેતરમાં બહારવટીઆઓનો અંત લાવવાના કામમાં આપના રાજ્યે જે ફતેહ મેળવેલી છે તેનું ઘણે ભાગે માન આપના નાયબ દીવાન પુરૂષોત્તમરાયને છે અને તે સંબંધમાં આપને મુબારકબાદી આપવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો તેથી મને ઘણોજ સંતોષ થયો છે. × × × × × ×

આ ઉપરાંત, પુરૂષોત્તમરાયજી બહારવટાનો અંત આણીને જૂનાગઢમાં પાછા આવ્યા પછી, તે સમયના સોરઠ પ્રાંતના 'આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ'

કેપ્ટન આર એમ પોઝિંજરે પણ ખાસ ગવર્નર સાહેબને ઘેર જઈને તેમને હાર્દિક અભિનંદન આપેલું હતું. ગજદારીય ક્ષેત્રમાં રમતા રાજ્યાધિકારીઓના સ્વભાવમાં સામાન્યતઃ રહેતી રાગદ્વેષની ભાવના પ્રમાણે રાજનીતિ નવરૂપ ધારણ કરે છે, એ વાતનું સચોટ ઉદાહરણ પૂર્વોક્ત આખી કથા આપણને પૂરું પાડતી નથી શું? અસ્તુ

આમ બ્રિટિશ સરકારે પુરૂષોત્તમરાયજીના પૂર્વોક્ત જયવાબની પ્રશંસા તો કરેલી ખરી, તથાપિ ખુદ જૂનાગઢ રાજ્ય તરફથી તેમની જે રૂપમાં કદર કરાયેલ છે તે, ઇતિહાસદૃષ્ટિએ, આપણાથી અવર્ણ્ય રહી શકે તેવી નથી તા ૨૭-૮-૯૬ના એક પત્રથી તે વખતના મુખ્ય દીવાન સરદાર રાવબહાદુર સહેચરદાસ દેશાઈએ આ બહારવટાને અનુલક્ષીને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટને આ પ્રમાણે નિવેદન કરેલ હતું —

×× ×× ××

હરામખોરોનો પીછો લેવા માટે તથા ગીરસરહદ ઉપર તથા ગીરમાં આવેલા ગામોની દેખરેખ રાખવા માટે કરેલો બંદોબસ્ત એવો પાકો અને સંતોષકારક જણાયો છે કે, ગયા માર્ચ માસના અરસાથી હરામખોરો કાંઈ પણ ઉપદ્રવ કરી શકેલા નથી એટલુંજ નહિ, પરંતુ અમારી હદમાંથી તેમને આશ્રય તથા ખાદ્યાદિ પદાર્થો મળતા બંધ થયા છે તેથી તેઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ નિરાધાર સ્થિતિમાં ભાગનાસ કરવાની ફરજ પણ પડી ગયેલી છે અમારા નાયબ દીવાન મિ પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાને વ્યાજબી ન્યાય આપતાં કહેવાની મારી ફરજ છે કે, શરૂઆતથીજ આ તમામ બંદોબસ્તનું કામ તેમનાજ હાથમાં રહેલું છે “× × × × મિ પુરૂષોત્તમરાયે તેમના મદદગારોની સાથે ગીરના નાના પાસે આવેલ પ્રાચીમાં મુકામ રાખેલ છે, અને અમારા રાજ્યની અને તે સાથે તેમની પોતાની મહેનત અને ચિંતાનો અંત આવ્યો છે એવી ખબર ટુંક મુદતમાં આપને આપવા હું શક્તિવાન થઈશ એવી આશા રાખું છું × × × × × મિ પુરૂષોત્તમરાયની ગીર જંગલ સંબંધ સંપૂર્ણ માહિતગારીથી, જુદી જુદી ગીરતો ઉપરની તેમની દેખરેખથી, તેમના સૈનિકોચિત શૌર્યસંપન્ન વ્યક્તિત્વથી અને વિશેષત તેમની રાજ્ય પ્રત્યેની વફાદારી અને નીમકહલાલીને લીધે આ મહોટી ફતેહ મળેલી છે × × × ×”

વળી નવાબસાહેબ રસુલખાનજીએ પણ તા. ૨૪-૧૦-૯૬ના રોજ પુરૂષોત્તમરાયજી ઉપર, નીચે આપેલ શબ્દોમા એક તાર મોકલાવીને પોતાની ખુશાલી બતાવેલી હતી —

"તમારી અચળ વફાદારી અને જાતને જોખમમા નાખી લીધેલ અથાગ પરિશ્રમનુ આવુ ઉત્કૃષ્ટ કીર્તિનુ પરિણામ આવ્યુ તે જોઈને ઘણોજ સતોષ થાય છે. તમારા એકલાનીજ બુધ્ધિ તથા સાવધાનતાને લીધે તાજેતરમા અણાયેલ પરિણામથી તમે ઘણા મહોટા માનને પાત્ર થયા છો"

ઉપર મુજબ તાર દ્વારા પુરૂષોત્તમરાયજીને અભિનદન તથા પ્રોત્સાહન આપીને એજ દિવસે નવાબસાહેબે પોતાની સહીથી ન. ૩/૫૩ વાળુ એક હજુર ફરમાન રાજ્યની "દસ્તુરે અમલ" નામક આજ્ઞાપત્રિકામા પ્રગટ કરેલ તે આ પ્રમાણે છે —

"રાજેશ્રી અમારા નાયબ દીવાન પુરૂષોત્તમરાય સુદરજી ઝાલા

× ×                    × ×                    × ×                    × ×

"આ મકરાણી બહારવટાનો પ્રસગ લગભગ દશેક માસ ચાલ્યો તે દરમીયાન તમે અમારી રૈયતને વધારે પીડા ન થવા દેવા નિયમનુ ખર્ચ નાખી અથાગ પરિશ્રમ લઇને, પોતાના જીવની પણ દરકાર ન રાખતા નીમકહલાલી અને પ્રમાણિકપણાથી જોઇએ તેવી ઉચા પ્રકારની યોજનાઓ કરી આ બહારવટાનો અત ટુક મુદતમા આણ્યો એ તમારી રાજ્ય તરફની ઉત્કૃષ્ટ ભક્તિની એક સાબીતી આપે છે એટલુજ નહિ, પણ બીજા રાજ્યકાર્યોમા તમારી મનશક્તિ જેવી અચળ છે તેવીજ આ લશ્કરી હગામના કામમા પણ છે એવુ નિ:સશય સાબીત કરી આપે છે અગાઉના બહારવટાની સાથે આ વખતના બહારવટાનો મુકાબલો કરતા સ્પષ્ટ જણાઇ આવે છે કે, તેને મારવા તમોએ રચેલી યોજના ખર્ચની કિફાયતની સાથે પુરતા બદોબસ્ત અને સુખશાતિવાળી નીવડી છે. આ શુભ પરિણામ તમારી દૃઢ હિંમત અને હુશીયારીથીજ આવેલુ છે તેમા બીલકુલ શક નથી તમારી અત્યત વફાદારી અને રાજ્યસેવાથી અમને ઘણોજ સતોષ થયો છે, અને આ પ્રસગના સબધમા તમને અગાઉ

પણ અમે તા. ૨૪થી ઑગસ્ટ સને ૧૮૯૬ના રોજ નંબર ૨૨૪ (દી. દ. જા.) થી મે. આઝમ મુખ્ય દીવાનજી દ્વારા લખેલું છે તે ઉપરાંત આ વખતે પણ અમે અમારી ખુશાલી જનાવવાની સાથે તેમને ખરા દીલથી મુબારકબાદી આપીએ છીએ."

"આ રાજ્ય તરફથી તમારી પ્રશંસનીય રાજ્યભક્તિ બદલ વખતો વખત કદર થઇ છે અને થશે, અને અમે ઈચ્છીએ છીએ કે, તમે આગી પણ અધિક સારી નોકરી કરી અધિક માનને પાત્ર થાઓ"

આ પ્રમાણે બહારવટાનો છેડો આવતાં નવાબસાહેબે ખુદે આપણા આ કથાવીરની પ્રશંસા કરેલી છે તો ખરી; તથાપિ એટલેથીજ એ પ્રશંસા ખતમ થયલી નહિ. આ હંગામને લગતો "છેવટનો રિપોર્ટ" જે પુસ્તકાકારે છપાયલ છે તે પુરૂષોત્તમરાયજીએ તા. ૧-૫-૯૭ના રોજ દીવાનસાહેબ મારફત નવાબસાહેબને સાદર કરાવેલો ત્યારે તેનું અવલોકન કરીને દીવાન બાઉદ્દીનભાઇએ જે ઉદ્‌ગારો પોતાના લખાણમાં કાઢેલ છે તેમાંનો થોડોક ભાગ આપણે અત્ર ઊતારી લેશું. દી. દ. આ. નં. ૫૯૫૦, તા. ૨૧-૭-૯૭ને દિને રૂજુ થયલ, પૂર્વસૂચિત અવલોકનમાં આ પ્રમાણે લખેલું છે;—

× × ×

નાયબ દીવાને જે નોકરી આ હંગામના પ્રસંગમાં બજાવી છે તે નોકરી પ્રશંસનીય છે. હંગામના પ્રસંગનું કામ માથે લઇ પાર પાડવાનું જોખમ એના જેવાં મુત્સદ્દીગારીની નોકરી કરનારનું નહીં તેમ છતાં એમની અસાધારણ મન શકિત, બુદ્ધિ અને હિંમત તથા રાજ્ય તરફની ભકિત ને નીમકહલાલીથી તેઓએ આપનું ફરમાન શિરોયશ્મ ચઢાવી ખુશીથી રાજ્યસેવા કરવાનો અને જીવના જોખમ ભરેલો પ્રસંગ માથે લીધો. અને તે તેઓની હંમેશની રીતી પ્રમાણે સરકારની ખેરખ્વાહ નોકરી બજાવતા આવ્યા છે તે પ્રમાણે આ મોટું કામ પોતાની અસાધારણ બહાદૂરીથી દ્દઢતા રાખી પાર પાડયું છે એથી તેમણે રાજ્ય પ્રત્યે એક સરખી રીતે કિંમતી નોકરીઓ બજાવેલી છે તેમાં આ મોટો ઉમેરો કરે છે × × × આપ હજુરશ્રીને રોશન છે કે, પ્રથમના મકરાણી (કાદુ) ના બહારવટામાં મરહુમ મહેરબાન કર્નલ હંફ્રીસાહેબ જેવા બહાદૂર અને આહોસ અમલદારને મકરાણીથી ભાગી લેવા પડયા હતા અને એવા

ખર્ચમાં તથા જોખમમાં ઉતરવું પડયું હતું. આ પ્રસંગમાં મેહેરબાન રા. રા. પુરૂષોત્તમરાયને એ કામ સુપર્દ કરવાથી બ્રિટિશ સરકારને તસ્દી આપવી પડી નથી અને કામની થોડી મુદતમાં ફતેહ થઇ એ ખુદાતાલાની મેહેરબાની અને આપ ખુદાવંદના ઇકબાલથી છે. તો પણ એ જોખમ ભરેલા બહારવટાનો તુરત છેડો આપના બુલંદ ઇકબાલથી મેહેરબાન મોસુફના હાથે આવ્યો તે બાબતની સર્વ શાબાશી તેમને ધરે છે આપ હજુરશ્રીની કદરદાનીને તેઓ યોગ્ય થયા છે."

"મહેરબાન નાયબ દીવાનનું કુટુંબ આ રાજ્ય સાથે પરાપૂર્વથી જોડાયલું છે એ ઇતિહાસથી આપ ખુદાવંદના જાણવામાં છે. એમની પોતાની નોકરી વીશ કરતાં વધુ વર્ષની થઈ છે. એ દરમ્યાન એમણે ઘણાં જોખમનાં કામો કરી રાજ્યની અનેક પ્રકારે ઘણી સારી અને કિંમતી સેવા કરેલી છે, અને છેવટે હગામ પ્રસંગની આ નોકરી પણ કરી બતાવી, મુત્સદ્દીગીરીની સાથે બહાદૂરીનાં કામો કરવાની યોગ્યતા એમનામાં છે એમ સિદ્ધ કરી આપ્યું છે. આવા નોકરો રાજ્યના સ્થંભ છે અને તેમની કદર રાજ્ય તરફથી જે કંઈ થયલી છે અને વળી કરવા, ઉપર કહેલા ફરમાનમા આપ ખુદાવંદે પોતાની ઇચ્છા બતાવી છે તે પ્રમાણે હજુરશ્રી તરફથી એમને આ પ્રસંગે અને બીજાને ધડો લેવા લાયક સરફરાજી થશે એવી હું આશા રાખું છું."

×× ×× ×× ×× ××

દીવાન સાહેબ તરફથી, પૂર્વોક્ત શબ્દોમા કેવલ અવેલણ સાથે પુરૂષોત્તમરાયજીએ તૈયાર કરેલ **"છેવટનો રીપોર્ટ"** નવાબ સાહેબની હજુરમાં રજુ થતાં તેઓ નામદારે હજુર ફરમાન નં. ૫૩$\frac{૧}{૫૪}$ તા. ૭–૯–૯૭ થી ષ્યુ પુરૂષોત્તમરાયજીની "× × સેવા, નિષ્ઠા, ઉમદા ખવાસ તથા નિર્લોભપણાથી અમે ઓર વધારે ખુશી થયા છીએ, તોપણ તેઓએ આ અને બીજી કરેલી સેવાઓ માટે હવે પછી પ્રસંગે તમારી ભલામણ મુજબ ઘટિત કદર કરવા અમોએ વિચાર કર્યો છે તે પ્રમાણે ટુંકા વખતમાં કરવામાં આવશે" એ પ્રમાણે સ્તુતિ કરીને તેમની કદર બુઝેલી હતી. રાયજી સાહેબે જુનાગઢ છોડયુ તે પછી લાંબા વખત સુધી રાજ્યસેવામાં ચાલુ રહેલા તથા નવાબ સાહેબ રસુલખાનજીના સીધા સંપર્કમાં તથા વિશ્વાસમાં આવેલ અને તટસ્થવૃત્તિવાળા

સ્વ. છગનલાલ પંડ્યાએ તા. ૩-૪-૩૨ના "ગુજરાતી" પત્રમાં નવાબ **સાહેબના "ઉદાર દિલ માટે એટલું તો કહેવું જોઈએ કે, તેઓ ઘણીવાર મ્હારે મ્હોંએ રાયજી સાહેબે મકરાણીના હંગામ સમયે તથા અન્ય પ્રસંગે તનતોડ શ્રમથી રાજ્યની સેવા કરેલી તે વિષે સંતોષ બતાવતા હતા"** એમ જે લખેલું છે ને હકીકત પણ અમારા આ લેખને પુષ્ટિ આપનારી થઇ પડે તેવી છે જ.

ઉપર બતાવ્યું છે તે પ્રમાણે રાયજી સાહેબની નાગરોચિત બરછીના પ્રયોગથી-તેમની ક્ષાત્રવર્ચસ્વિતાથી-જૂનાગઢના રાજમંડળે અતિપ્રસન્નતાપૂર્ણ પણ મા તો કરેલી, તથાપિ 'એ તો ઘરના ભુવા અને ઘરના જતિ' એમ ગણવાને કદાપિ કોઈ કાકદૃષ્ટિ પ્રેરાય, તો તેમાં અમને નવાઇ લાગશે નહિ જ્યાં એવા છિદ્રાન્વેષી વિવેચકને અમે કહી શકીએ કે, મુકટમુકત થયલ સોરઠની સમગ્ર હિંદુ અને મુસલમાન જનતાએ, આપણા આ કથાવીરના પૂર્વોક્ત કાર્યફળથી હર્ષગર્વિત બની જઇને, એ જુવાન મર્દને ગિરિજંગલમાંથી સવિજય જૂનાગઢમાં પાછા આવેલા તે વખતે, જે મંગલ વિધિયુક્ત પોતાનો સદ્ભાવ, પ્રેમથી છલકાઈ જતી રીતીએ પ્રદર્શિત કરી બતાવેલો છે તે, અર્વાચીન સોરઠી ઇતિહાસમાં ભાત પાડતા, મહાસ્મરણીય રમણીયતાવાળા એક ચિત્ર રૂપ બની રહે તેમ તો છે જ, એમ આપણે, હવે પછી અમારા તરફથી અપાનાર વૃત્તાન્તને આધારે કહી શકશું એ વાત નિ:સંદેહ છે.

બહારવટીઆઓને પાધરા કરીને પુરુષોત્તમરાયજી અમુક દિવસે પોતાના જાંગલ સેના વગેરે સાથે તથા શરણાગત બહારવટીઆઓ સહિત વેરાવળ બંદરેથી જૂનાગઢ તરફ પ્રસ્થાન કરવાના છે એ વાતનો સર્વત્ર વાગી ગયેલો હોવાથી સોરઠ સમગ્રના રાજ્યના મહાલે મહાલની રૈયત તેમનું દર્શન કરી તેમને અભિનંદન આપવા અર્થે ઉત્સુક બની ગયલી હતી, અને વેરાવળથી એક ખાસ ગાડીમાં રાયજી સાહેબ જ્યારે જયયાત્રા સમાપ્ત કરીને જૂનાગઢ જવાને ઉપડેલા ત્યારે વેરાવળથી માંડીને છેક જૂનાગઢ સુધીના તમામ 'રેલ્વે સ્ટેશન્સ' માનવ મેદનીથી, તે વિજયી મુત્સદ્દીને સન્માનવા માટે ઉભરાઈ ગયલાં હતા. 'સ્ટેશન્સ'ને પણ વિવિધ પ્રકારે શણગારી શણગારીને પ્રજાજનોએ પોતાનો હૃદયરાગ દર્શાવી બતાવ્યો હતો. અનેક ભાટચારણો હિંદુ મુસલમાન કવિઓ તથા કવિતાકારોએ પુરુષોત્તમરાયજીની ઉજ્જવલ કારકીર્દિના યશોગાન

ગુજરાતી, ફારસી ઉર્દુ હિંદી, સંસ્કૃત અને અંગ્રેજી એમ વિવિધ ભાષાઓમાં કવિતાઓ લખીને પ્રગટ પણ કરી દીધેલી હતી, અને તે સમયના કાઠિયાવાડમાં તેમજ સમસ્ત મુંબઇ ઇલાકામાં પ્રગટ થતાં વર્તમાન * પત્રોએ પણ પુરૂષોત્તમરાયજીના આ વીરોચિત કર્મની યથાર્થ શબ્દોમાં પ્રશંસા મુક્તકંઠે કરીને તેમની વિભૂતિનું ભાન દેશને કરાવેલું હતું; પરંતુ આ બધી પ્રશસ્તિઓનં અવતરણ અત્ર કરીને ગ્રંથના કદમાં અતિવૃદ્ધિ કરી દેવી એ અમને ઉચિત લાગતું નથી, એટલે અમે આ બાબત પરત્વે આટલોજ ઉલ્લેખ કરીને સંતોષ પકડીએ છીએ છતાં એ સર્વ પ્રશસ્તિઓનો જે થોડોક ભાગ મુદ્રાંકિત થઇને તે સમયના જનસમાજને પ્રાપ્ત થયો છે તે જોઈ લેવાની ઇચ્છા કોઇને થઇ આવે તો તેવા જિજ્ઞાસુઓ પુર્વનિર્દિષ્ટ (૧) "ઝાલાન્વય" (૨) 'પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, નાયબ દીવાન ઇત્યાદિ' સંજ્ઞિત તેમને અપાયલ સન્માનપત્રો વગેરેના સંગ્રહનું પુસ્તક, તથા (૩) ગવર્નમેન્ટ દફતરે છપાયલ છે તે આક્થાવીરને હાથે તૈયાર થવા પામેલ 'છીવટનો રિપોર્ટ' વગેરે વાંચી લેવાની કૃપા કરવી જોઇએ.

આટલું આ સંબંધે કહીને, હવે આપણે, જે દિવસે પુરૂષોત્તમરાયજીએ બાબી રાજવંશના પાયતખ્તમાં પુન: પ્રવેશ કરેલો તે દિવસે જે મહોટી ધામધુમ થવા પામી હતી તેનું વિહંગાવલોકન કરી લેશું, અને તેમ કરીને આપણા આ વિષયની સમાપ્તિ પણ કરશું. આ જ્યોત્સવના વર્ણનથી અમને અતિવિસ્તતતાદોષને પાત્ર ગણવામાં આવશે એવું અમને સંપૂર્ણ ભાન છે; તથાપિ આજથી પચાશ વર્ષો પહેલાના જમાનામાં પ્રજાગણ માત્રને સ્વસ્થતાદિનાં સુખ પમાવનાર તથા રાજાપ્રજાને સાચી સલાહ આપનાર રાજપુરૂષની પુન, હાલ વર્તમાનપત્રો, ભાષણો વગેરે મારફત કરાતા પ્રચંડ પ્રચારનો જે સમયે

* ધી બોમ્બે ગેઝીટ (તા. ૧૫-૯-૯૬); ધી કાઠિયાવાડ ટાઇમ્સ (તા. ૨૪-૮-૯૬; ધી કાઠિયાવાડ ન્યુસ (૨૪-૧૦-૯૬); ધી કાઠિયાવાડ ટાઇમ્સ(૨૪-૧૦-૯૬); એડવોકેટ ઓફ ઇંડિયા (૨૪-૧૦-૯૬; ધી ઇંડિયન સ્પેક્ટેટર (૨૫-૯-૯૬); હિંદુસ્તાન (૨૫-૧૦-૯૬); ધી ગુજરાતી (૨૫-૧૦-૯૬); રાફ્ત ગોફ્તાર (૨૫-૧૦-૯૬); જામે જમશેદ ૨૬-૧૦-૯૬); મુંબઇ સમાચાર ૨૬-૧૦-૯૬ સમશેર બહાદુર (૩૦-૧૦-૯૬); ગુજરાત મિત્ર તથા ગૂજરાત દર્પણ ૧-૧૧-૯૬ ); કાઠિયાવાડ કૃષિ અને દેશચર્ચા (૨૦-૧૧-૯૬); મત્યવક્તા (૨૬-૧૨-૯૬) ઇત્યાદિ.

અભાવ હતો તે સમયે, લોકો આત્મપ્રેરિત બનીને કેવા રૂપમાં અને કેટલા હરેક બાબે તેમજ કેટલા પ્રમાણમાં કરતા હતા તે વાતનું ચિત્ર વિસ્મરણની ધૂલિ નીચે ઢંકાઇ જવા ન પામે એટલા સારું તેનું શબ્દાલેખન અત્ર કરી લેવાનું અમને ઉચિત લાગેલું છે, અને તે છતાં જો અમને અતિવિસ્તારના દોષપાત્ર ઠરાવવા માટે વીણી કાઢવામાં આવશે, તો તેવા દોષનું ફળ અમે અણબોલ્યા ચાખી સહી લેશું પણ ખરા.

બહારવટાનો અંત આણ્યા બદલ રાયજી સાહેબને મળેલ પ્રજામાન.

જે દિવસે વેરાવળથી એક ખાસ આગગાડીએ પોતાના સહાયક સેનાધ્યક્ષો તથા સૈનિકોને ભેળા લઇને પુરૂષોત્તમરાયજી જૂનાગઢમાં પધારેલા ત્યારે જૂનાગઢની હિંદુમુસલમાન પ્રજાએ તે દિવસને એક પુણ્યદિન–નગરોત્સવ–રૂપે ઊજવેલો હતો. આ આગમન થયું તે પહેલાં એટલે કે તા. ૩૧–૧૦–૯૬ આશ્વિન વદિ ૧૦ શનિવારે સાંજના સાડાચાર વાગે શહેરમાંની "બહાદૂરખાનજી-હાઇસ્કૂલ"ના વિશાળ સભામંડપમાં એક ગંજાવર લોકસભા, રાજગુરૂ પીરજાદા બડામીયાં ખલફશામીયાં, બલવંતરાય દુલેરાય મજમુદાર, નગરશેઠ માધવજી કહાનજી અને શેઠ આનંદજી રઘુનાથજીની સહીઓથી નીકળેલ આમંત્રણ પત્રિકાઓ ઉપરથી મળેલી હતી, અને તેમાં બધી જાતિજાતિના મળીને આશરે બે હજાર માણસો એકઠા થયલા હતા. "આરબ જમાદાર અમીર અબા સાલમ બીન સાલેહ હિંદીની દરખાસ્તને નગરશેઠ માધવજી કહાનજી તરફથી ટેકો અપાતાં પીરજાદા બડામીયાં સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી, "x x x x-x રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાએ આપણા રાજ્ય, રયાસત અને આખી પ્રજાને ઘાતકી હરામખોરોના જબરથી જે જાતની હાલાકી અને બેચેની થયલી તેનો નાશ, પોતાની જાત ઉપર મોટું જોખમ ઉઠાવી એ સઘળાઓને પારપત અને હાથ કરી આપણને ફીકર અને બેચેનીમાંથી મુક્ત કર્યા, ત્યારે આપણી ફરજ છે કે, આપણા ખરા અંતઃકરણથી તેનો આભાર માનવા સાથે આપણે આપણા વિચારો બતાવવા જોઇએ. x x x વળી તેઓ સાહેબનું આ કામ એકલા રાજ્યનેજ ફાયદાકારક છે એમ નથી; પણ રાજ્ય કરતાં વિશેષ ફાયદો સોરઠની પ્રજાની મિલકત જાહાનમાલની સલામતીના સંરક્ષણાર્થ રહેલો છે અને તેનું માપ બહારવટીઆઓની ઉત્પત્તિ અને તેનો નાશ કરવાની મુદત એ બેની વચ્ચેના વખતથી થઇ શકે છે. x x x x x x x" વગેરે શબ્દોથી

સભાનો કાર્યારંભ કરેલો હતો, અને તે પછી વિદ્યાર્થીએ સુસ્વરે મવાજ પ્રસંગોચિત સંગીતથી સભાને પ્રોત્સાહિત પણ કરેલી હતી. આ આરંભક વિધિ સમાપ્ત થતાં સુવિખ્યાત શસ્ત્ર વૈદ્ય ડૉ. ત્રિભુવનદાસ મોતીચંદ શાહે, + + + ફકીર મામદના બારવટાંને પાધરા મેલી રાજ્યને આફતમાંથી છોડાવનાર તથા સૌરાષ્ટ્રની પ્રજાને ફિકર સંકટ અને હાલાકીમાંથી મુક્ત કરનાર રા. રા. પુરુષોત્તમરાય સુંદરજી ઝાલાનો ઉપકાર માનવાનો અને પ્રદર્શિત કરવાનો સમય આટલો જ જલદી આવશે એમ કોઈના ધારવામાં નહિ હોય વગેરે વચનોથી પોતાનું વક્તવ્ય શરૂ કરીને તે નિષ્ણાત વિજ્ઞાનીએ આ કથાવીરની 'લશ્કરી અને સિપાહીગીરી'નું તેમજ 'પ્રજા, અમલદાર 'અને મિત્રનો તેમણે કેટલો વિશ્વાસ મેળવેલો છે એ વાતનું ભાન સભાજનોને કરાવેલું હતું, અને પછી 'નીતિ, નેકી અને શુદ્ધ સાજભક્તિને ઈશ્વર કેવી સહાય કરે છે તેનો દાખલો લેવો હોય તો પણ આપણા લાયક નાયબ દીવાન છે. તેમની કારકીર્દિ તરફ નજર કરતા તે શુક્લેન્દુવત્ જણાય છે, અને જે જે કામ તે માથે લે છે તેમાં તે ફતેહમંદ નીવડે છે', વગેરે શબ્દપુષ્પાંજલી પુરુષોત્તમરાયજીને અર્પીને તેમના ગુણગ્રામનું વર્ણન કરી બતાવેલું પણ હતું. ત્યાર બાદ, સમગ્ર પ્રજા-તરફથી આપણા આ ચરિતનિરૂપ્યને આપવાના માનપત્રનો ખરડો વાંચી સંભળાવવામાં આવતાં અને સર્વાનુમતિથી મંજુર રખાતાં મૈસદ નસુરઅલહક પ્યારામીયાં સાહેબે તેને પુષ્ટિ આપવામાં પુરુષોત્તમરાયજીનો 'દેશીભાઈ' તરીકે ઉલ્લેખ કરી, અપાનાર માનપત્રને સંમતિ જાહેર કરતાં એ માનપત્ર આપવાનાં કારણો, દેશાભિમાનની ભાવનાથી નીચે પ્રમાણે ગણી બતાવેલ પણ ખરાંઃ—

"પહેલું-રા. પુરુષોત્તમરાયજી જે કે **આપણા દેશી ભાઈઓમાંના એક** ગૃહસ્થ છે તેણે પોતાની જાન ઉપર જોખમ વહોરી ટુંકા વખતમાં હરામખોરોનો નાશ કર્યો."

**"બીજું-રાજેશ્રી મોસુફે મરહુમ દીવાન અમરજીના પરાક્રમના દાખલા તાજા કરી બતાવ્યા."**

"ત્રીજું-પોતે ખાસ મુત્સદી વર્ગના છતાં લડાયક કામમાં હિંમત બતાવી ફતેહ પામ્યા."

"ચોથું-રાજ્ય અને પ્રજા બંનેની સેવા ઘણા ટુંકા ખર્ચ અને વખતમાં બજાવી વફાદારી બતાવી."

"પાંચમું-પોતે ખાનદાન છતાં તન અને મનને મહેનત આપી ગીર જંગલ વગેરેમાં રાત દિવસ ટાઢ તડકો અને બારશ માથે વેઠી બહાદુરી બતાવી વગેરે."

નેવદ નસુરઅલહક સાહેબે પોતાના પૂર્વોક્ત ભાષણમાં સૂચવેલા મુદ્દાઓ સોરઠી ઇતિહાસમાં સ્થાન પામવાને સર્વથા પાત્ર ગણાશે. હિંદુ અને મુસલમાન લોકોમાં, એક બીજાના "દેશીભાઇઓ" હોવાની જે ભાવના જૂનાગઢ રાજ્યમાં પૂર્વકાળથી, નવાબ સાહેબોની સમદષ્ટિને આશ્રયે પ્રવર્તતી રહેલી હતી તેનું પ્રદર્શન, પૂર્વોક્ત કથનથી લગભગ છેલ્લી વાર આ પ્રસંગે થયલું એમ કહીએ તો ખોટું ગણાશે નહિ.

આટલો પ્રસ્તાવ થયા પછી, પુરૂષોત્તમરાયજીને વિધિપૂર્વક માનપત્ર અર્પવા માટે એક પ્રતિનિધિમંડળ નિયુક્ત કરાયલું હતું, અને એ પ્રતિનિધિમંડળે પુરૂષોત્તમરાયજીને અનુકૂળ હોય તે સ્થાને તથા સમયે પ્રજાજનો તરફથી જઇને માનપત્ર ઇનાયત કરવું એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. છેવટ નવાબ સાહેબના ખાસ માનિતા અને વિશ્વાસપાત્ર એવા વયોવૃદ્ધ ખાનગી કાર્યભારી સાધુચરિત અમરજી આણંદજી કચ્છીએ એકત્ર થયલ સભાજનોને સંબોધીને આ પ્રસંગ ઉપર અધિક પ્રકાશ પાડે એવું ભાષણ આ પ્રમાણે કરી બતાવેલું પણ ખરૂં:—

'દેશોન્નતિ તથા રાજ્ય તરફથી વફાદારી બતાવનારો" આ પ્રસંગ છે. 'યુરોપ દેશમાં દેશહિતકારી તથા પરગજુ પુરૂષો માટે કેટલું બધું માન તથા વાહગીરીનાં કામો થાય છે" તે વિષે તથા તેના લાભ બાબતે અધિક વિવેચન કરીને તેઓ બોલેલા કેઃ—"આપણા પ્યારા રા. રા. પુરૂષોત્તમરાયજીએ હાલ જે કાંઇ રાજ્ય તથા દેશની સેવા બજાવેલી છે તે માટે નેકનામદાર આલીજહાં ખુદાવંદ નવાબ સાહેબ બહાદુરે તેના ઉપર સારા શબ્દોમાં સાબાશી-ફરમાન લખાવ્યું છે તેમજ તેના ખુશખબર ખુદાવંદ નવાબ સાહેબ બાહાદુરના હુકમથી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ બહાદુરને આપેલા તેથી તેઓ સાહેબે પણ રાજ્યેથી મોસૂફ માટે પોતાની ખુશી સાથે સારો અભિપ્રાય જણાવ્યો છે, એ વાત મ્હારી જાણમાં હોવાથી આપ સભાસદોને નિવેદન કરૂં છઉં તેથી આપને વધુ ખુશાલી થશે xxx" આ ભાષણને અંતે સભાનું કામ વિધિપુરઃસર સમાપ્ત કરવામાં આવેલું. નવાબ સાહેબ રસુલખાનજી

ભણેલા અને વ્યવહાર કુશળ તથા પોતાના રાજકર્તાપણા પહેલાંના જીવનમાં લોક સમાગમ સંપૂર્ણ રીતે પામેલા હતા, છતાં તેમના અવસાન બાદ રાજ્યનો વહીવટ કરવાને નિયુક્ત થયલ અંગ્રેજ અધિકારી મિ. રેંડાલ જેવા ન્યાયાધીશ કોટીના ગૃહસ્થે તેમજ બ્રિટિશ સરકારના સિવ્હી ખાતેના રાજદ્વારીય ખાતાના અમલદાર મિ. (સર) આર. ઇ. હોલાંડ જેવા રાજપુરૂષે આ નવાબ સાહેબને અભણ-બુદ્ધિહીન-કલ્પીને તેમના તરફથી તથા રાજ્ય તરફથી પ્રસંગે પ્રસંગે કરાયલ પુરૂષોત્તમરાયજીની પ્રશંસા તથા કદરના લેખોને પ્રેરિત કે કૃત્રિમ કોટીના ઠરાવવા માટે જે હેતુપૂર્વક અને અનિષ્ટ આછો પાતળો પ્રયત્ન કરેલ છે તે પ્રયત્નને અર્થહીન બતાવવાને કામે, પૂર્વોક્ત અમરજીભાઇએ કથી બતાવેલ સ્વાનુભવની વાત એક પ્રબળ સાધન રૂપ થઇ પડે તેવી છે, એમ અમે બેધડક કહી શકીએ છીએ. જે નવાબ સાહેબ રસુલખાનજી જેવા ચતુર રાજકર્તાને તેમના દેહાંત પછી અભણ બનાવવાનો જે પ્રયાસ થયલો છે તે પ્રયાસ કેટલો વ્યર્થ છે તે બતાવવા માટે અમે એટલુંજ કહેશું કે, એ નવાબ સાહેબની હયાતીમાં પ્રથમ તેમને "કે. સી. એમ. આઇ."નો અને પછીથી "જી. સી. એસ. આઇ."નો ખેતાબ બ્રિટિશ સરકારે આપેલ છે, અને એ હકીકતજ એવી છે કે, તેને લીધે પૂર્વોક્ત બન્ને અંગ્રેજ અમલદારોના પ્રયત્નમાં રહેલ કોઇ અનિષ્ટ હેતુનો સંભવ જણાઇ આવ્યા વિના રહેતો નથી.

ઉપર બતાવ્યું છે તે પ્રમાણે મબાકાર્ય સમાપ્ત થયા પછી અને પુરૂષોત્તમરાયજી શહેરમાં આવી ઠરી ઠામ થયા પછી તેમને માનપત્ર ઇનાયત કરવાને નિયુક્ત થયલ પ્રતિનિધિમંડળે તા. ૨-૧૧-૯૬ના રોજ વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇની 'નવી હવેલી' ના વિશાળ ચોકને, માનપત્રાર્પણ' નિમિત્તે સભાસ્થાન ઠરાવેલ અને તેને ' રંગબેરંગી વાવટા તથા ફૂલોનાં તોરણોથી" સુશોભિત કરાવેલ પણ હતો, અને "રાજ્યના અમીર ઉમરાવ તથા સઘળા × × ખાતાંના અધિકારી" તેમજ નવાબ સાહેબના નાનાભાઈ સાહેબજાદા એદલખાનજી તથા વઝીર સાહેબ પોતે પણ તેમાં ભાગ લેવાને આવી બેઠેલા હતા; અને બાલવૃંદના સુમધુર કંઠથી પ્રસંગોચિત કવિતા ગવાઈ રહેતાં ડૉકટર નરોત્તમદાસ ઇંદ્રજી વૈષ્ણવ એમ. બી. બી. એસ. (ડરહામ, ઇંગ્લાંડ) એમણે જૂનાગઢની હિંદુ મુસલીમ રૈયત તરફથી માનપત્રને, એમની પોતાની વિશિષ્ટ છટાદાર ઢબે વાંચી સંભળાવતાં સભાજનોએ તેને જય ઘોષ કરી ટેકો આપી વધાવી લીધેલું પણ હતું. આ માનપત્રને કિનખાબના ખલીતામાં

ધાલી તે ખલીનાને એક રૂપાની પેટીમાં મૂકીને પીરઝાદા ખડામીયાં તથા તાલુકદાર જશવંતરાય મજમુદારને હસ્તે પુરૂષોત્તમરાયજીને અપાયલું અને તે પ્રસંગે પણ સભાજનોએ તાલીનાદ કરીને પોતાની સંમતિ પ્રદર્શિત કરી બતાવેલી હતી. આટલો વિધિ થઈ ગયા પછી જમાદાર અબા સાલમ બીન નાયેલ હિંદીએ જરીનો તથા ડૉક્ટર ત્રિભુવનદાસ શાહે ફૂલનો હાર શ્રીયુત પુરૂષોત્તમરાયજીના કંઠે આરોપી દેતાં આપણા આ, પ્રમાણે સન્માનિત થયલ કથાવીરે પ્રસંગોચિત શબ્દોમાં સર્વ કોઈનો ઉપકાર માનલો હતો અને તે પછી થતા રહેલ જયઘોષ વચ્ચે સભા વિસર્જિત થવા પામેલી. સ્વ. છગનલાલ પંડ્યાએ, ઘણા વર્ષોનાં–છત્રીશ વર્ષોનાં–વહાણાં વાઇ ગયા પછી પોતાનાં જે સંસ્મરણો “ગુજરાતી” પત્રના તા. ૩–૪–૩૨ ના અંકમાં છપાવેલાં છે તેમાં આ પ્રસંગનો સંક્ષિપ્ત ઉલ્લેખ તેમણે આ પ્રમાણે કરેલો છેઃ—“તે વેળા તેમના માનમાં ભવ્ય મેળાવડો થયો હતો અને રાજ્ય તરફથી પણ તેમની આ બારે સેવાની સારી કદર” થઈ પણ હતી. છત્રીશ છત્રીશ વર્ષો પર્યન્ત છગનલાલજીના ચિત્તપટ ઉપર પડી રહેલ છાપ ઝાંખી ન પડેલી, એ હકીકત, ખરેખર, આપણા આ કથાનાયકને રાજ્ય તેમજ પ્રજા તરફથી અપાયલ ભવ્ય બહુમાનની પ્રતિપાદક નહિ ગણાય શું ?

આ પ્રમાણે રાયજી સાહેબે પ્રાપ્ત કરેલ જયથી હર્ષિત બનેલ જૂનાગઢ શહેરની પ્રજાએ તેમને સન્માનેલા હતા; તથાપિ તેટલાથી આ પ્રસંગે ઊજવાયલ નગરોત્સવનું ચિત્રાલેખન પૂર્ણ થતું નથી. નગર જનોએ સભા ભરી અને તે પછી પુરૂષોત્તમરાયનું વેરાવળથી આગમન થયું તે ઉભય બાબતો વચ્ચે સમયનો થોડોક ગાળો રહેલો હતો એટલે એ ગાળામાં જે બનેલું તેનું શબ્દ-ચિત્ર આલેખવાનું બાકી રહેલું છે. પુરૂષોત્તમરાયજીએ સામરિક કોટીનો જે જય મેળવેલો તે એક રાજદ્વારીય જય પણ હતો, એવું સોરઠની પ્રજા અચૂક માની બેઠેલી હતી, અને તે કારણેજ આ પ્રસંગને ઊજવવામાં આખીય સોરઠી પ્રજાએ અનાકારણ એકતા, આતુર ઉત્સાહ અને આનંદ પ્રદર્શિત કરી બતાવવામાં કશી પણ કચાશ રાખેલી નહિ. સોરઠી પ્રજાનું આ કાર્ય, ખરેખર, કાઠિયાવાડના અર્વાચીન ઇતિહાસમાં એક અવિસ્મરણીય વિષય બની રહે છે. જેમણે આ પ્રસંગને આજથી પચાશ વર્ષ પહેલાં ઉજવાતો જોયલ છે તેમના મન ઉપરની છાપ હજુ સુધી ભૂંસાઇ ગયલી નથીજ. જે દિવસે રાયજી સાહેબે જય લાભ મેળવીને જૂનાગઢમાં પ્રવેશ કરેલો તે દિવસને જૂનાગઢના

રાજમંડળે, જૂનાગઢ શહેરની પ્રજાએ તથા રાજ્યની આખી પ્રજાએ એક રાષ્ટ્રીય ઉત્સવ રૂપે ઊજવેલો હતો, અને તેનું કારણ એ હતું કે, થોડાં વર્ષો પહેલાં કાદુના બહારવટાને પ્રસંગે જૂનાગઢ રાજ્ય પોતાની આંતર સ્વતંત્રતા અલ્પતઃ પણ ખોઈ બેઠેલું હતું અને વળી એ રાજ્યમાં સંગ્રામકુશળ લોકોની ખોટ ન હતી છતાં બ્રિટિશ સરકારે તેવા રણપ્રિય લોકોનો રાજ્યમાં અભાવ છે એવી ખોટી કલ્પના કરીને બ્રિટિશ અમલદારોને પૂર્વોક્ત કાદુનું બહારવટું દબાવી દેવાને અર્થે રાજ્ય ઉપર લાદેલા પણ હતા, અને તેથી કરીને રાજ્યના બહાદૂર પુરુષો પોતાને અપમાનિત થયલા ગણી રહેલા પણ હતા. આમ હોઇને સોરઠની આખી જનતા પોતાને પુનઃ પ્રાપ્ત થયલી આંતર સ્વતંત્રતા અને પોતાની ઝંખવાયલી કીર્તિ તેને પાછી મળી આવેલી તેટલા કારણે હર્ષોન્મત્ત બને એ સ્વભાવિક હતું. આવો ઉત્સવ પૂર્વકાળમાં કાઠિયાવાડમાંના કોઈ રાજાના સંબંધમાં ઊજવાયો હોય તો ભલે; પરંતુ આ છેલ્લા શતકમા તો તેવો ઉત્સવ કોઇ એક રાજપુરુષને સન્માનવા માટે યોજાયો હોય એવું કહી શકાતું નથી, આમ હોઇને આ ઉત્સવની ઊજવણી એક પ્રકારની વિભૂતિપૂજાવિધિ રૂપ ગણાય તેમ છે, અને તેથી તેને લગતું થોડુંક પણ મનોહર બ્યાન અત્ર આપવાનુ અમે ઉચિત ધારીએ છીએ.

પુરુષોત્તમરાયજી વેરાવળથી ખાસ ટ્રેનમાં શરણાગત બહારવટીયા તથા લશ્કર સાથે, રસ્તામાં સ્ટેશને સ્ટેશને માન મેળવતા જૂનાગઢ સ્ટેશને ડબામાંથી ઉતરે છે કે તરતજ પુષ્પવૃષ્ટિઓ થઇ રહી જયઘોષોથી ઊભરાતો લોકોનો આનંદ રેલાવા લાગે છે અને વિજયાને આવકારના વાઘોના મધુર, મંગલ પ્રોત્સાહક ધ્વનિથી આ સમું વાતાવરણ આનંદમાર્દ્ર બની જાય છે. બંદોબસ્તી ખાતા તેમજ રાજ્યસેનાના સિપાહીઓની ટુકડીઓ, એક પછી એક એમ પોતપોતાને સ્થાને સ્થિર રહીને, આ જયયાત્રા સમાપ્ત કરી પાછા આવેલ આપણા ચરિત્રનિરૂપ્ય સેનાપતિને ભાવભરી સલામી આપતી જાય છે, અને ચારે દિશામાંથી વધારે ને વધારે પુષ્પવૃષ્ટિ થતી રહે છે; એટલુંજ નહિ, પરંતુ પુરુષોત્તમરાયજીના કંઠે આરોપાતી જતી કુસુમમાળા ઉપર કુસુમમાળા પોતાના ભારથી તે વીર મુત્સદ્દીના ઉન્નત મસ્તકને અવનત થઈ રહેવાનો પાઠ જાણે કે શીખવતી હોય એવું દૃશ્ય પણ ત્યાં ઉપસ્થિત થઇ આવે છે!

આમ એક તરફ જ્યારે પુરુષોત્તમરાયજી પૂજાતા રહેલ ત્યારે બીજી તરફ આસમાની વસ્ત્રધારી, પડછંદ કાયવાળા, મહોટીમહોટી દાઢીમૂછવાળા તેમજ

શૌર્યના કિરણો ફેંકી અંધકારને પણ વીંધતી એવી તેજસ્વી અને મ્હોટીમ્હોટી આંખોવાળા સેંકડો મોરડી સિપાહીઓ પોતપોતાના ડબાને ખાલી કરી ઊતરી પડતા અને પછી પોતપોતાની ટુકડીમાં ગોઠવાઇ જવાને ધસમસતા દેખાતા પણ હતા. સરદારો પણ પોતપોતાના ડબામાંથી ઉતરીને પોતપોતાની ટુકડી સંભાળી લેવાની પ્રવૃત્તિમાં પડી ગયલા. એટલામાં પુરૂષોત્તમરાયજી દીવાનજી વગેરે સ્વાગત મંડળના સાથમાં પરંતુ માનવગણથી અભિનંદાતા અને અનુસરાતા, પ્રસન્નવદને તથા ઉપકૃત ચિત્તે, કોઇકોઇ અગ્રગણ્ય નગરજનને સંબોધતા, ધીરગતિથી વિરામસ્થાનના પ્રાંગણમાંથી બહાર નીસરવાને આગળો આગળ સિડે છે, અને ફરી પછી જય-નાદની ઝડી થઇ રહે છે. 'સ્ટેશન બહારના પ્રાંગણમાં, ચાર ઘોડાથી ખેંચાયલી એક સુંદર ગાડી તૈયાર ઊભી છે તેમાં દીવાનજી સાથે આ કથાવીર વગેરે ચઢી બેસે છે, અને તેમના સન્માનાર્થે નગર તરફથી મોકલાયલ અશ્વારૂઢ સૈનિકોની એક ટુકડી તે ગાડીની પાછળ ગોઠવાઈ પણ જાય છે. તેની પાછળ સ્વાગતમંડળના સભ્યોની તેમજ અન્ય રાજપુરુષો, અમીર ઉમરાવો વગેરેની ગાડીઓ ક્રમબદ્ધ ચાલવાને તૈયાર થાય છે. આગગાડીએ ચઢીઆવેલ સેનાનીઓ પોતપોતાના સૈનિકોના ટુકડીઓના મુખભાગે રહીને તે આખાય શહેરગાસ્તને ક્રમબદ્ધ અને વિનયબદ્ધ ચાલવાને આવશ્યક સૂચનાઓ આપી દે છે. એ આખોય સંઘ નગર માર્ગ ઉપર વિચરી રાજમહાલયે પહોંચવાને નગરના મહાદ્વારમાં પ્રવેશ કરે છે. પ્રયાણમાર્ગ ઉપર દર્શનાતુર પ્રજાજનો આ આખાય વીરમંડળને પુનઃપુનઃ નીરખવાને માટે એકબીજાને ધક્કે ચઢાવતા આમતેમ દોડતા ધૂમતા નજરે પડે છે અને વચમાં વચમાં સ્થિર ઊભેલા પ્રેક્ષકોનો આનંદોત્સાહ વારંવાર ગર્જી ઊઠી સાકાર થવા જેવું કરતો પણ અનુભવાય છે. મહામાર્ગ ઉપર ઊભા રહેલ બાળવૃંદો કુસુમાંજલિઓ આપી આપીને, તાળીઓ પાડીપાડીને આ સર્વ જયશાળીઓની સંઘયાત્રાને વધાવતાં જાય છે અને એમ કરતાં એ આખુંય શહેરગાસ્ત ઊભી બજારે થઇને રાજમહાલયે જઇ પહોંચે છે, અને ત્યાં ભરાયલ દરબારમાં શરણાગત બહારવટીઆઓ નવાબસાહેબ સમક્ષ પોતાનો પશ્ચાતાપ પ્રકટ કરીને તેઓશ્રીની દયા યાચી પણ લે છે. નવાબસાહેબ પોતાની ક્ષેત્રોચિત ઉદારતાથી તે બદમાશોને ફાંસીની સજા ન ફરમાવતાં જન્મટીપની સજા કરવાની આજ્ઞા આપી દે છે, અને પુરૂષોત્તમરાયજી તથા તેમના સહાયકો તમામને શાબાશી આપી પોતાના એ વફાદાર નોકરોની કદર પણ કરે છે. આ બધો વિધિ સમાપ્ત થઈ રહેલો ત્યારે તે સમયના વિશિષ્ટ મદદનીશ દીવાન ખાન બહાદૂર અરદેશર જમશેદજી

કામદીન નામક પારસી ગૃહસ્થ કે જેઓ "શેઠ સાહેબ" સંજ્ઞાથી રાજ્યમાં ઠેઠ સુધી ઓળખાતા રહેલા તેમણે ઊભા થઇને એ દરબારમાં પુરૂષોત્તમગયછની તારીફ કરતાં નીચે આપેલ ઉદ્‌ગારો કાઢેલા પણ હતા.—

xx xx xx xx xx

જૂનાગઢ રાજ્યની સાથે અનાદી કાળથી સંબંધ રાખનારી જૂનાગઢની નાગર કોમ જેણે મુસલમાન અમલદારો સાથે હમેશ જોડાયલી રહીને આ રાજ્યને લાંબી મુદતથી દીપાયમાન કરેલુ છે તે કોમ મધ્યેના એક અમીર કુટુંબ માહેલા અને લાયક માતા પિતાના એક લાયક પુત્ર પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા આજરોજ (તા. ૨૮-૧૦-૯૬) પોતાની કરેલી નોકરીના બદલામાં પોતાના ધણી તરફથી સન્માન પામે તે જોઇ કોણ ખુશી થયા વિના રહેશે નહિ?

અર્થાત્, કોઈ એક "મહોટી સ્વારી કે મહોટા પ્રાસંગિક દીપોત્સવની રચના" જેવા ઠાઠમાઠથી ઊજવાયલ આ જયયાત્રા, ઉપર મુજબ નમાપ્તિને પામેલી હતી, અને તે પ્રસંગે જૂનાગઢના નગરજનોએ કોઇ પ્રકારના ભેદભાવ વિના જે એકતા, ઉત્સાહ, હર્ષ તથા "દેશભાઈપણું" બતાવી આપેલ છે તેનું વર્ણન અપિ પોતે કર્યું છે તોપણ તે સમયના કાર્યકર્તાએ તે વર્ણન લખી મુદ્રાંકિત શબ્દોમાં અમર બનાવેલું હોઇને અમો એ લેખકોના જ શબ્દો આ નીચે આપીએ છીએ:—

"x x x આ વખતનો જૂનાગઢની પ્રજાનો ઉપકાર બતાવનારી લાગણીનો ઉભરો એવો તો ઉભરાઇ જતો જોવામાં આવ્યો છે, તેનું વર્ણન, તે વખતનો દેખાવ જેણે નજરે જોયો છે તેના આત્માનુભવ વગર વર્ણન કરનારની કમજોર કલમ કદી કરી શકે નહીં.* x x x x x x"

પુરૂષોત્તમરાયજીએ કરેલ આ પ્રકારની રાજ્યસેવાની કદર જૂનાગઢ શહેરની જનતાએ પૂર્વોક્ત વિધિએ કરી બતાવેલી એ જેમ એક અવિવાદ ઐતિહાસિક

* જુવો—"રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, નાયબ દીવાન ઇત્યાદિ" નામક પૂર્વસૂચિત પુસ્તક

સત્ય છે તેમ તે કામની કદર બીજી દિશાએથી પણ ઘણાજ પ્રમાણમાં થવા પામેલી છે એ પણ એક ઇતિહાસપાત્ર બાબત છે. જૂનાગઢ રાજ્યના મહાલે-મહાલની રૈયતે આપણા આ કથાનાયકને પોતપોતાના તરફથી માનપત્રો આપીને પોતપોતાનો હૃદયરાગ ઠલવેલો છે તેમ રાજ્યમાંના જૂદા જૂદા-જૂના તેમજ નવા-સંપ્રદાયના કવિજનોએ તથા કવિતાકારોએ પણ આ પ્રસંગને અનુલક્ષીને જૂદી જૂદી ભાષામાં કાવ્યો લખ્યાં છે અને કેટલાકોએ તો કાવ્ય-પુસ્તિકાઓ લખી પ્રકટ કરેલ છે. આ સર્વ કૃતિઓનો સંગ્રહ કરી તેને એક ગ્રંથના રૂપમાં પ્રકટ કરવામાં આવે, તો તેથી આપણા પ્રશસ્તિવાચક સાહિત્યાગારમાં એક મ્હોટો દળદાર ગ્રંથ ઉમેરાય એમ છે; એટલુંજ નહિ, પરંતુ પ્રજારંજકતાનો ગુણ ધરાવવાના વિષયમાં પુરૂષોત્તમરાયજીનું સ્થાન કેટલું ઉચ્ચતમ છે તે વાત અચૂક હરકોઇના સમજવામાં પણ આવી શકશે. આ સંગ્રહ હાલતો એમના પુત્રોના કબ્જામાં છે તોપણ તે કોઇક કાળે કીર્તિમંદિર જેવા સંગ્રહસ્થાનમાં સચિત થવા પામશે એવી આશા રાખી શકાય છે. પ્રાચીનકાળમાં લખાયલી પ્રશસ્તિઓને બાદ રાખીને બોલીએ તો, એમ કહી શકાય કે, અર્વાચીનકાળના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજા સાહેબ અને મહાત્મા ગાંધીજી સિવાયના કોઇ પણ મુત્સદ્દીને માટે પુરૂષોત્તમરાયજીને ઉદ્દેશીને લખાયલ પ્રશસ્તિઓના જેટલી પ્રશસ્તિઓ લખાયલી નહિ હોય. આ તમામ પ્રશસ્તિઓનો ઉલ્લેખ અમે અત્ર કરી શકીએ તેમ નથી. તથાપિ વાનગી રૂપે અમે આપણા ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજી જેવી લગભગ અજોડ બુદ્ધિ વૈભવવાળી વ્યક્તિવિશેષથી એ પ્રસંગે ગુંથાયલ **"સન્માન મુક્તાવલિ"** માંથી એક બે શ્લોકો, અમારા પાઠકને રસપાન કરાવવા અર્થે આ નીચે ઊતારીને તેની જિજ્ઞાસાને થોડીક પણ તૃપ્ત કરવા લોભાયા છીએઃ—

"xx xx xx xx xx

(વસંતતિલકા)

"પામ્યા તમામ ઉપરામ હરામખોરો. ને ચાંપીયા ચપલ ચિત્તચરિત્ર ચોરો;
જે શુદ્ધ બુદ્ધિબળથી જગજંત જીતે. જીવો સદાય પુરૂષોત્તમરાયજી તે.

**नित्यं स्वदेशहितकृच्च सदेश भक्तस्तन्सन्निदेशवहनाय विदेशशेषि।**
**चोरस्थलंखनति तत्सुखय् न्व भर्तुःसन्मंत्रिरत्न पुरुषोत्तमराय शर्मा ।।**

(સારા મંત્રિસમાજમાં રત્ન રૂપ પુરૂષોત્તમરાયજી નિત્ય સ્વદેશનું હિત કરે છે અને નિરંતર ઇશ-ઇશ્વર-અથવા રાજાના ભક્ત છે, અને તે સ્વભર્તા (નવાબ સાહેબ)ની આજ્ઞા ઊઠાવવામાં વિદેશનું સેવન કરનાર છે. વળી **'चोरस्थलम् खनति'** એટલે ચોરોના સ્થળને ખોદી નાંખે છે અને **तन् (चोरस्थलम्) च उरस्थलं स्वभर्तुः सुखयति** એટલે કે, પોતાના ભર્તા (નવાબ સાહેબ)ના તેજ સ્થળને (હૃદયને) સુખ આપે છે.)

**क्षेमप्रसक्त्या निखिलार्थ शक्त्या युक्त्या सदुक्त्या निजराजभक्त्या ।**
**प्राण प्रहाण प्रवणान्प्रजानां जीयान्निगृण्हन्पुरुषोत्तमाख्यः ॥**

(સુખશાંતિનો ફેલાવો કરનાર સર્વ પ્રકારની શક્તિથી, યુક્તિથી, સદુક્તિ એટલે ઉત્તમ પ્રકારની બોલવાની ઢબથી અને પોતાના રાજ્યની ભક્તિથી પ્રજાના પ્રાણ હરણ કરવામાં તત્પર લોકોનો નિગ્રહ કરનાર પુરૂષોત્તમરાયજીનો જય થાઓ.)"

વળી કોઇ ભાટ કવિ રઘુનાથજી ભૂપસંઘે પણ આ પ્રસંગે નિમ્નલિખિત કવિત લલકારેલું પણ હતું:–

### કવિત

બુદ્ધિકો બીલંદ કુલચંદનંદ સુંદરકો
શામ કામ કરબે કો ચિતનીલ ચાહો હેં;
ગીરીમેં ગુહારનમેં, ઝાર ઓર પહરનમે,
ધ્યાન તલવારનમે, રેન દીન ધ્યાયો હેં:
પકરે હરામખોરે, તોર ફોર જોર કીને,
બીર અરુ ધીર સબેં જુગમેં સરાયો હેં.
**પુરન પ્રસોતમ નઈ બાત ભઇ અમ્મરકી**
આયો સો ઇ,અંસઝાલા અંસકો દીપાયો હેં

જૂનાગઢના બાબી રાજકુળની સેવા કરનારાઓમાં ફકત બેજ મહાપુરૂષો દીવાન અમરજી અને સર દીવાન જેવા પુરૂષોત્તમરાયજીના સંબંધમાં પુર્વોક્ત પ્રકારનાં કવિતો લખાયલાં હોય એવું અમારા જાણવામાં આવે છે, એટલે એ બાબી રાજવંશની ચડતી પડતીનો ઇતિહાસ વસ્તુતઃ આ બે મહાપુરૂષોનાં

જીવનચરિતોમાંથી તેમજ તેમને લગતા દફ્તર સ્મૃતિઓમાંથી જેટલા પ્રમાણમાં ઉપલબ્ધ થઇ શકે તેમ છે તેટલા પ્રમાણમાં અન્ય કોઈ સાધનથી ઉપલબ્ધ થાય તેમ નથી.

ઉપર પ્રમાણે, પુરૂષોત્તમરાયજીને હાથે ઉકેલાયલ બહારવટાને લગતી કથા સમાપ્તિને પામે છે આ કથાનો સાર એટલોજ છે કે. આ કથાવીરે એક કાંકરે બે પક્ષી મારેલા છે પૂર્વકાળમાં બહારવટા લાંબા કાળ સુધી ચાલતાં અને રાજ્યને મ્હોટો ધનવ્યય કરવો પડતો હતો તેને બદલે પુરૂષોત્તમરાયજીએ ટુંકા વખતમાં અને અલ્પ ધનવ્યયથી બહારવટાનો અંત આણી દીધેલો, અને વળી જે હરિદાસભાઇ દીવાનના વારામાં અંગ્રેજ સરકારે જૂનાગઢ રાજ્યને, વિના કારણે, નિર્બળ ઠરાવી કાદુના બહારવટાનો અંત લાવવા માટે અંગ્રેજ અમલદારોને રાજ્યને માથે લાદી દઈને રાજ્યની આંતર સ્વતંત્રતાને ખંડિત કરી દીધેલી તેજ હરિદાસભાઇના ભાઈ બહેચરદાસજીની દીવાનગીરીના સમયમાં ઉપસ્થિત થવા પામેલ એજ કાદુના સગાઓના બહારવટાનો અંત આણવાનું કામ આ કથાવીરે પોતાને માથે ઉપાડી લઈને જૂનાગઢ રાજ્યની સબળતા સિદ્ધ કરી આપી હતી એટલુંજ નહિ, પરંતુ રાજદ્વારીય દૃષ્ટિએ એ રાજ્યનું ગૌરવ ખંડિત થવા પામેલું હતું તેનો તેમણે પુનરૂદ્ધાર કરી પુનઃ તેને તેના મૂળ સ્થિતિમાં મૂકી આપેલું પણ હતું. રાજ્યની આંતર સ્વતંત્રતાની રક્ષા કરવાને સર્વદા ઉત્સુક રહેનાર રાજપુરૂષ આથી વધારે શું કરી શકે?

ત. સોરઠના બાબી મુસલમાન રાજકર્તાઓના અમલના આરંભકાળથી તે ઠેઠ ઇ સ ૧૯૧૧ માં નવાબ સાહેબ રસુલખાનજીનો દેહાંત થયો ત્યાં સુધીનો સોરઠી ઇતિહાસ જે એક ધડો લેવા વિશિષ્ટ વાત આપણને સમજાવે છે તે એ કે, જૂનાગઢ રાજ્યના ધણી જો કે મુસલમાન રાજકર્તાઓ હતા છતાં તેમણે બનતા સુધી હિંદુ અને વિશેષતઃ નાગર મંત્રીઓ તથા કાર્યભારીઓ તેમજ અન્ય અમલદારો રાખીને તેમની મારફતેજ પોતાના રાજ્યનો વહીવટ કરવા કરાવવાની પ્રણાલિકાનો અવિચ્છિન્ન નિર્વાહ કરી રાખેલો હતો, અને તેને પરિણામે એ રાજ્યમાં વસતી હિંદુ અને મુસલમાન જાતિના લોકો વચ્ચે જાતિવિગ્રહ કે ધર્મવિગ્રહ કોઇ પણ સમયે

પ્રભાસપાટણમાં હિંદુ મુસલમાનોનું હુલ્લડ અને તેના ચેપનસાહ અને અંતે સમાધાન

થયલો નહિ; એટલું જ નહિ, પરંતુ એ ઉભય જાતિના લોકો વચ્ચે અસાધારણ ઐક્યનો ઉદ્‌ભવ તથા નિર્વાહ થઇ રહેલો અને તે ઉભય કોમોએ રાજ્યદેહના જમણા અને ડાબા હાથનું કામ કરીને પોતાના સ્વામી રાજકર્તાના મસ્તકને, ગમે તે ભોગે પણ ઉન્નત રાખવામાં કશી પણ મણા રાખી ન હતી. ઈ. સ. ૧૯૧૦ આખર સુધીના બાબી મુસલમાન રાજકાળમાં કોઇ પણ નવાબે હિંદુ ધર્મનો કે હિંદુ હોવાને કારણે કોઇ પણ હિંદુ મનુષ્યનો દ્વેષ કરી તેને નુકસાન પહોંચાડેલું નથી અગર તો હિંદુ જનતાને મુસલમાન જનતા કરતાં લેશમાત્ર પણ ગૌણતા આપીને તેને રાજ્યાશ્રયમાંથી બહિષ્કૃત રાખેલી પણ નથી; એટલુંજ નહિ, પરંતુ એ પૂર્વકાલીન નવાબોએ હિંદુ લોકોને જેમની તેમની યોગ્યતા પ્રમાણે રાજ્યકાર્યો પરત્વે સવિશ્વાસ અગ્રભાગ આપવામાં, તેમને પોતાનાં ફરજંદ રૂપ ગણી રહેવામાં, તેમનાં ધર્મસ્થાનોની રક્ષા કરી તેમને પોષતાં રહેવામાં તેમજ અન્ય પ્રકારે સમદષ્ટિ તથા ઉદારતા બતાવીને, પોતે વિધર્મી મુસલમાન છતાં એક પ્રકારે હિંદુપણું આચારમાં મૂકી બતાવેલું પણ છે, અને તેથી તે પ્રકારનું તેમનું વર્તન આપણા સ્વદેશીય અને સર્વદેશીય ઇતિહાસમાં અનેરી ભાત પાડનારું પણ છે. અમે એમ પણ આ સ્થળે કહી શકીએ કે, મુસલમાન નવાબ સાહેબનું આ પ્રકારનું માનસ ઘડનાર ઘણે ભાગે નાગર મુત્સદ્દીઓ હતા, અને એ જ કારણે એ નાગર મુત્સદ્દીનું જૂનાગઢ રાજ્યમાં હોવાપણું ભેદનીતિના ઉપાસક બ્રિટિશ સરકારને શલ્યવત્ ખૂંચી રહેલું હતું. પુરૂષોત્તમરાયજીના જ વારામાંથી રાજ્યમાં મુસલમાન લાગવગ વધરાવી નવાબસાહેબોને હિંદુ કાર્યભારીઓની લાગવગ નીચેથી ખેસવી નાંખવાના પ્રયાસો બ્રિટિશ સરકારના અમલદારોએ શરૂ કરી દીધેલા હતા; પરંતુ નવાબ સાહેબ રસુલખાનજી તથા વઝીર બહાઉદીનભાઇ રાજ્યમાં પ્રવર્તતી પ્રણાલિકાનો ભંગ કરવાને બીલકુલ તૈયાર ન હતા એટલે અંગ્રેજ સરકારનું કાંઈ વળતું ન હતું. એ છતાં એ સર્વોપરિ સરકાર, આખરે, એ નવાબ સાહેબ રસુલખાનજીના યુવરાજ શેરજમાંખાનજીને ચઢાવીને પુરૂષોત્તમરાયજી જેવા સમર્થ મુત્સદ્દીનો પગ રાજ્યમાંથી કઢાવી નાંખવાની બાબતમાં ફતેહમંદ થયલા અને વળી ફરીથી એ મુત્સદ્દીનો પગ રાજ્યમાં થવા ન પામે તે બાબત તે સરકાર પ્રતિબંધક પગલાં લેવાને ચૂકેલ પણ નથી. તોપણ એટલું તો અવિવાદ છે કે, નવાબ રસુલખાનનો ઇ. સ. ૧૯૧૧ માં દેહાંત થયો ત્યાંસુધી જૂનાગઢ રાજ્યપટ ઉપર ચઢી રહેલ હિંદુપણાનો રંગ ઉપટી શકેલો નહિ જ. આવું આ જૂનાગઢ રાજ્યનું એકંદર સ્વરૂપ હતું તે છતાં પુરાણ પ્રસિદ્ધ પ્રભાસપાટણ

એક એવું સ્થાન છે કે, ત્યાં મહમૂદ ગઝનીના સમયથી પ્રદીપ્ત થયલ ધર્મદ્વેષાગ્નિ તદ્દન શાંત પડી ગયલો નહિ, અને ધર્મને મિષે ત્યાંની હિંદુ અને મુસલમાન જનતા વચ્ચે છાનો છાનો પણ કલહ ચાલ્યા કરતો હતો, તથાપિ એ કલહે ઈ. સ. ૧૮૯૩ની સાલ પહેલાં. કદિ પણ ઉગ્ર રૂપ પકડેલું ન હતું. એ છતાં એમ કહી શકાય કે, એ સ્થળ એક એવું છિદ્ર હતું કે તે વાટે રાજ્યના શત્રુઓ રાજ્યને હાની પહોંચાડવાને પ્રવૃત્ત થઇ શકે. પુરુષોત્તમરાયજીથી કરાતી રહેલ રાજ્યસેવાનું મુખ્ય લક્ષ્ય સાર્વત્રિક શાંતિ હતું, એટલે તેમણે જેમ અન્ય ક્ષેત્રોમાંથી કલહનાં બીજ કાઢી નાખવા માટે સામનીતિનો ઉપયોગ કરી પોતાનો આશય સફળ કરવામાં ફતેહ મેળવેલી હતી, તેમ તેમણે, પ્રભાસ પાટણમાંનાં કેટલાંક ધર્મસ્થાનો પરત્વે હિંદુ અને મુસલમાન લોકો વચ્ચે જે કચવાટ પ્રવર્તતો રહેલો હતો તેને નિર્મૂળ કરી નાખવાનો નિશ્ચય પણ કરેલો હતો, અને તેથી તેમણે એ કાર્યને સિદ્ધ કરવાના પહેલા પગથીઆ રૂપે બ્રિટિશ રાજ્યના ત્રણ અમલદારોની એક સમિતિ નિયુક્ત કરેલી અને તે સમિતિ તકરારી બાબતો પરત્વે તપાસ કરી ઉપકારક ભલામણો કરે તેવું ઠરાવેલું પણ હતું. આ સમિતિનું કામ નિષ્પક્ષ બુદ્ધિથી થાય તેટલા માટે કર્નલ જે. એમ. હટર જેવા બાહોશ અને જુનાગઢ રાજ્યની પરિસ્થિતિ સમજનારા અધિકારીને એ સમિતિના અધ્યક્ષ પદે નિયોજેલા અને અંગ્રેજ સરકારના "ઓરીએંટલ ટ્રાંસલેટર" (સર) મીરઝા અબ્બાસ અલી બેગ તથા રા. બ. રણછોડલાલ કપુરચંદ દેસાઇ—એમ એક મુસલમાન અને એક હિંદુ મળી બે ગૃહસ્થોને એ સાર્વજનિક સમિતિના સભ્યો પણ નીમેલા હતા. આ ત્રણે ગૃહસ્થોએ આવશ્યક બધા પર્યેષણા કરીને ઇ. સ. ૧૮૯૩ના મે માસમાં પોતાનો અભિપ્રાય દર્શાવનો એક નિવેદન-લેખ જૂનાગઢ રાજ્ય પાસે રજુ પણ કરી દીધેલો હતો. પરંતુ એ નિવેદન લેખ પરત્વે વિચારણા કરાઇ તેમાં નિર્દિષ્ટ કરાયલ મુદ્દાઓ પરત્વે રાજ્યતરફથી કોઈ પણ નિર્ણય ઉપર આવે તે પહેલાં તો, ગમે તે અકલ્પ્ય કારણોને લીધે, એ જ વર્ષના જુલાઇ માસમાં જ પ્રભાસપાટણના મુસલમાનો અને હિંદુઓ વચ્ચે એક ભયંકર તોફાન ફાટી નીકળેલું અને તેને પરિણામે બાર હિંદુઓ મરાઇ ગયલા તથા બીજા કેટલાકને ઘાયલ થવાનો વારો આવી ગયલો પણ હતો. આ હુલ્લડનો આરંભ કરનાર પટણી મુસલમાનો હતા. આ હુલ્લડ આમ અણચિંતવ્યું ઉપસ્થિત થઇ આવેલ તે હકીકત જૂનાગઢ રાજ્યને માટે ખરેખર એક ગજદારીય સૂક્ષ્મ પ્રસંગની જનની થાય તેવી હતી, અને કોઇ પણ છિદ્ર માર્ગે રાજ્યની આંતર વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરવાને ટાપી

બેઠેલ બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિને મન તો એ પ્રસંગ પોતાની મનોવાંછના તૃપ્ત કરવા અર્થે એક સુયોગ આપનાર થઇ પડેલો પણ ખરો. કર્નલ હેનકોક આ વખતે કાઠિયાવાડનાં "પોલિટિકલ" હતા અને તેમની પ્રબળ ઇચ્છા તો, હરકોઇ મિષે, જૂનાગઢનો નાગર મુત્સદ્દીગીરીથી રક્ષિત થઇ રહેલ કિલ્લો તોડી પાડી જૂનાગઢ રાજ્યની અગ્રેસરતાને વીખીપીખી નાંખવાની હતીજ, એટલે તેઓ તરતજ જૂનાગઢ રાજ્ય ઉપર તરાપ મારવાને તૈયાર થઇ ગયલા હતા. પરંતુ "રામ રાખે તેને કોણ ચાખે"–એ લોકોક્તિ પ્રમાણે, જૂનાગઢ રાજ્યના ભાગ્યે જોર કરી દીધેલું અને મુંબઇ જેવા બ્રિટિશ પાટનગરમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે, પાટણના હુલ્લડને છેક વીસરાવી દે–ઝાંખું પાડી નાંખે–એવું ભયંકરતાવાળું હુલ્લડ ફાટી નીકળેલું, અને એ હુલ્લડને અંગ્રેજ સરકાર જેવા પ્રબળ શાસક નિવારી કે દાબી શકેલા પણ નહિ. અર્થાત્, પાટણમાં થયલ હુલ્લડ પરત્વે બ્રિટિશ સરકાર જૂનાગઢ રાજ્યને જવાબદાર ગણી કોઈ પગલું ભરવાને તૈયાર થાય, તો જૂનાગઢ રાજ્ય તે સરકારને મુંબઇમાં થઇ આવેલ હુલ્લડ પરત્વે પ્રતિવાદ કરી શકે એવી પરિસ્થિતિ ઊભી થઇ આવેલી હતી; અને તેથી કરીને સદા પ્રતિકૂળ માનસ ધરાવી રહેનાર "પોલિટિકલ એજંટ" કર્નલ હેનકોક જૂનાગઢ રાજ્યને વધારે દબાવી–કચડી–નાંખવાને અશક્ત થઈ પડેલ હશે એમ સમજાય છે. આ સંબંધમાં એ વખતે એવું પણ સંભળાતું હતું કે, બ્રિટિશ સરકારે, જૂનાગઢ રાજ્યને પાટણમાં થયલ હુલ્લડ પરત્વે જવાબદાર ઠરાવવા માટે પ્રયત્ન પણ કરેલો હતો; પરંતુ મુંબઇમાં તરતમાંજ હુલ્લડ ફાટી નીસરેલું એટલે, 'જે કારણથી બ્રિટિશ સરકાર મુંબઇવાળું હુલ્લડ અટકાવી કે દબાવી શકેલા નથી તેવાજ કારણથી જૂનાગઢ રાજ્ય પાટણમાંનું હુલ્લડ અટકાવી શકેલા નથી' એવી મતલબનો ખુલાસા રૂપે જવાબ જૂનાગઢના અમાત્યમંડળે નિર્ભયતાપૂર્વક બ્રિટિશ સરકારને આપી દીધેલો હતો; ખરી હકીકતે તો જે હોય તે ખરી. પરંતુ કર્નલ હેનકોક કોઈ આકરૂં પગલું ભરી શકેલા નહિ એ વાત તો ચોક્કસ છે. આ સૂક્ષ્મ સમયે જૂનાગઢ રાજ્યમાં "મુંબઈના સિંહ" અગર તો "મુંબઈના બીજા સુબા કે હાકેમ"ના બિરુદને પામેલા મિ. (સર) ફીરોઝશાહ મેહેરવાનજી મહેતા ન્યાયખાતાના સર્વોપરિ અધિકારી તરીકે નોકર હતા એટલે રાજ્યનું કાર્યભારી મંડળ એટલા પુરતું બલિષ્ઠ અને નિર્ભય હતું. રાજ્યનું ન્યાયખાતું તથા બંદોબસ્તી–પોલિસ ખાતું (Law and Order) એ ઉભયની નિર્બળતા બતાવીબતાવીને તે મિષે અંગ્રેજ સરકારના રાજદ્વારીય

અધિકારીઓ રાજ્યની આંતર પ્રભુતાને ખંડિત કરવા માટે વખતોવખત વાર ફિરતા થયા કરે છે, એ વાતનું પ્રત્યક્ષ જ્ઞાન તો રાવજી સાહેબને તેમના રાજ્યસેવા પ્રવેશના આરંભકાળમાંથીજ થતું રહેલું હતું, પરંતુ જ્યાં સુધી યોગ્ય અવસર પ્રાપ્ત ન થાય અગર તો પોતાના પગ સ્થિર ભૂમિ ઉપર ઠરતા ન દેખાય ત્યાં સુધી તેઓ પોતાના રાજદ્વારીય જીવનના પ્રભાતકાળમાં ઉતાવળા બનીને મુખ્ય દીવાનજીથી આચરાતી રાજનીતિનો, વધારે પડતા પ્રમાણમાં પોતાનો મતભેદ દર્શાવીને વિગ્રહ કરવાને તૈયાર પણ ન હતા. આમ હોવાથી, આખર તેમણે જ્યારે જોયું કે, કેટલાક ગંભીર પ્રકારના રાજકાર્યો પરત્વે અંગ્રેજ સરકારના સંબંધમાં હરિદાસભાઇથી દાખવાતી ‘ધીરજ રાખો અને પરિણામ જુઓ (વેઇટ એન્ડ સી)’ નો નય રાજ્યને અનુપકારક નીવડે એવો સંભવ છે, અને વળી હરિદાસભાઇ ખુદ પણ ગમે તે વખતે રાજ્યસેવામાંથી નિવૃત્ત થઇ જાય એમ છેજ ત્યારેજ તેમણે અગમચેતી વાપરીને ઈ. સ. ૧૮૯૨ના ડીસેમ્બર માસથી નર ફીરોઝશાહ મહેતાને રાજ્યસેવામાં હજુર-અધિકાર સાથે સ્થાન આપી દઇને પોતાની રાજ્ય તરફની જે જવાબદારી હતી તેને હળવી બનાવી દીધેલી હતી. રાવજી સાહેબે આ પ્રમાણે બતાવેલ દીર્ઘદર્શિતા આ પાટણ હુલ્લડને પ્રસંગે ખરેખર, તેમને તથા રાજ્યને ઉપકારક થઇ પડેલી એ વાત પરત્વે શંકા લેવાય તેમ નથીજ. હરિદાસભાઇ, આ હુલ્લડ થયું તે પહેલાં એપ્રિલ માસમાં રાજ્યસેવામાંથી નિવૃત્ત થવા માટે રજા લઇને અંગ્રેજ સરકાર તરફથી નિયુક્ત કરાયેલ અપીલને લગતા કામ પરત્વે નિયોજાયેલ પંચના એક સભ્ય તરીકે ગોંડલ જતાં તેમને ઠેકાણે ચુનીલાલ સારાભાઈ હઝરત નામના બીજા એક ભાઇ કે જેઓ બ્રિટિશ સરકારમાંથી છૂટીની માગીને તેમને મુખ્ય દીવાન તરીકે નિયુક્ત કરવામાં આવેલ, એટલે પાટણના હુલ્લડને પ્રસંગે જૂનાગઢ રાજ્ય જોઇએ તેટલું સબળ બની રહેલું હતું. આ ચુનીલાલજી બ્રિટિશ સરકારની નોકરીમાં છેક નાને દરજ્જેથી “ડેપ્યુટી પોલિટિકલ એજંટ”ને દરજ્જે ચઢેલા અને વળી અનેક દેશીય રાજ્યોના કાર્યભારી તરીકે તેમણે કામ કરીને બહુજ મોટા પ્રમાણમાં રાજદ્વારીય બાબતોનું અનુભવસિદ્ધ જ્ઞાન મેળવેલું પણ હતું. આવા આ ચુનીલાલજીને દેશીય રાજ્યોના હકોના રક્ષક ગણી એક ‘વાઘ’ની ઉપમા આપીએ, તો પુરૂષોત્તમરાયજીએ પાટણ-હુલ્લડનો પ્રસંગ ઉપસ્થિત થયો તે પહેલાં એક “સિંહ” અને “વાઘ” એમ બે રાજ્ય રક્ષકોને જૂનાગઢ રાજ્યમાં આણી મૂકવામાં એક પ્રકારનું અસાધારણ ચાતુર્ય વાપરેલું હતું. આ ચુનીલાલજીના સંબંધમાં અમોએ કરેલ કથનને પુષ્ટિ આપે તેવા

શબ્દોમા શ્રીયુત છગનલાલ પંડ્યા જેવા તટસ્થ પ્રકૃતિવાળા નિરક્ષકે સ્વાનુભવથી, 'ગુજરાતી' પત્રના તા ૬-૩-૩૨ ના અંકમા જે લખેલુ છે તે પ્રમાણે, "યુરેપીઅન અમલદારોથી જરા પણ અંજાઈ ન જતા પોતાના વિચાર ખુલ્લા દિલથી બેધડક" જણાવનારા તેઓ હતા, અને તેથી આવા સૂક્ષ્મ સમય તેમની દીવાનગીરી પણ એક શલ્ય રૂપે 'એજન્સી'ને ખૂંચી રહેલી હતી આમ હોઇને કર્નલ હેનકોક પોતાની મેઈ પણ મુરાદને સફળ કરી આ જૂનાગઢની સુવ્યવસ્થિત વાડીને ઉજડ કરી શકેલા નહિ, અને કલમનજે ચલાવાયન નાતિફુદને પરિણામે જૂનાગઢ રાજ્યનુ ગૌરવ અક્ષત રહી જવા પામેલુ હતુ તથાપિ જૂનાગઢ રાજ્યનુ ધ્યેય નિષ્પક્ષપાત ન્યાય કરવાનુ હતુ, અને તે વખતે હિંદુ કે મુસલમાન ન હોય એવી કોઇ ત્રીજી જાતીનો રાજપુરુષ ન્યાયાધીશ તરીકે કામ કરવાને ઉપલબ્ધ થાય તેવો રાજ્યસેવામા હતો નહિ, એટલે ગુજરાતના એક "ડેપ્યુટી કલેકટર" નામે બી ઈ. મોદી, એમ એ કે જે એક પારસી ગૃહસ્થ હતા તેમની નોકરી અંગ્રેજ સરકાર પાસેથી રાજ્યે ઉછીની માગી લીધેલી, અને તેમને આ હુલ્લડ અંગે ખાસ ફોજદારી ન્યાયાધીશ તરીકે નાખીને, પકડાયલા ૯૨ બાણું મુસલમાન તહોમતદારોને લગતી પ્રાથમિક તપાસ કરવાનુ કામ સોપવામા આવેલુ હતુ. આ ગ. બી ઈ મોદીની જૂનાગઢમા થયલ નીમણુકને લગતો કિસ્સો રાજદ્વારીય દ્રષ્ટિએ સ્પષ્ટ છે, કાઠિયાવાડના "પોલિટિકલ એજન્ટ" કર્નલ હેનકોકે પોતા ચકી બારોબાર નીમણુક કરીને આ રા મેદીને જૂનાગઢ મોકલી આપી રાજ્યની આતર સ્વતંત્રતામા હસ્તક્ષેપ કરેલો હતો રા મોદી જૂનાગઢમા આવ્યા ત્યારે સર ફીરોઝશાહ ખડેતા ત્યા ન હતા, એટલે રાજ્યે તેમને મુબઇ તાર કરીને બોલાવી લીધેલા, અને તેમણે આવીને "કર્નલ હેનકોકે ભરેલ પગલા સામે એવો તો સબળ વિરોધ ઉઠાવેલો કે, તે "પોલિટિકલ એજન્ટ" ને પીછેહઠ કરવી પડેલી અને રા. મોદીને જૂનાગઢ છોડી પાછુ જવુ પડે તેવો સયોગ ઉપસ્થિત થઈ આવેલો હતો ! પરતુ જૂનાગઢ રાજ્યને ન હિંદુ કે ન મુસલમાન એવા કોઇ ત્રીજી જાતિના ન્યાયાધીશની જરૂર તો હતીજ, એટલે જો રા. મોદી પોતે જૂનાગઢ રાજ્યના અને સર ફીરોઝશાહના તાબાના એક નોકર તરીકે રહેવાને ખુશી હોય તો તેમને રાખી લેવા માટે રાજ્ય તૈયાર હતુ, અને તેને પરિણામે રા મોદી, રાજ્યનાજ નોકર તરીકે રહેવાને કબુલ થતા તેમને સર ફીરોઝશાહે ફોજદારી ન્યાયાધીશ તરીકે નવેસરથી નિયુક્ત કરીને પાટણના હુલ્લડખોરોને લગતી પ્રાથમિક તપાસ કરવાનુ કામ સોપી દીધેલુ વળી મુસલમાન આરોપીઓને કાંઈ બોલવા પણુ ન રહે અને ન્યાય બરાબર

તોળાય એટલા માટે રાજ્યે ઉદારતા વાપરીને પોતાને ખર્ચે મુબઈના જાણીતા અને ફોજદારી કામોમાં કાબેલ ગણાતા અંગ્રેજ બેરિસ્ટર-ઍટ-લૉ મિ. ઍન્સનની મદદ પણ તેમને આપેલી હતી, આ પ્રમાણે પ્રાથમિક તપાસ સમાપ્ત થતાં આ ના. મોદીને રાજ્યસેવામાંથી મુક્ત કરવામાં આવેલા, અને તેમની કચેરીમાં થયેલ તમામ કામનો હવાલો મર ફીરોઝશાહ તરફથી અપાયેલ ખાસ હુકમને આધારે એમના શિરસ્તેદારે સંભાળી લીધેલો પણ હતો. આ પ્રમાણે થઈ ગયા પછી એ તમામ તહોમતનામા ઉપર વિધિપુરઃસર કામ ચલાવી યોગ્ય નિર્ણય આપવા માટે સર ફીરોઝશાહ મહેતાની પ્રમુખતા નીચે મુબઈ, ઈલાખાની "જ્યુડીશિયલ સિવિલ સર્વિસ"માંથી એક હિંદુ નામે રઘુનાથ સ. ટિપનીસ અને બીજા એક મુસલમાન ગૃહસ્થ નામે સૈયદ નુરુદ્દીન-એમ બે જણને ન્યાયસભ્ય નિયુક્ત કરીને, રાજ્ય તરફથી તહોમતદારો સામે કામ ચલાવવા માટે મુબઈના સ્વ. રા. માણેકશાહ જહાંગીરશાહ તાલીઆરખાન, (ઑનરેબલ) રા. ગોકુળદાસ કહાનદાસ પારેખ તથા મિ. જે ન્યૂજેન્ટ બેરિસ્ટરની નિમણૂક પણ કરવામાં આવી હતી આ મુકદમો, નવાબસાહેબોના મુકબરા સામે જે મકાનમાં હાલ ન્યાયની અદાલતો બેસે છે તે મકાનમાં ચલાવાયતો.

આવા આ મુકદમા અંગે જે એક હકીકત બની જવા પામેલી તેનો અત્ર ઉલ્લેખ કરી લેવો એ ઉચિત થઈ પડે છે હકીકત એવી બનેલી કે, રા. હોરમસજી અન્દેશર વાડિયા બૅરિસ્ટર ઍટ-લૉ નામક પારસી ગૃહસ્થને હિંદુઓએ આ મુકદમા ઉપર નજર રાખવા માટે રાખેલા હતા અને તેઓ અદાલતમાં હાજરી આપતા પણ હતા પરંતુ તેમણે પોતાની મર્યાદિત સ્થિતિનું ઉલ્લંઘન કરીને અદાલતના કામમાં વિક્ષેપ કરવા જેવું વર્તન કરી દીધેલું હતું, એટલે સર ફીરોઝશાહે તેમને અદાલતમાંથી રૂખસદ આપી દીધેલી હતી, એટલું જ નહિ, પરંતુ પાછળથી તેમને જૂનાગઢ રાજ્યની હદમાં વકીલાત કરવાની મનાઈ પણ કરવામાં આવેલી. આવો અનિષ્ટ પ્રસંગ ઉપસ્થિત થઈ આવેલો તેનું પરિણામ એ આવ્યું કે, સર ફીરોઝશાહને એ રા. હોરમસજી વાડિયા જોકે કશી હાનિ પહોંચાડી શકેલા નહિ, તોપણ તેઓ, એક વિષય તરફનો રાગદ્વેષ તે વિષયથી સંબંદ્ધ બીજા વિષય તરફ સંક્રમિત થાય છે એ ન્યાયે, આ આપણા કથાનાયક પુરુષોત્તમરાયજી કે જેમને રાજ્યના શાસનકેંદ્ર રૂપ માની બેઠેલા હતા તેમની સામે બને તેટલી ધૂળ ઊડાડવાનો પ્રયાસ પાછળથી કર્યા વિના રહી શકેલા નહિ. મનુષ્યના દુર્ભાગ્યે તેનામાં વૈરવૃત્તિ

ગુપ્તાગુપ્ત અવસ્થામાં સામાન્યત રહેલી હોય છે, એટલે તે તેને એક યા બીજે માર્ગે પ્રકટ કરી તૃપ્ત કર્યા વિના ખરી શાંતિ ભોગવી શકતો નથી. આ રા હેરમસજી વાડિયાએ પુરુષોત્તમરાયજીના ચારિત્ર્યને કલુષિત કરવાના કપટ પ્રબંધમાં પોતાની વકીલ-બુદ્ધિનો વિનિયોગ કે દુરુપયોગ કેવી રીતે કરેલો એ સંબંધમાં આપણે આ ગ્રંથમાં હવે પછી બોલનાર છીએ એટલે અહીં અમે એ બાબત અધિક કહેવાનું બંધ રાખીએ છીએ. મતલબ કે, પ્રભાસપાટણમાં થયલ આ હુલ્લડ પરત્વે જે મુકદમો આ અસાધારણ અદાલત મારફત ચલાવાયલો તે આખરે સમાપ્તિને પામતાં તે પરત્વે જે નિર્ણય થયલો તેને પરિણામે આઠ મુસલમાનોને ગુન્હેગાર ઠરાવી તેમાંના પ્રત્યેકને તેના ગુન્હાના પ્રમાણમાં, એકથી પાંચ વર્ષ સુધીની મુદ્દતની કેદની સજા ફરમાવવામાં આવી હતી. સર ફીરોઝશાહ જેવા સમર્થ અને રાજ્યકાર્યકુશળ રાજપુરુષને હાથે, આ પ્રમાણે, રાજ્યને ભય રૂપ થઇ પડેલ સૂક્ષ્મ પ્રસંગનો ઉકેલ થઈ જવા પામેલો તેને લીધે રાજ્યની હિંદુ મુસલમાન રૈયતના ચિત્તમાં જે ઉદ્વેગ વ્યાપી રહેલો હતો તે ધીમેધીમે શમી જવાને માર્ગે વળી ગયલો અને રાજ્યની સ્વાધીનતા તથા પ્રતિષ્ઠા પણ અક્ષત રહી જવા પામી હતી. આવા વિકટ પ્રસંગનો ઉકેલ આ પ્રમાણે આણ્યાનો તે બાબતનું માન બાહ્ય દૃષ્ટિએ ગમે તેને આપી શકાય. પરંતુ વસ્તુત તે માનના અધિકારી તો પુરુષોત્તમરાયજી જ છે; કારણ કે એ ઉકેલ આણવામાં સર ફીરોઝશાહ જો કે એક નિમિત્ત કારણ બનેલા છે, તથાપિ એ ઉકેલ તો આપણી આ કથાના નાયકની સમયજ્ઞતા, નય વિશારદતા, સામનીતિ, કાઠિયાવાડના બીનરમાં જે રાજદ્વારીય સત્રસંચાર થઇ રહેલ તેની માહિતગારી તેમ જ સમાધાનકારક મનોદશાના પરિણામ રૂપ જ હતો. અમારા પોતાના પિતા પુરુષોત્તમરાય રામજી સર ફીરોઝશાહના વિશ્વાસપાત્ર શિરસ્તેદાર તેમ જ એ સર ફીરોઝશાહની જૂનાગઢમાં ગેરહાજરીના વખતમાં એમના પ્રતિનિધિ રૂપે કાર્યકારકના હોઈ અમે પોતે એ સમયે જે કાંઇ જોયું જાણેલું અને પછીથી પણ જાણી શકેલા તેને આધારે અમે અમારું પૂર્વનિર્દિષ્ટ કથન કરેલું છે. એટલે અમારા આ લેખનો પાઠક અમારા કથન પરત્વે કોઇ પણ પ્રકારની શંકા નહિ ઉઠાવે એવી અમે આશા રાખીએ છીએ. સમસ્ત કાઠિયાવાડને અને વિશેષત જૂનાગઢ રાજ્યને ઘેરતા જતા રાજદ્વારીય વાતાવરણની પ્રાણહારકતાની યથાર્થ નિરીક્ષા કરીને જ પુરુષોત્તમરાયજીએ સર ફીરોઝશાહ મહેતા જેવી નિર્ભય, સ્વતંત્રતા-પ્રિય અને રાજદ્વારીય કુનેહવાળી ન્યાયમૂર્તિને જૂનાગઢ રાજ્યના ન્યાયમંદિરમાં સર્વાધિકારસંપન્ન પ્રકારે સ્થાપિત કરી દીધેલી તે એક ઉત્તમ કોટીનો નયપ્રયોગ

હતો તે છતાં, શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયાએ તા. ૭–૨–૨૨ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં લખેલું છે તે પ્રમાણે, રાજ્યના તે વખતના દીવાન હરિદાસભાઇ જેવા પુરુષોત્તમરાયજીના મુરબ્બી-મિત્રને કદાચિત્ "ઓછું તો આવ્યું" હશેજ; તથાપિ, એમ જો થયું હોય તો, અમારે સ્પષ્ટતા ખાતર કહેવું પડે છે કે, જ્યાં રાજ્યહિત સંબંધની વાત મુખ્ય વિચારણા અને નિર્ણય માગી લેતી હોય ત્યાં વ્યક્તિગત સ્નેહસંબંધ કે હિતસંબંધની વાતને ગૌણ ગણવી જ જોઇએ, એ નીતિસૂત્રનું અવલંબન કરીને પુરુષોત્તમરાયજીએ જો સર ફીરોઝશાહ જેવા પુરૂષને રાજ્યસેવામાં આણી મુકયા ન હોત, તો આ પ્રભાસપાટણમાં થઇ આવેલ હંગામો જેવા સૂક્ષ્મ પ્રસંગે દીવાન હરિદાસભાઇ જેવા પ્રતિષ્ઠિત પુરુષની દીવાનગીરી હોત તોપણ, જૂનાગઢ રાજ્યની આંતર સ્વતંત્રતાનો સર્વાંગે નિર્વાહ થઇ શકત કે કેમ અગર તો હરિદાસભાઇ જેવાને ઝાંખપ લાગે એવા સંયોગ ઉપસ્થિત થઇ ન આવત કે કેમ-એ બધા કૂટ પ્રશ્નોનું ઉત્તર ફકત ભવિષ્યમાં જે પરિણામ દેખાત તેનાથીજ મળી શકત. અર્થાત્ કર્નલ હેનકોક જૂનાગઢ રાજ્ય તથા જૂનાગઢના રાજમંડળ ઉપર પ્રહાર કરવાને જે તરવાર ઉગામી રહેલા હતા તે તરવારને મ્યાનમાં ઘલાવી દેવાને હરિદાસભાઇ કેટલા પ્રમાણમાં સફળ થાત એ એક પ્રશ્ન છેજ. એ છતાં સર ફીરોઝશાહ અને હરિદાસભાઈ-એ ઉભય મહાપુરુષો તો ખરા જ; તોપણ એ ઉભય મહાપુરુષોના બળાબળ તેમજ વ્યવસાયોની પરીક્ષા કરનારને એ બંનેના સામર્થ્ય વચ્ચે રહેલ તફાવતનું ભાન થયા વિના રહી શકે તેમ નથીજ. સર ફીરોઝશાહ જેવા મહાન દેશનેતાનું જૂનાગઢ રાજ્યમાં અસ્તિત્વ હતું તે કર્નલ હેનકોક એટલે કે બ્રિટિશ રાજદ્વારીય ખાતાને કેટલું બધું ખટકી રહેલું હતું તે બાબત પરત્વે આપણે હવે પછી અન્ય સ્થળે થોડુંક પણ જ્ઞાન મેળવી લેશું.

આમ આ સૂક્ષ્મ પ્રસંગનો છેડો સરલતાથી આવી ગયલો તો ખરો; તથાપિ કર્નલ હેનકોકની રાજદ્વારીય વક્રદૃષ્ટિનો છેડો આવેલો નહિ ! દીવાન ચુનીલાલભાઇને તેમજ બ્રિટિશ નોકરીમાં પાછા ખેંચાવી લીધેલા; એટલુંજ નહિ, પરંતુ તેમને ફરીથી દેશીય રાજ્યની નોકરીમાં પ્રવેશવા ન દેવા એમ પણ તેમણે ઠરાવી દીધું હતું. વળી એ "પોલિટિકલ એજંટ" સાહેબ તરફથી રાજ્ય ઉપર એવું તો દબાણ કરવામાં આવેલું કે, રાજ્ય સર ફીરોઝશાહને વધારે મુદત માટે પોતાની નોકરીમાં રાખવા ઇચ્છતું હતું છતાં તે તેમને રાખી

શકેલું નહિ, અને એ સર્વ હકીકતને પરિણામે રાજ્યમંડળને પુનઃ વ્યાકુલિત થવાનો વારો પ્રાપ્ત થઇ આવેલો પણ હતો. પરંતુ આવા સંયોગમાં, માંદા તથાપિ હયાતી ધરાવતા હરિદાસભાઇ જેવા રાજ્યભક્ત તેમજ મિત્રભક્ત પુરૂષથી અલગ રહી શકાયલું નહિ એટલે તેઓ તરતજ રજા ઉપરથી હાજર થઇ ગયલા અને પહેલી તકે નિવૃત્ત થવા દેવાની શરતે તેમણે દીવાનગીરી પાછી સંભાળી લીધેલી હતી અને પુરૂષોત્તમરાયજી પુનઃ પોતાના શાંતિસમાધાનસાધક રાહ ઉપર વિચરતા થઈ ગયેલા પણ હતા. હરિદાસભાઇ ગરમ પ્રકૃતિના હતા. ગરમ પ્રકૃતિના માણસના વિચારથી વિરૂદ્ધ કોટીનો વિચાર જ્યારે કોઈ તરફથી દર્શાવાય છે ત્યારે તેવો ગરમ પ્રકૃતિવાળો માણસ ઊકળી ઊઠ્યા વિના રહેતો નથી એ સામાન્ય અનુભવની વાત છે. તથાપિ એટલું પણ એ સાથે ખરૂં છે કે ગરમ પ્રકૃતિવાળો પરંતુ સત્યનિષ્ઠાયુક્ત માણસ એક વાર ઊકળી જાયને પછીથી જ્યારે શાંત પડે છે ત્યારે તેને પોતાની ભૂલ સમજાવા લાગે છે અને ત્યારે તેને થોડો ઘણો પશ્ચાતાપ થયા વિના રહેતો પણ નથી, અને તેથી તે બને ત્યાં સુધી પોતાની ભૂલ બદલ પ્રાયશ્ચિત કરવાને તૈયાર પણ થાય છેજ. આમ હોઇ, આપણે કહી શકીએ કે, ચુનીલાલભાઇના ગયા પછી દીવાનગીરી પાછી સંભાળી લેવાને હરિદાસભાઇ વિના આનાકાનીએ આવી પહોંચેલા તે તેમની સત્ય નિષ્ઠાનું પરિણામજ હતું. હવે આપણે ફરીથી પાટણ તરફ દષ્ટિ ફેરવશું.

પાટણના હિંદુ મુસલમાનોમાં ફરીથી એકતા થાય એ જોવાને પુરૂષોત્તમરાયજી ઉત્સુક હતા, એટલે એમની દષ્ટિ એ દિશામાં ફરવા માંડેલી હતી. પાટણની પ્રજાનાં હૈયાં હેઠાં બેસવા લાગેલાં એટલે પરસ્પર જે ઝેરનું પુર વહી રહેલું હતું તે પણ ઓસરવા માંડયું હતું, અને આપણા આ કથાપુરૂષ તરફથી પુનઃપુનઃ અપાતા રહેલ ઉપદેશ રૂપી તેલના સિંચનથી એ ઉભય કોમોના ચિત્તસાગરમાં ઊછળી રહેલ દ્વેષાવેશના મોજાંઓ પ્રતિદિન પ્રશાંતતાને પામતા થઇ ગયલા પણ હતા. આખરે એ પરસ્પર શત્રુતા દાખવી રહેલ જાતિઓએ પોતાની ખ્વારી કરી રહેલ તકરારોનો કાયમી અંત આણવાના સદ્‌વિચારથી ઘરમેળે સમાધાન કરવાની પ્રાથમિક ભૂમિકા રચીને તેને પરિપૂર્ણ રૂપ આપવાને કામે સહાયભૂત થવા માટે રાજ્યને અર્જ ગુજારવાનું શરૂ કરી દીધેલું; એટલુંજ નહિ, પરંતુ રાયજી સાહેબ ખુદ મધ્યસ્થ રહીને જે પ્રકારનું સમાધાન કરી આપે તે સ્વીકારી લેવાને માટે તેમણે રાજીપા સાથે ઇંતેજારી પણ બતાવી આપેલી હતી. પરિણામે પુરૂષોત્તમ-

રાયજીએ સમાધાન કરાવવાનું કામ પોતાના હાથમાં લઈ, કર્નલ હંટર આદિ ત્રણ ગૃહસ્થવાળી સમિતિએ જે બધી ભલામણો આ સંબંધે કરેલી હતી તેમાંની ઘણીખરીને અનુસરીને તે ઉભય પક્ષો વચ્ચે રહેલ તકરારોનો ફડચો કરી આપેલો, અને તે ફડચો એ પ્રભાસપાટણની હિંદુ તથા મુસલમાન જનતાએ સ્વીકારીને તેનું પાલન કરવા અર્થે જે નિયમો જોઈએ તે ઘડી આપવા તથા તે નિયમોને કાયદાનું રૂપ આપવા માટે રાજ્યને વિનતિ પણ કરી દીધેલી હતી. આમ બધી વાત રાહ ઉપર આવી ગઇ એટલે રાજ્યે હિંદુ તથા મુસલમાનોની વિનતિ મંજુર રાખીને જે વિધિ કરવો જોઇએ તે કરી આપેલો હતો; એટલુંજ નહિ પરન્તુ એ સમાધાનને અંગે, સજા ભોગવી રહેલ મુસલમાનોને છોડી મૂકવાની માગણી હતી તે માંગણીને પણ મંજુર રાખીને રાજ્યે એ ગુન્હેગારોને બંધનમુક્ત કરી દીધેલા પણ ખરા. આમ રાયજી સાહેબ કે જેમનો અવતાર સોરઠમાં શાંતિસ્થાપક કર્મો કરવા માટેજ જાણે કે થયેલો હતો તેમને વરદ હસ્તે પ્રભાસપાટણનાં હિંદુ અને મુસલમાનો વચ્ચે એકતાનો પુનરુદય થઇ આવેલો તે વાત જેમ એક દૃષ્ટિએ તેના જન્મ આપનારની નમીસતાનું પ્રતીક છે તેમ બીજી સાર્વજનિક હિતની દૃષ્ટિએ તે વાત જૂનાગઢના મુસલમાન રાજ્યને શોભા અપાવનારી તેમજ અખિલ હિંદુસ્તાનને એક આદર્શ પુરો પાડનારી પણ છે.

પુરુષોત્તમરાયજીએ પ્રાપ્ત કરેલ આ પ્રકારનો વિજય મુત્સદ્દીગીરીના ક્ષેત્રમાં અનુપમ કે અનન્ય છે એ વાતનું પ્રતિપાદન, આપણા ભારતવર્ષના અર્વાચીન ઇતિહાસમાં એકથી વધારે વાર હિંદુ અને મુસલમાન વચ્ચે સ્થાપલ અને તૂટવા પામેલ 'ભાઈચારા'ને લગતાં વૃત્તાંતથી થઇ શકે તેમ છેજ. હિંદુસ્તાનનાં છેલ્લાં એકસો વર્ષના ઇતિહાસકાળમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે એક વાર સંધિસમાધાન થઇ ગયા પછી તે પુનઃ તૂટી પડયાનો પ્રસંગ પાછો ઉપસ્થિત થયો ન હોય એવું પ્રભાસપાટણ સિવાય કોઇ પણ સ્થળે બન્યું હોય એમ દેખાતું નથી: અમે એ દૃષ્ટિએ વિચારીએ છીએ ત્યારે જૂનાગઢના રાજકર્તાઓની રાજનીતિ, પુરુષોત્તમરાયજીની કાર્યકુશળતા અને પાટણના હિંદુ તથા મુસલમાન લોકોની નિયમપાલકતા: એ ત્રિવેણીસંગમનું મહાત્મ્ય પણ ઘણું વધી ગયા વિના રહી શકતું નથી. ઔપચારિક નીતિને છોડીને પુરુષોત્તમરાયજીએ પોતાની પરિણામ દૃષ્ટિથી દુષ્કર ગણાતા કાર્યને સુ-કર બનાવી દેવામાં જે પ્રકારની ચતુર નીતિનો ઉપયોગ કરેલ છે તે લક્ષ્યમાં રાખીને –

આપણા સમસ્ત હિંદુસ્તાનના લોકનેતાઓ પોતપોતાના પ્રદેશોમાંના હિંદુઓ અને મુસલમાનો વચ્ચે રહેલી કે રહેતી તકરારોના મુદ્દાઓ નિશ્ચિત કરીને તે પરત્વે નિર્ણય કરી કરાવી લેવાનો સાચા દિલથી પ્રયાસ કરે, તો અમને તો ખાત્રી છે કે આપણા દેશમાં યથાર્થ બંધુતા–ભાઇચારાની ઉત્પત્તિ આ ઉભય જાતિઓ વચ્ચે થઇ આવ્યા વિના રહેશે નહિ.

અર્થાત્, પુરુષોત્તમરાયજીની ઓજસ્વિક મધ્યસ્થતાથી પૂર્વનિર્દિષ્ટ રૂપમાં શુભ પરિણામ આવી ચૂકેલું તો ખરૂંજ; તથાપિ એ પરિણામનો સુવાસ બધે ફેલાય નહિ ત્યાં સુધી પાટણની આખીય જનતાને સંતોષ વળે તેમ ન હતું. આમ હોવાથી તે શહેરના હિંદુઓ અને મુસલમાનોએ એકત્ર થઇને એ સમાધાનને ચિરંજીવ તથા લોકગમ્ય બનાવવાના હેતુથી એક ભવ્ય મહોત્સવ યોજવાનો નિશ્ચય કરીને તેમાં ભાગ લેવા માટે તેમણે જૂનાગઢ રાજ્યના તે સમયના વઝીર બહાઉદ્દીનભાઇ, દીવાન બહેચરદાસજી તથા કર્મવીર નાયબ દીવાન પુરુષોત્તમરાયજી વગેરે રાજ્યાધિકારીઓને પાટણ આવવા માટે આમંત્રેલા હતા, અને એ આમંત્રણ સ્વીકારીને એ રાજપુરુષો ત્યાં ગયલા પણ ખરા. પાટણ શહેરના "ત્રિવેણી દરવાજા" બહાર આવેલ "દુધી"ની ધર્મશાળાના વિશાળ પ્રાંગણને સભાસ્થાન ઠરાવી તેને રંગબેરંગી વાવટા તથા આશોપાલવ આદિનાં તોરણોથી સુશોભિત કરવામાં આવેલ. પાટણની પ્રજાને મન આ સમાધાન પ્રસંગ એક મહાપર્વ રૂપ હોઇને તેની ઊજવણીમાં ભાગ લેવા માટે પાટણ શહેરની આખીય જનતા તે સ્થળે ઉભરાઈ આવી પડેલી હતી, અને આસપાસનાં વેરાવળ વગેરે શહેરો, કસ્બાઓ તથા ગામડાઓમાંથી પણ હજારો પ્રેક્ષકો ત્યાં ભેળા મળેલા હતા. એ અરસામાં વેરાવળ વિષે **"અખિલ કાઠિયાવાડ કેળવણી પરિષદ"** પહેલીજ વાર ભરાયલ તેમા ભાગ લેવાને આવેલ કાઠિયાવાડ એજંસીના કેળવણી–અધિકારી મિ. એમ. એ. તરખડ, ગોંડળ રાજ્યના દીવાન બેજનજી મેરવાનજી, કાઠિયાવાડનાં મુખ્ય મુખ્ય રાજ્યોના વિદ્યાધિકારીઓ વગેરે દેશીય વિદેશીય અનેક કેળવણીકારો તથા એ વિષયમાં રસ લેનારા ગૃહસ્થોએ પણ મહોત્સવમાં પોતાની હાજરી આપી એને અધિક દીપાવેલો પણ હતો. આ ઊજવણી નિમિત્તે એ પ્રભાસપાટણની હિંદુ તથા મુસલમાન વસતિએ જે એક માનપત્ર વઝીર બહાઉદ્દીનભાઇને અર્પિત કરેલ છે તેમાં આપણા આ ચરિતનિરૂપ્ય રાયજી સાહેબને ઉદ્દેશીને જે શબ્દોમાં તેમની સેવાનો ઉલ્લેખ કરાયલો તે આપણે નીચે પ્રમાણે વાંચી શકીએ છીએઃ–

"× × × × × × વળી અમને આ પ્રસંગે પરસ્પર પોતપોતાના વચ્ચે સુલેહ કરી વધારે સારું અને ભવિષ્યમાં ફરી કોઈ પણ રીતનો કુસંપ અમારી સુલેહને રંજ ન પહોંચાડી શકે તેવું અંદર અંદર સમાધાન કરી લેવા માટે મોઁકેશ્ખાન નાયબ દીવાન પુરૂષોત્તમરાયજીએ જે કિમતી સલાહ તથા મદદ અને પોતાની ઘણી કુશળતા તથા રાજકારભારના અનુભવનો લાભ આપ્યો છે તેને માટે પણ અમે તેમનો ખરા અંતઃકરણથી પાડ માનીએ છીએ અને ઇશ્વર પાસે યાચીએ છીએ કે, એવા પ્રમાણિક, વફાદાર, રાજ્ય પ્રત્યે પોતાની ફરજ પુરેપુરી અદા કરનાર બલ્કે રાજ્યના કલ્યાણ અર્થે સ્વાર્પણ કરનાર મંત્રી સૌરાષ્ટ્ર સરકારને અનેક મળી આવો. × × ×"

આ સ્થળે અમારે મુક્તકંઠે તથા સહર્ષ સ્પષ્ટ લખવું પડે છે કે, પૂર્વોક્ત સમાધાન થયાને આજે લેકે પચાશ વર્ષો ઉપરાંતનો સમય વ્યતીત થઈ ગયલો છે અને તે સમાધાન થઈ ગયા પછી આપણા હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં અત્યાર સુધી અનેક વાર કલહજવાલા, હિંદુઓ અને મુસલમાનોના સંઘર્ષથી પ્રકટ થતી રહેલી છે છતાં, પુરૂષોત્તમરાયજીએ કરી આપેલ પૂર્વવર્ણિત સમાધાનનો સંધિ અદ્યાપિ પર્યન્ત અત્રુટિત જ રહેલો છે અને પ્રભાસપત્તનની આખીય જનતામાં શાંતિનું પાલન થઇ રહેલું જોવામાં આવે છે. અધિક આશ્ચર્યની ઘટના તો એ છે કે, આ પ્રભાસપાટણને હાથ મિલાવી ઉભેલ વેરાવળ જેવા શહેરમાં એક કરતાં વધારે વાર હિંદુ અને મુસલમાનો વચ્ચે વિનાશક તોફાનો થવા પામ્યાં છે છતાં પ્રભાસપાટણ કે જે ધર્મવિગ્રહ સળગાવી મૂકે એવા દારખાનાં જેવું સ્થળ છે તેમાં, પુરૂષોત્તમરાયજીએ પ્રશાંત કરી આપેલો ધર્મદ્વેષાગ્નિ ફરીથી પ્રજ્વલિત થવા પામેલો નથીજ. આ વાત આ કથાવીરને હિંદુસ્તાનના ઇતિહાસમાં અમરતા અપાવનાર એક ખરેખરો રાજદ્વારીય તેમજ સમાજોદ્ધારક દિગ્વિજય સૂચવનારી છે તેમ જુનાગઢના નવાબોની રાજનીતિના એક કીર્તિસ્તંભ રૂપે પણ ઇતિહાસમાં ચિરંજીવ બની રહે તેવી છે. રાજકર્તા જેમ મહામંત્રી વિના મહાન બની શકતો નથી તેમ મંત્રીની મહત્તા પણ રાજકર્તાની મહાનુભવતાને આશ્રયે જ ઓપી રહેવાની. અસ્તુ.

---

## (२) राजहितसाधक प्रसंगो.



**કથાભાગના વિષયનો સ્ફોટ.**

આપણે અત્યાર સુધીમાં રાયજી સાહેબનાં "શાંતિસમાધાન સાધક" કાર્યોની સમીક્ષા અગર કહો તો વિસ્તૃત પરીક્ષા કરી. આ કાર્યોને રાજહિતસાધક ગણી ન શકાય એમ તો નથી જ. તથાપિ રાજ્યહિતસાધક કાર્યો અને રાજહિતસાધક કાર્યો: એ બે વચ્ચે અમે ભેદ જોયલો છે એટલે અમે આ પ્રકરણ ઇલાયદું લખવા ધારેલું છે.

**માંગરોળ તાલુકા સાથે તકરાર અને તે પરત્વે પુરુષોત્તમરાયજીની મનીષા.**

ક. આ પ્રકરણના પહેલા વિભાગમાં આપણે રાયજી સાહેબ ખુદને હાથે થયલાં શાંતિ-સમાધાન-સાધક રાજ્યકાર્યોનું જ્ઞાન મેળવી લીધું છે; તથાપિ એટલાં એ કાર્યોથી એમની ઉજ્જવલ જીવનયાત્રાની સમાપ્તિ થતી નથી.

ઇ. સ. ૧૮૮૪માં એટલે કે પુરુષોત્તમરાયજીનું વય માત્ર ત્રેવીશ વર્ષનું હતું અને હરિદાસભાઇ જેવા રાજપુરુષનું જૂનાગઢ સાથે જોડાણ થયાને પુરાં બે વર્ષ પણ વ્યતીત થયાં ન હતાં ત્યારે આપણા ચરિતનિરૂપ્યને પોતાના અદ્ભુત અને સ્વતંત્ર વ્યક્તિત્વનો અનુભવ હરિદાસભાઇ તથા વઝીર બહાઉદ્દીનભાઇને કરાવવાનો એક રાજદ્વારીય પ્રસંગ ઉપસ્થિત થઇ આવતો હતો. જુનાગઢ રાજ્ય અને માંગરોળ તાલુકાના શેખ સાહેબ વચ્ચે લાંબા કાળથી ચાલુ રહેલ તકરારોનો અંત આણવા સારૂ એક ખાસ "તપાસપંચ (કમિશન)"ની યોજના કરવામાં આવી હતી. પરંતુ એ તપાસપંચ જે પદ્ધતિએ પોતાનું કાર્ય કરવાનું હતું તે પદ્ધતિ પુરુષોત્તમરાયજીને રાજ્યહિતની દૃષ્ટિએ હાનિકારક લાગી હતી, અને તેથી તેમણે એ પદ્ધતિ પરત્વે પોતાનો વ્યક્તિગત વિરોધ દાખવેલો હતો. આ વિરોધ દર્શાવવામાં આપણા આ જુવાન મુત્સદ્દીએ પોતાની, અપક્વ ગણાય તેટલી ઉમરે જે પ્રકારની ઉદાત્ત ભાવના, ચારિત્ર્યશુચિતાને અશંકનીય રાખવા માટેની ઝંખના, રાજ્યહિતની રક્ષા અર્થે ચિંતાતુરતા અને તે સાથે પોતાના ગુરૂવર્યો સમક્ષ પોતાના સ્વતંત્ર વિચાર રજુ કરવામાં જે પ્રકારની નમ્રતાયુક્ત

નિર્ભયતા વગરે મનુષ્યને મહાન બનાવનાર તથા બતાવનાર ગુણો પ્રદર્શિત કરી બતાવેલા છે તે તેમની પ્રગલ્ભતાને ક્ષમાગુણ ગણાવે છે, એટલુ જ નહિ પરંતુ આપણા દેશની મુત્સદીગીરીનો જો કોઈ સમયે સાચો ઇતિહાસ લખાશે તો તેમા આપણા ચારિત્રનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીને અતિઉત્કૃષ્ટ સ્થાન અપાવ્યા વિના નહિ પણ નહિ "વિ સ. ૧૯૪૦ના ભાદરવા વદી ૧૩"ના રોજ **અમદાવાદ મુકામેથી** આપણા આ ચ્યાનાયકે, "રાજ રા. રા મન સુખરામ ભાઇ ઉપર જે એક પત્ર લખેલો છે તેમા જે ઉદ્ગારો તેમણે વ્યક્ત કરેલા છે તે પવિત્ર દેહને અમે અત્ર ઊતારીએ છીએ—

'આ (પત્ર) સાથેનો પત્ર વાચવા મોકલુ છઉં તે વાચી મને પાછો મોકલશો તેમા લખેલી બીજી હકીકત બાદે હુ આપને શ્રમીત કરવા રાજી નથી, **કેમ કે જે વખતે જે જોખમદાર માણસ હોય તે અનુભવ વગરની બાબતમા પણ પોતાની સ્વ-ઇચ્છા પ્રમાણે કરવા ધારે તો તેમ તે વખતે કરી શકે છે, અને તેમ કરે તેમાં પૂછયા વગર બોલવાથી પરેજ રહેવુ જોઇએ.** તે પ્રમાણે હુ કરીશ પણ એ પત્રમા પાર્ટી વિષે તેમને થએલી લાગણી ઉપરથી જે શબ્દો લખી જણાવ્યા છે તે ઉપર ધ્યાન આપવા વીનતી કરૂ છઉં **રાજકારભારમાં બધી વખતે ધાર્યું થઇ શકતું નથી તેમજ બહુને રાજી પણ રાખી શકાય નહીં,** અને તેથી થોડી સમજવાળાઓની લાગણીમા ન આવી જવાની દરકાર રાખી તે વાતે મનમા દુખ કરવુ એ અયોગ્ય છે પરંતુ જ્યા યોગ્ય ધારણા પાર પડી શકે નહી ગોઠવણ બનાય નહી, અને હકીકતો જણાવવામા આવી હોય તોપણુ તે પ્રમાણે પોતાને અનુભવ થતા સુધી રાહ જોઈ (જે કે થવાનો જ ન હોય) વચની ન્યીતીના કામ કરનાર માણસની વીશમ સ્થીતીનો આગર મનમા ન લાવી કાંઈ બનાય નહી, વળી કાંઈ કહેવામા આવે તો ઘણે વખતે ગરમ તરમ તબીઅતથી હા અને ના એ બે ટુકા શબ્દોમા જ જવાબ આપી તે પ્રમાણે કરવામા સ્વતંત્રતા અને ખુબી સમજાતી હોય ત્યા મની શખ્યા પ્રમાણે પોતાનો બચાવ કરવામા ટકાવ વગરના લાભો લેવામા ભુલા પડી વીલબ કરવો એ યોગ્ય નથી, એ વાત આપ પણ નાપસદ કરશો નહી"

'બીજા સાધનોથી ઘરનો વહેવાર સ્વતંત્ર રીતે ચલાવી શકાય એવી સ્થીતી હોય તો, ગારૂ કાર્ય કરતા નુકશાન થતુ હોય તોપણ, તેની

દરકાર નહીં રાખી માનનો જ બદલો લેવો શ્રેષ્ઠ છે. અને તેવી ન હોય તો લાભને બદલે નુકસાન થતું હોય તેનું કામ કરવામાં પણ તેકલીજ શોભા છે. પણ સારું કરવાને બદલે નુકસાનીનો બચાવ પણ થઈ શકતો નથી. **એવી સ્થીતીમાં રહી પોતાની જ રહેણાકવાળા શહેરમાંના ઘણા જથાઓની અરૂચી અને વેરમાં** (પછી જોકે તેઓ અયોગ્ય હોય તોપણ) **આવવું એ આપ પણ સલાહકારક માનશો નહીં**: વીગેરે કારણોથી હવે વધારે નુકસાનીમાં આવતાં અટકવાની મને તુરતમાં જરૂર છે એમ આપને પણ લાગશે."

"માટે કૃપા કરી આપના અને મારા વચ્ચે જે સ્નેહસંબંધ છે તેટલા દરજ્જા શીવાય આપને સ્વર્ગવાસી ગોકુલજીભાઇને દરજ્જે પણ માનું છઉં, સબબ બેવડે દરજ્જે ઘટીત સલાહ આપી, મારી માન્યતામાં કોઇ ભુલ થતી હોય તો તે જણાવવા પણ તસ્દી લેશો કે જેથી હું વધારે આભારી થઇશ, પણ તે સાથે વીનતી કરું છઉં કે-આપ પુછવામાં આવે તે બાબતમાં અનુભવી માણસો પણ વધારે શીખે તેવી સલાહ આપવાને સમર્થ છો, માટે આપના તરફથી આ પત્રના દર જવાબે જે સલાહ સુચના લખવામાં આવે તે હકીકત ઉપરથી જેમ અભીપ્રાય છે તેમ આપવા કરતાં, મનમાં અનુભવનો ચીતાર આણી લખશો. જો આપને વાજબી લાગે તો પત્ર લખનારને પણ યોગ્ય સલાહ સુચના લખી બાદ આ સુચના પણ દેશો કે-**તેમણે પોતાને સૂઝયા પ્રમાણે ન્યાય કરીને પણ, સંબંધમાં આવનારા દરેક માણસને માટે હાલની દ્રષ્ટીથી તપાસ કરી યોગ્યા યોગ્ય કરવાના ઘણા પ્રસંગ લેવા પડે તેમ કરવા કરતાં કામ કરવામાં પસંદ પડે તે જથ્થામાંથી મુખ્ય મુખ્ય જગોએ એક દીલી માણસોને રાખી જથો કરી રાજકારભાર ચલાવવામાં જ પોતાની સારી શકિતની અજમાયશ કરવી જોઇએ.** જુનાગઢના **નાગરો હાલમાં યોગ્ય અને નસીબદાર નથી એ દેખું છું; માટે ત્યાંથી કોઈ જથાના માણસો બીજા ત્રીજા દરજાના અધીકાર વાસ્તે પણ પસંદ ન-પડતાં હોય તો પછી બહારથી તેવાં ખાતાંઓ ઉપર યોગ્ય માણસો લાવી રાજકારભાર ચલાવવાની મેળવેલી ફતેહમંદીમાં હાલના આ મોટા કારભારના સાધનથી વૃદ્ધી કરવાની તક છે.** જો કે આ સલાહ હું જુનાગઢનો રહેવાસી અને રાજનો નોકર હોવાથી તેમજ મને થતું નુકસાન સહન કરવાની

શકિત છે એમ બતાવી આપી શકિતો નથી, કેમકે **બધા પરદેશીઓ દેશી કરતાં વધારે સારૂં કરે એમ અભીપ્રાય આપી શકાય નહીં.** પણ આપના અને તેમના સંબંધ ઉપરથી તેમના અને આપના વચ્ચે તફાવત નહીં ગણવાની આપની સુચનાના બંધનને લીધે તેમનો કારભાર ફતેહમંદ થાય એમ ચાહી મતી અનુસારે સુચના લખું છઉં તેમાં ફેરફાર અથવા અપૂર્ણતા હોય તો વાજબી જણાયા પ્રમાણે ઘટાડો વધારો અને શબ્દોનું રુપાંતર કરી ઘટીત સુચના દેશો. **પ્રતીકુળ સ્થીતીનો ફેરફાર કરી અનુકુળ માટે કરેલી ગોઠવણમાં પણ તેની તે સ્થીતી** કાયમ રહે તેના કરતાં પણ જે જથાથી અલગ પડવું થવું છે **તે જથાને હાસ્ય કરી રાજકારભાર ન ચલાવી શકયાનું** કહેવા **વખત આવે તેના જેવું સુ. બહાવદીનભાઇને બીજું એક વધારે ખેદકારક નથી** તે તમે જાણો છો, અને તેમને આ પ્રમાણે હોય એટલે મને પણ તેમ જ હોય એ સ્વભાવીક છે."

"હું જેવી રીતે આંહીના માણસોની એકલી અરૂચીમાં આવવા જેવું, મશ્કરી થાય તેવું અને જોખમ છતાં, ઉપર પ્રમાણે થઇ નબળાઇ મનાય તેવું કામ કરવામાં સારૂં નહીં માની આ પત્ર લખવાની ફરજ પડયાથી લખું છઉં, તેવી જ રીતે કાંઇ પણ કામ તેમની ખુશી વગર કરવા અને કરાવવાથી તેનું પરીણામ વધારે નુકસાનકારક માનું છઉં. હું જુનાગઢ જઈ તેઓ સાહેબને ઘટીત વીનતી કરીશ અને જે વાતચીત થશે તે લખી જણાવીશ."

આ વાતની આપ હંમેશાં ખાત્રી રાખશો કે, **હાલનો કારભાર મારો જ છે,** પણ કદી વીરુધ માણસ આ પત્રી ઉપર હોઇને નુકસાન પહોંચાડતો જાય તો બચાવ કેવી રીતે કરવો તે મારે પણ તમારી સલાહ મેળવ્યા વગર કાંઇ કરવાનો જ નથી અને કોઇના તરફથી મેં ખોટું કર્યું અથવા ઉતાવળ કરી એમ આપને કહેવા વખત ઇશ્વર લાવશે જ નહીં. એ જ. ગઈ કાલ તી. દાદી ત્થા ચી. બાઈ નરસીંહ વીગેરે આંહી આવી ગયાં છે. હું સહુને તેડી આજ દસ બજ્યાની ગાડીમાં આંહીથી જવાના થઇશ. આ પત્રનો જવાબ તરત મળવા આશા છે. હું કુશળ છઉં. આપનો ચાહું છઉં."

લી. ઝાલા પરસોતમરાય.

"વાંચી બંને પત્ર પાછા રજીસ્ટર કરી મોકલશો".

આ પત્ર દર્પણમાં આપણે આપણા આ બાળમુત્સદ્દીના વ્યક્તિત્વને તેના યથાર્થ રૂપમાં પ્રતિબિંબિત થતું સ્પષ્ટ દેખીએ છીએ. એ પત્ર જેટલો મોઘમ છે તેટલો માર્મિક છે, અને તે જેટલો માર્મિક છે તેટલો જ તે સમયની પરિસ્થિતિનો ખ્યાલ આપે તેવો અર્થસૂચક તથા તેના લખનારની ઠરેલ રાજનીતિજ્ઞતાનો દ્યોતક પણ છે. કોઇ પણ પ્રકારના આવેશના ઉછાળાને એ પત્રમાં સ્થાન ન આપતાં વિષયને અનુરૂપ ગંભીરતાનું ભારયુક્ત ભાષામાં પાલન કરી પોતાના અભિપ્રાયનું સમર્થન કરવાનું ચાલુ રાખી વ્યવહારોચિત દક્ષતા, શિષ્યોચિત વિનીતતા, આજ્ઞાધારકતા, પક્ષભેદ ન રાખતાં રાજ્યકાર્યસાધક માણસોની પસંદગી ગમે તે જથા (પાર્ટી) માંથી કરીને પણ "રાજ્યકારભાર" ને ફતેહમંદ બનાવવા માટે રાખવી જોઇએ તે નિષ્પક્ષતા, વગેરે ગુણોનું જે પ્રદર્શન પુરૂષોત્તમરાયજીએ ઠરેલ બુદ્ધિ દર્શક શબ્દોમાં પૂર્વોક્ત પત્રદ્વારા કરી બતાવેલ છે તે તેમની તે સમયની ઉમરના અધિકાર સંપન્ન રાજપુરૂષની બાબતમાં એક પ્રકારની અસાધારણતાજ ગણાય તેમ છે. એ પત્રમાંથી આપણને એના લેખકની વ્યવહાર કુશળતા, ઝીણવટ ભરી વિચારશક્તિ, રાજ્યકારભાર વહેવાના તથા તેને ફતેહમંદ બનાવવાના કામે સર્વથા ઉપકારક થઈ પડે તેવાં નીતિસૂત્રોની ઉચિતતા અને તે ઉપરાંત તેમની કાર્યસાધક હૃદયબલવત્તા સાથે, "**હાલનો કારભાર મારો જ છે**" એવું માની પોતે ગમે તે કરી શકે તે છતાં તે પ્રમાણે ગમે તે ન કરી બેસવા માટે રાખવી પડે તે ધીરતા વગેરેની પ્રતીતિ થઈ આવ્યા વિના રહેતી નથીજ. રાજ્ય કલ્યાણ કરવાની ભાવના પુરૂષોત્તમરાયજીમાં કેટલી પ્રબળતા પૂર્વક ઉડાં મૂળ ઘાલી બેઠેલી હતી અને તેના પરિણામમાં તેમનું મન કેટલું વિશાળ બની રહેલું હતું તે બતાવવાને માટે અમોએ પૂર્વનિર્દિષ્ટ પત્રમાંનાં કેટલાક મ્હોટા અક્ષરનાં વાકયો તરફ અમે અમારા પાઠકનું ખાસ લક્ષ્ય ખેંચીએ છીએ. ત્રેવીશ વર્ષની ઉમરનો યુવક આવો પત્ર લખે તો પછી તે યુવક મહાન, રાજનીતિજ્ઞ હોવાની કીર્તિને પામે તેમાં નવાઈ નથીજ. હરિદાસભાઈ જુનાગઢમાં નવાનવા હતા અને તેઓ આવ્યા ત્યારે અને તે પછી કેટલીક મુદ્દત સુધી રાજ્યની આંતર બાહ્ય પરિસ્થિતિ એવી હતી કે, વસ્તુસ્થિતિનું યથાર્થદર્શન, નજર ફેરવ્યાની સાથે એક તડાકે થઈ શકે નહિજ, અને તેથી તેમણે સ્થાનિક પરિસ્થિતિ અને વસ્તુ

સ્થિતિના કોઇ એક જાણકાર ઉપર વિશ્વાસ રાખી આવશ્યક માહિતી મળે તેવી વ્યવસ્થા રાખવા પરત્વે વિચાર કરવાની જરૂરત પણ હતી. આ પત્ર એમ સૂચવે છે કે પોતાની ગરમ અને ઉતાવળી પ્રકૃતિને લીધે હરિદાસભાઇનું મન તેમના કાર્યબાહિત્વના આરંભકાળમાં અનેક તરેહના ભ્રમના વમળમાં સપડાઇ ગયેલું હોવું જોઇએ અને તેને પરિણામે તેઓ જ્યાંસુધી પોતાને અનુભવ ન થાય ત્યાંસુધી કોઇ પણ (જથા) કે પુરૂષની ઉપેક્ષા કરવાં તૈયાર ન હતા. આવી તેમની મનોદશા હોઇને રાજ્યનાં ખાતાંઓને સુવ્યસ્થિત કરી, રાજ્યકારભારને વિના વિલંબે, બને તેટલા ટુંકા વખતમાં ફતેહમંદ કરવાને માર્ગે મુકી દેવો એ તેમને માટે એક યશસ્કર બાબત હતી. મતલબકે, હરિદાસભાઇની છત્રછાયા નીચે રહીને તેમની મારફત પુરૂષોત્તમરાયજી જે પ્રકારની ઇષ્ટ સિદ્ધિ કરવા ધારતા હતા તે થવામાં તેમને જ્યારે વિઘ્નો દેખાવા લાગેલાં ત્યારે તેમણે પોતાના રાજ વિદ્યાગુરૂ મનઃસુખરામભાઇને વસ્તુસ્થિતિથી વાકેફ કરવાનું ઉચિત ધારીને પૂર્વનિર્દિષ્ટ પત્રમાં, **"આ કારભાર મારોજ છે"** એવા જે શબ્દો લખેલા છે તે ઘણાજ સૂચક છે, રાજ્યકાર્યોને લગતી બધી જવાબદારી દરબાર તરફથી પુરૂષોત્તમરાયજીને માથે રખાયેલી હતી એ વાત પુર્વોક્ત શબ્દોથી ધ્વનિત થયા વિના રહેતી નથી, અને એમ હતું એટલે રાજ્યકાર્ય પરત્વે કરવી પડે તેવી વાતચીતને પ્રસંગે હરિદાસભાઇ મોકળું મન ન રાખતાં કેવળ "હા" અને "ના" એવા ટુંકા શબ્દોથી પુરૂષોત્તમરાયજીથી કહેવાતી વાતનો જવાબ આપી દે એ વસ્તુતઃ કાર્યસાધક થઇ શકે નહિ એ વાત ઉઘાડી હતી, અને તેથીજ મનઃસુખરામભાઇ જેવા સમર્થ ઉપદેષ્ટાની મધ્યસ્થતા ઉભય પક્ષે ઉપકારક ગણાયલી હતી. આમ હોઇ મનઃસુખરામભાઇએ ધીમેધીમે પુરૂષોત્તમરાયજીના માનસનું યથાર્થદર્શન પોતાના મિત્ર હરિદાસજીને કરાવવાનું ચાલુ રાખી તેને-એટલું તો પાકું બનાવી દીધેલું કે, હરિદાસભાઇ અને પુરૂષોત્તમરાયજી વચ્ચે મતભેદ થવાના પ્રસંગો આવતા ત્યારે પણ તે ઉભય રાજપુરૂષો તેવા મતભેદથી પર રહીને પોતાના વ્યક્તિગત સ્નેહસંબંધને પુષ્ટ થતો રાખી શકેલા હતા અને કાળના વહેવાની સાથે પુરૂષોત્તમરાયજીની રાજ્યકાર્ય શક્તિ, નયવિશારદતા, લોકકલ્યાણસાધક કર્મતત્પરતા તેમજ નિષ્પક્ષ ન્યાયપરાયણતાનો જેમજેમ અનુભવ થતો ગયલો તેમતેમ હરિદાસભાઇની પ્રીતિ આપણા આ કથાવીર ઉપર જામતી ગયલી હતી અને તે એટલે સુધી વૃદ્ધિ પામી ગયલી કે, પોતે દીવાનગીરીમાંથી નિવૃત્ત થઇને તે શ્રેષ્ઠ પદ પોતાના પ્રીતિભાજન પુરૂષોત્તમરાયજીને સોંપી દેવાને ઉત્સુક પણ બની ગયલા હતા.

માંગરોળને લગતા તપાસપંચ પરત્વે લખવામાં અમે પૂર્વોક્ત બધી હકીકત વચમાં આણી છે તે કદાચિત્ અમારા કોઈ પાઠકને અસ્થાને લાગશે. પરંતુ એ હકીકત વચમાં લાવવામાં અમે અમારી સમજ પ્રમાણે ભૂલ કરેલી નથી. હરિદાસભાઇ દીવાન થઇને રાજ્યમાં આવેલા એ વાત ખરી; પરંતુ "કાર્યભાર" તો પુરશોત્તમરાયજીનો જ હતો; અને તેથી પુરશોત્તમરાયજીનું તે કાર્ય પરત્વે જે કાંઇ કહેવું થાય તે સાંભળવાને હરિદાસભાઇ સંકેતાનુસાર એક રીતે બંધાયલા પણ હતા. આ વસ્તુસ્થિતિનો નિર્દેશ કરવાના હેતુથી જ અમો માંગરોળને લગતા વિષયને થોડોક બાજુ ઉપર મૂકીને પૂર્વોક્ત હકીકત લખવાને આડા ફંટાયલા છીએ. આમ હોઇ અમારું આ સ્ખલન ક્ષમાપાત્ર લેખાશે એમ અમે આશા રાખીએ છીએ. હવે આપણે મૂળ વિષય તરફ વળશું.

માંગરોળ સાથેની તકરારોનો અંત લાવવા માટે જે "તપાસપંચ" નિયુક્ત થયનું હતું તે તપાસપંચ જે વિધિએ પોતાનું કામ કરવાનું હતું તે વિધિ પુરશોત્તમરાયજીને પ્રસંદ ન હતો, અને તે વિધિને તેમણે, રાજ્યના ગૌરવમાં ક્ષતિ આણનાર તેમ જ રાજ્યના હિતને નુકસાન કરનારો પણ માનેલો હતો. વઝીર બહાઉદ્દીનભાઇએ તથા દીવાન હરિદાસભાઇએ એકમતના બનીને આ બાબતમાં જે પ્રકારનું વલણ ધરાવેલું તે પણ આપણા આ ચરિતનિરૂપ્યને અકારૂં લાગેલું હતું; પરંતુ એ વલણ લોકાપવાદનો વિષય બને એવી પણ તેમને ભીતિ લાગી આવેલી હતી. આમ હોઇને, તા. ૧૦–૩–૮૫ના રોજ પુરશોત્તમરાયજીએ એક મહત્ત્વપૂર્ણ પત્ર લખીને વઝીર બહાઉદ્દીનભાઇને તથા દીવાન હરિદાસજીને મોકલી આપેલો, અને તે પત્રમાં એ તપાસપંચને ત્રોડી પાડવા માટે આગ્રહપૂર્વક વિનતિ પોતાના એ બેય મુરબ્બીઓને કરેલી પણ હતી. આ તેમની વિનતિ જો કે માન્ય રખાયલી નહિ, તોપણ એ પત્રમાંના કેટલાક ફકરા, પુરશોત્તમરાયજીની સ્વતંત્ર વિચાર શકિત, કાર્યદિશા, સ્પષ્ટવકતતા, સ્વાર્થત્યાગાત્મક નિર્ભયતા તથા રાજકલ્યાણ સાધવા માટે રખાવી જોઇએ તેવી અશંકનીય ચરિત્રશુચિતા આદિની ઝંખના આદિ એટલા પ્રમાણમાં બતાવી આપે તેમ છે કે, આ માંગરોળ જૂનાગઢ વચ્ચે ચાલતી રહેલ તકરારોને છેડો આણવા અર્થે નિયુક્ત થયલ તપાસપંચે કરેલ કામ પરત્વે જે લોકાપવાદ છેક હમણાં સુધી પ્રવર્તમાન હતો તેમાંથી આપણા આ કથાવીરને, અમારા આ લેખનો હરકોઇ સુજ્ઞ પાઠક ઉદ્ધારી લીધા વિના રહી શકશે નહિજ. આ ફકરાઓ અમે આ નીચે ઊતારી બતાવીએ છીએઃ—

"××  ××  ××  ××  ××"

"જે વાત આપણી વિરુદ્ધ થએલી છે તે મારે હવે કેવી રીતે પગલું ભરવું તે બાબતમાં એક તરફ આપ બંને સાહેબોનો એક અભિપ્રાય, અને બાજી તરફ રાજસ્થાનત રહીઅત અને શુભેચ્છકોનો આપણાથી જુદો વિચાર પડયો. તેની ખાત્રી કરવી હોય તો કોઇને પણ રૂબરૂ બોલાવી પુછશો તો જણાઈ આવશે. × × × પરંતુ આપણાજ માણસો–આદીના કોઈ પણ જાતના મંસ્કાર રહિત ત્રાહિત માણસો–શુભેચ્છકો–સ્થાનત–રહીઅત અને વીરુદ્ધમતવાળા–એમ બધા તરફથી એક સરખી રીતે આપણા અભિપ્રાય સામે જે વાત ચરચાતી હોય તે તરફ ધ્યાન ન આપવું અને આપણો અભિપ્રાય કાયમ રાખવો એ આપ બને સાહેબોની જાતને શોભા આપનાર અને ફાયદાકારક નથી."

"વળી આ બાબતમાં આવી રીતે મતભેદ પડયા ત્યારે આપણે ભુલ નથી ખાતા અને સહુ સમજ્યા વગરની વાતો કરે છે એમ આપ જેવા નિરાભિમાની અને અનુભવી સાહેબો શી રીતે માની શકો તે હું સમજી શકતો નથી"

ઉપર પ્રમાણે પૂર્વસૂચિત તારીખના પત્રમાં પ્રસ્તાવના રૂપે લખીને આપણા આ પરિણામદર્શી પુરષોત્તમરાયજીએ, તે તપાસપંચ સામે વિરોધ કેવા રૂપમા બતાવવો તેનું આલેખન નીચે પ્રમાણે કરેલું છે.—

"૧. આપણા (જૂનાગઢ રાજ્ય તરફથી સુચિત) તમામ, રૂલ મંજુર કરે તોજ કમીશન (તપાસપંચ) કાયમ રાખી તે પ્રમાણે કામ ચલાવવું અને વહેંચણી કરવી."

"૨. રૂલ કાયમ ન રહે તો કમીશન તોડી નાંખી સરકાર પસંદ કરે તેવા યુરોપીઅન અગર દેશી પાસે માંગરોળનો હીસ્સો અને હક મુકરર કરાવી દેવાં (આપણાં લખાણોની બારીથી આપણે આમ કરી શકીએ છીએ.)"

"૩. આ વાત સરકારમાં જણાવી તેનો છેવટનો જવાબ લેતાં સુધી કમીશન કામ ચલાવે છે તેના સાથે કોઇપણ જાતનો સંબંધ ન

રાખવાનો આંહીના રાજરયામતનો વિચાર કમીશનરને જણાવી દઈ આપણા જે અધિકારીઓને કેસોદ મોકલવામાં આવ્યા છે (જો કે તેઓ ફક્ત "કમીશનર"ના માન ખાતર કેશોદમાં હાજર રહેવા માટેજ ગયા છે તો પણ) તેમને તુરતાતુરત પાછા બોલાવી લેવા."

"આમ કરવાથી બીજી રીતે નુકશાન થવાનો સંભવ માનવામાં આવતો" "હોય તોપણ આ બાબત (માંગરોળ બાબત)ના નુકસાન કરતાં તે નુકશાનને વધારે નહીં ગણવું જોઇએ."

"જે પંચ બોલે તે પરમેશ્વર એમ ગણી આ પ્રમાણે નહીં કરવામાં આવે તો આપ સાહેબોની નીમકહલાલી અને કીર્તિ માટે શું કહેવાશે તે હું આ વખતે કહી શકતો નથી. પરંતુ આવું તો ધારી શકું છું કે— જેવી રીતે કોડીનાર પ્રસંગમાં મરહુમ માજી દીવાન અનંતજી અમચંદ ઉપર ગાળ આવી તેવીજ રીતે આપ બને સાહેબો ઉપર માંગરોળ સંબંધમાં દુરાગ્રહથી નુકશાન કર્યાની ગાળ આવ્યા વિના રહેશે નહી."

"xx xx xx xx xx"

"આપ જાણો છો કે, આપણા માનવંતા ધણીએ કામકાજના પ્રસંગમાં જાતથી કાંઇ પણ ભાગ નહીં લેતાં કેવળ આપ બને સાહેબો ઉપર ભરોસો રાખી આખું રાજકાજ આપને હવાલે સોંપેલું છે."

**"માટે આવી મોટામાં મોટી બાબતમાં ઘણા લોકોનો એકમત ન થાય તો આપણી બુદ્ધિ પ્રમાણે સાહસ ન કરવું જોઈએ. પછે** જેમ આપની મરજી."

"xx xx xx xx xx

આ પત્ર અમે અહીં ઊતારેલ છે તેથી કદાચિત્ કોઇને ઔચિત્યભંગ થયા જેવું દેખાશે. પરંતુ આ પત્રનો અત્ર ઊતારો કરવામાં અમારો હેતુ કોઇને ઝાખપ લગાડવાનો નથીજ. રાજદ્વારીય કાર્ય કરનારાઓમાં નીતિભેદ કે મતભેદ હોય છેજ. તથાપિ આપણા આ કથાનિરૂપ્ય પુરુષોત્તમરાયજીને કેટલાક

તેનોદ્વેષી કોમે ઊતારી પાડવાના દુરાશયથી તેમને એક પગેપટવી–પનશ્રી બાળમુત્સદ્દી રૂપે ગણાવાગણાવવાને પૂર્વકાળમાં અને પછીથી પણ પ્રયત્નશીલ રહેતા અને રહે છે તેમને, એ જન્મસિદ્ધ મુત્સદ્દીની આરંભકાલીન ઉક્તિઓ કેટલી તેજસ્વી તેમજ વેધક હતી તે બતાવી આપવાનો અમારો હેતુ હોઈને અમે પૂર્વોક્ત પત્રમાંના થોડાક ફકરાઓ અત્ર ટાંકી બતાવેલા છે. માંગરોળ અને જૂનાગઢ રાજ્ય વચ્ચેની તકરારનો નિર્ણય કરી આપવા માટે નિયુક્ત થયેલ તપાસપંચની રચના અંગેનો એ તપાસપંચે કરેલ નિર્ણય, એ સંબંધમાં અમે અત્ર કશું પણ બોલવા ઇચ્છતા નથી, તેમ વળી એ તપાસપંચનો નિર્ણય સ્વીકારવાથી જૂનાગઢ રાજ્યને થયેલ લાભાલાભ પરત્વે પણ અમે અહીં ઉંડી ચર્ચા કરવા ચાહતા નથી. અમે આટલી હકીકત પણ ફક્ત પુરુષોત્તમરાયજી આવા મહત્ત્વપૂર્ણ કામ પરત્વે કેટલા પ્રમાણમાં જવાબદાર હતા તે જાણવાના હેતુથી જ અહીં આપેલી છે, તેમ પુરુષોત્તમરાયજી હજુ ફક્ત ત્રેવીસ વર્ષની ઉંમરના યુવક હતા તોપણ તેઓ પોતાના મુરબ્બીઓથી–પોતાને ઉન્નત કરનારાઓથી–બિલકુલ દબાઈ ન જતા તેમની સમક્ષ પોતાના સ્વતંત્ર વિચારો કેટલી સ્પષ્ટતાથી તથા કેટલી દૃઢતાથી મૂકતા રહેલા હતા તે બતાવી આપવાનો અમારો આશય પણ છે. આ માંગરોળને લગતો આ પ્રશ્ન જ્યારે છણાયો અને પરિણામ પામ્યો ને એનું ઉપર મૂકાઈ ચૂક્યો હતો ત્યારે પુરુષોત્તમરાયજી નાજદ્ધાર જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં રહીને બીજો કોઈ પુરુષ તેમના જેટલી પ્રગલ્ભતા ને નિર્ભયતા બતાવીને પોતાના ભાવિ સ્વાર્થને જોખમાવવા તૈયાર થાય કે નહિ, એ એક પ્રશ્ન જ થઈ રહે છે. વળી બીજી એક વાત પૂર્વોક્ત પત્રમાંથી ફલિત થઈ આવે છે તે એ કે, **સંસ્કૃત લોકમતને અનુસરીને રાજ્યકાર્યો કરવાની નીતિનું અવલંબન કરનાર પુરુષોત્તમરાયજી ખુદ હતા, અને સાર્વજનિક મત સામે વર્તન રાખવાથી રાજ્યના અંગમાં ક્ષતિ આવવાના ભયની સંભાવના કરનાર પણ તેઓ હતા; એટલું જ નહિ, પરંતુ રાજ્યહિતની ખાતર સાર્વભૌમ સરકાર સાથે અસહકાર કરવો પડે તો તે કરવાને પણ રાજ્યકાર્યભાગીઓએ સ્વાર્થને ભોગે પણ તૈયાર રહેવું જોઈએ એવું પણ તેમનું મંતવ્ય હતું.** પૂર્વનિર્દિષ્ટ પત્રમાં "આરીના કોઈ પણ જાતના સંસ્કાર રહિત નાહિત માણસો–દાબેલા રયાસત–રહીઅન અને વીરધમનવાળા" એવા જે શબ્દો એકથી વધારે વાર પુરુષોત્તમરાયજીએ વાપરેલા છે તે, 'લોકમતાધીન શાસનમય' વ્યવસ્થા'ના સિદ્ધાંત તરફ તેમનું જે વલણ હતું તેના પ્રતિપાદક પણ ગણાશે.

અર્થાત્, માગરોળને લગતી તકરારોનું અન્વેષણ કરી પૂર્વોક્ત તપાસપંચે નિર્ણય કરેલો હતો, અને એ નિર્ણય પ્રમાણે તકરારી ગામો વગેરેના ત્રણ ધાવા પાડવામાં આવેલા હતા, અને એ ત્રણ ધાવામાંથી ગમે તે એકની પસંદગી જૂનાગઢ રાજ્યે કરી લેવી એમ ઠનવાયલું હતું, એટલે એ ઢંગવને અનુસરીને જૂનાગઢ રાજ્યે એક ધાવો પસંદ કરી લીધેલો પણ ખરો. આ પસંદગી કરવામાં જૂનાગઢ રાજ્યે થાપ ખાધેલી એમ આ કથાલેખક કહી શકે તેમ છે; કારણ કે ઇ. સ. ૧૯૧૬માં આ લેખકે સ્વ. બક્ષી કલ્યાણરાયભાઇ જેવા બાહોશ રાજ્યકાર્યભારીને ચરણે બેસીને તેમની કનેથી રાજનીતિવિષયક મંત્રદીક્ષા લેવા માંડેલી ત્યારે એ કાર્યદક્ષ રાજપુરુષ કે જેઓ એ માંગરોળ દરબારના વકીલ તરીકે પૂર્વોક્ત તપાસપંચ પાસે કામ કરી રહેલા હતા તેમણે, એ થાપ જૂનાગઢ રાજ્યે કેવી રીતે ખાધેલી હતી તેને લગતી હકીકત આ લેખકને સમજાવેલી હતી. આટલું કહીને અમે આ વિષયને અત્ર સમાપ્ત કરીએ છીએ.

નવાબ સાહેબ બહાદુરખાનજીનું અવસાન અને બ્રિટિશ સરકારની સંમતિ મેળવ્યા વિના રસુલખાનજીનો રાજ્યાભિષેક.

ઝ. ઇ. સ. ૧૮૯૨ના જાનેવારી માસની તા. ૨૧મીએ નવાબ સાહેબ બહાદુરખાનજી બહેસ્તનશીન થતાં રાજ્ય માટે એક અતિ વિકટ પ્રસંગ ઉપસ્થિત થઇ આવેલો હતો; કારણ કે આ નવાબ સાહેબ અપ્રજ હતા અને તેમણે પોતાના રાજકૂળમાંથી કોઇને પોતાનો વારસ ઠરાવેલ પણ નહિં. આનું પરિણામ એ આવેલું કે, જૂનાગઢ રાજ્યની આંતર સ્વાધીનતામાં હસ્તક્ષેપ કરવાનો માર્ગ સર્વોપરિ બ્રિટિશ સરકારને માટે ખુલ્લો થઈ ગયલ હતો. હિંદુસ્તાનનાં દેશીય રાજ્યો જે પ્રકારે મર્યાદિત સ્વતંત્રતા વાળું રાજત્વ, બ્રિટિશ સરકારની સાર્વભૌમતાની સ્થાપના થયા પછી ભોગવતાં થયા હતાં તે પ્રકારે મર્યાદિત સ્વતંત્રતાવાળું રાજત્વ પણ પ્રતિદિન ક્ષીણ પડતું જાય એવી યુક્તિબદ્ધ અવિચ્છિન્ન રાજનીતિ બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ ગ્રહીત કરેલી હતી;- એટલે પછી બહાદુરખાનજીના અવસાનથી જૂનાગઢ રાજ્યના આંતર સ્વાતંત્ર્યમાં હસ્તક્ષેપ કરવાનો જે લાગ તેમને મળી આવેલો તે તેઓ જતો કરે તેમ ન હતા. તેમાં વળી કોઇ રાજકર્તાની પછી, તેવાની અપ્રજતાને કારણે, ગાદીએ આવવાને ઉત્સુક વ્યક્તિઓ ઉદ્યમમાં પડી જતી ત્યારે તો બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારોને ઘી-કેળાં થઈ આવતાં હતાં. આમ

અપ્રજ ગુજરી જતા રાજકર્તાના ઉત્તરાધિકારી થવા માટે જ્યારે એક કરતાં વધારે ઉમેદવારો મેદાન પડતા હતા ત્યારે તો વળી અંગ્રેજ સરકારને અધિક લાભ મળી જતો હતો, એટલે કે ઉત્તરાધિકારી થવાનો દાવો રાખનારાઓ પૈકી કોઇના લાભમાં જ્યાં સુધી એ સરકાર છેવટનો નિર્ણય કરે નહિ ત્યાં સુધી એ સરકાર રાજ્યનો વહીવટ પોતાના હસ્તક લઇ લેવાને અને પછી તેમાં પોતાનું ધાર્યું કરી લેવાને ભાગ્યશાળી પણ બનતા હતા! આમ હોઇને કાઠિયાવાડના, કહેવાતી 'જૂની પ્રણાલિકા'ના ઉપાસક મુત્સદ્દીઓ એવા રાજદ્વારીય આક્રમણને બને તેટલા પ્રમાણમાં ખાળવા તથા દેશીય રજવાડાંના રાજત્વને અખંડિત ગૌરવયુક્ત રાખવાને પ્રયત્નશીલ પણ રહેતા હતા. નવાબ સાહેબ બહાદુરખાનજી અપ્રજ ગુજરી જતાં એ વાતને રાયજી સાહેબે પોતાના "સુજ્ઞ મુરબ્બી રા. રા. મનःસુખરામભાઇ" ઉપરના "તા. ૩૦ મી જાનેવારી સને ૧૮૯૨ શનિવાર"ના પત્રમાં "x x x જુનાગઢના રાજરયાસત માટે ઘણીજ કમનસીબ અને દુઃખદાયક" બીના રૂપે આલેખેલી હતી. પરંતુ એ દુઃખદાયક દશામાંથી રાજ્યને જે પ્રકારે પોતાનો માર્ગ ખોળવો પડેલો હતો તે તેનાથી પણ અધિક દુઃખદાયક ઘટના બની જવા પામી હતી. બહાદુરખાનજીના પિતા નવાબ સાહેબ મોહોબતખાનજી બીજાને પોતાની રાધનપુરવાળી રાણીથી થયેલ કહેવાયલો એક પુત્ર નામે અહમદખાન હતો તે બહાદુરખાનજીના અવસાનકાળે રાધનપુરમાં રહેતો હતો. આ અહમદખાનને મોહોબતખાનજીએ પોતાનો સાચો પુત્ર ગણેલ નહિ, એટલે તેનું નામ રાજકુમારોની નામાવલિમાંથી બાતલ કરવામાં આવ્યું હતું, અને એ હકીકતને બ્રિટિશ સરકારે પણ, રાજકોટના 'પોલિટિકલ એજંટ' કર્નલ કીટિંજ સાહેબના વારામાં અને મોહોબતખાનજીની હયાતીમાંજ વિધિપૂર્વક ભરાયલ દરબારમાં ખુલ્લી રીતે કબૂલ રાખી હતી, અને તેને પરિણામે, એ અહમદખાનથી નાના બહાદુરખાનજી મોહોબતખાનના જ્યેષ્ઠ પુત્ર રૂપે તેમના પછી ગાદીએ આવેલા પણ હતા. આમ બહાદુરખાનજીના રાજ્યારોહણને પ્રસંગે અહમદખાનનો હક બીલકુલ લક્ષ્યમાં લેવાયલો નહિ, તે છતાં બહાદુરખાનજી જ્યારે અપ્રજ ગુજરી ગયલા ત્યારે, જૂનાગઢની ગાદી પોતાને મળે એવા હેતુથી એ અહમદખાને પોતાનો હક અંગ્રેજ સરકારમાં જાહેર કરી દીધો હતો, અને બીજી તરફ મોહોબતખાનજીના સૌથી નાના શાહજાદા એદલખાનજી પણ બહાદુરખાનજીના વારસ બનવાની આશા સેવી રહેલા પણ ખરા. આ એદલખાનજીને પુત્ર સંતાન ન હતું તેમ વળી તેઓ પોતાના કેટલાક અનિષ્ટ વર્તનથી પ્રજાપ્રિય

રહેવા પણ નહિ, અને વળી તેમના મહોટાભાઇ રસુલખાનજી હયાત હતા, તેમને પુત્રસંતાન હતું અને વધારામાં તેઓ સદાચારી હોઇ તેમની છાપ લોકચિત્ત ઉપર સારી પડેલી પણ હતી. આમ હોઇને એદલખાનજીને તો કોઈ પણ દષ્ટિએ બહાદુરખાનજીના ઉત્તરાધિકારી થવાની તક ન હતી, અને તે છતાં હરકોઈ મિષે તેમને ગાદી પ્રાપ્ત થાય તો, જે પ્રકારનો સૂક્ષ્મ પ્રસંગ નવાબ સાહેબ બહાદુરખાનજીના અવસાનથી ઉપસ્થિત થઈ આવ્યો હતો તેવો જ બલ્કે તેથી પણ અધિક સૂક્ષ્મ પ્રસંગ પાછો એદલખાનજીની અપુત્રતાને લીધે ભવિષ્યમાં ઉપસ્થિત થઈ આવે એ વાત સ્પષ્ટ પણ હતી; તે છતાં રસુલખાનજીના હકને હડસેલી મૂકવો એ વાત કોઈ પણ પ્રકારે ન્યાયપુરઃસર ગણાય તેવી ન હતી, એટલે જો તેમને જ ગાદીએ બેસાડવામાં આવે તો એક તરફ જેમ હકદાર શાહજાદાને ન્યાય અપાતો હતો તેમ બીજી તરફ તેમને પુત્ર હોવાને કારણે, રાજ્યને ભવિષ્યમાં ઊઠવા પામે તેવી તકરારના ભયમાંથી મુક્ત રહેવાનો યોગ પ્રાપ્ત થઇ જતો હતો. આમ હોઇને તે સમયના મંત્રિમંડળે રાજ્યના અમીરઉમરાવ તથા અગ્રગણ્ય પ્રજાજનો વગેરેએ સાથે બેસીને જે મંત્રણા કરેલી તેને પરિણામે, બહાદુરખાનજીનું અવસાન થયું કે તરતજ તેમના ભાઈ રસુલખાનજીને રાજાસન ઉપર અભિષિક્ત કરી દેવામાં આવ્યા હતા, અને તેમના નામથી તા. ૨૩-૧-૯૨ના રોજથી રાજ્યનું કામકાજ ચલાવવાનો આરંભ પણ અમાત્યમંડળે કરી દીધેલો હતો. એક રાજાનું અવસાન થાય અને બીજો રાજા ગાદી ઉપર આવે તે દરમ્યાન ગાદી ખાલી રહી શકે નહિ, અને જો તે રહે તો અરાજકતા પણ ગણાય એ એક મહત્ત્વપૂર્ણ રાજદ્વારીય સિદ્ધાંત છે, અને વળી આવા પ્રસંગે ગાદી ખાલી પડે ત્યારે તે ઉપર કોનો હક પહોંચે છે અને કોને બેસાડવો છે એ વાત જો પ્રથમથી નિશ્ચિત કરાયલી ન હોય તો તે પરત્વે નિર્ણય કરવાનો અધિકાર, પ્રથમ દર્શને જેટલો રાજ્યના મંત્રિમંડળને, અમીરઉમરાવને તથા પ્રમાણભૂત પ્રજાજનોને છે તેટલો હક રાજ્ય બહારના કોઇને હોઈ શકે નહિ એ પણ એક રાજદ્વારીય સિદ્ધાંત છે. આ સિદ્ધાંતનો ઉપયોગ કરવામાં જૂનાગઢ રાજ્યને, અંગ્રેજ સરકારની સંમતિ અગાઉથી મેળવી લેવાની જરૂરત લાગેલી નહિ; કારણ કે હક અને લાયકાત–એ ઉભય દષ્ટિએ રસુલખાનજી ગાદીએ બેસી શકે તેમ હતા જ. આમ હોઇને અમાત્યમંડળે એકમત થઇને રસુલખાનજીને ગાદીએ બેસાડી તેમની આણ ફેરવી દીધેલી હતી. પરંતુ અંગ્રેજ સરકારને પૂછયાગાછયા વિના રસુલખાનજીને તખ્તનશીન કરી દેવાયલા તે, જાણે કે, એક મહોટો

અપરાધ જૂનાગઢના મંત્રિમંડળે કરેલો છે એમ ગણી લઇને એ સમયના કાઠિયાવાડના 'પોલિટિકલ એજન્ટ' (મિ૦) ચાર્લ્સ ઓલિવંટ સાહેબને મ્હોટો રોષ ચઢી ગયલો, અને જૂનાગઢના અમાત્યમંડળે ભરેલ પગલાથી, જાણે કે, બ્રિટિશ સરકારના પ્રભુદત્ત અધિકારને નુકસાન પહોંચ્યું હોય એમ પણ તેમણે માની લીધેલું હતું ! આ વિચારસરણિને અનુસરીને એ એજન્ટ સાહેબે રસુલખાનજીને નવાબ તરીકે કબૂલ ન ગણ્યા અને તેમની વિરુદ્ધ તેમણે મુંબઈ સરકારમાં નિવેદનલેખ ઉપર નિવેદનલેખ મોકલવાનો ઉદ્યમ જારી રાખેલો પણ ખરો. આટલું કરીને જ તેઓ અટકેલા નહિ. અંગ્રેજ સરકારનું ગૌરવ અખંડિત રાખવાના આશયથી તે સાહેબે દીવાન હરિદાસજી ઉપર એક તાર તત્કાલ મોકલી "બીજો હુકમ થતાં સુધીમાં કીમતી ચીજો સંભાળી લેવા તથા (રાજ્યનો) વહીવટ ચલાવવા બદલ તમને સરકાર જવાબદાર ગણે છે" એવું તેમને જણાવી દીધેલું પણ ખરું; અને એ હુકમ પ્રમાણે હરિદાસજીએ રાજ્યકોશ વગેરે પોતાના હવાલામાં લઇ તે બાબતના ખબર તે 'પોલિટિકલ એજન્ટ'ને આપી દીધા પણ હતા. હરિદાસજીએ પૂર્વોક્ત બ્રિટિશ સરકારની આજ્ઞાનો અમલ કર્યો તે પરત્વે કોઇએ કાંઈ વાંધો લીધેલો પણ નહિ. અને રસુલખાનજી ગાદી ઉપર વિધિપૂર્વક બેસી ગયલા હતા એટલે રાજ્યને કશું કરવાપણું રહેલું પણ ન હતું. તોપણ જૂનાગઢના મંત્રિમંડળ વગેરેએ એકમત થઇ જે હિંમતભરેલું પગલું ભરેલું હતું તેને પરિણામે 'પોલિટિકલ એજન્ટ' (મિ૦) ચાલર્સ ઓલિવંટ અને જૂનાગઢ રાજ્યના સર્વાધિકારમંડળ વચ્ચે એક મોહોટો રાજદ્વારીય વિગ્રહ ઉપસ્થિત થઇ આવ્યા વિના રહી શકેલો નહિ. જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળનો વાદ એવો હતો કે, રાજ્યની આતરં બાબતો પરત્વે રાજ્ય સ્વતંત્ર છે અને તે છતાં જે પગલું તેણે ભરેલું છે તે ન્યાયપુરઃસર પણ છે; જ્યારે અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિ એવો પ્રતિવાદ કરી રહેલ કે, અંગ્રેજ સરકાર સર્વોપરિ હોઇ દેશીય રાજ્યની ગાદી ખાલી પડે ત્યારે તેને ભરવાનો હક તે સર્વોપરિ સરકાર ધરાવે છે. વળી તેમણે કરેલ પ્રતિવાદનો બીજો મુદ્દો એવો પણ હતો કે, રસુલખાનજી કે જેમનું પૂર્વજીવન એક સાધુ-ફકીર-ના જેવું હતું તેઓ રાજપુત્ર નથી, નિરક્ષર છે, ફકીર છે અને તેથી તેઓ ગાદીને માટે લાયક પણ નથી. પરંતુ આ એ અંગ્રેજ સરકારના પ્રતિનિધિ સાહેબ તરફથી કરાયલ આક્ષેપ પ્રતિવાદ તદ્દન લૂલો હતો. અપુત્ર બહાદુરખાનજી પછી ગાદીએ આવી શકે એમ જો કોઈ હોય તો તે બહિસ્તનશીન થયલ નવાબ સાહેબથી નાના તેમના ભાઇ રસુલખાનજી જ હતા. અને રાધનપુરવાળા અહમદખાન કે જે

બહાદુરખાનજીથી મ્હોટા ગણાયલા હતા **તેમને તો જૂનાગઢના નવાબના શાહજાદા તરીકે ન ગણવાનો ઠરાવ, વર્ષો પહેલાં, બ્રિટિશ સરકારે ખુદ્દે કરી દીધેલો હતો એટલે તે અહમદખાનથી નોંધાવાયલ દાવો 'પોલિટિકલ એજંટ'થી સર્વથા કાઢી નંખાવવાને પાત્ર હતો જ.** વળી રસુલખાનજી રાજપુત્ર નથી એવો મુદ્દો પણ પૂર્વોક્ત 'પોલિટિકલ એજંટ' સાહેબે ઉપસ્થિત કરેલો. પરંતુ તેમને ખબર નહિ કે, જે સમયે રસુલખાનજી જન્મેલા તેજ સમયે રાજ્યજોષી કાશીનાથને હાથે રાજ્યે આ શાહજાદાની જન્મકુંડલી કરાવેલી હતી અને જન્મકુંડલી કર્યાની નોંધ, એ કાશીનાથના ચોપડામાં રખાતી કુંડલીઓની ક્રમબદ્ધ માળામાં રખાયલી પણ હતી, એટલે એ ચોપડો 'એજંસી'માં રજુ થતાં એ "એજંટ" સાહેબનો વાંધો ઉડી જવા પામેલો હતો. ત્રીજો મુદ્દો તે પ્રતિવાદમાં એવો હતો કે, રસુલખાનજી ફકીર છે–નિરક્ષર–અભણ છે અને તેથી પણ તે નવાબ થવાને લાયક નથી. આ પ્રકારનું એ "એજંટ" સાહેબનું કથન પણ અયથાર્થ હતું. અલબત્ત રસુલખાનજીને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું; પરંતુ અંગ્રેજી ભાષા જાણતા ન હોય તેવાઓને અભણ ગણી લેવા એ કેવળ મૂર્ખતા હતી; અને વળી એ રસુલખાનજી ફકીર નહિ હોઇ ફકીરના જેવું સાધુ જીવન ગાળતા હતા તેથી તેમની સાધુતાને સદ્‌ગુણ રૂપ ગણવાને બદલે અવગુણ રૂપ ગણવાની જે ધૃષ્ટતા એ અંગ્રેજ અધિકારી કરી બેઠેલા તે ગેર ખરેખર તેમની અવળચંડાઇ સિવાય અન્ય કાંઇ ન હોઇ શકે. વસ્તુતઃ તો તેમના પેટમાં જે દુખતું હતું તે એ કે, બહાદુરખાનજીના દેહાંત બાદ જૂનાગઢ રાજ્યમાં હાથ ઘાલવાનો જે લાગ બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાને મળેલો હતો તે, રાજ્યના કાર્યભારીમંડળે ભરેલ પગલાંથી ઊડી ગયલો દેખીને તે સાહેબને પોતાનો પરાભવ થયા જેવું લાગી આવેલું હતું, અને તેથીજ તેમણે ન્યાયાન્યાય પરત્વે કશો પણ વિચાર કર્યા વિના જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળના કૃત્યને અકૃત્ય ઠરાવી દેવા માટે જે પ્રયાસો કરવા જોઇએ તે કરવા માંડેલા હતા. પરંતુ *જૂનાગઢનું કાર્યભારીમંડળ પોતાથી નિશ્ચયપુરઃસર કરેલ* નિશ્ચયમાંથી ચલિત થાય તેમ ન હતું, અને તેણે તે પ્રબલ 'પોલિટિકલ એજંટ' સામે લડી લેવા માટે નિર્ણય પણ કરી લીધેલો હતો. આ લડાઇ લડવામાં હરિદાસભાઈની તટસ્થતા અનુપકારક હતી અને તેથી રાજ્યપક્ષે સેનાપતિપદનો ભાર આપણા આ કથાનાયકને માથે આવી પડેલો હતો. પુરુષોત્તમરાયજીએ આ પ્રસંગને અનુલક્ષીને, "તા. ૩૦ મી જાનેવારી સને ૧૮૯૨ શનીવાર"ના રોજ જે એક પત્ર "સુજ્ઞ મુરબ્બી રા. રા. મનઃસુખરામભાઇ" ઉપર લખેલ છે તે

પત્રનો મર્મ આપણને જે કાંઈ સમજાવે છે તે સમજી લેવા જેવું હોઇને અ
આ નીચે એ પત્રના કેટલાક ફકરાઓ અમારા પાઠક સમક્ષ રજ
કરીએ છીએઃ—

"× × ×× ×× ×× ××"

"ખુા. નવાબ સાહેબ બહાદુરખાનજીનું બહેરતનશીન થવું જૂનાગઢના રાજરયાસત માટે ઘણુંજ કમનસીબ અને દુઃખદાયક છે. પરંતુ ઈશ્વ ઇચ્છા આગળ કાંઇ ઉપાય નથી."

"**જે પહેલેથી કરવું જોઈએ તે ન કરેલું હોવાથી** આવે પ્રસંગે વધારે મુશ્કેલી અડચણ અને દુઃખ ભોગવવાં પડે છે. પણ જરૂરને વખતે તેનો બચાવ અને ઉપાય ન કરવામાં આવે તો જે ખોટાંના મુકાબલામાં મૃત્યુને વધારે પસંદ કરવામા આવે તેવું પરીણામ થયા વગર રહે નહીં. છોકરાઓ માબાપનું કહ્યુ ન માનીને, માબાપ લાયક પુત્રોનું કહ્યું ન માનીને અને મ્હોટી ઉમરના શુભેચ્છકોનું કહ્યું ન માનીને જેમાંથી ખોટામાં ખોટું પરીણામ થાય તેવા મહા ભયંકર રોગોમાં ને દુઃખમાં ફસાઇ પડે છે તોપણ તે વખતે તેણે તેવા કૃત્યનો બદલો ભોગવવોજ જોઇએ એવા ઇન્સાફથી જો તેનો યોગ્ય ઉપાય ન કરવામાં આવે તો તેનું પરીણામ એજ આવે કે માબાપ છોકરાંને, છોકરાં માબાપને અને પરસ્પર શુભેચ્છકોને ખોઇ બેસે. **આપણું હાલનું કૃત્ય ગેરઈનસાફવાળું કે પક્ષપાતી નથી** એટલું છતાં જો ફીકરમાં આવી પડ્યા છીએ તે માટે આપણાં નશીબને જ નબળાં માનવાં. પણ તેમ માનીને બેસી રહીએ તો તે વધારે ખોટું ગણાય. તેમજ પરે વખતે જે કાંઈ પાછલી ભુલો થઇ હોય તે વીષે કાંઈ પણ બોલવું એ દુઃખમાં વધારે ઉમેરો કરીને, તુરતમાં જે કરવું જોઇએ તેના વિચાર અને ઉપાય કરવામાં જરા પણ વખત ન જવા દેવો જોઇએ. x x x આવા વિચાર અને કારણોથી હાલ જે જરૂરનું છે તેના સંબંધનાજ વિચારમાં રહીએ છીએ. તે આપ પણ પસંદ કરશો એવી આશા છે. હાલના પ્રસંગ માટે કેટલાંક કારણોથી એવું કરવું દુરસ્ત લાગ્યું કે, તેનું બધું જોખમ એકને માથે લેવા કરતાં એનો વિભાગ કરવો **જેથી ચાલતા પ્રસંગના પરીણામની જેને જેને ખરી અસર ભોગવવાની છે તેને ઉપાય અને યત્ન કરવામાં કાંઇ બાકી રાખ્યાનું અથવા કાંઇ પણ શંકા લાવવાનું કારણ મળે નહીં.**"

પુરૂષોત્તમરાયજીથી લખાયલ આ વ્યવહારકુશળતાનો પાઠ આપનાર પત્ર તેની ઘોતકતા પરત્વે જોઇએ તેટલો પર્યાપ્ત હોઇ અમે તે પરત્વે અધિક ભાષ્ય કરવાનું ઉચિત ધારતા નથી. પરંતુ એટલું તો કહી દઇએ છીએ કે, એ સૂક્ષ્મ પ્રસંગનો સંતોષકારક ઉકેલ આણવા માટે પુરૂષોત્તમરાયજીને પોતાને કમર કસવી પડેલી હતી. આ કામ એટલું મહોટું, વિકટ અને દુઃસાધ્ય હતું કે, ભવિષ્યમાં, પુરૂષોત્તમરાયજી આ કામમાં સફળતા મેળવે તોપણ, તેનું પરિણામ તેમને ખુદને હાનિકારક કોઇ પણ કાળે નિવડે એવો સંભવ હતો, તથાપિ જેના લોહીના ટીપે ટીપામાં રાજ્યભક્તિ વ્યાપી રહેલી હતી તે પુરૂષોત્તમરાયજી સંભવિત નુકશાનના ડરથી આ કામમાં પોતાના પિંડને ઝંપલાવે નહિ, તોપછી એ કામનો ભાર ઉપાડનાર એ સમયે રાજ્યમાં બીજું કોઈ ન હોઇને એ ઝૂલતા રહેતા કામનું પરિણામ કોને કોને ભોગવવાનો વારો ન આવત તે પરત્વે આપણે આજે કલ્પના કરી શકતા નથી. પુરૂષોત્તમરાયજીથી મનઃસુખગમભાઈ આદિ ઉપર લખાતા રહેલ પત્રોમાંથી જે એક મુખ્ય ધ્વનિ નીકળે છે તે એ કે, એ પત્રોના લખનાર પોતે જેટલા પુરૂષાર્થવાદી હતા તેટલા જ પ્રારબ્ધવાદી પણ હતા અને તેથી તેમણે, "ચાલતા પ્રસંગના પરીણામની x x ખરી અસર" ભોગવવી પડે એવા રાજ્યપુરૂષો પૈકીના એક તરીકે આ કામનો ભાર પોતાને માથે ઉપાડી લીધેલો હતો અને તે સમયના મુંબઇના સુવિખ્યાત બૅરિસ્ટર–ઍટ–લૉ મિ. બદરૂદ્દીન તૈયબજી જેવા સુચરિત તથા કાર્યનિપુણ ગૃહસ્થને "કાઉન્સલ દરજ્જે નહીં પણ આપણી (કાર્યભારીમંડળ) સાથેના દોસ્તીનાતાએ" રોકીને મુંબઇના ગવર્નર સાહેબને મળવા વગેરે કામે નિયોજી દીધેલા પણ ખરા, અને એ બદરૂદ્દીનજીએ આ વિષયમાં ઘણો રસ લઇને ઘણો પરિશ્રમ ઊઠાવેલો પણ હતો. આ પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ પોતાની ગાડીને ગતિમાં મૂકી દીધેલી તો ખરી; તથાપિ જૂનાગઢની જે પરિસ્થિતિમાં રહીને તેમને પોતાના કાર્યને ધપાવી રાખવું પડતું હતું તે વગેરે તેમને મુંઝવી રહેલ, અને તેથી તેમણે પોતાના મંત્રીવર્ય મુરબ્બી મનઃસુખરામજી ઉપર "તા. ૨૮ મી ફેબ્રુવારી સને ૧૮૯૨, સાં. ૧૯૪૮ના માહા વદી ૩૦ રવીવાર"ના રોજ એક પત્ર લખીને પોતાના મનને ખાલી કરેલું પણ હતું. આ પત્રમાં બીજી હકીકત સાથે તેમણે નીચે પ્રમાણે લખેલું છે.—

"xx xx xx xx xx"

"હાલ આંહીની સ્થીતી લોકો સહેજ કલ્પી શકે તેથી વીરૂદ્ધ હોય તો જ તે પરમેશ્વરની કૃપા માનવા જેવું ગણાય. એક બાજુ નીરક્ષર અને નબળી

હોનાથી તેનુ આર ઠકાઇ જઈ તેથી વીરૂદ્ધ નજર આગળ આવ્યા કરે છે જે અસ્વભાવિક નથી બીજી બાજુ ગુરૂ-પત્વીએ છે અને તેની બરોબરી કરનાર કોઈ દેખાતુ નથી આ કારણથી તેને મજાની પુરી ખામી છે, અને બન્ને બાજુની જવાબદારીથી તેની સ્થિતિ થોડી મુશ્કેલીવાળી નથી પરંતુ આપણા સમર્થ સ્વામીજી શ્રીકૃષ્ણાનન્દના ઉપદેશ પ્રમાણે પ્રશ્ન કરનારને તથા વીચાર બતાવનારને ફરીથી તેમ કરવાની હીમત ના થાય તેવી રીતે થપડનો પ્રસાદ મળતો રહેનાથી તેમ કરતા તુરત અટકવુ પડે એ સ્વભાવિક છે માહારા અભીપ્રાય પ્રમાણે **નબળા માણસોના સબધમા શાસ્ત્રના નીયમાનુસાર થાય છે તેથી તેની લાગણી કરવામા આવે તો તે વધારે નબળાઇ અને અણસમજ ગણાવી જોઈએ** જગતમા ભાવી પ્રમાણેજ બધુ થતુ આવે છે તેને અટકાવવા કોઈ સમર્થ નથી પ્રશ્ન તથા વીચાર પોતાની મરજી યા અભીપ્રાય વીરૂદ્ધ હોય તેજ કારણથી તે કરનાર અયોગ્ય ગણાઇને તેને થપડનો પ્રસાદ અપાય તે બન્ને માટે વધારે સારૂ છે ? કે જેમ વધારે પ્રશ્ન થાય તેમ વધારે શાતીથી સાભળવામા આવે, ભુલ હોય તો સુધારાય ભુલ ન હોય તો આગળ વધવાને તોજ ન મળે અને નવુ શીખવાય તેવુ પરીણામ બન્ને બાજુ વધારે સારૂ આવે ? તેનો ઇન્સાફ કરવાનુ આપનેજ સોપુ છુ

×× ×× ×× ×× ××

કાઠિયાવાડના ઉપરના અને અદરના દેખાવમા ઘણો મોટો તફાવત લાગે છે તેનુ પરીણામ જે આવે તે ખરૂ ઇશ્વરને પ્રાર્થના છે કે, માણસને ભુલ પડવાનો દગાવાનો વખત આપે નહી ×× ×× ×× ××

પુરૂષોત્તમરાયનો પૂર્વનિર્દિષ્ટ પત્ર તેમની નૈસર્ગિક ક્ષોભ હિનતા, દઢતા, વ્યાવહારિક તત્ત્વજ્ઞાનાભ્યાસ ક્ષમતા અને તે સાથે ગુરૂજનોના સબધમા જે પ્રકારની વિનીતતા રાખવી જોઇએ તેનુ પરિશીલન—એ સર્વ લક્ષણોથી એટલો બરોબર દેખાય છે કે તે આપણને અભ્યાસનીય થઇ પડયા વિના રહી શકતો નથી આપણે એમ પણ કહી શકીએ કે, તેમના ગુરૂઓને પણ પોતાનો કાન પોતાનેજ હાથે પકડવાની ફરજ પડી જાય એવા ભાવો આપણને પુરૂષોત્તમરાયના અંગ્રેજ શબ્દોમા લખાયલા પત્રોમાથી મળી આવે છે પણ આ મુશ્કેલ સયોગોમા નહીં હેઠે પેટે પૂર્વોક્ત કોઈના તાત્ત્વિક વિચારપૂર્ણ પત્રો લખવા એ જેવા તેવા મનુષ્યનુ કામ ન ગણાય આપણા આ કથાનાયકને દરબાર અને દીવાનજી

વચ્ચે મધ્યસ્થ રૂપે રહીને સામોપચારથી તે ઉભય-પક્ષના માનસિક રોગોને મટાડવાનું કામ કરવું પડતું હતું અને તે કામ ઘણુંજ વિષમ અને જોખમ ભરેલું પણ હતું. એક બીજા સાથે અથડાઈ પડવાને પ્રવૃત્ત થતાં બળોને અંકુરિત કરી અગર તો ઉપશમ પમાવી તેમને કોઇ અનિષ્ટ રૂપમાં પરિણમતાં અટકાવવાં એટલુંજ નહિ, પરંતુ એવાં પરસ્પર વિરોધી બળોને સમાહિત કરી તેમનો યથેષ્ટ ઉપયોગ કરવો એ કામ એના કરનાર પાસેથી એટલા બધા સંયમની અપેક્ષા રાખે છે કે, કેટલીકવાર અસાધારણ શક્તિવાળા ગણાતા માણસો પણ એવા કામમાં હારી ગયા વિના ન રહે. જૂનાગઢ રાજ્યમાં જે બળો પ્રવર્તી રહેલાં હતાં અને રાજ્ય બહાર કાઠિયાવાડની રાજદ્વારીય પરિસ્થિતિના જે રંગો બદલાતા જતા હતા તે બધાં તત્ત્વોનો સમન્વય કરીને દરબાર, કાર્યભારી અને બ્રિટિશ સર્વોપરિ સરકાર: એ ત્રણેમાં સમતોલપણું આણી ન શકાય તો રાજ્યનું વહાણુ અચૂક ખરાબે ચડી બેઠા વિના ન રહે એવી સ્થિતિ તે સમયે રાજ્યની થઈ પડેલી હતી, અને તેથીજ રાજ્યનું ખરૂં કલ્યાણ ચાહનાર તથા સાધવાની ધગશ ધરાવનાર પુરૂષોત્તમરાયજી જેવા રાજપુરૂષે આવા સાંકડા સમયમાં પોતાના હૃદયબળનો અશેષ રીતિએ ઉપયોગ કરવાનો હતો; અને એ પ્રમાણે તેમણે ઉપયોગ પણ કરી બતાવેલો છે. અમારે પ્રસંગવશાત્ કહેવું પડે છે કે, જૂનાગઢમાં આ સમયે આખુંય વાતાવરણ એવું તો ઘેરૂં અને પ્રકાશહીન બની ગયલું હતું કે, કોઇ એક પક્ષ બીજા પક્ષનું યથાર્થ દર્શન કરી શકે નહિજ. ફક્ત એ બધામાં મધ્યસ્થ તરીકે અલિપ્ત રહીને એ બધાય પક્ષોને યથેષ્ટ સિદ્ધિ તરફ દોરી જનાર એક આ કથાનાયકજ નિર્મલ દૃષ્ટિ રાખીને સમગ્ર વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન કરી શકતા રહેલા એટલે રાજ્યકાર્યને પાર ઉતારવાની બાબતમાં ભંગાણ ન પડતાં અંતે ઇષ્ટસિદ્ધિ કરી શકાયલી હતી. એ સમયના તમામ પક્ષોને ધન્યવાદ આપતાં અમારે લખવું જોઇએ કે, રાજમંડળ સમસ્ત રૂપી મુરલીમાં તડ પડેલી હતી, તોપણ તે તડને પુરનાર પુરૂષોત્તમરાયજીની સામનીતિ રૂપ મીણ ક્ષણે ક્ષણે પોતાનુ કાર્ય કર્યાં કરતું હતું એટલે એમાંથી એકંદર નીસરતો સંગીતપ્રવાહ મધુર, તાલબદ્ધ અને પરિણામે મનોહારી બની ચૂકેલો તો ખરોજ.

જૂનાગઢ રાજ્યની આવી રાજદ્વારીય પરિસ્થિતિ. साक्षीवत् सर्वभूतेषु ની પેઠે પુરૂષોત્તમરાયજી અવલોકી રહેલા, ત્યારે, દીવાન હરિદાસભાઈની સ્થિતિ પણ કાંઈ ઓછી સંકડામણ તથા મુંઝવણવાળી ન હતી. અંગ્રેજ સરકારની મૈત્રિ

મેળવ્યા વિના મુલખાનજીને તખ્તનશીન કરી દીધેલા તેને પરિણામે એ સરકારના કુપિત થઇ બેઠેલા 'પોલિટિકલ એજન્ટ' તરફથી ઊઠાવાતા રહેલા પ્રશ્નોના જવાબ દેવાનો ભાર દીવાને વહેવાનો હતો અને બીજી બાજુએ રાજમહેલે જે પગલુ ભરી દીધેલું હતું તેને ભૂંસી શકાય કે ભૂલાવી દેવાય તેમ પણ ન હતું. આ બન્ને વાતો એટલી તો અસહ્ય હતી કે, ગમે તેવા ધર્મપરાયણ રાજપુરુષને તે અકળાવી મૂકે, તો પછી હરીદાસભાઈ જેવા ગરમ અને ઉતાવળી પ્રકૃતિના માણસને એ વાતોથી અસહ્ય ઉકળાટ થાય તેમા નવાઇ ન હતી. પુરુષોત્તમરાયજીએ આવા સૂક્ષ્મ પ્રસંગમા (તા. ૪-૩-૯૨, ૧૦-૩-૯૨, ૧૫-૩-૯૨ અને ૧૬-૩-૯૨ના રોજ) જે પત્રો મનસુખરામભાઈ ઉપર લખેલા છે તે આ વિષય ઉપર અધીક અજવાળું નાખે તેવા છે. એ પત્રોનો સાર એવો છે કે, બહાદુરખાનજીની અપ્રજતા જાણવામા હતી તે છતા તેમના દેહાત પહેલા વારસની યોજના કરવા પરત્વે જે કોઇ વ્યવસ્થા જવાબદાર રાજપુરુષોએ **કરી લેવી જોઇતી હતી તે તેમણે કરેલી નહિ એ એક ભૂલ થયલી** છે, અને તેને પરિણામે જે ગુચવાડો ઊભો થવા પામેલો તેમા "એજન્સી"ના અમારણ વિરોધે ઉમેરો કરી દીધેલો છે, અને તેથી કરીને, આપણા આ સ્થાવીર પોતાના પૂર્વનિર્દિષ્ટ તા. ૧૦-૩-૯૨ના પત્રમા કથે છે તેમ એવા પ્રસંગે (૧) રાજ તથા રાજકર્તાના સારા નસીબ, (૨) રાજકાર્ય કરનારાનાં યત્ન, (૩) સારા સાધન, (૪) બધાનો એક મત અને સંપ"—એ સર્વના એકી ભૂલ બળથી "રાજ તથા રાજકર્તાનુ, આપણું પોતાનુ અને બીજાઓનુ હીત" કરી શકાયું હતુ તેવું હિત આ વખતે કરી શકાય તેવુ ન હતુ, કારણ કે "હાલ જેમ તે વખતના જેવા સાધન નથી તેમજ તેને બદલે મળી શકે તેટલું સાધન મેળવવા સારૂ જે યત્ન થવુ જોઇએ તે થતું નથી, **જે થાય છે તે માત્ર જોવા અને જાણવાનું થાય છે,"** એમ પુરુષોત્તમરાયજીનુ માનવું થયલુ હતું. આ છેવા અવતરણચિહ્નો વચ્ચેના શબ્દો હરિદાસભાઇની મનોદશાને અનુલક્ષીને લખાયલા છે એમ હરકોઈ વિવેચક કહી શકશે પરંતુ હરિદાસભાઈ તરફથી દેખાડાયલી ઉદાસીનતા કે શિથિલતા માત્ર અકારણ હતી એમ કહી શકાતુ નથી. બહાદુરખાનજીનો દેહાત સંધ્યાકાળે થયલો એટલે એ વાતના ખબર દીવાન-દફતરે પહોચાડવામા આવતા હરિદાસજી પોતાની સાથે પુરુષોત્તમરાયજીને લઇને રાજમહાલયે ગયા હતા અને ત્યા બેસીને જે રોજનામ વગેરે લખાવવા પડે તેટલા સારૂ તેઓ પોતાના બે શિરસ્તેદારો—દુર્ગાપ્રસાદ ખારોડ તથા પુરુષોત્તમરાય રામજી—ને પોતાની ભેગા લઇ ગયા તા પણ ખાસ વઝીર બહાઉદ્દીન

ભાઈ પણ એ વખતે દીવાન હરિદાસ પાસે આવીને બેઠેલા. એટલામાં "રાજ્યના એક સ્તંભ" રૂપ વર્ણવાયલ માજી રાજ્યાધિકારી નૃસિંહપ્રસાદ બુચ પણ ત્યાં આવી પહોંચેલા હતા. બહાઉદ્દીનભાઈની પ્રીતિ એદલખાનજી ઉપર હતી અને હરિદાસભાઈ તો આ એદલખાનજીને બહાદૂરખાનજીના વારસ રૂપે માની રહેલા હતા, એટલે એ ઉભય મુખ્ય રાજપુરૂષોએ એદલખાનજીને ગાદીએ બેસાડવાનો નિર્ણય કરી દીધેલો હતો. **પૂછાય નહિ ત્યાં સુધી કશો અભિપ્રાય ન દેવો એવો પુરૂષોત્તમરાયજીથી નિત્ય પળાતો સિદ્ધાંત હતો. એટલે એમણે તો મૌનજ સેવેલું**, અને નૃસિંહપ્રસાદજીએ તો જે બધું બનતું હતું તે ફક્ત જોયાજ કરેલું હતું. પછી સૌ વીખરાઈ ગયેલા. પરંતુ રાજ્યકાર્યના નિષ્ણાત ગણાય તેવા મ્હોટા મુત્સદ્દી અને વયોવૃદ્ધ નૃસિંહપ્રસાદ બુચને એ રાજમહાલયમાં કરાયલો નિર્ણય વ્યાજબી લાગેલો નહિ, એટલે તેમણે પોતાને ઘેર ગયા પછી મોડી રાત્રિએ વઝીર બહાઉદ્દીનભાઈને મકાને જઈને કરાયલ નિર્ણય કેટલો ભૂલ ભરેલો છે તે સમજાવી, બહાદૂરખાનજીથી નાના રસુલખાનજીને ગાદીએ બેસાડવાની સલાહ આપી દીધેલી, અને એ સલાહ એ વઝીરને ગળે ઊતરેલી પણ હતી, અને એ સલાહ ન્યાયપુરઃસર અને રાજ્યહિત સાધક હોઈને હરિદાસભાઈને પણ કબૂલ રાખવી પડી હતી. પરંતુ એ પ્રમાણે પોતાના પ્રથમ અભિપ્રાયને બદલાવવો પડેલો એ વાત હરિદાસભાઈને રૂચેલી નહિ એમ લાગે છે, અને તેને પરિણામે તેમને થોડી ઘણી ઉદાસીનતા થઈ આવી હોય એ પણ સંભવનીય છે. એ છતાં ન્યાય રસુલખાનજીના પક્ષમાં હતો. એટલે એમને પોતાનો અભિપ્રાય જૂદો હતો છતાં વઝીર બહાઉદ્દીનભાઈ આદિના મતને અનુસરી રસુલખાનજીને તખ્તનશીન કરવાના કામમાં ભાગ લેવો પડેલો, એમ કહીએ તો ચાલે. તથાપિ તે હકિકતને પરિણામે કાઠિયાવાડ 'પોલિટિકલ એજન્સી' સામે ઝઘડામાં ઊતરવું પડેલું તે તેમને બહુ રૂચતું ન થયું હોય એમ તેમની તે ઝઘડા પરત્વેની મનોદશા ઉપરથી કહી શકાય છે. હરિદાસભાઈ એક સ્વતંત્ર પ્રકૃતિના, બાહોશ, પ્રમાણીક અને સત્યનિષ્ઠ રાજ્યકાર્યભારી હતા અને તેમનો "કારભાર' સફળ પણ થયો છે એ વાતમાં લેશ પણ શંકા નથી, તથાપિ તેમની રાજનીતિ અને વઝીર બહાઉદ્દીનભાઈની તેમજ પુરૂષોત્તમરાયજીની રાજનીતિ વચ્ચે એક, વિરલ પ્રસંગે વ્યક્ત થઈ આવે તેવો મ્હોટો તફાવત હતો. હરિદાસભાઈ રાજ્યના આંતર વહીવટને ઉન્નત કક્ષાએ મૂકવા માટે જેટલું બળ વાપરવું પડે તે વાપરવા સદા તૈયાર હતા, પરંતુ બ્રિટિશ સરકાર સામે લડવાના પ્રસંગમાં તેઓ તે સરકારના અમલદારો સાથેનો સબંધ છેક

બગડી-તૂટી-જવા પામે એટલે હરજીે-એટલા બળથી-લડવાનું પસંદ કરતા નહિ, અને તેથી કરીને તેઓ જૂનાગઢ રાજ્ય અને બ્રિટિશ "પોલિટિકલ એજંટ" વચ્ચે ઉપસ્થિત થઇ આવતી તકરારોનો ફડચો ત્રોડજોડથી કરી નાંખવાને તૈયાર થઇ જતા હતા, અને તેને પરિણામે રાજ્યની આંતર સ્વતંત્રતાને ક્ષીણ પડવાનું બની આવતું પણ હતું. બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાની નીતિ દેશીય રાજ્યોના આંતર વહીવટમાં કોઇ પણ મિષે ક્રમશઃ હસ્તક્ષેપ કરતાં રહેવાની હતી, અને તે વાત જૂનાગઢના સ્થાનિક કાર્યભારીઓને બીલકુલ અણગમતી હતી; એટલે હરિદાસભાઈ પૂર્વોક્ત સૂક્ષ્મ પ્રસંગે, પુરૂષોત્તમરાયજીએ કહેલું છે તે મુજબ, "માત્ર જોવા અને જાણવા"ની જે નીતિ અખ્તયાર કરી રહેલા હતા તે રાજ્યના દક્ષ કાર્યભારીઓને ચિંતા તથા ભયમાં મૂકાદે એ સ્વાભાવિક વાત હતી. રાજ્યહિત ખાતર, કાઠિયાવાડના "પોલિટિકલ એજંટ" સાથે બગાડવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તેથી, પુરૂષોત્તમરાયજી ડરતા ન હતા; કારણકે તેમને બ્રિટિશ સરકારના સર્વોપરિ અધિકારી-હિંદી સરકાર-ની ન્યાયબુદ્ધિ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી, એટલે "પોલિટિકલ એજંટ" સામે લડવું પડે તો ઠેઠ સુધી લડી લેવાને તેઓ સર્વદા તૈયાર જ રહેતા. એ છતાં હરિદાસભાઈ તરફ પુરૂષોત્તમરાયજીની માનભાવના એટલી બધી પ્રબળ હતી કે, તેમણે રાજમંડળમાં ઉપસ્થિત થઇ આવેલ મતભેદની તીવ્રતા જોઇને "અલગ" રહેવાની નીતિ અખ્તયાર કરી લીધેલી હતી, અને એ "અલગ" રહેવાની પોતાની નીતિનું સૂચન પણ તેમણે પોતાના તા. ૧૬-૩-૯૨ ના મન.સુખરામભાઇ ઉપરના પત્રમાં કરેલું હતું. પરંતુ એ પ્રમાણે "અલગ" રહેવાનું "કારણ આવે પ્રસંગે વચમાંથી ખસી જવાનું" ન હતું. "મરહુમ ખુદા૰ નવાબ સાહેબ બાહાદુરખાનજીની હયાતી સુધી હું બનેને ખોટું લાગવાની બહુ દરકાર રાખ્યા વગર કહીને સમજાવી શકતો તથા અટકાવવા જેવા કામમાં અટકાવતો તે પ્રમાણે હાલ પણ કરવાનું જારી રાખવામાં આવે તો તેનું પરીણામ સારૂં આવવાને બદલે ખોટું આવવાનો સંભવ વધતો જવાથી તે ધોરણમાં, ખોટું પરીણામ આવતું અટકાવવા માટે મારે જરા અલગ રહેવાનો ઉપાય શોધવો પડેલ છે," એમ જે આપણા આ કથાનાયક પોતાના પૂર્વોક્ત પત્રમાં મનઃસુખરામજીને લખી જણાવેલ છે તે કારણેજ તેમણે આ વખતે "અલગ" રહેવાનું પસંદ કરેલું હતું, અને તે પ્રમાણે તેઓ અલગ રહેલા તેનું ફળ પણ સારૂં આવેલું છે. પુરૂષોત્તમરાયજીએ પોતે પૂર્વોક્ત કાગળમાં લખેલું છે કે:-"જો આ પ્રસંગે હું અલગ ન હત તો કાંઇ પણ ઉપયોગી થઇ શકત નહીં. મ્હા. હરિદાસભાઈનામાં કેટલાક અસાધારણ

મોટા ગુણ અને ખુબી હતા તે દમાઇ જતા જેવા જે ગમો થઇ જાય છે તેના મગજમા ઉતાવળ અતીશે ચોખાઇ તથા સચાઇ અને વેગને રોકનારની ખામી સીવાય બીજુ કાઇ નથી સમજણ પ્રમાણે મનમા ગમે તેનુ સારૂ ખોટુ લાગતુ હશે તોપણ દેખાવ, ધીરજ અને મુદ્દો સાભળવામા બનતા સુધી મુ બાઇ સાહેબ (બહાઉદીનભાઇ) એવી શક્તી બતાવે છે ક તે માટે તેના દુશ્મનોને પણ તારીફ કર્યા વિના ચાલે નહી મતલબકે, બને સાહેબોમા કુદરતની બક્ષીસથી કેટલાક મોટા તથા અસાધારણ ગુણ અને શક્તી છતા **ખરે વખતે જે કરવુ જોઇએ તે ન કરતા ઉપરાત તેથી વીરૂધ્ધ કરવા તૈયાર થઈ જાય છે તેમા વધારે સમજુ અને ભણેલાનો વધારે દોષ ગણાવો જોઇએ** એના માહારા અભીપ્રાયને આપ પણ મળતા થશો એમ આશા રાખુ છઉ આ બધાનુ કારણ બાબીસદ્ધક છે જેને અટકાવવા કોઇ સમર્થ નથી × × × પૂર્વભાગનુ લખી શક્ય તેટલુ બધુ આખ્યાન આપને લખાઈ ગયુ હવે મધ્ય અને ઉત્તર ભાગમા જે બને તે ખરૂ ”

મતલબ કે, બહાદુરખાનજીના અવસાન પહેલા રાજ્ય તરફથી જે કાઇ કરી લેવા જેવુ હતુ તે રાજ્યના ઉભય મુખ્ય અને જવાબદાર રાજપુરૂષો—વઝીર બહાઉદીનભાઇ અને હરિદાસભાઇ—તરફથી કરી લેવાયનુ નહિ, એટલુજ નહિ, પરતુ એ પછી પણ જે ઉપાયો લેવાના જોઇએ તેમા પણ, “એજન્સી' ની વક્રદૃષ્ટિવાળા કમાણુને યોગે અગર તો “એજન્સી ને અનુકૂળ રહીને રાજ્યમર્યાદાર વર્તવાની નીતિ પોતે પસદ કરનાર હતા તેથી અગર તો અન્ય કોઇ અગમ્ય કારણે હરિદાસભાઇ જેવા દીવાનમા એક પ્રકારની શિથિલતા અગર નિષ્ક્રિયતા આવી ગયલી હતી અને તેઓ માત્ર ‘જોવા અને જાણવાનુ” કામ કરી રહેતા હતા બીજી તરફ નવાબ સાહેબ રસુલખાનજીનો રાજ્યાભિષેક થઇ ગયો હતો એટલે એમની પોતાની તેમજ રાજ્યની દૃષ્ટિએ તેઓ રાજ્યના સ્વામી થઇ ચૂક્યા હતા, અને તેથી તેઓ પોતાનો અધિકાર વાપરવાને ઉત્સુક બની રહે એ સ્વભાવિક હતુ પરતુ “એજન્સી”ના હુકમથી રાજ્યકોશ વગેરે હરિદાસભાઇએ પોતાના કબ્જામા લઈ લીધેલ, એટલે રસુલખાનજી નવાબ બનેલ ખરા છતા ખરા નવાબ તરીકે રહેણીકરણી રાખવાની બાબતમા તેમને સકોચ ઘણો જ ભોગવવો પડતો હતો, અને તેથી તેઓ પોતાના રાજ્યરોહણ સબધે જેમ બને તેમ તુરતમા લાભકારક નિર્ણય થઇ આવવાની રાહ જોવામા અધીરા પણ બની ગયા હતા આવા સંયોગમા

રાજ્યકાર્યની બધી જવાબદારી ઉપાડી રહેલ વઝીર બહાઉદ્દીનભાઇની સ્થિતિ ઘણી જ કફોડી બની રહે એ વાત સ્વભાવિક હતી જ, અને તેમાં હરિદાસભાઇ તરફથી જે હુંફ તથા મદદ મળવી જોઇએ તે તેમને મળતી ન હતી, એટલું જ નહિ. પરંતુ હરિદાસભાઇ રાજ્યના દીવાન હતા તે છતાં આ પ્રસંગે તેઓ બ્રિટિશ સરકાર તરફથી નિયુક્ત થયલ રાજ્ય-વહીવટદાર તરીકે, ઉપસ્થિત થઇ આવેલ મામલામાં એક પ્રકારની ઉદાસીનતા-તટસ્થતા-નું અવલંબન કરી રહેના એવો દેખાવ થઇ રહેલો હતો એ વાત એવી હતી કે, દરબાર-પક્ષના સર્વ કોઇને ખટકયા વિના રહે નહિ જ. રસુલખાનજીનો રાજ્યાભિષેક થઇ ગયો ન હોત અને હરિદાસભાઇ "એજન્સી" તરફથી રાજ્ય-વહીવટદાર નિયુક્ત થઇ ગયા હોત તો જુદી જ વાત ગણાત, પરંતુ આ તો દેરાજ્યની-બે જણના રાજ્ય-ની સ્થિતિ જેવો દેખાવ થઈ જવા પામેલો, એટલે કોણ કોનો એ પ્રશ્ન અનુત્તરીય જેવો થઇ રહેલો હતો! આવા અનિષ્ટ સંયોગમાં વઝીર બહાઉદ્દીનભાઇનું તેમ જ નવાબ સાહેબ રસુલખાનજીનું મન હરિદાસભાઇનો મંદોત્સાહ જોઇને તેમનાથી ઉંચું થઇ બેસે એ પણ સ્વભાવિક હતું, અને વળી ચકડોળે ચઢેલો મામલો ધારણા પ્રમાણે પાર ન ઊતરે તો તેને પરિણામે કલ્પી ન શકાય તેવી અનિષ્ટ સ્થિતિનો ઉદ્‌ભવ થઇ આવે એવી ભીતિ પણ તે ઉભયને ઘેરી રહેલી હતી. પુરુષોત્તમરાયજી મધ્યસ્થ બનીને કોઇને સમજાવી શકે તેમ પણ ન હતા કારણ કે તેઓ કોઇને સમજાવવા પ્રયાસ કરે અને કોઇ એક પક્ષ સમજી જાય તો તેમને તે પક્ષના ગણાઇ જવાનું ભાગ્ય પ્રાપ્ત થઇ જાય! આમ હોઈ આ કથાવીરે **"અલગ" ઊભી જવામાં સાચા નયની અને સર્વના કલ્યાણની સંભાવના ગણેલી હતી,** અને એ એમની નીતિનું પરિણામ પણ શુભ આવેલું હતું. બધો મતભેદ શમી જવા પામેલો અને જે પ્રયત્નો આરંભાયલા હતા તે સફળ થવા પામ્યા હતા પરંતુ એ પ્રયત્નો કરવાનો ભાર પુરુષોત્તમરાયજીને માથે આવેલો, અને તેને પરિણામે તે સમયના "પોલિટિકલ એજંટ" મિ. ચાર્લ્સ ઓલિવંટ સાહેબની અકૃપા તેમને વ્હોરી લેવી પડેલી હતી. હરિદાસભાઇ તટસ્થ જેવા હતા અને તેમને પુરુષોત્તમરાયજીએ તટસ્થતા પાળવા દીધેલી, મતલબ કે, સ્વદેશખાતાના પ્રધાન અમાત્ય તરીકે અગર તો તેમને જે મુખ્ય દીવાન જેટલા જ અધિકાર પ્રથમથી જ મળેલા હતા તેને આધારે પુરુષોત્તમરાયજીએ આગળ પડીને, રાજ્ય તરફથી આવા પ્રસંગે જે પ્રયાસો કરાવા જોઇએ તે કરવાનું પોતાને માથે ઉપાડી લીધેલું હતું અને એ સર્વને અંગે પોતાના તરફથી જે બધી પ્રવૃત્તિઓ બની

હતી તે તમામથી હરિદાસભાઇને વાકેફ રાખવાનું પણ તેમણે ચાલુ રાખી દીધું હતું. મનઃસુખરામભાઈ પણ આ કામે પુરુષોત્તમરાયજીને ઘણા જ ઉપકારક થતા હતા અને તેઓ પણ હરિદાસભાઇને લખીલખીને યોગ્ય માર્ગદર્શન કરાવતા રહેતા. આ વખતમાં પુરુષોત્તમરાયજીનો એક પગ જૂનાગઢમાં તો બીજો મુંબઇમાં રહેતો હતો. રસુલખાનજીને અભણ, ફકીર વગેરે વગેરે રૂપમાં ચીતરીને "કાઠિયાવાડ એજન્સી" તેમને નવાબ થવાને માટે નાલાયક ઠરાવવાને ન તેટલા પ્રયાસો કરી રહેલ અને તે સામે જૂનાગઢનું રાજમંડળ તેમને બધાય રીતે લાયક અને હકદાર ઠરાવે તેવી સાબીતીઓ આગળ ધરતું ગયનું, એટલે વસ્તુસ્થિતિ એવી બની ગયલી કે, બલાત્કાર સિવાય અન્ય કોઇ માર્ગે રાજમંડળની દલીલોનો હામ થઇ શકે તેમ ન હતો, અને તેથી જો "એજન્સી" પાછી પડે તો તેની પ્રતિષ્ઠા ઘટે તેમ હતું. આમ હોઇને "પોલિટિકલ એજન્ટ" મિ. ચાર્લ્સ ઓલિવંટે પોતાનો છેલ્લો દાવ અજમાવી જોવાનો પ્રયાસ પણ કરેલો. એ વખતે એવું સંભળાતું હતું કે, પુરુષોત્તમરાયજીને તેમનાથી કરાઈ રહેલા પ્રયાસના માર્ગમાંથી સ્ખલિત કરવાના હેતુથી આ "પોલિટિકલ એજન્ટ" સાહેબે તેમને વાંકાનેર મુકામે બોલાવેલા અને તેમને ધમકાવવા જેવું પણ કરેલું હતું. આ પ્રયોગ એ સાહેબે કેટલાક નરેશોની સમક્ષ, કદાચિત્ એ રાજવીઓ ઉપર પોતાના ઐશ્વર્યની છાપ પાડવાના આશયથી કરેલો હતો. એઓ સાહેબે પોતાના શ્રેષ્ઠાધિકારનું જોર બતાવીને પુરુષોત્તમરાયજીને ધમકાવવાનો આરંભ કરેલો ત્યારે આ જુવાન મુત્સદ્દી કથાવીરે તે સાહેબનુ કથન પ્રશાત ચિત્તે સાંભળી લીધેલું, અને પછી જ્યારે એ સાહેબ બોલતા બંધ પડેલા ત્યારે ગયજી સાહેબે ઠંડે મને અને દ્રઢતાપૂર્વક એઓ સાહેબને, કહેવાયલું હતું તે પ્રમાણે, આ મતલબનો જવાબ આપી દીધેલો પણ હતો– "સાહેબ, હું તો નવાબ સાહેબના ચાકરનો ચાકર છું અને આ બધું શીદ સંભળાવો છો? આપનું ચાલતું હોય તો આપ નવાબ સાહેબને લખી મને રજા આપી મૂકી શકો છો. ધણીનું ફરમાન માથે ચડાવીને ચાકર કામ કરે છે તેમાં નવાઈ શી અને અપરાધ પણ કયો?" પુરુષોત્તમરાયજીએ આપેલ આ જવાબમાં ઉંડી મુત્સદ્દીગીરી હતી. તેટલી જ તેમાં સચોટતા–વેધકતા પણ હતી. રસુલખાનજી નવાબ તરીકે કબૂલ રાખ્યા સિવાય એ "એજન્ટ સાહેબ" પુરુષોત્તમરાયજીને રાજ્યની નોકરીમાંથી કાઢી મૂકવા માટે લખી પણ ન શકે? એટલે આવો ટુંકોને ટચ તથા દ્રઢતાવાળો સ્પષ્ટ જવાબ સાંભળીને (મર) ચાર્લ્સ ઓલિવંટ સાહેબને ચૂપ થઇ ગયા વિના બીજો માર્ગ રહેલો નહિ, અને જે રાજવીઓને તેમણે

તે પ્રસંગે હાજર ગણેલા તેઓ આપણા આ કથાવીરની નૈસર્ગિક વાક્પટુતા, બુદ્ધિમત્તા, વિચક્ષણ નીતિજ્ઞતા, નિર્ભય નિર્મલ સ્વામિભક્તિ તથા પ્રસંગોચિત તથાપિ પ્રતિપક્ષના મર્મભાગને વેધતી અર્થગંભીર પ્રતિપાદકતા જોઈને આશ્ચર્યમુગ્ધ બની ગયેલા હતા, અને તેમના અંતઃકરણમાંથી એ પ્રસંગે 'ધન્ય, ધન્ય' એવા છાના ઉદ્‌ગારો નીકળી ગયા હોય તો તેમાં નવાઈ પણ નથી. અંગ્રેજ સરકાર જેવી સર્વોપરિ સબળ સત્તાના પ્રતીક રૂપ "પોલિટિકલ એજંટ" જેવા સત્તાધિકારીને સ્પષ્ટ શબ્દોમાં જવાબ દેનાર તેમજ રાજ્યના અને રાજ્યપ્રજાના સ્થાપિત હકોની રક્ષા કરી રાખવા કટિબદ્ધ થઈ ઊભનાર, આ અર્થવાદી જમાનામાં વિરલ ગણાય તેવા આ અનિર્તાનિઃસ્પૃહના જેવા જુવાન એક ભડ મુત્સદ્દીને, એમના પોતાના ભાવિ સ્વાર્થલાભની લેશ પણ દરકાર રાખ્યા વિના, અગર તો તેને પોતાને ભવિષ્યમાં અંગ્રેજ સરકારના રાજદ્વારીય અધિકારીઓના કોપનુ ભક્ષ્ય બની જવાનો વારો આવશે એવી કલ્પના કર્યા વિના કે ભીતિ રાખ્યા વિના સ્વાર્પણ કરવા તૈયાર થતો જોવો એ, એ સમયના કાઠિયાવાડની અનિષ્ટ માર્ગે રૂપાંતર પામતી જતી, દેશીય રાજ્યોના કાર્યભારીઓના હૃદયબળને ક્ષયાધીન કરતી જતી, રાજદ્વારીય પરિસ્થિતિની દૃષ્ટિએ, ખરેખર, એક સ્વપ્નમાં અનુભવાતી અદ્‌ભુત ઘટના રૂપજ હતું, અને એવી અદ્‌ભુત ઘટનાનુ દર્શન રાજવીઓને થયેલુ તેને પરિણામેજ, અમને લાગે છે કે, આપણા આ કથાવીરને તેમના સરમનગુથ શોભાવાળા રાજદ્વારીય જીવન પછીના કાળમાં કાઠિયાવાડના તેમજ કાઠિયાવાડની સીમા બહારના અનેક નરેશો તરફથી સન્માન તથા સાહાય્ય પણ મળતાં રહેતાં હતાં. સર ચાર્લ્સ ઓલિવંટનો આ ઉંધો પાસો આમ નિષ્ફળ ગયેલો હતો અને તેને પરિણામે ઉભય પક્ષની પ્રતિષ્ઠાનું પાલન થઈ રહે એવે માર્ગે "એજંસી" અને જૂનાગઢ રાજ્ય-એ ઉભય વચ્ચે સમાધાન થઈ જવા પામેલું હતું એ સમાધાનને અનુસરીને તા. ૨૦-૬-૯૨ના રોજ જૂનાગઢમાંની મદ્રેસાના વિશાળ સભામંડપમાં એક ભવ્ય દરબાર ભરવામાં આવેલો અને તે દરબારમાં બ્રિટિશ સરકાર તરફથી પ્રતિનિધિ રૂપે આવીને (મિ.) ચાર્લ્સ ઓલિવંટ સાહેબે, નવાબ સાહેબ રસુલખાનજી જે હકને લીધે ગાદીએ બેઠેલા હતા તે હક કબૂલ રાખીને તેમને હાર્દિક અભિનંદન આપેલુ; એટલુજ નહિ. પરંતુ "ન્યાય્ય ગણાય તેવી પ્રતિષ્ઠા અને સ્વતંત્રતાને માન આપી ચાલવાને હું પોતે તક ગોતતો રહીશ" એવા અને જૂનાગઢના રાજમંડળને પ્રોત્સાહક થઈ પડે તેવા શબ્દો વાપરીને તેમણે પોતાના તરફથી તે પ્રસંગે કરાયેલ ભાષણ દ્વારા નવાબ સાહેબને-

પોતાના તરફથી ભવિષ્યને માટે ખાત્રી પણ આપેલી હતી. આ તેઓ સાહેબના ભાષણમાં તેમણે વઝીર બહાઉદ્દીનભાઈની તેમજ **"નોકરીને અંગે રહેતી ચિંતાઓમાંથી, ધારી શકાય તે કરતાં પણ વહેલા છૂટા થઈ નિવૃત્તિ-સુખ ભોગવવાનો વિચાર કરતા" હરિદાસભાઈના** કાર્યભારીપણાની સ્તુતિ પણ કરેલી હતી, અને વળી દીવાન અમરજી કે જેમનાં પરાક્રમોથી જૂનાગઢ રાજ્યનો વિસ્તાર અને તેનું ગૌરવ પ્રજ્જ્વ થયલ છે તેમનું સ્મરણ કરાવીને તેઓ સાહેબે યથોચિત શબ્દોમાં તેમને પ્રશંસાંજલિ આપીને પોતાનો એમની તરફનો આદરભાવ વ્યક્ત કરી બતાવેલો પણ ખરો. આ તેમના ભાષણનો જવાબ નવાબ સાહેબ રસુલખાનજીએ સ્વમુખેથી આપ્યા પછી, ગૂજરાતી ભાષામાં લખી રખાયલ તેઓશ્રીનું ભાષણ વંચાવી સંભળાવાયલું હતું, અને ત્યાં એકત્ર થયલ સભાજનોએ એ ભાષણને જયઘોષથી વધાવી લીધેલું પણ હતું. આ પ્રકારનો જે અનુભવ એ પ્રસંગે, એ એકવારના પ્રતિપક્ષી બ્રિટિશ અધિકારીને થવા પામેલો હતો તેને પરિણામે, નવાબ સાહેબ રસુલખાનજીને અભણ તેમજ ફકીર ગણાવી દેવાને મચી રહેલ એ "પોલિટિકલ એજન્ટ" સાહેબના મનમાં કેવા કેવા ભાવો ઉત્પન્ન થવા પામેલ હશે તે તો તેઓ ખુદ જ જાણે; આપણે તો ફક્ત તેની કલ્પના જ કરી શકીએ. આ સ્થળે અમારે એટલો ઇશારો પણ કરી દેવો પડે છે કે, નવાબ સાહેબ રસુલખાનજીને અભણ તેમજ ફકીર ઠરાવી દઈ ગાદી માટે નાલાયક કરાવી ન શકાયલા એ બાબતનો 'ખટકો' અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાને એટલો તો રહી ગયલો કે, પચીશ વર્ષ બાદ એટલે ઇ. સ. ૧૯૧૭ માં આ કથાનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીને જૂનાગઢ રાજ્ય તરફથી ઇ. સ. ૧૯૦૬ માં કરાયલ ઘોર અન્યાય દૂર કરી ન્યાય આપવાનું બ્રિટિશ સરકારે યોગ્ય ધારેલું ત્યારે પણ, એ ન્યાય આપવા માટે દિલ્હી સરકાર તરફથી નિયુક્ત થયલ તપાસપંચે કરેલ કામકાજને અંગે આ નવાબ સાહેબ રસુલખાનજીને અભણ તેમજ ફકીર રાયજી સાહેબને મુખેથી કહેવડાવવાનો નિષ્ફળ પ્રયત્ન પણ થયલો હતો. પોતાનો કક્કો ખરો કરાવવાને બ્રિટિશ રાજદ્વારીય ખાતું કેટલી ચીવટ રાખતું હતું તેનો આ એક દૃષ્ટાંત ગણાય.

ઉપર પ્રમાણે, આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીએ ચલાવેલ તથાપિ (સર) ચાર્લ્સ ઓલિવંટ સાહેબે પોતાના પૂર્વનિર્દિષ્ટ ભાષણમાં કહેલ છે તેવી "ન્યાય્ય ગણાય તેવી પ્રતિષ્ઠા અને સ્વતંત્રતાની" રક્ષા કરનારું રાજદ્વારીય યુદ્ધ બાહ્ય દૃષ્ટિએ સમાપ્તિને પામેલું હતું. પરંતુ એ યુદ્ધના સંચાલકોને

એટલે કે વઝીર બહાઉદ્દીનભાઇ અને પુરુષોત્તમરાયજીને પોતાથી મેળવાયલ વિજયને અંતે લાભ કરતા હાનિ ભોગવવાનો વારો આવ્યા વિના રહી શક્યો નથી બ્રિટિશ સરકારના રાજ્યદ્વારીય અધિકારીઓના મનમા આ પ્રસંગથી જે દ્વેષાગ્નિ પ્રકટ થયલો હતો તે જોકે પૂર્વોક્ત પ્રકારના સમાધાનરૂપી જળના સિંચનથી શાંત પડેલો દેખાતો હતો, તથાપિ તે ભારી ગ્યાયલ સ્થિતિમા ઝવતો જાગતો રહેલો હતો અને તક આવે ત્યારે પુન પ્રજ્વલિત થવાને તૈયારજ હતો પરંતુ પુરુષોત્તમરાયજી તરફથી રચાતો રહેલ નયવ્યૂહ એવો હતો કે, જ્યા સુધી તેમને પોતાના ધણી નવાબ સાહેબ તરફથી બળ મળતુ રહેલુ હતુ ત્યા સુધી તેમનો કોઇ વાંગે વાળ ભરી શકે તેમ ન હતુ પરંતુ માનવ જીવન અને તેમા પણ પૌરુષ પ્રધાન માનવ જીવન એક ને એક સ્થિતિમા ભાગ્યેજ રહી શકે છે, એ સૂત્ર પ્રમાણે પુરુષોત્તમરાયજીને વિધાતાનો વિરોધ ભોગવવાનો વારો આખરે આવ્યા વિના રહેલો નથી, પ્રસ્તુત વિષયના અનુસંધાનમા આપણે અત્ર એટલુ તો કહી શકશુ કે, નવાબ સાહેબ બહાદુર સુલતાનજીને જૂનાગઢ રાજ્યની ગાદી જો કે આખાય રાજમંડળાદિની એકતાને યોગે પ્રાપ્ત થવા પામેલી હતી, તો પણ તે ગાદી ઉપર તે નવાબ સાહેબને સુસ્થિત કરી આપ્યાનું માન જેટલા પ્રમાણમા પુરુષોત્તમરાયજી જેવા પોતાના ગુરુઓના મહિમાને, જોખમ ખેડીને પણ વધારનાર વિનીત અને વિચારશીલ શિષ્યને આપી શકાય તેમ છે તેટલા પ્રમાણમાં તે માન, તે સમયના કાર્યભારી મંડળના અન્ય કોઈ સભ્યને ભાગે આવી શકે તેમ નથીજ આપણા આ કથાવીરે મૈયાઓના વધ પ્રસંગથી ઉદ્ભવેલ મંકટકાળે કાર્યભારીમંડળને પક્ષે રહીને તેને "આશ્ચર્ય" પમાડે તેવી બુદ્ધિથી જે મદદ આપેલી હતી તેને ભૂલાવી દે તેવી બુદ્ધિમત્તા, શૂરતા, ઉદાત્તતા તથા સ્વાર્થત્યાગપરતા તેમણે જૂનાગઢ રાજ્યને લગતા પૂર્વોક્ત બીજા સંકટને પ્રસંગે જે બતાવી આપેલ છે તે એવા પ્રકારની છે કે, સોરઠના રાજદ્વારીય ઇતિહાસમા તે સુવર્ણાંકિત અક્ષરોવાળી બની જઇને એક દૃષ્ટાંત રૂપ થઇ પડ્યા વિના રહેશે નહિ ખરેખરા રાજ્યભક્ત કાર્યભારીને અભાવે રાજ્ય કેવી અધોગતિને પામે છે તે જેને જાણવુ હોય તેણે, પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાથી ખસ્યા પછીનો જૂનાગઢ રાજ્યનો અવિચ્છિન્ન ઇતિહાસ ભણી લેવો પડશે.

ગ. પૂર્વકથિત નીતિયુદ્ધ સમાપ્તિને પામ્યું. રાજ્યવિદ્યાકુશળ નાગર બુદ્ધિથી વર્ષો પર્યંત સુરક્ષિત રખાયલ જૂનાગઢનો અજિતગઢ, ગમે તે માર્ગે પણ ભેદવો-તોડવો અને જમીનદોસ્ત કરી નાખવોજ જોઇએ, એવું બ્રિટિશ રાજદ્વારીય અધિકારીઓનું એક નિશ્ચિત લક્ષ્ય હતુંજ. નવાબ સાહેબ રસુલખાનજી ઈ. સ. ૧૮૯૨ માં ગાદીએ આવ્યા અને તેમ થયાને એક વર્ષ પૂરૂં વીતેલું નહિ ત્યાં તો પ્રભાસપાટણમાં મુસલમાનોએ ભયંકર હુલ્લડ મચાવીને રાજ્યને આફતમાં મૂકી દીધેલું તો પણ પૂર્વે કહેવાઈ ગયું છે તે પ્રમાણે, રાજ્યના કાર્યભારીમંડળની અગમચેતી તથા કુનેહભરેલી ચાલબાજીથી એ આફત ઓસરી જવા પામેલી પણ ખરી. બ્રિટિશ સરકારે રસુલખાનજીને નવાબ તરીકે સ્વીકાર્યા તે નિમિત્તે ભરાયલ દરબારમાં (સર) ચાર્લ્સ ઓલિવંટે ભાખેલ ભવિષ્ય પ્રમાણે હરિદાસભાઇ રાજ્યસેવામાંથી નિવૃત્ત થઇ ગયેલા અને ચુનીલાલ સારાભાઈ હઝરત દીવાનને પદે આવેલા કે તરતમાંજ પ્રભાસપાટણમાં હુલ્લડ ઉપસ્થિત થઈ આવેલું. આ ચુનીલાલજી ઇ. સ. ૧૮૮૭માં "દીવાન મદદનીશ" તરીકે જૂનાગઢ રાજ્યમાં નોકર હતા એટલે તેમને જૂનાગઢ રાજ્યના તમામ સંયોગનું સંપૂર્ણ ભાન હતું. તેઓ એક પ્રખર બુદ્ધિશાળી અને હિમ્મતે બહાદુર નર હોઈ તેમની નોકરી, જૂનાગઢ રાજ્યના રાજમંડળની નીતિને ઉપકારક થઈ પડે તેમ હતી. આ ચુનીલાલજીએ "કાઠિયાવાડ એજન્સી"માં નાની મ્હોટી પાયરીવાળી જગ્યાઓએ નોકરી કરેલી હતી તેમ વળી કાઠિયાવાડનાં અનેક રાજસ્થાનોમાં પણ જવાબદારીવાળી નોકરી કરેલી, એટલે એ સર્વને પરિણામે તેઓ કાઠિયાવાડને મળી રહેલા રાજદ્વારીય પ્રશ્નો તથા સંયોગોનો ઘણાજ સારા પ્રમાણમાં અનુભવ ધરાવતા પણ હતા. જ્યારે તેમની નોકરી બ્રિટિશ સરકારમાંથી દેશીય રાજ્યો ઊછીની લેતાં હતાં ત્યારે ત્યારે તેઓ પોતાથી જે તે સમયે સેવાતા રાજ્ય તરફથી કબ્બર કરીને "એજંસી" તેમજ મુંબઈ સરકાર સામે એટલા તો બળથી લડતા હતા કે, તેઓ એક અજય્ય યોધ જેવા, અંગ્રેજ સરકારને અકારા થઇ પડતા પણ હતા. એમણે જૂનાગઢની દીવાનગીરી સંભાળી લીધી કે, તરત મ્હોટા મ્હોટા રાજદ્વારીય પ્રશ્નોનો ઉકેલ લાવવાની પ્રવૃત્તિનો જૂનાગઢ રાજ્યમાં આરંભ થઈ ચૂકેલો હતો. રાજદ્વારીય સિદ્ધાંતોની બાબતમાં આ ચુનીલાલજી અને પુરૂષોત્તમરાયજી-એ ઉભય રાજપુરૂષો સર્વથા એક રૂપજ હતા એ વાતમાં સંદેહ રાખવા જેવું નથી; તથાપિ કાર્ય પરત્વે વેગ રાખવાની બાબતમાં આ બે રાજપુરૂષો વચ્ચે ફરક

પંડિત શ્યામજી કૃષ્ણ વર્માની દીવાનગીરી, તેમણે કરેલી ખટપટ અને તેમનો સેવા મોક્ષ

હતો, એ પણ નિરર્થક છે. સુનીલાલજીનો વેગ એટલો બધો હતો કે તેને આ કુટિલ કરનાર સમર્થ સાથિ ન હોય તો તેઓ કેટલે સુધી દોડયા જાય તે કહી શકાય નહિ. પુરુષોત્તમરાયજીમાં જે મોટામા મોટો ગુણ હતો તે એ કે, તેઓ વેગી ન હતા, અને તેથી તેઓ સુનીલાલજીના વેગને થોભો પાડી શકતા હતા. એ છતા રાજદ્વારીય બુદ્ધી શક્ય તેટલા બળથી લડીને તેમા ફતેહ મેળવવી એ બાબતમા તો આ ઉભય રાજપુરુષો એક સરખો આદર્શ સેવી રહેલા એ વાત તો નક્કીજ છે. સુનીલાલભાઇ દીવાનને પદે આવ્યા તે સમયે કર્નલ હેનકોક નામના અંગ્રેજ કાઠિયાવાડના "પોલિટિકલ એજન્ટ"ને પદે કામ કરી રહેલા હતા. રાજકોટમા, આ વખતે, 'રાજસ્થાનિક સભા' સંજ્ઞિત એક અદાલત "એજન્સી"ની દેખરેખ નીચે અસ્તિત્વમા હતી. આ 'રાજસ્થાનિક સભા'નુ કામ રાજ્ય અને તેમના ગ્રાસીઆઓ વચ્ચેના તકરારોના ફેંસલા કરવાનુ હતુ, અને તેથી તેનુ અસ્તિત્વ રાજ્યની આંતર સ્વતંત્રતાને નષ્ટ કરનારૂ હોઇને તેની સ્થાપના કરવાને પ્રસંગે કાઠિયાવાડના પહેલા દરજ્જાના તમામ રાજ્યોએ બ્રિટિશ સરકાર સામે વિરોધ ઊઠાવેલો હતો અને જુનાગઢના દીવાન સુજ્ઞ ગોકુલજી ઝાલાની પ્રમુખતા નીચે કાઠિયાવાડના રાજ્યોના કાર્યભારીઓએ મુંબઇ જઇ સર સેમોર ફિટ્ઝજેરાલ્ડ કે જેઓ મુંબઈના 'ગવર્નર' હતા તમને મળીને ખૂબ લાંબી વિરોધદર્શક ચર્ચા કરેલી હતી, અને તેને પરિણામે એ અદાલતને કાયમી ન ગણતા મુદતબંધી અસ્તિત્વમા આવવા દીધેલી હતી છતા નવા નવા બ્હાના બનાવી બતાવીને "એજન્સી" એ અદાલતનુ આયુષ્ય લંબાવતી જતી હતી અને તેને પરિણામે રાજ્યોને અનેક પ્રકારે સોસવુ પડતું પણ હતુ. સુનીલાલભાઈ તો એ સંસ્થાના આખાય ઇતિહાસના જાણકાર હતા, એટલે તેમણે આ સંસ્થાને નાબૂદ કરાવવા માટે, કાઠિયાવાડના બીજા સંસ્થાનોના કાર્યભારીઓને પોતાના પક્ષમા લઇને જબ્બર ઝુંબેશ ઊઠાવી દીધી હતી આવી એમની એક પ્રવૃત્તિથી કર્નલ હેનકોક છેડાઇ પડેલા તો હતાજ, તેમા સુનીલાલજીએ બીજો એક પ્રશ્ન હાથ ધરીને "એજન્સી"ના સંસર્ગમા રહીને પોતપોતાના રાજ્યકાર્યો પરત્વે સાવધાન રહી શકે તેટલા માટે તેમણે પોતપોતાના તરફથી રાજકોટમા વકીલો રાખવાનું ધોરણ પ્રથમથીજ હયાતીમા આણેલું હતું. આ વકીલોની સંસ્થાઓને આપણે અર્વાચીન વિદેશીય રાજ્યોમાં હયાતી ધરાવતી 'દૂત સંસ્થાઓ (એલચી ખાતાઓ)" સાથે સરખાવી શકીએ, અને વળી જે કોઇ રાજ્ય પરરાજ્યમા પોતાના તરફથી આ પ્રમાણે દૂત (એનવૉય કે એમ્બેસેડર) રાખી શકે તે રાજ્ય રાજદ્વારીય દૃષ્ટિએ અમુક કક્ષાએ પહોંચેલી આઝાદીવાળુ ગણાય પણ છે આવું આ સંસ્થાનું મહત્ત્વ

હોઇને "કાઠિયાવાડ એજન્સી"ની મારફત એ વકીલો રાખવાનું ધોરણ બંધ કરાવવાની થયલી, કારણકે એ વકીલો રાખવાનું ધોરણ સંસ્થાનોની અમુક હદે સ્વતંત્રતાનું સૂચક બની રહેતું હતું. પોતાના રાજ્યનું ગૌરવ સમજનાર કાર્યભારીઓ આ વકીલ-સંસ્થા નાબૂદ થયલી જોવાને ઈચ્છતા ન હતા, એટલે સુનીલાલજીએ બધા કાર્યભારીઓનો સાથ મેળવીને "એજન્સી" સામે એ બાબતમાં પ્રબળ વિરોધ કરેલો હતો, અને તે વાત પણ કર્નલ હૈનકોકને શલ્ય રૂપે ખૂંચી રહેલી હતી. આ બે પ્રશ્નો ઉપરાંત, જૂનાગઢ રાજ્યે બંધાવેલ લોહમાર્ગ (આગગાડી)નો વહીવટ કે જે 'પોલિટિકલ એજન્ટ"ની અધ્યક્ષતા નીચે કામ કરતા "લોહમાર્ગ વ્યવસ્થાપક મંડળ (રેલ્વે-બોર્ડ)" તરફથી થતો હતો તે બંધ કરીને જે તે દિન ધરાવતા રાજ્યને પોતાના લોહમાર્ગનો વહીવટ સ્વતંત્ર વિધિએ થવા માટે તે તેને સોંપી દેવો એવો પ્રશ્ન પણ ઉપસ્થિત કરાયલો હતો. આ ત્રણે પ્રશ્નો પહેલા વર્ગના રાજ્યોની આંતર સ્વતંત્રતા તથા રાજદ્વારીય પ્રતિષ્ઠાને સ્પર્શતા હોઇને સુનીલાલભાઇએ એ ત્રણે પ્રશ્નો પરત્વે "એજન્સી" સામે મોરચો રચીને લડત માંડેલું હતું, એટલે પણ પૂર્વોક્ત "પોલિટિકલ એજન્ટ" સાહેબ વધારે છેડાઇ પડેલા હતા. અને તેમાં વળી જૂનાગઢ રાજ્યે મિ૦ ફીરોઝશાહ મહેતા જેવા ઓજસ્વી દેશનેતાને રાજ્યના ન્યાયખાતાના સર્વોપરિ બનાવીને, પ્રભાસપાટણવાળા કુલ્લાનો વાગ સાધીને કર્નલ હૈનકોક જૂનાગઢના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવા ધારતા હતા તે બાબતમાં તેઓ પાછા પડેલા એટલે પછી તેમના દ્વેષની સીમા ન રહે એ સ્વાભાવિક જ હતું. આ બધાં કારણોથી તેમણે, જે એક ઉઘાડી બારી હતી તેનો લાભ લઇને સુનીલાલજીને ઈ. સ. ૧૮૯૪ માં બ્રિટિશ નોકરીમાં પાછા ખેંચી લીધેલા, એટલું જ નહિ, પરંતુ તેમાંથી તેઓ નિવૃત્ત થાય તે પછી પણ તેઓ કોઈ દેશીય રાજ્યની નોકરી સ્વીકારી ન શકે એવો કોઈ માર્ગ એ સાહેબે પકડી લીધેલો પણ હતો. પણ (સર) ફીરોઝશાહ મહેતા રાજ્યની નોકરીમાં ચાલુ હોય ત્યાં સુધી રાજ્ય નબળું પડી ગયેલું ગણાય નહિ, એટલે (સર) ફીરોઝશાહ બે વર્ષની મુદતસુધી નોકરી કરવાની બંધણીથી આવેલા તેથી એ મુદત પૂરી થયા પછી રાજ્ય એમને વધારે મુદત માટે રાખવા ચાહે તો રાખી ન શકે તેવા પ્રકારનું દબાણ તે સાહેબે રાજ્ય ઉપર કરેલું અને તેને પરિણામે (સર) ફીરોઝશાહને પણ રાજ્ય વધારે રાખી શકેલું નહિ. હરિદાસભાઇ અને (સર) ચાર્લ્સ ઓલિવંટ "પોલિટિકલ એજન્ટ" સાહેબ એ બે વચ્ચે જે કાંઇ વાતચીત થયલી હશે તે આધારે એ "પોલિટિકલ એજન્ટ" સાહેબે, હરિદાસભાઇ નિવૃત્ત થવા ચાહે છે

એવું જ્યારે જૂનાગઢ બરદબારમાં કહી દીધેલું ત્યારે, હરિદાસભાઇ ગમે તે સમયે નિવૃત્ત થાય તેમ હતું. તેમ સર ફીરોઝશાહ પણ જૂનાગઢમાં વધારે વખત રહી શકે તેમ નહોતા. આવા મુશ્કેલી ભરેલા પ્રયોગમાં હરિદાસભાઇ જેવા પુરૂષથી રાજ્યથી અળગ રહી શકાય તેમ ન હતું. તેઓ હજુ રજા ઉપર હતા, એટલે રાજ્ય તેમને રજા ઉપરથી પાછા બોલાવી શકે તે વાત ન્યાયયુક્ત હતી, અને રાજ્યે તેમને હાજર થવા જણાવ્યું એટલે તેઓ, વહેલામાં વહેલી તકે વિધિપૂર્વક નિવૃત્ત થઇ શકવાની શરતે રાજ્ય સેવામાં હાજર પણ થઈ ગયલા હતા. પરંતુ હરિદાસભાઇથી રાજ્યભાર વધારે મુદત સુધી વહી શકાય તેવી તેમની શરીરસ્થિતિ ન હતી, એટલે રાજ્યહિતની રક્ષા કરી શકે એવા સ્વતંત્ર સ્વભાવના, વિશ્વસનીય તથા રાજ્યમર્યાદાના જ્ઞાનાનુભવવાળા કોઇ સમર્થ ગૃહસ્થને દીવાનને પદે મૂકવા અર્થે શોધી કાઢવાની જરૂરત રાજ્યહિતૈષીઓને પડી ગયલી. આ જરૂરતને પહોંચી વળવાના હેતુથી પુરૂષોત્તમરાયજીએ મુંબઇના સુવિખ્યાત બેરિસ્ટર બદરૂદીન તૈયબજી તથા મુંબઈની "સુધરાઇની નાગરિક સભા" (મ્યુનિસિપલ કોર્પોરેશન) ના પ્રમુખ અબ્દલા મેહેરઅલી ધરમશી. એ બે જેવા સમર્થ ગૃહસ્થોને જૂનાગઢ રાજ્યની દીવાનગીરી સભાળવા માટે પૂછેલુ હતુ. પરંતુ એ બે ગૃહસ્થો સાથે કોઇ પણ નિશ્ચિત કરાર થઈ જાય તે પહેલાં કાઠિયાવાડના "પોલિટિકલ એજંટ" કર્નલ હેનકોક સાહેબે દીવાન હરિદાસભાઇને તથા પુરૂષોત્તમરાયજીને પોતાની પાસે લીંબડી મુકામે તા. ૨૨-૧૨-૯૪ ના રોજ વાતચીત કરી, પુરૂષોત્તમરાયજી રાજ્યને, હરિદાસભાઇ નિવૃત્ત થયા પછી, સબળ રાખવાને માટે જે પ્રયાસ કરી રહેલા હતા તે પ્રયાસને સફળ થવા ન દેવાનો પેતરો રચી કાઢેલો હતો ! આ આખી વાતચીતની સંક્ષિપ્ત નોંધ અમે હવે પછી અન્ય સ્થળે આપવાના છીએ; એટલે અહીં તો અમે એ વાતચીતમાંની એક આ દીવાનગીરીના વિષયને લગતી વાતનો ઉલ્લેખ કરીને અટકશું, એ વાતચીતમા એ "પોલિટિકલ એજંટ" સાહેબે પુરૂષોત્તમરાયજીને એવુ જણાવી દીધેલું કે: "તમે કોઈ મુંબઇના મુસલમાનોને કારભારી બનાવશો તો હું સરકારમાં લખીશ કે, ખોજા અને વોરા (મુસલમાન) ને કારભાર સોંપવો નહિ. હિંદુસ્તાન માંના સારા જેંટલમેન મુસલમાનોને દીવાન બનાવવો. **તમે મારી સલાહ પ્રમાણે નહિ ચાલો તો વિરૂદ્ધ થવું પડશે.** × × × × ×" કર્નલ હેનકોકે આ પ્રકારનો વિરોધ બતાવેલો તો ખરો; પરંતુ એમને એટલી ખબર નહિ કે જૂનાગઢનું કાર્યદક્ષ રાજમંડળ કેવળ પૂર્વોક્ત પ્રકારનો પ્રયાસ કરીને બેસી રહે તેવું ન હતું. બદરૂદીન તૈયબજી અને અબ્દલા મેહેરઅલી

જેવા સમર્થ પુરુષો ગમે તે કારણે રાજ્યસેવામાં આવી ન શકે તો બીજા કોઇ ગૃહસ્થને પણ તૈયાર રાખવો જોઇએ, એ વાતનો મહિમા એ રાજમંડળ બરાબર સમજતું હતું, એટલે એણે અને વિશેષતઃ પુરુષોત્તમરાયજીએ પોતાના નીતિગુરુ મનઃસુખરામભાઈ તથા હરિદાસભાઇ તરફથી સમ્યક્ ભલામણ અને મદદથી પંડિત શ્યામજી કૃષ્ણવર્માને જૂનાગઢ રાજ્યના દીવાન તરીકે નિમાવવા માટે તેમનું નામ નવાબ સાહેબ પાસે રજુ કરી દીધેલું, અને હરિદાસભાઇએ તે નામ પૂર્વોક્ત તારીખ ૨૨-૧૨-૯૪ને રોજ કર્નલ હેનકોક આગળ રજુ પણ કરેલું, એટલે એ વરણી મંજુર રખાતાં એ પંડિતજીને હરિદાસભાઇને ઠેકાણે નિયુક્ત કરવામાં આવેલા હતા. આ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એમ. એ (ઑક્સન) તથા બૅરિસ્ટર ઍટ-લૉ હતા. તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન સુપ્રતિષ્ઠિત હતું. ઇંગ્લાંડની ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં તેમણે સંસ્કૃત તથા મરાઠી ભાષાના અધ્યાપક તરીકે કામ કરેલું તેથી તે વખતના અનેક અંગ્રેજ પુરુષોનો તેમને સારો પરિચય હતો, અને પુનઃ હિંદુસ્તાનમાં આવ્યા પછી રતલામ રાજ્યમાં નોકરી કર્યા બાદ મહોટા ઉદયપુર જેવા સ્વતંત્રતાપૂજક જૂની પ્રણાલિકાના ઉપાસક સંસ્થાનના મંત્રિમંડળમાં એક સભાસદ તરીકે કામ કરી રહેલા હતા. આ સર્વ પ્રકારની તેમની બાહ્ય યોગ્યતા હરકોઇને, પ્રથમ દર્શને આકર્ષક બને એ સ્વાભાવિક હતું, અને તેમાં વળી તેઓ મુંબઇ-નિવાસી ભાનુશાળી (ભણશાળી) શેઠ છબીલદાસના જમાઇ હતા અને એ શેઠ છબીલદાસના કુટુંબ સાથે આપણા આ કથાવીરને સારો નાતો પણ હતો, એટલે શ્યામજી-ભાઇની યોગ્યતા રૂપી દૂધમાં સાકર ભળ્યા જેવું ગણાય તેમ પણ હતું. આમ હોઇને શ્યામજીભાઇની દીવાનગીરી જૂનાગઢ રાજ્યને સર્વથા બલપ્રદ અને હિતકારક થઇ પડશે એવી કલ્પના પુરુષોત્તમરાયજી અને શ્યામજીથી સુપરિચિત એવા મનસુખરામભાઇ તથા હરિદાસજી કરી બેસે તેમાં નવાઈ જેવું પણ ન હતું. આમ જુનાગઢ રાજ્યના હિતચિંતકો એકમત થતા આખરે "હરિદાસભાઇ મનસુખરામભાઇ તથા આપનો (પુરુષોત્તમરાયજીનો) મારા ઉપર ઘણો અનુગ્રહ છે તે માટે આપ સૌનો ઉપકાર માનું છું" એવા શબ્દો તા. ૩૧-૧૨-૯૪ ને દિને લખી મોકલનાર ‘શ્યામજીભાઇને તા. ૧૬- -૯૫ રોજ, જુનાગઢ દીવાન નીમ્યા બદલના ખબર વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇએ તારથી આપેલા હતા, અને એ પ્રમાણે થયલ નીમણુંક બદલ શ્યામજીભાઇએ તા. ૧૬-૧-૯૫ના રોજ પોતાના "શ્રીમાન્ પ્રિયવરભાઈ પુરુષોત્તમરાયજી સાહેબની સેવામાં સસ્નેહ પ્રણામપૂર્વક" એક પત્ર લખી મોકલીને તે દ્વારા "હરિદાસભાઇ તથા

મનસુખરામભાઈ તથા આપે મને તાર મારફત ધન્યવાદ મોકલ્યા એ આપ આહેબોએ મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખીને આજ દિન સુધી જે શ્રમ કર્યો તેનો પરિણામ છે એટલા માટે હું આપ સાહેબોનો સર્વથા આભારી છુ × × ×" એમ પોતાનો સદ્ભાવ પ્રદર્શિત પણ કરેલો હતો. પરંતુ વસ્તુત આ તેમનાથી કરાયલ સદ્ભાવ પ્રદર્શન એક પ્રસંગનો ફક્ત હતો. એમ આપણે, હવે પછી અપાનાર હકીકતને આધારે કહી શકીએ છીએ ખરી વાત તો એ હતી કે, આ પંડિતજી તો એક દૃષ્ટિથી જોઈઆમણા દેખાતા ડુંગર જેવા હતા અને પોતાના આધળા સ્વાર્થની સિદ્ધિ કરી લેવા માટે જ તેઓ પુરુષોત્તમરાયજીને "પ્રિયવત્સભાઈ" ગણી ન્હેના હતા વસ્તુત, તા ૨૮-૯-૩૨ ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રના અંકમા પ્રગટ થયલ 'જૂનાગઢના કેટલાક સંસ્મરણો" શીર્ષક લેખમા સ્વ૦ છગનલાલ હરિલાલ પંડ્યા જેવા વિદ્વાને પોતાના વિદ્યાર્થીકાળ તથા રાજ્યસેવાકાળના અનુભવથી આલેખેલ છે તે પ્રમાણે સ્વામીજીભાઇમા "કુટુંબવત્સલતા" હતી જ નહિ, અને તેઓ જ્યારે "પોતાના પિતાનુ પણ અપમાન કરવામા ડરે એવા" ન હતા, ત્યારે પછી "સ્વાર્થ સાધવામા પાછા હઠે એવા" તો તે નજ હોઇ શકે એ સ્વાભાવિક જ હતુ. પૂર્વસૂચિત લેખમા છગનલાલજી વધારામા જણાવે છે તેમ, આ આપણા પંડિતજી "હરિદાસભાઇની તો ઉડાડી દિલ્લગી જ કરતા." અને "એ વામનજી-નિરક્ષર-શુ કારભાર જાણે!" એમ બોલવામા જ પોતાના પાંડિત્યનો ઉપયોગ પણ કરતા હતા. મતલબકે, સ્વામીજીભાઇ ઇ. સ. ૧૮૯૫ ના ફેબ્રુઆરી માસમાં જૂનાગઢની દીવાનગીરી નબાબસાહેબે આપેલા, હરિદાસભાઇએ તેમને હાથોહાથ દીવાનગીરી સોંપલી અને તે પછી હરિદાસજી રાજ્યમાન તથા લોકમાન પામીને, વર્ષાશન સાથે નિવૃત્ત પણ થઇ ગયા હતા. હવે પંડિતજી કાર્યભાર વહી રહે છે. દરમ્યાન જૂનાગઢ રાજ્યમા જુલાઇ માસથી મિ૦ એ૦ એફ૦ મેકોનોકી નામના એક બાહોશ અને નિર્મલ મનના "આઈ. સી. એસ." અંગ્રેજ ગૃહસ્થ, નવસ્થાપિત જમીનસવાલ-નિર્ણાયક ખાતા (એલીએનેશન સેટલમેંટ ઓફિસ)"ના અધિકારી નીમાઇને જૂનાગઢમા આવેલા છે. આ મિ૦ મેકોનોકી જૂનાગઢમાં આવ્યા તે પહેલા વડોદરા રાજ્યના 'એલીએનેશન-સેટલમેંટ" ખાતામાં નોકર હતા, પરતુ ત્યા "બાપટ" અવટંકના એક દક્ષિણી બ્રાહ્મણ અમલદાર ઉપર થયલ મુકદ્દમા અંગે ઉપસ્થિત થયલ મ્હોટી ખટપટને પરિણામે તેમને ત્યા વધારે વાર રહેવાનું ફાવે તેમ ન હતુ એટલે તેમણે ત્યાંથી ખસી નીકળવા માટે તજવીજ કરવા માંડેલી પણ હતી આ મિ૦ મેકોનોકીને સ્વામીજી-

ભાઇએ ઇગ્લાંડમાં મરાઠી ભાષા શીખવેલી તેથી તે ઉભય વચ્ચે સારો સ્નેહસંબંધ પણ હતો. આ કારણે, સ્વામછભાઈ જૂનાગઢના દીવાન બનેલા ત્યારે આ મિ૦ મેકોનોકીએ પોતાનો સમાગમ જૂનાગઢમાં થાય તો કરાવવા માટે સ્વામછભાઇને સૂચન કરેલું હતું. સ્વામછભાઇની પાછળ મિ૦ મેકોનોકી પણ જૂનાગઢમાં આવેલા પરંતુ એ એમનું આગમન કેવલ સ્વામછભાઇના મિત્ર તરીકે થયલું નહિ. વડોદરા રાજ્યના દીવાન. દી૦ બ૦ મણિભાઇ જશભાઇ મહેતા. સી૦ એસ૦ આઇના પણ એ સાહેબ સારા મિત્ર હતા, અને એ મણિભાઇજી પુનઃ આપણા આ ચરિતનિરૂપ્યના સ્વકીય મંત્રિમંડળમાના એક હોઇ તેમણે પણ આ મિ૦ મેકોનોકીની મજબૂત ભલામણ પુરૂષોત્તમરાયજીને કરેલી હતી. અને એ સર્વ સંયોગને પરિણામે મિ૦ મેકોનોકી એક તરફ સ્વામછભાઇથી તો બીજી તરફ પુરૂષોત્તમરાયજીથી અનુગૃહીત હોવાથી તે ઉભય કાર્યભારીઓ સાથે સ્નેહસંબંધ થઈ રહે એ કેવળ સ્વાભાવિક વાત હતી. બીજા એક રા૦ કરસનદાસ નામે ગૃહસ્થને પણ આ અરસામા એક મ્હોટા હોદ્દા ઉપર પુરૂષોત્તમરાયજી જૂનાગઢમા લાવેલા હતા આ ગૃહસ્થ સ્વામછભાઇના શાળા તથાપિ પુરૂષોત્તમરાયજીના મુબઇ-વાસી મિત્ર શેઠ છબીલદાસના પુત્ર હતા અને તેઓએ "બૅરિસ્ટર-ઍટલૉ"ની પદવી મેળવેલી પણ હતી આ કરસનદાસજી સદર અદાલતમા એક ન્યાયાધીશનું પદ ભોગવતા હતા. આમ સ્વામછભાઇ જેમને પોતાના પક્ષમા ગણી શકે તેવા બે ભણેલા ગણેલા મ્હોટા અમલદારોનું અસ્તિત્વ પોતાને પોતાની ગુપ્ત ઇચ્છાની સિદ્ધિ કરવામા ઉપકારક થઇ પડશે એવું કદાચિત્ સ્વામછભાઇએ માની લીધેલું પણ હશે. એ છતા થોડા વખત સુધી તો જૂનાગઢ રાજ્યનો કાર્યભાર તેમણે શાતિથી વહીને કશો સક્ષોભ જગાડેલો નહિ પરંતુ એમની પ્રકૃતિ ઇર્ષ્યાળુ હતી, અને છગનલાલ પંડ્યાએ પૂર્વનિર્દિષ્ટ લેખમા કહેલું છે તેમ, "સંકુચિત બુદ્ધિ, શંકાશીલ પ્રકૃતિ, સ્વાર્થપરાયણતા, આત્મશ્લાઘા, મિત્રદ્રોહી સ્વભાવ, અને અસત્ય આચરણ ઉપર પ્રીતિ :" એ તેમના ગુણો હતા, એટલે તેઓ અંતે પોતાના ખરા પોતને પ્રકાશમા મૂક્યા વિના રહી શકેલા નહિ ! તેઓ હવે શા શા અનર્થો નથી કરાવતા ? જૂનાગઢ રાજ્યમા બાહ્ય દૃષ્ટિએ પુરૂષોત્તમરાયજીનું સ્થાન દીવાનના કરતા નીચુ હતુ એ વાત ખરી, તથાપિ દરબારની કે રાજ્યની દૃષ્ટિએ પુરૂષોત્તમરાયજી જ રાજ્યના શાસનતંત્રનું કેન્દ્ર છે એ વાત સર્વવિદિત તેમજ સર્વમાન્ય હતી, અને રાજ્યકાર્યની તમામ જવાબદારી પણ તેમની જ હતી. વસ્તુસ્થિતિ આ હતી એ વાત સ્વામછભાઇના લક્ષ્ય બહાર નહતી, પરંતુ એ વાત એઓ પોતાનો સ્વાર્થ સધાઇ ગયા પછી ભૂલવા માંડેલા, અને તેમણે

એકંદર વહીવટ જે કોઇએ હસ્તગત કરેલો હોય તે નિર્વિઘ્ને કરી શકે એવો પાકો સંભવ પણ હતો. બીજા ગૃહસ્થ મિ. મેકૉનોકીને તો આ પંડિતજી પોતાના શિષ્યમિત્ર રૂપેજ ગણી રહેલા એટલે તેઓ પોતાને ઉપકારક થવાનાજ એવી ભ્રમણા તેમને થઈ આવેલી હતી. આ બધાં સંયોગમાં શ્યામજીભાઇએ બેધારી તરવાર જેવી નીતિ અખ્ત્યાર કરી લીધેલી, અને એક તરફ વઝીર બહાઉદ્દીન-ભાઇના અને બીજી તરફ મિ. મેકૉનોકીના મનને રાયજી સાહેબ સામે કલુષિત કરવાના—કડવાશવાળા પ્રયોગો તેમણે આરંભી દીધેલા હતા. મતલબ કે, પોતાના સ્વકલ્પિત સામર્થ્યનો મદ આ શ્યામજીભાઇને એવો તો ચઢી ગયલો કે, એ નશાને પરિણામે, જે વાત તેમના મનમાંજ છૂપાઈ રહેલી હતી તે તેમને મુખેથીજ પ્રકટ થઇ જવા પામેલી. આ સમયે રાજકોટ-વાસી બક્ષી કલ્યાણરાય જેઠાભાઇ જેવા બાહોશ અને વિચક્ષણ નાગર ગૃહસ્થ જૂનાગઢ રાજ્યમાં મરતાબે નોકરી કરી રહેલા હતા. આ ગૃહસ્થના કાનમાં અકસ્માત્ શ્યામજીભાઇની ભ્રષ્ટ મનોદશા આવી જતાં તેમણે તે વાતનો ઇશારો રાયજી સાહેબને કરી દીધો હતો. પરંતુ પોતાની સ્વાભાવિક મહાત્મિકતાને લીધે તેમજ પોતાનાં અને શ્યામજીભાઈ વચ્ચેના જૂના સ્નેહસંબંધને કારણે પુરૂષોત્તમરાયજીએ કલ્યાણરાયજીના કથનને એક ઉતાવળા અનુમાન જેવું ગણી કાઢીને પોતાના દિલમાં શ્યામજીભાઇ ભણી અવિશ્વાસને સ્થાન આપેલું નહિ, અને કદાપિ સ્થાન આપેલું હશે તો એક ઉંડા મુત્સદ્દીને છાજે તેવા ગાંભીર્ય તથા મૌનથી તેમણે તે વખતે તેને વ્યક્ત કરી બતાવેલ પણ નહિ. પરંતુ કલ્યાણરાયજીને જે પૂર્વદર્શન થયલું તે સાચુંજ હતું. શ્યામજીભાઇએ કલ્યાણરાયજીને પોતાના પડખામાં લેવાને પ્રયત્નો કરવા માંડયા. એક બક્ષીને સાધી શકાયલ તો પછી કલ્યાણરાયભાઇ પણ બક્ષીજ હતાને? એમને પ્રલોભન આપીને સાધી કેમ ન શકાય? કલ્યાણભાઇને આ દીવાનજી પોતાની સાથે રાજકોટ રાજ્યકાર્યાર્થે લઈ જવા લાગ્યા, જૂદી જૂદી કચેરીઓનાં કામો સોંપવા માંડયા અને જ્યારે કલ્યાણરાયજીએ એ સંબંધમાં વાંધો લીધેલો ત્યારે આ પંડિતજીએ તેમને કહેલું કે, "મારે તમને રાજ્યના ધોરણસર અમલદાર બનાવવા વિચાર છે તો તમે ભલે નવી શરતો રજુ કરો." આ એક પ્રકારનું પ્રલોભનજ હતું. પરંતુ કલ્યાણરાયજી કોઈ પણ માર્ગે એમની જાળમાં ફસાય તેમ ન હતા. એટલે તેમણે તે પ્રલોભનનો લિખિત અસ્વીકાર કરી દીધેલો હતો. એ છતાં પુરૂષોત્તમરાયજી અધિક સાવધાન બનેલા એ તો નક્કી. બહાઉદ્દીનભાઈ દરરોજ સાંજે "શક્કરબાગે" ફરવા જતા હતા એટલે શ્યામજીભાઇએ પણ ત્યાં ફરવા જવાનું શરૂ કરી દીધેલું, અને ત્યાં વઝીર પાસે

બેસીને તેઓ પોતાની શક્તિ, લાગવગ વગેરેને લગતાં ગીતડાં સ્વમુખે લલકારવા લાગેલા; પણ ખરા ! વઝીર સાહેબ પોતે અનુભવસિદ્ધ અને ઉંડા મનના કાર્યકુશળ મુત્સદ્દી હતા, એટલે કદાપિ તેઓ આપણા આ આત્મસ્તુતિપાઠક સ્યામજીભાઇની વાતો સાંભળીને તમના પરત્વે મુગ્ધ બન્યા હશે, તો પણ તેમણે તેમને પોતાનું પેટ આપેલું તો નહિજ. એ છતા એમ કહી શકાય છે કે, વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇની ભૂતકાલીન અને કેટલાક પ્રમાણમાં છેક ઉત્તરકાલીન કારકીર્દિ જોતા એવું અનુમાન થઈ શકે કે, સ્યામજીભાઇ અને પુરૂષોત્તમરાયજી રૂપી બે પલ્લાંમાથી જે પલ્લું નમત તે પલ્લામાં તેઓ ચઢી ન બેસત એમ નિશ્ચયપૂર્વક કહી શકાતુ નથી. અર્થાત્ કેવળ પુરૂષોત્તમરાયજીના હિત ખાતર એ વઝીર સાહેબ પોતાની વઝીરાતને જોખમાવત કે કેમ એ એક અત્યારે અનુત્તરીય પ્રશ્ન થઇ રહે છે. એમ છતા એ પાવરધા વઝીરે કદાપણ વાપરીને ઉઘાડી રીતે ન તો પક્ષ લીધો સ્યામજીભાઇનો કે ન તો લીધો પુરૂષોત્તમરાયજીનો, અને જે બધુ નાટક ભજવાતું હતું તે તેમણે એક પ્રકારની નિ મગ મનોવૃત્તિથી જોયા કરેલુ હતું. સ્યામજીભાઇ આ તેમની અર્થપૂર્ણ નીતિનુ હાર્દ સમજી શકેલા નહિ હોય; પરંતુ વિચક્ષણ પુરૂષોત્તમરાયજી બહાઉદ્દીનભાઇના પૂર્વજીવનના ઇતિહાસથી તેમજ તેમના સ્વભાવથી સુપરિચિત હતા એટલે એઓ પોતાની પારગ્રાહી બુદ્ધિના બળે સર્વ સંયોગો સમજીને તેમનું તાત્પર્ય અનુમાની શક્યા હતા પરંતુ એ સાથે એટલું પણ ખરું હતું કે, જ્યા સુધી સેનાપતિ સ્યામજીભાઇ મેદાનમાં આવીને પુરૂષોત્તમરાયજીનો પરાભવ કરવા જેટલી તાકાત બનાવી ન શકે ત્યાં સુધી દરબારની ગુફામાં રમાઈ રહેલ રમતમા ભાગ લેનારાઓ રાયજી સાહેબ સામે ઉઘાડો મોરચો બાંધવાની હિંમત ચલાવે તેમ ન હતા આમ એક પક્ષે એવી રમત રમાતી હતી ત્યારે બીજે પક્ષે સ્યામજીભાઇએ બીજા પ્રકારનો ખેલ માંડેલો હતો. કર્નલ હૅનકૉકનું માનસ તો તેઓ જાણતા હતા એટલે તેટલા પુરતા સ્યામજીભાઇ સબળ અને નિ:સંશય હતા. પરંતુ મિ૦ મૅકોનોકીનું સાહાય્ય જો તેમને મળી આવે તો તેમના હાથ વધારે મજબૂત બને એવી તેમની કલ્પના હતી, અને તેને આધારે તેમણે પોતાના એ શિષ્ય મિત્રને પોતાના પક્ષમા ભેળવી લેવા માટે પ્રયાસ કરવા માંડેલો પણ હતો. મિ૦ મૅકોનોકીને મળવા સારૂ તેઓ વારંવાર તેમને બંગલે જતા હતા, ત્યાં તેમને કંઇ કંઈ વાતો તેઓ કહી આવતા હતા, કેટલીક વધારે અનુકૂળતા આપવાને વચનો આપી આવતા અને પોતેજ એકલા, જાણે કે, એ સાહેબના સાચા મિત્ર હોય એવો ઢંગ તેઓ તેમની સમક્ષ કરી બતાવતા પણ હતા.

આ વખતે ગમે તે હેતુથી કે ગમે તે કારણે શ્યામજીભાઇએ, દીવાન હરગની અગ્રેજ શાખાના અમલદાર છગનલાલ પડ્યાને પોતાના એક વિશ્વાસપાત્ર મદદગાર માનેલા હતા, એટલે જ્યારને ત્યારે અને જેમને તેમ આ પડ્યાજીને તેઓ પોતાની સાથે ને સાથે રાખતા હતા અને વળી પોતાના મનોભાવોને પણ તેઓ તેમની પાસે વ્યક્ત પણ કરતા રહેલા. શ્યામજીભાઇની આ રુસમ એક પ્રકારની ભૂલ હતી કે કેમ તે પરત્વે કશુ નિર્ણયાત્મક શબ્દોમા કહી શકાતુ નથી 'વિષનો પ્રયોગ જેમ ડોક્ટરોને કરવાની છૂટ હોય છે ને જ્યા જેટલાની જરૂર પડે ત્યા તેટલુ તેઓ આપે છે,'' એવુ એક નીતિસૂત્ર શ્યામજીભાઇનુ હતુ, અને એ સૂત્ર શ્યામજીભાઇ છગનલાલજીને પુન પુન સભળાવતા રહેલા પણ હતા, એમ જે કથન શ્રીયુત છગનલાલે ખુદે 'ગુજરાતી ના સાપ્તાહિક પત્રમા કરેલ છે તે પ્રમાણે વર્તન નાખીને હવે શ્યામજીભાઇએ પોતાના શિષ્યમિત્ર મિ૰ મેકોનોકીને પણ છળવાનો આરભ કરી દીધેલો અને તેમ કરવામા તેમણે એ સાહેબ પાસે ગમે તેવી ખોટી ખોટી વાતો ઘડાવવા માડેલી પણ ખરી પરંતુ એ જુવાન અગ્રેજ ગૃહસ્થ તો નિર્મલ મનના અને સત્યપ્રેમી હતા એટલે જ્યારે જ્યારે પુરુષોત્તમરાયજી તેમને મળવા વાસ્તે તેમને મકાને જતા હતા ત્યારે ત્યારે તે સાહેબ, શ્યામજીભાઇ તરફથી પોતાને કહેવામા આવેલ વાતો પરત્વે રાયજી સાહેબને પૂછતા હતા અને રાયજી સાહેબ તેના જવાબમા, તે તરફે, પોતાને શ્યામજીભાઈ તરફથી જે કહેવાયુ હોય તે એ સાહેબને પૂછી જોતા પણ હતા આમ થતા થતા, છગનલાલજી લખે છે તે પ્રમાણે, શ્યામજીભાઇની 'સત્યપરાયણતા વિષે'' શકા ઉત્પન્ન થતી ગયેલી, અને તેને પરિણામે શ્યામજીભાઇ અને પુરુષોત્તમરાયજી વચ્ચે ઘાડો વિક્ષેપ ઉપસ્થિત થઇ આવતા એ વિક્ષેપે અંતે ઉગ્ર રૂપ પકડેલુ પણ ખરુ. આમ પક્ષો પડી ગયા અને મ્યાનમાથી તરવારો ખેચાઇ પણ ગઈ પરંતુ રાયજી સાહેબની ચાલ ધીમી હતી, અને શ્યામજીભાઇની મહત્ત્વાકાક્ષાનો વેગ અમર્યાદિત હતો એટલે દોડીને ક્યા પહોચશે એ વાતનુ ભાન એ દોડતા દીવાનજીને રહી શકેલુ નહિ તેમને મન તો, કર્નલ હેનકોક જેવા બ્રિટિશ અમલદારના પીઠબળનો લાભ મળે જ એમ હતુ, અને મિ મેકોનોકી જેવા બાહોશ અગ્રેજ મિત્ર તરફથી સપૂર્ણ સહાય્ય મળવાની આશા તેમને ઘેરી રહેલી હોય જ, એટલે પછી શ્યામજી ભાઇની જન્મસિદ્ધ કૃષ્ણના બેવડી પુષ્ટ બનીને ગાઢ થાય તેમા નવાઇ ન હતી પાછળથી એટલે કે રાજ્યસેવામા નીમરી ગયા પછી શ્યામજીભાઇએ જૂનાગઢ

રાજ્ય તથા તેના અગ્રગણ્ય રાજપુરુષો વગેરે વિરુદ્ધ જે × નિવેદન લેખ અંગ્રેજ સરકારમા પેશ કરેલો છે તે જો કોઇ મેળવી શકીને વાચી વિચારી જોશે તો તેને સ્પષ્ટ સમજાઇ આવશે કે, આ પંડિતજીની તર્કલીલા–આખીય યોજના કોઇ અપૂર્વ કોટીની અને નવાબ સાહેબ સહિત આખાય રાજ્યને બોળી નાખે તેવી હતી

ઉપર જણાવ્યુ છે તેમ જ્યારે સ્યામજીભાઇએ પોતાની બાજી ગોઠવવા માડેલી હતી ત્યારે રાયજી સાહેબ પણ નિરુદ્યમી રહેલા નહિ તેમણે પણ પોતાના હિતેચ્છુઓને પોતાના સાથમા રાખીને સામી ચાલ શરૂ કરી દીધેલી હતી આમ બાજી રગમા આવતી જતી હતી એટલામા પુરુષોત્તમરાયજીના ભાગ્યે જોર કરી દીધેલુ હતુ. રાજકોટવાળા બ્રિટિશ "પોલિટિકલ એજંટ" કર્નલ હેનકોક કે જેઓ મૂળથીજ રાયજી સાહેબને "ખરા સત્તાવાળા" ગણી રહેલા હતા તેઓ રજા ઉપર ઊતરી પડેલા અને તેમને ઠેકાણે મેજર હટર સાહેબ નામે અંગ્રેજ ગૃહસ્થની નીમણુક થઈ આવેલી હતી આ મેજર હટરને જૂનાગઢ રાજ્યની વિલક્ષણ આંતર પરિસ્થિતિનું સ્વાનુભવજનિત સંપૂર્ણ જ્ઞાન હતુ અને પુરુષોત્તમરાયજી રાજ્યમા સુવ્યવસ્થાના સંસ્થાપક અને પાલક છે એ વાત પણ તેઓ બરાબર જાણતા હતા આમ હોઇને રાયજી સાહેબે એમના અધિકારકાળનો લાભ લઇને સ્યામજીભાઇએ ઉપસ્થિત કરેલ ખટપટનો ધડાકો કરી નાખવાનો નિશ્ચય કરી, સત્યાસત્ય પરત્વે નિર્ણય કરાવી લેવાના હેતુથી મિ. મેકોનોકીને વિનતિ કરી તેમનેજ અગ્રે એક સર્વપક્ષ સમેલન ભરવાનુ ઠરાવી દીધુ હતુ એ પ્રમાણે ભરાયેલ સમેલનમા મિ. મેકોનોકી, સ્યામજીભાઇ, પુરુષોત્તમરાયજી અને મન સુખરામભાઇ એટલા ગૃહસ્થોએ ભાગ લીધો હતો, અને જે મુદ્દો વાદગ્રસ્ત હતો તે પરત્વે ચર્ચા પણ તેમા કરાયલી હતી, આ ચર્ચામા સ્યામજીભાઈ જેમ જેમ ખોટા પડતા ગયેલા તેમ તેમ તેમનો ઉકળાટ વધતો ગયો હતો, અને તેને પરિણામે તેના ક્રોધ ઉગ્ર રૂપ ધારણ કરતા તેમના મુખમાથી પુરુષોત્તમરાયજી તથા મન સુખરામજી ઉપર અશિષ્ટ વચનોની વૃષ્ટિ થવા માડેલી પણ હતી તથાપિ આ ઉભય પીઢ રાજ્યમત્રીઓ એ અશિષ્ટ વચનવૃષ્ટિથી ક્ષુભિત ન થતા જે બધુ કહેવાતુ હતુ તે શાંત ચિત્તે સાભળી રાખી રહેતા

× આ નિવેદનલેખ વાચવા જેવો છે જો કે તે દુષ્પ્રાપ્ય છે. એ લેખ સ્યામજીભાઇની સ્વામિ દ્રોહી તથા મિત્ર દ્રોહી પ્રકૃતિનો તથા તેમના દ્વેષી સ્વભાવનો સારા ખ્યાલ આપે છે

હતા, અને પછી જ્યારે એ ઉભય મંત્રીઓને બોલવાનો વારો આવેલો ત્યારે મનઃસુખરામજીએ શ્યામજીભાઈને સંભળાવી દીધેલું કે-'હું મુંબઈમાં એક શાન્તિસ્થાપક ન્યાયમૂર્તિ (જસ્ટિસ ઓફ ધ પીસ) છું, એ વાત આપે ભૂલવી ન ન જોઈએ." આ પ્રકારનું કથન મનસુખરામજીએ જેવું કરેલું કે તરત જ શ્યામજીભાઈ તડૂકી ઉઠેલા કે:-"મુંબઈમાં દરેક કૂતરો "જસ્ટિસ ઓફ ધ પીસ" છે; તમે બધા સોનેરી ટોળીના મળ્યો છો, બે ઢીંગલા જેટલી જેમની કિંમત ન ગણાય તેવા તમો દુરાત્માઓ છો વગેરે." આ પ્રકારના વાગ્બાણથી વિધાતા મનઃસુખરામજીએ તથા પુરુષોત્તમરાયજીએ શ્યામજીભાઈને સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દીધેલું કે: 'તમે જેવા નવાબ સાહેબના નોકર છો તેવા અમે પણ તેઓના નોકર છીએ એ વાત તમારે ભૂલવી ન જોઈએ.' આનો જવાબ તામસ પ્રકૃતિવાળા શ્યામજીભાઈ પાસે તૈયાર જ હતો. તમોગુણ પ્રધાન પ્રકૃતિવાળો પુરુષ ઘણે ભાગે સંયમી હોતો નથી અને જે સંયમી હોતો નથી તે પોતાના મનમાં જે કાંઈ હોય છે તેનું વમન કર્યા વિના રહી શકતો નથી. આ ન્યાયે શ્યામજીભાઈ મનસુખરામભાઈને જવાબ આપ્યા વિના કેમ રહી શકે? તેમણે પોતાના પ્રતિપક્ષીઓને એવું રોકડું પરખાવી દીધું કે?-'તમારો નવાબ તો પૂતળું છે, નિરક્ષર છે, મૂર્ખ છે વગેરે.' આમ અંતે જ્યારે શ્યામજીભાઈથી નવાબ સાહેબને પણ અવમાનિત થવાનો વારો આવેલ ત્યારે, કશો પણ નિર્ણય થઈ ન શકતાં સંમેલનને વિસર્જિત થવું પડેલું હતું પરંતુ સંમેલનમાં જે બધું બનેલું તે મિ. મેકોનોકીની સમક્ષ બનેલું હતુ. એટલે ત્યાંથી જતાં જતાં પુરુષોત્તમરાયજીએ, એ સંમેલનમાં જે બધો અકીર્તિકર વાદવિવાદ થયેલો હતો તેનો વૃત્તાન્ત લખી આપવા માટે એ અંગ્રેજ અમલદારને વિનતી કરી દીધી હતી, અને એ વિનતી વ્યાજબી હોવાથી મિ. મેકોનોકીએ એ સંમેલનમાં બનેલ બધી હકીકત લખી આપીને પુરુષોત્તમરાયજીને સોંપી દીધેલી પણ ખરી. આમ જે વૃત્તાંત પ્રાપ્ત થવા પામેલો તે પુરુષોત્તમરાયજીને ઘણોજ ઉપકારક થયો હતો. એમ એ થયો તેનું કારણ એ કે, શ્યામજીભાઈની તન્દ્રેણુમાં બક્ષી છોટાલાલે જે વિષ નવાબ સાહેબના કાનમાં રેડેલું હતું તેનો પ્રતિકાર, પૂર્વોક્ત તટસ્થ શ્યામજીભાઈના જ મિત્ર ગણાતા મિ. મેકોનોકીએ પોતાની અહીંથી લખી આપેલ વૃત્તાંત રૂપી ઔષધીથી જ સરળતાપૂર્વક થઈ શકે તેમ હતો. પછી એ વૃત્તાંત નવાબ સાહેબને વંચાવવામાં આવેલ, અને તેને પરિણામે તેઓશ્રીની આંખ ઉઘડી જતા તેમને ખુદને પોતાના આ પંડિત દીવાનજીના ખરા મેવા માનસનું ભાન થઈ આવેલું હતું. નવાબ સાહેબ હવે હરગીઝ શ્યામજીભાઈને

પોતાની નોકરીમાં રહેવા દે તેમ ન હતું. એટલે તેમણે એ દીવાનજીને રાજ્ય-સેવામાંથી કાઢી મૂકવા માટે પુરુષોત્તમરાયજીને આજ્ઞા પણ આપી દીધી હતી, અને તે દરમ્યાન વઝીર બહાઉદ્દીનભાઈનાજ કેટલાક મુસલમાન હિતેચ્છુઓએ તેમને સલાહ આપીને તેમના ડગેલા મનને સ્થિર બનાવી પુરુષોત્તમરાયજીના પક્ષે દઢ કરી લીધેલા પણ હતા તથાપિ સ્યામજીભાઈને કાઢવામાં "એજંસી"ની સહાનુભૂતિ અગર તટસ્થતા હોય તો તે અધિક ઉપકારક થાય એવું રાજમંડળને લાગતું હતું અને તરગર પણ ઠેઠ ત્યાં સુધી પહોંચેલી હતી, એટલે એ સમયના "ઑફિટિંગ પોલિટિકલ એજન્ટ" મેજર હન્ટરની સહાનુભૂતિ મેળવવાના હેતુથી પુરુષોત્તમરાયજી વગેરેએ રાજકોટ તેમજ વાંકાનેર મુકામે જઈને ત્યાં એ બ્રિટિશ અમલદારને બધી હકીકતથી વાકેફ કરવાનું ઉચિત ધાર્યું, અને તે પ્રમાણે એ પડમું બાંધી લેવાયા પછીજ સ્યામજીભાઈને રાજ્યસેવામાંથી દૂર કરવા માટે નવાબ સાહેબ તરફથી અપાયલ આજ્ઞાનો અમલ કરવાનો તેમણે નિર્ણય કરેલો હતો. એ પછી પુરુષોત્તમરાયજી વગેરે આખુય મંડળ "પોલિટિકલ એજન્ટ"ને મળવા માટે જૂનાગઢથી ઉપડેલ, પરંતુ તે મંડળ વાંકાનેર પહોંચે તે પહેલાં, જો કલ્યાણરાયભાઈ બદીની પારદર્શિતાએ સ્યામજીભાઈની મલિન ભાવના પારખી લઈને તે બાબતનો ઈશારો પ્રથમથીજ રાયજીસાહેબને કરી દીધેલો હતો તેજ સ્યામજીભાઈને "પોલિટિકલ એજન્ટ" મેજર હંટરની આ વિષયે નાડી તપાસવાના કામે તે સાહેબ કને અગાઉથી મોકલી આપેલા હતા, એટલે એ બુદ્ધિશાળીએ પરોક્ષ માર્ગે એ સાહેબના અંગત વલણને જાણી લીધેલ અને એ વાતનો સંદેશ પુરુષોત્તમરાયજીને પહોંચતો કરી દીધેલો પણ હતો. આમ થયું એટલે પછી આ કથવીર વગેરે રાજકોટથી વાંકાનેર પહોંચી ગયેલા અને મેજર હંટરને મળેલા હતા. દરમ્યાન પુરુષોત્તમરાયજીએ સ્યામજીભાઈને રાજ્યસેવામાંથી દૂર કરવાના હજુર હુકમનો ખરડો તૈયાર કરવાનું કામ અગર માન પૂર્વોક્ત કલ્યાણરાયભાઈને ભાગે રાખી આવશ્યક ખરડો કરાવી લીધેલો હતો પણ ખરો. આ બધી હકીકત અમે વધારે વિગતથી જાણીએ છીએ, પરંતુ અમે એ થોડાકજ પ્રમાણમાં સાર રૂપે આ પ્રકરણમાં મૂકેલી છે. રાજ્યમાં કોઈને નોકર રાખવો કે ન રાખવો એ નવાબ સાહેબની સ્વતંત્રતાની વાત છે એવો અભિપ્રાય કર્નલ હંટરનો થતાં આખુય મંડળ જૂનાગઢ પહોંચી ગયલું, અને ત્યાં પહોંચીને તેણે નવાબ સાહેબના એ હુકમને વિધિપૂર્વક અમલમાં મૂકાવેલો હતો. આ સંબંધમાં સ્વ૦ છગનલાલ પંડ્યાએ 'ગુજરાતી" પત્રમાં આ પ્રમાણે લખેલું છે, "× × × × દીવાન પદ છોડી ચાલ્યા જવાનો

તેમને (શ્યામજીભાઈને) નવાબ સાહેબ તરફથી હુકમ મળ્યો. તેમની પાસેથી ચાર્જ સંભાળી લેવા જવાનું કામ મને સોંપવામાં આપ્યું ! ગનના ફોર્થ વાગે હું તેમને બંગલે ગયો ને તેમની પાસેથી ઑફિસનો સિક્કો, જૂનાગઢ રેલ્વે-મેમ્બર તરીકેનો સોનાનો પાસ વિગેરે લઈ આવ્યો. આવી માન હાનિ કોઈ દીવાનની થયાનું મને યાદ નથી; પોતાને (શ્યામજીભાઈને) અમુક મુદત સુધી દીવાન પદે રાખવાની રાજ્યે બાંધણી કરી હતી તે મુદત પુરી થઈ ન હતી, માટે બાકીના સમયનો પગાર પોતાને મળવો જોઈએ એવી તેમણે માગણી કરી હતી તે પણ સરકારે નામંજુર કરી."

આ પ્રમાણે શ્યામજીભાઈનો અણધાર્યો અધઃપાત થતાં તેમની દીવાનગીરી છ મહિનામાં તો અસ્ત પામી ચૂકેલી અને તેમના સહકારીઓના મનની વાત તેમના મનમાંજ રહી જવા પામી હતી ! 'ખાડો ખોદે તે પડે' એ કહેવત આ કિસ્સામાં સાવ ખરી પડેલી છે. સાક્ષીવત્ છગનલાલ પંડ્યા જેવા વિદ્વાને લખેલું છે તેમ, "તેમની (શ્યામજીભાઈની) ટુંકા વખતની કારકીર્દિ દરમ્યાન તેમને હાથે જનહિતનું કોઇ પણ કાર્ય થયાનું મારા જાણવામાં નથી × × × એમની સંકુચિત બુદ્ધિ, શંકાશીલ પ્રકૃતિ, સ્વાર્થપરાયણતા, આત્મશ્લાઘા, મિત્રદ્રોહી સ્વભાવ અને અસત્ય આચરણ ઉપર પ્રીતિ." એ સર્વ અવગુણોએ તે પંડિતજીને કૃતઘ્ન બનાવેલા એ વાતમાં કશો સંદેહ નથીજ. અકારણ દ્વેષ આત્મઘાતક નીવડે છે, એ વાતનો અધિક સ્પષ્ટ દૃષ્ટાંત આ પંડિતજીની જીવનચર્યા નથી શું ? શ્યામજીભાઈ જે રાત્રિએ પોતાના આપ્તજન જેવા મનાયલા છગનલાલજીનેજ પોતાની દીવાનગીરીનાં દર્શક ચિહ્નોનો હવાલો સોંપીને ખરેખર સ્થાનભ્રષ્ટ–રાજ્યાધિકારભ્રષ્ટ–થયલા તે રાત્રિમાં તેમણે પોતાની મનોઉન્નત તથા મનોરમા સૃષ્ટિને આમ વિલીન થયલી દેખીને, કેટલાક ચકરપ ઉદ્વેગથી પથારીમાં પડયે પડયે અપ્રાચ્છાદિતક–પ્રભાતની પ્રતીક્ષા કર્યા કરી હશે તેનો ખ્યાલ તો તેવા બનાવના અનુભવીનેજ આવી શકે ! બીજેજ દિવસે સવારે જૂનાગઢ છોડી જવા ચાર શ્યામજીભાઈ સજ્જ થયલા; પરંતુ પોતાને બંગલેથી સ્ટેશને પહોંચવું શી રીતે ? પોતાના સાળા કરસનદાસજીની ઘોડાગાડી તેમણે મંગાવી; પરંતુ તે આપવા તેમણે સ્પષ્ટ ના પાડી દીધી ! પોતાના એક આપ્તજન પ્રેમશંકર મારફત શહેરમાંથી ભાડુતી ટાંગો ગોતાવ્યો તે પણ તેમને મળી શક્યો નહિ ! લોકમાત્રને તેમની કૃતઘ્નતા દેખીને તેમના ભણી તિરસ્કાર થઈ આવેલો હતો ! આખરે જેમ તેમ કરીને તેઓ સ્ટેશને પહોંચેલા, પરંતુ તેમને વળાવવા માટે એક

ચડ્યું પણ ત્યા ફરકેલું નહિ ! ફક્ત એક પરદેશીય મુસલમાન અમલદાર નામે શાયહાદખાન કે જે રાજ્યના "ઇમ્પીરીઅલ લૅન્સર્સ" મઝિત ઉચ્ચળના મુખી હતા તેઓ કરેણનો લાલ ફુલનો હાર લઇને આ માજી દીવાનને વિદાયમાન કે વિદાયઅપમાન દેવા માટે ત્યા હાજર રહેલ ! આ બહાદુર સિપાહી અચ્યાનુ સ્વામજીભાઇએ અગાઉ સખ્ત અપમાન કરેલુ તેનો બદલો તેણે પૂર્વોક્ત પ્રકારના હારદાનથી આપી દીધેલો ! એ પછી પંડિતજી ગાડીએ ચઢી પોતાને પથે પડ્યા ! પરંતુ પ્રવાસમા વચ્ચે ગોંડળ આવેલુ એટલે તેઓ ત્યા ઊતરી પડ્યા હતા ! ગોંડળ રાજ્યના પારસી દીવાન શેઠ બેજનજીનુ પોતે એક અણુગજતા પ્રકારે એટલે કે, આગગાડીમાના પોતાના ડબ્બામાથી તેમને ઊતારી મુકીને એક વાર અપમાન કરેલુ એ વાત સ્વામજીભાઇ કોણ જાણે કેમ વીસરી ગયલા એટલે તેઓ પોતાના હાથમા એક ચર્મપેટિકા ઉપાડીને એ બેજનજી શેઠને ઘેર પહોચી ગયલા હતા ! સ્વ છગનલાલ પડ્યા સ્વલિખિત "સાસ્મરણો" મા જણાવે છે તેમ, આ આપણા પંડિતજીએ "શેઠની પાસે પોતાના રોદણા રોયા, શેઠે તેમના આસુ વિવેકથી લોહ્યા ને નાસ્તો કરાવીને વિદાય કરી" દીધેલા હતા ! પછી પંડિતજી રાજકોટની યાત્રાએ ગયલા, પરંતુ ત્યા ને તીર્થના દ્વાર તેમની સામે, જાણેકે બધ રખાયલા હતા ! ત્યાથી તેઓ, કહેવાયુ હતુ તે પ્રમાણે અજમેરની મહાયાત્રાએ દોડેલા પોતાના અગ્રેજ મિત્ર સર કર્ઝન વાઇલીને મળી તેનુ સાહાય્ય યાચવા સારૂ ! પરંતુ પંડિતજીએ સ્વામિ દ્રોહ, મિત્ર દ્રોહ વગેરે મહાપાપોની જે કમાણી કરેલી હતી તેને લગતો હેવાલ સૌ કોઇના જાણવામા આવી ચુકેલ એટલે સર કર્ઝન વાઇલી કે ઈતર કોઇ અગ્રેજ મિત્ર તરફથી તેમને કશી પણ મદદ મળી શકી નહિ ! મુબઈમા પણ તેમણે ઘણા ફાંફા મારેલા, તથાપિ તે બધુ પાણી વલોવ્યા જેવુ થયલુ પરિણામે તેમને અગ્રેજ અમલદારો તરફ રોષ તથા દ્વેષ થઇ આવેલ, કોઇ દેશીય રાજ્યે પણ તેમને આવકારેલ નહિ, અને અંતે સર્વથા હતાશ બનીને તેમણે ઇગ્લાડમા જઇ રહેવાનો નિર્ણય પણ કરી દીધેલો હતો તથાપિ તેમના ચિત્તમા દ્વેષાગ્નિની જે જ્વાલા પ્રકટેલી તે શમી શકેલી નહિ ઇગ્લાડમા રહેતા તેઓ એક કટ્ટર સમાજવાદી બનેલા, તેમના ચરિતને રાજદ્રોહી ગણાઇ જવાનો વારો આવેલો, અને અંતે તેમને ઇગ્લાડ છોડીને સ્વિટઝરલાડમા પોતાની બાકી રહેલી જીદગી સમાપ્ત કરવી પડેલી હતી ! યથાર્થ જ્ઞાન વ્યવહારનો અનુભવ અને સચ્ચારિત્ર એ સર્વ તત્ત્વોના સભાર વિનાનુ પંડિત કેવા માઠા ફળો ઉપજાવનાર નીવડે છે તેનો કરુણાજનક દાખલો આપણા આ સ્વામજીભાઇની જીવન કથાથી આપણને

મળી આવે છે. આ બધું બની ગયા પછી ઘણાં વર્ષે પંડિત જવાહીરલાલ નેહરૂ સ્વિટ્ઝરલાંડના જીનીવા શહેરમાં સ્વામજીભાઇના દર્શને ગયેલા તે વખતે તેમણે આ ભસ્મજીવનધારી શ્યામજીને જે દશામાં પોતાના દિવસો વ્યતીત કરતા જોયેલા તેનું ચિત્ર તેમણે પોતાની "આત્મકથા" નામક કૃતિમાં પાના ૨૩૦-૨૩૧ ઉપર આ પ્રમાણે અક્ષરાલિખિત કરેલ છે તે વાંચવા લાયક હોઇ અમે અત્ર ઊતારીએ છીએઃ—

"આમાંના (હિંદી બહિષ્કૃતો અને જુગણ્યા ક્રાંતિકારોમાંના) પ્રથમ તો શ્યામજી કૃષ્ણવર્મા હતા. તે પોતાની માંદી સ્ત્રી સાથે જીનીવાના એક મકાનને છેક છેલ્લે માળે રહેતા હતા. આ વૃદ્ધ દંપતી કોઇ પણ કાયમ નોકર ચાકર વિના એકલાં રહેતાં, અને તેમના ઓરડા જૂનાપુરાણા, ગુંગળાવી નાંખે એવા હવાઅજવાળા વિનાના હતા, અને દરેક વસ્તુની ઉપર જમાનાની ધૂળના થર જામ્યા હતા. સ્વામજીની પાસે પૈસો તો પુષ્કળ હતો, પણ તેમના હાથથી છૂટતો ન હતો. ટ્રામમાં જવાને બદલે ચાલીને બે પૈસા બચાવવાની તેમની હંમેશાં પ્રવૃત્તિ રહેતી; જે કોઇ અજાણ્યા એમને મળવા આવતા તેમની તરફ વહેમની જ નજરે તે જોતા, અને વિશ્વાસપાત્ર ખબર ન મળે ત્યાં લગી તેમને કાં તો બ્રિટિશ સરકારના જાસૂસ અથવા તો તેની દોલતની પાછળ પડેલા માનતા. તેનાં ખીસાંમાં તેના જૂના સાપ્તાહિક પત્ર "ઇંડિયન સોશિયોલોજિસ્ટ" ના જુનાપુરાણા અંકોથી ફાટું ફાટું થતાં લાગતાં, અને વાતવાતમાં તે આખું પડીકું ખેંચી કાઢતા અને બાર વર્ષ પહેલાં પોતે લખેલો એકાદ લેખ હર્ષભેર બતાવતા. એમની વાતો પણ બધી જૂના જમાનાની; હેમરસ્ટેડમાં ઇંડિયા હાઉસ હતું ત્યારે આમ થયલું, બ્રિટિશ સરકારે મારા ઉપર નજર રાખવા માટે ફલાણા ફલાણાને જાસૂસ તરીકે મોકલ્યા હતા, પણ મેં તેમને ઓળખી કાઢેલા અને તે સૌને હું માથાનો મળ્યો હતો ઇ. ઈ. એમના ઓરડાની દીવાલો ચોપડીઓના પીડાઓથી ઢંકાયલી હતી × × × આખા સ્થાન ઉપર અંધકારનું વાતાવરણ ગમૂમી રહેલું લાગતું, તેને જોઇને કોઈ જૂના ખંડિયેરનો ખ્યાલ આવતો; બિચારાનો ત્યાં કોઇ ભાવ પૂછતું ન હોય એમ જણાતું અને બહારની અંધારી અને નિશબ્દ પરસાળોમાંથી પાછાં વળતાં ઘડીક વાર મનમાં થઇ આવતું કે, રખેને ખૂણામાં ક્યાંક યમરાજનો ભેરો થઈ જાય તો? એ મકાનમાંથી નીકળતાં અને બહારની હવા લેતાં "હાશ" કરીને નિરાંત વળતી × × ×"

...' શ્યામજીભાઈની દીવાનગીરી અને તે ગુમાવ્યા પછીથી તેમને થયલ અનુભવોને પરિણામે તેમના માનસમાં જે પરિવર્તન થવા પામેલું તેને લગતી થોડીક કથા આગ અમે આપેલી છે છતાં અમે એટલું તો કહીએ છીએ કે, જે રૂપમાં એ પરિવર્તન દેખાયું છે તે તેનું રૂપ તેમણે જૂનાગઢ રાજ્યની દીવાનગીરીમાંથી મુક્ત થયા પછી જે અનેક અનુભવો લીધેલા તેમનું પ્રત્યાઘાતાત્મક પરિણામ ન હતું, વસ્તુતઃ તેમનું જન્મસિદ્ધ માનસ જ એવું હતું કે તે છેવટે પૂર્વોક્ત ગાદીના રૂપમાં પરિણમ્યા વિના નજ રહે.

આ પ્રસંગે અમે આ વિષયને લગતી બીજી એક વાત લખીને આ અપૂર્ણ બાબતને પૂર્ણ કરી લેશું. શ્યામજીભાઈને ત્રણ વર્ષ સુધી નોકરીમાં રાખવાને જૂનાગઢ રાજ્ય બંધાયલું હતું પરંતુ ૭ મહિના થયા ત્યાં તો તેમને રાજ્યમાંથી રૂખસદ આપાય ગયલી એટલે બાકીની મુદ્દતનો પગાર અપાવવા માટે એ પંડિત–સાહેબે બ્રિટિશ સરકારમાં અર્જ ગુજારેલી હતી અને તે ઉપરથી બ્રિટિશ સરકારે "કાઠિયાવાડ એજન્સી" મારફત જૂનાગઢ રાજ્ય પાસેથી ખુલાસો માંગેલો હતો. આ ખુલાસો આપવાનું કામ પુરુષોત્તમરાયજીએ પોતાના વિશ્વાસપાત્ર સ્નેહી કલ્યાણરાય બક્ષીને સોંપેલું હતું. કલ્યાણરાયજીએ કાગળો વાંચી વિચારી મુદ્દાઓ નક્કી કરી તે પરત્વે તે સમયના વરિષ્ઠ ન્યાયાધીશ ગુલાબદાસ લાલદાસ નાણાવટીની સલાહ પણ લીધેલી અને પછી રાજકોટમાં પંદર દિવસ સુધી રહીને ત્યાંના સુપ્રસિદ્ધ બૅરિસ્ટર પંડિત સીતારામ પાસે આવશ્યક ખુલાસો લખાવીને બ્રિટિશ સરકાર તરફ મોકલી આપેલો હતો. અર્થાત્ બ્રિટિશ સરકાર શ્યામજીભાઈને ખૂટતો પગાર અપાવી શકેલ નહિ એટલે એમને ઠંડા પડી બેસી રહ્યા વિના ચાલેલું નહિ. આમ આ એક મ્હોટી ખટપટનો અંત આવેલો હતો હવે આપણે આ મુખ્ય વૃત્તાંતના એક ઉપવૃત્તાંત રૂપે બીજી થોડીક હકીકત જાણી લેશું.

શ્યામજીભાઈની દીવાનગીરીનો છેડો અલ્પકાળમાં આવી ગયો એટલે નવાબ સાહેબે એ શ્યામજીભાઈથી ખાલી કરાયલ સ્થાને પુરુષોત્તમરાયજીની "ઍક્ટિંગ" નીમણુંક કરી દીધી હતી અને તેથી આપણા આ કથાવીરને પોતાની અનિચ્છાએ પણ દીવાનનું પદ સ્વીકારવું પડેલું હતું. આમ દીવાનગીરી પોતાને ઘેર સામેથી ચાલીને આવેલી ખરી, પરંતુ પુરુષોત્તમરાયજી કોઈ પણ સંયોગમાં દીવાનનો હોદ્દો કાયમને માટે લેવાને તૈયાર ન હતા; કારણ કે કાઠિ-

યાવાડમાં પ્રવર્તતા રાજદ્વારીય સંયોગોમાં મુખ્ય દીવાન તરીકે રહેવાનો મોહ રાખનારથી લાંબા વખત સુધી રાજ્યકલ્યાણસાધક માર્ગો કરી શકવાની વાત અસંભવવાળી કે અશક્ય હતી. તેમ છતાં એમણે દીવાનગીરીને વળગી રહેવાની વાતને મોટી ગણી દીવાનપદ કાયમને માટે લીધું હોત, તો બ્રિટિશ સરકારને એ વાત અચૂક ગમતી થઈ પડત, એમની દીવાનગીરીનો દોરો વહેતો ખોરવાઈ જાત અને જે બધાં અનેક રાજ્યોત્કર્ષક તથા પ્રજાભોગ્ય કામો તેઓ પાછળથી કરી શક્યા છે તે કામો કાં તો અકૃત અગર અપૂર્ણ પણ રહી જાત. દીવાનનું પદ પામવા માટે તેમને લોલુપતા હતીજ નહિ, તેમ 'દીવાન' કહેવાથી તેમની સત્તા, પ્રતિષ્ઠા કે તેમના અધિકારમાં લેશ પણ વૃદ્ધિ થવા પામે એમ પણ ન હતું, કારણ કે એમણે પોતાના એક પત્રમાં મનસુખરામભાઈને જણાવેલું છે તે પ્રમાણે, "કારભાર" તો તેમનો પોતાનોજ હતો અને રાજ્ય કાર્યમાત્રની જવાબદારી તેમને માથે હતી એટલે રાજ્યદષ્ટિએ સત્તા પણ તેમની પોતાનીજ હતી, અને રાજ્ય તો દીવાનને ફક્ત એક પરદેશ ખાતાના કારભારી રૂપેજ મુખ્યત: ગણી રહેલું હતું. અર્થાત્, કેવળ કર્તવ્યપરાયણ પુરુષને પદ-પદવીનાં મંડનો માટે કશી પણ પરવા હોતી નથી.* મંદ દીપ્તિવાળા દીપકનેજ ચંદાની મદદથી અધિક તેજસ્વી દેખાવાની જરૂર રહે છે તેમ દીવાન કે પ્રધાનામાત્ય અગર તો "માજી દીવાન" કે 'માજી પ્રધાનામાત્ય' કે એવાં એવાં ગૌરવદર્શક વિશેષણોથી વિશેષિતતા મેળવવાની તૃષ્ણા તો હીન સામર્થ્યવાળા પુરુષનેજ વરેલી હોય છે આપણી પૃથ્વીનો ઇતિહાસ કહી આપે છે કે, કોઈ પણ ખરેખરો 'મહાન્' ગણાય તેવો પુરુષ પોતાની કેવળ નામ સંજ્ઞાથી જેટલા પ્રમાણમાં વિખ્યાતિ પામી રહેલો જોવામાં આવે છે તેટલા પ્રમાણમાં તે તેને પોતાને તેની પોતાની હયાતીમા અપાયલાં બાહ્ય મંડનોથી કે તેણે પોતે ધારણ કરેલ બિરૂદોથી વિખ્યાતિ પામી શકેલો નથી. શ્યામજીભાઈ જૂનાગઢમાંથી ગયા તે પહેલાં હરિદાસભાઈનો દેહાંત થઈ ગયેલો એટલે તેમને પુનઃ જૂનાગઢમાં લાવી શકાય તેમ ન હતુ. ચુનીલાલજીને અંગ્રેજ સરકાર,આવવા દે તેમ ન હતું. બીજા કોઈ સમર્થ ગૃહસ્થને દીવાન તરીકે લાવવામાં જે ગોત કરવી પડે અને વિલંબ થાય તેને પરિણામે પુરુષોત્તમરાયજીને દીવાનગીરી લાંબા વખત સુધી સંભાળી રાખવી પડે એવું પણ હતું, જે વાત તેમને પોતાને ઘણી અરૂચતી હતી આવા સંયોગમાં રાયજી સાહેબે મરહુમ હરિદાસજીના ભાઈ તેમજ

* પંડિત જવાહીરલાલ નહેરૂનો સિદ્ધાંત પણ આ પ્રકારનો છે એમ તેમના કથન તથા વર્તનથી જણાય છે.

અંગ્રેજ સરકારના પ્રીતિપાત્ર ગણાય એવા સરદાર રાવ બહાદુર બહેચરદાસની પરણી કામચલાઉ દીવાન તરીકે કરી દીધેલી, અને જ્યાં સુધી ફરીથી સબળ કાર્યભારીમંડળ રચી લેવા જેટલી અનુકૂળતા પ્રાપ્ત થઈ આવે નહિ ત્યાં સુધીને માટે આ બહેચરદાસજીથી નભાવી લેવાનું પસંદ કરી લઇને પુરૂષોત્તમરાયજીએ ખળભળી ઊઠેલ રાજ્યસમુહને પુનઃ પ્રશાંતતા પ્રાપ્ત કરાવવાનો માર્ગ પકડી લીધેલો હતો. પુરૂષોત્તમરાયજી બહેચરદાસજીની પ્રકૃતિથી ઘણા પરિચિત હતા એટલે તેમણે તેમની આસપાસ તેમની મદદમાં નાના મહોટા સમર્થ કાર્યકરોની ગોઠવણ એવી તો કરી આપેલી કે, એ ભલા બહેચરદાસજીને આ પહેલી વારની દીવાનગીરી ઘણા પ્રકારે રાજ્યહિતસાધક તેમજ પ્રજોપકારક, નીવડી શકેલી પણ હતી. બહેચરદાસભાઇનો આ પહેલી વારનો કારભાર જૂનાગઢ રાજ્યના ઇતિહાસમાં સુકીર્તિત થઈ રહેશે એમાં શંકા નથીજ; પરંતુ તેમનો બીજીવારનો કાર્યભાર નદ્દન નિષ્ફળ થયલો હતો, અને તેનું કારણ એટલુંજ કે, તેમના પહેલી વારના કારભારમા તેમની મદદે સબળ રાજ્યાધિકારીઓ હતા, જ્યારે બીજી વારના કારભારમાં તેમનાં પડખાં બીલકુલ નબળાં અને સ્વાર્થસાધક હોવાથી તેઓ રાજા પ્રજા પૈકી કોઇનું કલ્યાણ કરી શકેલા નહિ; એટલુંજ નહિ, પરંતુ તેમની પોતાની નબળાઇને પરિણામે રાજ્યના ખાતેખાતામાં અનેક પ્રકારે અંધેર વ્યાપી જવા પામેલો પણ હતો. આ વિષય ઉપર આપણે યોગ્ય સ્થાને વિસ્તારપૂર્વક વાંચી શકશું, પણ ખરા.

રાજકુટુંબ આદિનો વધ કરવા સારૂ એદલખાનજીએ રચેલ કપટ પ્રબંધ.

ઘ. પૂર્વોક્ત સદ્ગમ પ્રસંગ ઉકલી ગયા પછી લગભગ બે વર્ષ લગી તો કોઈ મહોટો ઉપદ્રવ રાજ્યમાં ઉપસ્થિત થઇ આવેલો નહિ. તથાપિ નવાબ સાહેબ રસુલખાનજીને રાજ્યના કાર્યભારીમંડળ આદિએ એક મતના થઇને ગાદીનશીન કરી દીધેલા હતા તે વાત જેમ કાઠિયાવાડના બ્રિટિશ રાજદ્વારીય પ્રતિનિધિને ખટકી રહેલી હતી તેમ, એ ગાદી પોતાને પ્રાપ્ત થવાની છે એવી આશા .દીર્ઘકાલથી સેવી રહેલ, રસુલખાનજીના નાનાભાઇ એદલખાનજીને પણ ખૂંચી રહેલી હતી આમ હોવાથી એ એદલખાનજીએ એક કપટ પ્રબંધથી નવાબ સાહેબનો, તેમના શાહજાદા શેર જમાખાનજીનો તથા બીજા કેટલાક અગ્રગણ્ય રાજપુરૂષોનો વધ કરવા કરાવવાને માટે ગુપ્ત તૈયારી કરવા માંડેલી હતી. પરંતુ એ એમનો કપટપ્રબંધ ગુપ્ત રહી શકેલો નહિ; એટલે એ એદલખાનજીના ભયમાંથી રાજ્યને તેમજ રાજકુટુંબને

ઉદ્ધારી લેવું એ જરૂરનું હતું. આ સમયે કર્નલ સી. ડબલ્યુ. એચ. સીલી નામે અંગ્રેજ ગૃહસ્થ જૂનાગઢ રાજ્યમાં "બહારખલાં"–નિર્ણાયક કચેરી"ના અધિકારીને દરજ્જે નોકર હતા, એટલે ઇ. સ. ૧૮૯૭ માં, એદલખાનજીને લગતા આ પ્રકરણને પ્રસંગે તેમની હાજરી કાર્યભારી મંડળને ઘણી ઉપકારક થઈ પડી હતી. એદલખાનજી જે સરકારી મહાલય–આયના મહેલમાં રહેતા હતા તેની ઝડતી લેવાનું કામ આ કર્નલ સીલી જેવા તટસ્થ અમલદારને સોંપવામાં આવેલ, અને તે અંગ્રેજ અધિકારીએ લશ્કરી માણસોને પોતાની સાથે રાખીને એદલખાનજીના પૂર્વોક્ત નિવાસસ્થાનની ઝડતી લઇ તેમાં સંચિત કરી રખાયલ શસ્ત્રાસ્ત્ર વગેરે હાથ કરી લીધેલાં હતાં. એદલખાનજીથી રચાયલ આ કાવતરું આમ પકડાઈ ગયું તેને પરિણામે તેમની તમામ મિલકત જપ્ત કરવામાં આવેલી અને તેમને પોતાને રાજ્યની હદ છોડી જવાનું ફરમાન પણ નવાબ સાહેબ ખુદે કરેલું હતું. આમ થયું એટલે એદલખાનજીએ તરતજ "એજંસી"માં તેમજ મુંબઈ સરકારમાં જૂનાગઢ રાજ્ય વિરુદ્ધ તેમજ ખુદ નવાબ સાહેબ સામે પણ અનેક ફર્યાદો નોંધવાનું ચાલુ કરી દીધેલું હતું; અને એ કામમાં હોરમસજી અરદેશર વાડિયા બૅરિસ્ટર કે જેમની જૂનાગઢ રાજ્યમાં વકીલાત કરવાની છૂટ આપનાર સનંદ (સર) રીચર્ડશાહે ઇ. સ. ૧૮૯૪ માં રદ કરેલી હતી તેઓએ એદલખાનજીને સારી પેઠે મદદ આપીને પોતાની પ્રજ્વલિત રહેલ વૈરવૃત્તિને તૃપ્ત કરવા માટે વ્યર્થ ઉદ્યમ કરેલો પણ હતો. છેવટે લડી લડીને એદલખાનજી પૈસે ટકે સાવ ઘસાઇ ગયા અને તેમના કુટુંબને પણ અસહ્ય દુ:ખો ભોગવવાનો વારો આવી ગયો ત્યારે આ નવાબજાદાની આંખ ઉઘડી ગયલી, અને તેને પરિણામે તેમણે પોતાના મ્હોટા ભાઈ નવાબ સાહેબ રસુલખાનજી તથા શાહજાદા શેરજમાખાનજીની માફી માગવાની ઇંતેજારી બતાવેલી પણ ખરી. પરંતુ આ સાથે એટલું પણ ખરૂં છે કે, આ એદલખાનજીના પ્રકરણે જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળને "ઉજાગરા" કરાવેલા તો ખરાજ. આ તોફાન ઉપસ્થિત થયલું તે વખતે બહેચરદાસ વિહારીદાસ દેશાઇ જૂનાગઢમાં દીવાન હતા અને બક્ષી કલ્યાણરાયજી પણ જૂનાગઢ રાજ્યની નોકરીમાં હતા. એટલે પુરુષોત્તમરાયજીને આ એદલખાનજીને લગતા કામમાં આ કલ્યાણરાયજીની વગવાહ તેમજ દરમ્યાનગીરી અધિક ઉપયોગી થઈ પડેલાં હતાં. આ કલ્યાણરાયભાઇ અને વાડિયા બૅરિસ્ટર વચ્ચે ઘણો ગાઢ અને મીઠો સંબંધ હતો. એટલે રાયજીસાહેબ અને વાડિયા બૅરિસ્ટર વચ્ચે જે કેટલીક ગેરસમજ હતી તે કલ્યાણભાઇની મધ્યસ્થતાથી દૂર થવા પામેલી, અને અંતે એદલખાનજીને

અગતી બાબતનું ઘરમેળે સમાધાન થઇ ગયું પણ હતું તા. ૨૨-૪-૧૯૦૧ના રોજ એક માફીખત લખાવવું અને તેમાં આ એદલખાનજીએ પોતાના તરફથી ગેરવાજબી ગેરવર્તણૂંક પરત્વે કબૂલિયત લખી આપીને તે બદલ પોતાનો પશ્ચાત્તાપ પ્રદર્શિત કરેલો પણ હતો. આ માફીખતને એદલખાનજીએ ખુદે તા. ૨૨-૪-૧૯૦૧ ના રોજ, કાઠિયાવાડના એ સમયના 'પોલિટિકલ એજંટ' લેફટેનંટ-કર્નલ ડબ્લ્યુ. પી. કેનેડી સમક્ષ વેરાવળ મુકામે રજુ કરેલ અને તેની ખરાઇ બતાવવા માટે એ અંગ્રેજ અધિકારીએ તે ઉપર પોતાની સહી પણ મૂકેલી છે. આ પ્રમાણે એદલખાનજીએ ક્ષમાયાચના કરેલી એટલે નવાબ સાહેબે એ માફીખત સ્વીકારીને તા. ૨૩-૪-૧૯૦૧ને દિને, આંક ૪/૫૭ વાળું હજુર-ફરમાન પ્રસિદ્ધ કરીને તેમને વિધિપૂર્વક માફી આપવામાં જે બધી શરતો રાખવામાં આવેલ તે સર્વનું પાલન કરવાને માટે એદલખાનજીને ભારપૂર્વક કહેવામાં પણ આવેલ. આમ રાયજી સાહેબના વારામાં રાજકુટુંબમાં જે મોટો કલહ ઉત્પન્ન થયેલો તે જોકે, રાયજી સાહેબ જેવા જીવને જોખમે કામ કરનાર જવાબદાર રાજપુરુષ તથા કલ્યાણરાયભાઇ બક્ષી જેવા કાર્યનિપુણ રાજ્યાધિકારીની શાન્તિસમાધાન સ્થાપક નીતિને બળે શમી ગયેલો તો ખરો, તથાપિ તે તદ્દન નિર્મૂળ થયેલો તો નહિ જ, કારણકે એદલખાનજીને ગાદી પ્રાપ્ત ન થયેલી તે બાબત શલ્ય રૂપે તેને ખૂંચી રહેલી હતી. નવાબ સાહેબ રસુલખાનજીનો ઇ. સ. ૧૯૧૧ માં દેહાંત થયા પછી પણ આ એદલખાનજીએ "કાઠિયાવાડ એજન્સી" માં પોતાને ગાદી મળે તેટલા માટે દાવો નોંધાવેલો હતો, અને તેને પરિણામે, તે સમયના જૂનાગઢ રાજ્યના બ્રિટિશ વાલી વહીવટદારના અધિકાર કાળમાં તેમને જૂનાગઢની હદમાંથી બહિષ્કૃત થવાનો ફરી પ્રસંગ ઉપસ્થિત થઈ આવેલો પણ ખરો.

હવે આપણે પૂર્વોક્ત કથાને આટલેથી જ સમાપ્ત કરી દેશું; કારણકે માફીખત લખાયું અને સ્વીકારાયું તે પછીથી જે બધી ઘટના આ એદલખાનજીના વર્તનથી બની પામી હોય તેની સાથે રાયજી સાહેબને કશો સંબંધ નથી. તથાપિ, આ એદલખાનજી સાથે તેમના પૂર્વજીવનમાં રાયજી સાહેબનો સંબંધ કેટલો મીઠો હતો તે જાણી લેવાનું આવશ્યક થઇ પડે છે. એદલખાનજી ભણેલા હતા અને સારું શું અને ખોટું શું એ સમજવા જેટલી શક્તિ માત્ર પ્રમાણમાં ધરાવતા પણ હતા. તેમનામાં રાજ્યલોભ, વિષયાસક્તિ વગેરે દોષ જેમ હતા તેમ તેમનામાં કેટલાક ઉંચા રાજગુણો પણ હતા, અને એ ઉંચા

રાજ્યગુણોને લીધે તેમને ખરા રાજ્ય હિતૈષીની પારખ પણ હતીજ. આ એદલખાનજી પુરશોત્તમરાયજીને એક ખરેખરા રાજ્યભક્ત અને શાંતિ સમાધાન સાધક રાજહિતૈષી રૂપે ઠેઠ સુધી ગણી રહેલા હતા એ વાત નિઃશંક છેજ અને એ વાતનું પ્રતિપાદન જે અનેક પત્રો એ એદલખાનજીએ ઇ. સ. ૧૮૬૪ થી ઇ. સ. ૧૮૯૭ સુધીમાં પુરશોત્તમરાયજી ઉપર લખેલાં છે તે ઉપરથી તેમજ રાયજી સાહેબનો રાજ્યસેવામાંથી મોક્ષ થયા પછી તેમણે તેમના તરફ જે આદરભાવ નભાવી રાખી પ્રસંગોચિત મદદ આપવાનું ચાલુ રાખેલું તથા નવાબ સાહેબ રસુલખાનજી સમક્ષ ખુલ્લી રીતે આ કથાવીરની તારીફ કર્યા કરેલ એ સર્વહકીકતથી પૂરવાર થઈ શકે તેમ છે. રાજ્યમાં તેમજ દરબારમાં રાયજી સાહેબની ખરી સ્થિતિ કેવી છે અને તેઓ કેવી સૂક્ષ્મ પરિસ્થિતિમાં રહીને રાજ્યના વહીવટનો બધો ભાર વહી રહેલા છે તે વાત એદલખાનજી પોતાના જ્યેષ્ઠ ભાઈ નવાબ સાહેબ બહાદુરખાનજીના રાજકાળથી સારી પેઠે સમજી રહેલા હતા એટલે પણ તેમને પુરશોત્તમરાયજી તરફ સંપૂર્ણ ભાન હતું. આમ હોઇ, પોતાની વિપદ્–ગ્રસ્ત દશામાં આ એદલખાનજી રાયજી સાહેબને પોતાના "મુરબી" તથા "ખાસ સલાહકાર" ગણી રહે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથીજ. કરેણી, ઝાંપોદડ વગેરે જે ગામો એદલખાનજીને ઇનામમાં મળેલાં હતાં તે ગામોમાં રહીને તેમણે આપણા આ કથાનાયકને જે પત્રો લખેલા છે તે પત્રોમાં તેમણે પોતાના મનના ઉભરા ઠલવવામાં કચ.શ રાખેલી નથી. તા. ૧૨–૧–૯૭ નો એકજ પત્ર આપણે અત્ર વિચારી લેશું એ પત્રમાં એદલખાનજીએ "રાએજી સાહેબ" ને જે લખી જણાવેલું છે તે વાંચતાં નમજાય છે કે, કોઇ જીવણખાન નામના પોતાના પાસવાન સંબંધે કોઇ વાંધો કોઇ દિશામાંથી ઊભો થવા પામેલો હતો; એ કાગળમાં એ ખાનશ્રીએ નીચે પ્રમાણે જે ઉદ્‌ગારો કાઢેલા છે તે તેમનો વિશ્વાસ "રાએજી સાહેબ" ઉપર પૂર્વોક્ત તારીખ સુધી એટલે કે તેમની સામે રાજ્યે કામ ઉપાડયું ત્યાં સુધી કેટલાક પ્રમાણમાં હતો તે બતાવી દેવામાં બસ થઇ પડે તેમ છે અને તેથી અમે એ પત્રમાંના તેમના બોલો અત્ર અક્ષરશઃ ઊતારીએ છીએ.

× × × × રાયજી સાહેબ હું આપને આશરે આવ્યો છઉં. મારા અને તમારા વચ્ચે જે વાતચીત થઇ છે તે હું અને આપ સીવાએ બીજું કોઇ જાણતું નથી. માત્ર ખુદા સાક્ષી છે. હવે તે વાતથી પણ હજી ભરોસો ન પડતો હોએ તો જેવી ખાત્રી માગવા આપ ધારતા હો તે કરી આપવામાં કોઇ પણ પ્રકારે પછાત નહીંજ રહું.

જે માણસને રાખવા હું આપ પાસે માગણી કરૂં છઉં તે માણસ પણ આપની મરજી અનુસારજ ચાલશે એ સંબંધે તેનાથી પણ ખાત્રી કરાવવા હું બંધાઉં છઉં, માટે તુરત જવાબે માગણીવાલા માણસને રાખવા પરવાનગી આપશોજ મ્હારી જાતના રક્ષણાર્થે માગણી છે એમાં મને આપ નાઉમેદ નહીંજ કરો એવી આપ દાના સાહેબની પૂર્ણ ખાત્રી છે × × × તસ્દીને માટે ક્ષમા. આ દુનિયામાં આપ સીવાએ બીજાનો આશરો નથી. × × ×

પૂર્વનિર્દિષ્ટ પત્ર ઉપરથી જે એક વાત ફલિત થઇ આવે છે તે એ કે જૂનાગઢ રાજ્યની ગાદી મેળવવામાં એદલખાનજીને હતાશ થવું પડેલું અને તેથી તેમણે રોષે ભરાઇને કોઇ પણ અનિષ્ટ માર્ગે પોતાની ઇષ્ટસિદ્ધિ કરવા માટે પ્રયાસો કરવાનું ચાલુ રાખેલ છે એવો વહેમ રાજમંડળને પડી ગયેલો હોવો જોઇએ, અને તે ઉપરથી તેમના તેવા પ્રયાસોને નિષ્ફળ બનાવવાના હેતુથી એ સમયના કાર્યભારીમંડળ તરફથી આવશ્યક આગમચેતી રાખીને ઉપાયો રચાવા લાગેલા પણ હશેજ, અને એ પ્રમાણે લેવાતા રહેલ ઉપાયોને પરિણામે કદાચિત્ એદલખાનજીની સંકડામણ વધતી ગયલી પણ હોય; રાજકુટુંબને જેમ એદલખાનજી ભયમૂર્તિ રૂપ દેખાતા હતા તેમ એદલખાનજીને પણ "પોતાની જાતના રક્ષણાર્થે" સાવધાન રહેવાની જરૂર પણ લાગતી હતી. પરંતુ એદલખાનજીને રાવજી સાહેબની મુત્સદ્દીગીરીમાં વિશ્વાસ હતો તેમની કાબેલિયતનું મૂલ્ય તેઓ બરાબર આંકી રહેલા હતા અને વળી રાવજી સાહેબની એકંદર રાજનીતિ રાજ્યમાંથી ટંટાફિસાદને નિર્મૂળ કરી રાજ્યને શાંતિ સુખ ભોગવતું બનાવવાની છે એ વાતનું પણ તેમને સંપૂર્ણ ભાન હતું; એટલુંજ નહિ પરંતુ આખાય રાજ્યમાં કોઇ તટસ્થ ભાવે ન્યાયબુદ્ધિથી સાંભળનાર અને મુશ્કેલીઓમાંથી માર્ગ ખોળનાર હોય તો તે રાવજી સાહેબ એકજ છે એવું પણ તેમનું અનુભવસિદ્ધ માનવું હતું. આ કારણથી આ નવાબજાદા ખાનથી રાવજી સાહેબ ભણી હમેશાં માનદ્રષ્ટિ રાખતા રહેલા હતા અને તે પણ એટલે સુધી કે, રા. હોરમસજી વાડિયા બૅરિસ્ટર જેવા નાહોશ તથા વગવસીલાવાળા ગૃહસ્થને આશ્રયે કૂદી કૂદીને થાકી ગયલા ત્યારે તેમની અસહ્ય દુ:ખદ અવસ્થા દેખીને રાવજી સાહેબે તેમને જે આશ્વાસન આપેલું હતું તે આશ્વાસનને ખરેખરી સહૃદયતાવાળું ગણીને આ નવાબજાદા એદલખાનજીએ રાવજી સાહેબ બતાવે તે માર્ગે રાજ્ય તથા રાજકુટુંબ સાથે સમાધાન કરી

સેવાની વાત કબૂલ કરી લીધેલી પણ ખરી. અને રાયજી સાહેબે પોતાની સ્વાભાવિક નીતિરીતિ તથા ઉદારતાને અનુસરીને નવાબ સાહેબ આદિની સમજાવટથી આ એદલખાનજીને તેમણે કરેલ ગંભીર ગુન્હા બદલ માફી અપાવી રાજકુટુંબમાં પેદા થયેલ કલહનો અંત આણી દીધેલો પણ હતો. એદલખાનજી રાયજી સાહેબે કરેલ આ ઉપકાર કદિ પણ ભૂલી ગયા નહિ. રાયજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થઇને જ્યારે જૂનાગઢ છોડી ગયા હતા ત્યારે તે પછીના સમયમાં અમને યાદ આવે છે તે પ્રમાણે રાજ્યમાં જે અવ્યવસ્થા—અરાજકતા—ઉપસ્થિત થઇ આવેલ હતી તે, આ એદલખાનજીની દૃષ્ટિએ રાજ્યને માટે ખતરનાક હતી અને તેથી તેમણે જુદી રીતે રાયજી સાહેબના સામર્થ્યની, તેમની અજોડ અને વિશુદ્ધ રાજ્યભક્તિની તથા રાજ્યસેવાની પ્રશંસા કરવાની એક પણ તક જવા દીધેલી નહિ. ઇ. સ. ૧૮૦૮માં આ ખાનશ્રી એદલખાનજી નવાબ સાહેબ સાથે મુંબઈ ગયેલા ત્યારે વડોદરાને એમને આ કથાલેખક તથા બીજા વડોદરા રાજ્યમાં નોકરી કરતા જૂનાગઢ-વાસીઓ નવાબ સાહેબને સન્માનવા માટે હાજર રહેલા તેમની સમક્ષ તથા નવાબ સાહેબના રસાલામાંના જવાબદાર અમલદારો દેખતાં અને તે પણ એ અમલદારોને નીચું જોવડાવે એવા શબ્દોમાં આ ખાનશ્રીએ આ કથાનાયકની મુક્તકંઠે જે પ્રશંસા કરેલી હતી તે અમને આ લેખ લખતી વેળા યાદ પણ આવે છે. વળી આ એદલખાનજી નવાબ સાહેબ ખુદ પાસે બેસીને રાયજી સાહેબના યશોગાન કરતા હતા અને પોતાના બાબી રાજકુળના એક પરમ હિતૈષી તરીકે પુરુષોત્તમરાયજીને તેમના દુશ્મનોની હાજરીમાં જ વખાણવામાં પણ તેમણે કદિ પણ દિલચોરી કરેલી નહિ જ. જે સમાધાન તેમની અને નવાબ સાહેબ વચ્ચે રહીને રાયજી સાહેબે દક્ષતાપૂર્વક કરાવી આપેલ તેને પરિણામે એ એદલખાનજી નવાબ સાહેબના પુનઃ પ્રીતિપાત્ર બની શકેલા હતા, અને તે એટલે સુધી કે, ઇ. સ. ૧૮૦૯માં હિંદુસ્તાનના ઉપરાજ લૉર્ડ મિંટોને હસ્તે 'જી સી એસ આઇ'નો ખિતાબ પામવાને નવાબ સાહેબ મુંબઈ પધારેલા ત્યારે જૂનાગઢ રાજ્ય તરફથી લૉર્ડ મિંટોને અપાયેલ રાજભોજનને પ્રસંગે, નવાબ સાહેબના પ્રતિનિધિ તરીકે ભોજનાર્થે ગોઠવાયેલ મેજ ઉપર બેસવાનું માન પણ નવાબ સાહેબે ખુદે આ ખાનશ્રીને આપી પોતાનો ભ્રાતૃભાવ બતાવી આપેલો હતો. રાયજી સાહેબના શત્રુઓ બેઠા બેઠા જોયા કરે અને તેમના પ્રશંસકને નવાબ સાહેબ એ ભોજનસમારંભમાં અગ્રાસન આપે એ બીના એ સમયના રાજજીવનને લગતા સંયોગમાં જેટલી વાયુગતિસૂચક હતી તેટલી જ તે આપણા આ ચરિત્રનિરૂપણના વિરોધીઓને

બચાવડ લાગે તેવી પણ હતી, કારણકે એદલખાનજીથી પુરૂષોત્તમરાયજીની કાગતી ઉપાડી પણ આ ઉપરાંત આ વખતે મુંબઈમાં નવાબ સાહેબે "પોતાના" જુના મુત્સદ્દી પુરૂષોત્તમરાયજીને અનેક વાર મુલાકાતો આપીને સન્માનવાનું ચાલુ કરી દીધું હતું, એટલું જ નહિ, પરંતુ એ ચતુર નવાબ સાહેબે, રાયજી સાહેબ જાણે કે પોતાની નોકરીમાં હોય જ એવા પ્રકારે તેમનામાં વિશ્વાસ મૂકીને પોતાનો સંપૂર્ણ સદ્‌ભાવ, પોતાના એ સમયના દીવાન વગેરે તમામ કારભારીઓની હાજરીમાં પ્રદર્શિત કરી બતાવવામાં કશી પણ કચાશ રાખેલી ન હતી. એદલખાનજી પણ આ બધી મુલાકાતો વખતે હાજર રહેતા. નવાબ સાહેબ રસુલખાનજીએ દુનિયાના રંગો બહુ જોયેલા અને અનુભવેલા હોઈ તેઓ એક પાકા મુત્સદ્દી જેવા પણ બની ગયલા હતા, અને તેથી તેઓશ્રીએ પોતાના અનાર વયના પાટવીકુવરનું તથા રાજ્યનું એકંદર બહેતર થાય તેવા હેતુથી પોતાના આ નાનાભાઈ એદલખાનજી તથા પોતાના ખરા હિતેથી અને રાજ્યના અચળ સ્તંભ જેવા પુરૂષોત્તમરાયજીને ફરીથી પોતાના જ કરી બતાવીને પોતાના વંશજ તથા રાજ્યનું ખરું હિત સાધવાનો અગર તેને રક્ષિત રખાવવાનો સંકલ્પ કરી રાખ્યો હોય, અને એવા સંકલ્પને થોડા ઘણા પ્રમાણમાં, પોતાના એ સમયના રાજમંડળ સમક્ષ સાકાર કરી બતાવવાનું તેમણે ઉચિત અગર નયુક્તિક ધાર્યું હોય તો તે વાત તે ઊંડા મનના નવાબ સાહેબના સબંધમાં લેશ પણ આશ્ચર્યજનક ઘટના રૂપે લેખી શકાય નહિજ. પરંતુ આ ઉભય પ્રીતિપાત્રોનું સર્વથા ભદ્ર કરવાનો મંગલ દિવસ આવી પહોંચે તે પહેલા એટલે કે, હાલના નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજાની સુનતશાદી ઉજવવાનો શુભ દિવસ આવે અને તે પ્રસંગને મિષે ભાવનગરના કૈ૦ મહારાજા સાહેબ ભાવસિંહજી જૂનાગઢમાં પધારે તે પુર્વે આ ઓલિયા નવાબ સાહેબનું એકાએક, સ્વ. છગનલાલ પંડયા લખી ગયા છે તેમ, "× અકાળ નાગુચિતવ્યું અવસાન" થઈ જતા આ એદલખાનજી તેમજ રાયજી સાહેબ એ ઉભયના મનની મનમાં રહી જવા પામેલી. નવાબ સાહેબે પોતાના સગીર વારસના હિતની રક્ષાર્થે જે કોઈ પ્રકારનો શાસન પ્રબંધ રચી લેવા ધારણા રાખી હશે તે અફલિત તેમની સાથેજ કબ્રનશીન બની ગયલી, અને રાજ્યનો બનો વડીલ, બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું ઘણા લાંબા સમયથી ઇચ્છા રાખી રહેલ હતું તે પ્રમાણે, અંતે, બ્રિટિશ સરકારથી નિયુક્ત કરાયલ વાલી

× જુઓ સાપ્તાહિક "ગુજરાતી" પત્રનો તા. ૧૩-૩-૩૨ નો અંક.

વહીવટદારના હાથમાં મૂકાઇ જવા પામેશે હતો ! વિધાતાની ગતિ ગહન છે, એમજ કહેવું પડે.

૭. ઇ. સ. ૧૮૯૯, સં. ૧૯૫૫ની વર્ષા ઋતુ વંધ્યા નીવડતાં ઇ. સ. ૧૯૦૦, સં. ૧૯૫૬ ની સાલમાં આખાય દેશમાં દારૂણ દુષ્કાળ વ્યાપી રહેલો હતો. આ દુષ્કાળ આજેપણ "છપનિયો" સંજ્ઞાથી ઓળખાઇ રહેલો છે, અને ભૂખ્યા ડાંસ માણસને "છપનિયો" કહેવાની ટેવ લોકોને તે વખતથીજ પડી ગયલી છે.

પુરૂષોત્તમરાયજી અને છપનિયો દુષ્કાળ.

દિવસો વ્યતીત થતા ગયલા તેમ તેમ ધાન્યના ભાવો વધતા ગયા અને તે દુર્લભ થવા માડેલું તથા પીવા માટે પાણી જોઇએ તેના પણ સાંસા પડવા લાગ્યાં હતા. જૂનાગઢ જેવા, વાવ અને કૂવાથી ભરપુર શહેરમાં પણ લોકોને પાણી મેળવવાને કામે રાત્રિને દિવસના રૂપમાં ફેરવી નાખવી પડેલી. રાજ્યનાં ગામડાઓમાં આથીય વધારે ભયંકર રૂપમાં દુષ્કાળપિશાચ પોતાનું તાંડવ નૃત્ય ખેલી રહેલો હતો. આખાય કાઠિયાવાડની અકલ્પ્ય દુર્દશા થઇ બેઠેલી. આવા અસાધારણ પ્રસંગે એ પિશાચને હાથે થઇ રહેલ સંહારને નિહારવા માટે, જો **કોઈ પણ રાજ્યે તંકાનો ત્યાગ કરીને પહેલ કરી હોય તો તે જૂનાગઢ રાજ્ય હતું.** જૂનાગઢ રાજ્ય આવી પહેલ કરી શકેલું તેનું મુખ્ય કારણ એ હતું કે, તેનો પોતાનો રાજ્યકોશ સમૃદ્ધ હતો અને તેને લેશ પણ કરજ કરીને નાણાં ઊભાં કરવાં પડે તેમ ન હતું, અને બીજું કારણ એ હતું કે, જમીનમહેસુલ ભાગબટાઇને ધોરણે ઉઘરાવાતું હતું તેથી તે હંમેશાં ધાન્યાદિનો એક મહોટો કોઠાર નભાવી રાખતું હતું. મોંઘવારી વધતી જતી દેખીને રાજ્યે પોતાના કોઠારમાંના ધાન્યસંગ્રહને લોકલભ્ય કરી દીધેલો અને 'પાલો કરીને' સસ્તા દરે લોકોને અનાજ આપવાની ગોઠવણ તરતમાંજ કરી નાંખેલી હતી, અને તેથી ધાન્યના વેપારીઓ ભાવો ચઢાવી દઇને વધારે નફો કરતાં અટકી પડેલા પણ હતા. વળી રાજ્યના ભાગો પાડીને તે પ્રત્યેક ભાગમાં દુષ્કાળપીડિત **ગામડે ગામડે** રાહત કામો કઢાવવાનો આરંભ પણ કરી દેવાયલો અને તે ઉપર દેખરેખ રાખવા સારૂ એક એક જવાબદાર "વિભાગ અધ્યક્ષ" સંજ્ઞિત અમલદારને નિયુક્ત કરી દેવામાં પણ આવેલ. આ દુષ્કાળ નિવારણ અર્થે જે બધી પ્રવૃત્તિઓ કરવીકરાવવી પડે તે તમામ ઉપર દેખરેખ રાખવાની તથા એ કાર્યમાં પરોવાયલ અમલદારોને જે જે સાધન જોઇએ તે બધાં પુરાં પાડવાની તેમજ જે જે અનુકૂળતા તેમને પોતાને અર્થે અગર તેમને સોંપાયલ કાર્ય

પરત્વે કરી આપવી પડે તે કરી આપવા વગેરે સબંધી તમામ જવાબદારી આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીએ પોતાને માથે રાખી લીધેલી હતી અર્થાત્ આ દુષ્કાળ નિવારણના કામ પરત્વે રાયજીસાહેબ ખુદ શ્રેષ્ઠાધિકારી બનેલા હતા, અને તેઓ પોતે સર્વાધિકાર સંપન્ન હતા એટલે તેમની અધ્યક્ષતા નીચે તનતોડ કામ કરી રહેલ રાજ્યપુરૂષોને દરેક પ્રકારની સગવડ તાબડતોબ મેળવવામાં લેશ પણ અડચણ પડતી ન હતી, એટલુંજ નહિ, પરંતુ પુરૂષોત્તમરાયજી એ-કામ કરનારાઓને પડે તેવી મુશ્કેલીઓની કલ્પના અગાઉથી કરી શકતા હતા એટલે તેઓ પોતાના તરફથી સામેથી તેવા કામ કરનારાઓને મદદ આપવાની ચિંતા તથા તજવીજ રાખતા પણ હતા. આવા આ ભગીરથ કામમાં રાયજી સાહેબને પોતાના જમણા હાથ રૂપે કામ કરે તેવા કોઈ નજર પહોંચ તથા અનુભવવાળા રાજપુરૂષની જરૂર જણાતા તેમણે તે સમયે સરતાજ નોકરી કરી રહેલ કલ્યાણરાયજી બક્ષીને ખાસ પસંદ કરીને તેમના ઉપર દુષ્કાળ નિવારણ અંગે કરવાના પગલા માટે રાજ્યના મહાલોની પ્રાથમિક તપાસણી કરવાનું કામ નાખી દીધું અને તે પછી તેમને તા ૨૦-૧૦-૯૯ ને રોજ જનપ માથી જૂનાગઢ બોલાવીને, તેમની ઈચ્છા રાજ્યની કાયમી નોકરી સ્વીકારવાની ન હતી છતાં નૈતિક દબાણ કરીને તા ૨૪-૧૦-૯૯ને રોજ કપાળે ખિલાઈ પાન હા પડાવીને તા ૨-૧૧-૯૯ થી તેમને રાજ્યના મુખ્ય અધિકારી તરીકે રાજ્યસેવામાં સ્થાયી કરી દીધેલા અને તેમને તમામ પ્રકારની સત્તા આપી તમામ અધિકારયુક્ત કરી દુષ્કાળનિવારણનું કામ પણ સોંપી દેવામાં આવેલ. દુષ્કાળનિવારણને લગતું કામ સફળ થવાનો બધો આધાર કાર્યકરોની કર્તવ્યનિષ્ઠા જ હોઈ શકે, અને એ નિષ્ઠાને શિથિલ પડવા ન દેવી એ સર્વદેશી મુખ્યાધ્યક્ષનું પ્રથમ કર્તવ્ય છે આ ભયંકર દુષ્કાળની પીડાથી પ્રજાજનોને મુક્ત રાખવા માટે જૂનાગઢ રાજ્યે જે યોજના ઘડેલી તે કેવળ સ્વતંત્ર અને વિશિષ્ટ પ્રકારની હતી અમે આ ગ્રંથમાં ઘણીવાર સૂચવેલું છે કે, રાયજી સાહેબ હમેશા સ્વતંત્ર વિચારક હતા, પરંતુ એ સાથે એટલું પણ ખરૂં છે જ કે, તેઓ પોતાના અભિપ્રાય માટે દુરાગ્રહ રાખનાર ન હતા તેમને જે માણસની શક્તિશાલિતા ઉપર ખરેખરો વિશ્વાસ હોય તેના અભિપ્રાયને માન આપવામાં, પોતાને નમતું મૂકવું પડે તો તે પ્રમાણે વિના સંકોચે કરવામાં લેશ પણ પાછા પડતા નહિ રાયજી સાહેબની શાસનતંત્ર નિયામકતાનું જે એક વિશિષ્ટ લક્ષણ હતું તે એ કે, અમુક રાજ્યમાં અમુક બાબતમાં અમુક પ્રકારે કરાયું છે એટલે જૂનાગઢ રાજ્યમાં પણ તેવી બાબતમાં તે પ્રમાણે કરવું

જોઈએ એ સિદ્ધાંત તેમને માન્ય ન હતો. અર્થાત્ તેઓ કેવળ અનુકરણવાદી ન હતા. દેશકાળને દૃષ્ટિમાં રાખીનેજ જો સાર્વજનિક કામ થાય તોજ તે લોકસુખસાધક થઈ પડે છે. કેવળ કલ્પિત આદર્શની પાછળ ઘેલા થઈને લોક સમાજને ભૂલો પાડવો એ કોઈ પણ ડાહ્યા પુરુષનું કામ ન ગણાય. સ્થાનિક સંયોગ પ્રમાણે કાર્ય પદ્ધતિ રચાય તોજ તે ઉપકારક થઈ પડે છે. અને સ્થાનિક સંયોગ આખાય દેશમાં બધેય ઠેકાણે એક સરખા હોઈ શકે નહિજ. આમ હોઈને રાજ્યના મ્હોટા મ્હોટા ભાગ પાડી તે પ્રત્યેક ભાગમાં એક એક મધ્યસ્થ સ્થળકેંદ્ર–પસંદ કરી ત્યાં દુષ્કાળપીડિત લોકોને એકત્ર કરીને તેમની પાસે નાનાં–મ્હોટાં રાહત–કામો કરાવવાની પદ્ધતિ જૂનાગઢના કાર્યભારીમંડળે કાર્યસાધક ગણેલી નહિ; પરંતુ લોકમાત્રને જે સંકટનિવારણ–યોજનાથી પોતાને ઘરને આંગણે અને ઓછામાંઓછી તકલીફે લાભ મળી શકે તે યોજના મુજબ કામ કરાવવાનું તેણે ઉચિત ધારેલું હતું. અર્થાત् **વિભાગવાર કેંદ્ર નહિ, પરંતુ ગામડે ગામડે, જ્યાં જેવી જરૂરત હોય ત્યાં તેવાં રાહત કામો કરાવીને લોકોને સંકટ મુક્ત કરવાની અને બીજી તરફ જે તે ગામડાંની જરૂરત કાયમને માટે પુરી કરી લેવાની યોજના જૂનાગઢ રાજ્યે વ્યવહારીક દૃષ્ટિએ ઘડી કાઢેલી હતી.** વળી સંકટગ્રસ્ત લોકોને મજૂરીને બદલે નાણાં અગર અન્નવસ્ત્રાદિ આપવાનો પ્રબંધ કરાયલો, અને દુષ્કાળની માઠી અસરથી જે લોકો શક્તિહીન બની જતા હતા તેમને નભાવી બચાવી–લેવા માટે ધર્માશ્રમો (પુવર–હાઉસીઝ) સ્થાપવામાં આવેલાં હતાં. કલ્યાણરાયજીને ઊના–દેલવાડા–વિભાગના ખાસ દુષ્કાળ નિવારક કામગીરી ઉપર વિશિષ્ટ અધિકારો આપીને નિયુક્ત કરવામાં આવેલ, અને રાયજીસાહેબે પોતે તો આખાય રાજ્યમાં ફેરણી કર્યા કરવાનું કામ પોતાને માથે રાખી આવશ્યક દેખરેખ રાખવાનું, સૂચનાઓ આપવાનું તથા કાર્યકરોને ઉપકારક થાય તેવાં સાધનો પુરાં પાડવાનું કામ કર્યા કરેલું. આમ જૂનાગઢના કાર્યભારીમંડળે ગામેગામ રાહત આપવાની યોજના કરેલી તે, ખરેખર સ્વકલ્પિત કોટીની તેમજ દૂર દૃષ્ટિવાળી તથા ડહાપણ ભરેલી હતી. છતાં મુંબઈ સરકાર તરફથી નિયુક્ત થયલ દુષ્કાળ–અધિકારી અંગ્રેજ ગૃહસ્થ મિ. (સર) ડબલ્યુ. ટી. મૉરિસનને આ ગ્રામોદ્ધારક યોજના પસંદ પડેલી નહિ, એટલે એમના દબાણથી એ યોજનાનો જૂનાગઢ રાજ્યને ત્યાગ કરવો પડેલો હતો અને તેને બદલે રાજ્યના પ્રત્યેક મ્હોટા ભાગમાં એક એક કેંદ્ર કરાવીને ત્યાંજ રાહત–કામો કરાવવાનો માર્ગ પકડવો પડેલો હતો. ગામેગામના સંકટપીડિત લોકોને સ્થળાંતર કરાવીને એકજ ઠેકાણે

કપાળ પૂર્વોક્ત બ્રિટિશ અમલદારને કેમ નહિ આવી હોય તે સમજાતું નથી કદાચિત્ ગામેગામ રાહત-કામો વગેરે ખોલાતવામના જવાની પોતાને તસ્દી ન પડે અને ફક્ત કેંદ્રી તપાસી લેવામાં ઓછો પરિશ્રમ પડે એ વિચારથી એ અંગ્રેજ અમલદાર રાજ્યને ફરજ પાડીને તેની કલ્પિત યોજના પતી મૂકવાને દોરાયા પણ હોય! પ્રસંગવશાત્ લખવું પડે છે કે, બ્રિટિશ રાજ્યમાંના ઘણાખરા અંગ્રેજ નોકરો પોતે હમેશાં સઘળી બાબતમાં દેશી રાજ્યોના નોકરો કરતા ચઢીયાતી બુદ્ધિવાળા, ચઢીયાતી શક્તિવાળા તથા અધિક ચારિત્ર્ય સંપત્તિવાળા છે એવું માની રહેલા હતા, અને આપણા દેશના દુર્ભાગ્યે, બ્રિટિશ ખાલસા રાજ્યમાં નોકરી કરનાર આપણા સ્વદેશીય જનો પણ આ વિષયમાં ગમે તે કારણે, બ્રિટિશ અમલદારોના "માનસ પુત્રો" બની રહેતા પણ હતા! મતલબ કે મિ મોરિસને ઘડેલી "ભાગકદ" ની યોજના એજ માત્રી સર્વાર્થસાધક યોજના છે, એવું તે વખતે પરાણે મનાવાયતું હતું અને બિચારા દેશીય રાજ્યોના પરાધીન કાર્યભારીમંડળોને તે યોજના સ્વીકારવી પડેલી પણ હતી! તથાપિ પાછળથી જ્યારે હિંદી સરકાર તરફથી આ દુકાળ નિમિત્તે તપાસપંચ (કમિશન) નિયુક્ત કરવામાં આવેલ ત્યારે તે તપાસપંચે ગુજરાતના જૂદા જૂદા ભાગમાં ફરીફરીને જે પર્યેષણા-તપાસ-કરેલ તેને પરિણામે તેણે જ્યારે, ભાગદાર જેના કરાયલ કેંદ્રસ્થાનમાં નહિ, પરંતુ ગામવાર રાહતકામો કરાવનારી પદ્ધતિને પસંદગી આપી તે પદ્ધતિને ગ્રાહ્ય ગણવા માટે ભલામણ કરેલી ત્યારે જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળે દીર્ઘદૃષ્ટિ તથા માનવતાદર્શક અનુકંપા વાપરીને ગામવાર દુષ્કાળ-સંકટ-નિવારક કામો ચાલુ કરી તે માર્ગે લોકમાત્રને યથોચિત રાહત આપવાની તથા તે સાથે ગ્રામોદ્ધાર પણ કરી લેવાની જે વિશાળ યોજના કરેલી હતી તેની સાર્થકતા પ્રતિપાદિત થઇ આવેલી હતી સર્વોપરિ સરકારના આપખુદ અને પોતાને જ સર્વજ્ઞ તથા કાર્યકુશળ માની બેસતા અમલદારો તરફથી પોતાના અધિકારબળનો દુરુપયોગ કરીને જ્યારે પોતાના તાબાના ગણાતા રાજ્યો ઉપર અઘટિત દબાણ કરીને પોતાના અભિપ્રાયો કે પોતાની નીતિ લાદવાનો પ્રયત્ન થાય છે ત્યારે એવા તાબાના ગણાતા રાજ્યોમાંના બુદ્ધિશાળી કાર્યકરોની બુદ્ધિ તથા શક્તિ કેટલા પ્રમાણમાં કુંઠિત બની જતી હશે અને તેથી વિચાર સ્વાતંત્ર્યનો નાશ થતા દેશના બુદ્ધિધનનો હ્રાસ કેટલા પ્રમાણમાં થતો જતો હશે એ એક ગંભીર વિચારણીય વિષય થઇ પડે તેમ છે જ. મતલબ કે, જૂનાગઢ રાજ્યને બ્રિટિશ

અધિકારીની સૂચના-આજ્ઞા-ને અનુસરવું પડેલું, અને એ વિધિએ દુષ્કાળ ઊતારવો પડેલો હતો. આ દુષ્કાળસંકટ નિવારણને કામે જૂનાગઢ રાજ્યે

ગ. ૧૯૩૧૦૯૦-૪-૮$\frac{1}{4}$ (ઓગણીશ લાખ એકત્રીશહજારને નેવું રૂપીયા,

ચારઆના અને સવાઆઠપાઇ)નો એકંદર ખર્ચ કરેલો હતો, અને તે સર્વ દુષ્કાળવિષયક બાબતનો એક સવિસ્તર વૃત્તાંત આપણા આ કથાનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીએ તૈયાર કરી, છપાવીને પ્રકટ કરેલો પણ છે. હિંદુસ્તાનના ઉપરાજ લૉર્ડ કર્ઝન, આ દુષ્કાળવર્ષને અંતે જૂનાગઢમાં 'બહાઉદીન કૉલેજ' 'સંજ્ઞિત મહાવિદ્યાલયને ખુલ્લું મૂકવાની ક્રિયા કરવાને આવેલા ત્યારે તેમણે તે પ્રસંગે જે એક સુસ્મરણીય પ્રવચન કરેલું હતું તેમાં આ દુષ્કાળસંકટના નિવારણ અગર શમનને અર્થે જૂનાગઢ રાજ્યે જે વ્યવસ્થા કરેલી હતી તેની પ્રશંસા, "× × × જૂનાગઢે દુષ્કાળ સંકટ શમન માટે નાણાંવિષયક તેમજ ગહત આપવાના સંબંધમાં જે વ્યવસ્થા કરેલી હતી તે તેણે નિપુણતાથી અને સગૌરવ સફળ કરેલી પણ છે" એવા શબ્દોમાં કરીને એ પ્રસંગે શ્રમિત થયલા અમલદારોનો થાક ઊતારી રાજ્યને અભિનંદન આપેલું તે હકીકત, ખરેખર, રાજ્યના કાર્યભારીમંડળને અભિમાન લેવડાવનારી પણ હતી. લૉર્ડકર્ઝન જેવા પ્રખર બુદ્ધિશાળી વિવેચકનાં મુખમાંથી નીસરેલા થોડાક પણ અર્થપૂર્ણ પૂર્વોક્ત શબ્દોનું માહાત્મય ઓછું ગણાશે નહિ. આ ઉપરાંત આ વિષય પરત્વે જે એક વાત જૂનાગઢ રાજ્યના તે સમયના કાર્યભારીમંડળને યશસ્કર થઇ પડે તેવી અને ઇતિહાસમાં નોંધાવા પાત્ર ગણાય તેવી છે તે એ કે, ગૂજરાત-કાઠિયાવાડનાં અનેક અને ઘણાંખરાં દેશીય રાજ્યોને, આવા આ ભયંકર દુષ્કાળના પાશમાંથી પોતાની પ્રજાને બચાવવા જતાં જ્યારે મ્હોટાં મ્હોટાં ઋણ-દેવાં-કરવાં પડેલાં હતાં ત્યારે જૂનાગઢ રાજ્યને એક પાઈ જેટલું પણ દેવું કરવું પડેલું નહિ; એટલુંજ નહિ, પરંતુ તે આશરે સત્તાવીશલાખ રૂપીઆની વાર્ષિક ઉપજવાળું રાજ્ય આ દુષ્કાળશમનના કાર્યમાંજ ઓગણીશ લાખ રૂપીયા ખર્ચી તે ઉપરાંત લૉર્ડ કર્ઝન જેવા ઉપરાજને જૂનાગઢમાં આમંત્રી, તેનું યથાયોગ્ય આતિથ્ય કરી, બહાઉદીન કોલેજની ઇમારત પુરી કરાવી લઇ તે સંસ્થાને ઈ. સ. ૧૯૦૨ના આરંભકાળથી ચાલુ કરી દેવાને સમર્થ પણ થયલું હતું. બ્રિટિશ ખાલસા મુલકમાં જ્યારે આવા દુઃખ અને વિપત્તિના સમયે મ્હોટા મ્હોટા ફાળા ઉઘરાવી, નાણાં એકઠાં કરી લોકપીડા ઓછી કરવાને એ બ્રિટિશ સરકારને ફરજ પડતી હતી, ત્યારે દેશીય રાજ્યોની

એકંદર નિર્ધન ગણાતી રૈયત કનેથી નાણાંની મદદ મેળવવાને અશક્ત એવાં દેશી રાજ્યો જો પોતા થકી અને બહારથી મેળવાતી મદદ વિના, જૂનાગઢ રાજ્યે કરી બતાવેલ છે તે પ્રમાણે, પોતાના આવા ભગીરથ કામને સફળતાપૂર્વક પાર ઊતારી શકે, તો તેઓ કેટલા બધા પ્રમાણમાં ધન્યવાદને પાત્ર થાય તેનો વિચાર આપણે પોતે કરી લેવો ઘટે છે.

આ વિષયની સમાપ્તિ કરતા પહેલાં અમે અત્ર થોડુંક ઉમેરવા ધારીએ છીએ, અને તે એ કે, ઈ. સ ૧૯૦૦, સં. ૧૯૫૬નો ઊનાળો તો, ઉપર પ્રમાણે, જૂનાગઢ રાજ્ય ઊતરી શકેલું. પરંતુ એ વર્ષા ઋતુ પણ નિષ્ફળ દેખાવાના ચિહ્ન થઇ રહેલા હતાં અને ઑગસ્ટ માસ સુધી વરસાદ આવેલો નહિ. પુરુષોત્તમરાયજીની ચિંતા વધી પડલી અને લોકો બધા હતાશ પણ બની ગયા હતા. રાયજી સાહેબનું મન આથી એટલું તો દ્રવી ગએલું કે તેમનાથી કલ્યાણભાઇ ઉપર આ બાબત પત્ર લખાયા વિના રહી શકેલો નહિ. એ પત્રમા એ જન્મ-કલ્યાણ કરનની ભીમ પ્રતિજ્ઞા લઇ બેઠેલ રાજપુરુષે જે થોડાક શબ્દોમા પોતાના હૃદયની લાગણી બતાવેલી છે તે નીચે પ્રમાણે હોઇ આપણું ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથીજ. તેમણે આ પ્રમાણે લખેલું:- " × × × હજુ મુંબઈમાં પણ **વરસાદ થવાના સમાચાર નથી. પણી વગર સર્વનું, ઉપજ વગર રાજ્યોનું, ખોરાક વગર ગરીબોનું તથા ઘાસચારા વગર જાનવરનું જે થાય તે ખરૂં.** ઇશ્વરેચ્છા હવે તેજ થશે બાકી વરસાદ ન થવાથી અથવા થોડો થવાથી જે પરિણામની ધાસ્તી રહે છે તે વર્ણવી શકાય એવી નથી. × × ×". કયો સહૃદય મનુષ્ય આથી વધારે હૃદયદ્રાવક શબ્દો વાપરી શકે? પરંતુ પ્રભુએ મોડોમોડો પણ વરસાદ મોકલી આપ્યો, રાયજી સાહેબની આ પ્રસંગની જવાબદારી ટળી ગઇ અને એમનાજ આગ્રહથી જૂનાગઢ રાજ્યની નોકરીમા કાયમ રહી દુકાળ-નિવારણ-કામના અસહ્ય બોજાથી "પ્રત્યાઘાત રૂપે" ગંભીર મંદવાડને આધીન બની ગયેલા કલ્યાણરાયજીને, એ વર્ષનો અંત આવે તે પહેલાં એટલે સંવત્ ૧૯૫૬ સાલની 'ધનતેરસ'ના રોજ, તેમના પરિશ્રમના ફળ રૂપે, ઇડર રાજ્યની દીવાનગીરી મળ્યાનો સંદેશ રાયજી સાહેબ મારફતજ પ્રાપ્ત થઇ ગયેલો. રાયજી સાહેબની તીવ્ર ઇચ્છા કલ્યાણરાયભાઇને જૂનાગઢ રાજ્યમા જોડી રાખી છેવટે એ રાજ્યનાજ "મોટા અધિકાર" એટલે દીવાનને પદે લઇ જવાની હતી એમ એમણે તા. ૨૪-૧૦-૯૮ સોમવારે કલ્યાણરાયજી ઉપર લખેલ એક

ચિઠ્ઠી ઉપરથી સ્પષ્ટ સમજાય છે. કલ્યાણરાયજી રાજ્યસેવામાં કાયમ થાય એ વાત એ તીવ્ર ઇચ્છાને સફળ થવામાં પહેલું પગથીઉં હતી તે આખરે પુરૂષોત્તમરાયજી તૃપ્ત કરી શકેલા અને કલ્યાણરાયજીને રાજ્યના મુલ્કી અધિકારી તરીકે નિયુક્ત કરી બીજે પગથીએ ઉંચે લઇ જવા માટે તેમને તૈયાર કરતા હતા, એટલામાં કુદરતે કલ્યાણરાયજીને બીજે પગથીએ એટલે કે "દીવાન પદે" ઇડરના રાજ્યમાં ચઢાવી દીધેલા એ હકીકતને આપણે, પુરૂષોત્તમરાયજીથી સેવાતી રહેલ, કલ્યાણભાઇને જૂનાગઢમાં દીવાનને પદે સ્થાપવાની ઇચ્છાને સફળ થવાના બીજ રૂપે ગણી શકીએ પણ ખરા. અસ્તુ.

ઉપર પ્રમાણે, પુરૂષોત્તમરાયજીને પોતાને હાથે આરંભાઇ સફલ થયલ રાજ્યહિતનાં કેટલાંક મ્હોટાં મ્હોટાં કામોને લગતી કથા અત્ર સમાપ્તિને પામે છે. આ બધી હકીકતમાંથી જે એક સત્ય તરી આવે છે તે એ કે, રાયજી સાહેબે પોતાના વારામાં શક્તિસંપન્ન ગૃહસ્થોને રાજ્યની નોકરીમાં લેવા માટે હંમેશાં કાળજી રાખેલી હતી અને તેવા ગૃહસ્થોને તેમની યોગ્યતા પ્રમાણે પગાર આપવામાં કે તેમની કદર ઇતર પ્રકારે કરવામાં કદિ પણ કૃપણતા દાખવેલી નથી. એ છતાં આપણે એટલું પણ દેખી શકીએ છીએ કે, રાજ્યધનનો વ્યય કરવામાં તેઓ ઘણાજ કરકસરિયા હતા, પરંતુ એ એમનાથી કરાતી રહેલ કરકસર રાજ્યકાર્યને બાધક થતી ન હતી. થોડામાં થોડા પગારથી વધારેમાં વધારે શક્તિવાળો ગૃહસ્થોને, તેઓ પોતાનામાં રહેલ સ્વાભાવિક ચુંબકતાને બળે રાજ્યસેવામાં ખેંચી લાવી શકેલા, તેમને લગભગ કાયમને માટે બાંધી રાખી શકેલા અને તેવાઓ પાસેથી વધારેમાં વધારે કામ લઇને રાજ્યનું રાજદ્વારીય તેમજ આર્થિક કલ્યાણ તેમણે સાધી લીધું પણ છે. રાયજી સાહેબના વારામાં આપણે જો જૂનાગઢ રાજ્યને સામર્થ્યસંપન્ન રાજપુરૂષોના એક સંગ્રહસ્થાન રૂપ ગણીએ તો તેમાં આપણે અત્યુક્તિ જેવું કશું પણ કરતા નથી. એઓ ખુદ શક્તિશાળી હતા અને તેથીજ તેઓ શક્તિશાળીઓના પૂજક હતા, અને તેને પરિણામે તેમણે નિર્ભયતાથી સ્વદેશમાંથી તેમજ પરદેશમાંથી જૂદી જૂદી જાતિ જ્ઞાતિના શક્તિશાળીઓને ખોળીખોળીને પોતાની મદદમાં રાજ્યરથને જુતતાં રહેવાની નીતિ અખ્ત્યાર કરી રાખેલી હતી. અધિકાર સંપન્ન તથાપિ વસ્તુત. સામર્થ્યહીન હોય એવો રાજપુરૂષ હંમેશાં ભીરૂજ હોય છે, અને તેથી તેવો રાજપુરૂષ પોતાના પડખામાં કે પોતાના તાબામાં સમર્થ પુરૂષોનો સંગ્રહ કરવામાં ભયનું–પોતાના સ્વાર્થને

હાનિ થવાની સંભવિતતાનું-દર્શન કરે છે. અર્થાત્ પુરુષોત્તમરાયજીએ, પૂર્વે આલેખાઇ ગયેલ શાંતિસમાધાન સાધક કાર્યો અને રાજહિતસાધક કાર્યો, એક સમર્થ નીતિનિપુણ રાજમંત્રી તથા કાર્યભાગી તરીકે રાજ્યમાં રહીને, સતત ચિંતા, પરિશ્રમ, જવાબદારી અને જોખમ ઉઠાવીને, જુનાગઢ રાજ્યને નિષ્કંટક અને સુવ્યવસ્થિત રૂપ આપી તેને બાહ્ય આક્રમણોથી સુરક્ષિત રાખેલું છે એટલું જ નહિ, પરંતુ તેણે તે રાજ્યને પ્રતિદિન પ્રગતિને પથે વિચરતું કરવા તથા રાખવા માટે જે પ્રકારની પરિસ્થિતિની અપેક્ષા રાખી શકાય તે પ્રકારની પરિસ્થિતિને જન્મ આપી, સંયોગાનુરૂપ સ્થિરતા પણ આપી દીધેલી હતી જ. રાયજી સાહેબના અધિકારકાળનો સ્વદેશીય ઇતિહાસ બરાબર સમજી લીધા પછી તેને જો કોઇ સૂક્ષ્મ વિવેચક, રાગદ્વેષથી પર રહીને, બીજાં રાજસ્થાનોના તથા [illegible] વિષયો પરત્વે બ્રિટિશ ખાલસા રાજ્યના સર્વદેશીય ઇતિહાસ સાથે સરખાવી જોશે. તો અમને એમ તો લાગે છે જ કે એ તુલનાત્મક ઇતિહાસના અભ્યાસીને આપણા આ કથાવીરના સમયનું જુનાગઢ રાજ્ય એકંદરે રાજદ્વારીય બાબતોમાં તેમજ પ્રજાકલ્યાણસાધક કાર્યોના વિષયમાં-સર્વથી આગળ વધેલું દેખાયા વિના રહેશે નહિજ.

---

## (३) प्रजोत्कर्षक कार्यों

**પૂર્વપીઠિકા**

સુજ્ઞ ગોકુલજી ઝાલાની દીવાનગીરી રૂપી ધર્મપત્નીને પેટે સમયોચિત નૂતન જૂનાગઢ રાજ્યવ્યવસ્થા રૂપી સંતાન અવતરેલું હતું પરંતુ એ ધાવણા બાળકને યથાવિધિ પોષીને ઉછેરવા માટે તથા કેળવણી વગેરે બાબતોને લગતા ધર્મકાર્યનો ભાર એ તત્ત્વજ્ઞ દીવાનજીના ઉત્તરાધિકારી જેવા પુરુષોત્તમરાયજીની સર્વોપરિ રાજ્યાધિકારરૂપી ધાત્રીએ વહેવો એવું નિર્માણ થયું એમ આપણને ગત પ્રકરણમાંની હકીકત ઉપરથી સમજાઇ આવે છે. પુરુષોત્તમરાયજીના પિતાનો દેહાંત ગોકુલજીભાઇના અવસાન 'પહેલાં થયો ન હોત તો પુરુષોત્તમરાયજીને ધર્મકારણમાં તેમજ રાજકારણમાં ગોકુલજીભાઇના સીધા ઉત્તરાધિકારી થવાનો યોગ ઉપલબ્ધ થાત જ નહિ. પરંતુ જ્યાં વિધિની ઘટના આપણા આ કથાનાયકને એક બાલાર્ક પેઠે રાજ્યવ્યોમમાં પ્રકાશનો કરવાની હોય ત્યાં આડાંતેડાં પડેલ વાદળાને વીખરાઇ

જતાં વાર પણ નથી લાગતી. નેપોલીઅન બોનાપાર્ટને "દેવબાલ" ગણવામાં આવે છે તેમ પુરુષોત્તમરાયજીને પણ આપણે એક દષ્ટિએ, દેવબાલ ગણી શકીએ છીએ. નેપોલીઅને સુશ્રુત યોધગણથી પરિવૃત રહીને તેમની મદદથી સમરક્ષેત્રોમાં વિજય પરંપરા મેળવીને ફ્રાંસના ગૌરવને જેમ યુરોપમાં ઉત્તુંગ ઉપર વિરાજતું કરેલું હતું તેવીજ રીતે રાજનીતિક્ષેત્રમાં જય પરંપરા મળવવા માટે પુરુષોત્તમરાયજીએ રાજકાર્યકુશળ અને નિર્ભય એવા રાજપુરુષો રૂપી સામગ્રિથી પરિવારિત બનીને સોરઠની નવાબીને સમસ્ત કાઠિયાવાડમાં સર્વોત્કૃષ્ટ શિખરે લાવી મૂકેલી એમ કહેવામાં અમે ન્યૂનતા કરતા નથી. બ્રિટિશ સરકારનો વિરોધ આ ઉભય વ્યક્તિઓની બાબતમાં એક સામાન્ય તત્ત્વ હતું એમ કહીએ તો ખોટું નથી. છતાં આ અમારી ધૃષ્ટતા ગણાય તો તેને ક્ષંતવ્ય ગણવા અમે અમારા પાઠકને નમ્ર યાચનાથી વીનવીએ છીએ. ગોકુલજીભાઈ પછી જમાદાર સાલેહભાઈ દીવાન રહેલા એ વાત ખરી; તથાપિ એ એમની દીવાનગીરી તો, જાણે કે, પુરુષોત્તમરાયજી જેવા બાલાર્કને ક્ષિતિજ ઉપર સુસ્થિત કરનાર સંધ્યાકાળ-સંક્રાન્તિકાળ-રૂપજ હતી, અથવા તો પુરુષોત્તમરાયજી રૂપી બાલાર્કના ઉદય પહેલાં તારો અસ્ત પામે એ નિયમાનુસાર સાલેહભાઈ વાળું કાર્યભારીમંડળ અસ્ત પામેલું અને રાયજી સાહેબ રૂપી સૂર્ય રાજ્યનભોમંડળે તપવાને માટે ઉપસ્થિત થઈ આવેલો હતો, એમ કહીએ તો ચાલે. પરંતુ ગ્રહમાળા વિનાનો સૂર્ય સંભવે નહિ. આમ હોઇને તેને પોતાની આસપાસ નાનામહોટા ગ્રહોપગ્રહોની રચના કરી લેવી પડે જ, એ ખગોળશાસ્ત્રનો નિયમ અત્ર વ્યવહારદૃષ્ટિએ-ક્રિયાત્મક રાજવિદ્યાની દષ્ટિએ-બહુ વિચારણીય દેખાય છે. એ નિયમ સૂચવે છે કે, જ્યાંસુધી ગ્રહમાલા ઉલ્લંઘાઈ શકાતી નથી ત્યાંસુધી તેના કેંદ્રહૃદય-રૂપ સૂર્યસ્થાનનો વેધ કરી શકાતો નથી. પુરુષોત્તમરાયજીએ આ સૃષ્ટિનિયમનું હાર્દ બરાબર સમજી લીધેલું હતું, એટલે તે નિયમને અનુસરીને તેમણે પોતાની કેંદ્રસ્થતાનું પાલન થઈ રહે એવા પ્રકારે જૂનાગઢ રાજ્યના શાસનતંત્ર-કાર્યભારીમંડળ-ની રચના કરવાને તથા નભાવી રાખવાને સતત ઉદ્યમ કરેલો પણ હતો. આ તેમના, ઉદ્યમનો અવળો અર્થ કરનારા ગમે તો તેમને એકહથ્થુ શ્રેષ્ઠાધિકારના ભૂખ્યા ગણે કે 'કારભાર' કરવાને અશક્ત ગણે; પરંતુ એ પ્રમાણે એમણે કરેલી યોજના સમયદષ્ટિએ રાજ્યકલ્યાણ સાધક હતી અને તે તેવી નીવડેલી છે તેમાં શંકા નથી જ. રાજ્યની આંતર દશા અનિશ્ચનીય અને અવનામક છે. એમ તેમને પોતાની નોકરીના પ્રભાતકાળમાં સ્પષ્ટ દેખાયું હતું અને તેને પરિણામે તેની આંતર સ્વતંત્રતાને જોખમાવાનો ભય પણ તેમની નજર આગળ

તર્યા કરતો રહેવો, આવી દશામાંથી રાજ્યનો ઉદ્ધાર કરી લેવો હોય તથા તેની ઊડું ઊડું થઇ રહેલી સ્વાધીનતાને સ્થિર કરી દેવી હોય, તો પછી કોઇ એક, સ્થાનિક દરબારથી અપરિચિત હોય એવા પરદેશીય, પરંતુ સુપ્રતિષ્ઠ, વિશ્વસનીય, નિષ્કામ, સ્વતંત્ર પ્રકૃતિવાળા અને કોઈ પણ પ્રકારના આંતરબાહ્ય પ્રલોભનથી કિંકર્તવ્યવિમૂઢ થઇ ન જાય એવા ચારિત્ર્યવાળા રાજપુરુષને ગોતી કાઢી તેને દીવાનગીરી સોંપાવવી એજ એક ઉપાય છે એમ પુરુષોત્તમરાયજીને લાગે એ સ્વાભાવિક હતું; એટલુંજ નહિ, પરંતુ એ પ્રમાણે બની શકે તો, તેવા દીવાન અને જૂની પ્રણાલિકાને અનુવર્તી રહેવાનું પસંદ કરનાર દરબાર—એ બે વચ્ચે ઘર્ષણ થવા ન પામે, નવા દીવાનની કાર્યબાહિતા લાંબા વખત સુધી ટકી રહે અને તેને પરિણામે રાજ્યમાં આવશ્યક સુવ્યવસ્થા અને સુધારણા થવા પામે એટલા માટે તેમણે પોતે. એ ઉભય પક્ષો વચ્ચેના વ્યવહાર પરત્વે એક મધ્યસ્થ વ્યાખ્યાતા તરીકે કામ કરવાનું રાખવું એ વાતને તેમણે ઇષ્ટ પણ ગણી લીધેલી હતી. આ પોતાની વિચારસરણી ફલદાયિની બને તેટલા માટે તેમણે પોતાના ખરા હિતૈષી નીતિજ્ઞ મિત્રમંત્રી મનઃસુખરામભાઇની મદદ દીવાન ગોતવાની બાબતમાં લીધેલી હતી. એજ મનઃસુખરામભાઇએ પોતાના પરમમિત્ર હરિદાસજીની વરણી કરીને તેમને જૂનાગઢ રાજ્યની દીવાનગીરી સોંપાવી પુરુષોત્તમરાયજીને તેમના ઇપ્સિતાર્થની સિદ્ધિ કરી લેવાના કામમાં ઉત્તેજિત કરેલા હતા. આને પરિણામે, પૂર્વે નિર્દિષ્ટ કરાઈ ગયું છે તેમ, "હાલનો કારભાર મારો છે" એવું જવાબદારીવાળું સ્પષ્ટ વચન ઉચ્ચારનાર તથા મનઃસુખરામભાઇને લખી મોકલનાર જુવાન પણ જન્મસિદ્ધ મુત્સદ્દી પુરુષોત્તમરાયજી, પોતાનાથી ઘણી કદાવલ અને સ્થપાવલ દીવાનને પોતાના એક મહાધન રૂપ ગણી તેમને પોતાની રૂચિ પ્રમાણે ઉપયોગમાં લેવાને પ્રયત્નશીલ રહે એ અસ્વભાવિક તો ન જ હતું. એ છતાં એટલુ પણ ખરૂં છે કે, દરબાર તથા રૈયત માત્ર હરિદાસભાઇને એક પૂર્ણ સ્વતંત્ર કાર્યકર્તા, ઐશ્વાધિકાર સંપન્ન અને સમર્થ કાર્યભારી—મુખ્ય દીવાન તરીકે બરાબર માની રહે એવી ખૂબીથી આપણા આ કચવીરે પોતાના વર્તનને ઘટાવીને પોતાની ગૌણતાનો દેખાવ કરી રાખવામાં કશી પણ ઊણપ રાખેલી ન હતી. મતલબકે, હરિદાસભાઇને દીવાનગીરી સોંપવાનું ઠરાવાયું હશે તે વખતે મનઃસુખરામભાઇ, હરિદાસભાઇ અને પુરુષોત્તમરાયજી—એ ત્રણે રાજપુરુષોએ ભેળા બેસીને જે મસલત કે મસલતની કરેલી હશે તે ધોરણે હરિદાસભાઇએ દીવાનને પદે રહીને કામ કરેલું છે એમ કહેવામાં અમે કશો બાધ જોઈ શકતા નથી, એટલુંજ નહિ, પરંતુ હરિદાસભાઇને, ગોકુળજીભાઈ તરફથી જૂનાગઢ રાજ્યની

સેવામાં આવવા માટે જે આમંત્રણ આપેલું હતું તે તેમણે સ્વીકારેલું નહિ તેથી ગોકુલજીભાઇની અતૃપ્ત રહેલી વાસનાને તૃપ્ત કરવાના ઈરાદાથી તેઓ પુરૂષોત્તમરાયજીની મદદે ઢાલ રૂપે આવી રહેવાને પ્રેરાયા હોય એમ પણ સંભવિત છે; કારણ કે, અમે જે વાત કહીએ છીએ તે સંભવિત ન હોય તો, હરિદાસભાઇ જેવા સ્વતંત્ર પ્રકૃતિના પુરૂષ પુરૂષોત્તમરાયજીનું મહત્ત્વ દિનપ્રતિદિન વધારતા રહેલા હતા અને છેવટે તેમને દીવાનગીરી સોંપી દઇને પોતે નિવૃત્ત થવા ચાહતા હતા તે વાત એક કોયડા રૂપે ઉકેલ માગી લેનાર થઇ પડે તેવી છે. આમ હોઇને અમે જે અનુમાન બાંધેલું છે તે એક નર્યું સત્ય છે, અને તેનું પ્રતિપાદન, પુરૂષોત્તમરાયજી તરફથી, પોતાની અને દીવાન હરિદાસભાઇ વચ્ચે કદરભર પામતા મતભેદને પ્રસંગે મનઃસુખરામભાઇ ઉપર લખાયલા પત્રોથી થઇ શકે તેમ છે. સંક્ષેપમાં એટલું જ કે, દરબાર અને દીવાનજી વચ્ચે જેમ પુરૂષોત્તમરાયજી મધ્યસ્થ વ્યાખ્યાતા બની રહેલા હતા તેમ દીવાનજી અને પુરૂષોત્તમરાયજી વચ્ચે મનઃસુખરામભાઇનું પદ પણ એક મધ્યસ્થ વ્યાખ્યાતાનું અગર તો એ ઉભય પક્ષો વચ્ચે એકમતિતા કરી આપનાર મિત્રમંત્રીનું બની રહેલું હતું. હરિદાસજીએ તથા પુરૂષોત્તમરાયજીએ વસ્તુસ્થિતિનો ખરો ખ્યાલ રાખીને પોતપોતાના વર્તનને ઘટાવતાં રહેવામાં જ ઇષ્ટાર્થસિદ્ધ માનેલી હતી, અને એમ કરીને જ તે બન્નેએ એક રૂપ બની જૂનાગઢ રાજ્યના વહીવટને દક્ષતાપૂર્વક સફળ કરી બતાવેલો છે. આ હકીકતને આપણે પૂર્વોક્ત મિત્રત્રયની એકાંતી મંત્રણાના તથા મિત્રધર્મના એક આદર્શભૂત દષ્ટાંત રૂપે ગણીએ તો તેમાં આપણે કશું પણ ખોટું કરતા નથી.

હવે આપણે બીજી એક દષ્ટિથી આ વિષયનું અવલોકન કરી લેશું. બાહ્યદષ્ટિએ હરિદાસભાઇ મુખ્ય દીવાન હતા, અને અંગ્રેજ સરકાર સાથે પડતા કામકાજ પરત્વે તેઓ એકલા જ રાજ્યપ્રતિનિધિ રૂપ લેખાતા હતા, એ વાત ખરી; તોપણ રાજ્યના સર્વદેશીય–સમગ્ર–હિતને માટે બધી જવાબદારી પુરૂષોત્તમરાયજીને માથે હતી એટલે વસ્તુતઃ રાજ્યહિતને લગતી વાત જ્યાં આવતી ત્યાં પુરૂષોત્તમરાયજીથી નિર્દિષ્ટ કરાતો નય જ દીવાનને આદર રાખવો પડતો હતો. આ વાતનો અર્થ, નય પરત્વે દીવાનજી ઉપેક્ષિત થતા હતા એમ કરવાનો નથી. દીવાનજી સાથે પુરૂષોત્તમરાયજી છૂટથી ચર્ચા કરતા અને પોતાના વાદનું પ્રતિપાદન કરતા પણ હતા, છતાં જો તેમને પોતાની વિચાર સરણી ભય બજેથી લા તી [illegible] પ ની મકવાને હ[illegible] તૈયાર [illegible] પરંતુ

તેમ કરવામાં રાજ્યના મુળભૂત સિદ્ધાન્તનો ભંગ ન થાય તેટલા પુરતા તેઓ આ હદ રહેવામાં પાછા પડતા નહિ, અર્થાત્ રાજ્યના ગૌરવની ક્ષતિ થવા ન પામે એ બાબત પુરૂષોત્તમરાયજી હમેશા સાવધાન રહેતા હતા. ઇ. સ. ૧૮૮૩થી માંડીને છેક ઇ. સ. ૧૯૦૩ સુધીના દીવાન સાહેબોએ પુરૂષોત્તમરાયજીના મુખ્ય રૂપે પ્રયશ: કામો કરી બતાવેલાં છે, એમ કહીએ તો ખોટું નથી, અને એમ કહેવાથી અમે કોઈ દીવાનજીને ઊતારી પાડતા પણ નથી, કારણ કે જે બધાં કામો રાજ્યમાં થતાં હતાં તે એ ઉભય પક્ષથી અંદર અંદર કરી લેવાયલ સમજુતીથી થતાં રહેલા હતાં. અર્થાત્ પુરૂષોત્તમરાયજીની ઉત્કૃષ્ટ પ્રકારની મંત્રશક્તિએજ તેમને કાર્યભારીમંડળમાં પ્રમુખ અપાવેલુ હતું. એ છતાં આપણે એટલું તો કબુલ કરવુ પડેજ કે, શસ્ત્રધર ગમે તેટલો બળિયો હોય તોપણ જો તેનાં શસ્ત્રો જોઇએ તેટલા પાણીદાર ન હોય તો તે ધાર્યાં પરિણામ ઉપજાવી શકતો નથી, પુરૂષોત્તમરાયજી એવા પાણીદાર શસ્ત્રો મેળવી શકતા હતા, રાજ્યસેવા રૂપી કોષ્ઠાગારમા તેમનો સંચય કરી શકતા હતા, અને યથાપ્રસંગ તેમને ઉપયોગમા લઇ શકતા હતા એ વાત એટલી તો સુવિદિત છે કે, એને આપણે એમની દેશકાળોચિત નીતિ વિશારદતા તથા કાર્યસાધકતાના એક સુપ્રમાણ રૂપે ગણવી પડશેજ. એ છતા અધિક સ્પષ્ટતા આ પરત્વે કરવી પડે તેમ છે; કારણ કે તા. ૨૭-૩-૩૨ ના "ગુજરાતી" પત્રમાં "રાજ્યમા સૌથી શ્રેષ્ટ" અને "સર્વોપરિ અધિકારી" પુરૂષોત્તમરાયજી મનાતા રહેલા એમ સ્વ, છગનલાલજીએ લખેલું છે તેને કોઈ વિવેચક એક વ્યંગોક્તિ તરીક ગણાવી દેવાને લલચાય એમ છે, અને તેથી અમારે સ્પષ્ટતા કરી દેવી પડે છે કે, જૂનાગઢ રાજ્યમાં દીવાન કદિ પણ એકલો સ્વતંત્ર અધિકારી હતોજ નહિ; પરંતુ તેને હમેશા "કાર્યભારીમંડળ" અગર તો "મંત્રિમંડળ" તરફથી કરાતા નિર્ણય પ્રમાણેજ કામ કરવું પડતું હતું. રાજ્યમા જે કામો દીવાનને ભાગે રખાતાં હતા તે કામો તેઓ જોતા હતા, તપાસતા હતા અને તેના પરત્વે છેવટનો નિર્ણય પણ કરતા હતા, એટલે દીવાનને પોતાના નિયત કામો કરવામા મોકળાશ ન હતી એમ કહી શકાય નહિ. દીવાનજી અને પુરૂષોત્તમરાયજી, રાજ્યદ્રષ્ટિએ, સમાનાધિકારવાળા રાજપુરુષો હતા એટલે અમાન્યત ચાલુ કામોની વહેંચણી તેમને વચ્ચે કરી લેવાતી હતી, છતાં પુરૂષોત્તમરાયજીએ વિશિષ્ટ કોટીના કામો કરતા રહેવાનું તેમને ભાગે આવતું હતુ તેથી ઘણેભાગે ચાલુ કામો દીવાનજી કરતા હતા એમ કહી શકાય. પુરૂષોત્તમરાયજીથી કરાતા વિશિષ્ટ કામો ઘણેભાગે રાજ્યહિતને લગતાં હતાં, અને

તેમને તેવાં કામોમાં ગુંથાઇ રહેવું પડતું હતું એટલે તેમને ઘણે ભાગે ચાલુ કામોમાં વચ્ચે પડવાનો યોગ ભાગ્યે જ આવતો, અને તે બધાં કારણોએ બે સમાનાધિકાર ભોગવના મુખ્ય રાજપુરૂષો વચ્ચે અથડામણ થવાનો વારો આવતો નહિ, રાજ્યવહીવટને લગતી તમામ જવાબદારી નવાબ સાહેબો વઝીર બહાઉદ્દીનભાઇ તથા પુરૂષોત્તમરાયજીને માથે નાંખી રહેલા એટલે ખાસ કરીને રાજ્યના હક કે અધિકાર અને રાજાના સંબંધે કોઇ પણ પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે અગર તો રાજ્યવહીવટમાં કાંઇ રૂપાંતર કરવાનું હોય ત્યારે દીવાનને મંત્રિમંડળના એક સભ્ય તરીકે વર્તી રહેવું પડતું હતું, અને મંત્રિમંડળ જે નિર્ણય કરે તે પ્રમાણે તેણે પોતાની પરદેશનીતિ રાખવી પડતી હતી અગર રાજ્યવહીવટ પરત્વે રૂપાંતર કે જે કાંઇ મહત્વનું કામ કરવાનું હોય તે કરવાનું હતું. આમ રાજ્યમાં છેવટે તો ' મંત્રિસભા ' જ સર્વથી શ્રેષ્ઠ સંસ્થા સુજ્ઞ ગોકલજીભાઇના વારામાંથી હયાતીમાં આવી રહેલ. આ મંત્રિસભાના નિર્ણય પ્રમાણે દીવાને જ્યારે કામ કરવું પડતું હતું ત્યારે જો કોઇ પ્રસંગમાં " કાઠિયાવાડ એજંસી"ને નારાજ થવાનો પ્રસંગ આવતો તો તે સમયે દીવાનની સ્થિતિ કફોડી થઈ પડતી હતી, અને એમનાથી જો તેવે પ્રસંગે "એજંસી" તરફથી થતું દબાણ સહન કરી શકાતું નહિ તો છેવટે તેને રાજ્યસેવામાંથી ખસી જવા સુધીનો વારો પ્રાપ્ત થઇ આવે એવી સ્થિતિ ઉદિત થઈ આવતી હતી; અને તેને જો ખસી જવું પડતું તો રાજ્ય તેવાની વિશિષ્ટ પ્રકારે કદર પણ કરી રહેતું હતું. અર્થાત્ એક તરફ બ્રિટિશ સરકારની આક્રમક રાજનીતિને ખાળી રાજ્યના આંતર સ્વતંત્રતાની રક્ષા કરી રાખવાનું અને બીજી તરફ રાજ્યમાં સુવ્યસ્થા અને સ્થિરતા આણવાનું: એમ બે પ્રકારે પુરૂષોત્તમરાયજીએ સાવધાનતા પૂર્વક રાજ્યવહીવટ સંભાળી રાખવાનો હતો, એટલે દીવાનને બદલાવું પડે કે બદલવા પડે તો ભલે પરંતુ રાજ્યરથને જે ચીલે ચાલતો રાખવાનો નિર્ણય મંત્રિમંડળે કરેલો હોય તે ચીલો હરગીઝ પડતો ન મૂકાય એ બદલ, રાજ્યની લગતી બધી જવાબદારી ભોગવનાર પુરૂષોત્તમરાયજીએ ચીવટ રાખવાની હતી જ; અને તે બધા કારણે તેમણે ચારિત્ર્યસંપન્ન, સમર્થ અને રાજ્યને સર્વથા વફાદાર રહે એવા કેટલાક રાજ્યકાર્યભાર વહી શકે તેવા ગૃહસ્થોની એક પરંપરા, જરૂરને પ્રસંગે ઉપયોગમાં આવી શકે તેટલા માટે ગોઠવી રાખેલી હતી, અને તેથી જ્યારે જ્યારે ગાબડું પુરવાંનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે તેઓ તે પ્રમાણે તૈયાર રખાયલ ગૃહસ્થો પૈકી કોઇને પણ, યથાવકાશ, રાજ્યસેવામાં ખેંચી લઇને પડેલ ગાબડું પુરી શકતા પણ હતા. આમ ગાબડું પુરવામાં કામ આવી શકે

એવા શક્તિશાળી પુરુષોને રાજ્યસેવા માટે તૈયાર રાખવા, એ કાર્ય નાનીસૂની વાત ગણાય નહિ, અને તે ગાબડું પુરનાર રાજપુરુષની આકર્ષક શક્તિ વિના બની શકે પણ નહિ, એટલી એવી આકર્ષક શક્તિ ધરાવનાર પુરુષોત્તમરાયજીની એ પ્રકારની કુશળતાનો આપણે સ્વીકાર પણ કરવો પડે જ. આ પ્રકારનું કામ પાર ઊતારવામાં તો વિશાળ દૃષ્ટિ, મનુષ્ય પરીક્ષા કરવાની શક્તિ, નિરભિમાનતા, સરલતા વગેરે જેવા પ્રભુદત્ત પ્રામાદિક ગુણોની આવશ્યકતા રહે છે જ. આ બધા ગુણો જો પુરુષોત્તમરાયજીમાં ન હોત, તો હરિલાલભાઈ, (મ૦) શીરાઝશાહ મહેતા, મિ૦ બદરુદ્દીન તૈયબજી, મિ૦ અબ્દલા મહેરઅલી, ચુનીલાલ ગાગભાઈ, મણિભાઈ જશભાઈ મહેતા, ગુલાબદાસ લાલદાસ, કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી, જાદવરાય હરિશંકર વસાવડા, કર્નલ સીવી, કર્નલ હંટર, મન સુખરામ સૂર્યરામ, સર ચીમનલાલ સેતલવડ વગેરે અનેક ખરેખરા શક્તિશાળી મહાજનો તેમના આમ મદદગારો બની રહેલા હતા તે તેમના તેવા થઈ રહેત નહિજ. ખરેખરી પ્રતિભા વિના પ્રભુતાની પ્રાપ્તિ થતી નથીજ, અને કદાપિ તે ભાગ્યયોગે પ્રાપ્ત થઈ આવે છે તો તેને વીજળીના ઝબકારની પેઠે ઊડી જતાં વાર પણ નથી લાગતી એ જો એક અબાધિત સત્ય હોય, તો પછી લાંબા વખત સુધી પ્રભુતા ભોગવી રહેનાર પુરુષોત્તમરાયજીને આપણે એક પ્રતિભાસંપન્ન રાજપુરુષ ગણવા પડશેજ.

અહીં આપણાથી, પૂર્વપીઠિકા રૂપે પઠિત થયલું વિવેચન સમાપ્તિને પામે છે. હવે આપણે આ કથાવીરના વારામાં થયલ કેટલાક લોકહિતસાધક કાર્યોની સમાલોચના કરી લેશું:—

क. ન્યાયતંત્ર અને મુલકી એટલે વહીવટ-અમલ બજાવણી-તંત્ર: એ બંન્ને, માથાથી પગ સુધી, એક બીજાથી સાવ સ્વતંત્ર અને અલગ હોવા જોઈએ, એવો જે સિદ્ધાંત ગોકુલજીભાઈએ સ્વીકારીને અમલમાં આણી બતાવેલો હતો તે સિદ્ધાંતને પુરુષોત્તમરાયજી પોતાના મનથી વળગી રહેલા હતા.

ન્યાયતંત્રઅને મુલકી-વહીવટ-તંત્રની પરસ્પર સ્વતંત્રતા.

ન્યાયખાતાને લગતા તેમજ મુલકી-વહીવટી-ખાતાને લગતાં તમામ કામો પરત્વે અંતિમ નિર્ણયો કરવાનું કામ એકલા દીવાનના હાથમાં કેંદ્રિત થઈ રહે એ વાત ગોકુલજીભાઈને લોકહિતકારક લાગેલી નહિ, એટલે તેમણે "સભા" સંજ્ઞિત એક સંસ્થાને જન્મ આપી તેને રાજ્યકાર્યો પરત્વે જવાબદાર અને એકાધિકાર-

વાળી બનાવીને નવાબ સાહેબની વ્યકિતને રાજ્યકાર્યો પરત્વે વસ્તુત; બીનજવાબદાર જેવી ઠરાવી દીધેલી હતી. વળી આ સભાને એમણે, (૧) **'હજુર સભા, પહેલી શાખા,'** અને (૨) **'હજુર સભા, બીજી શાખા:'** એમ બે ભાગમાં કાર્યપરત્વે વહેંચી પણ નાંખેલી હતી, અને તેને પરિણામે પહેલી શાખા મુલ્કી, રાજ્યપ્રકરણીય વગેરે વહીવટી કામો કરતી હતી ત્યારે બીજી શાખા મારફત કેવળ ન્યાયને લગતાં કામો કરાવાતાં હતાં. આ પ્રમાણે વ્યવસ્થા થયલી હતી તેને લીધે રાજ્યનો કુલ વહીવટ કે જે તેને છેલ્લે તબકકે એકલા દીવાનની વ્યકિતમાં કેંદ્રિત થઈ રહે તે એક બીજાથી સ્વતંત્ર એવા બે ભાગમાં વહેંચાઇ જવાથી દીવાનની કાર્યમાત્ર પરત્વે જે શ્રેષ્ઠાધિકારીતા હતી તેને તેટલા પ્રમાણમાં ઓછી થવાનો યોગ ઉપસ્થિત થઇ આવેલો હતો અને એ બંને સભાને રાજ્યમાં શાસનકાર્યના ક્ષેત્રમાં પોતપોતાની પુરતી સર્વોપરિતા પ્રાપ્ત થઇ ચૂકેલી હતી. આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ, મૈયાઓના થયલ વધને નિમિત્ત રાજ્ય ઉપર જે સંકટ આવી પડેલ તેમાંથી રાજ્ય એટલે કે, એ સંકટને અંગે જે જવાબદારી આવી પડે તેમાંથી નવાબ સાહેબ ખુદ મુક્ત રહી શકેલા તેનું મુખ્ય કારણ, પૂર્વોક્ત "સભા" સંસ્થાનું અસ્તિત્વજ હતું. વળી કાર્યભારીમંડળને પણ અંગ્રેજ સરકાર અધિક સજાને પાત્ર ઠરાવી શકેલ નહિ તેનું કારણ પણ આ "સભા" સંસ્થાજ બનેલી હતી. સભામાં કરાતા નિર્ણયો પ્રમાણે તથા પરિણામે તેના સભ્યોની વ્યકિતગત જવાબદારી ઓછી થઈ જાય છે, અને એ એક, અર્વાચીન કાળમાં પ્રચલિત થયલ લોક રાજ્ય–શાસનપદ્ધતિનું જેમ લક્ષણ છે તેમ તે, એવી એ સભાના સભ્યોને પોતપોતાની વ્યકિતગત જવાબદારીમાંથી છટકી નીસરવાની એક બારીનો અર્થ પણ સારે છે. મતલબ કે, જૂનાગઢ રાજ્યમાં પૂર્વોક્ત પ્રકારની "સભા" સંસ્થા (કેબિનેટ સીસ્ટમ) હયાતી ધરાવી રહેલ તેને પરિણામે કાર્યભારીમંડળને, એ મૈયાઓનો વધ પ્રસંગમાં રાજ્યસેવામાંથી દૂર થવું પડેલું એટલીજ એને સજા થઈ શકેલી હતી, અને રાજ્યને નવો દીવાન ગોતવાની ફરજ પડી ગયલી. આમ એ સમયે કાર્યભારીમંડળને વિસર્જિત થવાનો વારો આવેલો ત્યારે દરબારના હાથપગ રૂપે કોઇ કામ કરી શકે એવો મુત્સદ્દી કોઇ હતો તો તે આપણી આ કથાના નાયક પુરુષોત્તમરાયજી ફક્ત હતા, અને તેથી રાજ્યને સર્વથા ઉપકારક થાય તેવા કોઈ લાયકનરને દીવાનને પદે લાવવા માટે ગોતવાનું બીડું તેમને ઝડપવું પડેલું હતું; અને તેને પરિણામે હરિદાસભાઇ દીવાન થઇને આવેલા પણ ખરા. હરિદાસભાઇ એ પ્રમાણે દીવાન બન્યા એટલે રાજ્યના શાસન પ્રબંધમાં પણ ફેરફાર થવા

પામ્યો હતો 'હજુરમજા, પહેલી શાખા' અને 'હજુરમજા, બીજી શાખા' એ બે સંસ્થાઓ એકબીજાથી સ્વતંત્ર હતી તે પુન જોડાઈ ગયલી, અને દીવાન હરિદાસભાઇ એકલા એ ઉભય સંસ્થાઓના સર્વોપરિ અધિષ્ઠાતા બની ગયલા હતા આ નવી ગોઠવણ એક પ્રકારની પીછેહઠ હતી તો ખરીજ તથાપિ, લશ્કરી ભાષામા બોલીએ તો એ પીછેહઠ ઉપકારક હોઈ ભવિષ્યમા આગળ ધપવાને કામે આવશ્યક કોટીની હતી રાજ્યમા જૂદા જૂદા ખાતાઓમા અનિયમિતતા, શિથિલતા, લાગવગનો દુરુપયોગ વગેરે અનિષ્ટ તત્ત્વો પ્રવિષ્ટ થઇ ગયેલા હતા એટલે એ બધાને દૂર કરી એ બધા ખાતાઓને અધિક કાર્યસાધક બનાવવાની જરૂરત હતી અને એ બધો સડો કરનાર વરિષ્ઠ અધિકારીને અભાવે દૂર કરી શકાય તેવો ન હતો ખાસ કરીને ન્યાયખાતું એક એવું ક્ષેત્ર હતું કે તેના અધિપતિ તરીકે, તે સમયે, હરિદાસભાઇ જેવો ન્યાયપરાયણ અને વિશુદ્ધ ચારિત્ર્યવાળો રાજપુરુષ ન હોય, તો ગમે તે દિશાથી તે ખાતાના કામમા હસ્તક્ષેપ થવાનો ભય સંભવિત રહેતો હતો, અને એ ખાતુ જોઇએ તેટલા પ્રમાણમા સર્વસાધક બની ન રહે, તો ભિન્ન ભિન્ન મનુષ્યો રાજ્યના ખાતર વહીવટમા દરબાનગીરી કરવાનો માર્ગ ખુલ્લો મળી આવે એમ પણ સભવ હતો આમ હોઈ પૂર્વોક્ત પ્રકારની પીછેહઠને પુરુષોત્તમરાયજીએ એક સમયોચિત ઉપાયનીતિ તરીકે ગ્રાહ્ય ગણવામા બાધ જોયલો નહિ તથાપિ એ પીછેહઠ કરવામા જે હેતુ હતો તે સિદ્ધ થઇ જાય ત્યારે અને પડેલી તકે એ ઉપાયનીતિનો ત્યાગ કરી ન્યાયખાતાને મુલ્કી વહીવટ તત્ત્વથી સાવ સ્વતંત્ર અને અલગ પાડી દઇને તેને મૂળ સ્થિતિમા પાછું મૂકી દેવું એ પુરુષોત્તમરાયજીનો સંકલ્પ હતો, અને એ સંકલ્પને તેમણે, આપણે હવે પછી વાચશું તેમ, ઇ સ ૧૮૯૨ની સાલના અંતભાગે સફળ કરી બતાવેલો પણ છે હરિદાસભાઇની દીવાનગીરીવાળી કારકીર્દીમા તેમણે જે બધું જોયુ જાણ્યું તેને પરિણામે તેઓ સમજી શક્યા હતા કે, ન્યાયખાતાનુ કામ યથાર્થ પ્રકારે જોવા તપાસવા તથા કરવા માટે દીવાનને જેટલી ફુરસદ મળવી જોઇએ તેટલી તેને મળી શકતી ન હતી, અને વળી કેટલાક પ્રસંગમા શુદ્ધ ન્યાય આપવા જતા, દરબારમાથી ચલાવાતી લાગવગને પરિણામે દીવાનને દરબાર સાથે અથડામણમા પણ આવવુ પડે છે તે ઇષ્ટ નથી, એટલુંજ નહિ, પરંતુ દીવાન પુરતી વહીવટી મનોદશાનો રંગ ઘણી વાર તેમનાથી થતા ન્યાયકાર્યોને લાગ્યા વિના રહેતો પણ નથી આવો અનુભવ પુરુષોત્તમરાયજીનો થયલો, તથાપિ જ્યાસુધી હરિદાસભાઇ દીવાનને પદે હોય ત્યા સુધી ન્યાયખાતાના કામને તેમના વરિષ્ઠ અધિકાર

નીચેથી ખાવ કાઢીને બીજા કોઇ તેમના જેવા સ્વતંત્ર અધિષ્ઠાતાના તાબામાં મૂકવું એ વાત પુરૂષોત્તમરાયજીને ઇષ્ટ લાગતી ન હતી; કારણ કે એમ કરવાથી હરિદાસભાઇનું મન કદાચિત્ દૂભાશે એવો તેમને ભય રહેતો હતો. પરંતુ ઇ. સ. ૧૮૯૨ના જુન માસમાં, નવાબ સાહેબ રસુલખાનજીના રાજ્યાભિષેક પ્રસંગે ભરાયલ દરબારમાં (સર) ચાર્લ્સ ઓલિવંટ 'પોલિટિકલ અજન્ટ'ના મુખમાંથી પુરૂષોત્તમરાયજીએ જ્યારે એવું સાંભળેલું કે, હરિદાસજી થોડાક સમયમાં નિવૃત્ત થવા ધારે છે ત્યારે તેમણે એજ વર્ષના ડીસેંબર માસમાં, રાજ્યમાં એક સમર્થ રાજપુરૂષનો ઉમેરો કરી લેવાની અગમચેતી વાપરીને, (સર) ફીરોઝશાહ મહેતાને ન્યાયખાતાના સર્વોપરિ અમલદાર તરીકે આણીને સ્થાપી દીધેલા હતા; અને તેમ કરીને રાજ્યને એક તરફથી સબળ રાખી દીધેલું અને બીજી તરફ તેમણે પોતાના અંતિમ લક્ષ્યને સિદ્ધ કરી ન્યાયખાતાને મુલ્કી–વહીવટી–ખાતાની છાયાનો લેશ પણ સ્પર્શ ન રહે એવી વ્યવસ્થાને જન્મ આપી દીધેલો હતો. રાજ્યના શાસન પ્રબંધને, આ પ્રમાણે ઉચ્ચતમ ભૂમિકાએ લઇ જવાની દિશામાં પુરૂષોત્તમરાયજીએ પૂર્વોક્ત પ્રકારનું જે પગલું ભરેલું હતું તે રાજ્યની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરનારૂં હતું, તેમ હરિદાસભાઇ કદાપિ નિવૃત્ત થાય તો રાજ્યને તેમની ખોટ ન જણાય તેવા પ્રકારની વ્યવસ્થાનું પ્રતિપાદક પણ હતું. પુરૂષોત્તમરાયજીએ જો પૂર્વોક્ત પ્રકારે દીર્ઘદૃષ્ટિ વાપરીને જે વ્યવસ્થા કરી લીધેલી તે તેમણે કરેલી ન હોત, તો "કાઠિયાવાડ એજન્સી" રાજ્યની આંતર વ્યવસ્થાને નબળી ઠરાવી તેના ઉપર તરાપ મારવાનું ચૂકત પણ નહિ. અર્થાત્ "કાઠિયાવાડ એજન્સી" પડદા પાછળ જે બધી રમત રમી રહેલ તેનો ગંધ પુરૂષોત્તમરાયજીને આવી જતાં તેમણે (સર) ફીરોઝશાહ મહેતાને રાજ્યમાં આમંત્રી દેવાનો સામો દાવ ખેલેલો હતો.. પરંતુ એ એમનું પગલું "એજન્સી"ને ઘણુંજ અણગમતું થઇ પડેલું હતું, અને જે હકીકત બની ચૂકેલી હતી તેને ન બની કરવાને "એજન્સી" અશક્ત હતી. તથાપિ બ્રિટિશ સરકાર કાચા ન હતા. તેમણે આ (સર) ફીરોઝશાહને મુંબઇની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશનું સ્થાન સ્વીકારવાને તરતમાં આમંત્રી દીધેલા કે જેથી તેઓ જૂનાગઢમાંથી ખસી જાય; પરંતુ ફીરોઝશાહ તો દેશસેવક હતા અને તેઓ હરગીઝ બ્રિટિશ સરકારની નોકરીમાં પ્રવેશ કરે તેમ ન હતા, એટલે એ સરકારનો એ પાસો સવળો પડેલો નહિ. વળી બીજી એક વાત આ વિષય પરત્વે એવી પણ બનેલી કે, દીવાન હરિદાસજીને પણ આ (સર) ફીરોઝશાહનો રાજ્ય સેવા પ્રવેશ અણગમતો થઇ પડેલો હતો ! એ પ્રમાણે એ અણગમતો શા કારણે

થયો હતો ને તો હરિદાસભાઇજ જાણે. તથાપિ તે અણગમતો તો થયો હતોજ. સ્વ. છગનલાલ પંડ્યાએ તા. ૭-૩-૩૨ ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં લખેલું છે તે મુજબ, "તેમની (હરિદાસભાઇની) કારકીર્દિનાં છેલ્લાં વર્ષોમા રાજ્ય તરફથી તેમને અણગમતું એક પગલું ભરવામાં આવેલું. ન્યાયખાતાની સર્વોપરિ સત્તાનું કામ રાજ્ય તરફથી તેઓએ ઘણીજ બાહોશીથી ચલાવેલું હતું, છતાં તે કામ માટે (સર) ફીરોઝશાહ મહેતાની ખાસ નિમણુંક થઇ તેથી તેમને સ્વાભાવિક રીતે ઓછું તો આવ્યું હોવુંજ જોઇએ. × × × સર ફીરોઝશાહની તે કામ માટે અધિક યોગ્યતા તો નિર્વિવાદ હતીજ. × × ×" અમે એમ પણ કહીએ છીએ કે, (સર) ફીરોઝશાહ જેવા પુરુષની નીમણુંકથી હરિદાસભાઇએ વધારે અભિમાન લેવું જોઇતું હતું અને તે નીમણુંકને તેમણે રાજ્યહિતસાધક નિર્દોષ અને ન્યાયપુરઃસર પણ ગણી લેવી જોઇતી હતી. આ સ્થળે અમારે કબૂલ કરી લેવું પડશેજ કે, પૂર્વોક્ત હકીકત અત્ર લખવામાં અમે એક પ્રકારનું સ્ખલન કરેલું છે. તથાપિ જુનાગઢ રાજ્યમાં તે સમયે જે પરિસ્થિતિ ઊભી થઇ આવી હતી અને જે બાહ્ય સંયોગો તેને અસર કરી રહેલા હતા તે સર્વનો સામનો કરવાના સદુદ્દેશથી અને તે સાથે રાજ્યના ન્યાયતંત્રને વ્યવસ્થિત તેમજ ઉત્કૃષ્ટ બનાવી દેવાના હેતુથી પુરુષોત્તમરાયજીએ નિઃસ્વાર્થબુદ્ધિથી, પોતાના હરિદાસભાઇ જેવા જૂના, પરમહિતૈષી મિત્ર સાથેના અંગત સ્નેહસંબંધને પાછે મૂકીને જે રાજ્યકલ્યાણસાધક કાર્યસિદ્ધિ કરેલી હતી તેનો ખરો ખ્યાલ અમારા પાઠકને આવે એ હેતુથી અમે આટલું વિષયાંતર કરવાનું જોખમ વહોરી લીધેલું છે.

ઉપર પ્રમાણે સર ફીરોઝશાહ મહેતા જૂનાગઢ રાજ્યની સેવામાં, ન્યાયતંત્રના સર્વોપરિ અને સર્વાધિકારસંપન્ન અધિષ્ઠાતા તરીકે સ્થાપિત થઇને આવ્યા એટલે તેમને તેમના કામમાં ઉપકારક થવા માટે બીજા એક સુરત નિવાસી ગૃહસ્થ રા. જમીઅતરામ નાનાભાઈ 'એડવોકેટ'ને પણ તેમના એક મદદનીશ તરીકે નિયુક્ત કરવામા આવ્યા હતા, અને જ્યારે જ્યારે એ જમીઅતરામભાઇ સર ફીરોઝશાહ ભેળા મુંબઇથી જૂનાગઢ આવી શકતા નહિ, ત્યારે (સર) ચિમનલાલ હરિલાલ સેતલવડ તેમના વતી આવતા રહેલા હતા. સર ફીરોઝશાહ પ્રતિમાસ ચાર દિવસ જૂનાગઢમાં રહેતા અને બાકીના દિવસો મુંબઇમા ગુજારી ત્યા બેઠા બેઠા રાજ્યનું કામ કરતા હતા. આ સર ફીરોઝશાહે જૂની ઢબે ચાલતા ન્હેલ ન્યાયખાતાની પુનર્ઘટના કરી તેને અધિક સચેતન,

નિયમબદ્ધ, અને સુદૃઢ બનાવી તેના કાર્યને સંપૂર્ણ લોકશ્રદ્ધેય સ્થિતિમાં મૂકી દીધેલું હતું, એ વાત પરત્વે કોઇથી શંકા ઊઠાવાય તેમ નથીજ. જૂના જમાનાના ગણાય તેવા મુનસફોને નિવૃત્ત કરીને, અર્વાચીન કાયદાઓનું જ્ઞાન ધરાવનાર અગ્રગણ્ય વકીલોમાંથી કેટલાકને પસંદ કરી તેમને મુનસફોની જગ્યાએ બેસાડેલા તથા અર્વાચીન કેળવણી પામી "એલ. એલ. બી."ની પદવી ધરાવનાર યુવકોને "પગારદાર અનુભવાર્થી" રૂપે પ્રથમ દાખલ કરી તેમને કુશળ ન્યાયાધીશને હાથ "તાલીઅત" કરવાનો અને એ પ્રમાણે તાલીઅત થયેલાઓનો સ્વતંત્ર ન્યાયાધીશો તરીકે નિમોજવાનો પ્રબંધ પણ તેમણે કરેલો હતો. વળી રાજ્યની પ્રજાના વ્યવહાર-જીવનને અનુકૂળ થાય તેવા પ્રકારે, રાજ્યમાં પ્રચલિત કાયદાઓનું સંશોધન પણ તેમણે નિષ્ણાત કાયદેબાજો મારફત કરાવેલું. અર્થાત્ સર ફીરોઝશાહના સમયમાં જૂનાગઢ રાજ્યનું ન્યાયતંત્ર આખું એટલા તો સુદૃઢ પાયા ઉપર મૂકાઈ ગયલું કે, તેમનો રાજ્યસેવામાંથી મોક્ષ થયા પછી પણ તે ખાતાની દૃઢતાને લેશ પણ કલુષિત થવાનો વારો, પુરૂષોત્તમરાયજીના અધિકાર કાળના અંત સુધીમાં આવેલો તો નહિજ. ન્યાયની વિશુદ્ધતાના પાલનાર્થે ન્યાયખાતું વહીવટી ખાતાથી સર્વથા સ્વતંત્ર તથા અસ્પર્શ્ય રહેવું જ જોઇએ, એ સૂત્ર, એ સમયે હિંદી રાષ્ટ્રી મહાસભાનો પ્રધાન સૂર બનેલ એ પ્રમાણે જો એ સૂત્ર, સર્વમાન્ય ગણાતું હોય, તો આપણે નિઃશંક કહી શકીએ કે, પુરૂષોત્તમરાયજીએ આડું અવળું જોયા વિના, જૂનાગઢ રાજ્યના ન્યાયતંત્રને વહીવટીતંત્રના લેશમાત્ર પણ સ્પર્શથી મુક્ત રાખવા માટે જે પગલું ભરી બતાવેલ છે તે એવા પ્રકારનું છે કે, **તેને પરિણામે, ન્યાયતંત્રની રચનાના વિષયમાં જુનાગઢ રાજ્ય અદ્યાપિ પર્યંતના બ્રિટિશ હિંદુસ્તાનના અને તે પછીના હિંદુ તેમજ ઈતર દેશીય રાજ્યોના કરતાં આગળ વધેલું ગણ્યા વિના ચાલે તેમ નથીજ.** ન્યાયખાતાની ઉપર મુજબ પુનર્ઘટના થઈ તેથી રાજ્યતંત્રને જે એક રાજદ્વારી લાભ થઇ આવેલ તે એ કે, ન્યાયતંત્ર અચ્છિદ્ર બની જતાં તે વાટે રાજ્યની આંતર સ્વતંત્રતા ઉપર તરાપ મારવાની નીતિનો ત્યાગ કરવાની ફરજ બ્રિટિશ રાજદ્વારીય અધિકારીઓને પડી ગયલી, અને રાજ્ય ખુદ તેટલા પુરતું સ્વનિષ્ઠ અને સ્વકાર્યક્ષમ બની જવા પામેલું પણ હતું. આ છતાં રાયજી સાહેબે પાડેલ આ નવા ચીલા ઉપર જૂનાગઢ રાજ્યના ન્યાયતંત્રનો રથ તે કાળે સ્ખલિત થયા વિના ચાલતો રહી શકેલો નહિ; કારણ કે, પૂર્વે આપણે વાંચી ગયા છીએ તેમ દીવાન સુનીલાલજીને બ્રિટિશ સરકારે પાછા પોતાની નોકરીમાં ખેંચી લીધાથી અને સર ફીરોઝશાહને વધારે

વખત માટે રાજ્યસેવામાં રાખવા ન દેવા બાબત દબાણ કર્યાથી રાજ્યને હરિદાસભાઇને રજા ઉપરથી હાજર થવાનું કહેવું પડેલું ત્યારે એઓશ્રી હાજર થઇ ગયા પછી એ ન્યાયખાતાની સર્વોપરિતા પુનઃ હરિદાસભાઇને પ્રાપ્ત કરાવવી પડેલી હતી! પુરૂષોત્તમરાયજીને માટે આ એક કડવો ઘુંટડો હતો; તથાપિ તેમના જેવા સમયજ્ઞને તે પી લીધા વિના તે વખતે છુટકો ન હતો. એ પછી હરિદાસભાઇ ગયલા અને શ્યામજી કૃષ્ણવર્મા દીવાનને પદે આવેલા. પરંતુ આ નવા દીવાનની કાર્યભારિતાને સ્થિર થવાનો વારો આવેલો નહિ એટલે રાજ્યના ન્યાયતંત્રને પુનઃ દીવાનની સર્વોપરિતા નીચેથી કાઢી શકવા જેટલો અવકાશ મળેલો પણ નહિ, પરંતુ જ્યારે શ્યામજીભાઈ રાજ્યસેવામાંથી દુર થયલા ત્યારે પુનઃ ન્યાયતંત્રને દીવાનની સર્વોપરિતા નીચેથી કાઢી અલગ કરી શકાયું હતું; અને એ પ્રકારે એ ન્યાયખાતું "હજુર-અદાલત-સભાસદ" એ સંજ્ઞાથી ઓળખાતા સર્વોપરિ ન્યાયાધીશની નીચે રહેતું આવેલું છે. આમ પુરૂષોત્તમરાયજી સમયાનુકુળ વર્તન રાખીને છેવટે પોતાનો જે આદર્શ હતો તેને સફળ કરી શકેલા હતા અને તેને પરિણામે ગોકુલજીભાઇએ પોતાના અધિકારકાળમાં ન્યાયતંત્રને સાવ સ્વતંત્ર રાખવા માટે જે વ્યવસ્થા કરેલી હતી તે પુનર્જીવિત થવા પામેલી પણ હતી.

રાયજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી જે દીવાનો આવ્યા અને ગયા તેમણે તેમજ રાજ્ય બ્રિટિશ વાલી વહીવટદાર હસ્તક મુકાયલ ત્યારે તેમના વારામાં તેમણે પૂર્વેનિર્દિષ્ટ "ત્રબીઅત"ને કરવાની પદ્ધતિનો યથાવિધિ નિર્વાહ કરી રાખેલો નહિ, એટલું જ નહિ, પરંતુ ઇ. સ. ૧૯૦૩ પછીથી ઇ. સ. ૧૯૪૭ સુધીનાં વર્ષોમાં આ રાજ્યના ન્યાયતંત્રમાં એટલી તો શિથિલતા આવી ગયલી હતી કે, ગમે તે દિશામાંથી એક યા બીજે મિષે તેના કાર્યમાં હસ્તક્ષેપ થઇ શકે તેવી મોકળાશ તેમાં ઉપસ્થિત થઇ આવેલી હતી પણ ખરી. નવાઇની વાત તો એ છે કે, જે બ્રિટિશ સરકાર રાયજી સાહેબના વારામાં રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાને ફાંફાં મારતી હતી તે, આવી પૂર્વનિર્દિષ્ટ શિથિલતા અગર તો અરાજકતાના સમયમાં બીલકુલ શાંત રહી રાજ્યવ્યવસ્થા, જાણે કે, ઉત્તમ કોટીની છે એવું માની મનાવી રહેલી હતી. દેશીય રાજ્યમાં પ્રવર્તતા સડાને વધવા દેવો, એ પ્રકારનું નીતિસૂત્ર કદાપિ બ્રિટિશ નજરકારીય ખાતું ધારી રહેલ હોય, એવું અનુમાન આપણે એમની પૂર્વોક્ત પ્રકારની આંખ મીચામણીવાળી રાજનીતિ ઉપરથી સુખેથી કાઢી શકીએ! વળી

પ્રભાસપાટણમાં હિંદુ અને મુસલમાન લોકો વચ્ચે વૈમનસ્ય રહેતું હતું તે લક્ષ્યમાં રાખીને તે સ્થળમાં ન્યાયનો કાંટો સમતોલ રહે એવા હેતુથી, નહિ હિંદુ કે નહિ મુસલમાન એવી ત્રીજી એક જાતિનો મુનસફ તથા ફોજદાર રાખવાનું ધોરણ પણ આ ચરિતનિરૂપ્યે કરાવેલું હતું, અને તે ધોરણને અનુસરીને પ્રથમ એક યાહુદી ગૃહસ્થ મિ. કેહીમકરને અને તેઓ પાછળથી વડોદરા રાજ્યની નોકરીમાં ગયલા એટલે એક પારસી ગૃહસ્થ નામે રા. ડોસાભાઇ ખરશેદજી આધીને મુનસફ તરીકે અને મિ. વોઝ નામના ખ્રિસ્તીધર્મી ગૃહસ્થને ફોજદાર તરીકે નિયુક્ત કરી દીધેલા હતા. ટુંકામાં એટલું જ કે, આ કથાનાયકના વારામાં ન્યાયતંત્રનો સર્વાંગસુંદર વિકાસ થયલો, ન્યાયકાર્ય અદૂષણીય બની રહેલું અને તેની સ્વતંત્રતા પણ અભગ્ન રહેવા પામેલી હતી.

રાયજી સાહેબે પોતાના "કારભાર"ના કાળમાં લોકહિતસાધક જે અનેક પ્રવૃતિઓ કરીકરાવેલી છે તે પૈકી એક મહત્ત્વવાળી પ્રવૃતિનું વર્ણન અત્ર નામામિને પામે છે તથાપિ જૂની પ્રણાલિકાને પકડી રાખનાર મુસલમાન રાજકર્તાઓના રાજ્યમાંના શાસનતંત્રને નવરૂપ આપવા જતાં રાયજી સાહેબ જેવા એક હિંદુ રાજપુરૂષને કેવી પ્રતિકૂળ સ્થિતિમાં રહીને પોતાના આદર્શોને સફળ કરવા પડતા હતા તે હકીકતના દૃષ્ટાંત રૂપે આપણે અત્ર એક વાત જાણી લેવી એ જરૂરનું છે. રાયજી સાહેબે પદવીધર યુવકોને રાજ્યસેવામાં સ્થાન આપવાની નીતિ અખ્ત્યાર કરેલી ત્યારે જૂની પ્રણાલિકાના ઉપાસકો દરબારમાં ગમે તેવા ગપગોળા રાજ્યકાર્યો પરત્વે ગબડાવતા રહેતા હતા, એ ગપગોળાઓમાં એક ગોળો એવો ગબડાવેલો કે,-'રાજાની મોટી અને જવાબદારી જગ્યાઓ ઉપર રાયજી છોટે છોટે લડકેકું બિઠા દેતા હય તો વોલોકમેં કિસ તરહ કામ હો સકે ઓર રૈયતકું ઇનસાફભી કિસ તરહ મિલી સકે" આવી આવી વાતો દરબારમાં થયા કરતી એટલે એમાંથી મ્હોટી ખટપટ જાગવાનો ભય પણ રહેતો હતો, અને દરબાર વહેમાય એ પણ સ્વાભાવિક હતું જ. વસ્તુસ્થિતિ બાહ્ય દૃષ્ટિએ એવીજ હતી અને વિદ્વેષિઓ તેનો લાભ લે એમ પણ હતું. પદવીધર મુનસફો અલબત્ત નાની ઉમરના અને તેમનો પહેરવેશ પણ એવો કે, તેઓ છોકરા જેવા દેખાય અને તેને પરિણામે તેમની છાપ જૂની દુનિયાના લોકો ઉપર જોઇએ તેવી પડે પણ નહિ. લોકોને તો બોજ પડે એવા પાઘડીઓવાળાં મુખો જોવાની ટેવ પડેલી હતી, એટલે ફેંટાવાળા પદવીધરો તો તેમને મન છોકરા લાગે તેમાં નવાઇ પણ ન હતી, અને વળી છોકરા એટલે

કાચી બુદ્ધિનાં ઘર આવું લોકમાનસ માઠાં પરિણામ ઉપજાવ્યાં વિના ન જ રહે! રાયજી સાહેબને પણ આ બાબત પરત્વે દરબારમાંથી પૂછપરછ થવા માંડેલી હતી. રાયજી સાહેબ તરતજ પવનની ગતિ કયી દિશામાં છે તે પારખી ગયલા હતા. તેમણે વિચારી લીધું કે, રાજ્યસેવકોના પહેરવેશમાં જો પાઘડીને સ્થાન અપાશે નહિ તો પરિણામ માઠું આવવાનું જ. વિલંબ કર્યા વિના તેમણે તરતજ સખ્ત હુકમ છોડાવી દીધો કે, કોઇ પણ નોકરે પોતાના માથા ઉપર પાઘડી તથા શરીર ઉપર સભ્ય વસ્ત્રપરિધાન કર્યા સિવાય કચેરીમાં જવાનું નથી. રાયજી સાહેબનો હુકમ! તેની અવજ્ઞા કે ઉપેક્ષા કોણ કરી શકે? પરિણામે જ્યાં જુવો ત્યાં પાઘડીજ પાઘડી, એવો દેખાવ થઈ આવેલો હતો. અને જે નોકરોને છોકરાઓમાં ખપાવી દેવામાં આવતા હતા તે બધાને પુખ્ત ઉમ્મરના ગણાવા જેટલી યોગ્યતા એક તડાકે પ્રાપ્ત પણ થઈ ચુકેલી! આમ આ નવા જમાનાને યોગે ધીમેધીમે લોપ પામતી જતી પાઘડીનો પુનઃરુદ્ધાર થઇ ગયલો, તેને બાંધવા, બનાવવા, અને દુરસ્ત કરવાના કામે દુકાનો હયાતીમાં આવી ગયલી, અને રાજ્યની કચેરીઓમાં પાઘડીઓ ઉભરાવા લાગતાં રાયજી સાહેબે આરંભેલ શાસનતંત્રની નવરચનાને તોડી પાડવા માટે ખટપટ કરી રહેલાઓનાં મોઢાં આ વિષય પરત્વે તો બંધ થઈ જવા પામેલાં પણ ખરાં. પાછળથી રાયજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થયા અને પાઘડીએ પણ ધીમે ધીમે પોતાના આ આશ્રયદાતા પાછળ વનવાસ કરવાનું પસંદ કરી દીધેલું પણ છે! રાયજી સાહેબે આમ પાઘડીનો ઉદ્ધાર કરેલો તેનું એક સારું ફળ એ આવેલું કે, જૂનાગઢ રાજ્યમાં દેશીવપરદેશીય રાજ્યસેવકો કેટકેટલા છે તે જે કોઇ જાણવાને ઇચ્છિત તેને એ બહુવિધ પાઘડીઓનું પ્રદર્શન ઉપકારક થઇ પડત જ.

**બંદોબસ્તી પોલિસ ખાતાની નષ્ટ થયલ પ્રતિષ્ઠાની પુનઃ સ્થાપના.**

✱ રાજ્યની રૈયતને નિર્મલ ન્યાય અપાવવાને કામે ઉપકારક થાય તેનું તથા રાજ્યમાં સુવ્યવસ્થા તથા શાંતિનો નિર્વાહ કરી રાખે એવું જે બીજું ખાતું હતું તે બંદોબસ્તી પોલિસ ખાતું હતું. આ એક એવું ખાતું હતું કે તે ખાતાને બ્રિટિશ રાજદ્વારીય અમલદારો વારંવાર નિર્બલ ગણાવીને તે મિષે રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાને ઉદ્યુક્ત થયાં કરતા હતા. પોતાનું પોલિસ ખાતું હંમેશા સમર્થ જ રહે છે, એવી ~~. પ્રકારની આત્મવંચનાને બ્રિટિશ અધિકારીઓ વશ બની રહે એ કેવળ તેમના અભિમાનની એક સ્વભાવિક દુર્બળતા હતી, અને તે

પ્રકારની દુર્બળતા હોવાનું કારણ એટલું જ છે કે, બ્રિટિશ સરકાર સર્વોપરિ હેઇને તેના વહીવટમાં જે છિદ્રો હોય તે તેમને બતાવી તેમને વિષે તેમની કાર્યપદ્ધતિમાં હસ્તક્ષેપ કરી શકે એવી બીજી કોઇ સરકાર અસ્તિત્વમાં ન હતી. ઇ. સ. ૧૮૮૪માં મકરાણીઓએ જે બંડ કરેલું તે બંડને પ્રસંગે જૂનાગઢ રાજ્યના "પોલિસ" ખાતાના મુખ્ય અધિકારીએ શૌર્યપૂર્ણ કામ કરી બતાવીને પોતાના ખાતાને ઉજ્જ્વલ કીર્તિ કમાવેલી હતી તે છતાં પાછળથી જ્યારે એ બંડના એક ફાંટા રૂપે કાદનું બહારવટું આરંભાયલું હતું ત્યારે બ્રિટિશ સરકારની "કાઠિઆવાડ એજન્સી" અણુઘટતું દબાણ કરીને બ્રિટિશ યુરોપીઅન અમલદારના તાબામાં પોતાના "પોલીસ" ખાતાને મુકી દેવાની જૂનાગઢ રાજ્યને ફરજ પાડેલી હતી; પરંતુ એ વખતે દીવાન હરિદાસજીનો કારભાર જોઇએ તેટલો જૂનો રીઢો બનેલો નહિ અને બ્રિટિશ સરકારની ઇચ્છા સામે થવાને માટે આ દીવાનજી ઉપર વધારે પડતું દબાણ કરી તેમને નારાજ ન કરવાના હેતુથી જૂનાગઢ રાજ્યે, બને તેટલો વિરોધ બતાવીને. જે બન્યું તે અયોગવશાત સાંખી લીધેલું હતું. એ છતાં એ અંગ્રેજ અમલદાર કર્નલ હંફ્રીને પણ, જૂનાગઢ રાજ્યના ભૂતપૂર્વ તથાપિ પોલિસ ખાતાના મુખ્ય અધિકારી થવાને નાલાયક ઠરાવાયલા હિમ્મતે બહાદૂર સિંધી જમાદાર સુલેમાન ઉમરની મદદ લેવી પડેલી તો ખરી જ! એ બહારવટું સમાપ્ત થતાં બે વર્ષની નોકરી પુરી કરીને કર્નલ હંફ્રી પાછા બ્રિટિશ નોકરીમાં ગયલા તો ખરા; તથાપિ જૂનાગઢ રાજ્ય પોતાના બંદોબસ્તી પોલિસ ખાતાના અધ્યક્ષ તરીકે ગમે તેને, પોતાની પસંદગીથી નિયુક્ત કરી શકે એવી સ્વતંત્રતા મેળવી શકેલું નહિ અગર એવી સ્વતંત્રતા મેળવવાને માટે સળવળેલું નહિ, અને તેને પરિણામે તેને, બ્રિટિશ સરકારના પોલિસ ખાતામાંથી એક પછી એક અમલદારની નોકરી ઉછીની લેવાની નીતિ ચાલુ રાખવી પડેલી હતી. રાજ્યની પ્રતિષ્ઠાનો ભંગ કરનારી આ યોજનાનો કાયમ જેવો સ્વીકાર હરિદાસભાઇ જેવા સ્વતંત્રતાપ્રિય દીવાનજીએ કદાચિત્ બ્રિટિશ સરકારને રાજી રાખવાના હેતુથી કરી રાખેલો પણ હોય. ખરી વાત તો જે હોય તે તથાપિ એટલું તો ચોકસ કે હરિદાસભાઇના વારામાં રાજ્યનું પોલિસ ખાતું બ્રિટિશ સરકારમાંથી માગી લેવાતા નોકરની અધ્યક્ષના નીચે રહેવા પામેલું હતું અને એ વ્યવસ્થા ફેરવવાનો સબળ પ્રયાસ થયલો પણ નહિ! કર્નલ હંફ્રી ગયા પછી જે બ્રિટિશ નોકર જૂનાગઢ રાજ્યના પોલિસ ખાતાના મુખ્ય અધિકારી થઇને આવેલા તે હરિદાસભાઇના ન્યાતીલા એક પાટીદાર ગૃહસ્થ

નામે લલ્લુભાઇ હાર્મિંગ હતા, અને તેઓ જૂનાગઢમાં આવ્યા તે પહેલાં અમદાવાદ જિલ્લામાં "પોલિસ ઇન્સ્પેક્ટર" ને દરજ્જે કામ કરી રહેલ હતા. આ લલ્લુભાઇ લોકપ્રિય તો થયલા જ; તોપણ એટલું તો કહી શકાય કે, જૂનાગઢ રાજ્યની પ્રજામાંથી, પોલિસ ખાતાને સંભાળી શકે એવા અનેક પુરુષો મળી આવે તેમ હતા, છતાં તેવા એકને પણ એ વખતે પસંદગી અપાયલી નહિ એ હકીકતને આપણે રહસ્યપૂર્ણ ગણી શકીએ. આ લલ્લુભાઈ બાહોશ ગણાતા હતા, છતાં "કાઠિયાવાડ એજંસી" તેમજ (મીયાણાના) માળીઆ સામે બહારવટે નીસરેલ મીયાણાઓએ જ્યારે કાઠિયાવાડમાં ત્રાસ વર્તાવી મૂકેલો અને લલ્લુભાઇને એ પ્રસંગે કામ કરવાનો વારો આવેલ ત્યારે આ લલ્લુભાઇના હાથ નીચે તાલીમ પામેલ રાજ્યની પોલિસ ફોજનો પરાભવ થવા પામેલો હતો, અને નવાઇની વાત તો એ વખતે એવી બનેલી કે, એ પરાભવને "એજંસી" એ રાજ્યની નબળાઇ રૂપે ન ગણવાની ઉદારતા બતાવી આપેલી પણ ખરી ! ફરીને એજ લલ્લુભાઈના વારામાં ઇ. સ. ૧૮૯૩માં પ્રભાસ પાટણમાં હિંદુ અને મુસલમાનો વચ્ચે મહોટો દંગો મચેલો ત્યારે પણ આ બ્રિટિશ રાજ્યના અમલદારના હાથ નીચેની પોલિસ ફોજ મજબૂત હાથે કામ કરી શકેલ નહિ ! અને જ્યારે પાછળથી એ પ્રભાસપાટણવાળા હુલ્લડ સંબંધે કામ ચલાવવા માટે નિયુક્ત થયલ સર ફીરોઝશાહની અધ્યક્ષતાવાળા તપાસપંચે, રાજ્યના પોલિસ ખાતાની નબળાઈ પરત્વે ટીકા કરેલી ત્યારે આ લલ્લુભાઇ રાજ્યની નોકરી છોડીને પુનઃ પોતાની અસલ બ્રિટિશ સરકારની નોકરીમાં જઇ પહોંચેલા પણ ખરા. આમ છતાં બ્રિટિશ સરકારના ગજગ્રાહમાંથી છુટી સ્વતંત્ર થવાનો યોગ રાજ્યના પોલિસ-ખાતાને પ્રાપ્ત થઈ શકેલો નહિ ! વસ્તુ-સ્થિતિ એવી બની ગયલી કે, રાજ્યના પોલિસ-ખાતાને ફક્ત બ્રિટિશ સરકારનો નોકરજ સંભાળી શકે, એવી પ્રણાલિકા લગભગ રચાઇ ગઈ હતી, અને તેથી જેવા લલ્લુભાઇ ગયા કે તરત જ તેમને ઠેકાણે સુરત જિલ્લામાં પોલિસ ઇન્સ્પેક્ટરને દરજ્જે કામ કરી રહેલ ખાનબહાદુર નાનાભાઇ કાવસજી નામના પારસી ગૃહસ્થ આવીને જૂનાગઢ રાજ્યના પોલિસ ખાતાના અધ્યક્ષ બની ગયલા હતા. આ બધું પુરુષોત્તમરાયજી શાંત ચિત્તે જોઇ રહેલ; પરંતુ તેમને જ્યાંસુધી ખરી તક સાંપડે નહિ ત્યાં સુધી તેઓ આ વિષય પરત્વે ચંચળ બનેલા નહિ એટલામાં ફકીરમહમ્મદવાળું બહારવટું ફાટી નીસરેલું, એટલે પોતાને કામ કરી બતાવવાનો વારો આવતાં પૂર્વોક્ત ખાનબહાદુર નાનાભાઇ પોતાની નાદુરસ્ત તબીઅતને કારણે રજા ઉપર ઊતરીને પરબારા પોતાની

અસલ બ્રિટિશ નોકરીએ ચડી ગયલા હતા ! આમ બ્રિટિશ સરકારના પોલિસ ખાતાના નોકરો રાજ્યના પોલિસ ખાતાને સબળ બનાવી દેવાને એક પછી એક આવતા અને પાછા ચાલ્યા જતા હતા એટલે રાજ્યના પોલિસ ખાતાને એક રાજકુમારી કન્યાની પેઠે, વલોણાવારે પોતાના પતિસ્થાને સ્થાપવાને માટે કોઈને કોઈ મુરતિયો ગોતવાનું ચાલુ રાખવું પડે એવી સ્થિતિનો ઉદ્ભવ થઇ આવેલો હતો ! પૂર્વોક્ત બ્રિટિશ અમલદારોની આયાત જુનાગઢ રાજ્યમાં થઇ તે પહેલાં જૂનાગઢ રાજ્યના મુસલમાન તેમજ હિંદુ નાગર-અમલદારોએ પોલિસ ખાતાના અધ્યક્ષ રૂપે જે અનેક શૂરતાભરેલ પરાક્રમો કરી બતાવેલાં હતાં તેમની પંક્તિમાં આવી શકે એવાં, ઊછીના લેવાતા રહેલ બ્રિટિશ નોકરોથી થઈ શકેલાં નહિ એ વાત સ્પષ્ટ હતી તે છતાં "કાઠિયાવાડ એજંસી"ની દૃષ્ટિમર્યાદામાં તે આવી શકેલી નહિ એ બીનાને આપણે એક રાજદ્વારીય રહસ્ય રૂપ ગણીએ તો ખોટું નથીજ. કર્નલ હંફ્રી આવ્યા અને ખાનબહાદુર નાનાભાઇ ગયા ત્યાં સુધીના બાર વર્ષોમાં રાજ્યના પોલિસ-ખાતાના સંબંધમાં જે બધો તમાશો બનો રહેલો હતો તે, ખરેખર, એક અર્થગંભીર આશ્ચર્યકારક ઘટના હતી એમ આપણે હવે કહી શકીએ. આ તમાશાનું રહસ્ય અત્ર ઊકેલવાને આપણે જો આપણી તર્કશક્તિને ઉત્તેજિત કરીએ, તો ઔચિત્યભંગ થવાની બીતિ રહે છે એટલે અમે આ પરત્વે મૌનજ સેવી રહીએ છીએ.

ઉપર નિર્દિષ્ટ કરાવ્યું છે તેમ ફકીરમહમ્મદવાળું બહારવટું ફાટયું અને ખાનબહાદુર નાનાભાઇ રજાઉપર ઊતરી પડયા ત્યારે પુરુષોત્તમરાયજીએ તરતજ રાજ્યના ઘણાજ જૂના નોકર ખાનબહાદુર અરદેશર જમશેદજી નામક પારસી ગૃહસ્થને પોલિસ ખાતાના કામચલાઉ અધ્યક્ષ બનાવી દઈને, બ્રિટિશ સરકાર આ બાબત પરત્વે ચંચળ થાય તે પહેલાં પડેલું ગાબડું પુરી દીધેલું અને તેમણે પોતે ફકીર મહમ્મદના બહારવટાને પારપત કરવાનું કામ પોતાને માથે ઉપાડી લઇને રાજ્યની બંદોબસ્તી શક્તિનો ખરો ખ્યાલ બ્રિટિશ સરકારને આપવાનો સંકલ્પ પણ કરી દીધેલો હતો. આ કામ એકલે હાથે થઇ શકે તેવું તો નજ હતું, એટલે તેમણે રાજ્યના બીજા બહાદુર હિંદુ-મુસલમાન અમલદારોને જેમ પોતાના પડખામાં આ પ્રસંગે લીધેલા તેમ રાજ્યના પોલિસ ખાતાના ભૂતપૂર્વ તથાપિ અંગ્રેજ સરકારથી નાલાયક ઠરાવાયલ પોલિસ-અધિકારી સામરિક જમાદાર સુલેમાનજીને સંભારીને તેમને પોતાની દેખરેખ નીચે રાજ્યસેવામાં દાખલ કરી પૂર્વનિર્દિષ્ટ બહારવટાનો અંત આણી દેવાની ગોઠવણ

કરી દીધેલી હતી આ બહારવટાનો લગતો સંક્ષિપ્ત ઇતિહાસ આપણે આગાઉ વાચી ગયા છીએ એટલે અમે અહી તે પરત્વે વિગતમા ઊતરતા નથી પુરુષોત્તમરાયજીએ આ બહારવટાનો અંત અલ્પ સમયમા અને અલ્પ ધનવ્યયથી આણી જે મહોટી રાજ્યસેવા કરેલી છે તેનાથી પણ મહત્તર ગણાય તેવી બીના તેમણે આ બહારવટાને યોગે જૂનાગઢ રાજ્યની પ્રગતિ કરેલી છે એ વાત ભૂલવા જેવી નથીજ આ બહારવટાને નષ્ટ કરવામા તેમણે જે અનેક નાના-મહોટા નોકરોને પોતાના ઉપયોગમા લીધેલા હતા તે બધા જૂનાગઢ રાજ્યની રૈયત પૈકીના હતા અને તેમનીજ સહકારિતાથી તેઓ ટુકા વખતમા અને ટુકે ખર્ચે તે બહારવટાનો અંત આણી શકેલા એ જો કે, સ્વદેશાભિમાન તથા સ્વદેશ સેવાની દૃષ્ટિએ એક મહોટો લાભ હતો, તથાપિ એ લાભ કરતા પણ વધારે મહોટા ગણાય તેવા બીજા લાભો પણ તેઓ મેળવી શક્યા હતા તેમની આ પ્રકારની પ્રવૃત્તિથી રાજ્યનુ આંતર સામર્થ્ય કેટલુ છે તે સાબીત થઈ ગયુ, અંતરાય નાખ્યા વિના પ્રજાને તક આપવામા આવે તો તે આત્મરક્ષા કરી શકે છે એ વાત પ્રતિપાદિત થઈ ગયેલી, અને સર્વથા મહોટો ગણાય તેવો જે એક લાભ થઈ આવેલો તે એ કે, દેશીય રાજ્યના નોકરો બ્રિટિશ રાજ્યના નોકરો કરતા વધારે નહિ તો કોઈ પણ પ્રકારે ઓછા શક્તિસંપન્ન નથી હોતા એ પણ સિદ્ધ કરી શકાયુ હતુ પરતુ આ બધા લાભો સૈદ્ધાંતિક કોટીના ગણાય એ સર્વનુ વ્યવહાર દૃષ્ટિએ જે શુભ પરિણામ આવેલુ તે એ કે, જે બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ જમાદાર સુલેમાનજીને રાજ્યસેવામા પ્રવેશ કરવા ન દેવાનુ ફરમાન કરેલુ હતુ તેજ બ્રિટિશ રાજદ્વારીય ખાતાને હાથે, પુરુષોત્તમરાયજી પ્રભુના પ્રયાસથી, એજ જમાદાર સુલેમાનજી ફરીથી રાજ્યસેવામા પ્રવેશ કરવાને માટે લાયક ઠરાવાઇ ગયેલા, અને જે જૂનાગઢ રાજ્ય પોતાનાજ પોલિસ-ખાતા ઉપરનુ પોતાનુ સ્વાભાવિક તથા સ્વતંત્ર સ્વામિત્વ ખોઇ બેઠેલુ હતુ તેજ જૂનાગઢ રાજ્ય પોતાના એ પોલિસ-ખાતા ઉપર પોતાનુ સીધુ અને સ્વતંત્ર સ્વામિત્વ પાછુ સ્થાપિ દેવાને સમર્થ પણ બની ગયુ હતુ પુરુષોત્તમરાયજીની નિર્મલ રાજ્યભક્તિમિશ્રિત સ્વદેશાભિમાનપૂર્ણ તથા રાજ્યસેવકોની શક્તિની પોષક ગણાય એવી રાજનીતિ આથી અધિક શુ કરી બતાવી શકે ? જમાદાર સુલેમાનજી પોલિસ-ખાતાના મુખ્ય અધિકારીને પદે જેવા સ્થપાયલા કે તરતજ પુરુષોત્તમરાયજીએ એ ખાતાના કામકાજ ઉપર દેખરેખ રાખવાનુ કામ પોતાના હાથમા રાખી લીધેલુ અને તેમ કરીને પોતાના પ્રીતિભાજક જમાદાર સુલેમાનજીને તેમના ખાતાના કામમા તેમને સફળતા

અને સફળતા મળતી રહે એટલા માટે તેઓ પોતે તેમના એક સમર્થ ટેકા રૂપ બની રહેલા પણ ખરા આ પ્રમાણે કરાયલી વ્યવસ્થાથી જે પરિણામ આવેલું છે તે નવાબીના ઇતિહાસમાં નોંધવાને પાત્ર પણ થયું છે. અને તેમ થવાને તે પાત્ર બન્યું છે તેનું કારણ એ કે, પુરૂષોત્તમરાય ખુદથી કરાયલ કલમથી ઉદ્ભૂત થવા પામેલ તથા જમાદાર સુલેમાનજી જેવા સિપાહીબચ્ચાથી અધિષ્ઠિત થઇ રહેલ જૂનાગઢ રાજ્યનું પોલિસ-ખાતું જેટલા પ્રમાણમાં પોતાની સબળતા તથા સફળતા દાખવી શકેલું છે તેટલા પ્રમાણમાં તે બ્રિટિશ વાલી વહીવટદારના વારામાં બ્રિટિશ યુરોપીય અમલદારોથી અધિષ્ઠિત થઇ રહેલું છતાં બનાવી શકેલું નથી. સ્વદેશીય નોકરો પરદેશીય નોકરોઃ એ ઉભયની કાર્યક્ષમતામાં રહેનો ફરક તેમજ સ્વદેશજાત સામર્થ્ય અને પરદેશજાત સામર્થ્યઃ એ બે વચ્ચે રહેતો તફાવત એ જો જોવા જાણવાની ઇચ્છા અમારા આ લેખના પાઠકને થાય, તો તેણે, જમાદાર સુલેમાનજીના અને તેમના ઉત્તરાધિકારીઓ થવાને મહોટા મહોટા પગારોથી ભાગ્યશાળી બનેલા એ ખાતાના પરદેશીય અધિષ્ઠાતાઓના વારાના ઇતિહાસની તુલનાત્મક પરીક્ષા કરી લેવાને તસ્દી લેવી પડશે. આ પરિચ્છેદ આમ સમાપ્તિને પામે છે. પરંતુ તે તેમ થાય તે પહેલાં અમારે આ સ્થળે કહેવું પડશેજ કે, પુરૂષોત્તમરાયજી ખુદની હીકમત તથા કરામતથી થવા પામેલ જમાદાર સુલેમાનજીની રાજ્યસેવામાં પુનઃ સ્થાપના અને તે સાથેજ પોતાના બદોબસ્તી-પોલિસ-ખાતાની ઉપરના નષ્ટપ્રાયઃ થવા પામેલ સ્વામિત્વની રાજ્યને થઇ આવેલ સંપૂર્ણ પુનઃ પ્રાપ્તિઃ એ ઉભય બાબતોને તેમના સંયુક્ત રૂપમાં આપણે જો વિચારી જોશું, તો રાજ્યહિત સાધવાના કાર્ય સાથે પ્રજા-અધિકાર હકની રક્ષા કરવાના કામમાં પણ સદોદિત રહેનાર પુરૂષોત્તમરાયજી જેવા સત્યાગ્રહી અને કાર્યકુશળ રાજપુરૂષની પ્રતિભાનાં પરિણામો રૂપે તેઓ આપણને દેખાયા વિના રહેશે નહિજ.

તથાપિ આ પરિચ્છેદમાંના વિષય પરત્વે લખવાનું અમે બંધ કરીએ તે પહેલાં, આપણને સખેદ આશ્ચર્ય પમાડે એવી કેટલીક હકીકત અમે અત્ર પ્રસંગવશાત્ ઉમેરી દેશું. રાયજી સાહેબે જૂનાગઢ જેવા રાજ્યના પોલિસ-ખાતાને, અર્વાચીન કોટીની તાલીમ ન પામેલ એવા જમાદાર સુલેમાનજી જેવા સ્વદેશીય અમીર અધિકારીના તાબામાં ફરીથી આણી મૂકેલું એ વાતને કદાપિ કોઇ અર્વાચીન સંસ્કારવાળો વિવેચક એક ભૂલ રૂપે ગણવાને તૈયાર થાય પણ ખરો. આમ હોઇને અમે એવા વિવેચકને, એ સુલેમાનજીના તથા તેમના પછીના

કાળની તે ખાતાની થોડીક હકીકત અત્ર વાનગી રૂપે આપવાને લોભાઈએ છીએ. સોરઠ પ્રાયશઃ કાંટિયા લોકોથી ભરપુર પ્રદેશ છે. આ કાંટિયા લોકોને કેમ પહોંચી વળવું એ વાત જેટલા પ્રમાણમાં જમાદાર સુલેમાન જાણતા તેટલા પ્રમાણમાં બીજા જાણતા ન હતા, અને એ કાંટિયા લોકોને ઉપદ્રવ કરતાં અટકાવવામાં એ જમાદાર સુલેમાનજીનું નામ માત્ર જેટલું મર્મસાધક બનતું હતું તેટલું તેમણે કરવાનું કામ અર્થસાધક થતું નહિ. તથાપિ અર્વાચીન ઢબે કાગળો બનાવીને ખાતાનું કામ ચલાવવું જોઈએ જ, એટલે તેને તે પ્રકારે ચલાવવામાં અનુકુળતા મળતી રહે એવા હેતુથી પોરબંદરના મોહનલાલ ફુલશંકર ઝાલા નામના એક ઘણાજ કાબેલ તથા અનુભવી પોલિસ-અમલદારની મદદ તેમને આપવામાં આવેલી હતી અને એ પ્રમાણે સિપાહીગીરીની સાથે મુત્સદ્દી-ગીરીનું જોડાણ થતાં એ ખાતું એટલું તો વ્યવસ્થિત, સબળ અને કાર્યસાધક બની રહેલું કે, **ઈ. સ. ૧૮૯૮થી ઇ. સ. ૧૯૦૨ની આખર સુધીમાં એ ખાતું જેટલા પ્રમાણમાં શક્તિસંપન્ન અને પ્રજાહિતસાધક રહી શકેલું તેટલા પ્રમાણમાં ઇ. સ. ૧૯૦૪ થી ૧૯૧૧ સુધીમાં રહી શકેલું નહિ,× એટલું જ નહિ, પરંતુ ઇ. સ. ૧૯૧૧ થી જુનાગઢ રાજ્ય બ્રિટિશ સરકારના વાલી વહીવટ નીચે મૂકાઇ ગયા પછી પણ એ રાજ્યના પોલિસ ખાતાની સ્થિતિ જમાદાર સુલેમાનજીના પૂર્વોક્ત સેવાકાળમાંની સ્થિતિ સાથેની સરખાવણીમાં ઘણી નબળી પડેલી હતી એમ આપણે એ બંને કાળના એ ખાતાના કામને લગતા આંકડાઓની તુલના કર્યાથી જાણી શકીએ તેમ છીએ.** ઇ. સ. ૧૮૯૮થી ઇ. સ. ૧૯૦૨ સુધીના વર્ષોમાં ચોરાયલ મિલ્કતમાંથી પાછી મેળવાયલ મિલ્કતની સરાસરી કાઢીએ છીએ ત્યારે તે ૬૨-૩૧ ટકા જેટલી થવા પામે છે, અને જો આપણે ઇ. સ. ૧૯૧૩-૧૪થી શરૂ કરી ઇ. સ. ૧૯૨૨-૨૩ સુધીનાં દશ વર્ષના ગાળામાંના બ્રિટિશ અમલ દરમ્યાન આજ બાબત પરત્વે સરાસરી કાઢશું તો તે સરાસરી ૩૩-૩૪ ટકા કરતાં વધારે પ્રમાણવાળી દેખાતી નથી। આ બાબત પરત્વે મિ. રેંડૉલ ખુદ પોતાના ઈ. સ. ૧૯૧૩-૧૪ ના, શાસનતંત્રવિષયક અહેવાલમાં, ચોરાયલી મિલ્કતના "૩૩-૭ ટકા પાછી મેળવ્યાનો ઉલ્લેખ કરીને" "પરિણામ હજી નબળું છે (the results are poor)" એવા શબ્દોમાં શોકોદ્ગાર કાઢી ઊઠે છે એ વાત, સ્વદેશીય અને પરદેશીય

× જુવો ચોરવાડવાળા શ્રીયુત પુરષોત્તમ પાઠક રચિત "મારૂં જૂનાગઢ"

અમલદારો વચ્ચે કાર્યોત્સાહ પરત્વે રહેતો ફરક બનાવી આપવામાં ઉપકારક થઇ પડે તેટલી સ્પષ્ટ છે.

હવે આ પરિચ્છેદમાં આપણે પુરુષોત્તમરાયજીના અધિકારકાળમાં થયલ ત્રીજી તથાપિ સ્વદેશકલ્યાણ સાધક પ્રવૃત્તિની સમીક્ષા કરી લેશું. સુજ્ઞ ગોકુલજી ઝાલાને પગલે પગલે ચાલવું અગર તો તેમની અસિદ્ધ રહેલ ભાવનાઓને સિદ્ધ રૂપમાં આણી મુકવી આ વાતને આપણા આ કથાવીરે પોતાનું એક કર્તવ્યકર્મ ગણેલ હોય, એમ એ ઉભય બંધુઓની પ્રવૃત્તિઓને સંકલિત કરતાં આપણને સમજાઇ આવે છે. વિદ્યાદેવીની આરાધના એ ગોકુલજીભાઇનો પરમ ઉદ્યમ હતો, અને પુરુષોત્તમરાયજી તેમના ઉત્તરાધિકારી બનેલા હતા, એટલે જે જ્ઞાનયજ્ઞ ગોકુલજીભાઇથી આરંભાઇને અપૂર્ણ મુકાયલો હતો તે તેમના દેહાંત પછી પૂર્ણ કરવાને મથવું એ પ્રકારનો આશય આપણા આ ચરિતનિરૂપ્ય રાખે અને તેને ફલિત કરવાને મથે એ કેવળ સ્વાભાવિક હતું.

કેળવણીનો વિકાસ, તેમાં નૂતનતાનો સંભાર અને ગુજરવાડમયને ઉત્તેજન

રાયજી સાહેબનાં અધિકાર કાળમાં જૂનાગઢ રાજ્ય તેની વિદ્યોત્તેજકતાને માટે એટલું તો સુવિખ્યાત રહેલું કે, તત્સંબંધે જેટલું લખવામાં આવે તેટલું ઓછું થઇ પડશે. લોકજીવનને ઉન્નત બનાવનાર સંસ્થાઓના તથા પ્રવૃત્તિઓના રૂપમાં થતા રહેતા ઉત્કર્ષક ફેરફારને પરિણામેજ હિતાવહ નવયુગની ઉત્પત્તિ થઇ આવે છે. અંગ્રેજ સરકારની સર્વોપરિતાની સ્થાપના થયા પછી કેળવણીનો વિષય રાજ્યાધીન બન્યો તેને પરિણામે લોકજીવનને તેના અમલ આચારવિચારને અનુરૂપ ઘડનારી અન્ય સંસ્કારક સંસ્થાઓનો ધીમેધીમે લોપ થતો ગયલો છે એ ખેદજનક વાત બાજુ ઉપર રાખીને જોશું તો, જૂના રૂપની પાઠશાળાઓને ઠેકાણે જે રાજ્યપ્રયોજિત નવરૂપધારી—બધીય કોટીનાં બધાંય બાળકોને એકજ લાકડીએ હાંકનારી–સમાન ધોરણે અને ઠરાવાયલ મુદત પર્યંત શિક્ષણ દેનારી–પાઠશાળાઓની સ્થાપના થઇ આવી તેને લીધે જે લાભાલાભ આપણા દેશને થયલ હોય તેની ચર્ચા અત્ર આપણે ન કરીએ, તોપણ એટલું તો આપણે અત્ર નોંધી શકશુંજ કે, એ નૂતન ઢબની પાઠશાળાઓથી અપાતા રહેલા શિક્ષણ તરફ લોકરૂચિ ધીમે ધીમે પણ વળવા લાગેલી હતી, અને જે કોમો જેટલા પ્રમાણમાં પૂર્વકાળથી વિદ્યારસિક હતી તે કોમો તેટલા પ્રમાણમાં

તેની પાઠશાળાઓનો લાભ લેવાને વળેલી મંડી પડેલી ખરી. જૂની-સ્વદેશીય ઢબે અપાતા આવતા વ્યવહારોપયોગી શિક્ષણકાર્યમાં ધીમેધીમે ઓટ આવતો ગયો હતો અને અંગ્રેજી ભાષાના ઉંડા જ્ઞાન વિના પ્રગતિ નથી નજર ગડાય એવી ભાવના કે જે કેટલાક પ્રમાણમાં હિતકર પણ હતી તે વધારેને વધારે પ્રમાણમાં હિતકર દેખાવા લાગતી ગયેલી હતી. આને પરિણામે આરંભકાળના વ્યવહારોપયોગી ક્રિયાત્મક જ્ઞાન આપનારાં તેમજ લોકરુચિમાં ગ્રહેલ દેશકથાઓ ભરેલાં પુસ્તકોમાં પણ ક્રમેક્રમે ફેરફાર થતો ગયલો, અને છેવટે લગભગ અંગ્રેજી ભાષાના જ્ઞાનનેજ પ્રાધાન્ય આપી દેવામાં આવ્યું હતું. પરિણામે કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોએ, અંગ્રેજી ભાષાનું પ્રાથમિક જ્ઞાન આપી શકે એવી ચણચાર ધોરણ સુધીની "એંગ્લોવર્નાક્યુલર" પાઠશાળાઓ પોતપોતાની રાજધાનીઓમાં સ્થાપેલી, અને અધિક ભણનાર યુવકોને અટકી પડવું ન પડે તેટલા માટે તે બધા સંસ્થાનોએ **ભેળાં મળીને** રાજકોટને કાઠિયાવાડના કેંદ્ર રૂપ ગણી ત્યાં સમસ્ત કાઠિયાવાડના લાભાર્થે "ધ આલ્ફ્રેડ હાઇસ્કૂલ"ના ઉપયોગ માટે જૂનાગઢ રાજ્યે વિદ્યાવ્યાસંગી ગોકુળજી ઝાલાની દીવાનગીરીના કાળમાં મહોટો ધનવ્યય કરીને એક ભવ્ય ઈમારત બંધાવી આપેલી તેના બદલામાં જૂનાગઢ રાજ્યના વિદ્યાર્થીઓ તે પાઠશાળામાં મફત ભણી શકે એવો પ્રબંધ તેમણે કરાવી લીધેલો હતો. જૂનાગઢ રાજ્યનું આ એક કામ ચલાઉ લોકોપકારક પગલું હતું, તથાપિ તે સંતોષકારક પ્રમાણમાં લોકહિતસાધક ન હતું એટલે, રાજ્યમાં આધુનિક કેળવણીનો પ્રચાર બને તેટલી વધારે ત્વરાથી કરી શકાય એ હેતુ લક્ષ્યમાં રાખીને જૂનાગઢ રાજ્યે, રાજકોટમાં બંધાવાયેલ "ધ આલ્ફ્રેડ હાઇસ્કૂલ"ની ઈમારતનીજ પ્રતિકૃતિ જેવી બીજી એક ભવ્ય ઇમારત "ધ બહાદૂરખાનજી હાઈસ્કૂલ" નામે જૂનાગઢ શહેરમાં બંધાવી સોરઠની સમગ્ર પ્રજાને સમયોચિત જ્ઞાનલાભ કરી લેવાને માટે અનુકૂળતા કરી આપેલી હતી, એટલુંજ નહિ, પરંતુ એ સમયના વઝીર બહાઉદ્દીનભાઇએ પણ પોતાના બનેવી નવાબ સાહેબ મોહોબતખાનજી બીજાના સ્મરણાર્થે, મુસલમાન વિદ્યાર્થીઓના લાભાર્થે "મોહોબત મદ્રેસા" નામક એક ઇસ્લામી પાઠશાળા સ્થાપી તેના ઉપયોગમાં આવે તેવી એક, 'ધી બહાદૂરખાનજી હાઇસ્કૂલ'ના જેવીજ ઈમારત બંધાવી આપેલ પણ ખરી. અને એ સંસ્થામાં મુસલમાન વિદ્યાર્થીઓને લૌકિક અને પ્રચરિત કેળવણીની સાથે સાથે ધાર્મિક કેળવણી પણ મળતી રહે એવી ખાસ વ્યવસ્થા પણ તેમણે કરી આપેલી હતી. અંગ્રેજ સરકાર ગ્રહીત કરાયલ પદ્ધતિએ ચાલતી નિશાળોમાંથી ધર્મવિષયક જ્ઞાનને બહિષ્કૃત રખાયલું અને તે હજુ પણ તેમજ છે, કેવળ અંગ્રેજી ઢબે

કેળવણી આપનાર નિશાળોમાં દાખલ થતી બાલ-જનતા એકંદરે ધર્મજ્ઞાનવંચિત થતી જાય અને તેનું ચારિત્ર પણ શિથિલ બનતું રહે એ વાત સ્વાભાવિક હતી. જે હિંદુ જનતાએ મુસલમાન સર્વોપરિતાવાળા રાજ્કાળમાં ફારસી ભાષાનું જ્ઞાન મેળવતાં મેળવતાં પણ પોતાની ધર્મભાવનાને ટકાવી રાખેલી હતી, તે હિંદુ જનતાએ અંગ્રેજ રાજ્યની સર્વોપરિતા સ્થપાયા પછી તેનાથી ચલાવાતી નિશાળો મારફત પોતાનાં બાળકોને લૌકિક કેળવણી ઝટઝટ અપાવી દેવાની આંધળી ધગશ ધગવીને ધાર્મિક કેળવણીની ઉપેક્ષા કરી છે અને તેનાં ફળ તે આજે ભોગવી રહેલ પણ છે; જ્યારે મુસલમાન જનતાએ ધાર્મિક કેળવણીને પ્રાધાન્ય આપવાની વાત પકડી રાખીને પોતાનાં બાળકોને લૌકીક કેળવણી લેતા રાખવાનું ફનિત ધારેલું હોઇ તે જાતિની જનતા આજે એક સંગ્રંથિત સબળ પ્રજા તરીકે પોતાનું સ્થાન નભાવી રાખતી હોય એવું આપણે જોઇ શકીએ છીએ. ધર્મપ્રેમ એકતાનું ઉત્પાદક બળ છે, અને એ બળના અભાવે પ્રાચીનકાળમાંની કેટલીક ગૌરવપૂર્ણ પ્રજાઓનો ધ્વંસ થયેલો છે તેમ તેનાથી ઉલટ પ્રકારે આપણે આજે એ ધર્મબળથી એકતાને પામી રહેલી અને મયોગાનુરૂપ એકતા સાધી લેની પ્રજાઓને આજ ધર્મહીન અને તેજહીન બનેલી અને બનતી જતી પ્રજાઓ ઉપર વિજય મેળવતી જોઇ રહેલા પણ છીએ. આપણા દેશમાં, ગમે તે બહાને ધર્મશિક્ષણનો નિશાળોમાંથી બહિષ્કાર થવા પામેલો છે તેને પરિણામે હિંદુ જનતાને બળહીન બનવાનો વારો આવ્યો છે એ વાત નિઃશંક છે. વઝીર બહાઉદ્દીન ચુસ્ત મુસલમાન હતા અને તેથી તેઓ, અર્વાચીન પદ્ધતિએ અપાતી કેળવણીમાં રહેલ પુર્વોક્ત પ્રકારનો-ધાર્મિક જ્ઞાનના અભાવ રૂપ દોષ, પોતાની જૂની આંખે દેખી શકેલા હતા. અને તેથીજ તેમણે પોતાથી સ્થાપાયલ, અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપનારી "મદ્રેસા" માં ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રબંધ કરેલો હતો. જૂનાગઢ રાજ્યમાંના તેમજ કાઠિયાવાડનાં બીજા રાજ્યોના હિંદુ મુત્સદીઓ, અંગ્રેજ સરકારની હકૂમત નીચે ચાલતી બધીય નિશાળોમાં અપાતી કેળવણીમાં ધાર્મિક કેળવણીનો અભાવ જોઇને અકળાયલ ન હતા એવું તો કહી શકાય એમ નથીજ. તેમને તે પરત્વે ઘણીજ અકળામણ થયલી અને તેથી તેમણે પોતાનાં બાળકોને નિશાળ બહાર પણ ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરાવવા માટે અનેક યોજનાઓ વિચારેલી અને તેને સફળ કરવાને પ્રયાસો પણ કરેલા હતા; *તથાપિ તેઓ તેમાં અંતે સફળ થયલા નહિ એ વાત

* જુવો આ લેખક રચિત અને "શ્રી સયાજી સાહિત્યમાળા"માં પ્રકટ થયલ "મણિશંકર કીકાણી"નું જીવન ચરિત.

સ્વત સિદ્ધજ છે ધાર્મિક શિક્ષણના અભાવથી રહેતો-દોષ જૂનાગઢ રાજ્યના મુત્સદીઓની નજર બહાર તો ન જ રહેલો, અને તેથી, હવે પછી આપણે વાંચીશું તેમ, એ દોષનું નિવારણ એ તેમણે પાછળથી રાજ્યની પાઠશાળાઓમા નીતિવિષયક તેમજ ધર્મવિષયક થોડુંક પણ જ્ઞાન આપવાની પદ્ધતિ સર્વ આધારણ રૂપમા દાખલ કરવાની બાબતમા પહેલ કરેલી હતી અર્થાત્ આધુનિક ઢબે કેળવણી આપનાર સંસ્થાઓને જન્મ આપવાની બાબતમા જૂનાગઢ રાજ્ય હમેશા મોખરે ચંચળ રહેતું તો ખરૂ જ તોપણ એ સંસ્થાઓમા જે પ્રણાલિકા પ્રમાણે કેળવણી આપવાનું અંગ્રેજ સરકારના કેળવણી ખાતાએ ઠરાવેલું હતુ તેમાં ફેરફાર કરવા જેટલી પણ સ્વતંત્રતા રાજ્યને ન હતી, અને એ વાત રાજ્યને જો કે ખુચતી હતી તથાપિ તે પરત્વે તે નિરૂપાય હતુ તોપણ જ્યારે ઇ સ ૧૮૯૮મા કેળવણી પરત્વે સંપુર્ણ અધિકાર રાજ્યને પ્રાપ્ત થયો અને સુરત નિવાસી નાગર ગૃહસ્થ કૌશિકરામ મહેતા હેડમાસ્તર નીમાયા ત્યાર તેની મારફત ઉપના ધોરણમા અંગ્રેજીમા પ્રાર્થના કરવાનો રિવાજ દાખલ કરાવેલ આધુનિક ઢબની ઉચ્ચતર કેળવણી પામેલ પ્રજાજનોના સમયાનુસાર ખપ રાજ્યને હતો, અને તેથી મુંબઇની વિદ્યાપીઠની વિવિધ શાખાઓનુ જ્ઞાન જૂનાગઢ રાજ્યના વિદ્યાર્થીઓને અપાવવા માટે રાજ્યે વિદ્યાર્થીવેતનો આપી આપીને વિદ્યાર્થીઓને ઉત્તેજવા માંડેલા પણ ખરા આપણા આ કથાનાયક પુરૂષોત્તમરાયજી, ગોકુળજીભાઈના તેમજ તેમના સહકારીઓના આ વિદ્યોત્તેજક પ્રયાસોથી સુપરિચિત હતા, અને તેમા વળી આધુનિક ઢબે કેળાયેલ પરદેશીય રાજ્યસેવકો ઉપર આધાર રાખવાથી રાજ્યને તેમજ પ્રજાને જે લાભાલાભ થવાનો સંભવ હતો તે તેઓ સમજી શકેલા હતા, એટલે આ પણ માર્ગે અર્વાચીન ઢબે અપાતી કેળવણીનો બને તેટલા અધિક પ્રમાણમા રાજ્યની પ્રજાને લાભ અપાવવાનો સંકલ્પ તેમણે કરી રાખેલો પણ હતો એક નિપુણ રાજનીતિજ્ઞ તરીકે પુરૂષોત્તમરાયજી સમજી શકેલા કે, રાજ્યમા પરદેશમાથી આયાત કરેલ ઇસમોને નોકર રાખવાથી રાજ્યને તેમને પગાર આપવામા વધારે ધનવ્યય કરવો પડે છે, આર્થિક લાભ પ્રજાને ઓછા મળે છે પ્રજાજીવનથી અપરિચિત પરદેશીય રાજ્યભૃતકોના વિચારસર્ણ। સામાન્યત સ્વાર્થાનુલક્ષી હોઈ તેમનામા પ્રજા ભણી ખરેખરી સહાનુભૂતિ કે સહૃદયતાની ઓછપ હોય છે, તેઓ જેટલા ભૂતિભક્ત હોય છે તેટલા રાજ્યભક્ત હોઇ શકતા નથી અને રાજ્યકાર્યો તેમને નિજકુટુંબકાર્યો જેવા ગણાઇને જે રૂપમા અને જેટલી ચિંતાથી થવા જોઇએ તે રૂપમાં અને તેટલી

ચિંતાથી ઘણેભાગે યના રહેના પણ નથી આ વિચારસરણિને અનુસરીને પુરુષોત્તમરાયજીએ, જૂનાગઢ રાજ્યમા નવી કેળવણી પામેલ વ્યક્તિઓની જે અછત હતી તે ટાળી ?ા માટે અધિક વિસ્તૃત રૂપે પ્રયાસ કરતા રહેવાનુ યોગ્ય વિચાર્યુ, અને એ વિચારને તેઓ પોતાના રાજદ્વારીય ઉદયકાળથી તે છેક અસ્તકાળ પર્યંત વળગી રહેના એટલુ જ નહિ પરતુ રાજ્યમાથી મુક્ત થયા પછી પણ તેઓએ રાજ્યના અનેક વિદ્યાર્થીઓને શકય તેટલી મદદ પોતા તરફથી આપવાનુ તેમજ અન્ય સ્થળોએથી અપાવવાનુ ચાલુ રાખેલુ પણ હતુ. હરિદાસભાઈની દીવાનગીરીના સમયમા રાજ્યમા એક સ્વતંત્ર કેળવણી ખાતુ હયાતીમા લાવવા માટે "એજન્સી"મા પ્રયાસ કરાયલ હતો, અને તેને પરિણામે છેક ઇ સ ૧૮૯૩મા રાજ્ય કેળવણીના ક્ષેત્રનો અશતઃ કબ્જો મેળવી શક્યુ હતુ આ વખતે જૂનાગઢ રાજ્યના સદ્‌ભાગ્યે પુરુષોત્તમરાયજીના જ કોઈ આઇ ભાઈ ગણપતિરાય મયાશકર ઘોડા જેવા એક વિદ્યાપ્રેમી પવીધર ગૃહસ્થ રાજ્યને ઉપલબ્ધ થઈ આવતા તેમને કેળવણીખાતાના આદ્ય અધિકારી તરીકે નિયુક્ત કરીને રાજ્ય— આડેએ તેમની મારફત પોતાની વિદ્યાપ્રસાર ભાવનાને મૂર્ત રૂપમા મૂકવાનો ઉદ્યમ આરભી દીધેલો હતો ગણપતિરાયજીએ પોતાને સોપાયલ આ કામ એટલા તો ઉત્સાહ, ઉદાર ચિત્ત અને નૈપુણ્યથી ઉપાડી લીધેલુ કે, આખાય ગૂજરાત-કાઠિયાવાડમા જૂનાગઢ રાજ્યની કીર્તિ ફેલાઈ ગયલી, એટલુ જ નહિં, પરતુ જે બધા નવાનવા અખતરાઓ રાજ્યમા થઈ રહેલા હતા તે બધા સહુકોઈની દ્રષ્ટિને આકર્ષી રહેતા, અને જૂનાગઢ રાજ્ય કળવણીના વિષયમા, જાણે કે એક પ્રેરણાદાયક આદર્શ કેદ્ર હોય એમ સર્વત્ર મનાવા લાગેલુ પણ હતુ ઈ સ ૧૮૯૪-૯૫ના વાર્ષિક નિવેદન લેખમા, કાઠિયાવાડમાના બ્રિટિશ કેળવણી-ખાતાના અધ્યક્ષને એવી મતલબની નોધ કરવી પડેલી કે, ગણપતિરાય ઘોડાની "આગ્રહશીલ કાર્યદર્શકતાને લીધે" જૂનાગઢ રાજ્યમા કેળવણીના વિષયે મ્હોટી પ્રગતિ થયલી છે ઇ સ ૧૮૯૬ મા તો ગણપતિરાયજીના પ્રયાસથી તથા રાજ્યના કાર્યભારીમડળના ઉત્તેજનથી **વેરાવળ મુકામે કાઠિયાવાડના તેમજ કેટલાક ગુજરાતનાં રાજ્યોના કેળવણીકારોનુ એક આદ્ય સમેલન રચવામા આવેલુ,** અને એ સમેલન માટે થનાર ખર્ચને પહોચી વળવા માટે જૂનાગઢ રાજ્યે રૂ ૧૦૦૦૦) દશહજાર રૂપીઆની રકમ અલગ કાઢી આપેલી હતી એટલુ જ નહિ, પરતુ વઝીર બહાઉદ્દીનભાઈ, દીવાન બહેચરદાસજી, પુરુષોત્તમરાયજી, ગોડળ રાજ્યના દીવાન બેઝનજી શેઠ, તે સમયના કાઠિયાવાડના કેળવણી અધિકારી શ્રીયુત તરખડ

વગેરે રાજપુરુષોએ પણ તેમાં હાજરી આપીને તેને પ્રોત્સાહન આપેલું હતું. આ સંમેલન થયું તે પહેલાં ગણપતિરાયજીએ સદ્ગતમાક્ષર ગોપાળજી ક. દેનાસાકર કે જેઓ "કિંડરગાર્ટન" પદ્ધતિથી અપાતી કેળવણીના એક આદ્ય ઉત્તેજક હતા અને જેમનો આ ચરિતનિરૂપ્ય સાથે ગાઢ સ્નેહસંબંધ હતો તેમની મદદથી રાજ્યની પાઠશાળાઓમાં **"બાળોદ્યાન પદ્ધતિ"** ( કિંડરગાર્ટન સીસ્ટમ ) થી બાળકોને શિક્ષણ આપવાનો પ્રબંધ કરીને **"બાળ વર્ગો"** જેમને હાલ **"બાળ મંદિરો"**નું નામ આપવામાં આવેલ છે તેમને હયાતીમાં આણી દીધેલા હતા, અને તે સર્વની નિરીક્ષા તથા પરીક્ષા કરીને "એજન્સી"ના, તે સમયના કેળવણી ખાતાના મુખ્ય અધિકારી મિં૦ એમ૦ એ૦ તરખડે પોતાના તરફથી ઇ. સ. ૧૮૯૫–૯૬માં મુંબઇ સરકારમાં પેશ કરેલ નિવેદનલેખમાં ગણપતિરાયજીની કાર્યશક્તિની મ્હોટી પ્રશંસા કરીને **જુનાગઢ રાજ્યને કેળવણીના ક્ષેત્રમાં અન્ય રાજ્યોથી આગળ વધેલું** ચિત્રી બતાવેલું પણ હતું. અર્થાત્, **એ સમયના ગુજરાત કાઠિયાવાડમાં અગર તો બ્રિટિશ હકુમત નીચેના મુંબઇ ઇલાકામાં કેળવણીને લગતી બાબતો પરત્વે વિચારણા તથા નિર્ણયો કરવા માટે જો કોઇ પણ પહેલું સમેલન-પરિષદ-રચાયલ હોય તો તે આ વેરાવળ મુકામે ભરાયલ સભા હતી, અને એ પ્રકારની પ્રવૃત્તિના જન્મદાતા થવાનું સદ્ભાગ્ય કે માન જો કોઇને પ્રાપ્ત થવાનું હોય તો તે આપણા આ ગણપતિરાયજીને તેમજ જુનાગઢ રાજ્યનેજ પ્રાપ્ત થાય તેમ છે,** અને તે નૂતન પ્રવૃત્તિને માટે ગણપતિરાયજી જેવા સર્જક શક્તિ ધરાવનાર કેળવણી અધિકારીને પસંદ કરનાર તરીકે આપણી આ કથાના નાયક પુરુષોત્તમરાયજી તે બદલ અભિમાન પણ લઇ શકે. વેરાવળવાળા સમેલનમાં તા. ૧૨–૫–૯૬ થી તા. ૨૧–૫–૯૬ સુધી કામકાજ થયું હતું, અને તેને પરિણામે નવીન કોટીનો અભ્યાસક્રમ પ્રાથમિક દેશીય પાઠશાળાઓમાં વિવિધ ધોરણો માટે રચાઇ જવા પામ્યો હતો, અને "હોપ વાચનમાળા" ઉપરાંત બીજી એક નવી વાચનમાળા રચાવી પ્રકટ કરવા માટે જૂનાગઢ રાજ્યે પાંચ હજાર રૂપીઆની રકમ પણ અલગ કાઢી આપેલી હતી. **આમ નવી વાચનમાળાનો આદ્ય ગર્ભ ઊપજાવ્યાનું માન રાયજી સાહેબના શ્રેષ્ઠાધિકારવાળા જુનાગઢ રાજ્યનેજ પ્રાપ્ત થઇ શકે તેમ છે.** આ પ્રમાણે જૂનાગઢ રાજ્યે કેળવણીના પ્રદેશમાં જે એક નવો ચીલો પાડેલો તે, તે પછી ઘણે વર્ષે મ્હોટો રસ્તો થઇ પડેલો છે અને અનેક વાચનમાળાઓ અસ્તિત્વમાં આવેલી પણ છે. પરંતુ

એ એક પ્રકારનો ચીલો પાડીને જૂનાગઢ રાજ્ય સંતુષ્ટ રહેલું નહિ. પ્રત્યેક રાજ્ય પોતાની હદમાંની નિશાળોમાં પોતાનો ઇતિહાસ તથા પોતાના તાબાના ભૂભાગનું જ્ઞાન આપનારા પુસ્તકોને અભ્યાસક્રમમાં સ્થાન આપી શકે એનો નિર્ણય પણ પૂર્વોક્ત સંમેલને કરેલો હતો, અને તેનો અમલ પણ થયેલો છે આ પ્રમાણે જે નવો નિર્ણય થયલો તે પહેલાં કોઇ પણ રાજ્યની નિશાળમાં સ્થાનિક ઇતિહાસ તેમજ સ્થાનિક ભૂગોળવિદ્યાને શિક્ષણીય વિષયો તરીકે સ્થાન અપાયલ ન હતું, અને તેને પરિણામે વિદ્યાભ્યાસ કરનાર બાળકો તેમજ વિદ્યાર્થીજીવન સમાપ્ત કરી વ્યવહારજીવનમાં વ્યાપૃત થઇ જતા જે તે રાજ્યના પ્રજાજનો સ્વદેશને લગતી બાબતોથી લગભગ અજ્ઞાત રહી જતા હતા અને પરદેશીય જ્ઞાનથી ઊભરાતા એવા જે તેઓ તે ભણેલામાં ખપી રહેતા હતા. આ પ્રકારની ઊણપ કાંઇ જેવી તેવી હાનિકારક ન હતી. પરદેશીય જ્ઞાન મેળવવાની ધગશને લઇને સ્થાનિક પરિસ્થિતિનું જ્ઞાન મેળવવાની બાબતમાં પ્રાયશઃ પછાત પડી જવાયાથી દેશને મ્હોટું નુકશાન વેઠવું પડેલું છે, એ વાતમાં શક નથી. વેરાવળવાળું સંમેલન રચાયું તે પહેલાં કેળવણીના વિષયનો ઇજારો મુંબઇ સરકારનું કેળવણી-ખાતું લઇ બેઠેલું હતું અને તેથી કેળવણી માત્ર રાજ્યાધીન બની ગયલ હતી, તેને બદલે આ સંમેલનના કાર્યથી કેળવણીનો વિષય બહુશઃ પણ લોકાધીન બની જવા પામેલો હતો. અર્થાત્, **પૂર્વોક્ત સંમેલન રચાવીને તે મારફત જુનાગઢ રાજ્યે કેળવણીના ક્ષેત્રની પુનર્ઘટના કરવા માટે જે પહેલ કરી બતાવેલ છે તે પહેલનો લાભ, જે કોઇ નિષ્પક્ષપાત વિદ્વાન્ આપણા આખાય ઇલાકાની કેળવણીનો ઇતિહાસ તપાસી જોશે તેને પ્રત્યક્ષ થઇ આવ્યા વિના રહેશે નહિજ.** આ સંમેલન થયા પછી લગભગ વીશ વર્ષે અમદાવાદમાં તેમજ ભરૂચમાં "ગૂજરાતી કેળવણી પરિષદ્" ભરાયલ છે, નવી નવી વાચનમાળાઓ હયાતીમાં આવેલી છે અને આવતી જાય છે, અને વળી રાજકારણ સાથે કેળવણીનો વિષય છૂટી વિચારણા માગે છે એવું લોકમત પણ બંધાઇ ગયું છે. આ સંમેલનના મહત્ત્વની દૃષ્ટિએ વિચારતા અમારે આ સ્થળે એટલું તો કહેવું પડશેજ કે, પુરૂષોત્તમરાયજીનો જે પરમ આશય જુનાગઢ રાજ્યથી ખોવાયલું પોતાનું આંતર સ્વાતન્ત્ર્ય મર્યાદા પુનઃ પ્રાપ્ત કરી લેવાનો હતો તે અંશતઃ પણ આ સંમેલનના કાર્યથી સફળ થયેલો તો ખરોજ.

પરંતુ આટલીજ બાબતના વર્ણનથી જુનાગઢ રાજ્યની વિદ્યાપ્રગતિને લગતી કથા સમાપ્ત કરી શકાય તેમ નથી. રાજદ્વારીય રંગો તેમના

ઉત્પત્તિકાળમાં અસ્પષ્ટ હોય છે, અને તેથી અસાધારણ દષ્ટિવાળાજ તેમનું ન્યુનાધિક દર્શન કરી શકે છે. પુરૂષોત્તમરાયજીની સૂક્ષ્મ દષ્ટિ, ક્ષણે ક્ષણે પરિવર્તિત થતા જતા યુગનું લક્ષણ જોઇ શકતી હતી અને તેથી તેમણે, જુનાગઢ રાજ્યની સેવા કરવાનો અવકાશ મળી શકે તે માર્ગે અગર જો તેવો અવકાશ ન મળી શકે તો અન્ય કોઇને કોઈ સ્વતંત્ર માર્ગે પોતાના જીવનનો ઉદ્ધાર સાધી શકે એવા હેતુથી રાજ્યની પ્રજામાથી બંધ્યાબંધ વ્યક્તિઓ ઉચ્ચ પ્રકારની કેળવણી પામવાને શક્તિમંત થાય એટલા માટે રાજ્યમાં સ્થાયક કેળવણી-મય રૂપી ઇમારતને બને તેટલી સાંગોપાંગ પરિપૂર્ણ કરી લેવાને પોતાનો ઉદ્યમ ચાલુ રાખેલો હતો, બાબી રાજકુળની સ્થાપના જૂનાગઢમા થઇ ત્યારથી નવાબ સાહેબોના ઉદાર ચિત્તમા હિન્દુ અને મુસલમાન રૈયત વચ્ચે ભેદભાવ કદિ પણ ઉદ્દ્ભવ થવા પામેલો નહિ, અને તેથી રિયાસતમાત્રનો લાભ એ ઉભય જાતિના લોકોને એક સરખો અને જેની તેની યોગ્યતા પ્રમાણે મળતો રહેલો પણ ખરો. પરતુ અગ્રેજ સરકાર કાઠિયાવાડમાસર્વોપરિ અને સ્થિર થયા તે પછીથી તેમણે જે નીતિ ક્રમે ક્રમે ક્રિયામા ઉતારવા માંડેલી હતી તેને પરિણામે તેમના અંગ્રેજ અમલદારો જ્યારે ને ત્યારે તથા જેને તે ભિષે જૂનાગઢ રાજ્યમાથી નાગરોનું અને તો તેમને નામે હિંદુઓનું જોર ઓછુ કરાવવાને તથા તેમને ઠેકાણે નોકરીઓમા મુસલમાનોને –વિશેષત પરદેશીય મુસલમાનોને–દાખલ કરાવવાને અને તેમ કરીને નવાબોને કેવળ મુસલમાની રગ ચઢાવી દેવડાવવાને મથી રહેલા હતા. રાયજી સાહેબ આ બધા નીતિપ્રયોગથી સુપરિચિત હતા એટલે તેમને એવું લાગી આવેલું કે રાજ્યનો વહીવટ–કારભાર– જ્યા સુધી સ્થાનિક હિંદુ કે મુસલમાન કાર્યભારીના હાથમા રહેશે ત્યાં સુધી તો રાજ્યમાની હિંદુ અને મુસલમાન રૈયત વચ્ચે બહુ તફાવત ગણવાનો વારો કદાચિત્ નહિ આવે; પરંતુ જો કારભાર તદ્દન પરદેશીય મુસલમાનના અગર તો બ્રિટિશ સરકારના આશ્રિત કાર્યભારીના હાથમા જશે તો તેને પરિણામે કદાપિ સ્થાનિક મુસલમાનોને ઓછું ખમવું પડશે, તો પણ રાજ્યમાંની હિંદુ જનતાને જેટલો રાજ્યાશ્રય મળવો જોઇએ તે મળી શકવાનો નથી, અને તેમ થાય તો હિંદુ જનતા પોતાના બાળકોને ઉચ્ચ પ્રકારની કેળવણી અપાવવાને બહુ ભાગે અસમર્થ થવાની જ. આ પ્રકારના એમના ભવિષ્યજ્ઞાને પુરૂષોત્તમરાયજીને જે પ્રેરણા આપેલી હતી તેને પરિણામે તેમણે **'બહાઉદ્દીન આર્ટ્સ કૉલેજ'** નામક મહા પાઠશાળા તેમજ વિવિધ વિજ્ઞાનો તથા કળાઓનુ જ્ઞાન આપી શકે તેવું એક **'કલાભવન** (ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ)' અને તે ઉપરાંત એક **'સંગીત પાઠશાળા'**ની સ્થાપના કરવા

જણાય છે તે એવા છે કે, આ લેખનો કોઈ પણ પાઠક તેમણે આવા મહાપુરુષનું મૂલ્ય આંકવાની બાબતમાં પોતાના લક્ષ્ય બહાર રાખી શકશે નહિ. આજે એ ભવિષ્યજ્ઞ રાયજી સાહેબ હયાત નથી, પરંતુ તેમણે પોતાની ભવિષ્યજ્ઞતાને બળે ગ્રેજ્યુએટને "બહાઉદ્દીન કોલેજ" જેવી જે સંસ્થાને જન્મ આપેલ છે તે તેમની સફલિત હયાતીનું એક સાચું સ્મારક બની રહેલ છે એ વાતનો સ્વીકાર, એમનું વિસ્મરણ કરાવવાનો મિથ્યા પ્રયત્ન કરનાર એમના વિદ્વેષીઓને કર્યા વિના છુટકો નથી જ.*

તથાપિ અમારે આ કથા ભાગ આટલેથી જ સમાપ્ત થાય તેમ નથી. અતિવિસ્તારના દોષને પાત્ર અમને કોઈ ગણશે એ વાતનું પણ અમને ભાન છે પરંતુ આ ઉત્તમ ગતાત્મા લખવામાં અમારો હેતુ કેવળ આ ચરિતનિરૂપ્યના કર્મપરંપરા તથા તેમની પ્રકૃતિની ગુણાગુણતાનું નિદર્શન કરવાનો હોય એમ અમારા પાઠક કલ્પી લેવાનું નથી. અમે આ કથા જૂનાગઢ રાજ્યના ભૂતકાળના જતા વાસ્તવિક ઇતિહાસને વિસ્મૃતિવશ થઇ જવા ન દેવાના ઇરાદાથી લખેલી છે, એટલે જ્યારે વિષય પોતે જ વિસ્તૃતતા માગી લેતો છે ત્યારે પછી અમારે સંકુચિતતાનો આશ્રય લઇને ચાલવું એ અમારા લેખકધર્મથી વિરુદ્ધ જવાની વાત જ થઇ પડે તેમ છે, અને તેથી અમે આપણા આ કથાવીરના બીજાં જે અનેક વિધવિધ ક્ષેત્રોમાં કૃતિ કરી બતાવેલી છે તેની સમાલોચના પણ અત્ર કરી દેવાનું ઉચિત ધારીએ છીએ.

જમાનાને અનુસરતા રાજ્યને જે પ્રકારની કેળવણી પામેલા નોકરોનો ખપ પડે છે તે પ્રકારના નોકરો મેળવવાને માટે તેને પોતાના પ્રજાજનોમાં તેવા પ્રકારની કેળવણીનો ફેલાવો કરવાની જરૂરત પણ રહે છે. રાયજી સાહેબ જમાનાને પારખી તેના ગ્રહણીય અંશોને પોતાના કરી લેનારા હતા અને તેથી તેમણે જૂનાગઢ રાજ્યને આધુનિક કેળવણી પામેલા નોકરો પોતાની પ્રજામાંથી જ સાંપડી શકે એવા હેતુથી વિદ્યાર્થીઓને મુફત હરતે વેતનાદિ આપવાની યોજના એ શાસન પ્રબંધના એક મુખ્ય અંગરૂપ ગણેલી હતી. વૈદક, ઇજનેરી, કાયદા વગેરે અર્વાચીન ઢબે શીખવાતા વિષયોને લગતું તેમજ ઉચ્ચકલાનું જ્ઞાન રાજ્ય

* બહાઉદ્દીન કોલેજના ગઇ સાલમાં ઉજવાયેલ 'સુવર્ણ' મહોત્સવ પ્રસંગે આ ચરિતનિરૂપ્યનું તૈલચિત્ર કોલેજના સભાખંડમાં મુકવા કોલેજના જૂના વિદ્યાર્થીઓ તરફથી જાહેરમાં સૂચના કરવામાં આવેલ છે તે સૂચનાનો હજુ સુધી અમલ થયેલ નથી એ ખેદકારક છે.

માના વિદ્યાર્થીઓ પોતપોતાની બુદ્ધિશક્તિ મુજબ મેળવી શકે એવા ઉદ્દેશથી એમણે જેમ વેતનાદિ આપવાની વ્યવસ્થા કરેલી હતી તેમ યુરોપમા ભણવા જનારાઓને વેતનો અગર આર્થિક ઉચ્ચ મદદ આપવાનુ ધોરણ પણ રાજ્યમા દાખલ કરાવેલુ હતુ મુબઈ, પુના અમદાવાદ હૈદરાબાદ, વગેરે સ્થળે જઇ વિવિધ વિદ્યાકળાનુ જ્ઞાન મેળવનારાઓને તેમણે ઉત્તેજ્યા છે, અને એ પ્રમાણે યોગ્યતાસપન્ન થઇ આવનારાઓને તેમણે યથાવકાશ રાજ્યસેવામા નિયુક્ત કરવાનુ ચાલુ રાખેલુ પણ છે આ બધી તેમની વિદ્યોત્તેજક પ્રવૃત્તિને પરિણામે, અર્વાચીન ઢબે કેળવાયલ વ્યક્તિઓની સખ્યા રાજ્યમા એટલી તો થઈ ગયેલી કે ઇ સ ૧૮૮૩ થી ઇ સ ૧૯૦૩ સુધીમા રાયજી સાહેબ રાજ્યના સમયોચિત રૂપ ધરવાને પાત્ર ગણાતા ખાતાઓને તેવી કેળવણી પામેલ વ્યક્તિઓથી સમૃદ્ધ કરી શક્યા હતા એટલુજ નહિ પરતુ પરદેશમાથી તેવા કેળવાયલ ગૃહસ્થોની આયાતે રાજ્યસેવામા કરવાની જે આવશ્યકતા રહેતી હતી તે તેમણે ટાળી દીધેલી પણ હતી અર્થાત્ રાયજી સાહેબની વિદ્યાપ્રસારક નીતિને પરિણામે જૂનાગઢ રાજ્ય કેળવાયલ નોકરો મેળવવાની બાબતમા લગભગ સ્વયપર્યાપ્ત બની ગયલુ હતુ ઇ સ ૧૯૦૩મા પુરૂષોત્તમરાયજીએ જૂનાગઢ છોડયુ ત્યારે રાજ્યના ઘણાખરા ખાતાઓ અર્વાચીન કેળવણી પામેલ નોકરોથી એટલા પ્રમાણમા સભર થઇ ગયેલા હતા કે, કેળવાતી જતી નવીનની વ્યક્તિઓને રાજ્યસેવામા પ્રવિષ્ટ થવા માટે જે અવકાશ હોવો જોઇએ તે લગભગ નહિવત્ જ થઇ ગયેલો હતો અને તેને પરિણામે એવી કેળવાયેલ અને કેળવાતી જતી વ્યક્તિઓને સ્વદેશ છોડી પરદેશ ખેડવાની ફરજ પડે એવી સ્થિતિ લગભગ આવી પહોચેલી પણ હતી રાયજીસાહેબે ઇ સ ૧૯૦૩ની [illegible] જૂનાગઢ છોડયુ તે પછી તરતના વર્ષોમા જૂનાગઢ રાજ્યના કેળવાયલ [illegible] મોટી ગણાય તેવી સખ્યામા જૂનાગઢ રાજ્ય બહારના કાઠિયાવાડ, [illegible] રજપુતાના આદિ ભાગોમા ફેલાઇ પોતપોતાનો નિર્વાહ સારી રીતે [illegible] તે વાત અમારા આ કથનને પુષ્ટિ આપે તેમ છે આમ હોઇ આપણે [illegible] શકીએ કે રાયજી સાહેબના રાજ્યાધિકારકાળમા જે પ્રકારે [illegible] હેતુ તે પ્રકારે બપાયુ ન હોત અગર તેમણે 'બહાદીન [illegible] દીધી ન હોત તો સારી પ્રજા હાલ જેટલા પ્રમાણમા [illegible] તેટલા પ્રમાણમા તે કેળવાયલી ન હોત અગર એ [illegible] પરદેશમા ફેલાયલી નજરે ચઢે છે તેટલા પ્રમાણમા તે [illegible] નહિ પરતુ એ પ્રમાણે પરદેશમા ફેલાયલ પ્રજાજનો [illegible]

માર્ગે પ્રવૃત્ત થવાને જે અવકાશ મળી રહેલો છે તે તેને પ્રાપ્ત થયો પણ ન હોત. જૂનાગઢ રાજ્યની વિદ્યોત્તેજકતાને માટે આપણા આ કથાવીરને કેટલું અભિમાન હતું તે બતાવનારી એક હકીકત અમે અત્ર નોંધ્યા વિના રહી શકતા નથી. એ હકીકતને અમે "રાજ્યના પદવીધરોનો મેળો" એવી સંજ્ઞા આપીએ તો તે બેહુદું ગણાશે નહિ. બહાઉદ્દીન કૉલેજ"ની ઉદ્ઘાટનક્રિયા કરવાને હિંદુસ્તાનના એ વખતના ઉપરાજ લૉર્ડ કર્ઝન જૂનાગઢમાં આવેલા ત્યારે રાયજી સાહેબની ચતુરતા તથા સમયોચિત કલ્પનાએ તેમને એ મંગલક્રિયામાં ભાગ લેવરાવવાને માટે રાજ્યના તમામ પદવીધરોને આમંત્રવાની ભવ્ય પ્રેરણા કરેલી હતી, અને જે પદવીધરોને પરદેશમાંથી આવવાનું થયલું હતું તેમને તેમણે રાજ્ય તરફથી વાટ ખર્ચ અપાવેલું પણ હતું. આ સર્વ પદવીધરોએ, પૂર્વોક્ત ઉદ્ઘાટનક્રિયા પ્રસંગે ભરાયલ દરબારમાં પોતપોતાની પદવીને સૂચવનાર પરિધાન–ઝબ્બા પહેરીને આવવાનું તથા બેસવાનું ઠરાવાયલું હતું, એટલે તેમાંના જે કોઇ પાસે પોતાનો ઝબ્બો ન હોય તેને રાયજી સાહેબે તત્કાલ કરાવી આપેલ પણ હતો. આ પ્રમાણે સજ્જ થયલા તમામ પદવીધરોની જે પંક્તિ રચાયલી અને તેને લીધે, વિદ્યાપીઠ તરફથી રચાતા પદવીદાન સમારંભના જેવું જે ભવ્ય દૃશ્ય ઉપસ્થિત થઇ આવેલું હતું તે, ખરેખર, હરકોઇ પ્રેક્ષકના ચિત્તઉપર ઉંડી છાપ પાડી દે તેવું હતું. પૂર્વોક્ત દરબારમાં એ બધા પદવીધરોને તેમની પોતાની યોગ્યતાને ક્રમે, ઝબ્બા સહિત, એકજ પંક્તિમાં અને અગ્ર હરોળમાં બેસાડવામાં આવેલા, અને જ્યારે લૉર્ડ કર્ઝનનો પ્રવેશ એ સભામંડપમાં થયલો ત્યારે એ સર્વ પદવીધરોએ ઊભા થઇને તે ઉપરાજને સન્માનેલા ત્યારે તે પ્રખર બુદ્ધિવાળા ઉપરાજના હૈયા ઉપર, રાજ્યના કાર્યભારીમંડળની ચતુરાઈ પરત્વે જે ઉંડી છાપ પડવા પામેલી તેનો ખ્યાલ તો તે સમયના દૃશ્યના પ્રેક્ષકનેજ હોઈ શકે. આપણે તો અત્યારે, અર્ધશતકને અંતે, એ ભવ્ય દૃશ્ય પરત્વે કેવળ કલ્પના કરીને સંતુષ્ટ રહેવું પડે, એ છતાં એ સમયે એ તમામ પદવીધરોના વૃંદની છબી ગર્જે પડાવી લીધેલી છે તે જે સામે રાખેલ છે તે ઉપરથી તે સમયની શોભાની ઝાંખી કલ્પના કરવાને કાંઇક આધાર મળશે ખરો. રાયજી સાહેબે આ પ્રસંગોચિત કરેલ સાટોપ યોજનાએ સાટોપ શોભાના પૂજક લૉર્ડ કર્ઝન જેવા ઉપરાજને, 'બહાઉદ્દીન કૉલેજ' જેવી સંસ્થા જૂનાગઢમાં સ્થાપવાની આવશ્યકતા સંપૂર્ણતઃ સમજાવી દીધેલી એ નિઃસંદેહ છે. આવી લોકોપકારક સંસ્થાને જન્મ આપવાની અનાવશ્યકતા બતાવનારને, રાયજી સાહેબે, પૂર્વોક્ત પ્રકારના સભાચિત્રથી જે સચોટ જવાબ આપી દીધેલો છે તે તેમની કરામતનો



બહાઉદ્દીન કોલેજના ઉદ્‌ઘાટન વખતે પદવીધરોનો મેળો (પાનું ૩૭૭)

એક દાખલો આપણને પુરો પાડતો નથી શું ? 'બહાઉદ્દીન કૉલેજ'ની સ્થાપના અખિલ દેશની દૃષ્ટિએ કહીએ તો, કોઇ એક અસાધારણ કોટીનું કાર્ય ન હતું. એ સંસ્થા હયાતીમાં આવી તે પહેલાં મુંબઇ ઇલાકામાં ઘણીય 'આર્ટસ કોલેજો' કામ કરી રહેલી હતી. છતાં આ 'બહાઉદ્દીન કોલેજ'ની સ્થાપનામાં અસાધારણતા ન હતી એમ તો નહિજ. મુંબઈ ઇલાકામાં જે બધી "કોલેજો" ઊઘડેલી હતી તેમાં પ્રથમથીજ સંપૂર્ણ વિદ્યાભ્યાસક્રમની યોજનાને સાકાર કરવામાં આવેલ નહિ. 'બહાઉદ્દીન કોલેજ'ની સ્થાપનામાં વિશિષ્ટતા જો કાંઇ હતી તો તે એ કે તે સંસ્થાને તેના સંપૂર્ણ રૂપમાં ઉઘાડવામાં આવેલી અને તેથી તેમાં દાખલ થતા વિદ્યાર્થીને પગથીએ પગથીએ આગળ વધી પોતાનો વિદ્યાભ્યાસ એજ સંસ્થામાં પૂર્ણ કરવાની અનુકૂળતા મળી રહેલી પણ હતી. આમ આ "બહાઉદ્દીન કોલેજ" તેના પૂર્ણ રૂપમાં એકજ સપાટે સ્થાપાયલી, અને તે સ્થપાઇ છે તેનો યશ જો કોઇને નિઃશેષ આપી શકાય તો તે આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજી સિવાય અન્ય કોઇને આપી શકાય તેમ નથીજ.

પરંતુ આમ એકલી પાઠશાળાઓની સ્થાપનાથી કે તેમની મારફત અપાતી રહેલી કેળવણીથી પ્રજા જ્ઞાનવૃદ્ધ બની કે રહી શકે નહિ, એ વાત પુરૂષોત્તમરાયજી બરાબર સમજતા હતા. આમ હોઇ તેમણે જૂની ઢબે ચલાવાતા "બહાદૂરખાનજી પુસ્તકાલય" નો આધુનિક ઢબે પુનરૂદ્ધાર કરવાના હેતુથી એક વિશિષ્ટ કોટીનું અને તે પણ પુસ્તકાલય થવાને પાત્ર ગણાય તેવું મનોહર મકાન બંધાવેલું પણ છે. આ મકાનની યોજના, અમેરિકામાંથી મંગાવાયલ, પુસ્તકાલયોચિત બાંધણીવાળી ઇમારતોના નકશાઓમાંથી પસંદ કરાયલ એક નમૂના મુજબ કરાયલી છે, અને જો કે એ મકાન બહુ મોટું નથી, તોપણ વાસ્તુશાસ્ત્ર તથા તેની ઉપયોગિતાની દૃષ્ટિએ તેની રચના આપણને આકર્ષક લાગ્યા વિના રહેતી નથી. એ મકાનના મધ્યમાં જે પઠનાલય (વાચનાલય) છે તેને સુપ્રકાશમય રાખવા માટે તે ઉપર ખાસ કરીને, કાચનો મ્હોટો ઘુમટ બનાવાયલો હોવાથી વાચનારાઓને ઘણી અનુકૂળતા મળી આવે છે. આ પુસ્તકાલયનો લાભ લેનારા પાસેથી, રાયજી સાહેબના વારામાં, કાંઇ પણ લવાજમ લેવામાં આવતું નહિ. આ પુસ્તકાલય ઉપરાંત મહાલોમાં પણ, પરિસ્થિતિને અનુરૂપ પુસ્તકાલયોની સ્થાપના કરવામાં આવેલી હતી, અને રાજ્ય મુક્ત હસ્તે ગુર્જર ગ્રંથકારોને ઉત્તેજન આપવાના હેતુથી તેમનાથી રચાતાં પુસ્તકો જથાબંધ ખરીદતું હતું એટલે એ પ્રમાણે ખરીદાયલાં પુસ્તકોની વહેંચણી એ બધાં પુસ્તકાલયોમાં કરવામાં આવતી હતી

અને તેને પરિણામે તે બધામાં ગ્રંથસંખ્યામાં વૃદ્ધિ પણ થયા કરતી હતી. રાજ્યમાંની મુખ્ય મુખ્ય ગુજરાતી નિશાળોમાં, ' હાઈસ્કૂલ 'માં તેમજ કૉલેજમાં પણ ગ્રંથસંખ્યાની દૃષ્ટિએ સમૃદ્ધ પુસ્તકાલયો રખાવેલાં, અને અમે પોતે અમારા અનુભવથી કહીએ છીએ કે, રાજ્યના એક મહાલની નિશાળના પુસ્તકાલયમાંથી અમે જે અલભ્ય અગરતો દુર્લભ ગ્રંથો ઈ. સ. ૧૯૦૪–૦૫માં મેળવી શકેલા હતા તે ગ્રંથો રાજ્ય તેની નિશાળોમાં સંગૃહીત કરાવી રહેલું તે જોઇને અમને તો, ખરેખર આશ્ચર્ય થઇ આવેલું પણ હતું. રાયજી સાહેબ કિશોરાવસ્થામાં હતા ત્યારે જૂનાગઢ સાહિત્ય વિષયક તેમજ જ્ઞાન પ્રચારક પ્રવૃતિઓના એક અગ્રગણ્ય કેંદ્ર તરીકે ગુજરાત–કાઠિયાવાડમાં વિખ્યાત પામી રહેલું હતું. એટલે એ સર્વ પ્રવૃતિજનિત સંસ્કારોને લીધે તેમજ ગોકુલજીભાઇ, મનસુખરામજી, હરિદાસભાઇ આદિ અનેક વિદ્યાવ્યસની સ્નેહી સંબંધીઓના સમાગમથી પુરૂષોત્તમરાયજીમાં શાસ્ત્રપૂજક થઇ રહેવાનો જે આનુવંશિક ગુણ હતો તે અધિક વિકસિત થવા પામેલો હતો, અને તેને પરિણામે તેમને જેમ લાભ થયેલો હતો તેમ જૂનાગઢ રાજ્યની પ્રજાને તેમજ રાજ્ય બહારની ગુર્જર જનતાને તેનો લાભ તેઓ આપી અપાવી શકેલા પણ હતા. આપણા ગુર્જર વાઙ્મયની અભિવૃદ્ધિ થતી રહે તેટલા માટે તેમણે રાજ્ય તરફથી પ્રતિવર્ષ આશરે રૂપીઆ અઢી હજાર ગ્રંથોત્તેજનને કામે વપરાવાની ગોઠવણ કરાવેલી હતી, અને તે ઉપરાંત તેઓ પોતે પોતાના ખાનગી ધનથી તેમજ વઝીર બહાઉદ્દીનભાઇ તથા નવાબ સાહેબો કનેથી પણ વારંવાર આર્થિક મદદ અપાવીને ગ્રંથકારોને ઉત્તેજવામાં કચાશ રાખતા નહિ. સંક્ષેપમાં કહીએ તો, રાયજી સાહેબના વારામાં જૂનાગઢ રાજ્ય એક પ્રકારની વિદ્યોત્તેજક સંસ્થા રૂપ બની રહેલું હતુ. નવાબ સાહેબો, વઝીર બહાઉદ્દીનભાઇ અગર તો જે તે સમયના દીવાનને અર્પિત થયલ સાહિત્યકૃતિઓને બાદ રાખી, આપણે જો કેવળ આપણા આ કથાનાયક પુરૂષોત્તમરાયજીને, જૂદી જૂદી કોટીના ગ્રંથકારો તરફથી અર્પિત થયલ પુસ્તકોની તેમજ અનેક ગ્રંથોની પ્રસ્તાવનામાં લેખકોએ પોતાની ગુણજ્ઞતા દર્શાવવા અર્થે આપણા આ ચરિતનિરૂપ્ય તરફથી અપાયલ અપાવાયલ મદદને ઉલ્લેખીને જે કાંઇ લખેલું હોય તે સર્વની એક યાદ તૈયાર કરી શકીએ, તો અમને તો ખાત્રી છેજ કે, તેના તેમનાથી ઉત્તેજિત થવા પામેલ ગ્રંથોની નામાવલિ એવડી તો મ્હોટી થાય કે, વડોદરા નરેશ પુણ્યશ્લોક સાહિત્યપ્રેમી મહારાજા સાહેબ શ્રીમંત સયાજીરાવ ત્રીજા–એઓશ્રીને બાદ રાખીને કહીએ તો, અન્ય કોઈ નરેશ કે અન્ય કોઇ નરશ્રેષ્ઠને પૂર્વસૂચિત

નામાવલિમાં ચઢે તેવા ગ્રંથોની સંખ્યાથી અધિક ગણાય તેટલી સંખ્યામાં ગ્રંથો અર્પિત થયેલા અગર તો આ કથાવીરની મદદથી પ્રગટ કરાયેલા દેખાશે નહિ. અમારું આ પ્રકારનું કથન અમારા ઘણાય પાઠકોને કદાચિત્ અત્યુક્તિ કે સત્યેતર જેવું લાગશે ખરું, તથાપિ આપણા સાહિત્યમંદિરમાં સાહિત્યકારોની જે બધી કલામૂર્તિઓ વિરાજિત થઇ રહેલી છે તેમને ખોળીખોળીને તપાસવામાં આવશે, તો પુરૂષોત્તમરાયજીથી પોતાના રાજ્યાધિકારકાળમાં કરાયેલ સાહિત્યસેવાનું માપ હરકોઇથી તેના યથાર્થ રૂપમાં કઢાયા વિના રહેશે નહિ.

પુરૂષોત્તમરાયજી પોતે લેખક ન હતા અને લેખક થવા માટે તેમને જો કે ઇચ્છા ઘણી થતી હતી તો પણ તેમ થવા જેટલો અવકાશ તેમને મળે એવી જૂનાગઢ રાજ્યના કારભારની સ્થિતિ ન હતી. આમ હોઇને તેમણે લખાવનાર બનવાનું પસંદ કરીને પોતાની ઇચ્છાને તૃપ્ત કરવા પ્રયાસ કર્યા કરેલો હતો. એમને જે કેટલાક અંગ્રેજી પુસ્તકો પ્રિય હતા તેમને તેમણે ગુર્જર ગિરામાં ઉતરાવવાને પ્રયાસો કરેલા છે. સુવિખ્યાત યુરોપીય તત્ત્વજ્ઞ સેનેકા રચિત સુબોધક નિબંધોનું ગુજરાતી ભાષાંતર 'સુખી જીવન' નામક ગ્રંથ રૂપે તેમણે જુનાગઢ નિવાસી વિદ્વાન ભૂપતિરાય દયાળજી બુચ પાસે તૈયાર કરાવીને છપાવેલું પણ હતું. આ ભાષાંતર-ગ્રંથ તૈયાર કરાવી પ્રગટ કરવામાં નડિયાદ નિવાસી નાના સાહેબ ઉર્ફે ગોપાળદાસ વિહારીદાસ દેસાઇની સંમતિ મેળવવા માટે, કોઈ કારણે મન સુખરામભાઇએ આપણા ચરિતનિરૂપ્યને સૂચના કરેલી તે ઉપરથી તેમણે એ ગૃહસ્થ કનેથી એ ગ્રંથના ભાષાંતર પરત્વે પરવાનગી મેળવી લીધેલી પણ હતી. તે છતાં પાછળથી એ ભાષાંતર ગ્રંથનું પ્રાગટ્ય પુરૂષોત્તમરાયજીના એક દોષ રૂપે ગણાઈ મન સુખરામજી તરફથી ઠપકાને પાત્ર થતાં પુરૂષોત્તમરાયજીએ, પૂર્વોક્ત ગોપાળદાસ કનેથી મેળવેલ લિખિત પરવાનગી વાળો કાગળ મન સુખરામજીને તા. ૧-૧૨-૯૨ને રોજ વાંચવા માટે મોકલી આપેલો અને તેમ કરીને પોતાના એ ગુરૂવર્યના મનનું સમાધાન પણ કરેલું હતું. આ પત્ર આપણા મનનને પાત્ર હોઇ અમે તેમાંનો થોડોક ભાગ આ નીચે આપીએ છીએ –

"× × × × હું કબૂલ કરૂં છઉં કે, કેટલુંક કામ હું જાતે કરી શક્તો નથી તોપણ હું બીજાની પાસે મારા ઘરનું ખર્ચ કરીને સારૂં કામ કરાવું તેમાં આપની મદદ અને અનુમતીનો હું પુરો હકદાર છઉં તે છતાં માર્કસ ઓરેલીઅસના સંપૂર્ણ બોધક પુસ્તકનું ભાષાંતર કરવાનો મહાગ

વિચાર આપની આજ્ઞા માટે આપના ધ્યાન ઉપર મુકેલો હતો તે વખતે હું મ્હારો હક મેળવી શકેલો નહિ તેવીજ રીતે હવે આ સેનેમના ભાયાતરના સંબંધમાં પણ આપની પાસેથી હું મ્હારો હક મેળવવામાં ફતેહમંદ થવાને બદલે કંઈપણ મેળવીને એવું મેં સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું. હું આશા રાખું છઉં કે મ્હારી આ વિનતી ધ્યાનમાં લીધા પછી હું આ કામ કરવામાં કાંઈ પણ ખોટું કરતો નથી, પણ તેથી વિરુદ્ધ ખારૂં કરૂં છઉં એમ કબૂલ રાખી આપ ઉત્સાહ અને આજ્ઞા આપવાની કૃપા કરશો."

× × × × × × × ×

પુરુષોત્તમરાયજી તરફથી લખાયલ પૂર્વનિર્દિષ્ટ પત્ર અનેક દૃષ્ટિએ આપણી વિચારણા તથા વિવેચનનાને પાત્ર થાય તેવો છે એ પત્રમાં વપરાયલ શબ્દો જો કે એક આજ્ઞાધારક શિષ્યને છાજે તેવા વિનીત ભાવનાવાળા છે, તથાપિ તે શબ્દો ગુરૂને પોતાના મન પોતાને હાથેજ પકડવાની ફરજ પાડે તેવા બળવાળા દેખાયા વિના રહેતા નથી મન સુખરામજી પુરુષોત્તમરાયજીના એક અનન્ય પરમ હિતૈષી વડીલ બંધુ જેવા હતા એ વાત અવિવાદ છેજ, તોપણ વડીલ જનો પણ પોતાના બાળકો પરત્વે વ્યવહારદૃષ્ટિએ આવા પક્ષપાત શૂન્ય રહી શકતા નથી એમ આપણે જ્યારે જોઈ શકીએ છીએ, ત્યારે પૂર્વ નિર્દિષ્ટ પત્રમાંથી સૂચિત થઈ આવતો મનસુખરામજીનો પક્ષપાત આપણને અસ્વાભાવિક લાગે તેમ નથી મનસુખરામભાઈ જેવા વિદ્યાવ્યસનીનો પોતાની જન્મભૂમિ તથા પોતાના સ્નેહી ગામભાઈ તરફનો પ્રેમ, પુરુષોત્તમરાયજી જેવા પર્વતમાંથી પ્રવાહિત થતી સાહિત્યસરિતાના માર્ગમાં કવચિત્ કવચિત્ પણ અંતરાય રૂપ થઈ પડતો રહેતો ન હોત તો આપણા આ કથાવીરના, આપણી ગુર્જર સહિત્યનાટિકાને અધિકતર વિસ્મિત કરવાના પ્રયાસો સફળતાને પામ્યા હોત એમ આપણે અનુમાની શકીએ પણ ખરા.

રાયજી સાહેબ બાળ અવસ્થામાં હતા ત્યારે અને તે પહેલા જૂનાગઢ પોતે પુરાતત્ત્વાનુરાગીઓના એક મુખ્ય ધામ રૂપ હતું જ્ઞાન મેળવવાનો તથા તેને ફેલાવવાનો આરંભ સુવિખ્યાત રણવીર દીવાન તથા બહુભાષાવિદ્ વિદ્વાન્ સાહિત્યકાર રણછોડજી અમરજીએ કરેલો હતો, અને તે પછી સાક્ષર સુ-ઉદ્ધારક મણિશંકર જટાશંકર કીકાણીએ તે રસ ઝીલીને વધેતો રાખેલો એ રસનું પાન કરીને કેટલાક જુનાગઢ-નિવાસી યુવકો પુરાતત્ત્વો પરત્વે રાગી બનીને

વિવિધ દિશામાં યથાશક્તિ કામ કરવા મંડેલા પણ હતા. એ પૈકી, ખાસ કરીને, ડૉ. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી આપણા સમસ્ત ભરતખંડમાં એક શ્રેષ્ઠોપકારક પુરાવેત્તા અને ઐતિહાસિક તરીકે અક્ષર ધન–યશોધન–પામી શકેલા; એટલુંજ નહિ, પરંતુ યુરોપખંડમાં પણ તેમની કીર્તિ ફેલાતાં તેમને ત્યાંથી "એલ. એલ. ડી." ની માનદ પદવી ઇનાયત થયલી પણ હતી. એજ પ્રમાણે જૂનાગઢના નાગર બ્રાહ્મણ વલ્લભજી આચાર્ય પણ એક પુરાવેત્તા તરીકે પ્રકાશમાં આવવા માંડેલા અને કત્તા ભટ્ટ ઉર્ફે રઘુનાથજી જેવા પ્રશ્નોરા નાગર વૈદે પણ વનસ્પતિ સૃષ્ટિ પરત્વે શોધખોળનું કામ આરંભી દીધેલું હતું. કાઠિયાવાડ પુરાતત્ત્વોની ખાણ જેવો દેશ છે, અને પ્રાચીન ઇતિહાસના જ્ઞાનપિપાસુઓને તૃપ્ત થાય તેટલું જ્ઞાનપાન કરાવનાર પુરાતત્ત્વો રૂપી પરબડીઓ તેનાઓને મ્હોટી સંખ્યામાં ઠેકાણે ઠેકાણેથી ઉપલબ્ધ થઈ આવે તેમ છે. જૂનાગઢ શહેર ખુદ પોતાના નામ પ્રમાણે એક પ્રાચીનતમ સ્થાન હોઇને પુરાતત્ત્વોનો એક આકર્ષક મ્હોટો ભંડાર છે. પુરૂષોત્તમરાયજીનો અધિકારકાળ મરેખરા રૂપમાં પ્રકટ થયો તે પહેલાં જૂનાગઢ રાજ્યમાંથી જે બધા પ્રાચીન અવશેષો મળી આવતા હતા તે તમામ રાજ્યબહાર ઘસડાઇ જઇને પરદેશનાં સંગ્રહસ્થાનો દીપાવતા હતા, અને એ વાત આપણા આ ચરિતનિરૂપ્યના સ્વાભિમાનને રૂચતી ન હતી. પુરૂષોત્તમરાયજી હંમેશાં સમય વિચારીને કામ કરનારા હતા એટલે જ્યાં સુધી મ્હોટી મ્હોટી બાબતોને ઠેકાણે પાડવાનું કામ પરિપૂર્ણ થયલું નહિ ત્યાં સુધી નાની બાબતો પરત્વે મતભેદ ઉભો કરી તેઓ પોતાના સહકારીઓનાં મનને દૂભાવવા ઇચ્છતા ન હતા, એટલે તેઓ આ પ્રાચીન વસ્તુઓની થતી રહેલ નિકાસ પરત્વે કોઈ પણ પ્રતિબંધક પગલું ભરવાને તૈયાર થયલા નહિ. તથાપિ તેમને જ્યારે આવશ્યક મોકળાશ મળી આવેલી ત્યારે તેમણે પોતાની જન્મભૂમિને તથા પોતાથી સેવાતા રહેલ રાજ્યને અક્ષય કીર્તિ અપાવનાર પુરાતત્ત્વો રૂપી અમૂલ્ય રત્નોને જૂનાગઢમાંજ સંગ્રહીત રાખવા માટે આવશ્યક પગલાં ભરવા માંડેલા હતાં. ગિરિનારના પર્વત ઉપર લઇ જતા મહામાર્ગ ઉપર સુવર્ણરેખા નદીના તટે આવેલ એક મહાશિલામાં મહારાજા અશોકે પોતાની આજ્ઞાઓ કોતરાવેલી છે તેને સુરક્ષિત કરી દેવા માટે પુરૂષોત્તમરાયજીએ પોતાના અંગ્રેજ મિત્ર અને રાજ્યના બહારખલાં–નિર્ણાયક ખાતાના અધિકારી કર્નલ સીલીના સ્મરણાર્થ એ શિલાલેખને આવરી લેતો એક સુંદર મંડપ બંધાવી દીધેલો છે; એટલુંજ નહિ, પરંતુ એ શિલાલેખ સર્વભક્ષી કાળને બળે ઘસાતો જતો હતો તેથી તેની એક પ્રતિકૃતિ બીજી એક

સમીપસ્થ શિલા ઉપર કોતરાની લેખની તજવીજ પણ તેમણે કરેલી હતી દિલગીરીની વાત એ છે કે, પાછળથી જ્યારે જૂનાગઢ રાજ્ય બ્રિટિશ વાલા વહીવટ નીચે મૂકાયલું ત્યારે પુરુષોત્તમરાયજીના કોઈ દ્વેષી નિંદકે, ગમે તે હેતુથી, પૂર્વોક્ત પ્રકારે કરાયલ તજવીજને લોકસમક્ષ અવળા અર્થમાં બતાવવાનો અધમ પ્રયાસ મુંબઈના 'ધ ટાઇમ્સ ઑફ ઇંડિયા' નામક વર્તમાન પત્રમાં કરેલો પણ ખરો ! પરંતુ જે સત્ય હતું તે સત્યજ રહેતું છે, અને કેવળ કોઈ પણ પ્રકારની સ્વાર્થસિદ્ધી કરી લેવાના આશયથી કરાયલ પ્રવૃત્તિથી કદાપિ એવા એ સ્વાર્થ સાધક નિંદકને કંઇ લાભ થયો હશે, તોપણ તેના તેવા પ્રયાસથી પુરુષોત્તમરાયજીને લેશ પણ ડાઘ લાગેલો નથી પૂર્વોક્ત સાથ જૂનો લેખ અસ્તિત્વ ધરાવતો હોય અને તેની જે પ્રતિકૃતિ ઉતરાવાયલ તેને "ફટલેખ" કહેનાર ખુદ કેટલો ફટ હશે, તેની કલ્પના અમારા પાઠકો જ કરી લેશે વળી જૂનાગઢમાંના ધારાગઢ દરવાજા બહાર આવેલ ત્રિવેણીસંગમ પાસે ખોદકામ કરાવતાં મહારાજા ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાંથી હયાતીમાં આણાયલ અને પછીથી અસ્તગત થયેલ "સુદર્શન" સરોવરના પાળનો કેટલોક ભાગ પણ શોધી કઢાવાયલો પણ હતો. તે ઉપરાંત સોમનાથ મહાદેવના પ્રાચીન પરંતુ ખંડિત મંદિરના અવશેષોને પણ સુરક્ષિત સ્થિતિમાં પુરુષોત્તમરાયજીએ મૂકાવી દીધેલા આ ઉપરાંત "ઉપરકોટ"ના કિલ્લામાં જળાશયો બંધાવતાં જૂના વખતનો બાજરો ઉંડા કોઠારોમાંથી પણ હાથ આવેલો હતો. પ્રાચીન સિક્કાઓ, હથિયારો વગેરે પણ એ કિલ્લામાંથી મળી આવેલા અને બોરદેવી ડુંગરમાંથી બુદ્ધ દેવનો એક સ્તૂપ પણ ખોદી કઢાવાયલો હતો. આ બધી પ્રવૃત્તિઓ પુરુષોત્તમરાયજીએજ કરાવેલી એમ અમે કહેવા ઇચ્છતા નથી એ પ્રકારની પ્રવૃત્તિનો આરંભ ગોકુળજી ઝાલાની દીવાનગીરીના સમયમાં થયેલો અને તે પછીથી હરિદાસભાઇના વારામાં તે ચાલુ પણ રહેલી અને છેવટે પુરુષોત્તમરાયજીએ તે પ્રવૃત્તિને વેગ આપી તે તમામનાં પરિણામોને એકત્ર કરવાનું ઉચિત ધારેલું હતું. રાજ્યની હદમાંથી મળી આવતા પ્રાચીન વસ્તુઓના અવશેષો રાજ્યમાંજ સંગૃહીત રહે, એ હેતુથી, આખરે, પુરુષોત્તમરાયજીએ, 'બહાદુરખાનજી પુસ્તકાલય' ની ઇમારતને લગોલગ "સંગ્રહસ્થાન" નામક એક મોટી ઇમારત બંધાવી તે વિષે રાજ્યમાંથી ઉપલબ્ધ થતી પ્રાચીન વસ્તુઓ અગર તેમના અવશેષો તથા સ્થાનિક કળા કૌશલ્ય બતાવનારી ચીજો સંચિત કરાવી દીધેલી હતી, અને એ પ્રકારે જૂનાગઢમાં **'પ્રાચીન વસ્તુઓનું સંગ્રહસ્થાન'** હયાતીમાં આણી દીધેલું હતું. પાછળથી જૂનાગઢમાં "પુરાતત્ત્વ મંડળ"

જન્મ પામેલું તે આ સંગ્રહસ્થાનને અંગેજ, એમ કહેવામાં બાધ નથી. અર્થાત્, પુરૂષોત્તમરાયજીના "કારભાર"ના કાળમા જૂનાગઢ રાજ્યની જનતાને અનેકવિધ કેળવણી લેતી રાખવા માટે જે બહુવિધ પ્રયાસો થયલા છે તે પ્રયાસોની પંક્તિમા મૂકી શકાય એવો એક પણ પ્રયાસ તેમનો રાજ્યસેવામાથી મોક્ષ થયા બાદ આજસુધીમા બ્રિટિશ વહીવટદારના કે તેમની પાછળ આવેલ દીવાનોના અધિકારકાળમા થયો હોય એવું એ રાજ્યનો ઉત્તરકાલિન ઇતિહાસ કહી શકે તેમ નથી. જૂનાગઢમાં એક પછી એક એમ આવતા અને બદલાતા જતા, રાજ્યના શાસનસૂત્રધારકો કદાપિ આ રાયજી સાહેબના કાર્યોને અગર એમને ખુદને ભૂલવાભૂલાવવા માટે ગમે તેટલા અને ગમે તેવા પ્રયાસો કર્યા કરશે, સોરઠમા કે દેશના ઇતર ભાગોમાં ઉત્તરોત્તર જન્મતી જતી માનવ સૃષ્ટિ પોતાની ભુલકણી પ્રકૃતિને લીધે કદાપિ રાયજીસાહેબને વીસરી પણ જશે, તથાપિ જૂનાગઢ શહેરમાં આવેલ ભવ્ય વિદ્યામંદિરો જળાશયો વગેરેના પાયામાની જડ શિલાઓમા તથા સાહિત્યકારોની જડ પરંતુ સચેતન જેવી અક્ષરકૃતિઓના કોઇને કોઈ ભાગમાં વર્ણાંકિત થઇ રહેલ આ રાજ્યકલ્યાણ-સાધક મહાપુરૂષના નામને તેમજ તેનાં કાર્યોને, ભવિષ્યમાં કોઈ પણ પુરાવેત્તા અગર ઇતિહાસકાર પોતાની દ્દષ્ટિરેખા બહાર રાખી શકશે નહિ જ. આપણા દેશના અભ્યુદયાર્થે જે અનેક મહાપુરૂષોએ નાનાંમ્હોટાં ક્ષેત્રોમાં રહીને જે અનેકવિધ કૃતિ કરેલી છે તે બધી તાત્વિક દૃષ્ટિએ એકજ કોટીની હોઇ તે કૃતિના કર્તાઓને સ્વેચ્છ ઇતિહાસના કીર્તિમંદિરમાં આપણા આ કથાના વિષયભૂત પુરૂષોત્તમરાયજીને પણ બીજાઓની પેઠે સ્થાન મળવાનું જ, અને તેમની માનમૂર્તિ ત્યા દેદિપ્યમાન પણ થઇ રહેવાની. કાલમાપક યંત્ર નાનું હોય કે મ્હોટું હોય; તથાપિ તેમાની યંત્રરચના એકજ કોટીની અને એક જ ધાટીએ કામ કરનારી હોય છે, એ વાત, કોઇ પણ મહાપુરૂષની મહત્તા આંકતી વખતે ભૂલી જવા જેવી નથીજ. બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ પુરૂષોત્તમરાયજીને જૂનાગઢનો ત્યાગ કરાવેલો છે; તેમનાં સંતાનોને આજે પરદેશનાં પાણી પીતા પીતા પોતાની જીવન યાત્રા પુરી કરવી પડે છે; અને તેમના સન્માનનીય શોભાવાળા રાજ્યાધિકારનું સ્મૃતિચિત્ર પોતાની આંખો આગળ તરતું જોનાર જનોની સંખ્યા પણ કાળક્રમાનુસાર સર્વભક્ષી કાળદેવના મુખમા હોમાતી રહીને ક્ષીણ ક્ષીણ બનતી જાય છે; છતાં આ મહાનુભાવ રાજપુરૂષને હાથે અને મારફત જૂનાગઢ રાજ્યમાં થવા પામેલ લોકકલ્યાણ સાધક કૃત્યોનો ઇતિહાસ તો અમર રહેવાનોજ, એ વાતમાં લેશ પણ શંકાને સ્થાન નથી.

ઘ. પુરુષોત્તમરાયજીના વારામાં થવા પામેલ લોકભોગ્ય કામોનો સરવાળો

સુંદર અને પ્રૌઢ બાંધકામો.

પૂર્વકથિત હકીકત ઉપરથી પુરો કરી શકાય તેમ નથી, જૂનાગઢ શહેરમાં સુંદર અને ભવ્ય ઈમારતો બંધાવી તેને સુશોભિત બનાવવાનો આરંભ તો ગોકુલજીભાઈ અને વિશેષતઃ સાલેહ હિંદીની દીવાનગીરીનાં કાળમાં થઇ ચૂકેલો હતોજ, એટલે એ પ્રમાણે આરંભાયલ પ્રવૃત્તિને ટકાવી રાખી તેને વેગ આપી અધિક ફલવતી કરીને લોકભોગ્ય અધિક પ્રમાણમાં કરવી એ એ દીવાનજીના ઉત્તરાધિકારી કાર્યભારીનું કર્તવ્ય હતુંજ. પુરુષોત્તમરાયજીના માનસનો જે કોઇને ઠીક ઠીક પરિચય થયો હશે તેને કબૂલ રાખવું પડશેજ કે, એ રાજપુરુષમાં રસજ્ઞતા, કલાપૂજકતા, તથા સૌંદર્યજ્ઞાનનો સંભાર સારા પ્રમાણમાં હતોજ, અને વળી જે કોઇને એમનો પરિચય નહિ હોય તેને પણ જૂનાગઢ શહેર તથા રાજ્યના ઇતર ભાગમાંની ઇમારતો તથા અન્ય બાંધકામો જોઇને તેમના ઇતિહાસની મદદથી પૂર્વોક્ત પ્રકારના ગુણોની કલ્પના આ ચરિત નિરૂપ્ય પરત્વે કરવીજ પડશે. આ પ્રકારના સ્વભાવસિદ્ધ ગુણને લીધે આકર્ષક ઇમારતો બંધાવવાનો શોખ તેમનામાં સારા પ્રમાણમાં વૃદ્ધિ થઇ રહેલો હતો; એટલુંજ નહિ, પરંતુ સ્થાપત્યને લગતી સૂક્ષ્મ વાતો તેઓ ઠીક ઠીક સમજી શકતા પણ હતા. એમની પોતાની કલ્પના અને એમની પોતાની રુચિઃ એ ઉભય તત્ત્વો કેટલીકવાર વાસ્તુશાસ્ત્રના સિદ્ધાંતોને પણ કોરાણે મૂકાવવાને ઉત્સુક થતાં હતાં. વળી અર્વાચીન વાસ્તુશાસ્ત્રના જ્ઞાન-પદવીધરોનેજ બાંધકામ પરત્વે પ્રમાણુ રૂપ માનવા એવું પણ તેમનું નીતિસૂત્ર ન હતું, અને તેથી તેઓ જૂની ઢબે કામ કરનાર શિલ્પીઓ તથા તક્ષકોનો ઉપયોગ પણ ઠીક ઠીક કરતા કરાવતા રહેલા પણ હતા- જામનગર-વાસી ભવાન મીસ્ત્રી, કડીઆ માસ્ત્રી જેઠા ભગા વગેરે જેવા, અર્વાચીન વાસ્તુશાસ્ત્ર ન ભણેલા, નિપુણ શિલ્પીઓને રાજ્યની નોકરીમાં રાખી પુરુષોત્તમરાયજીએ તેમની દોરવણી નીચે મ્હોટી મ્હોટી ઇમારતો બંધાવેલી છે. આ બધી ઇમારતો બંધાવવામાં, પુરુષોત્તમરાયજીના વારામાં 'ઉચક કે ઉધડું' કામ કોઇને આપી દેવાની પદ્ધતિ સ્વીકારયલી નહિ; પરંતુ રાજ્યનું બાંધકામ-ખાતું આવશ્યક માલ ખરીદતું, સંચિત કરી રાખતું અને પોતાની દેખરેખ નીચે કારીગરો રાખીને જે તે કામ કરાવતું હતું. આ પદ્ધતિની ગ્રાહ્યાગ્રાહ્યતા પરત્વે કદાપિ મતભેદ જોવામાં આવશે; તથાપિ ઉપર પ્રમાણે ખાતા તરફથી માલમજૂરીનો ઉપયોગ કરીને જૂનાગઢ રાજ્યમાં જે ઇમારતો બંધાયલ છે તે એકંદર સસ્તી પડેલી તો છેજ, અને એ વાતની પ્રતીતિ "ધ બાંમ્બે રૂલર્સ ઑફ સોરઠ" નામક અંગ્રેજી ગ્રંથમાં આપાયલ, જે

તે બાંધકામ પરત્વે થયલ ખર્ચના આંકડા ઉપરથી તરત થઈ આવે એમ પણ છે. અર્વાચીન “ઉધડી પદ્ધતિ ( કૉંટ્રાક્ટ સીસ્ટમ )” થી કામ કરાવાતાં રાજ્યનાં નાણાંનો થોડોઘણો પણ દુર્વ્યય નથી થતો અગર એ પદ્ધતિ અનેક પ્રકારે દોષજનની નથી નીવડતી એવું બાગ્યે જ કહી શકાય; અને તેથી આપણે એમ પણ સમજી શકીએ કે, બ્રિટિશ રાજ્યની સ્થાપના થયા પછી “ઉધડી પદ્ધતિ” એ બાંધકામો કરાવવાની જે પ્રણાલિકા રચાઇ જવા પામી છે તેના પ્રત્યક્ષ તથા પરોક્ષ ગુણદોષોની સવિવેક વિચારણા, માનવ સ્વભાવમાં રહેલ ક્ષુદ્ર દુર્બલતાની દૃષ્ટિએ સ્વદેશભક્ત અને સ્વતંત્ર રાજનીતિના ઉપાસકોએ આવશ્યમેવ કરવી જોઇશેજ. પુરુષોત્તમરાયજી અનુકરણવાદી બીલકુલ ન હતા, અને તેથી તેમણે પોતાના વહનમાં પ્રાચીનઅર્વાચીન નીતિસૂત્રોના ગ્રહણીય અંશોને મિશ્રિત કરીને પોતાનો કાર્યમાર્ગ રચેલો હતો. જેવી રીતે કોઈ કુશળ કુટુંબ-મુખ્ય ઝીણવટ તથા કરકસરથી ગૃહકાર્યભાર વહી રહે છે તેવી જ રીતે રાજ્ય-કાર્યભારી રાજ્યને પોતાનું ઘર સમજીને ઝીણવટ તથા કરકસરથી રાજ્યકાર્યો કરાવવામાં પોતાની મંત્રશક્તિ તથા ક્રિયાશક્તિનો સુવ્યય કરવાને પ્રેરાય, તો રાજ્યગૃહમાં વસનારાં તમામનો સર્વથા ઉત્કર્ષ થવાનો સંભવ વધારે રહે છે. પુરુષોત્તમરાયજીએ રાજ્યને પોતાનું ઘર માનેલું હતું, અને એમ એ માને તેનું કારણ તેમના પૂર્વજોનો અત્રુટિત રાજ્યસંબંધ હતો. આમ હોઇને તેમણે રાજ્ય દ્રવ્યનો લેશ પણ દુર્વ્યય થવા ન પામે અને એ દુર્વ્યયને પરિણામે રાજ્યના નોકરો તેમજ તેમના સંપર્કમાં આવનાર પ્રજાજનો વગેરેનો નૈતિક અપકર્ષ થવાનો સંભવ બને તેટલો ઓછો રહે એવા પ્રકારને માર્ગે પોતાના નીતિરથને ચાલતો રાખવાને શક્ય તેટલો પ્રયાસ કરેલો હતો. અર્વાચીન ઢબે કેળવાયલ વાસ્તુશાસ્ત્રી (ઇજીનીઅર) ને તેમણે રાજ્યસેવામાં સ્થાન આપેલું ખરું; તથાપિ એ વાસ્તુશાસ્ત્રી મુખ્યતઃ બાંધકામો ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું, માલ તથા ખર્ચના આંકડા જોવા તપાસવાનું તથા બાંધકામ ખાતાને સુવ્યવસ્થિત રાખી કાર્યો કરાવવાનું કામ કરતો હતો. વળી રાયજીસાહેબની પોતાની સ્વસ્ફૂર્તિ ઘણી વાર, ચાલતા બાંધકામમાં ફેરફાર ન કરાવતી એમ પણ ન હતું, અને તેમની કલ્પના કોઈ કોઇ પ્રસંગમાં, અશક્ય મનાતી બાબતને શક્ય કરાવવા માટે દુરાગ્રહી પણ બની રહેતી હતી. આ બાબતનો એક દૃષ્ટાંત અમે અત્ર આપીએ છીએ. ‘બહાઉદ્દીન કોલેજ’ વાળું મકાન એક અતિવિશાળ સભામંડપ ધરાવે છે. આ સભામંડપ બંધાવતાં બંધાઇ તો ગયલો; પરંતુ તેના ઉપર છાપરું ચઢાવવાનો વારો આવેલો ત્યારે ખરી મુશ્કેલી ખડી થઇ ગયલી હતી. એ

સભામંડપમાં સ્તંભાવલિ રચાય નહિ તો છાપરું ચઢી શકે પણ નહિ, એવું મન સર્વકોઇ અર્વાચીન વાસ્તુશાસ્ત્રીનું થયલું હતું. પરંતુ સ્તંભાવલિ રચવાની વાત રાવજી સાહેબને હરગીઝ ગળે ઊતરે તેવી ન હતી; કારણ કે તેમની સૌન્દર્ય કલ્પનાની અને કલાવૃત્તિની દૃષ્ટિએ એ સભામંડપમાં સ્તંભાવલિનું અસ્તિત્વ એમને એક રસદોષ જેવું લાગતું હતું. આમ પુરૂષોત્તમરાયજી અને વાસ્તુશાસ્ત્રીઓ વચ્ચે આ વિષય પરત્વે મડાગાંઠ બંધાઈ રહેતાં એ બિચારા સભામંડપને ઢંકાયા વિના રહેવાનો યોગ પ્રાપ્ત થઇ આવેલો હતો ! અને એ હકીકત લોકોમાં એક પ્રકારના ઉપહાસને પાત્ર બની ગયલી પણ ખરી. 'ધ ટાઇમ્સ ઓફ ઈંડિયા' જેવું શ્રેષ્ઠ વર્તમાનપત્ર પણ, વિદ્યામંદિરની છાપરા વિનાની અધન્ય દશાનો નિર્દેશ કરીને તેને એક અશક્યતાના ઉદાહરણ રૂપે ગણાવીને તે વાતનું ઉપહાસ્ય કરી રહેલું હતું ! પરંતુ આપણા આ કથાવીર સિદ્ધસંકલ્પજ હતા. એમને હરગીઝ સ્તંભાવલિથી અવલંબિત છાપરું ખપે તેમ ન હતું. એટલામાં હિંદુસ્તાનના ઉપરાજ લોર્ડ કર્ઝનનું આગમન જૂનાગઢમાં થવાનો યોગ ઉપસ્થિત થઇ આવતાં તેના સત્કાર નિમિત્ત યોગ્ય વ્યવસ્થા કરવાકરાવવાની આવશ્યકતા ઊભી થઇ ગઈ અને એ વ્યવસ્થાને અંગે રાવજી સાહેબે એ ઉપરાજને હસ્તેજ 'બહાઉદ્દીન કોલેજ' ઊઘડાવવાનો નિર્ણય પણ કરી દીધેલો. પરતુ એ મહાવિદ્યાલય હતું તો છાપરા વિનાનું ! એવી સ્થિતિવાળા મકાનને ઊઘડાવી પણ શી રીતે શકાય ! આમ હોઇ પુરૂષોત્તમરાયજીએ મીસ્ત્રી જેઠા ભગાને તથા તે સમયના માપણી–અધિકારી ભાવનગરી નાગર ગૃહસ્થ વેણીશંકર ગોવિંદરામને બોલાવીને, ગમે તે યુક્તિથી પણ પૂર્વોક્ત વિદ્યાલયના સભામંડપને, સ્તંભાવલિ રચ્યા વિના છાપરાવાળો કરી આપવો માટે અનુપેક્ષ્ય આજ્ઞા આપી દીધેલી; અને તે આજ્ઞાનું આશ્ચર્યકારક પરિણામ એ આવેલું કે, એ સભામંડપ, સ્તંભાવલિના આધાર વિનાના છાપરાવાળો બની જવા પામેલો પણ છે ! આમ એક કાળે જે વાત અશક્ય ગણાયલી તે વાત શક્યતાના રૂપમાં ફેરવાઇ ગઇ એટલે પછી એ છાપરાના પ્રયોજકો ધન્યવાદને પાત્ર થાય તેમાં નવાઇ ન હતી. લોર્ડ કર્ઝન જૂનાગઢમાં આવ્યા અને એ કોલેજના વિશાળ પ્રાંગણમાં રચેલ ખાસ શમીઆણામાં ભવ્ય દરબાર ભરાયો હતો. એ પ્રતાપી ઉપરાજે ઉદ્‌ઘાટનના મંગલ પ્રસંગને ઉચિત 'સદાસ્મરણીય ભાષણ કર્યું', અને તે સાથે આપણા આ કથાવીરની જે ઉત્કટ અભિલાષા હતી તેની તૃપ્તિ પણ થઇ ચૂકી. વળી આ કોલેજના વિશાળ સભામંડપની મનોહરતાથી મુગ્ધ બનેલ ઉપરાજે જ્યારે મીસ્ત્રી જેઠા ભગાને શાબાશી આપતાં તેની પીઠ થાબડી તેને વસ્ત્રદાનથી સન્માનેલ ત્યારે સભાજનો તમામથી જે હર્ષદર્શક તાલીનાદ થયલો તેને લીધે

પુરુષોત્તમરાયજીના ચિત્તો જે સંતોષ અને જે ઉંડો આનંદ ભોગવેતો હશે તે તો તેઓ પોતેજ સમજી શકેલા હશે, આપણે તો તે પરત્વે ફક્ત કલ્પના કરી શકીએ. મતલબ કે, પ્રાચીન જૂનાગઢની પ્રાચીન વસ્ત્રધારી કાયાને અર્વાચીન વસ્ત્રધારી કરી બને તેટલા તેને પ્રવર્તમાન જમાનાના રૂપરંગ આપવાનું જે એક પુરુષોત્તમરાયજીનું ધ્યેય હતું તેને તેમણે રાજ્યના બાંધકામ-ખાતા મારફત, વઝીર બહાઉદ્દીનભાઈનું સ્મારક રચવાને એકઠા કરાયલ સાર્વજનિક નાણાંના ભંડોળમાં રાજ્ય ધનનો થોડો ઘણો ઉમેરો કરીને જે આ પ્રજાભોગ્ય મસ્થાને હયાતીમાં આણી આપેન તે કામ તેમણે આમ આખરે પાર ઊતાર્યું. પરંતુ મનુષ્ય હમેશા સંયોગાનુવર્તી પ્રાણી છે, અને તેથી તેને જે અનુકૂળ પરિસ્થિતિ મળી આવે છે તો તે પોતાની પ્રિય પ્રવૃત્તિને સફળ કરી શકે છે, અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં જો તે મૂકાઈ જાય છે, તો તેના પોતાના ચિત્તોદ્યાનમાં સુવાસ ફેલાવે એવા પુષ્પો આપે એવા અભિલાષ તરૂઓ ગમે તેટલા ઊગતા હોય, તોપણ તેઓ ત્યાંને ત્યાં અનુપભોગ્ય દશામાં નહી છેવટે કરમાઈ ગયા વિના રહેતા પણ નથી પુરુષોત્તમરાયજીના સદ્ભાગ્યે તેમની પોતાની કામનાઓને તુષ્ટ કરવામાં ઉપકારક થાય તેવા હરિદાસભાઈ તથા ચુનીલાલભાઈ આદી જેવા શિલ્પપ્રેમી સહકારીઓ મળી આવેલા હતા. અને તેમાં વળી મુસલમાન રાજકર્તાઓની સ્વાભાવિક કલાપ્રિયતા તથા સૌન્દર્યાસક્તતાનો સભાર યત્ન પામેનો એટલે એ તમામ અનુકૂળ પરિસ્થિતિને યોગે આપણા આ કથાવીર રાજ્યની આય-ઉપજ-ના પ્રમાણમાં પોતાની સ્વવૃત્તિને સાકાર કરી બતાવવાના કામમાં ફતેહ મેળવી શકેલા હતા, એમ આપણે કહી શકીએ. પણ ખરા આદર્શ મકબરાઓ, જુમ્મા મસીદ, જળમાર્ગો, એકાકાર સુરંગી દુકાનોની પંક્તિઓવાળી બજાર, મહોટી કચેરીનું પ્રૌઢ મકાન, ગિરનાર પર્વત ઉપર ચડવાના પગથીઆ, દાતારના ડુંગર ઉપર ચડવાની સડક અને તે ઉપરના પગથીઆ, સ્નાનપીતીઓ માટે દાખાનું અપરકોટમાના જળાશયે, ભવનાથનું તળાવ, દામોદરજીને રસ્તે સુવર્ણરેખા નદી ઉપરનો સેતુબંધ, કાલવાહ ઉપરનો પુલ, 'રે-ગેઇટ' સહિત ઘડિયાળવાળા મિનારથી સુશોભિત 'સ્ટેશન-દરવાજો', સેન્ટ્રલ જેલ, હાલમા જ્યા ન્યાયાધીશીઓ બેસે છે તે, સુકબરા સામેની અર્ધચંદ્રકાર ઈમારત, શાક બજાર, દાણાપીઠ, બહાદુરખાનજી હાઈસ્કુલ તથા પુસ્તકાલય તથા પ્રાચીન વસ્તુ-સંગ્રહસ્થાન વગેરે અનેક પ્રકારના 'આપણા આ કથાવીરના "કાન્ભાર'ના જ ફળો છે આ ઉપરાત 'બહાદુરખાનજી હાઈસ્કુલ" માટે એક બીજુ મહોટું મકાન શહેર બહાર તેઓશ્રીએ કલ્પેલ "વિદ્યાપુર" પાસે જ

બધાવવા સારૂ તેમજ જૂના દવાખાનાને ઠેકાણે એક મોટુ અને તમામ સગવડવાળું "મહા રૂગ્ણાલય (દવાખાનું)" બધાવવા માટે તેમણે આવશ્યક યોજના અને વ્યવસ્થા પણ કરી નાખેલી હતી અને તે યોજનાઓ તેમના મોક્ષ પછીથી સફળ પણ થવા પામી. નવાબ મહાબત ખાનજીના રાજકાળમા જૂનાગઢ શહેરને વીજળીના દીવા પુરા પાડવાનો પ્રયાસ થયેલો અને થોડી મુદ્દત સુધી બજારને વિદ્યુત્ દીપોથી સુશોભિત પણ બનાવેલ, પરંતુ એ પ્રયાસ અતે છોડી દેવો પડેલ. આ ઉપરાંત મહાલે મહાલમા દવાખાના, નિશાળો, ધર્મશાળાઓ, ઉતારાઓ, કચેરીઓના મકાનો વગેરે પણ મ્હોટી સખ્યામા બધાવાયેલા, અને દીવાન ચુનીલાલજીના પ્રેરણાને લીધે રાજ્યના જૂદા જૂદા બાગોમા મ્હોટી સખ્યામા નહેરો બાંધવાનો સફળ આરભ પણ આ સમયે થઈ ચૂક્યો હતો જૂનાગઢ શહેરના કેટલાક મહામાર્ગો પહોળા કરાવાયેલા અને બીજા કેટલાકને વિસ્તારવા માટે રેખાઓ પણ ખેંચાવાયેલી હતી જૂનાગઢ શહેરમાના ગદા તથા ગામોમાના પાણીને વહી જવા માટે 'ગટર', રાજ્યમા ઠેકઠેકાણે કાચી પાકી સડકો, આરામસ્થાનો વગેરે પણ મોટી સખ્યામા સ્થાપવામાં આવેલા પુરુષોત્તમનાયજીની માર્યાદસ્થાનો અત આવેલો ત્યારે રાજ્યમા કાચા કુવાઓની સખ્યા તો મ્હોટી જ હતી અને તે ઉપરાંત ૧૩૯૨૫ પાકા કુવા હતા જૂનાગઢ શહેર ટેકરી ઉપર આવેલુ છે એટલે ઉચાણ વાળા ભાગોમાની વસ્તીને પાણી મેળવવામા ઘણીજ મુશ્કેલી પડતી તે દૂર કરવા શહેર પાસેના 'ખોડિયાર ડુગર' તથા "ચાસુકરી" ઉપર બધો સ્થાપીને તેમા વર્ષા ઋતુમા એકઠા કરતા પાણીને નળ વાટે અપરકોટના જળાશયોમાં લાવી ત્યાથી નળ મારફત જનતાને પાણી પુરૂ પાડવાની તેમજ તે ડુગર ઉપરના તળાવમાથી પાડવાના ધોધથી વીજળી ઉત્પન્ન કરવાની યોજના આ આપણા ચરિતનિરૂપ્યના વારામા અમલના અણાયલી હતી, અને તે યોજનાને સફળતાપૂર્વક પાર ઊતારવાને માટે મિ૰ વ્હાર્ટિંગ નામના એક અગ્રેજ નિષ્ણાત વાસ્તુશાસ્ત્રીને રોકવામા પણ આવેલ. તથાપિ એ વાસ્તુશાસ્ત્રીના મત પ્રમાણે રૂપીઆ સાત લાખ ખર્ચાઇ ગયના છતા આ યોજના સંપૂર્ણ સફળતાને પામેલી નહિ, એટલે પછી તે કામ કટકે કટકે પ્રતિવર્ષ કરાવીને સમાપ્ત કરવાની વ્યવસ્થા કરીને તેને ધીમુ પાડવામા આવેલુ હતું. છતા આજે જૂનાગઢ શહેરની જનતા નળ વાટે પાણી મેળવવાને શક્તિવતી બનેલી છે તે આપણા આ ચરિતનિરૂપ્યના વારામા મ્હોટે ભાગે થઈ જવા પામેલ કામને લીધે જ છે, એમ આપણે સુખેથી કહી શકીએ. આપણા આ પુરુષોત્તમનાયજીના વારામા, તેમનાથી નિર્દિષ્ટ

જાહેર કરી દીધેલાં છે; જુનાગઢ રાજ્યમાં લોકભાગ્ય ગણાય તેવાં બાંધકામો આશ્ચર્યનિમગ્ન અને બને તેટલી કરકસરથી અને રાજ્યનું ઉત્પન્ન સરાસરી વખતે પ્રૌઢ ત્રીસ લાખનું નહિ છતાં, થવા પામેલ છે તેટલાં અગર તેટલી સંખ્યાથી થોડાંક ઓછાં પરંતુ સાર્વજનિક લાભ આપનાર કોટીનાં બાંધકામો, એમણે જુનાગઢ છોડયું તે પછીના દીવાનોના, બ્રિટિશ વાલી વહીવટદારના તથા તે પછીના કાર્યભારીઓના કાળમાં, રાજ્યનું ઉત્પન્ન દૂદકે દૂદકે વધતું ગયેલું હતું તોપણ થવા પામેલ નથી એ વાત એટલી તો સ્પષ્ટ છે કે, તે પરત્વે અત્ર વિવેચના કરવા બેસવું એ ઉચિત ગણાશે નહિ. બ્રિટિશ વાલી વહીવટદારના કહેવાતા "સુધરેલ" શાસનકાળમાં રાજદ્રવ્યનો મ્હોટો ઉપયોગ પરદેશીય અમલદારોના ઉપયોગાર્થે સુખારામસાધક બંગલાઓ બંધાવવામાં, તેમનાં વાહનો જે મહામાર્ગે ચાલે તેજ મહામાર્ગો સુગમ રખાવવામાં તેમજ તેમના ભોગવિલાસ માટે વિહારસ્થાનો સ્થાવવામાં થયલો છે. પુરુષોત્તમરાયજીના "કારભાર"નો ઇતિહાસ આટલો બધો ઉજ્જવલ છે એ વાત પરત્વે શંકાને લેશ પણ સ્થાન નથી; તોપણ તેમની કારકીર્દિ પરત્વે, અર્વાચીન સંસ્કૃતિવાળા જમાનાના એક પ્રધાન લક્ષણ રૂપ બની રહેલ પ્રચારકાર્યની દૃષ્ટિએ ખામી રૂપ ગણાય તેવું જે એક તત્ત્વ હતું તે એ કે, તેમણે પોતાના સમયના રાજ્ય વહીવટને લગતાં આભાયુક્ત નિવેદનો પ્રકટ કરવાની રીતિનો આશ્રય લીધેલો નહિ, અગર તો તે સંબંધે વર્તમાનપત્રોને સાધીને તેમની મારફત ને પરત્વે પ્રશંસાનાં ગીતડાં ગવરાવેલાં પણ નહિ ! 'ખાલી ઘડો વાગે ઘણો' એ લોકોક્તિ સાવ અર્થહીન છે એમ કોણ કહી શકે? છાપખાનાંવાળા જમાનામાં હરકોઇને નિંદ્ય કે સ્તુત્ય થતાં વાર નથી લાગતી !

**દવાખાનું અને તેનો વિકાસ**

ક અર્વાચીન વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે થતા ઔષધોપચારનો લાભ જનતાને મફત મળી શકે એવી યોજનાવાળું દવાખાનું ઈ. સ. ૧૮૭૦ માં જૂનાગઢ શહેરમાં સ્થાપવામાં આવેલ, અને તે દવાખાનાના મુખ્ય તરીકે મુંબઇ વિદ્યાપીઠના એક પદવીધર, જાફરાબાદવાસી ડૉ. અમીદાસ મનજી એલ. એમ. ને દીવાન ગોકુળજીભાઇએ નિયુક્ત કરેલ હતા. ઇ. સ. ૧૮૭૫ માં આ દવાખાનાના ઉપયોગ માટે યોગ્ય અનુકુળતાવાળું એક ખાસ મકાન બાંધવામાં આવેલ, અને એ મકાનને પાછળથી વિસ્તારતાં રહેવાની જરૂર પણ પડેલી હતી. તથાપિ વર્ષોના વહેવા સાથે, એ પ્રમાણે વિસ્તરતું રહેલ મકાન પણ નાનું તેમજ આવશ્યક સગવડવાળું નથી એમ જણાતાં આપણા આ કથાનાયકના વારામાં

એક નૂતન ઔષધાલય અને 'આતુરશાળા' બંધાવવાનો મનસુબો કર્યો અને તમામ હતી અને તે પ્રમાણે, મુંબઈના હાકેમ લોર્ડ સેંડહર્સ્ટને હાથે 'મી. તેમણે આવશ્યક (રસુલખાનજી જનરલ હૉસ્પીટલ) નામક સંસ્થા બાંધવા માટે ઈ. [illegible] તેમના માં પાયો નંખાયલો પણ હતો. પરંતુ રાજ્યમાં એ વર્ષે બીજા ઘણાં બાંધકામો કરવાનાં હતાં અને તે પછીના વર્ષમાં છપનિયા દુષ્કાળ વગેરે નિમિત્તે રાજ્યને બહુ મોટા ખર્ચમાં ઉતરવાના પ્રસંગો એક સામટા ઉપસ્થિત થઇ આવેલા એટલે આ દવાખાનાનું બાંધકામ હાથ ઉપર લેવાઇ શકાયલું નહિ, અને પહેલી તકે એ કામ ઉપાડાય ત્યાં તો પુરુષોત્તમરાયજીને રાજ્યસેવામાંથી મુક્ત થવાનો વારો આવી ગયેલો પણ ખરો. એ પછી ઈ. સ. ૧૯૦૬ મા (મર) મીરઝાં અબ્બાસ અલી બેગ આખરે દીવાનને પદે આવી શકેલા ત્યારે તેમણે આપણા આ કથાનાયકથી કરાયલ યોજના પ્રમાણે પસંદ કરાયલ સ્થળે દવાખાનું બાંધવાની વાત અનુપકારક માનીને તે સ્થળે નંખાયલ પાયાને ઉખેલાવી પાડીને શાક-બજાર બંધાવવાની યોજના ઘડેલી હતી. ગયકવાડીના વારામાં બંધાવાયલ શાક-બજાર શહેરના મધ્ય ભાગમાં હતી અને આજે પણ મોજુદ છે અને તે આખીય જનતાને અનુકુળ સ્થળે પણ છે; છતાં આ શાક-બજાર ફેરવીને, હાલના દવાખાનાને ઠેકાણે લઇ જવાનું આ મીરઝાં અબ્બાસ અલી બેગને ઠીક લાગેલું હતું! પરંતુ તે યોજનાને તેમણે જ પાછળથી પડતી મૂકેલી હતી અને તે માટે પરમેશ્વર પાસે દવાખાના માટે જે નવું મકાન બંધાયેલ તે કેટલાક વર્ષો સુધી નકામું પડી રહેલ. અંતે તો પુરુષોત્તમરાયજીએ જે ઠેકાણે દવાખાનું બાંધવા માટે પાયો નંખાયલો હતો તેજ ઠેકાણે, બ્રિટિશ વાલી-વહીવટદારના વારામાં દવાખાના માટે ભવ્ય ઇમારત બંધાવા પામેલી છે. આ પ્રમાણે આપણા આ કથાવીરનો સંયોગવશાત્ અફલિત રહી ગયલ સંકલ્પ ફલિત થયા વિના રહેવો નથી. એ જ પ્રમાણે એમણે શહેર બહારના ભાગમાં "હાઇસ્કૂલ" માટે ઇમારત બાંધવા સારૂ જે યોજના કરેલી તે પણ સફળ થયલી છે. આ "હાઇસ્કુલ"ની નવી ઇમારત સાથે પુરુષોત્તમરાયજીનો કોઇ અદૃષ્ટ સંબંધ હશે એવી પણ કલ્પના આપણે, હવે પછીના આ ગ્રંથભાગમાં આવનાર હકીકત ઉપરથી કરી શકીએ ખરા. આ 'હાઇસ્કુલ' માટે બંધાવેલ નવીન ઇમારતમાંજ પુરુષોત્તમરાયજી ઉપર પાછળથી મૂકાયલ ઉચાપતના તહોમત પરત્વે તપાસ કરી નિર્ણય આપવા માટે હિંદી સરકાર તરફથી જે તપાસપંચ ઇ. સ. ૧૯૧૭ માં નિયુક્ત કરાયલું હતું તેમણે પોતાની બેઠક રાખીને કામ ચલાવેલું અને એ કામને અંતે હિંદી સરકારે એજ મકાનના આદ્ય કલ્પકને નિર્દોષ-નિર્મળ

જાહેર કરી દીધેલા પણ હતા. દૈવગતિની આ પ્રકારની ઘટના આપણને આશ્ચર્યનિમગ્ન કર્યા વિના રહેતી નથી. રાયજી સાહેબે જૂનાગઢ છોડેલું તે વખતે ડૉ. ત્રિભુવનદાસ મોતીચંદ શાહ એલ. એમ. નામના જૈન વણિક ગૃહસ્થ દવાખાનાના મુખ્ય અધિકારી હતા. આ ત્રિભુવનદાસજી જૂનાગઢના વતની હતા અને તેઓ પુરૂષોત્તમરાયજીના વારામાં એક ગામભાઇ તરીકે પસંદગીને પામીને રાજ્યસેવામાં (ઇ.સ. ૧૮૮૫માં) નિયુક્ત થયલ હતા. આ ત્રિભુવનદાસજી વૈદ્યકમાં એટલા તો નિપુણ હતા કે, તેમણે જો કે શસ્ત્રવૈદ્યકની પદવી મેળવેલી ન હતી તો પણ તેઓ મુંબઇની વિદ્યાપીઠ તરફથી લેવાતી શસ્ત્રવૈદ્યકની પરીક્ષા લેવાને કામે નિયુક્ત થતા હતા, અને એ એમની નિપુણતાને પરિણામે એ વિદ્યાપીઠે તેમને પોતાના એક "ફેલો" નીમીને શણગારેલા પણ હતા. આપણા પ્રાચીન વૈદ્યગ્રંથ "સુશ્રુત સંહિતા"ને આધારે કૃત્રિમ નાક બનાવવાની કળા (રાઇનોપ્લાસ્ટી) નો અર્વાચીન કાળમાં પુનરુદ્ધાર કરવાનું પહેલું પગલું જૂનાગઢમાંજ અને તે-પણ આપણા આ ત્રિભુવનદાસજીથી ભરાયલું છે, અને તે વાત આજે પણ યુરોપખંડના વૈદ્યવર્યો ઇતિહાસ દૃષ્ટિએ કબૂલ પણ કરે છે. નેત્રવૈદ્ય તરીકે પણ આ ત્રિભુવનદાસજીની ખ્યાતિ, એમના સમયમાં અજોડ હતી, અને એમના સમયમાં જૂનાગઢનું દવાખાનું વિશેષતઃ, આંખ નાકનાં દર્દોનાં ઉપચારની બાબતમાં તો એક ઉત્તમ કોટિનું સુવિખ્યાત કેંદ્ર પણ બની રહેલું હતું. રાયજીસાહેબ પોતાના અધિકારકાળમાં કેવાં કેવાં નરરત્નો ગોતી કાઢતા અને તેમને રાજ્યસેવક માળામાં ગુંથી રાખતા હતા એ બતાવવામાં આ ત્રિભુવનદાસજીને લગતી સંક્ષિપ્ત કથા ઉપકારક થઇ પડશે. રાયજી સાહેબે રાજીનામું આપી રાજ્ય છોડયું તે વખતે આ ત્રિભુવનદાસજી પણ રાજ્યસેવા છોડવાને તૈયાર થયલા; પરંતુ લોકહિત વિચારીને રાયજી સાહેબે તેમને તેમ કરતાં વારેલા હતા. પરંતુ મનુષ્યજીવન રસાશ્રિત હોય છે, અને તેથી જ્યારે રસ પડતો બંધ થઈ તેનું સ્થાન નીરસતા લેવા માંડે છે, ત્યારે મનુષ્યજીવન ટુંકાવા પણ માંડે છે, એ એક જીર્ણું પરંતુ મહોટું નૈસર્ગિક સત્ય છે. ત્રિભુવનદાસજીની તબીઅત તરતજ બગડવા માંડેલી, અને અંતે તેમનો દેહાંત પણ થઇ ગયેલો હતો. ખેર. રાયજી સાહેબે જૂનાગઢ છોડયું ત્યારે રાજ્યના દરેક મહાલમાં દવાખાનું અસ્તિત્વ ધરાવતું હતું, "સુશ્રુતસંહિતાદિ"માં "ભૂતતંત્ર" સંજ્ઞાથી લખાયલ પ્રકરણમાં વર્ણવાયલ તથાપિ અર્વાચીન કાળમાં "સૂક્ષ્મજંતુશાસ્ત્ર (બૅક્ટીરીઓલૉજી)" નામથી ઓળખાતા વિજ્ઞાનનો લાભ જનતાને આપવા માટે એક પ્રયોગશાળા સ્થપાઇ ચૂકેલી હતી, ઔષધોનું મિશ્રણકરનારાઓને પદ્ધતિપૂર્વક

શિક્ષણજ્ઞાન આપવા માટે એક યોજના અમલમાં આણવામાં આવી, રસાયણિક પ્રયોગશાળાને જન્મ અપાઇને તેને, મુંબઈ તથા આગ્રામાં વિશિષ્ટ તાલીમ પામી નિપુણ બનેલ ડૉ૦ નરોત્તમદાસ ઇચ્છા વૈષ્ણવ, એમ. બી., બી. એસ. (હરદ્વાર વિદ્યાપીઠ, દગનાડ) ની અધ્યક્ષતા નીચે મૂકવામાં આવેલ. અને શહેરમાનાં તમામ જળાશયોનાં પાણી તપાસવાઇ ગયેલાં તેમજ દાતારના ડુંગરની તળાટીમાં "ધી પ્રિંસ આલ્બર્ટ વિક્ટર લેપર-એસાયલમ' (કુષ્ઠી-આશ્રમ)" ની સ્થાપના ઈ. સ. ૧૮૯૩ માં કરીને તેને સુરત નિવાસી, તત્ત્વજ્ઞ-લેખક ડૉ. છગનલાલ કાજી જેવા એક પદવીધરના હાથ નીચે મૂકવામાં આવેલ. જૂનાગઢ શહેરની તે સમયની ચાલીસ હજારની જનતાને મફત અપાતો દવાખાનાનો લાભ સરલતાથી મળી શકે તેટલા માટે શહેરના જૂદા જૂદા ભાગમાં ચાર દવાખાનાઓ રખાયેલાં હતાં, અને રાજ્યનો પગાર ખાનારા નાના મોટા ડાક્તરો પણ ઘણે ભાગે, રાજ્યની ઉદારતા ભરેલી નીતિને અનુસરી લોકો પાસેથી મહેનતાણું લેવાની લાલસા ન રાખતાં સેવા ભાવથી કામ કરતા હતા. અર્વાચીન હિંદુસ્તાનમાં જે એક મોટું દર્દ ઘર ઘાલી રહેલું છે તે એ કે, રાજ્યનો પગાર ખાનારા વૈદો યુક્તિપ્રયુક્તિથી પોતાની ખાનગી કમાણી વધારવાના પ્રયાસો કરવામાં જેટલા મશગુલ રહે છે તેટલા મશગુલ તેઓ રાજ્યસેવકો તરીકે પોતાના કર્તવ્યમાં રહેતા નથી, રાજ્ય તરફથી વસાવાતાં ઔષધાદિ સાધનોનો લાભ તેઓ પોતાના ખાનગી દર્દીઓને જેટલો આપે છે તેટલો સામાન્ય જનતાને આપતા નથી અને અર્થદાસો બનીને માનવતાને ભૂલી લોકમાત્રનું શોષણ કરી રહેલા દેખાય છે પણ ખરા! રાયજી સાહેબના વારામાં, ગમે તે કારણે પણ આ પ્રસંગનું અનિષ્ટ જણાઇ પડે તેવા રૂપમાં તો ઉદ્‌ભવેલ નહિ જ; અને આ વાત એવી છે કે, ગમે તે રાજ્યના શાસનતંત્રવાહકોએ તેની ઉપેક્ષા લેશ પણ કરવી ન જોઇએ. આ વિષયે બ્રિટિશ સરકારની રાજનીતિએ આપણા હિંદુસ્તાનની અસલ ભૂતદયાની ભાવનાને નષ્ટ કરી નાંખેલી છે, એ વાતમાં શંકા નથી. જૂનાગઢ શહેરમાં દર્દીઓને દવાખાનામાં રાખી તેમની સારવાર કરવાનું ધોરણ જેમ રખાયલું તેમ મહાલોમાં પણ રખાયલું હતું, અને રાજ્યને ખર્ચે સારવાર કરવામાં આવતી પણ હતી. એ વખતે ઘણાખરા ડાક્તરો "હોસ્પિટલ આસિસ્ટંટ" ની પદવી ધરાવનારા હતા અને બ્રિટિશ મુલકમાં તેવા પદવીધરોને જેટલો પગાર મળતો હતો તેના કરતાં જૂનાગઢ રાજ્યમાં વધારે પગાર અપાતો હતો, અને તેવા 'નાના' ડાક્તરો પણ દૈવત વર્ગના હતા.

પૂર્વોક્ત કથા તો યુરોપીય વૈદકને લગતી થઇ. પરંતુ રાયજી સાહેબના વાગમાં રાજ્ય તરફથી આયુર્વેદિક તથા યુનાની આદિ વૈદકને જે પ્રકારે ઉત્તેજન આપી તેનો લાભ લોકોને અપાવાતો હતો તે આપણે જાણી લેવું પડેજ. આ બે દેશીય પદ્ધતિએ જે વૈદો તથા હકીમો આડંબર વિના લોકોમાં ભળીને તેમની સેવા કરી રહેલા હતા તેમને તેમની યોગ્યતા, ખ્યાતિ અને લોકપ્રિયતાના પ્રમાણમાં કાયમ મુશાહીરો અગર તો પૂજાવૈતનો આપવામાં આવતા હતાં અને એને પરિણામે એ વૈદો તથા હકીમો પ્રાયશઃ મફત દવાઓ લોકોને આપતા હતા અને પ્રસંગાનુરૂપ થોડી ઘણી કમાણી પણ કરી ખાતા હતા. આમ હોઇને પ્રાયશ રાજ્યની રૈયતને વૈદકીય મદદ સરલતાથી અને લગભગ વિના મૂલ્યે મળી શકતી, અને તેમ થવામાં મુખ્ય કારણ જેમ રાજ્યની રાજનીતિ હતી તેમ રાજ્યમાં નોકરી કરનારા ડાક્તરો તથા વૈદહકીમોએ આજથી પચાશવર્ષો પહેલાં આજના ડાક્તરો અને વૈદહકીમોની પેઠે પોતાના આ ધંધાને વાણિજ્યનું રૂપ ન આપેલું એ પણ હતું. વળી, રાજકોટમાં સ્થાપાયલ "રસાયનશાળા" માં તાલીમ પામવાને અને તે પ્રમાણે તાલીમ પામી આધુનિક ઢબે ઔષધો તૈયાર કરવાને સમર્થ થાય એટલા માટે કેટલાક આયુર્વેદિક વૈદોને રાજ્યે પોતાને ખર્ચે, આધુનિક ઢબે અપાતા વૈદકીય રસાયનશાસ્ત્રનું જ્ઞાન અપાવીને તૈયાર પણ કરેલ હતા. પરંતુ પાછળથી પૂર્વોક્ત "વૈદકીય રસાયનશાસ્ત્ર" શીખવનાર વિદ્યાશાળા, ઘણે ભાગે, બ્રિટિશ સરકારના હુકમથી બંધ કરી દેવામાં આવેલ એટલે એ આધુનિક ઢબે આયુર્વેદિક ઔષધો તૈયાર કરવાનો નૂતન ઉદ્યોગ રાજ્ય ખીલવી શકેલું નહિ. આ ઉપરાંત "સમોપચાર વિધિ (હોમીઓપથી)" થી દર્દો મટાડવાનું કામ પણ જુનાગઢના એક પરોપકારી નાગર ગૃહસ્થ નામે મથુરારામ અમૃતલાલ વસાવડા મ્હોટા પાયા ઉપર કરી રહેલા હતા તેથી પણ દરરોજ સેંકડો દર્દીઓને મફત દવાનો લાભ મળી રહેતો હતો. લોકોને પણ આ મથુરાદાસજીથી અસાધ્ય જેવાં ગણાતા દર્દો મટાડી દેવાતાં જોઇને તેમના ઉપર અસાધારણ શ્રદ્ધા બંધાઇ ગયલી, અને ડૉ૦ ત્રિભુવનદાસજી એ નૂતન ઔષધપ્રયોગના પરિણામો જોઇને એટલા તો સંતુષ્ટ થઇ ગયલા પણ હતા કે, છેવટે તેમણે પોતે રાજ્યના દવાખાનામાં, આ સમોપચાર વિધિએ દવાઓ આપવા માટે એક શાખા ઉઘાડી તેનો લાભ પણ જનતાને દેવા માંડેલો હતો. પુરૂષોત્તમરાયજીના વારામાં થયલ આ નૂતન વ્યવસ્થા ખરેખર તેમની રાજનીતિની એક લાક્ષણિક બાબત ગણાશે; કારણ કે આ સમોપચારક ઔષધોનો ઉપયોગ

ત્યારે બ્રિટિશ રાજ્યમાં તેમજ તેને પગલે ચાલનારા ઇતર દેશીય રાજ્યોમાં થઇ ન શકે એવું સરકારી ધોરણ પ્રવર્તી રહેલું હતું. ત્યારે, રાજ્યની આંતર સ્વતંત્રતાને માટે બ્રિટિશ સરકાર સામે, પોતાના આખાય લાંબા અધિકારકાળ દરમ્યાન લડી લેનાર પુરુષોત્તમરાયજીએ રાજ્યને ખર્ચે એ નવા પ્રકારનાં ઔષધોનો પ્રચાર લોકોમાં કરવાને દવાખાનાને છૂટ આપી સગવડ પણ કરી આપેલી હતી. લોકકલ્યાણ સાધક રાજનીતિ રાખનાર રાજ્યને લોકોમાં કરવાનું વલણ ધરાવનાર અમલદારો મળી ગયા હોય, તો લોકહિત કેટલા બધા પ્રમાણમાં સિદ્ધ થઈ શકે તેનું આ ડૉ. ત્રિભુવનદાસજી અને પુરુષોત્તમરાયજી વચ્ચેની સૈદ્ધાંતિક એકતા એક ઉત્તમ દૃષ્ટાંત થઇ પડે તેમ છેજ.

**સુધારા-ખાતું અગર "સુધરાઇ"**

च જૂનાગઢ રાજ્યમાં "સુધારા-ખાતુ" નામક એક બીજી રાજ્ય નિર્વાહિત સંસ્થા હતી. એ સંસ્થાના નિર્વાહ તથા વિકાસ માટે રાજ્યે પ્રજા ઉપર કોઇ સીધો કરવેરો નાખેલો નહિ. અલબત્ત આજની ઢબે ચલાવાતી સુધરાઇઓની પેઠે આ સુધારા-ખાતુ લોકાધીન ન હતુ, તથાપિ એ ખાતુ માર્ગો રચાવતુ, તેમને દુરસ્ત કરાવતુ, શહેરમાંના ઉકરડાઓ ઉપડાવી ગંદકીને દૂર કરતુ, માર્ગો ઉપર પાણીનો છટકાવ કરાવતું, અને જે બીજાં કામો બીજાં સુધરેલા રાજ્યોમાં સુધરાઇઓ કરી રહેલ છે તે બધા કામો કરતુ પણ હતું. વળી દાણાપીઠ, શાક-બજાર તથા માસબજાર પણ આ સુધારા-ખાતાનાં સંતાનો હતા, રાજ્યના કાર્યભારીઓની સીધી નજર આ સુધારાખાતા ઉપર રહેતી તેથી તેમાં પ્રજાજનોની લાગવગ વગેરે નહિવત્ જ ઉપકારક થતી હતી. રાજ્ય નિયત અને લોકપ્રતિનિધિસમૂહનિયત એ પ્રકારે ચલાવાતી સુધરાઇઓ તરફથી થતા કામોની વિશુદ્ધતા, તેમના તરફથી કરાતો ધનવ્યય આદિ બાબતો વચ્ચે કેવો અને કેટલો ફરક રહે છે તેની ઉંડી પર્યેષણા કરવાથીજ તે ઉભય પ્રકારની બે સંસ્થાના લાભાલાભો સમજી શકાશે.

**ખાદ્ય પદાર્થોનો કોઠાર તથા ઘાસ-બળતણના વાડાઓ.**

છ. રાયજી સાહેબના વારામાં રખાયલી શાસન-વ્યવસ્થા કેવળ અર્વાચીન એટલે કે વિદેશીય સાંસ્કૃતિક ભાવનાઓથી રંગાયલી ન હતી. અર્થાત્ જૂનુ એટલું સારુ અગર તો જૂનું એટલું કથીર એવો એક પક્ષીય વિચાર તેઓ ધરાવતા ન હતા. લોકજીવનને ઉપકારક ગણાય અગર તો સ્વદેશીયતાને પોષી રાખે એવી જૂની ઢબની સંસ્થાઓને ટકાવી રાખવી અને નવીન

કરાયત નીતિને પરિણામે વર્તતિને રાજ્યમા દાખલ કરતા પડ્યા તેના લાભાલાભ જેટલી અપેક્ષામા તેના એ તેમનો સિદ્ધાંત હતો બ્રિટિશ સરકારનુ સ્થાયી હિત ...માં પણ નહિ પરંતુ ઇંગ્લાડમા હતુ, અને તેથી ઇંગ્લાડના સ્થાયી હિતને ...ને બનાવીને તે સમગ્ર હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા કરવાને પ્રેરાયેલા હતા ...ન વળી તેઓ સર્વોપરિ હતા એટલે ગમે ત્યારે ગમે તે માર્ગે પોતાના અધિકાર બળનો ઉપયોગ કરીને પોતાના સ્થાયી હિતનુ પાલન કરી શકતા પણ હતા આમ હોઇને જે દેશી રાજ્યો અગ્રેજ સરકારની શાસન પદ્ધતિને સર્વથા અનુસરી પોતાને પરતંત્રીન થતા હતા તે એક રીતે પોતાનાજ પગ ઉપર કુહાડો મારતા હતા એમ કહીએ તો ચાલે લોકજીવનના સ્થાયી સ્વરૂપને તુટી નાખવુ એ જેટલુ મોટુ કામ છે તેટલુજ મુશ્કેલ તેને ફરીથી પ્રાણ નિબદ્ધ કરવાનુ કામ છે બ્રિટિશ સરકારની શાસનવ્યવસ્થાનુ સર્વાશે આધગ અનુકરણ કરવુ એ વાત પુરુષોત્તમરાયજીના મનને, આપણી સ્વદેશીય બુદ્ધિની નિર્બળતા સ્વીકારવા જેવી અગર તો તેનો ક્ષય કરવા માટે કરાતા પ્રયોગ જેવી લાગતી હતી લોકજીવન અનુરૂપ શાસનવ્યવસ્થા જોઇએ કે શાસન વ્યવસ્થા અનુરૂપ લોકજીવનને ઘડતા રહેવુ જોઇએ એ એક એવો પ્રશ્ન છે કે તેનો નિશ્ચય પૂર્વક જવાબ આપી શકાશે નહિ આમ હોઇને પુરુષોત્તમરાયજીએ જુનાગઢ રાજ્યમા અસ્તિત્વ ધરાવતી હેવ કોઠાર' તથા ઘાસ-બળતણના વાડાઓ સહિત સસ્થાઓને ટકાવી રાખેલ હતી આ કોઠારમા વિવિધ ધાન્યો, તેલ ઘી વગેરે જીવનનિર્વાહક વસ્તુઓને સગ્રહીત કરી રખાતી હતી અને તેનો ઉપયોગ જેમ રાજકુટુમ્બ કરતુ હતુ તેમ રૈયતને પણ યથાપ્રસગ તેનો લાભ અપાતો હતો ખાસ કરીને મોઘવારી અગર દુષ્કાળને પ્રસગે આ કોઠારમા સચિત કરી રખાતી અનાજ વગેરે ચીજો રૈયતને સમતા ભાવે ઉપલબ્ધ કરાતી હતી અને તેથી વેપારીઓ એકરૂપ થઇને ખાદ્ય પદાર્થોના ભાવ ઉંચા ચઢાવી શકતા નહિ અને વળી એ કોઠાર સામે વેપારીઓની નજર રહેતી તેથી બજારમા હમેશા એક પ્રકારે સમતોલપણુ સચવાઇ રહેતુ પણ હતુ વળી દુકાળને પ્રસગે તેના આ ભડારમાથીજ રાજ્યને ખાદ્ય પદાર્થો મેળવવા માટે જે દોડધોડ કરવી પડે તેમાથી તે મુક્ત પણ રહી શકતુ હતુ છપનિયા દુષ્કાળને પ્રસગે આ મહાકાળી સસ્થાએ જૂનાગઢ રાજ્યની રૈયતને કેવો બધા ટેકો આપી દીધો હતો તે વાત તો તે સમયના લોકોજ સમજી શકે કહી શકે તેમ છે અમને યાદ આવે છે કે પૂર્વોક્ત વિકરાળ દુષ્કાળને પ્રસગે પ્રતિષ્ઠિત વર્તમાન ... ... ફક્ત, આવી કોઠાર જેવી સસ્થાને રાજ્યની શાસનવ્યવસ્થામા સ્થાન

લોકોને રૂચેલો નહિ. કોઇ એક 'પક્ષી' ઉપનામધારી જૂનાગઢી વિવેચકે, મુંબઇમાં પ્રગટ થતા 'સાંજ વર્તમાન' સંજ્ઞિત દૈનિક વર્તમાનપત્રમાં આ ફેરફાર સામે વિરોધ ઉઠાવેલો પણ ખરો; પરંતુ તે નિષ્ફળ ગયલો. નવાબ સાહેબ રસુલખાનજી બહેસ્તનશીન થયા પછી જે બ્રિટિશ વાલી વહીવટ રાજ્યમાં દાખલ થયલો તેણે તો પુર્વોક્ત કોરી તથા દોકડાને 'દામોદરજી ભેળાં' જ કરી દીધેલા, અને તેને ઠેકાણે રૂપીઆને બ્રિટિશ સિક્કો રાજ્યમાં અનન્ય ચલણ રૂપે દાખલ થઇ ગયલો છે. આમ જૂનાગઢના જે રાજ્યત્વને અનેક કાર્યભારીઓએ "લિંદ નો આપીને પરિપાલિત કરી રાખેલું હતું તે ખંડિત થવા પામેલું. અને તે બીનાને ઇતિહાસ નોંધ્યા વિના રહી શકે પણ નહિ. બિકાનેર, ગ્વાલીઅર વગેરે રાજ્યોએ પોત પોતાના વ્યક્તિત્વને અખંડિત રાખવા રખવવાના આશયથી રૂપીઆના ચલણને પોતપોતાની હદમાં દાખલ કરવાનો પ્રસંગ સાંપડતાં વચલો માર્ગ કાઢીને જેમ પોતપોતાના સ્વતંત્ર અસ્તિત્વના ચિહ્ન તરીકે એ રૂપીઆ ઉપર પોતપોતાના રાજ્યનું નામ દાખલ કરાવી પોતાના રાજદ્વારીય હકને સ્થાપિત રાખેલો છે તેમજ જૂનાગઢ રાજ્ય તરફથી પણ કરાવાયું હોત કે કરાવવું હોત, તો તે હકીકતને આપણે રાજદ્વારીય દૃષ્ટિએ બહુ વાંધાવાળી ગણત નહિ. પરંતુ ઉપર પ્રમાણે ચલણ પરત્વે જે ફેરફાર રાજ્ય જ્યારે વાલી વહીવટ નીચે હતું ત્યારે થયલો છે એ વાત આપણે વિચારીએ છીએ ત્યારે એ વાતને આપણે ન્યાય્ય નહિ, પરંતુ એક પ્રકારના રાજદ્વારીય વિશ્વાસભંગ રૂપે પણ ગણી શકીએ છીએ. 'ટંકશાળ' નામક સંસ્થા બાબી રાજ્યના આરંભકાળથી જ હયાતીમાં આવેલી હતી, અને એ ટંકશાળ વોટસન સાહેબે સ્વરચિત "સ્ટેટિસ્ટીકલ એકાઉંટ ઓફ જુનાગઢ" નામના અંગ્રેજી ગ્રંથમાં જણાવેલું છે તે પ્રમાણે દીવાન અમરજીનાં મકાનો પૈકી એકમાં હતી ત્યાંથી બદલાઇને સરકારવાડામાં ગયલી હતી. આ ટંકશાળમાં જેમ સિક્કા પાડવામાં આવતા હતા તેમ તે એક નાણાં ધીરનારી પેઢીનું કામ કરીને તેના પોતાના હસ્તકની 'ખાસ દુકાન' મારફત વેપારીઓ તેમજ બીજાઓને છ ટકાના વ્યાજથી દરે નાણાં પણ ધીરતી હતી, અને તેથી તે ખાસ દુકાનને આપણે આજની ભાષામાં 'રાજ્યની નાણાં ધીરનારી પેઢી (સ્ટેટ બેંક)ની ઉપમા ખુશીથી આપી શકીએ. આ સંસ્થાનું અસ્તિત્વ રાજ્યને તેમજ રૈયતને ઘણુંજ ઉપકારક હતું. રાજ્યને વધારાનાં નાણાં ઉપર નફો મળ્યા કરતો, વેપારીઓ તથા પ્રજાજનોને ઓછા વ્યાજને દરે નાણાં મળી શકતાં હતા, અને રાજ્યનું નાણું રાજ્યમાં જ ફરતું રહેતું હતું. જૂનાગઢની જૂની નવાબીને

ઠેકાણે નવી નવાઓની ધગશમાં ને ધગશમાં રાયજી સાહેબે જો પ્રવાહપતિત થવાનું પસંદ કરેલું હોત તો તેઓ આ સંસ્થાને, જીવતી રાખત નહિ જ. પરંતુ એમની રાજનિતિ રાજ્યને સર્વથા પ્રજાભોગ્ય રાખવાની હતી એટલે એમણે એ સંસ્થાને નષ્ટ ન કરતાં વિકસવા દીધેલી પણ હતી. આ ટંકશાળ ઉપરાંત 'જામદારખાનું' નામક જે એક ત્રીજી સંસ્થા રાયજી સાહેબના વારામાં હતી તે જવાહીર, વસ્ત્રો વગેરે ખરીદ કરી તેનો સંગ્રહ કરતી અને રાજકુટુંબ ઉપરાંત લોકો પણ તેનો લાભ યથાપ્રસંગ મેળવી શકતા હતા. આ સંસ્થાની હયાતીથી ઝવેરાતના વેપારીઓ કાપડીયાઓ વગેરે પોતાના માલના ભાવમાં સ્વચ્છંદે વધારો કરી શકતા નહિ અને પ્રજાજનોને વ્યાજબી ભાવમાં બજારમાંથી અગર આ જામદારખાનામાંથી આવશ્યક ચીજો સરલતાથી મળી શકતી પણ હતી જો રાજ્યનો રાજકર્તા પોતાની પ્રજાને પોતાનાં છોરૂ રૂપે ગણનાર હોય ને જ, પૂર્વોક્ત પ્રકારની પ્રજાભોગ્ય સંસ્થાએ નભાવી રાખે, અને જો રાજ્ય કાર્યભારીને હૈયે લોકકલ્યાણ કરવાની ભાવના પ્રાધાન્ય ભોગવી રહેલ હોય તેજ પોતાના રાજકર્તાને, આવી સંસ્થાઓ હોય તો તેમને નભાવી રાખવાની અને એવી સંસ્થાઓ ન હોય તો તેમને જન્મ આપવાની સલાહ આપે.

**ટપાલખાતું, નોંધણી-ખાતું અને ઘરભેણી-ખાતું**

ક્ષ. હવે આપણે, જૂનાગઢ રાજ્યની આંતર સ્વતંત્રતાના એક ચિહ્ન રૂપ ગણાય તેવી એક સંસ્થા "ટપાલખાતું" એ પરત્વે તેમજ તે રાજ્યના નોંધણી-ખાતા તથા ઘરભેણી ખાતા પરત્વે બે શબ્દો અત્ર લખશું. આ ત્રણ ખાતા અમે અત્ર વર્ણવવા માટે પસંદ કર્યા છે તેનું કારણ એ કે, તે ત્રણે પરત્વે થોડીક પણ વિશિષ્ટતા રહેલી છે. "સૌરાષ્ટ્ર ટપાલ-ખાતું" સંજ્ઞિત સંસ્થા તેના જેવા તેના રૂપમાં પણ ઈ. સ. ૧૮૬૫ થી પહેલાં અસ્તિત્વમાં હતી. સુજ્ઞ ગોકુલજીભાઇની દીવાનગીરીના સમયમાં આ સંસ્થાની પુનર્ઘટના કરીને, સરકારી ટપાલ મહાલોમાં પહોંચતી કરવાની પદ્ધતિ દાખલ કરાયલી હતી, અને તે પછી આપણા આ કથાનાયકના વારામાં એ સંસ્થાને અધિક પ્રમાણમાં વિકસાવી તેને પ્રજાભોગ્ય અને લોકોને આર્થિક દૃષ્ટિએ ઉપકારક બનાવવા માટે અને તે માર્ગે રાજ્યના એક સ્વતંત્ર હકને અધિક સ્પષ્ટતા પૂર્વક દૃઢ મૂળ કરવાને માટે પગલાં ભરવામાં આવેલાં હતાં. કોરી સિક્કાના એક આનાની એટલે એક પૈસાની અને કોરીના ચાર આનાની એટલે ચાર પૈસાની એમ બે પ્રકારની મુદ્રિકા (સ્ટેંપ-ટિકિટ) સોરઠ સરકારના નામથી કાઢવામાં આવેલી અને રાજ્યના ચોક મહાલોમાં દરરોજ ટપાલ પહોંચી શકે તેવી

પાણી વ્યવસ્થાને જન્મ આપી, બાકી રહેલ વાત મહાલો કે જેઓ આગગાડીના માર્ગથી દૂર આવેલ હતા તેમાં અઠવાડીએ બે વખત ટપાલ પહોંચાડવાનો બંદોબસ્ત કરવામા આવ્યો હતો કેટલાક મોટાં ગામોમા ડાક-ઘરો (બ્રાન્ચ ઑફિસીઝ) સ્થાપવામાં પણ આવેલ. આમ ગવર્નમેન્ટની સ્વદેશીયતાને પરિણામે, એક તરફ જેમ ગવર્નમેન્ટની આ વિષય પરત્વે સ્વાધીનતા સુસ્થાપિત થઇ રહેલી તેમ બીજી તરફ અંગ્રેજી ટપાલ-ખાતાનો ઉપયોગ કરવાથી પ્રજાજનોને જે અધિક ધનવ્યય કરવો પડતો હતો તેમા તેમને માગ પ્રમાણમા બચત કરાવી દીધેલી હતી, અને વળી 'દેશી ટપાલ-ખાતા' મારફત મોકલાતા કાગળોની વહેંચણી પણ ત્વરાથી કરાવાતી હતી એટલે લોકોને પોતાના વ્યવહાર જીવન પરત્વે અધિક અનુકૂળતાનો લાભ ઘણા ઓછા ખર્ચે મળતો રહેવો હતો. આવા આ સ્વદેશીય ટપાલખાતાને અંગે એક ગૌણ પરંતુ મુદ્દાની ગણાય તેવી વાત સ્વ છગનલાલ હરિલાલ પંડ્યાએ સ્વાનુભવથી, તા ૨૦-૩-૩૨ 'ગુજરાતી'' સાપ્તાહિક પત્રના અંકમા લખેલી છે આ વાત એવી છે કે, સર મીરઝા અબાસ અલી બેગ જ્યારે દીવાન હતા ત્યારે તેમણે આ દેશીય ટપાલ-ખાતામા સુધારો કરવાના અગર તો નવાબ સાહેબ રસુલખાનજીને રીઝવવાના ઈરાદાથી સૌરાષ્ટ્ર ટપાલ-ખાતામા વપરાતી મુદ્રિકાઓને નવાબસાહેબની છબીવાળી બનાવવા માટે તજવીજ કરેલી હતી આ તજવીજ વસ્તુત બ્રિટિશ સરકારનુ એક અનુકરણજ હતુ, અને તે અનુકરણ કર્યાથી ટપાલ-ખાતાને કશો અધિક લાભ થવાનો પણ ન હતો. છતા એવી છબીવાળી મુદ્રિકાના નમૂના તૈયાર કરાવીને તેમણે જ્યારે હોંસે હોંસે નવાબ સાહેબને દેખાડેલા ત્યારે નવાબ સાહેબ "વિસ્મિત" થઇને બોલી ઊઠેલા કે -"એ ક્યા ? ! નહિ, નહિ-હમકુ એ પસંદ નહિ હૈ-ક્યા ? અમેરી તસ્વીરકુ ફાડ કર કમપી પર કોઈ જુતા રખે, ઓર ધૂલમે ડાલે ચાહે સો કરે-એ કેસા ? હમ એસી ટીકટ નહિ મંગતે " નવાબ સાહેબના આ ઉદ્‌ગારો સાભળીને બેગ સાહેબ જેવાની હોંસની વરાળ થઇ જાય એ સ્વાભાવિક હતુ, અને તેને પરિણામે તેમણે, પોતાના સમયની શાસન-વ્યવસ્થામા જે એક નૂતનતા આણવાની ઉમેદ રાખેલી તે તેમને પડતી મૂકવી પડેલી પણ હતી નવાબ સાહેબ તરફથી બનાવાયલ "એ વિચારમા એક રીતે × × × ગૌરવ રહેલુ'' પણ હતુ, એમ જે સંક્ષિપ્ત ટીકા, આ વિષય પરત્વે છગનલાલજીએ કરેલી છે તેને આપણે આપણી સંસ્કૃતિની દૃષ્ટિએ માત્ર અર્થશૂન્ય ગણી શકીએ તેમ નથી. પૂજ્ય પ્રતિમાઓને પાદદલિત થવાનો પ્રસંગ ઊભો કરવો એ શુ અદીર્ઘદૃષ્ટિ ન ગણાય ?

રાયજી સાહેબના વારામાં "નોંધણી-ખાતું" પણ ઉપકારક દષ્ટિએ રૂપાન્તર પામ્યા વિના રહેલું નહિ. આપણે ઘણી વાર કહી ચૂકેલા છીએ કે, રાયજી સાહેબ અનુકરણવાદી ન હતા અને તેના રાજનીતિ હંમેશાં સ્થાનિક પરિસ્થિતિને લક્ષ્યમાં રાખીને ઘડાતી રહેલી પણ હતી. સ્વતંત્ર વિચારક પુરુષ પોતાની બુદ્ધિથી નવીનતાને જન્મ આપ્યા વિના રહેતો નથી. જૂનાગઢ રાજ્યમાં દસ્તાવેજો વગેરે નોંધાવવાની ફરજ પાડતા ધોરણનો આરંભ અલ્પ પ્રમાણમાં ઈ. સ. ૧૮૬૬ માં થયલો હતો. અંગ્રેજ સરકારે કરેલી શાસન વ્યવસ્થાને અંગે અસ્તિત્વમાં આવી અમલમાં મૂકાયલ "આ નોંધણીના કાયદા"થી જનતાને લાભ થયો નથી, એમ અમે કહેતા નથી; પરંતુ એવો કાયદો થવાથી આપણા લોકોના જીવનવ્યવહારમાં વ્યાપક અને કાલાતીત રૂપમાં સ્થાયી થઈ રહેલી ધર્મનીતિની ભાવનાની ગ્રંથિ શિથિલ થવા પામી છે એ વાત કબૂલ કરવી તો પડશેજ. પુરુષોત્તમરાયજીના લક્ષ્ય બહાર આ વાત ગયલી નહિ., અને તેથી જ્યારે ઈ. સ. ૧૮૮૭માં એ નોંધણીના કાયદાને નિશ્ચિત રૂપમાં મૂકવાનો પ્રસંગ,—આવેલો ત્યારે તેમણે જો કે બ્રિટિશ રાજ્યમાં પ્રવર્તિત થયલ કાયદાનો ભાવ-મર્મ—સ્વીકારેલો ખરો, તથાપિ તેનું અક્ષરશઃ અનુકરણ થવા ન દેતાં, સ્થાનિક પરિસ્થિતિને અનુલક્ષીને તે કાયદાના ઘડતરમાં થોડી ઘણી વિશિષ્ટતાને સ્થાન અપાવી દીધેલું હતું. બ્રિટિશ કાયદા પ્રમાણે નોંધવાને પાત્ર ઠરાવાયલ લેખોને જો ઠરાવાયલી મુદતમાં નોંધાવી લેવામાં આવતા નથી, તો પછી તેમને પુરાવાને કામે ગ્રાહ્ય કે સ્વીકાર્ય ગણવામાં આવતા નથી. આ સિદ્ધાંત પુરુષોત્તમરાયજીને સદાચારઘાતક લાગેલો, અને તેથી તેમણે, ઠરાવાયલ મુદતમાં ન નોંધાવાયલ હોય એવા લેખોને સર્વથા પુરાવાની બાબતમાં અગ્રાહ્ય રખાવનારી કલમને જૂનાગઢ રાજ્યના નોંધણીના કાયદામાં સ્થાન પામવા દીધેલ નહિ.

આમ રાયજી સાહેબે પોતાના વારામાં રૈયતના લાભાર્થે, ઉપર પ્રમાણે જે પગલું ભરેલ હતું તે ઉપરાંત તેમણે દૂરદષ્ટિ વાપરીને "ઘરએણી ખાતું" સ્થાપવાનું બીજું પગલું પણ લોકહિતાર્થે ભરેલું હતું. પોતે રાજ્યસેવામાં નહિ હોય તેના કાળે પણ આ પ્રકારનું ખાતું નીકળ્યા વિના રહેનાર નથી એવી કલ્પના તેમણે કરેલી હતી, અને તેથી, જેમ તેમણે બહારખલાં-નિર્ણાયક ખાતું કાઢીને સરલતાથી ગામગ્રાસાદિ ખાનારાઓના હિસ્સા તથા હક વગેરે સુનિશ્ચિત રૂપમાં મૂકાવી દીધેલ તેમ રૈયતમાત્રની ખાનગી ભેળી-સ્થાવર મિલ્કત-ને

પણ નિશ્ચિત રૂપમાં મૂકી આપવાનું ઉચિત ધારેલું હતું. જે ખાલી જમીનો તથા ઘર ડેલા વગેરે લોકોની ખાનગી માલીકીનાં હતાં તે તમામ જમીનોની પાકી માપણી પૂર્વકાળમાં થયલી નહિ અને કદાપિ માપણી જેવું કાંઇ થયું હશે તો પણ તેવી જમીનોના સ્વામીઓ પાસે તે બદલ પ્રમાણ રૂપ ગણાય તેવા લેખો હોય કે ન પણ હોય એવી એકંદર સ્થિતિ પ્રવર્તતી હતી. અને એવી સ્થિતિ ભવિષ્યમાં લોકોને ઉપાધિગ્રસ્ત કરી ખર્ચના ખાડામાં પાડે એવો સંભવ પણ હતો, આમ હોઇ પુરૂષોત્તમરાયજીએ આ બેણીઓ રૂપી સ્થાવર મિલ્કતને અંગે જે કાંઈ સંદિગ્ધતા હોય તે દૂર કરી આપીને લોકોને ઓછામાં ઓછે ખર્ચે તથા ઓછામાં ઓછી તકલીફ પડે તે માર્ગે તેમની બેણીઓ પરત્વેના તેમના સ્વામિત્વને નિશ્ચિત રૂપ આપી તેમને તે પરત્વે નિશ્ચિંત બનાવી દેવાના પગલાં ભરી પૂર્વોક્ત "ઘરબેણી-ખાતું" કાઢી તેને લગતા, ૧૨ છાટવાળા નિયમો રચાવી દીધેલા પણ હતા. આ છતાં આ તેમના દીર્ઘદષ્ટિયુક્ત પ્રયાસના લાભો લોકો એકદમ સમજી શકેલા નહિ, એટલે જેમ બહારપલાં-નિર્ણાયક ખાતાની સ્થાપના થતા ગામગ્રાસાદિ ખાનારાઓને તે ખાતું અણગમતું થયલું હતું તેમ આ "ઘરબેણી નિર્ણાયક ખાતું પણ અણગમતું થઇ પડેલું હતું. રાયજી સાહેબ હંમેશાં હળવા હાથે કામ સાધનારા હતા એટલે તેમણે લોકરૂચિ વિરૂદ્ધ આ ખાતાના કામને વેગ ન આપતાં તેની પ્રવૃત્તિને મંદ પાડી દીધેલી હતી. પરંતુ તેમણે જે નિયમો કરાવી રાખેલ તે કાયમ રહી ગયલા એટલે એમનો સેવામોક્ષ થયા બાદ એ ખાતું કામ કરવા માંડેલું ત્યારે એ નિયમો લોકોને કેટલાક લાભદાયક નીવડેલા એ વાત તો તેમના અનુભવીઓજ કહી શકશે. અર્થાત, રાયજી સાહેબના વારામાં જુનાગઢ રાજ્યનું શાસન તંત્ર, ચાલુ જમાનાની દષ્ટિએ વિચારીએ તો, કેટલા પ્રમાણમાં બીજાં રાજ્યોના કરતાં આગળ ને આગળ પગલાં ભરતું રહેલ તે સમજવામાં આપણને આ "ઘરબણી-ખાતા" ને લગતી હકીકત ઉપકારક થઇ પડે તેવી છે. વડોદરા જેવા મહોટા અને પ્રગતિશીલ રાજ્યમાં પણ, લોકોની આ પ્રકારની સ્થાવર ખાનગી મિલ્કતને માપી તેને નિશ્ચિત રૂપમાં સ્થાયી કરી આપવાની યોજના, રાયજી સાહેબે ઇ. સ. ૧૯૦૩માં જુનાગઢ છોડેલું તે પછી કેટલેક વર્ષે મૂર્ત રૂપમાં મૂકાયલી હતી એ વાતનો આપણે જ્યારે ખ્યાલ લઇએ છીએ, ત્યારે આપણા આ કથાનાયક રૂપી રાજ્યશિલ્પીની સમયોચિત દોરવણીથી થતી રહેલ જુનાગઢ રાજ્યની શાસનવ્યવસ્થાની પુનર્ઘટનાને, ઇતર રાજ્યો તરફથી ઠરાવલ આવી પ્રવૃત્તિઓનાં મુકાબલામાં, આદ્ય સ્થાન આપવું પડેજ. જુની પદ્ધતિની મુત્સદ્દીગીરીવાળા સામાન્યતઃ ગણાય એવા પુરૂષોત્તમરાયજીને, નવી

મુત્સદ્દીગીરીવાળા મનાતા રાજ્યકાર્યભારીઓને ટપી જાય તેવા ગણવા કે નહિ, એ વાતનો નિર્ણય તો, અમારા આ લેખના પાઠકે, આ ગ્રંથમાં અપાયલ સમગ્ર હકીકત સમજી લઇને કરી લેવાનો છે.

---

# પ્રકરણ ૭ મું.

## रायजी साहेवनो कारभार अने शासन प्रबंध.

---

રાયજી સાહેબે રાજ્યની નોકરી એકંદર સત્તાવીશ વર્ષો પર્યંત કરેલી છે. એ લાંબી નોકરી પૈકીનાં પહેલાં લગભગ સાત વર્ષ તેમણે દફતરી–દફતરના અધિકારી તથા નવાબ સાહેબના ખાનગી કાર્યભારી રૂપે કામ કરેલું છે, અને તે પછીના બે દશકામાં એટલે ઇ. સ. ૧૮૮૩ થી ઇ. સ. ૧૯૦૩ સુધીના ગાળામાં તેમણે રાજ્યકાર્યોની બધી જવાબદારી પોતાને માથે લઇને શાસનતંત્રના સૂત્રધારક તરીકે અને તે દષ્ટિએ રાજ્યના એક શ્રેષ્ઠાધિકારી તરીકે રાજ્યસેવા કરેલી છે. તેમ છતાં ઇ. સ. ૧૮૮૩ થી ઇ. સ. ૧૮૯૩ સુધીના પહેલા દશકાના તેમના "કારભાર"ને આપણે તે સમયના દીવાન હરિદાસભાઇની કાર્યભારવાહકતામાં અંતર્ગત થયલો ગણીએ તો તેમાં કાંઇ ખોટું નથી અગર તો તે વાત પુરૂષોત્તમરાયજીને માટે અકીર્તિકર પણ નથી. મતલબ કે, ઇ. સ. ૧૮૯૩ની આલથી પુરૂષોત્તમરાયજીએ રાજ્યકાર્યો કરવા માટે જે શાસનપ્રબંધ રચવા માંડેલો તેને માટે જે આધાર રૂપી પૂર્વભૂમિકા તૈયાર હોવી જોઇએ તે તૈયાર કરવાનું કામ હરિદાસભાઇની દીવાનગીરીની ઓથે રહીને તેમણે ઇ. સ. ૧૮૮૩ થી ઇ. સ. ૧૮૯૩ સુધીમાં કર્યા કરેલું હતું. પરંતુ તેમણે જૂનાગઢ રાજ્યના શાસનતંત્રનું નવવિધાન કેવા પ્રકારે કરી બતાવેલું છે તે વિષે હવે આપણે જરા વિસ્તારપૂર્વક જાણી લેશું તો તે અનુચિત ગણાશે નહિ.

(૧)

શ્રીમત ગોકુલજીભાઈએ પોતાની દીવાનગીરીના કાળમાં રાજ્યમાર્ગ [illegible] માટે જે વ્યવસ્થા કરેલી હતી અગર તો જે વ્યવસ્થાને જન્મ આપવા માટે બીજ રોપી ગયેલાં હતાં તે વ્યવસ્થાને અનુસરી રહેવું અગર તેવી વ્યવસ્થાને જન્મ આપનાર બીજોને પોષી તેમને વૃક્ષાકારમાં લાવવાને મથવું એ આપણા આ કથાનાયકનું કર્તવ્ય બની રહેલું હોય એમ તેમની પ્રવૃત્તિઓ ઉપરથી સ્પષ્ટ સમજાઇ આવે છે. ગોકુલજીભાઇના દેહાંત પછી જે કાર્યભારીમંડળ રાજ્યધુરા વહી રહેલું હતું તેને, ભયાઓનો ચયલ વધતે પરિણામે, રાજ્યની લગામ છોડી દેવી પડેલી, એ હકીકત આપણે પૂર્વે વાંચી લીધેલી છે. પદચ્યુત થતા અમાત્યોને તેમ બીજાઓને આ પ્રસંગ જેમ હાનિકારક નીવડેલો હતો તેમ તે પ્રસંગથી આપણા આ ચરિત્રનિરૂપ્યને લાભ થવા પામ્યો હતો. આ અનિષ્ટ પ્રસંગને અંતે હરિદાસભાઈ દીવાન થઈને આવ્યા ત્યારે શાસનતંત્રના રૂપમાં જે એક મ્હોટો ફેરફાર થયેલો તે એ કે, ન્યાયખાતું અને વહીવટી મુલ્કીખાતું એ બે જે એકબીજાથી સાવ સ્વતંત્ર હયાતી ધરાવી રહેલા હતા તે બન્ને પુનઃ એકજ સર્વોપરિ અધ્યક્ષ–દીવાનના હાથ નીચે મૂકાઇ ગયલા, અને તેને પરિણામે અપકેન્દ્ર અગર તો વિભક્ત થયેલો રાજ્યકાર્યભાર પુનઃ એકકેંદ્ર અગર બીજા શબ્દોમાં કહીએ તો, એકહથ્થુ થઇ જવા પામેલો હતો; આ પ્રકારની પીછેહઠ ઇષ્ટ તો નજ હતી; પરંતુ સમયજ્ઞ પુરુષોત્તમરાયજીની દૃષ્ટિએ, પૂર્વોક્ત પ્રકારે કરાયલ ફેરફાર સર્વથા આવશ્યક અને ઉપકારક હતો; કારણ કે જુદી જુદી દિશાએથી રાજ્યકાર્યોમાં હસ્તક્ષેપ થવા કરતો હતો અને તેનું એક અનિષ્ટ પરિણામ ભયાઓનો ચયલ વધ હતો એમ તેઓ સ્વાનુભવથી જાણી શકેલા હતા એટલે એ પ્રકારના હસ્તક્ષેપને અટકાવવાની જરૂરત હતી, અને એ અટકાવવાનું કામ હરિદાસભાઇ જેવા સત્યપ્રેમી, સત્યાગ્રહી, સ્વતંત્ર પ્રકૃતિના અને કડકદાર રાજપુરુષથી જ થઇ શકે તેમ હતું; કારણ કે તેઓ જેમ એક તરફથી પરદેશીય ગૃહસ્થ હતા, નિસ્પૃહી હતા તેમ બીજી તરફથી તેમને બ્રિટિશ સરકારની હુંફ પણ મળે તેવી તેમની યોગ્યતા પણ હતી. હરિદાસભાઇની દીવાન તરીકે વરણી કરાઇ તેને બદલે જો રાજ્યની રૈયતમાંથી કોઇને દીવાન તરીકે ગોઠવવામાં આવત, તો, "अतिपरिचयात् अवज्ञा"–એ સૂત્ર પ્રમાણે, એવો સ્થાનિક રાજપુરુષ ગમે તેટલું જોર કદાપિ કરત તો પણ તેને થોડેઘણે અંશે લાગવગને અગર તો દરબારના સ્વચ્છંદી વલણને અધીન થવું પડતજ, અને તે રાજ્યમાં

પેહેલાં અને ઘર કરી બેઠેલાં અનિષ્ટોને દૂર કરી શકેત પણ નહિ અને તે છતાં તે તેવાં અનિષ્ટોને દૂર કરવા જેટલી હિંમત બતાવત તો તેને પદસ્ખલિત થતાં વાર ન જ લાગત, અને વારંવાર ખાલી પડતી દીવાનની જગ્યા ભરવાનું કામ મુશ્કેલી ભરેલું પણ થઇ પડત. અલબત, કોઇ ટીકાકાર. શાસનતંત્રના રૂપમાં કરાવલ પુર્વોક્ત પ્રકારના ફેરફારને અનુલક્ષીને કદાચિત્ એવું કહેવાને તૈયાર થાય કે, જૂનાગઢ રાજ્યમાં ગોકુલજીભાઇએ "સભા" સંસ્થાને જન્મ આપીને જે બહુમતાધીન શાસનપદ્ધતિની સ્થાપના કરેલી હતી તેને ઉડાવી મેલીને તેને ઠેકાણે પુરૂષોત્તમરાયજીએ એકહથ્થું કાર્યભારિતાની સ્થાપના કરીને રાજ્ય પાસે પીછેહઠ કરાવેલી છે; એટલું જ નહિ, પરંતુ પરદેશીય કાર્યભારી-દીવાનને લાવીને તેમણે. રાજ્યથી પ્રાયશઃ પરિપાલિત થઇ રહેલ પ્રણાલિકા એટલે કે સ્વદેશીય કાર્યભારી બને ત્યાં સુધી રાખવાની પદ્ધતિનો ભંગ કરેલો પણ છે. આમ કોઈ કહે તો તેના જવાબમાં અમે એમ કહીએ છીએ કે, એ સમયના રાજદ્વારીય સંયોગો તથા રાજ્યની આંતર છિદ્રમય સ્થિતિનો જે કોઇને ખ્યાલ હશે તે ઉક્ત પ્રકારના આક્ષેપને વજુદ વિનાનો ગણ્યા વિના રહેશે નહિ. પુરૂષોત્તમરાયજીએ જે પગલું ભરેલું હતું તે રાજ્યને હિતાવહ હતું અને તેમાં વળી તેમનો પોતાનો લેશ પણ સ્વાર્થ ન હતો એમને પોતે પોતાની આગલાં સાત વર્ષની નોકરી દરમ્યાન જે બધું જોયું જાણેલું હતું તે બધાંની દૃષ્ટિએ પુર્વોક્ત પ્રકારની પીછેહઠ એકહથ્યુ કાર્યભારિતાનાં દેખાવને એક પ્રકારની ઉપાયનીતિ રૂપે યોજવાની આવશ્યકતા હતીજ. શાસનતંત્રનાં તમામ અંગોએ કરવાનાં કાર્યોના રેઢા સીમાડા તથા તેમના અધિકારો નિશ્ચિત રૂપમાં મૂકાઈ જાય, તેમાં ઘર કરી બેઠેલી શિથિલતા અને અનિયંત્રિતતા નીકળી જાય, એ સર્વે પોતપોતાની મર્યાદામાં રહીને પોતપોતાના કામકાજમાં જીવ પરોવી રહે અને આખુંય રાજ્ય નિષ્કંટક બની જઇને અચ્છિદ્રતાને યોગે અનાક્રમ્ય અવસ્થાવાળું થઈ રહે ત્યાં **સુધીને માટેજ** એકહથ્યુ અધિકારવાળા કાર્યભારી રૂપી ગામ્ભૂક સ્વારની ઉપકારકતા છે, એ વાત આપણા આ કથાનાયકના ધ્યાન બહાર હતી એવી કલ્પના આપણે કરી શકીએ તેમ નથી, અને તેનું કારણ એ કે, સભા-કાર્યભારીમંડળ-રૂપી રાજ્યકાર્યકર સંસ્થાનો જો કે તેમણે અંત આણેલો હતો તથાપિ રાજ્યની એકંદર નીતિ ઘડનારી 'મંત્રિસભા' રૂપી બહુમતાધીનતાને પ્રાધાન્ય આપતી સંસ્થાને તેમણે તત્ત્વતઃ જીવતી રાખેલી હતી. આપણે આ કથાપ્રકરણને પરિણામે જોઇ શકશું કે, પુરૂષોત્તમરાયજીએ ઉપાયનીતિનું અવલંબન

કરીને, અલ્પકાળને માટે, હરિદાસભાઇ જેવા સમર્થ તથા વિશ્વસનીય કાર્યકરમાં બધા રાજ્યાધિકાર કેન્દ્રિત કરવી દીધા હતા, અને તે કારણેજ તેઓ પોતાના ઇષ્ટ ધ્યેયને સિદ્ધ કરવા તથા રાજ્યમાં શાંતિ, સ્વસ્થતા તથા વ્યવસ્થાને સ્થિરતા અપાવવાની બાબતમાં સફળ થયેલા હતા આ વાતનું સમર્થન આપણે, હરિદાસભાઈ અને પુરૂષોત્તમરાયજી વચ્ચે થયેલ રાજ્યકાર્યોની વહેંચણીને આધારે કરી શકીએ છીએ વસ્તુત હરિદાસભાઇનીજ દીવાનગીરીના સમયમાં, જૂનાગઢ રાજ્યમાં પાછળથી જે તંત્રશાસનતંત્ર સ્થપાયું છે તેનો આધગર્ભ બંધાયો, એમ આપણે સુખેથી કહી શકીએ તથાપિ એ આધગર્ભ તેની પ્રાથમિક અવસ્થામાં નિરવયવ હોય એ પણ સ્વાભાવિક હતુ પરંતુ નિરવયવ ગર્ભમાંથીજ સાવયવ વ્યક્તિનો ઉદ્ભવ થઇ આવે છે પરરાજ્યખાતાને લગતા તથા રાજ્યના બીજા ખાતાઓના કામો જોવા તપાસવાનું અને તે પરત્વે આવશ્યક નિર્ણયો આપવાનું કામ હરિદાસભાઇને ભાગે રખાયતુ અને જે કલહો તથા કટોકટીથી કંટાળી ઉપદ્રવોને કારણે રાજ્યને અશાંતિ ભોગવવાનો અને તેને લીધે નિર્બળ ગણાઈ જવાનો વારો આવી જતો હતો તે બધા કલહો તથા કટોકટીથી ઉદ્ભવતા ઉપદ્રવોને નિર્મૂળ કરી નાખી તેમને ઠેકાણે શાંતિ તથા સ્વસ્થતાની સ્થાપના કરવામાં ઉપકારક થાય તેવા વિશિષ્ટ પ્રકારના કામો કરવાનો ભાર પુરૂષોત્તમરાયજીએ પોતાને માથે ઉપાડી લીધેલો હતો આ પ્રમાણે કામોની વહેંચણી થઈ ગયેલી તેને પરિણામે એક તરફ રાજ્યના ચાલુ કામોમાં જેમ સફાઈ આવતી ગયેલી તેમ બીજી તરફ, ભવિષ્યમાં પ્રગતિ કરી શકાય તેવી ભૂમિકા બંધાવા પામે તે માર્ગે પગલાં ભરાઇ રહેલાં હતા વળી આ ઉભય કાર્યભારીઓએ કરી લીધેલી રાજ્યકાર્યોની માહોમાંહે વહેંચણી અર્થ વિનાની પણ ન હતી દેશીય રાજ્યના દીવાનનેજ, સર્વોપરિ અંગ્રેજ સરકાર રાજ્યમુખ એટલે કે રાજ્યના મુખ્ય જવાબદાર પ્રતિનિધિ રૂપે ગણતા હતા, એટલે પછી એ સરકાર સાથેનો સબંધ પરદેશીય કોટીનો હોઇ તેમના સબંધનું કામ તો હરિદાસભાઇએજ કરવુ પડે તેમ હતુ અને વળી રાજ્યના ખાતાઓમાં જે અનિષ્ટ તત્ત્વો પ્રવિષ્ટ થયેલા હતા તેમને દૂર કરવામાં પણ હરિદાસભાઇ જેટલા ઉપકારક થઇ શકે તેટલા ઉપકારક પુરૂષોત્તમરાયજી એક સ્થાનિક તેમજ રાજપુરૂષોથી પરિચિત વ્યક્તિ હોઇને થઇ શકે નહિ એ વાત પણ સ્પષ્ટજ હતી 'આવળી મા કાન વિંધી શકે છે' એ સૂત્ર રાજનીતિવિષયક પણ છે હરિદાસભાઇ પરદેશીય હતા અને તેથી રાજ્યના નોકરો તેમનાથી અપરિચિત હોઇ તેમનાથી બ્હીતા રહે એ સ્વાભાવીક વાત હતી આમ હોઇ રાજ્યકાર્યોની વહેંચણી કરવામાં જે કાર્યો

હરિદાસભાઈને ભાગે રખાયેલા હતા તે કાર્યો પરત્વે નિયમિતતા અને વૃદ્ધના અધિક પ્રમાણમા આવવાનો પુરો સભવ હતોજ. પુરુષોત્તમરાયજીએ પોતાના ચાલુ કામો કરવા ઉપરાન્ત પોતાને ભાગે વિશિષ્ટ કોટીના કામો કરવાનુ' રાખેલુ તે પણ અર્થપૂર્ણ' વાત હતી, અને તે કામો એવા હતા કે, હરિદાસભાઈ જેવા નવા આવનાર અને સ્થાનિક વાતાવરણથી અપરિચિત રાજપુરુષથી તેવા કામોનો ઉકેલ સરલતાથી થઇ શકે નહિ પુરુષોત્તમરાયજી રાજ્યના વતની તેમજ સ્થાનિક પરિસ્થિતિની વાકેફગારી ધરાવનાર હોઇને તેઓ લોકપ્રકૃતિને જેટલા પ્રમાણમા જાણે અને સમજી શકે તેટલા પ્રમાણમા હરિદાસભાઇ જાણી કે સમજી ન શકે એ વાત પણ સ્વાભાવિક જ હતી આમ હોઇ આપણે કહી શકીએ કે આ બે મુખ્ય રાજપુરુષોએ રાજ્યકાર્યો કરવાનો ભાર જે પ્રકાર પોતપોતાને ખભે ઉપાડી લીધેલો હતો તે વ્યાજબી અને કાર્યસાધક હતો. અને વળી એ પ્રકારે કરી લીધી મર્યાદાની વહેંચણીથી જે મુખ્ય લાભ થવાનો હતો તે એ કે, રાજ્યના શાસનતંત્રને જે નવ રૂપ આપવાનુ ધ્યેય હતુ તેને સિદ્ધ કરવા માટે જે પ્રકારની પૂર્વભૂમિકાની જરૂર હતી તે પ્રકારની પૂર્વભૂમિકા, એ પ્રમાણે એવડે માર્ગે જવાથી અને તેટલી વહેલી તૈયાર થઈ જવાનો સભવ પણ હતો આમ હોઇ આપણે હરિદાસભાઇની દીવાનગીરીને પુરુષોત્તમરાયજીના આશયોને સફળ કરાવનાર સાધન તરીકે ગણીએ તો તે વાત અર્થહીન ગણાશે નહિ વળી, પુરુષોત્તમરાયજીના ઊગતા 'કારભાર'-ને પૂર્વભૂમિકા રચી આપવાનો આશય હરિદાસભાઇએ દીવાનગીરી સભાળી લેવાની બાબતમા રાખેલો હોય એમ પણ અનુમાની શકાય છે આ પ્રકારના અમારા અનુમાનને પુષ્ટિ આપવામા અમે, હરિદાસભાઇએ તથા વઝીર બહાઉદ્દીનભાઇએ સયુક્ત સહીથી તા ૨૧-૫-૮૧ને રોજ જે એક પત્ર લખીને પુરુષોત્તમરાયજીને દીવાનગીરી સભાળી લેવા માટે પૂછેલુ હતુ તે પત્રનો અત્ર ઉલ્લેખ કરીએ છીએ મન સુખરામભાઇની પ્રબળ ઇચ્છા પુરુષોત્તમરાયજીને ગોકુળજીભાઇના પૂર્ણ' ઉત્તરાધિકારી તરીકે જૂનાગઢ રાજ્યમા પ્રતિષ્ઠિત થયેલા જોવાની હોય એ સ્વભાવિક છે, અને તેથી તેમણે પોતાના હરિદાસભાઇ સાથેના ગાઢ સ્નેહસબધને લઇને પોતાના આ મિત્રને જૂનાગઢ રાજ્યની દીવાનગીરી પુરુષોત્તમરાયજીના હિતાર્થે' સભાળી લેવાને પ્રેરેલા હોય અને વળી હરિદાસભાઇએ પોતાનુ ગોકુળજીભાઈ પ્રતિનુ ઋણ અદા કરી દેવાના હેતુથી દીવાનગીરી સભાળી લીધી હોય એ વાત, પૂર્વોક્ત બે સાત્ત્વિક વૃત્તિના મિત્રોની બાબતમા જેટલા પ્રમાણમા સભવિત ગણાય તેટલા પ્રમાણમા અસભવિત ગણાય તેવી નથી, આમ હોઇને આપણે મુક્તકંઠે એટલુ તો કહેશુ જ

કે, હરિદાસભાઇ જેવા કૃતજ્ઞ ગુરુવાત્સલ્યક પુરૂષોત્તમરાયજીને મળ્યા ન હોત, તો જુવાન શિષ્ય પુરૂષોત્તમરાયજી જેટલી સરલતાથી પોતાના ધ્યેયને સિદ્ધ કરવા સમર્થ થયલા છે તેટલી સરલતા તેમને પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી તો પડત જ. ટુંકામાં આટલું જ કહેવાનું છે કે, "કારભાર" પુરૂષોત્તમરાયજીનો પોતાનો છે એવું ભાન રાખીને જ હરિદાસભાઇએ પોતાના મિત્ર મનઃસુખરામની પ્રેરણા અને મધ્યસ્થતાને બળે જ, જૂનાગઢ રાજ્યના અટપટીઆ સંયોગોનું, સંપૂર્ણ જ્ઞાન પામી દીવાનગીરીનો સ્વીકાર કરેલો હતો, અને તેથી કરીને એ ત્રણે રાજપુરૂષો એક પ્રકારના "અલિખિત કરારનામાં"થી એક બીજા સાથે એવા તો સંકળાઈ ગયલા સમજાય છે કે, પરિવર્તિત થતા અગર તો વિપરીત બનતા સંયોગમાં પણ તેમની વચ્ચેની એકતામાં કોઇથી ભંગ પાડી શકાય તેમ ન હતું.

આ પ્રમાણે હરિદાસભાઇની દીવાનગીરી આરંભાયલી તો ખરી; તથાપિ એ એમની દીવાનગીરી બને તેટલી ચિરંજીવ થાય એ, રાજ્યના સંયોગોની દષ્ટિએ જરૂરની વાત હતી. હરિદાસભાઇના માનસ અને એ સમયના દરબારી માનસ વચ્ચે મ્હોટો ફરક હતો, અને તેથી તે બંને વચ્ચે અથડામણ થવાના પ્રસંગો ઊભા થયા જ કરે એવો પાકો સંભવ હતો. દરબારે અત્યાર સુધીમાં સ્વદેશીય દીવાનોથી કામ લીધેલું હોવાથી તે પરદેશીય દીવાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે નહિ એ પણ સ્વાભાવિક હતું. અને વળી હરિદાસભાઇ રાજ્યકાર્યો પરત્વે અતિવિશદતા અને અનંતરાયના હિમાયતી હતા અને તેમની પ્રકૃતિ પણ અધીર હતી, એટલે દરબાર કોઇ પણ પ્રસંગે સ્વેચ્છાચારી બને તો તે વાત તેમને અસહ્ય થઇ પડે તેમ પણ હતી; અને વળી "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એ કવન પ્રમાણે દરબારને પડી રહેલ ટેવને એક ઝપાટે ટાળી શકાય તેમ પણ ન હતું. આમ હોઇ હરિદાસભાઇના વિચારોને ધીરી ધારે અને દક્ષતાપૂર્વક દરબારને ગળે ઊતરાવી શકે એવા, પરંતુ ઉભય પક્ષથી વિશ્વસનીય મનાતા કોઇ ઇસમને મધ્યસ્થ રૂપે રાખવાની આવશ્યકતા કે ઉપકારકતા દેખાતાં એ પ્રકારના મધ્યસ્થ તરીકે કામ કરવાનો ભાર આ કથાવીરને માથે આવી પડેલો હતો. પુરૂષોત્તમરાયજી તીખી પ્રકૃતિના ન જ હતા, એમ તો કહી શકાય નહિ જ તથાપિ તેમની તીખાશ એ તેમની આજ્ઞાપકતાનું એક લક્ષણ કે બાહ્ય રૂપ હતું અને તે પણ કોઇ પુર્વગ્રહને કારણે આવિષ્કાર પામતી ન હતી એ છતાં આપણે કહી શકીએ છીએ કે, એ એમની તીખાશ સાથે એમનામાં સમયોચિત સંયમ, ધૈર્ય અને મીઠાશના અસાધારણ ગુણો એટલા બધા

પ્રમાણમાં જમાવટ કરી રહેલા હતા કે, તેમનાથી વિરૂદ્ધ વિચાર ધરાવનારાઓને પણ ઘણીવાર તેમને અનુકૂળ થઇ જવાની ફરજ પડી જતી હતી. આવી તેમની પ્રકૃતિ હોવાથી તેઓ હરિદાસભાઇની ઉતાવળી ગતિને ધીરી પાડવામાં તથા તેમના વિચારોને યુક્તિતઃ ઘટાવી ઘટાવીને દરબારને ગળે ઉતારવામાં સફળ થઇ શકતા હતા. આ પ્રકારની વ્યૂહ રચનાનું જે એક મહત્ત્વપૂર્ણ ફળ આવેલું તે એ કે, હરિદાસભાઇની કાર્યભારિતા લાંબા વખત સુધી ટકી રહીને યશઃપ્રદ નીવડી શકેલી હતી; એટલું જ નહિ, પરંતુ નવયુગને ઉચિત ગણાય તેની કક્ષાએ રાજ્યતંત્રને લઇ જવા માટે જે પ્રકારની સાફસુફી રાજ્યના આંતર વહીવટમાં થઈ જવી જોઇએ તે કરીકરાવી લેવાને પુરૂષોત્તમરાયને ઘણો અવકાશ મળી જવા પામ્યો પણ હતો. પરંતુ રાજ્ય પણ એક પ્રકારની રંગભૂમી છે; રંગભૂમિ ઉપર રમતાં પાત્રો પોતપોતાનો વેષ ભજવી લીધા પછી જેમ અદૃશ્ય થાય છે અને પ્રવેશો પલટાતાં નવાં નવાં પાત્રો દૃષ્ટિગોચર થવા લાગે છે તેમ રાજ્યમાં પણ જેમને હાથે જેવાં અને જેટલાં કામો થવાનાં હોય તેવાં અને તેટલાં કામો તેમને હાથે થઇ ગયા પછી તેમના કર્તાઓને પણ અદૃશ્ય થવાનો વારો આવ્યા વિના રહેતો નથી, અને નવા પ્રવેશો આવતાં–વસ્તુવિકાસ થતો જાય છે તેમ તેમ–નવાં નવાં પાત્રો રાજ્ય શા રંગભુમિ ઉપર ખેલતાં જોવામાં આવે છે પણ ખરાં. આ દૃષ્ટિએ વિચારતાં સમજાય છે કે, જે પ્રકારની રાજ્યસેવા પોતાને હાથે થવાની હતી તે રાજ્યસેવા પૂર્ણ થઇ જવા પામી છે એવું જે ભાન હરિદાસજીને નવાબ સાહેબ બહાદૂરખાનજીની હયાતીમાં, ઇ. સ. ૧૮૯૧માં તેમણે દીવાનગીરી પુરૂષોત્તમરાયજીને સોંપવા માટે જે પત્ર લખી પુછેલું હતું તે ઉપરથી થયાનું સમજાય છે. તે ભાનમાં કાંઇક વધારો આ ઈ૦ સ૦ ૧૮૯૨ માં ઉદ્ભવેલ સંકટમય સંયોગથી થઇ આવેલો હોઇ તેમણે રાજ્યની રંગભૂમિ ઉપરથી અદૃશ્ય થવાનો સમય આવી પહોંચેલો માન્યો હોય તો તે સ્વાભાવિક વાતજ ગણાશે. પરંતુ પુરૂષોત્તમરાયજીના ભાગ્યમાં તો હજુ બીજા એક દશકા સુધી સત્રધારકતા હતીજ અને તેનું કારણ તેમની સ્વદેશીયતા તથા પૂર્વજપરંપરાપ્રાપ્ત રાજ્યસંબંદ્ધતા હતી. એટલે તેઓ પોતે છૂટવા ધારે તોપણ તેમનાથી એકદમ છૂટાય તેમ ન હતું અને પ્રવેશો જેમ પલટાતા જાય તેમ તેમને પાત્રોની નવરચના કરવાનું કામ ચાલુ રાખવું પડે એ એમનું કર્તવ્ય થઇ રહેલું પણ હતું. મનુષ્ય ગમે તેટલો સમર્થ હોય, તોપણ તે અંતે તો સંયોગાધીન પ્રાણી તો છેજ. તે ગમે તેટલી સાવધાનતા રાખીને વિપરીત સંયોગોમાં વર્તી રહે તો પણ જ્યારે તેનું ભાગ્ય નબળું પડે છે ત્યારે તેની

સાવધાનના તેને કાંઇ પણ ઉપયોગની થઇ પડતી નથી. વસ્તુસ્થિતિ એવી છે કે, વિપરીતતામાંથી સુપરીતતાને જન્મ આપવામાં મહાપુરૂષો તરફથી રખાતી સાવધાનતા તો તેમના બુદ્ધિવૈભવનો એક પ્રસાદજ છે; પરંતુ એ બુદ્ધિવૈભવના કાર્યની સાથે સાથેજ તેમનાં અંતઃકરણો તેમને તેમના પોતાના ભવિષ્યની ઝાંખી કરાવી રહેલ હોય છે. પુરૂષોત્તમરાયજીના મનઃસુખરામભાઇ ઉપરના કેટલાક પત્રો ઉપરથી સમજાય છે કે, તેમની પોતાની ગમે તેટલી સાવધાનતા હતી તે છતાં તેમનું દુર્ભાગ્ય તેમને રાજ્યસેવામાંથી છૂટવા દેતું ન હતું જ, અને તે તેમને જ્યાં દોરી જાય ત્યાં તેમને જવું પડેજ એવી અત્યાજ્ય પરિસ્થિતિમાં તેઓ મુકાઈ ગયેલા પણ હતા.

પરંતુ આ ઇ. સ. ૧૮૯૨ની સાલ જૂનાગઢ રાજ્યના આખાય રાજ-મંડળને સંપૂર્ણ ઉદ્વેગકર હતી. "કાઠિયાવાડ એજન્સી" એટલે કે બ્રિટિશ સરકારની રાજદ્વારીય યંત્રશાળામાં જે ચોપચક્ર ગતિમાં હતાં તે કેવું પરિણામ ઊપજાવે તે પરત્વે કલ્પના થઈ શકે તેમ ન હતું અને તેથી રાજમંડળદેહનાં જે અંગોને સીધી અસર થવાનો સંભવ હતો તે અંગો પોતપોતાના સ્વાર્થની દૃષ્ટિએ ભવિષ્યનો વિચાર કરી પરસ્પર વિસંવાદી બની રહે એ પણ સંભવિત હતું. પરંતુ આપણે પૂર્વે વાંચી ગયા છીએ તેમ આખરે નવાબ સાહેબ રસુલખાનજીને ગાદી ઉપર સ્થિર કરી શકાયલા એટલે જે એક મહોટામાં મહોટો ભય રાજમંડળ સામે ડોળા કાઢી રહેલો હતો તે તો દૂર થઇ ગયલો; તથાપિ કાઠિયાવાડના તે સમયના "પોલિટિકલ એજન્ટ" (સર) ચાલર્સ ઑલિવન્ટે, રાજ્યસેવામાંથી નિવૃત્ત થવાની હરિદાસભાઇની ઇચ્છા પરત્વે જે ઈસારો કરી દીધેલો હતો તેણે, પુરૂષોત્તમરાયજી જે ભીતિ રાખી રહેલાં હતા તે ભીતિને સાચી પડવા જેટલી ભૂમિકાએ પહોંચાડી દીધેલી હતી, અને તેથી તે ભીતિ ગમે ત્યારે સાચી ઠરી પણ પડે એવી આશંકાને લીધે તેમણે પુર પહેલા પાળ બાંધી લેવાનો નિશ્ચય કરી લીધેલો હતો. બનતાં લગી હરિદાસભાઇને રાજ્યસેવામાંથી ખસવા ન દેવા, એવી પ્રબળ ઇચ્છા પુરૂષોત્તમરાયજીની હોય એમાં જો કે નવાઈ જેવું કાંઇ ન હતું; તથાપિ રાજદ્વારીય સંયોગના દબાણથી કદાપિ હરિદાસભાઈ રાજ્યસેવામાંથી નિવૃત્ત થઇ જાય, તો ગજ્ય તેવા એક સમર્થ ગજપુરૂષને અભાવે નિર્બળ તો બનેજ અને તેના પરિણામમાં તરવાર ઊગામી રહેલ "કાઠિયાવાડ એજન્સી" તરફથી રાજ્યદેહ ઉપર કોઇને કોઇ પ્રકારે પ્રહાર થવા પામે એવું આપણા આ ચરિતનિરૂપ્યને લાગેલ ... કારણ

કે, હરિદાસભાઇનું ખરું મન "પોલિટિકલ એજંટ" પ્રથમ જાણી શકેલા હતા ! આમ હોઇને હરિદાસભાઇ રાજ્યસેવામાંથી નિવૃત્ત થવા માટે કૃતનિશ્ચય થાય તે પહેલાં, રાજ્યદેહના વેધનીય ગણાતા સ્થાનને સુદૃઢ અને અભેદ્ય બનાવી લેવાના હેતુથી પુરુષોત્તમરાયજીએ (સર) ફીરોઝશાહ મહેતાને જૂનાગઢ રાજ્યની નોકરીમાં ન્યાયતંત્રના સર્વોપરિ અધિકારી તરીકે આમંત્રી લીધેલા, અને તેમ કરીને રાજ્યના એક મર્મસ્થાનની રક્ષા કરી દીધેલી; એટલું જ નહિ, પરંતુ અણીને વખતે કામ આવી શકે એવા એક છાતીજોર મહાપુરુષનો ઉમેરો રાજ્યમાં કરી દીધેલ પણ હતો. હરિદાસભાઇના ખસવાથી રાજ્ય જેવું ને તેવું અગર વધારે બળવાળું બની રહે એ એક લાભ આ યોજનાથી મળેલો તો ખરો; તથાપિ બીજો જે એક લાભ થયલો તે એકે, સર્વોપરિ સર્વાધિકારસંપન્ન દીવાનના હાથમાં વહીવટતંત્ર અને ન્યાયતંત્ર–એ ઉભય સંગમિત થઈ રહેલાં હતાં તેમને, પૂર્વોક્ત નૂતન ઘટનાને પરિણામે, ભૂતપૂર્વ દીવાન ગોકુલજી ઝાલાના વારામાંની તેમની મૂળ સ્થિતિમાં એટલે કે એ ઉભય તંત્રોને એક બીજાથી સાવ અલગ અને સ્વતંત્ર સંસ્થાઓના રૂપમાં ફરીથી મૂકી દેવાનો લાગ પુરુષોત્તમરાયજીને મળી આવેલો હતો. આ પ્રમાણે, સંયોગવશાત્ થવા પામેલ દીવાનના અધિકારનું વિભાજન કદાપિ હરિદાસભાઇને ગમે તે કારણે રૂચતું થયલ ન હોય; પરંતુ વસ્તુસ્થિતિની દૃષ્ટિએ પુરુષોત્તમરાયજીએ ભરેલ એ પગલું જેટલા પ્રમાણમાં રાજ્યહિત રક્ષક હતું તેટલા જ પ્રમાણમાં અગર અધિક પ્રમાણમાં તે નવયુગોચિત પ્રગતિનું પ્રતિપાદક તત્ત્વ તો હતું જ. (સર) ફીરોઝશાહના પગ રાજ્યમાં થયા તે વાત "કાઠિયાવાડ એજંસી" ને બીલકુલ ગમેલી નહિ અને હરિદાસભાઇને પણ રૂચતી ન હતી, એ હકીકતને સાવ અર્થશૂન્ય ગણી શકાય નહિ. એ છતાં એટલું તો નિશંક છે જ કે, હરિદાસભાઇ કોઇ પણ સંયોગમાં રાજ્યસેવાનો ત્યાગ કરે એ વાત પુરુષોત્તમરાયજીને બીલકુલ ઇષ્ટ લાગતી ન હતી. આ વાતનું પ્રતિપાદન આપણે, આ કથાનાયકે "તા. ૧ ડીસેંબર સને ૧૯૯૨ ગુરૂવાર"ને રોજ 'સુજ્ઞ શ્રી. રા. રા. મનઃસુખરામભાઇની સેવામાં" જે એક પત્ર લખી મોકલેલો છે તેના આધારે કરી શકીએ તેમ છીએ. આ પત્રમાંનો જે કેટલોક ભાગ આપણને પ્રસ્તુત વિષય પરત્વે ઉપકારક છે તે અમે આ નીચે અમારા પાઠકને સંતોષવા અર્થે ઉતારીએ છીએઃ

"× × × × × × ×"

"હું તો આપનો યોગ્ય શિષ્ય થવાનું માન મેળવવાનો જ લોભી છઉં, એટલે આપના વિચાર અને ઉપદેશનું અનુકરણ કરું એ સ્વભાવિક છે.

ભૂતકાલના બનાવોને યાદ કરતો નથી તેમજ ભવિષ્યના વિચારને પાગ આવવા દેતો નથી. પરંતુ વર્તમાનકાલના ઘણા પ્રસંગ એવા આવે છે કે, તેથી મન અને શરીર ખુશી તથા તન્દુરસ્ત રાખવામાં બધા યત્ન નિષ્ફળ જાય છે. આવા પરિણામવાળા પ્રસંગમાં જોકે આપણો પોતોજ સ્વાર્થ છે તોપણ તેની ફીકર અને તેનાં દુઃખ અધીક ભોગવવામાંથી છુટાતું નથી. પરંતુ પરમેશ્વરને ધ્યાનમાં રાખી સત્ય, સદ્‌ગુણ અને બુદ્ધીને માર્ગે પંથ પુરો કરવાનું યથાશક્તિ યત્ન ચાલુ રાખેલ છે તેમાં સહાયતા અને ફતેહ મલવાંજ જોઇએ એવી આશા છે અથવા તેમ નહીં થાય તોપણ તેથી દુઃખ કે અસંતોષ માનવાનો નથી.'

"વાતો કરીને મન શાંત કરવાનું આપ મુખ્ય સ્થાનક છો. પણ તેનો લાભ રૂબરૂમાં લઇ શકાય તેટલો પત્ર દ્વારા લઇ શકાય નહિં એટલે હકીકત લખી આપને તસ્દી આપતો નથી. કેટલીક વીશ્રાંતી મુ. હરિદાસભાઇ તરફથી મલે છે તે માટે તેમનો અધીક આભારી થઉં છઉં અને ચાહું છઉં કે તેઓ સાહેબ રાજદ્વારી પ્રસંગમાં કોઈ પણ વખતે ખાતું ચુકતું કરી નાંખવા તૈયાર ન થાય તો તેના જેવો બીજો કોઇપણ ઉપકાર માનીશ નહીં."

" ×× ×× ×× ×× ×× ×× "

પુરુષોત્તમરાયજીના પૂર્વોક્ત પત્રમાંના શબ્દો કેટલીક બાબતો પરત્વે જેમ કેટલુંક ગર્ભિત સૂચન કરે છે તેમ કેટલીક અંગત બાબતમાં તે સ્ફુટાર્થવાળા પણ છે. બીજું કશું નહિ, તોપણ હરિદાસભાઈ સાથે પુરુષોત્તમરાયજીને પોતાને લેશ પણ વૈમનસ્ય ન હતું એ વાત એ પત્ર ઉપરથી સિદ્ધ કરી શકાય છે; એટલુંજ નહિ, પરંતુ હરિદાસજીને પુરુષોત્તમરાયજી પોતાના મનની વરાળ કાઢવાના એક સ્થાન રૂપ ગણી રહેલા અને તેથીજ તેઓ તેમને બનતાં સુધી રાજ્યસેવામાં રોકી રાખવા માટે તમન્ના રાખી રહેલા હતા, એવું પણ એ પત્રમાંના બોલો ઉપરથી તરી આવ્યા વિના રહેતું પણ નથી. આ વિષય પરત્વે અમે અધિક ચર્ચા કરવા ચાહતા નથી, એટલે અમે આ વિષયને આટલેથીજ સમાપ્ત કરીએ છીએ.

આ છતાં, પ્રસંગવશાત્ એક બે મુદ્દાઓ પરત્વે અત્ર સ્ફોટ કરવાનું અમને ઉચિત લાગે છે. જૂનાગઢ રાજ્યને કોઇ પણ સમયે અચિંતિત અનિષ્ટ અસર કરી દે એવો રાજદ્વારીય વાયુ જે દિશાએથી વાઇ રહેલો હતો તેનું ખરું જ્ઞાન થઈ આવ્યાથી રાયજી સાહેબે (સર) ફીરોઝશાહને રાજ્યસેવામાં

નિયુક્ત કરાવી દીધેલા હતા. આ વાત હરિદાસભાઈને રૂચી નહિ તે ઉપરથી એવું અનુમાન ખેંચી શકાય કે, જે વાત "એજન્સી"ને અણગમતી હોય તે વાતને પોતે પણ અણગમતી ગણવી એવું ક્વચિત્ નીતિસૂત્ર હરિદાસભાઈનું પણ હોય! ઇ. સ. ૧૮૯૨ના જુન માસમાં કૉનિર સાહેબે હરિદાસભાઈના નિવૃત્ત થવાના ઇરાદાનું ખરું કારણ વચ્ચે સૂચન કર્યું તે પ્રમાણે ઇ. સ. ૧૮૯૩ના આરંભકાળમાં નિવૃત્ત થવાના ઇરાદાથી "બ્રિટિશ ઑપીઅમ કમિશન"માં નિયુક્ત થવાના હોવાથી લાંબી રજા ઉપર ઊતરવા. ત્યાર પછી તરતમાં જ પ્રભાસપાટણમાં જે હુલ્લડ ગમે તે સંજોગને લીધે ફાટી નીકળ્યું એ કદાચિત્ કોઈ ગૂઢ દોરી સંચારનું પરિણામ હોય કે ન હોય તોપણ એટલું તો નિશંક છે કે, એ વખતે જો હરિદાસભાઈ દીવાનપદે હોત અને (સર) ફીરોઝશાહ જેવા ભડ નર રાજ્યસેવામાં હાજર ન હોત, તો "કાઠિયાવાડ એજન્સી" રાજ્યની આંતર સત્તાને પ્રત્યક્ષ કે પરોક્ષ માર્ગે ઘણી હાનિ પહોંચાડ્યા વિના રહેત જ નહિ, અને કદાપિ હરિદાસભાઈ એ કોના પગલા સામે વિરોધ ઊઠાવત તોપણ તે તેમનાથી કાં તો તે વિરોધ બ્રિટિશ સરકારને તદ્દન નાખુશ કરે તેવા પ્રમાણમાં તે બળયુક્ત બની રહેત નહિ. એટલું તો આપણે, ગડુના બહારવટાને પ્રસંગે એમણે જે સમાધાન કર્યા બ્રિટિશ સરકારને ખુશ રાખેલ તે ઉપરથી કહી શકીએ છીએ. પોતાના "અમલ"ના પહેલા દશકામાં એટલે હરિદાસભાઈની દીવાનગીરીના કાળમાં અંગ્રેજ સરકારે રાજ્યના આંતર વહીવટમાં જે હસ્તક્ષેપ કરેલ તે જોકે તે વખતે પુરુષોત્તમરાયજીને તેમજ દરબારને ગમતી વાત ન હતી તથાપિ રાજ્યમાં જે અનેક ભયસ્થાનો–છિદ્રો–હતા તે બધાને નજરમાં રાખીને તે વખતે આ હસ્તક્ષેપને આ કચવાટે તથા તેમનાથી ઉપરિષ્ટ રાજમંડળે સાંખી લીધો હતો, પરંતુ તેવા હસ્તક્ષેપની પુનરાવૃત્તિ થાય એ તેમને કેવળ અણગમતી અને અસહ્ય વાત થઈ પડે એ સ્વાભાવિક હતું. હરિદાસભાઈની દીવાનગીરીના સમયમાં રાજ્યમાં કેટલીક સુવ્યવસ્થા થઈ ગયેલી હતી અને વળી પુરુષોત્તમરાયજી ખુદ પોતાની રાજનીતિ પરત્વે દૃઢ પણ બની ગયેલા હતા એટલે હવે તેઓ બ્રિટિશ સરકાર તરફથી કરાય તે હસ્તક્ષેપ સાંખી લેવાને તૈયાર ન હતા. અને એ એમની કુળક્રમાગત રાજ્યભક્તિનું વિશિષ્ટ લક્ષણ પણ હતું. આ વાતની પ્રતીતિ, આપણને પાછળથી એટલે કે, પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાંથી ખસ્યા બાદ કર્નલ જે. એમ. હંટર જેવા વિચક્ષણ અને સમર્થ નિવૃત્ત "પોલિટિકલ એજન્ટે" ઈંગ્લાંડથી લખેલા એક પત્રમાં આપણા આ કથાનીને, દેશીય

રાજ્યની આંતર સ્વતંત્રતામાં લેશ પણ હસ્તક્ષેપ થવા ન દેનાર એક 'દુર્ધર્ષ યોદ્ધ કે અનભિયોજ્ય રક્ષક તરીકે વર્ણવેલ છે તે ઉપરથી સહજ થઇ આવે તેમ છે. અર્થાત્ પ્રભુજે કરે તે મારા સારૂં એવી જો આપણી શ્રદ્ધા હોય, તો પ્રભાસ પાટણના હલ્લાને વખતે હરિદાસભાઇ રજા ઉપર ગયલા તે સારૂં થયલું, સર ફીરોઝશાહ મહેતા, રાજ્યસેવામાં જૂના થયલા તે પણ સારૂં થયલું, અને ચુનીલાલ મારાભાઇ હઝરત જેવા બ્રિટિશ અમલદારોના તેજમાં લેશ પણ અંજાઇ ન જાય તેવા ગૃહસ્થ દીવાનને પદે આવી બેઠેલા તે પણ રાજ્યહિતની દૃષ્ટિએ સારૂં થયલું હતું; કારણ કે એ યોગને પરિણામે જ રાજ્યની આંતર સ્વતંત્રતા લેશ પણ જોખમાયા વિના સંપૂર્ણ રીતે રક્ષિત રહેવા પામેલી હતી.

## ૨. શાસન પ્રબંધની રૂપરેખા.

પૂર્વોક્ત પ્રકારનો પિષ્ટપેષણ જેવો પ્રસ્તાવ અમે, હવે પછી અપાનાર બાબતોનું સ્ફોટન કરવાના હેતુથી જ કરેલો છે. અમારા પાઠકે એક વાત ખાસ લક્ષ્યમા રાખવાની છે કે, હરિદાસભાઇનું રાજ્યસેવામાંથી ખસવું અને (સર) ફીરોઝશાહ મહેતા તથા ચુનીલાલ મારાભાઈ હઝરતનું દીવાનને પદે પહેલી વાર આવવું-એ બે બાબતોથી, આપણા આ કથાવીરના "કારભાર"નો બીજો અને છેલ્લો દશકો આરંભાય છે, અને એજ દશકો વસ્તુતઃ રાજ્ય શાસનતંત્રમાં કરાયલ બહુવિધ રૂપાંતરને માટે સોરઠના ઇતિહાસમા દેદીપ્યમાન થઈ રહે તેમ છે. આ દશકાના આરંભમાં જ આપણા આ ચરિતનિરૂપ્યે પ્રથમ પગલું રાજ્યના વહીવટ તંત્ર-મુલ્કીતંત્રથી ન્યાયતંત્રને તદ્દન પગથી માથા સુધી, સ્વતંત્ર બનાવી દઇને પોતાના સમયમાં ક્રમેક્રમે જે એક શાસનતંત્ર રૂપી પ્રૌઢ, સ્વયપર્યાપ્ત અને દુર્ભેદ્ય ઇમારત, અર્વાચીન રાજદ્વારીય શિલ્પશાસ્ત્રાનુસાર બાંધી લીધેલી હતી તેના પ્રત્યેક ખંડ તથા તેના આધારભૂત કેટલાક સ્તંભોની ન્યૂનાધિક સમીક્ષા કરી લેવામાં આપણે જો હવે પ્રવૃત્ત થઈ જનું તો તે અસ્થાને ગણાશે નહિ.

**ક. રાજકર્તા નવાબ સાહેબનું સ્થાન અને તેમનો કાર્યપ્રદેશ:**-રાયજી સાહેબના વારામા રચાયલ શાસનતંત્ર રૂપી મંદિરના ગર્ભાગારમાં અધિષ્ઠાતા દેવ તરીકે નવાબ સાહેબ વિરાજિત રહેતા હતા. રાજ્યના સ્વામી તરીકે રાજ્યાધિકાર માત્ર તેમનામાં કેન્દ્રિત થયલો ગણાતો હતો, પરંતુ તમામ રાજ્યકાર્યો

પરત્વે બધી જવાબદારી તેમણે પોતાના મંત્રિમંડળ તેમજ કાર્યભારીમંડળને માથે રાખેલી હતી, અને રાજ્યના દૈનિક-ચાલુ-વહીવટમાં તેમણે ખુદે હસ્તક્ષેપ ન કરેલો તથા શુદ્ધ રાજ્યહિતનાં ગણાય તેવાં બહુ મહત્ત્વવાળાં કામોમાં પણ તેમણે બનતાં સુધી પોતાના મંત્રિમંડળના અભિપ્રાયને અનુસરી તેને છેવટની સંમતિ આપવી એવો શિરસ્તો-પ્રબંધ-પણ સંસ્થાપિત કરાયલો હતો. ફક્ત રાજ્યકોશને લગતું કેટલુંક કામ એમના હસ્તક એક વિધિવત્ રખાયલું હતું. વળી જે મહત્ત્વવાળાં લખાણો- ઉપર ખુદ નવાબ સાહેબોની સહીઓ લેવાની જરૂરત કાર્યભારીમંડળને લાગતી તે લખાણો પણ "ખાનગી કારભારી" મારફત જ નવાબ સાહેબ સમક્ષ રજુ કરાવાતાં હતાં, અને એ "ખાનગી કારભારી" એવાં તમામ લખાણો નવાબ સાહેબને વાંચી સંભળાવતા, તેમાંના મજકુર સંબંધે ખુલાસો આપતા, અને એવાં લખાણો ઉપર નવાબ સાહેબની સહીઓ લઇને તેમની નોંધ પોતાની કચેરીમાં રાખ્યા બાદ તેમને દીવાન સાહેબ તરફ મોકલી આપતા પણ હતા. રાજ્યકાર્ય પરત્વે કોઇ પણ પરદેશીય રાજ્યના પ્રતિનિધિની કે બીજા કોઇ અમલદારની ખાનગી મુલાકાત નવાબ સાહેબે એકલાએ ન લેવી એવો એક અલિખિત પ્રબંધ-શિરસ્તો-પણ હયાતીમાં અણાયલો હતો, અને રાજ્યહિતને અગર રાજકર્તા ખુદના હિતને અસર કરે તેવાં રાજ્યકાર્યો પરત્વે નવાબ સાહેબે પોતાની મંત્રિસભાની સલાહને અનુવર્તી રહીને પોતાની સંમતિ કે અસંમતિ યથાપ્રસંગ મુખેથી આપવી એવું ધોરણ ઠરાવવામાં આવેલું હતું. રાજ્યકાર્યોની તમામ જવાબદારી વઝીર બહાઉદ્દીનથી અધિષ્ઠિત મંત્રિમંડળ તથા કાર્યભારીમંડળને શિરે રખાયેલ હતી. મતલબ કે ઈંગ્લાંડના શાસનપ્રબંધ પ્રમાણે જુનાગઢ રાજ્યની નવાબીને **'મર્યાદિત એકરાજતા'**નું રૂપ અપાઇ ગયલું હતું એમ કહેવામાં અમે અતિશયોક્તિદોષને પાત્ર થતા નથી. તથાપિ કોઇ પણ રાજ્યકાર્ય પરત્વે નવાબ સાહેબ, ઇંગ્લાંડના રાજાની પેઠે, અંતીમ નકાર ભણવાનો-પ્રતિષેધ કરવાનો-અધિકાર (રાઇટ ઑફ વેટો) ધરાવી રહેલા અને તે અધિકાર જ્યારે તેઓ વાપરે ત્યારે તેનાં પરિણામની જવાબદારી તેમને શિર રહેતી હતી. નવાબ સાહેબ પોતાનો અધિકાર બીજાને જેમ સોંપી શકતા હતા તેમ તેની કનેથી વિધિપૂર્વક પાછો ખેંચી શકતા પણ હતા. આ વાતના ઉદાહરણ તરીકે આપણે અત્ર, નવાબ સાહેબ મોહોબતખાનજી, બહાદુરખાનજી અને રસુલખાનજીઃ એ ત્રણે વઝીર બહાઉદ્દીનભાઇને સોંપેલા સર્વાધિકાર બાબતને લગતાં ત્રણ ફરમાનો તથા નવાબ સાહેબ રસુલખાનજીએ ઇ. સ. ૧૯૦૩ પછીની

શાસનમા પોતાના બધા અધિકાર પુન: પોતે સંભાળી લીધેલા એ બાબતને લગતા દસ્તાવેજોનો નિર્દેશ કરી શકીએ છીએ. રાજ્યના ચાલુ વહીવટમા તેઓશ્રીએ હસ્તક્ષેપ ન કરવો એવુ ધોરણ પણ નવાબ સાહેબોની સંમતિથી ઠરાવાઈ શાસનમા અગત્યનુ હતુ. તેમનો ખાનગી ખજાનો રાજ્યકોશથી અલગ રહેતો અને તે ખાનગી ખજાનાના તેઓ સ્વતંત્ર માલીક રહી તેઓ પોતાની ઇચ્છા મુજબ તેનો ઉપયોગ કરી શકતા હતા અને કાર્યભારીમંડળ કે અન્ય કોઈ રાજ્યાધિકારી તથા ખાનગી ખજાનાનો હિસાબ જોઈ તપાસી ન શકે અગર તે સંબંધમા સવાલ પણ ન પૂછાય એવુ ધોરણ રાખવામા આવેલુ હતુ. રાજ્યના વિશિષ્ટ પ્રસંગો એટલે કે નવાબ સાહેબોની ગણત્રીમા ગણવા લાયક ગણાતા તમામ પ્રસંગોથી તેમને વઝીર સાહેબ મારફત માહિત રાખવામા આવતા, અને પોતાના વ્યક્તિગત હિત કરતા રાજ્યનુ હિત વધારે મહત્ત્વવાળી બાબત છે એવુ નીતિસૂત્ર તેમણે સ્વીકારી રાખેલુ પણ હતુ એટલે રાજ્યના વહીવટ આદિ પરત્વે તેઓ પોતે કોઈ દિવસ કોઈ પણ પરદેશીય રાજ્યાધિકારી સાથે ચર્ચામા ઊતરતા નહિ, અને કદાપિ કોઈ તેવો પરદેશીય રાજ્યાધિકારી તેમને તેવી ચર્ચામા ઉતારવા માટે પ્રયત્ન કરતો, તો તેવાને તેઓ 'મે એખીના રાજ્યમા આવીને નહી છુ' એવા શબ્દો સંભળાવીને તેનુ મુખ બંધ કરી દેતા પણ હતા. અર્થાત્ જૂનાગઢના નવાબ સાહેબો રાજ્યકાર્યો જોતા નહિ અગર તો રાજ્યના વહીવટથી માહિત રહેતા નહિ અગર તો કાંઈ પણ કામકાજ કરતા નહિ એવુ કહેનારા તથા મનાવનારા મિથ્યાવાદીઓને પૂર્વોક્ત હકીકતથી સત્યનુ ભાન થઈ આવ્યા વિના નહિ રહે એવુ અમે માનીએ છીએ.

**ખ મંત્રિસભા અને કાર્યભારીમંડળ:**—મંત્રિસભા અને કાર્યભારીમંડળ એ બે વસ્તુત: જૂદી જૂદી સંસ્થાઓ છે. મંત્રિસભાનુ કાર્ય ફક્ત મંત્રણા કરી જે તે વિચારણીય વિષય પરત્વે નિર્ણય કરવાનુ છે, જ્યારે કાર્યભારી અગર કાર્યકર મંડળનુ કાર્ય, મંત્રિસભાએ કરેલ નિર્ણય પ્રમાણે ક્રિયા કરવાનુ હોય છે. આમ એ બે સંસ્થાઓના કર્તવ્યપ્રદેશો એક બીજાથી ભિન્ન છે, ત્યા એટલુ પણ ખરુ છે, એક સભાના બધા સભ્યો બીજી સભામા હોય જ એવુ હોતુ નથી અર્થાત્ એક વ્યક્તિ મંત્રી હોય તેમ કાર્યભારી પણ હોઈ શકે, અને કદાચિત્ હોઈ પણ ન શકે. જૂનાગઢ રાજ્યમા ગોકુળજીભાઈના વારામા કાર્યભારીમંડળ હતુ એટલે કે 'સભા' સંસ્થા હતી, અને તે બે ભાગમા વહેંચાઈ ગયેલી હતી આનુ આપણે વાંચી ગયા છીએ એટલે આપણે એટલુ

તો કહી શકીએ જ કે, જૂનાગઢ રાજ્યે વર્ષો પહેલાંથી રાજ્યનો વહીવટ બહુમતિથી 'સભા' (એક્ઝીક્યુટિવ કાઉન્સિલ) મારફત કરવા કરાવવાનું ધોરણ ગ્રહીત કરેલું તો હતું જ; તથાપિ તે સમયે પણ 'મંત્રિસભા' જેવી સંસ્થા ન હતી એમ તો નહિ જ, એ સમયે જે કાર્યભારીમંડળ હતું તેજ મંત્રસભાનું કામ કરતું હતું એટલે તે વખતની તે ઉભય સંસ્થાઓના અદ્વૈતતાને કારણે તે ઉભયને એકજ "સભા" સંજ્ઞાથી ઓળખાવવામા આવતી હતી. પાછળથી રાયજી સાહેબના વારામાં હરિદાસભાઇ દીવાન થઇને આવ્યા ત્યારે દીવાનના પદને સર્વાધિકાર સંપન્ન બનાવવામાં કે બતાવવાની ઉપાયનીતિ જોકે ગ્રહીત કરાયલી હતી, તથાપિ રાજ્યના આંતર વહીવટનાં કાર્યોની વહેંચણી અમુક અમુક મુખ્ય રાજ્યાધિકારીઓ વચ્ચે કરી રખાયલી હતી, અને મંત્રિસભાનું અસ્તિત્વ તો કાયમ જ હતું એટલે રાજદ્વારીય તેમજ રાજ્યનાં બીજાં મહત્ત્વપૂર્ણ કાર્યો એકલા દીવાનથી સ્વમતિ પ્રમાણે અને સ્વતંત્રતાપૂર્વક કરી શકાતાં નહિ, પરંતુ તેવાં કામો પરત્વે મંત્રિસભા જે નિર્ણયો કરતી હતી તેમને અનુસરી દીવાનને તો ફક્ત ક્રિયાકાર બનવાનું ભાગે આવતું હતું. આ મંત્રિસભા કાર્યતઃ બે પ્રકારની હતી – (૧) સાધારણ અને (૨) અસાધારણ. સાધારણ કાર્યોની મંત્રણા કરવાની હોય ત્યારે દીવાન-દફતરને સભાસ્થાન ગણવામાં આવતું. આ સાધારણ મંત્રિસભામાં દીવાન, નાયબ દીવાન, હજુર ન્યાય સભાના સભાસદ, મુન્શીખાતાના સભાસદ અગર ઇતર જે કોઇ નિપુણ રાજ્યાધિકારીને આમંત્રવામાં આવતા, એટલા જણ મળીને મંત્રણા કરતા અને એ પ્રમાણે કરાતી મંત્રણાને પરિણામે જે નિર્ણય થતો તે પરત્વે તે સભાના અધ્યક્ષ વઝીર બહાઉદીનભાઇની સંમતિ કે અસંમતિ જાણી લેવાનું કામ રાયજી સાહેબ દ્વારા કરી લેવામાં આવતું હતું, અગર કોઇ કોઈ વાર આ પ્રકારની સભા વઝીર સાહેબને મકાને પણ ભરવામાં આવતી હતી. પરંતુ જ્યારે મહત્ત્વપૂર્ણ બાબતો પરત્વે મંત્રણા કરવી પડતી ત્યારે એટલે કે, 'અસાધારણ પ્રસંગે' કરવી પડે તેવી મંત્રણા દીવાન-દફતરે નહિ, પરંતુ વઝીર સાહેબની પોતાની કચેરીમાં કરવામાં આવતી હતી આ 'અસાધારણ' કોટીના મંત્રિસભાને આપણે ઈંગ્લાંડના શાસનપ્રબંધને લગતી ભાષામાં 'ખાસ મંત્રિસભા કે ગુપ્તમંત્રસભા (કૅબિનેટ)'ની સાથે સરખાવી શકીએ. આ ઉભય પ્રકારની મંત્રિસભાને જો કે જુનાગઢ રાજ્યના શાસન પ્રબંધમાં વિધિપૂર્વક સ્પષ્ટ સ્થાન આપવામાં આવેલું હોય એમ દેખાતું નથી, તોપણ જે રીતિએ મહત્વવાળાં તેમજ ઓછાં મહત્વવાળાં રાજ્યકાર્યો પરત્વે નિર્ણયો કરાતા હતા તે રીતિ ઉપરથી પૂર્વોક્ત પ્રકારની

સંસ્થાનું અસ્તિત્વ વિચ્છિન્ન થઇ આવ્યા વિના રહેતું નથી જ, અને વળી દીવાન ગોકુલજીના વારામાં તો એ પ્રકારની સંસ્થાનું અસ્તિત્વ તો વિધિપૂર્વક હતું જ; એટલે પછી એના ગર્ભિત અસ્તિત્વને વિષયે આપણે સંદિગ્ધ રહી શકીએ તેમ નથી. આ અસાધારણ 'મંત્રિસભા કે ખાસ મંત્રિસભા' માં સાધારણ મંત્રિસભાના તમામ સભ્યોને સ્થાન અપાતું ન હતું; પરંતુ તેમાં ફક્ત વઝીર સાહેબ, દીવાન અને મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી કે જેઓ મુંબઇ ખાતે રાજ્યપ્રતિનિધિ તરીકે નિયુક્ત થયલા હતા અને જરૂરત પ્રમાણે જૂનાગઢમાં આવતા હતા તેઓ આટલા ગૃહસ્થો રાવજી સાહેબના વારામાં એકઠા મંત્રણાં કરતા અને જરૂર પ્રમાણે નિશ્ચિત કરી રખાયલ આવશ્યક યોગ્યતાવાળા કોઇ ઇતર રાજ્યહિતૈષી નીતિવિશારદને પણ તેમાં ભાગ લેવા માટે આમંત્રવાનું ધોરણ રખાયલું હતું. નવાબ સાહેબ ખુદ આ કોઇ પણ મંત્રણામાં ભાગ લેતા નહિ અને તેઓ પોતે ભાગ ન લે તેમાંજ તેમના પોતાના અને રાજ્યના હિતને સુરક્ષિત બની રહેવાનો સંભવ સમજતો હતો; તથાપિ આ અસાધારણ મંત્રિસભામાં થતી મંત્રણાનું પરિણામ ઇંગ્લાંડનો પ્રધાનામાત્ય ત્યાંના રાજાની મુલાકાતે જઇને તેને જાહેર કરે છે તેમ વઝીર સાહેબ નવાબ સાહેબને મળીને તેમને જણાવી દેતા હતા અને તેમ કરીને તેમની તે પરત્વે સંમતિ કે અસંમતિ જાણી લેવાતી હતી. આ વિષયને સંક્ષેપમાં વર્ણવતાં શ્રીયુત્ સાક્ષર છગનલાલ પંડ્યા જેવા ગૃહસ્થ સ્વાનુભવથી આ પદ્ધતિના જાણકાર હોવાથી તા. ૩–૪–૩૨ ના 'ગુજરાતી' પત્રમાં નીચે પ્રમાણે લખી ગયલા છે તે અમારાથી અપાયલ હકીકતનું પ્રતિપાદન કરનાર હોઇ અમે અત્ર ઊતારીએ છીએ:—

"તેમની (પુરૂષોત્તમરાયજીની) વિચક્ષણ બુદ્ધિને બળે તેઓ આમ આગળ વધેલા, તેની સાથે વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇના સહવાસમાં આવવાથી તેઓ પણ તેમના બુદ્ધિચાતુર્યથી અંજાઇ ગયલા, એટલે સહજમાં તેઓ વઝીર સાહેબના માનીતા તથા વિશ્વાસુ બની ગયલા, અને વઝીર સાહેબ પોતે હોંશિયાર છતાં નિરક્ષર* (લખતાં વાંચતાં ન આવડે તેવા) હોવાથી

* આ શબ્દ ભ્રમજનક છે. લખતાં વાંચતાં આવડતું હોય તેવો માણસ બુદ્ધિશાળી છે એવું અનુમાન અયથાર્થ છે. લખતાં વાંચતાં આવડવાથી જ્ઞાનલાભ થઇ શકે ખરો. જો માણસ જિજ્ઞાસુ હોય તો. એ છતાં શ્રવણ મનન, સહવાસ, સંસર્ગ આદિથી પણ મ્હોટા પ્રમાણમાં જ્ઞાન લાભ થઇ શકે છે. વિચારશક્તિને લખવા વાંચવા સાથે બહુ સંબંધ નથી. પંડિત ગટ્ટુલાલજી જન્માંધ હતા અને લખવું વાંચવું કરી શકતા નહિ તેથી તેમને શું નિરક્ષર લેખવા ?

રાજ્યના પ્રત્યેક કામમાં રાયજી સાહેબનીજ સલાહ લેતા તથા તેમને પૂછ્યા વિના પાણી પણ પીતા નહિ એમ કહીએ તો ચાલે. એથી જોતજોતામાં રાયજી સાહેબની ખ્યાતિ જૂનાગઢ શહેરમાંજ નહિ પણ આખા રાજ્યમાં જામી ગઇ, અને નવાબ સાહેબ તો તે વેળા રાજકાર્યનો બધો ભાર બહાઉદ્દીનભાઇ ઉપર રાખીને આનંદ કરતા તેથી વઝીર સાહેબની જેના ઉપર પ્રીત હોય તે સર્વોપરિ અધિકારી બને એ સ્વભાવિક હોવાથી રાજ્યમા સૌથી શ્રેષ્ઠ રાયજી સાહેબજ છે એમ મનાવા લાગ્યું, અને તે એટલે સુધી કે, હરિદાસભાઇ જેવા બાહોશ દીવાન સાહેબ કરતાં પણ રાયજી સાહેબનું જોર વધારે ગણાતું: કેમકે જ્યારે કોઇ મહત્વનો સવાલ આવતો જ્યારે તે સંબંધે દરબારનો અભિપ્રાય જાણવાનું કામ રાયજી સાહેબને માથેજ આવતું. તેઓ શુક્રવાર સિવાય દરરોજ સવારે ઑફિસમાં આવતાં પહેલાં વઝીર સાહેબ પાસે જતા અને રાજકોટથી એજંસીમાંના જે સમાચાર રાજ્યના મુખ્ય વકીલ તરફથી મળ્યા હોય કે વર્તમાનપત્રો દ્વારા અને મહેરબાન મનસુખરામભાઇ દ્વારા જે કોઈ સમાચાર આવ્યા હોય તે સંબંધી વાત કરી આવતા. તે વેળા રાજપ્રકરણી કામની વાત પણ કરી લેતા અને ત્યાંથી આવીને હરિદાસભાઇને તેનું પરિણામ જણાવતા. ઘણોજ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે હરિદાસભાઇ તેમની સાથે વઝીર સાહેબ પાસે જતા અને એથી પણ અધિક મુસ્કેલીનો કોયડો આવી પડતો તથા કોકડું ગુંચવાવા જેવું થતું કે કોઇ જાહેર પ્રસંગ આવી જતો ત્યારે મુંબઇથી મનઃસુખરામભાઇને પણ બોલાવવામાં આવતા, **અને બધા ભેળા બેસીને વઝીર સાહેબને ત્યાંજ નિર્ણય કરી આવતા.** નવાબ સાહેબ પાસે જવલ્લેજ બધાને જવાનું થતું. તેમની ઇચ્છા વઝીર સાહેબને મુખેથીજ નિવેદિત થતી."

ઉપર પ્રમાણે આપણે જૂનાગઢ રાજ્યમાં જે મંત્રિસભા હતી તેને લગતી હકીકત વાંચી જોઈ. હવે આપણે થોડીક હકીકત એ રાજ્યમાં અવિધિપૂર્વક એટલે કે રાજ્યશાસનતંત્રને અંગે એક કાયદાના રૂપને ન પામેલ એ પ્રમાણે અસ્તિત્વ ધરાવી રહેલ **"કાર્યભારી મંડળ"** ને લગતી જાણી લેશું. આ સંસ્થાને રાજ્યશાસનતંત્રના એક અંગ રૂપે વિધિપુરઃસર સંસ્થાપિત રાયજી સાહેબે પોતાના વારામાં કરાવેલ નહિ તેનું એક મુખ્ય કારણ તો એ હતું કે. રાજ્યની પરિસ્થિતિને અનુલક્ષીને હરિદાસભાઇને એક સર્વાધિકાર સંપન્ન તથા

સ્વતંત્ર દીવાનના રૂપમાં નિમાઈ જવાની ખાસ જરૂર હતી, અને બીજું કારણ એ કે, જૂની પ્રણાલિકાને ચુસ્ત રીતે પકડી રહેવાનું વલણ ધરાવનાર દરબારને એમની કાળ જૂની ઘરેડમાંથી બીજે રસ્તે લાવવામાં જો ઉતાવળ થાય તો તે અનર્થની ઉત્પાદક થઈ પડે તેમ પણ હતું. આમ હોઈને પોતાના ધ્યેયને પહોંચવાની નીસરણી ઉપર એક જ સમયે ચઢી જવાનું પુરુષોત્તમરાયજીએ કાર્યસાધક માન્યું નહિ. અર્થાત એક પગથીઉં ચઢી ત્યાં સ્થિર થયા પછી જ બીજું પગથીઉં ચઢવાને પગ ઉપાડવો એ વાતને તેમણે ઉપકારક ગણેલી હતી. હરિદાસભાઈના આગમનથી 'હજુર નજા, શાખા બીજી' ની પેઠે 'હજુર નજા, શાખા પહેલી' પણ શબ્દ રૂપમાં લુપ્ત થયેલી હતી તે છતાં એ હજુર નજા, શાખા પહેલી જે પદ્ધતિએ રાજ્યકાર્યો કરતી હતી તે પદ્ધતિ તથા તે કાર્યોના રૂપમાં મોટો ફેરફાર થવા પામ્યો ન હતો, અને વઝીર સાહેબ દીવાન હરિદાસ અને પુરુષોત્તમરાયજી એ ત્રણ મુખ્ય સરજનોવાળું 'કાર્ય-ભારીમંડળ (વહીવટી-તંત્ર)' બહુ જ મહત્વવાળા ગણાય તેવા ચાલુ કામો પરત્વે ભેગું મળીને આવશ્યક ચર્ચા તથા નિર્ણય કરી લેતું, અને તે પછી એ મંડળનો દરેક સભ્ય પોતપોતાના ભાગનું કામ પોતાની એકની જ સહીથી કરતો હતો અર્થાત અર્વાચીન શાસનતંત્ર અંગે કાર્યભારીમંડળ ( એક્ઝીક્યુટિવ કૌન્સિલ )ના સભ્યો સંયુક્ત સહીથી જે પ્રકારે કેટલાંક કામો કરે છે તે પ્રકારે જો કે, જુનાગઢ રાજ્યનું પુર્વોક્ત કાર્યભારીમંડળ કામ કરતું ન હતું તે છતાં એ મંડળ એ પ્રકારે ભવિષ્યમાં રચાવા પામે એવા અર્વાચીન રૂપના કાર્યભારીમંડળનો આદ્ય ગર્ભ તો હતું જ એ વાતમાં શંકા ઉઠાવી શકાય તેમ નથી. આ પ્રકારના કાર્યભારીમંડળ રૂપી આદ્ય ગર્ભનો વિકાસ અધિક સ્પષ્ટ રૂપમાં આપણા આ કથાવીરના 'કારભાર' ના બીજા દશકાના આરંભકાળમાં એટલે કે હરિદાસભાઈ રાજ્યસેવામાંથી ખસે એવો સંભવ જણાયા પછી થવા પામેલો હતો. એ વિકાસનો ક્રમ વિસ્તારથી અત્ર ન આલેખતા આપણે જે અંતિમ રૂપમાં રાજ્યનું કાર્યભારીમંડળ પરિણમેલું હતું તેને અનુલક્ષીને આપણે એટલું જ કહીશું કે, એ મંડળમાં ન્યાયવિભાગ મજામહ અને મુંશી મજાસદ. એમ બે સભ્યોનો વધારો કરાઈને તેને કુલ પાંચ સભ્યોવાળું બનાવી દેવાયેલું હતું; તથાપિ તે મંડળને વાસ્તવમાં મળેલી કાર્ય પદ્ધતિમાં ફેરફાર કરીને, સભ્યોની સંયુક્ત સહીઓથી કામ કરવાનું ધોરણ દાખલ કરવામાં આવેલ નહિ અને જે તે સભાસદ પોતાની એકલાની સહીથી પોતાના ભાગનું કામ કરતો હતો.

**ગ. વઝીર બહાઉદ્દીનભાઈ અને 'દરબાર':**–રાયજી સાહેબે રાજ્યસેવામાં પ્રવેશ કર્યો તે પહેલાં ઘણાં વર્ષોથી જૂનાગઢ રાજ્યમાં વપરાતા મહેલ 'દરબાર' શબ્દના અર્થમાં નવાબ સાહેબ ખુદ ઉપરાંત વઝીર બહાઉદ્દીનભાઈનો સમાવેશ થઈ જતો હતો. આમ થવાનું કારણ એ હતુ કે, નવાબ સાહેબ મોહોબતખાનજી બીજા તેમની પોતાની માતાના તથા તેના વલ્લભો આદિના કેદી જેવા બની ગયેલા હતા એટલે એ કેદીના જેવી દશામાંથી તેમને શેખ બહાઉદ્દીનભાઈએ મદદ આપી છોડાવેલા હતા, અને તેથી એ ગુણજ્ઞ નવાબ સાહેબે એ બહાઉદ્દીનભાઈની બહેનને પરણી તેમને વઝીરને પદે સ્થાપી તેમને પોતાના બધા અધિકાર સોંપેલા પણ હતા. નવાબ સાહેબ મોહોબતખાનજી બહેસ્ત નશીન થયા પછી તેમના મ્હોટા પુત્ર બહાદૂરખાનજી ગાદીએ આવતા તેઓએ તથા તેમના પછી થયલ નવાબ સાહેબ રસુલખાનજીએ પણ વિધિપુર્વક ફરમાનો પ્રકટ કરીને રાજ્યકાર્ય પરત્વે પોતાના લગભગ બધાય અધિકારો વઝીર બહાઉદ્દીનભાઈને આપીને તમામ જવાબદારી તેમને માથે નાખેલી હતી, એટલુંજ નહિ, પરંતુ રાજ્ય દ્રષ્ટિએ પોતાની અને વઝીર સાહેબ વચ્ચે કશો પણ ફરક ન ગણવા માટે રાજ્યસેવકોને આજ્ઞા પણ આપી દીધેલી હતી. વળી વઝીર બહાઉદ્દીનભાઈ નવાબ સાહેબ મોહોબતખાનજીના સાળા હતા એટલે નવાબ સાહેબ બહાદૂરખાનજી તથા રસુલખાનજીના તેઓ મામા હતા એટલે પણ રાજકુટુંબમાં તેમનું સ્થાન મુખ્ય તરીકે શ્રેષ્ઠ હતુ. આમ વઝીર બહાઉદ્દીનભાઈ નવાબ સાહેબના બીજા રૂપ જેવા બનેલા, અને તેથી રાજ્યમાં એવુ ધોરણ ઠરાવાઈ રખાયલુ હતુ કે, નવાબ સાહેબ સમક્ષ જે કોઈ હકીકત કહેવા જેવી હોય અગર તેમની મ્હેરથી જે કોઇ કામ કરાવી લેવાનું હોય તે તમામ બનતો તે વઝીર સાહેબ એટલે કે મુખ્ય અમાત્ય મારફતજ જ થઈ શકે. આ વઝીર સાહેબ મંત્રિસભા તેમજ કાર્યભારીમંડળના અધ્યક્ષ હતા એટલે પ્રાયશ રાજ્યકાર્યો પરત્વે તેમને અન્ય કાર્યભારીઓથી કરાતાં કામોથી વાકેફ રાખવામા આવતા હતા અગર યોગ્ય પ્રસંગે તેમની તે પરત્વે ઇચ્છા જાણી લેવાતી પણ હતી, પરંતુ જે કામો તેમના પોતાના ભાગના ન હોય તે કામોમા તેઓ હસ્તક્ષેપ કરતા નહિ. 'ખાસ મ્હોટા તોષાખાના' નામથી ઓળખાતો રાજ્યકોશ, તમામ રિયાસતી ખાતાઓ, ટંકશાળ, ખાસ દુકાન, કોઠાર, જામદારખાનુ, સીબંદી વગેરે સંસ્થાઓ તેમના ખુદના તાબામા રખાયલી અને તે સર્વ પરત્વે બધુ કામકાજ તેમના પોતાના હુકમ પ્રમાણે થતું હતુ. "ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ"ના સેનાપતિ પણ તેઓ હતા. **તેમની અધ્યક્ષતા નીચે રહીને**

એક સમિતિ મહોટા તોપાખાનાને લગતો બધો વ્યવહાર વિધિપૂર્વક કરતી હતી, એટલે કોઇ એક હાથમથી એ રાજ્યકોશને લગતું કોઈ કામ થઇ જતું ન હોવાથી એ સંસ્થા મર્યાદાએ અદ્દલિત જ ગણી શકતી હતી. અર્થાત્ ઇગ્લાંડના શાસનપ્રબંધ અંગે દેખાતી "ટ્રેઝરી બોર્ડ"ના જેવી પૂર્વોક્ત સમિતિ સંસ્થા હતી એમ કહીએ તો ચાલે.

**પ. દીવાન દફતર, દીવાન અને નાયબ દીવાનઃ**–રાજ્યમંદિરનો ચોથો ખંડ દીવાન દફતર હતું, અને તે જૂનાગઢ શહેરના લગભગ મધ્ય ભાગમાં એટલે કે રાજમહાલયના પ્રાગણ પાસેથી માળીવાડા તરફ જતા એક માર્ગ તથા કાળવાહ દરવાજા તરફ જતા બીજા મહામાર્ગ એ બે માર્ગ મળવાથી પડતા ખુણા ઉપર આવેલું હતું. દીવાન ખુદ આ મકાનને લગતા મકાનમાં જ રહેતા હતા. આમ દીવાન–દફતર શહેરમાં હતુ તેથી પ્રજાજનોને ઘણી અનુકૂળતા વળી રહેતી હતી, તેમ શહેરમાની બીજી કચેરીઓ પણ તેની પાસે હતી એટલે રાજ્યકાર્યો થવામા વખતનો વ્યર્થ વ્યય પણ થતો ન હતો. કાર્યભારીમંડળનાના વઝીર સાહેબ સિવાયના બીજા સભ્યો આ "દીવાન–દફતર" નામક કચેરીમાજ બેસતા હતા. ઇ. સ. ૧૮૮૩ મા હરિદાસભાઇ દીવાન થઇને આવ્યા ત્યારથી 'દીવાન–દફતર'ને એક ઈલાયદી કચેરી રૂપ બનાવીને તેને રાજ્યના શાસનતંત્રના કેન્દ્ર રૂપે સ્પષ્ટ સ્થાન આપવામા આવેલ. આ દીવાન–દફતરમાં થતા કાર્યમાત્રને સામાન્યત ત્રણ ભાગમા વહેંચી નાંખવામાં આવેલું:–(૧) મુલ્કી વર્ગના કામો (૨) ગજહારીય કામો અને (૩) ન્યાય વિષયક કામો. રાજ્યની આતર વહીવટની દૃષ્ટિએ દીવાન અને નાયબ દીવાન વચ્ચે કશો ફરક ન હતો અને તેઓ બંને સમાનાધિકૃત થયલા હતા. તથાપિ કામોનો ઉકેલ સરલતાથી તથા ત્વરાથી થતો રહે તેટલા માટે એ ઉભય અધિકારીઓ વચ્ચે કામોની વહેંચણી કરી રખાતી હતી રાજ્યના જૂદાં જૂદાં ખાતાંઓમાં થતાં કામો તથા પરદેશખાતાને લગતા કામો પણ તેઓજ કરતા હતા; જ્યારે રાજ્યહિતના પરંતુ વિશિષ્ટ કોટીના અને રાજ્યની આતર વ્યવસ્થાની દૃષ્ટિએ મહત્ત્વવાળા ગણાય તેવાં કામો નાયબ દીવાન આપણી આ કથાના નાયક પુરૂષોત્તમરાયજીને હાથેજ મહોટે ભાગે કરાવાતા હતાં. હરિદાસભાઇના આવ્યા પછી આ પ્રકારે કરાયલ કાર્યવિભાગથી જે એક મહોટો લાભ થયલો તે એ કે, દરબાર તરફથી સમાન દરજ્જાના ગણાયલા દીવાન અને નાયબ દીવાન–એ બે વચ્ચે અથડામણ થવાનો વારો કદિ પણ ન આવેલો અને એ બે ચક્રોવાળો રથ પોતાનો

પ્રવાસ ત્વરાથી કરી શકતો થયલો હોવાથી રાજ્યવ્યવસ્થાને સ્પષ્ટ ભૂમિકાએ પહોંચાડી દેવામાં વાર લાગેલી નહિ. આમ રાજ્યનાં આંતર કાર્યો પરત્વે દીવાન અને નાયબ દીવાન વચ્ચે ફરક મનાયલો નહિ; તે છતાં એટલું તો ખરૂં છે જ કે, પરરાજ્યો સાથે રાખવા પડતા વ્યવહારકાર્ય પરત્વે દીવાનને પ્રાધાન્ય આપવાની અને નાયબ દીવાનને તેટલા પુરતા તેના તાબાના એક ગૌણ અધિકારી બનાવવાની ઉપાયનીતિ રાજ્યથી ગૃહીત કરી રખાયલી પણ હતી; અને વળી આ પરદેશ સાથે રખાતા પડતા વ્યવહારની દષ્ટિએ વઝીર સાહેબ ખુદ પણ ગૌણ અધિકારી જેવા મનાતા હતા. અર્થાત્ નવાબ સાહેબની એટલે કે રાજ્યના આંતર વહીવટની દષ્ટિએ રાજ્યકાર્યમાત્રના નિયંતા તથા જવાબદાર સર્વોપરિ અધિકારી તો વઝીર બહાઉદ્દીનભાઇ જ હતા. અને દીવાન મુખ્યતઃ **'પરદેશખાતાના અમાત્ય'** અને નાયબ દીવાન મુખ્યતઃ **'સ્વદેશખાતાના અમાત્ય'** રૂપે બની રહેલા એમ કહીએ તો ચાલી શકશે.

ઇ. સ. ૧૮૯૨ ના અંતભાગેથી રાયજી સાહેબે ધીમે ધીમે શાસનતંત્રની પુનર્ઘટના કરવા માંડેલી તે અંગે પ્રથમ તેમણે ન્યાય વિભાગના સભાસદનો ઉમેરો કાર્યભારીમંડળમાં કરેલો અને પછીથી મુલ્કીવિભાગનો સભાસદ નિયુક્ત કરીને તેને પણ કાર્યભારીમંડળમાં સ્થાન આપેલું હતું. આ પ્રમાણે જે ચાર કાર્યભારીઓ થયલા તે ચારે સાધારણ મંત્રિસભાના સભ્યો હતા, અને તે ચારેની કચેરીઓ દીવાન–દફતરનાં અંગો રૂપે નિર્વહિત થઇ રહેલી હતી. તે પ્રત્યેક કાર્યભારી પોતાના ભાગનું કામ કરતો, પોતાના અધિકાર નીચેની કચેરીઓનાં કામો ઉપર દેખરેખ રાખી તે કચેરીઓ તરફથી પોતાના પાસે આવતાં કામો પરત્વે અંતિમ હુકમો આપતો અને કોઈ ગુંચવણભર્યું કામ સૈદ્ધાંતિક દષ્ટિએ દેખાતું તો અવિધિપૂર્વક ભરાતા કાર્યભારીમંડળ સમક્ષ તેવા કામને રજુ કરી આવશ્યક દોરવણી મેળવી લેતો પણ હતો. ઇ. સ. ૧૮૯૫માં રાજ્યકાર્યોની સ્પષ્ટ વહેંચણી કાર્યભારીઓમાં થઈ ચૂકેલી હતી. અને તેને પરિણામે નવાબ સાહેબની, વઝીર સાહેબની તેમજ દીવાનની જે કાંઇ પણ એકહથ્થુ સત્તા હશે તેનો અંત આવી ગયલો હતો, રાજ્યના ચડતા ઊતરતા દરજ્જાના અમલદારોને અપાયલ અધિકારોને લીધે તેમને પોત પોતાની જવાબદારીનું અધિકભાન થઇ આવેલું, એક બીજાના કામમાં હસ્તક્ષેપ કરવાના પ્રસંગો નહિવત્ બની ગયલા અને આખુંય શાસનતંત્ર એક સ્વાધીનગતિકયંત્ર જેવું બની જવા પામેલું પણ હતું. અર્થાત્ રાયજી સાહેબના "કારભાર"ના

બીજા સ્થાનમાં નૂતન ઢબે સંસ્થાપિત થયલ શાસનપ્રબંધ પ્રમાણે તમામ પ્રકારની જવાબદારી મંત્રિમંડળ અગર કાર્યભારીમંડળને માથે મૂકાઈ ગયલી અને નવાબ સાહેબ ખુદ તો એમને પોતાને જાતજવાબદારીમાં ન નાંખે એવા અમુક જ કામો કરતાં પોતાનો જન્મસિદ્ધ 'નકાર' ભણવાનો (ગધ્ધટ ઓફ વેટો) અધિકાર ભોગવતા એક અર્વાચીન ઢબના શાસનપ્રબંધવાળા રાજ્યના રાજકર્તા બની રહેલા હતા. રાયજી સાહેબે પોતાના મનમાં વર્ષો પર્યંત સેવી રાખેલો બહુમતિવાદ અને આમ રાજ્યકાર્યના વિષયમાં સફળ થયેલો, તેમની પ્રગતિગામી શાસનપ્રબંધ રચવાની ભાવનાએ મૂર્ત રૂપ પકડી લીધેલું, અને એ સર્વને પરિણામે જૂનાગઢના શાસનતંત્રમાં એવી તો તાલબદ્ધ ઘ્યાવી ગયલી કે, જૂના જૂનાગઢને 'નવું ગઢ' કહેવાની ફરજ હરકોઇને પડયા વગર નજ રહે.

ઙ મુલ્કીખાતું:—આ ખાતું પ્રથમ દીવાનની સીધી દેખરેખ નીચે હતું એટલે મુલ્કી દફતર જેવી દીવાન કચેરીથી સ્વતંત્ર ગણાય તેવી સંસ્થા ન હતી. પરંતુ સન્ગૃ ગોકુળજી ઝાલાની દીવાનગીરીના અંત પછી દીવાન-દફતર નામક કચેરીની ઠ્ળાયદી સ્થાપના કરીને મુલ્કી દફતરને અલગ અસ્તિત્વ આપવામાં આવ્યું હતુ, અને એ મુલ્કી દફતરના અધ્યક્ષને 'મુલ્કી અધિકારી'ની સંજ્ઞા આપવામા આવેલી હતી. આ મુલ્કી અધિકારી ઉપર દીવાનની દેખરેખ રહેતી અને તે ખાતાના કામો ઉપર છેવટ હુકમો પણ દીવાન-તરફથી અપાતા હતા. પાછળથી રાયજી સાહેબનો 'કારભાર' આરંભાયો એટલે આ ખાતાને કામે દીવાનને પ્રથમ 'મુલ્કી મદદનીશ' સંજ્ઞિત એક અમલદારનુ સાહાય્ય આપવામા આવેલ, અને છેવટે એટલે હરિદાસભાઇના વિદાય થયા પછી, મુલ્કી કામના ઘણા અનુભવી રાજપુરૂષને દીવાન-દફતરમાં '**મુલ્કી સભાસદ**'નું પદ આપી દીવાનને એ પ્રકારના કામના ભારમાથી થોડાઘણા મુક્ત રાખવાની યોજના કરવામા આવેલી હતી આ મુલ્કી સભાસદ કાર્યભારીમંડળનો એક સભ્ય ગણાતો અને દીવાન એમની સલાહ લઇને આવશ્યક મુલ્કી કામો પરત્વે છેવટ હુકમ આપતા હતા. મુલ્કી અધિકારીને એક "મુલ્કી મદદનીશ" અમલદાર આપવામા આવેલ તે પોતાને મુલ્કી અધિકારી તરફથી સોંપાતાં કામ કરતો હતો. મુલ્કી અધિકારીએ મહાલોમાં ફરીને વહીવટી કચેરીઓ તથા તેમને અંગે રખાતા ખજાનાઓની તપાસણી કરવાનું ઠરાવાયનું, અને વહીવટદારોએ કરેલ નિર્ણયો વિરૂદ્ધ જે વિવાદો તેમની પાસે નોંધાવાય તે પરત્વે નિર્ણય

કરવાનું કામ પણ તેણે કરવાનું હતું. રાયજી સાહેબ એકહથ્થુ રાજ્યાધિકારના પાકા વિરોધી હતા એટલે તેમણે પોતાના "કારભાર"ના બીજા દશકમાં જૂની ઢબના ગૃહસ્થોને બદલે નવી ઢબના કાર્યકુશળ ગૃહસ્થોને મુલ્કી અધિકારીઓ તરીકે નિયુક્ત કરાવીકરાવીને એ ખાતાને ઉન્નત કક્ષાએ લઇ જવાનો સતત પ્રયાસ કરેલો હતો, અને એવા કુશળ ગૃહસ્થો જેમ જેમ એ ખાતાના અધ્યક્ષ તરીકે મૂકાતા ગયલા તેમ તેમ તેમણે તેમને અધિકાધિક અધિકારો આપી મર્યાદિત સ્વતંત્રતા પણ આપેલી હતી. રાયજી સાહેબના ખગ "કારભાર" કાળને આપણે રાજ્યના ચડતા ઊતરતા દરજ્જાના અમલદારોમાં અધિકારોની વહેંચણીનો કાળ' કહીએ તો ખોટું નથીજ. આમ રાજ્યાધિકાર અપકેન્દ્રિત થયો હોવાથી, મુલ્કી અધિકારી પોતાના ખાતામાંની વાર્ષિક છસો કોરી સુધીના પગારવાળી જગાઓ ભરી શકતા અને વાર્ષિક એક હજાર કોરીના પગારવાળી જગાઓ ઉપરના નોકરોની ફેરબદલી કરવાનો અધિકાર પણ ધરાવતા હતા. એક હજાર કોરી ઉપરના પગારદારો ભરવાના હોય તો તેઓએને પસંદ કરી તેમને નિયુક્ત કરવા તેઓ દીવાનજીને ભલામણ કરતા, અને મહાલમાં થતા કોરી પચોતેર સુધીના ખર્ચને મંજુર કરવાનો અધિકાર પણ તેઓ ધરાવતા હતા. પગારપત્રકો તપાસવાનો, તેમને મંજુર કરવાનો તેમજ બે વર્ષ બીનપગારી, એક માસ ઉપરાંત મુદ્દત માટે માંદગીની તથા હકની રજા પણ તેઓ આપી શકતા હતા. તે મુલ્કી અધિકારીના તાબામાં મહાલ દીઠ એક વહીવટદાર તથા જરૂર હોય ત્યાં ટપા-વહીવટદાર અને ગામદીઠ એક અગર વધારે સંખ્યામાં, જરૂરીઅત પ્રમાણે, મુલ્કી પટેલ, મુલ્કી પસાયતા અને એક હવાલદાર રાખવાની ગોઠવણ પણ કરાયલી હતી હવાલદાર મોલની રક્ષા કરતો, મુલ્કી પટેલ વહીવટદારને વહીવટને કામે મદદ આપતો, અને વહીવટદાર મુલ્કી પટેલ સિવાયના ગામ નોકરોને રાખવા તથા કમી કરવાનો અધિકાર ધરાવતો હતો, તે વળી આખાય મહાલનો વહીવટ કરતો, આયવ્યયનો પદ્ધતિ પુરસર હિસાબ રખાવતો, **પરંતુ મહાલમાંથી મેળવાતા રાજભાગનું વેચાણ તે એકલો કરી શકતો નહિ.** રાજ્યને ભાગે આવતા ઉત્પન્નનું વેચાણ ખુલ્લી હરાજીથી કરાતું હતું અને એ હરાજી દરેક મહાલને લગતા ત્રણ ત્રણ મહાલોના વહીવટદારો એક સમિતિ રૂપે ભેળા મળીને કરતા હતા. **આ પદ્ધતિ "માંડલું (મંડળકમ)" સંજ્ઞાથી ઓળખાતી હતી.** વહીવટદારની પાયરીના ચાર વર્ગો હતા. વહીવટદાર પોતાના તાબાના નોકરોને દશ દિવસ સુધીની પરચુરણ અને એક માસ સુધીની હક રજા આપી શકતો. વળી વહીવટદારને બીજા

વર્ગના ફોજદારી ન્યાયાધીશના અધિકારો પણ આપવામાં આવેલા તથાપિ તઈામતદાર ખેડૂત હોય અને ખેતીને લગતીજ ફર્યાદ હોય તોજ તે વહીવટદાર સાંભળીને ન્યાય કરી શકતો હતો. પરંતુ તેનાથી કંઈપણ આ પ્રકારના ફોજદારી કામો તપાસવાનું કામ ન્યાયખાતા તરફ રાખવામાં આવેલું હતુ. વહીવટદાર મુલ્કી કામો પરત્વે જે હુકમો આપતો તે સામે વિવાદ મુલ્કી અધિકારી પાસે કરાતો હતો. જકાત, લાકડાં વગેરેના ઇજારા દેવા માટે કરાતી હરાજી પણ પૂર્વોક્ત "માંડવા"ની પદ્ધતિએ કરાતી હતી રાયજી સાહેબના વારામા રાજ્યમા સામાન્યત "ભાગબટાઇ"ના ધોરણે જમીન મહેસુલની ઉઘરાત થતી હતી, અને વજેભાગનું પ્રમાણ ૧૨/૩૨ થી ૭/૩૨ સુધીનુ રખાયલું હતું, અને જમીનની ઉત્પાદન શકિતના પ્રમાણમાં અર્ધી સાંતીથી બે કોરી સુધીનો (આશરે બે આનાથી આઠ આના સુધીનો) વેરો લેવામા આવતો હતો કેટલાક ગામોમા વીઘોટી બાધીને રોકડમા રાજભાગ લેવાતો અને વળી કેટલાકમા ઉધડ લેવાનુ ધોરણ રખાયલુ હતું. ઉત્પન્નમાથી ભાગ લેવાને બદલે વીઘોટીથી રોકડનાણાના રૂપમા મહેસુલ ઉઘરાવી લેવાનું ધોરણ આખાય રાજ્યમા દાખલ કરવુ હોયતો તેટલા સારૂ પુર્વોકત ત્રણે પ્રકારના અખતરા કરવામા આવતા હતા પરંતુ એ અખતરાને પરિણામે ભાગબટાઇને બદલે વીઘોટી લેવાનુ ધોરણ દાખલ થાતજ એમ આપણે નિશ્ચય પુર્વક કહી શકીએ તેમ નથી. કારણ કે રાયજી સાહેબ અનુકરણ શીલ પ્રકૃતિના ન હતા અને તે સાથે રાજયકલ્યાણ અને લોકકલ્યાણ ખરેખર કયી પદ્ધતિથી સિદ્ધ થાય તેમ છે તેની ઉંડી ગવેષણા કર્યા વિના તેઓ કોઇ પણ એક પદ્ધતિ તરફ ઢળી પડે તેવા ન હતા ભાગબટાઇ અને વીઘોટી એ બંને પદ્ધતિમાં લાભ તથા દોષો છે જ એ વાત નિર્વિવાદ છે અને તદન વિદેશીય રાજકર્તાની દષ્ટિએ કહીએ તો તેવા રાજકર્તાને વીઘોટીની પદ્ધતિએ રોકડ નાણાં તરત મેળવી લેવા એ જેટલુ ઉપકારકછે તેટલુ ભાગબટાઇથી ઉત્પનના ભાગ લેવાનું ઉપકારક થતુ નથી ભાગબટાઇમા ધર્મન્યાય (ઇકિવટી) રહેલો છે જે વીઘોટીમા નથી દેખાતો. આ વિષય પરત્વે અત્ર ચર્ચા કરવી એ વિષયાંતર કર્યા બરાબર ગણાય એટલે આ વાત આપણે અત્ર બંધ રાખશું. શાસનતંત્ર પરત્વે અધિકાર માત્રનુ કેન્દ્રાપગમન કે કાર્ય વિભાજન કરવાને બ્રિટિશ સરકાર તથા બીજા પ્રગતિ શીલ દેશીય રાજ્યોએ પ્રયાસો આરંભ્યા તે પુર્વે રાયજી સાહેબના વારાના જુનાગઢ રાજ્યના શાસનકાર્યોએ પુર્વોક્તપ્રકારે, અનુકરણ શીલ ન બનતાં જે અખતરાઓ કરીને રાજ્યની મુલ્કીપદ્ધતિને નિશ્ચત રૂપમા લાવવા માટે પ્રયત્નો કરેલ છે તેને

માટે તેમને સર્વથા માન ઘટે છે જ. વિ. સં. ૧૯૩૭ એટલે કે ઈ.સ. ૧૮૮૧ માં રાજ્યની ખાલસા જમીન પૈકી ૩,૭૫,૨૨૨ એકરજમીન ખેડાણ હતી તેમાં વધારો થતો રહીને રાયજી સાહેબના વારામાં ૪,૯૨,૧૭૫ એકર એટલે કે દોઢ લાખ એકર કરતાં વધારે જમીન ખેડતળે આણી શકાઈ હતી એ બીના આપણું ખાસ લક્ષ્ય ખેંચી શકે છે જૂનાગઢ રાજ્યમાં પુરુષોત્તમરાયજીના વારામાં ખેડુતોને પોતાની જમીનનું વેચાણ કરી શકવા જેટલો માલીકીહક્ક અપાયાનું આવેલો નહિ એ બીના એવી છે કે એવો હક્ક આપવાથીજ જમીન સુધરવા પામે છે અને ખેડુતો બીનકર્જે રહે છે એટલે કે દેવાદારની સ્થિતિમાં જઇ પડતાં અટકે છે એ પ્રશ્ન પરત્વે ઊંડી વિચારણા કરાયા વિના કશો નિશ્ચિત અભિપ્રાય આપી શકાય નહિ.

ग. ન્યાયતંત્ર:-અખિલ હિંદુસ્તાનમાં જ્યારે ન્યાયતંત્રને તેના પગથી માથા સુધી મુલ્કીખાતાના સંસર્ગથી તદ્દન વિવિક્ત-અલગ-રાખવાનું સ્વપ્ન પણ આવેલ નહિ ત્યારે ગોકુલજીભાઇની વેદાંતપ્રદીપ્ત બુદ્ધિએ ન્યાયની વિશુદ્ધતાને અદુષિત રાખવાના હેતુથી રાજ્યમાં સ્થાપિત કરાયલ ન્યાયતંત્રને મુલ્કીખાતાના પ્રચ્છાયથી પણ દૂરસ્થિત રાખવાને તેમને પ્રેરેલા હતા. આમ હોઇને આપણે કહી શકીએ છીએ કે, જૂનાગઢ રાજ્યનું ન્યાયખાતું તેના પ્રસવકાળથી જ બ્રિટિશ ખાલસા રાજ્ય તથા તેને પગલે ચાલવાથી પોતાને સુસંસ્કૃત થયલ માનનાર દેશીય રાજ્યોનાં ન્યાયખાતાંઓથી કેટલાક પ્રમાણમાં અસદૃશતા પ્રથમથી જ ધરાવી રહેલું છે; એટલુંજ નહિ, પરંતુ એ એની અસદૃશતા એને પૂર્વોક્ત સર્વ રાજ્યોથી આગળ વધેલું બનાવી આપે પણ છે આ વાત આપણે પુર્વે વાંચી ગયા છીએ. તથાપિ એ ખાતાની પૂનર્ઘટના, પાછળથી રાયજી સાહેબના વારામાં જે પ્રકારે થવા પામેલ છે તે પ્રકારનું વર્ણન આપીને આપણે અપુર્ણ રહેલ ચિત્રને પુર્ણ રૂપ આપી દેવું એ આપણો અત્ર ધર્મ થઇ પડયા વિના રહેતો નથી. રાયજી સાહેબને જો કોઈ વાત પ્રિયતમ હતી તો તે શુદ્ધતમ ન્યાયદાન અને લોકરક્ષાને લગતી હતી, અને તેથી જ તેમણે પોતાના 'કારભાર' દરમ્યાન ન્યાયખાતાને તથા લોકોના જાનમાલના રક્ષક મનાતા બંદોબસ્તી-પોલિસ-ખાતાને, બને તેટલા વધારે પ્રમાણમાં, સમર્થ અને શુદ્ધ બનાવવાને માટે, કોઇની પણ પરવા રાખ્યા વિના પ્રયાસ કરવાનું ચાલુ રાખેલું હતુ. ન્યાયની જેમ વિશુદ્ધિ તેમ લોક સુખની વૃદ્ધિ:એ તેમનો મહામંત્ર હતો અને તેથી, આપણે પૂર્વેવાંચી લીધેલું છે તેમ પોતાના વડીલ જેવા પ્રિયમિત્ર

હરિદાસભાઈને નાગર થવાનો પ્રસંગ આપીને પણ તેમણે ન્યાયખાતાની અંતિમ અદાલત (હજૂર અદાલત) છેવટનો વિચાર કરવાની અદાલતને દીવાન જેવા વહીવટી અધિષ્ઠાતાની શૃંખલામાંથી મુક્ત કરી તેને સાવ સ્વતંત્ર બનાવી દીધેલી હતી. બ્રિટિશ ખાલસા મુલકમાં તથા વડોદરા જેવા પ્રગતિશીલ રાજ્યમાં અને આજે હિંદુસ્તાન કે હિંદી સંઘના શાસનતંત્રમાં પણ, મુલ્કી અધિકારી તરીકે કામ કરી રહેલ કલેક્ટર કે સુબાને જિલ્લા કે પ્રાંત-ફોજદારી ન્યાયાધીશ, વર્ગ પહેલાનો ગણવામાં આવે છે તે વ્યવસ્થાની સાથે, જુનાગઢ રાજ્યે આજથી લગભગ પોણોસો વર્ષ પહેલાં જે વ્યવસ્થા કરેલી તેને સરખાવીએ છીએ, ત્યારે આપણને જુનાગઢ રાજ્યના મુત્સદીઓની શાસનતંત્રવિધાયકતાને માટે પ્રશંસાના બોલ કાઢવાનું કામ સ્વાભાવિક થઈ પડે છે પણ ખરું. (આ) ફીરોઝશાહ મહેતા જેવા દેશમાન્ય અને સમર્થ ધારાશાસ્ત્રીને બારે પગારે જુનાગઢ રાજ્યમાં લાવી તેમને હજુર અધિકાર સાથે ન્યાયસચિવ તરીકે નિયોજી દીધેલા એ હકીકત જ રાયજી સાહેબનો. આ વિષય પરત્વે જે સંમોહંગ હતો તે બતાવી આપવાની બાબતમાં સ્પષ્ટ છે વળી જે સમયમાં ન્યાયને દૂષિત કરનાર લાગવગનું જોર હતું તે સમયમાં લોકપરિચિત સ્વદેશીય ગૃહસ્થોને ન્યાયતંત્રના અધ્યક્ષસ્થાને નખવાની વાત પણ આપણા આ કથાવીરને, પરિસ્થિતિની દૃષ્ટિએ, કાર્યસાધક લાગેલી નહિ, અને તેથી તેમને ન્યાય ખાતાની અદાલતોના ઉપરિ-અધિકારીઓ તરીકે, એક ઉપાય નીતિરૂપે, પરદેશીય તથાપિ ન્યાયનિપુણ ગૃહસ્થોને ન્યાયતંત્ર સોંપવાની પદ્ધતિ સ્વીકારેલી પણ હતી, અને એ પદ્ધતિને પરિણામે રાજ્યનું ન્યાયતંત્ર રહ્યું તેટલા પ્રમાણમાં અદૂષિત રહેવા પામેલું હતું. રાયજીસાહેબનો કારભાર લાંબો ચાલ્યો હોત, તો તેઓ ન્યાયકાર્ય સ્વતંત્રતાપૂર્વક કરવા જેટલું મનોબળ જેમણે પ્રાપ્ત કરી લીધેલું હોય તેવા કાર્યનિપુણ સ્વદેશીય સગૃહસ્થોને ન્યાયતંત્રના અધિષ્ઠાતાને પદે ન સ્થાપત એ પ્રશ્ન ઉઠાવી તેનો જવાબ તેમની વિરુદ્ધ આપવાનો અવકાશ કોઈને મળી શકે તેમ પણ નથી; કારણ કે રાયજીસાહેબની રાજનીતિનું એક મુખ્ય લક્ષણ, પ્રજાજનોને આવશ્યક યોગ્યતા ક્રમેક્રમે પ્રાપ્ત કરાવી તેમને અધિકાધિક ઉચ્ચ સ્થાનોએ ગોઠવતા રહેવાનું ચાલુ રાખી અંતે રાજ્યને પ્રજાસેવિત તથા પ્રજાભોગ્ય બનાવવું એજ હતું. રાયજીસાહેબ જુનાગઢ રાજ્યની નોકરીમાંથી મુક્ત થયા ત્યારે જુનાગઢ શહેરમાં (૧) મહોટી દીવાની (૨) નાની દીવાની (૩) ફોજદારી મુનસફની અદાલત ઉપરાંત મહાલોમાં બાર તેર મહોટી દીવાની અને ફોજદારી સંયુક્ત અદાલતો તથા ચોરવાડમાં એક નાની દીવાની અદાલત મળીને રાજ્યમાં કુલ પ્રાથમિક પહેલા વર્ગની સત્તર

અદાલતો કામ કરી રહેલી હતી. સદર અદાલતના ન્યાયાધીશ વહીવટકારોથી રખાતાં ન્યાયવિષયક દફતરો તપાસતા હતા. પહેલા તથા બીજા વર્ગના ફોજદારી ન્યાયાધીશોએ કરવાની કેદ તથા દંડની સજાની મર્યાદા બાંધવામાં આવેલી અને દીવાની મુનસફોના અધિકારો પણ નિશ્ચિત કરાયલા હતા, મહાલોમાંની પ્રજાને વિવાદ કરવામાં અનુકૂળતા મળે એવા હેતુથી રાજ્યમાત્રના બે ભાગ પાડી તેમાંના દરેક ભાગ માટે એક "વિભાગ-મદદનીશ ન્યાયાધીશી" અગર "જિલ્લા અદાલત" બાબરિયાવાડમાં ભેરાઇ બંદર વિષે અને બીજી જૂનાગઢ શહેરમાં રાખવામાં આવેલ, અને તે ઉભય અદાલતો ઉપર "સદર અદાલત" કે જે પૂર્વકાળમાં "હજુર ન્યાયસભા, શાખા બીજી" અગર તો મધ્યકાળમાં "વરિષ્ઠ કોર્ટ" નામે ઓળખાતી હતી તે વિવાદોને લગતું કામ કરતી હતી. આ "સદર અદાલત"નો મુખ્ય અધિકારી "સર ન્યાયાધીશ" કહેવાતો હતો. આ અદાલતના બંધારણમાં પાછળથી થોડો ફેરફાર કરીને તેના મુખ્ય કામ ઉપરાંત "જિલ્લા અદાલત"માં જે કામ થતું હતું તે તેમાં ભેળવી દેવામાં આવેલ અને તેથી તે અદાલતમાં પહેલા તથા બીજા વિવાદને લગતાં કામો થતાં હતાં. આ ફેરફાર રાજ્યનો વિસ્તાર તથા કામનું પ્રમાણ લક્ષ્યમાં રાખીને તેમજ વગર જરૂરનો ખર્ચ કાઢી નાખવાના હેતુથી કરવામાં આવેલો હતો; અને એ વ્યવસ્થા રાજ્યને ઉપકારક પણ નીવડેલી. નાનાં મ્હોટાં બધાંય રાજ્યો બધાંય પ્રકારની સ્વતંત્ર સંસ્થાઓનો નિર્વાહ એક સરખા રૂપમાં કરી શકે નહિ એ એક ઉઘાડી અર્થવિષયક બાબત છે જ. છેવટની અદાલત "હજુર અદાલત" સંજ્ઞાવાળી હતી. આ અદાલત ન્યાયખાતામાં સર્વોપરિ સંસ્થા હતી અને તે બીજો વિવાદ સાંભળવાના કામ ઉપરાંત વરિષ્ઠ ન્યાયાધીશોના તમામ અધિકારો તેમજ હજુર-અધિકારો (પ્રિવી કૌંસિલના અધિકારો) વાપરતી પણ હતી. પૂર્વોક્ત "હજુર-અદાલત"નું કામ દીવાન તથા બીજા એક 'હજુર-અદાલત-સભાસદ' સંજ્ઞિત ન્યાયાધીશ: એમ બે જણ કરતા હતા. પરંતુ જે કામોમાં રાજ્યહિત પરત્વે વિચારવાનું ન હોય તેવા શુદ્ધ ન્યાયખાતાનાં રાજ્યપ્રકરણીય વર્ગનાં નહિ તેવાં કામોમાં દીવાનનો હાથ રહેવા દેવામાં આવેલો નહિ, અને એવાં શુદ્ધ- ન્યાયખાતાનાં કામો ફક્ત "હજુર અદાલત-સભાસદ" એકલાથી નિર્ણીત કરાતાં હતાં, અને જે કામો રાજ્ય-પ્રકરણીય હોય તેવાં કામોના નિર્ણયપત્રો ઉપર- દીવાન તથા હજુર-અદાલત સભાસદ: એ ઉભયની સહીઓ થતી હતી. આ પ્રકારની વ્યવસ્થાથી લોકોને જે એક લાભ થતો હતો તે એ કે, રાજ્યહિતની દૃષ્ટિએ જે કામ પરત્વે

નિર્ણય આપવાનો હોય તે કામે પણ શુદ્ધ ન્યાયનાં સૂત્રોનું ઉલ્લંઘન થતાં અટકતું હતું. આ અદાલત ઉપરાંત જૂનાગઢ શહેરમાં "રાજ્યપ્રકરણી અદાલત" નામની બીજી એક સંસ્થા હતી, અને તે અદાલત પ્રજાજન વચ્ચે તેમજ રાજ્ય અને પ્રજાજન વચ્ચે ઉપસ્થિત થતી ગ્રાસચાસ કે તેને લગતા હકઅધિકારને લગતી તકરારો સાંભળતી અને તે પરત્વે નિર્ણય કરતી હતી; અને તે અદાલતે કરેલ ફેસલાથી જે પક્ષ અસંતુષ્ટ થતો તે "હજુર અદાલત"માં વિવાદ નોંધાવી ન્યાય મેળવી શકતો હતો. પુરુષોત્તમરાયજીના "કારભાર"ના કાળમાં જૂનાગઢ રાજ્યનું ન્યાયતંત્ર કેટલી ત્વરાથી કામ કરી રહેલું હતું તે પરત્વે ખરો ખ્યાલ લેવાનું કોઇને મન થઇ આવે, તો તેણે, ઇ. સ. ૧૯૦૩ની સાલના અંતભાગમાં રાજ્ય તરફથી પ્રકટ કરાયલ અંગ્રેજી પુસ્તક નામે **"સીનોપ્સિસ ઑફ ધી ઑફિસીઝ એન્ડ ડીપાર્ટમેંટ્સ ઇન ધી ઍડમિનિસ્ટ્રેશન ઑફ ધી બાબી રૂલર્સ ઑફ ધી જુનાગઢ સ્ટેટ"**ના પાન ૩૫ પાંત્રીશ ઉપર અપાયેલ કોઠો જોઇ વિચારી લેવા માટે તસ્દી લેવી જોઇશે. આ કોઠો એવું પણ કહે છે કે, ન્યાયખાતા અંગે છેલ્લા પાંચ વર્ષોમાં રાજ્યને સરાસરી ખર્ચ રૂા. ૨,૭૦,૦૭૧નું થયલું હતું ત્યારે એ ખાતે આવક ફક્ત રૂા. ૨,૧૯, ૩૫૩-૧-૦ આશરે થવા પામેલી હતી.

સર ન્યાયાધીશની જે એક ફરજ મહાલોમાં કામ કરતી અદાલતોનાં દફતરો તપાસવાની હતી તે ફરજ પ્રમાણે પ્રવાસે નીસરીને એ દફતરોમાં દેખાતા દોષો તેમણે નોંધી લેવા પડતા હતા અને તે દોષોના નિવારણ અર્થે આવશ્યક સૂચનાઓ પણ તેમણે જેને તેને આપવી પડતી હતી; એટલુંજ નહિ, પરંતુ એ પ્રકારની પોતાની કામગીરીનો વિસ્તૃત અહેવાલ દીવાન તરફ લખી મોકલવાની પણ તેમની ફરજ હતી. રાજ્યમાં રાજ્યની સનંદ મેળવીને વકીલાત કરનારાઓ માટે કાયદાની પરીક્ષા લેવામાં આવતી અને તેમાં ઉત્તીર્ણ થનારાઓને પહેલા અગર બીજા વર્ગના વકીલો ઠરાવી તેમને તેવી સનદો આપવામાં આવતી હતી. બીજા વર્ગના વકીલો હજુર અદાલતમાં, સદર અદાલતમાં તથા રાજ્યપ્રકરણી અદાલતમાં વકીલાત કરી શકતા નહિ. મુખ્ત્યાર વકીલો ફક્ત ફોજદારી કામો કરી શકતા અને તેમને તે બદલ સદર અદાલત કનેથી સનંદ મેળવી લેવી પડતી હતી. ન્યાયખાતામાં નોકરી કરવા ઇચ્છનારાઓએ, એ ખાતાને માટે ઠરાવાયલ ધોરણવાળી પરીક્ષાને અધીન થવું પડતું હતું. સદર અદાલતના સર ન્યાયાધીશને, પૂર્વે આપણે બતાવી ગયા

છીએ તેમ, મુલકી અધિકારીના જેટલા જ અધિકારો નીમણું'ક, ફેરબદલી, રજા વગેરે બાબતો પરત્વે અપાયલા હતા. રાજ્ય બહારથી આવતા વકીલો તથા બેરિસ્ટર્સ વગેરેએ રાજ્યની સનંદ મેળવવી પડતી. રાયજી સાહેબે રાજ્ય સેવામાંથી નિવૃત્તિ લીધી ત્યારે રાજ્યમાં કુલ એકવીશ અદાલતો હતી અને તેમાં કામ કરી રહેલ ન્યાયધીશોમાં દશ એલ. એલ. બી. પદવીધરો, એક અનુત્તીર્ણ એલ. એલ. બી. પરંતુ કાયદાનું સારૂં જ્ઞાન ધરાવનાર બી૦એ૦, બે હાઇકોર્ટ પ્લીડર્સ, અને બાકીના" એજંસી પ્લીડર્સ અગર રાજ્યની કાયદાની પરીક્ષા ઉત્તીર્ણ કરી હોય તેવી વ્યક્તિઓનો સમાવેશ થતો હતો. વળી રાજ્યમાંના લોકજીવને લક્ષ્યમાં રાખીને જે પ્રકારનો ફેરફાર બ્રિટિશ કાયદાઓમાં કરવો જોઇએ તે પ્રકારનો ફેરફાર કરી કરાવીને રાજ્યોપયોગી નિબંધો તથા નિયમો પણ કરાવવામાં આવેલા અને એ પ્રકારનો ફેરફાર સૂચવવાને માટે રાયજી સાહેબે કાયદામાં નિષ્ણાત ગણાતા તથા વ્યવહારજ્ઞ ગૃહસ્થોને રોકેલા પણ ખરા. હજુર અદાલત તથા સદર અદાલતના શિરસ્તેદારો મુનસફની પાયરીના રખાતા હતા, અને આ ખાતાના બાકી બધા શિરસ્તેદારો, નાજર અને કારકુનોની જગાઓ પણ પગાર પરત્વે નિયત ક્રમવાળી બનાવાયલી હતી. પુરૂષોત્તમભગવજીનો કડક એટલો બધો હતો કે, ન્યાયખાતામાં તેમજ બીજાં ખાતાંઓમાં લાંચરૂશ્વત નષ્ટપ્રાય થઇ ગયલ અને તે એટલા પ્રમાણમાં કે, તેઓ રાજ્યમાંથી ખસ્યા તે પછીના કાળમાં જે અરાજકતા વ્યાપી રહેલ તેની મરખામણીમાં રાયજીસાહેબના જુનાગઢ રાજ્યને એક આદર્શ શાસનતંત્રવાળું રાજ્ય ગણવું પડે જ.

**છ બંદોબસ્તી-પોલિસ ખાતું:-** બંદોબસ્તી-પોલીસ ખાતાનો મુખ્ય અધિકારી "પોલીસ-સુપરિન્ટેન્ડેન્ટ" સંજ્ઞાથી ઓળખાતો હતો. અખિલ રાજ્યના પાંચ ભાગ પાડી તે પ્રત્યેક ઉપર એક એક "આસિસ્ટંટ પોલિસ-સુપરિન્ટેન્ડેન્ટ" મૂકાયલો, અને તે દરેકના તાબામાંના મહાલ દીઠ એકએક ફોજદાર મળીને સત્તર ફોજદારો નિયુક્ત કરાયલા હતા. પ્રત્યેક ફોજદારના તાબાનાં જમાદાર, દફેદાર અને નાયક; એમ ત્રણ વર્ગના નોકરો વીશ, ત્રીશ અને ચાળીશની સંખ્યામાં રખાયલ અને પાંચસો આઠાણું સિપાહીઓ ઉપરાંત આઠ કંટક શોધકો (ડીટેક્ટીવ્ઝ), એક સ્વાર જમાદાર, બે સ્વાર દફેદાર, ત્રણ ઘોડે સ્વાર નાયકો ત્રેંતાળીસ ઘોડેસ્વારો, એક શિરસ્તેદાર, ત્રીશ કારકુન, ત્રણસોછાસઠ પોલિસ-પટેલો અને બે હજાર અઠાવન ગામ-પોલીસનું દળપણ આ ખાતામાં સમાવિષ્ટ થયેલું હતું આ ગામ-પોલિસ ઉપર વહીવટદારને કશો અધિકાર ન હતો, અને તે સંસ્થા ફોજદારને તાબે રહેતી હતી.

રાયજી સાહેબે રાજ્યસેવામાં પગ મૂકેલો ત્યારે જમાદાર સુલેમાન ઉમર નામના એક સિંધી મુસલમાન અમીર રાજ્યના 'પોલીસ ખાતાના મુખ્ય અધિકારી હતા. પરંતુ આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ મિયા'લોકોના ચયલ વધને લીધે જે ગંભીર મામલો ઉપસ્થિત થઈ આવેલ તેના પરિણામે આ અધિકારીને પોતાને પદેથી સ્ખલિત થવું પડેલું હતું, અને તે પછી પોલિસખાતાને, બ્રિટિશ સરકાર પાસેથી ઉછીના લેવાતા પોલિસ-અમલદારોની અંધ્યક્ષતા નીચે સનત રહેવાનો વારો આવી ગયેલો હતો. પુરુષોત્તમરાયજીને આ વાત એક શલ્ય રૂપે ખુંચી-રહેલી હતી; કારણ કે એ પ્રશ્નો બ્રિટિશ સરકારથી કરાયલ. હસ્તક્ષેપ રાજ્યના આંતર સ્વાતંત્ર્ય તથા ગૌરવનું ખંડન કરનારો હતો. આખરે, આજ જમાદાર સુલેમાનજી, રાયજી સાહેબની કાર્યકુશળતા અને દૃઢ રાજનીતિને બળે પુનઃ પોતાની અસલ જગા ઉપર રાજ્યસેવામાં પ્રવિષ્ટ થઈ શકેલા અને તેમના અધિકાર કાળમાં કોઈ પણ બંડખોર જાતિના લોકો ઉંચું માથું કરી શકેલા નહિ તેથી રાજ્યમાં સર્વત્ર શાંતિ વ્યાપી રહેવા પામેલી હતી. આ ખાતા ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું કામ પુરુષોત્તમરાયજીએ ખુદે પોતાના હાથમાં રાખેલું અને તેને પરિણામે તે ખાતું સર્વથા સમર્થ પણ રહી શકેલું હતું. રાયજી સાહેબ બનતાં સુધી શસ્ત્રાસ્ત્રકુશળ પુરુષોને જ ફોજદાર તરીકે પસંદ કરનારા હતા, અને વળી એવા એ બહોળસ્તી કામમાં સિપાહીગીરી તેમ જ મુત્સદ્દીગીરીથી ઝળકી રહેનારા ફોજદારો જો મુલ્કી કામને માટે લાયક દેખાતા તો તેમને યથાપ્રસંગ મુલ્કી ખાતામાં વહીવટદારો પણ બનાવતા હતા. આ પ્રકારની તેમની નીતિનું ફળ એવું આવેલું કે, બહારવટા, હુલ્લડ કે એવા કોઇ વિકટ પ્રસંગે પુરુષોત્તમરાયજીને, સિપાહીગીરીની સાથે મુત્સદ્દીગીરીથી કામ કરી ઉપસ્થિત થયલ અનિષ્ટ પ્રસંગને પહોંચી વળે એવા કુશળ માણસો રાજ્યના નોકરોમાંથી મેળવવાનું કામ સહેલું થઈ પડતું હતું. રાયજી સાહેબના વારામાંના ઘણાખરા મુલ્કી અધિકારીઓ તથા ફોજદાર વગેરે રાજ્યસેવકો હિમ્મતવાળા, સાહસિક અને જીવને જોખમે કામ પાર ઉતારવાને તૈયાર રહેતા એ હકીકત, એ સમયની બળહીન બનાવતી જતી દેશપરિસ્થિતિની દૃષ્ટિએ જૂનાગઢના શાસનતંત્રવાહકોને ધન્યવાદ અપાવે તેવી તો ખરી જ. રાયજી સાહેબ ઈ. સ. ૧૯૦૩ માં રાજ્યસેવામાંથી ખસ્યા પછી, મેરુચી ખસતાં શરીરની જે સ્થિતિ થાય તે સ્થિતિને શાસનતંત્ર પામી ગયલું અને તેનાં જે બીજાં અનેક અનિષ્ટ પરિણામો આવેલાં તેમાં ખાસ કરીને પોલિસ-ખાતાને તથા ન્યાયખાતાને

અનિવાર્ય હસ્તક્ષેપને અધીન બની જવાનો વારો આવી ગયલો હતો. એ પછી દિવસે દિવસે એ ઉભય ખાતાઓમાં સડો એટલો બધો વધતો ચાલેલો કે, એ સમયના સર ન્યાયાધીશ ડોશાભાઇ ખરશેદજી ગાંધીને પોતાના બચાવ માટે પોતાની રોજ નિશીમાં એ બનતા રહેલા હસ્તક્ષેપ વગેરેના દાખલાઓ નોંધી રાખવાની, હજૂર અદાલતસભાસદ કલ્યાણરાયજી કને દોડી જઇ કળકળાટ કરવાની અને દીવાન (સર) મીરજાં અબ્બાસ અલી બેગ પાસે જઇને ફર્યાદ કરવાની ફરજ વારંવાર પડતી ગયલી હતી! આ બધી હકીકત આપણને પુર્વોક્ત સર ન્યાયાધીશની રોજનિશીનો જે ઉતારો અમે આ ગ્રંથમાં અન્યસ્થાને આપેલ છે તેમાંથી મળી આવે તેમ છે. કલ્યાણરાયજી જેવા હજૂર અદાલત સભાસદ કે જેઓ 'ભીડ'માં પણ રહીને દક્ષતાપૂર્વક માર્ગ કાઢી પોતાનું કર્તવ્ય કર્યા વિના રહે નહિ એવા પુરૂષને પણ આખરે એ વખતે રાજ્યસેવાનો ત્યાગ કરવો પડેલો હતો એ હકીકતજ અમારા આ બધા કથનને ટેકો આપનારી ગણાશે. એ છતાં આ સંબંધમાં થોડુંક વધારે જાણવાની જો કોઇને ઇચ્છા થાય તો તેણે કૃપા કરીને, **"રા. રા. કલ્યાણરાય જોશભાઇ બક્ષીનું જીવન વૃત્તાંત"**–એ નામના પુસ્તકમાંનું **"અણધારી ભીંસમાં"**–એ શીર્ષક સંજ્ઞિત દશમા પ્રકરણ વાંચી લેવું..

•

**જ. પ્રકીર્ણ ખાતાંઓ:**– રાયજી સાહેબના વારામાં શાસનતંત્રનાં વિશિષ્ટ અંગો ગણાય તેવાં ખાતાંઓ કેટલા વિકાસને પામેલાં તે વાત પહેલાંના પ્રકરણમાં આલેખાઇ ગઇ છે. તથાપિ એ ખાતાંઓ ઉપરાંત રાજ્યમાં બીજા કેટલાંક આકર્ષક અને લોકપકારક સંસ્થાઓનું વિહંગાવલોકન કરી લેવું એ વાત આપણા આ ચરિતનિરૂપ્યની રાષ્ટ્રવિધાયકતાને ન્યાય આપનારી ગણાય તેવી છે. જૂનાગઢ શહેરમાં એક નમૂનેદાર "ઢોર–દવાખાનું" તથા તેને અંગે "ઘોડાની ઓલાદ સુધારનાર" એક અશ્વવાટિકા (પેડોક) સ્થાપવામાં આવેલી અને તેના અધ્યક્ષ તરીકે જૂનાગઢનાજ વતની અને ઇનામદાર બ્રહ્મક્ષત્રી ગૃહસ્થ મૂળચંદ કેશવલાલ દેશાઇ નામના એક બાહોશ પદવીધર પશુવૈદ્યને નિયુક્ત કરેલા હતા. આ ગૃહસ્થે એ ખાતાને એટલી તો ઉંચી કક્ષાએ મૂકેલું કે, તેની મુલાકાતે જઇને અનેક રાજામહારાજાઓએ, બ્રિટિશ રાજ્યના વિવિધ કોટીના અમલદારોએ તથા પશુવૈદકશાસ્ત્ર (શાલિહોત્ર)માં નિષ્ણાત એવા પશુવૈદ્યોએ રાજ્યના આ લોકોપયોગી અંગની મુક્તકંઠે પ્રશંસા કરેલી પણ છે. આ મૂળચંદ દેશાઇ રાયજી સાહેબના એક પ્રીતિપાત્ર અમલદાર હતા અને એમની અનેક

દેશીય કાર્ય કુશળતાનું ખરું મૂલ્ય આંકીને તેમને રાજ્યનાં ગાડીખાનાં વગેરે સંસ્થાઓનું કામ સોંપાયલું હતું; એટલું જ નહિ, પરંતુ તેમને પોતાના વિશ્વસનીય માણસ માનીને કેટલાક મહત્ત્વપૂર્ણ પ્રસંગોમાં તેઓ તેમને ઉપયોગમાં પણ લેતા રહેલા હતા. વળી જૂનાગઢનું "મુખ્ય કારાગાર (સેંટ્રલ જેઇલ)" તો આખાય હિંદુસ્તાનમાં એક આદર્શ સંસ્થા મનાયલી જ. રાજ્યના ભાયાતો, ગ્રાસીઆઓ વગેરેને ઋણગ્રસ્ત હાલતમાંથી મુક્ત કરવાના હેતુથી "કર્જનિકાલ દફતર" નામક કચેરી પણ કાઢવામાં આવેલ, અને રાજ્યની જમીન માપી તેની વર્ગણી કરવાને માટે "જરીફ તથા માપણી" દફતર પણ રાજ્યમાં સુસ્થિાપિત હતું. વેપારીઓને અને ઉદ્યોગપતિઓને રાજ્ય તરફથી નાણાં ઓછા વ્યાજને દરે ધીરવાની વિસ્તૃત યોજના પણ કરાયલી, અને વેનવળના વતની શરીફ સાલેહ મહંમદ નામના એક વિદ્વાન્ અને તત્ત્વજ્ઞ લેખક વેપારીને વેપાર ખાતાના સલાહકાર તરીકે નિયુક્ત કરી રખાયેલા હતા. પુરુષોત્તમરાયજીની ઉદાર રાજ્યનીતિને પરિણામે રાજ્યમાં ધીમે ધીમે કપાસ પીલવાનાં, ગાંસડીઓ બાંધવાનાં વગેરે કારખાનાંઓ નીકળી તેમની સંખ્યામાં વૃદ્ધિ થવા લાગી હતી. ચોરવાડમાં નાળિયેરી, ખુંદ, નાગરવેલનાં પાન, તથા કેળ આદીનાં વાવેતર કરાવી તેમને સફળ પણ બનાવાયલાં અને જૂનાગઢના સરકારી તેમ જ ખાનગી બગીચાઓમા વિવિધ પ્રકારની કેરીઓ આપનાર કલમી આંબાઓની પરદેશમાંથી આયાત કરીને રોપાવવા તથા કલમોથી તેમની સંખ્યા વધારતાં રહેવાની પ્રવૃત્તિને સારું ઉત્તેજન પણ અપાતું હતું. અર્થાત્, પુરુષોત્તમરાયજીનો "કારભાર" એટલે જૂનાગઢ રાજ્યનો સમયોચિત બહુરૂપ વિકાસકાળઃ એમ આપણે ગણીએ તો તે સમંજસ જ છે.

## ૩. શાસન પ્રબંધનાં લક્ષણો.

**(૧) અનુપકારક આડંબરનો અભાવઃ**–રાયજી સાહેબના અધિકાર કાળમાં રાજ્યનાં અધિકરણો–ખાતાંઓ–માં ઘણો વધારો થઇ ગયો હતો, અને તેમના કાર્યપ્રદેશો વિસ્તરેલા પણ હતા. પરંતુ એ બધાં શાસનયંત્રનાં ચક્રોપચક્રો પરસ્પર એવાં તો સંકલિત કરાયલાં હતાં કે, તેઓ પોતાનાં નિશ્ચિત કાર્યો કરીને શાસનપ્રબંધને પરિપૂરણ અને સબળ બનાવી શકેલાં પણ હતાં. રાયજી સાહેબનો એક સિદ્ધાંત એવો હતો કે, રાજ્યકાર્ય પરત્વે કરાતાં લખાણો મુદ્દાસર, નિશ્ચિત રૂપમાં અને સ્પષ્ટતાવાળાં ન હોય તો જ કામો લંબાયા કરે અને લખાણોની

ઠેલાઠેલ વધી પડતાં કચેરીઓમાં પત્રવ્યવહારનું જ કામ વધી પડતાં મુખ્ય કામો ઉપર આવશ્યક ધ્યાન દઇ શકાય નહિ. ગૌણકામનું ભારણ ઓછું કરવા નિમિત્તે મહેકમમાં વારંવાર વધારો કરવાની આવશ્યકતા ઊભી થવા કરે અને તેને પરિણામે કેવળ શાસનકાર્યાર્થે રાજધનનો વ્યય અધિકાધિક થતો જતાં તેનું ભારણ સીધી રીતે રાજ્યને અને પરોક્ષ રીતે પ્રજાને માથે વધી ગયા વિના રહે પણ નહિ. હાલ આપણે આપણાં દેશીય રાજ્યોનાં એકમોનાં શાસન તંત્રોને, કહેવાતી અને ગવાતી સુધરેલી ઢબે રચાયલાં કે રચાતાં જતાં જોઇએ છીએ, ત્યારે તેમને અંગે થતો મહાધન–વ્યય આપણી વિચારણાને પાત્ર થયા વિના રહેતો નથી; એટલું જ નહિ, પરંતુ એ ધનવ્યય વધતો જ જાય છે. છતાં આધુનિક ઢબે રચાયલી કચેરીઓ રૂપી યંત્રોની ગતિ મંદમંદ થતી જાય છે એ વાત પણ આપણા અનુભવમાં આવ્યા વિના રહેતી નથી. રાજ્યકાર્ય કરનારી કચેરીઓમાં કામ કરનાર ભૃતકો–નોકરો–ની સંખ્યા વધારે હોય તો કામનો ઉકેલ વહેલો આવે એમ માનવું એ એક ભ્રમ છે, એવું હરકોઇ કાર્યસમર્થ અને અનુભવી રાજપુરૂષ વિના સંકોચે કહી શકશે. વસ્તુતઃ જે તે કચેરીના અધ્યક્ષની કામનો ઉકેલ લાવવાની શક્તિમાં જેટલા પ્રમાણમાં ન્યુનતા હોય તેટલા પ્રમાણમાં કામનું ભારણ વધતું રહેતાં ભૃતકોની સંખ્યામાં પણ વૃદ્ધિ કરવાની જરૂરત રહે છે. કામ વધાર્યું વધે છે અને ઘટાડયું ઘટે છે, એ સૂત્ર કોઇ પણ કાર્યકુશળ પુરૂષની દૃષ્ટિ બહાર હોતું નથી. પરદેશીય બ્રિટિશ સરકારે પોતાને અર્થે જે બુદ્ધિથી જે રૂપમાં શાસનકાર્યપ્રબંધને અસ્તિત્વમાં આણેલો છે તે કદાપિ તેમને ઉપકારક થયલ હશે, તથાપિ તેમના શાસન પ્રબંધનું નિર્વિવેકે કરાતું અનુકરણ આપણા દેશને કે આપણા લોકોને લાભકારક થયું છે કે કેમ એ એક પ્રશ્ન નિરાકરણ માગ્યા વિના રહેતો નથી. આડંબર હમેશાં અનુપકાર જ હોય છે–એ સૂત્ર રાજ્યહિત તેમજ લોકહિત વિચારનાર રાજપુરૂષે તથા હાલમાં રચાયેલી રિયાસતી સંઘોના રાજપ્રમુખોએ ભૂલવા જેવું નથી. અર્વાચીન સંસ્કૃતિની ઢબે રચાતાં શાસનકાર્યાલયો ઘણાં સુશોભિત લાગે છે ખરા; પરંતુ એ કાર્યાલયો રૂપી રંગભૂમિનો પૃષ્ઠભાગ ડાકણના વાંસા જેવો નથી હોતો એમ છાતી ઠોકીને કહી શકાશે નહિ. આ વાતનો અનુભવ લોકોને નથી હોતો એમ કહી શકાશે ખરૂં ? અર્વાચીન શાસનયંત્રનાં ચક્રોપચક્રોની ગતિમાં, ટાપટીપને લીધે, અસહ્ય મંદતા આવી ગયલી અનુભવાય છે, તેમનાથી કરાતાં કામો લંબાયાં કરે છે, રાજ્ય ઉપર નોકરોનો પગાર ભાર વધતો જ જાય છે અને તે જેટલી સરલતાથી તેમજ જેથી કામો થવાં જોઇએ તેટલી સરલતાથી તથા ત્વરાથી થવા પામતાં નથી

એ એક ઉઘાડું સત્ય છેજ. આપણા જુની ઢબના શાસનતંત્રની કાર્યપદ્ધતિમાં કોઇ પણ દોષ ન હતો એવું કહેવા કે મનાવવા અમે માગતા નથી; કારણકે ગામ હોય ત્યાં ઢેઢવાડો તો હોયજ. તથાપિ એટલું તો નિ:સંદેહ છે કે, આપણાં જુની ઢબનાં શાસનકાર્યાલયોનો નિર્વાહ કરવામાં રાજ્યને અતિ મોટો અને અનુપકારક ખર્ચ કરવો પડતો ન હતો, આડંબરનો તેમજ બૃનકપરંપરાનો અભાવ હોઇ અર્થક્ષય બહુ ઓછો થતો હતો અને તેમાં થતાં કામોમાં ઝાઝા હાથ ઘલાતા નહિ તેથી તેમના ખરારૂપને વ્યંગ કે વ્યતિક્રાંત થવાનો વારો આવતો નહિ, ઘણા હાથનો સ્પર્શ ન થવાથી કામ પરત્વે જવાબદારીનું ભાન જે તે કામ કરનારને પણ રહેતું, અને તેમાં થતાં કામો લંબાણ ઉપર ન પડતાં તેથી લોકોને ઓછામાં ઓછી અર્થહાનિ થતી હતી, એટલુંજ નહિ, પરંતુ ઘણી કચેરીઓનાં પગથીઆં ઘસવામાં લોકોને પોતાના પગને વધારે પડતો પરિશ્રમ આપવો પડતો પણ ન હતો. લોકજીવનના વિકાસના પ્રમાણમાં રાજ્યનાં ખાતાઓની સંખ્યા વધે એ સ્વાભાવિક છે અને તેટલા પ્રમાણમાં બૃનકસંખ્યા વધે પણ ખરી. આમ હોઇને આપણે દેખાદેખીના ભોગ ન બનતાં જૂની અને નવી કાર્યપદ્ધતિનું તુલનાત્મક જ્ઞાન મેળવી તે ઉભયના સુમેળથી આપણને સર્વથા લાભકારક નીવડે એવી કાર્યપદ્ધતિને જન્મ આપવાની જરૂરત રહે છેજ. ભૂતકાળની એરણ ઉપરજ વર્તમાનકાળના હથોડા વડે ભવિષ્યકાળનું ઘડતર કરી શકાય છે એ વાત રાજ્યના ઘડતરીઆઓના લક્ષ્ય બહાર હોવી ન જોઇએ. પુરૂષોત્તમરાયજી આવા એક રાજ્યઘડતરીઆ હતા, એટલે તેમણે સમગ્ર દૃષ્ટિએ વિચારીને ઓછામાં ઓછી તથાપિ કાર્યસાધક ગણાય તેટલી સંખ્યામાં હાથપગો–રાખી ઓછામાં ઓછે ખર્ચે રાજ્યકાર્યોને સફળ કરનાર શાસનતંત્ર રચવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરેલો હતો. મહાલોમાં રાજકાર્યને કરનારા નોકરો પોતાના કામોમાં નિરંતર મશગુલ રહી શકે. તેમનામાં પ્રસહ્યથી સહકારની ભાવના સર્વોદિત થઇ રહે અને વળી આર્થિક દૃષ્ટિએ તેમને પણ લાભ થતો રહે એવી એવી યોજના કરીને તેમણે મહાલે મહાલમાં સરકારી કચેરીના એક અંગ રૂપે સરકારી ઊતારો રખાવી તેને રસોઇઆ–નોકરવાળો બનાવી રાજ્યના પરગામી નોકરોને પોતાનાં ઘરો જૂદાં માંડીને તે ચલાવવા ના ભાર અને તેને લગતી ચિંતામાંથી મુક્ત રહેવાનું બની આવેલું હતું. આ પ્રકારના સહવાસ અને સહકારથી રાજ્યના નાનામોટા નોકરોની કાર્યક્ષમતા જેવી ને તેવી ટકી રહેતી; એટલુંજ નહિ, પરંતુ રાજ્યને ભૃતકોની સંખ્યામાં કે તેમની ભૃતિમાં ફરજીઆત વધારો કરવાનો પ્રસંગ ક્વચિતજ આવતો હતો.

આ પ્રકારની વ્યવસ્થાને પરિણામે પુરુષોત્તમરાયજીના "કારભાર"ના કાળમાં, તેમના પછીના કાર્યભારીઓના શાસન કાળમાં બનેલું છે તેમ, રાજ્યની કચેરીઓને નોકરોની સંખ્યાથી ઉભરાઇ જવાનો વારો આવેલો નહિ; અને તે છતાં આપણે જાણી શકીએ છીએ તે પ્રમાણે, તેમના સમયમાં રાજ્યકાર્યો બહુ સંખ્ય અને સંગીત બની શકેલાં છે.

**(૨) રાજ્યના નોકરોની પરાપર પંક્તિઓ વચ્ચે મહોટા વેતનાંતરનો અભાવ:**-ઉપર પ્રમાણે ભૃતકસંખ્યા આદિ પરત્વે ચર્ચા કર્યા પછી આપણે તેવા નોકરોને પુરુષોત્તમરાયજીના વારામાં અપાતા પગાર પરત્વે વિવેચન કરશું. પરદેશીય લોકોને રાજ્યસેવામાં આણવા પડે તો તેમને વધારે પગાર દેવો પડે જ, અને છતાં રાજ્યભક્તિ અને પ્રજાજન તરફ રાખવાની સહાનુભૂતિના વિષયમાં તેવા પરદેશીય નોકરો સ્વદેશીય નોકરોને તોલે આવી શકે નહિ એ એક સાધારણ સમજની વાત છે. વગોવાતી જૂનીઢબની રાજનીતિનું આ એક સૂત્ર હતું, અને એ સૂત્ર આપણી આ કથાના નાયકને રૂચેલું એમ તેમના વર્ત્તન ઉપરથી સૂચિત થઈ આવે છે પણ ખરૂં. આમ હોઇને અંગ્રેજ સરકાર સાથે અંગ્રેજી ભાષામાં ફરજીઆત રીતિએ જે પત્રવ્યવહાર રાખવો પડે તે બાદ રાખીને પુરુષોત્તમરાયજીએ પોતાના વારામાં, અંગ્રેજી ભાષાનું ખાસ જ્ઞાન ન ધરાવતા હોય પરંતુ રાજ્યસેવામાં પ્રવિષ્ટ થવા સારૂં બીજી જે યોગ્યતા ગણાતી તેવી યોગ્યતા ધરાવતા સ્વદેશીય પુરુષોને રાજ્યસેવામાં સ્થાન આપવાનું ઉચિત ધારેલું હતું, અને રાજ્યનું તમામ કામકાજ ગૂજરાતી ભાષામાં જ કરવાનો અભંજનીય પ્રબંધ કરેલો હતો, અને તેને પરિણામે રાજ્યકાર્યો ઓછે ખર્ચે સરલ તથા સાર્થક થતાં રહેલાં હતાં. વળી તેમના વારામાં એક બીજાથી ચઢીઆતી પંક્તિના નોકરોના પગાર વચ્ચે બહુ ફરક રખાતો પણ ન હતો, અને તેને પરિણામે નોકરો સંતુષ્ટ પણ રહેતા હતા. ખાસ કરીને અમલદારોની વિવિધ પંક્તિઓ વચ્ચે વેતનાંતર દેખાઈ પડે તેટલા પ્રમાણમાં તેમણે રાખેલું નહિ, એટલે તેવા નોકરોનાં ચિત્ત સ્વસ્વકાર્યમાં જેટલા પ્રમાણમાં ચોંટી રહેતાં હતાં તેટલા પ્રમાણમાં તેઓ પોતાની પંક્તિથી ચઢીઆતી પંક્તિ મેળવવાના સ્વપ્નો સેવવામાં અગર તે મેળવવા માટે ખોટીસાચી તજવીજમાં કાળક્ષેપ કરી પોતાનાં કાર્યોથી સ્ખલિત થતા ન હતા. મતલબ કે, પુરુષસામર્થ્યની પરીક્ષાથી નહિ. પરંતુ મહોટા મહોટા પગારવાળા નોકરો અને તે પણ ઘણી સંખ્યામાં રાખીને રાજ્યના શાસનતંત્રને સામર્થ્યસંપન્ન માનીમનાવી લેવાને જે નીતિ હાલ પ્રચરિત થયલી જોવામાં આવે છે તે નીતિ, સમગ્ર દૃષ્ટિએ હિતાવહ છે કે કેમ એ

મુદ્દા પરત્વે તો સત્ય અભિપ્રાય કેવળ સત્યપ્રેમી, નિઃસ્વાર્થ બુદ્ધિવાળો
રાજ્યકાર્યનો જે કોઈ પાકો અનુભવી રાજપુરુષ હોય તે જ આપી
ઇંગ્લાંડ જાપાન વગેરે સંસ્કૃતિમાં અગ્રગામી ગણાયલા દેશોમાં રાજ્યને
અપાતા પગારોના જૂદાજુદા વર્ગોને સરખાવી જોવામાં આવશે, તો પ્રમુખ
પંક્તિઓ વચ્ચેના નોકરોના પગાર વચ્ચે બહુજ થોડો ફરક દેખાશે,
જ નહિ, પરંતુ શ્રેષ્ઠ પંક્તિના નોકરોના પગારોમાં પણ નહિવત જ
જણાશે તેમ તેમના પગારો પણ ઘણા મ્હોટા નથી હોતા એવું પણ દે
વિના રહેશે નહિ. હિંદુસ્તાનમાં પરદેશીય બ્રિટિશ સરકારે પોતાના અંગ્રેજ નો
મ્હોટા મ્હોટા પગારો દેવાનું ધોરણ અખત્યાર કરેલું હતું એટલે તેમ
વાત દેખાઈ ન પડે તેટલા માટે મોટા પગારરૂપી થોડાક ટુકડા વિરલ દે
નોકરો વચ્ચે ફેંકેલા હતા તે કેવળ અંગ્રેજ નોકરો અને દેશી ને
વચ્ચે એક પ્રકારની બાહ્યસમાનતા દેખાડવાના હેતુથીજ. આવા એ અ
સરકારની નીતિમાં રહેલ પ્રચ્છન્ન હેતુનું ભાન આપણા ખરા મુત્સદીઓને
થાય એવી કલ્પના કરી શકાય નહિ, અને તે જ્યાં દેશીય રાજ્યોના ઉચ્ચકક્ષ
નોકરોના પગારોમાં અનાવશ્યક વૃદ્ધિ કરી દીધાનું દેખાય તો પછી તેવા કાર્યભાર
ને આપણે, એક રીતે રાજ્યહીત ઘાતક અર્થવાદીના વર્ગમાં મુકી શકીએ પણ
આવા કાર્યભારીઓ એવી દલીલ કરતા દેખાયા છે કે, અંગ્રેજ સરકા
મ્હોટા મ્હોટા પગાર ખાનારા ઉચ્ચ કક્ષાના નોકરોના સંસર્ગમાં આવે તેવા દે
રાજ્યના ઉચ્ચ કક્ષાના નોકરોના પગાર જો તેટલા અગર તેટલા જેવા મો
ન હોય, તો દેશીય રાજ્યના તેવા નોકરોની છાપ બ્રિટિશ મોટા હોદ્દેદારો
પડતી નથી. આવી તેમની દલીલ બીલકુલ વજુદ વગરની હતી; પ્રતિષ્ઠાને પ
સાથે કશો સંબંધ હોઈ શકે નહિ. પુર્વકાળનાં દેશીય રાજ્યોના કાર્યભારીઓ
પગાર, આજની દૃષ્ટિએ કહીએ તો, ઘણોજ ઓછો મળતો હતો, છતાં મહે
મ્હોટા પગાર ખાનાર અંગ્રેજ અધિકારીઓ—સુબા કે હાકેમ—સુદ્ધાંત તેવા દે
રાજ્યોના કાર્યભારીઓને મળવાહળવામાં લેશ પણ અપ્રતિષ્ઠાપ્રદ ગણાતા ન
વળી મ્હોટામ્હોટા પગાર આપવાની તરફેણમાં એક નવી દલીલ બહાર
કરવામાં આવે છે કે નોકરો સંતુષ્ટ રહે તેટલો પગાર જો તેમને અપાય
રાજ્યમાં લાંચરૂશ્વતનો સડો પ્રવિષ્ટ થતો અટકે. પરંતુ આ દલીલ બીલકુલ
વિનાની છે. તૃષ્ણામુક્ત માનવ સ્વભાવની કલ્પના સામાન્યતઃ કરી શકાતી ન
એટલે મ્હોટો પગાર મળવાથી રાજ્ય સેવકો લાંચરૂશ્વત ન જ લે એવું
સાધારણ વિધાન સ્વીકારી શકાય નહિ. મનુષ્યમાં વિરોધપણાનું બળ એક સરખું હો

નથી એ વાત ખરી છે; તથાપિ જેમનામાં વિતૈષણાનો સર્વથા અભાવ હોય એવા મનુષ્યો તો દુનિયામાં બહુ જ થોડી સંખ્યામાં હોઈ શકે. આમ હોઇને રાજ્યકાર્ય પરત્વે લાગ મળતાં લાંચરુશ્વતને આધીન ન બને એવા રાજ્યસેવકો તો ક્વચિત્ જ મળી આવે છે. કૌટિલ્ય કહેછે તેમ, પાણીમાં રહેતું માછલું જરા પણ પાણી ન પીએ એ અસંભવિત જ છે. અમારો પોતાનો અભિપ્રાય એવો છે કે, લાંચરુશ્વત અટકાવવાનું ખરૂં સાધન મ્હોટો પગાર નથી, પરંતુ રાજ્ય પોતાના બાપાનું છે' એવી દૃઢ ભાવનાને જો રાજ્યસેવકોમાં ઉત્પન્ન કરી શકાય, તો અગર જો જનસમાજની અર્થપ્રધાન બની ગયલ મનોદશાને ધર્મપ્રધાન બનાવી દેવાય તો જ લાંચરુશ્વતનો સડો સારા પ્રમાણમાં ઓછો થઈ રહે. આવી કોઇ વિચારસરણીને લીધે રાયજી સાહેબના વારામાં પુરૂષ-સામર્થ્યને જેટલું પ્રાધાન્ય અપાતું હતું અને સન્માનિત કરાતું હતું તેટલું પ્રાધાન્ય પગારને અપાતું નહિ. તથાપિ દેશકાળને અનુસરીને રાજ્યના નોકરોના પગારોમાં યથાયોગ્ય વૃદ્ધિ કરતાં રહેવાની નીતિ તેમણે ચાલુ રાખેલી તો ખરીજ, પરંતુ એ નીતિ પ્રમાણે તેઓ લગભગ શિખરસ્થ ગણાય તેવા રાજ્ય સેવકોને અલ્પતમ લાભ આપી મધ્યમ તથા નીચલી કક્ષાના નોકરોને વધારે લાભ આપવાને પ્રેરાતા રહેલા હતા. અર્થાત પુરૂષોત્તમરાયજીના વારામાં શાસનતંત્રનિર્વાહ ઘણા ઓછે ખર્ચે થતો હતો, તેને પરિણામે પ્રજા ઉપર કરભાર વધારવાની જરૂરત રહેલી નહિ અને લોકોને પોતાનો જીવનનિર્વાહ નિર્વિઘ્ને કરી રહેવાના માર્ગો ખુલ્લા રહેતા પણ હતા.

(૩) **વર્ષાશન અને પરવશી:**—વળી અમે અનેકવાર કહી ગયા છીએ તેમ આ કથાનાયક ગાડરિયા પ્રવાહમાં તણાનાર ન હતા અગર તો પોતાના સમયના શાસનપ્રબંધ વર્તમાન પત્રો મારફત સ્તુતિલેખો પ્રકટ કરાવી કરાવીને ખોટી કીર્તિ કમાઇ લેવાના અનિષ્ટ આશયથી તેમણે જૂનાગઢ રાજ્યમાં નૂતન સંસ્થાઓ એકદમ દાખલ કરી દેવાનું સાહસ કરેલું નહિ. બ્રિટિશ સરકારની સર્વોપરિતા હિંદુસ્તાનમાં સ્થાપાયા પછી તેણે મુખ્યતઃ પોતાના દેશમાંથી આયાત કરાતા અંગ્રેજ નોકરોના લાભાર્થ તેમને તેમની ત્રીસ વર્ષની મુદ્દતની નોકરીને અંતે "વર્ષાશન" રૂપે જીંદગી પર્યંત અર્થ સાહાય્ય દેતાં રહેવાનું ધોરણ દાખલ કરેલું, અને એ ધોરણ 'સાપ ભેળા વીંછી' એ ન્યાયે આપણા દેશીય નોકરોને પણ લાગુ પાડેલું હતું. આ ધોરણ પ્રમાણે પુરાં પંચાવન વર્ષની ઉમ્મરે આવશ્યક નોકરી પુરી થતાં એ પરદેશીય અંગ્રેજ નોકરો રાજ્યસેવામાંથી મુક્ત થઇને કાંતો મળેલ વર્ષાશન ભોગવતા નિવૃત્ત જીવન ગાળતા હતા, અગર

તો ઇતર કોઈ પ્રકારની પ્રવૃત્તિમા પડી જતા હતા આ પ્રમાણે અગ્રેજ સરકારે પોતાના દેશબધુઓને તથા આપણા દેશના લોકોને વર્ષાશન આપવાની જે પદ્ધતિ દાખલ કરેલી તેને આપણે કદાપિ વ્યાજબી ગણીએ, તોપણ જ્યા રાજ્યના નોકરોને સ્વદેશમા જ મરણ પર્યંત રહેવાનુ છે અને પરદેશમા જઇ રહેવાનુ નથી ત્યા પૂર્વોક્ત પ્રકારે વર્ષાશન બાધી આપીને તેવા સ્વદેશીય નોકરોને તેમની અમુક ઉમ્મરે નિવૃત્ત કરી દેવાનું સર્વમાન્ય ધોરણ ઠરાવવુ એ વાતને વ્યાજબી ગણવી ક કેમ, એવો પ્રશ્ન, અનેક પ્રકારની દૃષ્ટિએ ઉપસ્થિત થઇ આવ્યા વિના રહી શકતો નથી એમ અમારૂ માનવુ થાય છે રાજ્યે માટેમે, આ વર્ષાશન બાધી આપવાની પદ્ધતિનો સર્વાશે સ્વીકાર કરવો નહિ, કારણ કે એ ધોરણનો સ્વીકાર કરવાથી સીધી રીતે રાજ્ય ઉપર અને પરોક્ષ રીતે પ્રજા ઉપર ભારણ વધતુ જવાનો સભવ રહે છે. એટલુ જ નહિ, પરતુ રાજ્યને પોતાના અનુભવવૃદ્ધ નોકરો તરફથી જે લાભ મળી શકે છે તે લાભ મળવાનો સભવ પણ ઓછો થઇ જાય છે, અને વળી નાના પગારના નોકરોને પ્રાપ્ત થતી ફરજીઆત નિવૃત્તિને કારણે આર્થિક મુશ્કેલીઓ ભોગવી રહેવાનો વારો આવી રહે છે એ વાત વધારાની છે છપ્પન વર્ષની ઉમ્મરે પહોચતા જ બધાય રાજ્યસેવકો અશક્ત બની જાય છે, એ એક કેવળ કલ્પના જ છે, અને એ પ્રકારના અમારા મતવ્ય પ્રતિપાદનમા એમ કહી શકાય છે કે, બ્રિટિશ રાજ્યમાના ઘણાય અગ્રેજ તેમજ દેશીય નોકરો છપ્પન વર્ષની ઉમ્મરે નિવૃત્તિવેતન–વર્ષાશન–મેળવી લીધા પછી પાછા પ્રવૃત્તિમય જીવન ગાળવા માટે દેશીય રાજ્યોની નોકરીમા અગર જેમને જે સાધ્ય હોય તે ધધામા દાખલ થઇ જતા ન હતા એમ કોઇથી કહી શકાય એમ નથીજ આજે પણ જે રાજ્યોમા નાના નોકરોને પચાવન વર્ષની ઉમ્મર પુરી થતા અશક્ત થઇ ગયલા ગણી નિવૃત્ત કરી દેવામા આવે છે ત્યારે એજ રાજ્યોમા શાસનતત્રનો ભાર વહી લેવા માટે પૂર્વોક્ત પ્રકારની ઉમ્મરનો ઉબરો ઉલ્લઘી ગયના પુરૂષોને વધારે શ્રમ તથા ચિંતાથી ગ્રસ્ત કરી રાખે તેવા મહેટામહોટા હોદ્દાઓ ઉપર નિયુક્ત કરવાની જે પદ્ધતિને અસ્તિત્વ ધરાવતી આપણે દેખીએ છીએ ત્યારે તે પદ્ધતિથી આપણે એમ માનવુ પડે કે, નાના નોકરો જેમ વહેલા અશક્ત બની જતા હશે, તેમ પૂર્વ જીવનમા વર્ષો પર્યંત પ્રવૃત્તિમય જીવન ગાળ્યા પછી રાજ્યોમા મહોટા પદો સભાળવાને હાજર થતા પુરૂષો પોતાની પચાવન વર્ષ પછીની ઉમ્મરમા કાતો પુન શક્તિ સપન્ન થતા હશે અગર તો તેમને તેમના પદોને અગે રહેલ કામકાજ તેમના પોતાના તાબાના સમર્થ કાર્યકરોથી

લેવાતા શ્રમને પરિણામે સુખાવહ થઈ રહેલું પણ હશે! આમ રાજ્યસેવાકાળનો અવધિ ઠરાવ્યાતું ધોરણ કૃત્રિમ મટીનું હોવાથી આપણે કહી શકીએ કે ખરેખરા અશક્ત બની ગયા હોય અગર તો લાંબા સમયથી પોતાનાં વતન છોડી જે પુરૂષો દૂર પરદેશમાંના રાજ્યની નોકરીમાં જ઼ઇ રહેલા હોય તેવાઓને જ પૂર્વોક્ત ઉમ્મરે નિવૃત્ત કરવામાં આવે અને તેમને જ વર્ષાશન અપાય તો તેવી પદ્ધતિને આપણે વ્યાજબી ગણી શકીએ. પુરૂષોત્તમરાયજીએ એવો એક માર્ગ ખોળી કાઢેલો હતો કે રાજ્યના નોકરોમાંથી જેમને તેમની અશક્તા કે અનુપયોગિતાને કારણે રીતમરની નોકરીમાંથી મુક્ત કરવા પડતા હતા તેમને કાંતો "જૂનાં દફતરખાનાંઓ"માં અગર તો બીજી કોઇ ફાલતુ કચેરીમાં હળવાં કામો કરવાને માટે નિયુક્ત કરવામાં આવતા હતા, આ પ્રકારની વ્યવસ્થાથી રાજ્યને અનુભવસંપન્ન લોકોના જ્ઞાનનો લાભ ઓછે ખર્ચે મળી શકતો, એવા લોકો પોતાનું જીવન મોભાસર ગાળી શકતા અને એ બધા કરતાં જે એક મ્હોટો લાભ આવા અર્ધ નિવૃત્ત જેવા શખ્સોને મળી આવતો હતો તે એ કે, તદ્દન પ્રવૃત્તિમુક્ત થતાં જે રાજ્યસેવકોને ખાજી કોઇ પ્રવૃત્તિમાં પડવાનો યોગ પ્રાપ્ત થતો નહિ, તેઓને પોતાની બાકી રહેલી જીંદગી, પ્રવૃત્તિહીન દશાને કારણે, ભાર રૂપ થઇ પડતી ન હતી. આ છતા, આ ચર્ચા અંગે અમારે કહેવું જોઇએ કે, રૌજ્યના પ્રજાજનોને જ બનતાં સુધી રાજ્યની નોકરીમાં લેવાનું ધોરણ રખાય, તો જ પૂર્વોક્ત પ્રકારે રાજ્યસેવકોને અર્ધ-નિવૃત્ત કરવા જેવું ધોરણ ઠરાવી શકાય તેમ છે. પુરૂષોત્તમરાયજી શક્ય તેટલા પ્રમાણમાં સ્વદેશીય લોકોને રાજ્યસેવામાં લેતા હતા. એટલેજ તેઓ પૂર્વોક્ત પ્રકારનું ધોરણ રાજ્યમાં દાખલ કરી શકેલા હતા. હાલ આપણે, વર્ષાશનો આપવાની પદ્ધતિને પરિણામે રાજ્યો ઉપર વધી પડતા ભારને કારણે નોકરોને નિવૃત્ત કરવાની મુદતમાં વધારો કરતાં જ્યારે દેખીએ છીએ, ત્યારે પુરૂષોત્તમરાયજીએ પોતાના વારામાં વર્ષાશન બાંધી આપવાનો પદ્ધતિને તેના એક જ રૂપમાં પકડી ન રાખતાં તેમાં પ્રસંગોચિત મોકળાશને સ્થાન આપેલું એ હકીકતને આપણે ડહાપણ ભરેલી ગણીએ તો તે ખોટું ગણાશે નહિ.

વળી આ વર્ષાશન આપવાની, પૂર્વોક્ત પ્રકારની પદ્ધતિ ઉપરાંત રાજ્યમાં "પરવરી" સંજ્ઞિત જીવાઇ આપનારી એક સંસ્થા પણ હયાતી ધરાવતી હતી. રાજ્યના જે નોકરોનાં કુટુંબો દૈવયોગે નિરાશ્રિત જેવાં બની જતાં હતાં તેમને તથા રૈયતમાંના જે કુટુંબો નિરાધાર બની જ઼ઇ બીજા કોઈ માર્ગે જીવનનિર્વાહ કરવાને અસમર્થ ગણાય તેમને રાજ્ય તરફથી યથોચિત અને યથાપ્રસંગ

"પરવરી" સંજ્ઞિત વર્ષાશન બાંધી આપવાનું ધોરણ પણ નવાબ સાહેબના વારામાં રાજ્યધર્મ તરીકે માન્ય ગણાયલું હતું. આ ધોરણ ખરેખર ઉપકારક હતું અને તેને પરિણામે, ખાસ કરીને તો રાજ્ય તરફ લોકો સારા પ્રમાણમાં ભક્તિભાવ ધરાવી રહેલા હતા, અને પોતાની હયાતી બાદ રાજ્ય પોતાનાં કુટુંબો નિરાધાર બનશે તો તેમની સંભાળ રાખશે એવો વિશ્વાસ રાજ્યના નાના નોકરોને પણ રહેતો એટલે તેઓ શુદ્ધભાવે રાજ્યસેવા કરતા રહેતા પણ ખરા.

(૪) **રાજ્યસેવામાં પ્રજાજનોનું પ્રાધાન્ય**:–ઉપરના પરિચ્છેદમાં નિર્દિષ્ટ કરાયલ વિચારસરણીને પરિણામે પુરૂષોત્તમરાયજીએ બનતાં સુધી રાજ્યની પ્રજામાંથી જ રાજ્યભૃત્યકો મેળવવાની તજવીજ ચાલુ રાખેલી હતી, અને સમયાનુસાર અર્વાચીન ઢબે કેળવાયલા ભૃત્યકો રાજ્યને રાજ્યમાંથી જ મળી આવે તેટલા માટે તેમણે મુક્તહસ્તે વિદ્યાર્થીવેતનો આદિ આપવા અપાવવામાં તથા આવશ્યક નાના મહોટા વિદ્યાલયો સ્થાપવાને કામે પોતાની વિધાયકતાને તથા લાગવગને ઉપયોગમાં લીધેલી હતી. અર્થાત્ રાજ્યને સાંગોપાંગ સ્વદેશીય જનોથી સેવાતું, સ્વાશ્રયી, સ્વયંસિદ્ધ તથા તેના શાસનતંત્રને સુવાધ્ય અને સુદૃઢ બનાવવા તથા તેની રક્ષા કરી રખાય તેટલા સારૂ ભવિષ્યમાં પણ સૈનિકોની ખોટ ન પડે તેવું કરવાના હેતુથી આપણા આ કર્ણધારે જેટલી હીકમત તથા કરામત શક્ય હતી તેટલીનો ઉપયોગ કરી લેવામાં લેશ પણ કચાશ રાખેલી નહિ. રાજ્ય હમેશાં પોતાના શ્રેષ્ઠ અધિકારીઓના બળના પ્રમાણમાં જ સબળ બની રહે છે, અને એ પ્રકારની સબળતા જેટલા પ્રમાણમાં સ્વદેશીય શ્રેષ્ઠાધિકારીઓના અસ્તિત્વથી અને હાથથી તેને પ્રાપ્ત થઈ શકે છે તેટલા પ્રમાણમાં પરદેશીય શ્રેષ્ઠાધિકારીઓના યોગે ભાગ્યે જ પ્રાપ્ત થઇ શકે છે, એ નીતિસૂત્ર સમજાવવું પડે તેટલું ગૂઢ નથી જ. પુરૂષોત્તમરાયજીના વારામાં જૂનાગઢ રાજ્ય જેટલા પ્રમાણમાં પ્રજાશાસિત કે પ્રજાસેવિત હતું તેટલા પ્રમાણમાં તે પછી રહી શકેલું નથી એ, ખરેખર, એક ખેદકારક ઘટના ગણાશે.

(૫) **શાસનકાર્યો લોક ભાષામાં જ થવાં જોઇએ**:– રાયજી સાહેબથી રચાયલ શાસનપ્રબંધમાં જે બહુ વિધ સ્વદેશીયતા હતી તેમાંની એકનું પ્રતિપાદન તેમની સ્વભાષાભક્તિથી થઇ શકે તેમ છે. જૂનાગઢના રાજકર્તાઓ બાબી મુસલમાન હોવા છતાં તેમણે પ્રથમ પગ જૂનાગઢમાં મુકયો ત્યારથી

ગુજરાતી ભાષાને રાજ્યભાષા તરીકે સ્વીકારી છે, અને એ હકીકતને આપણે તેમની પ્રજાવત્સલતાના એક પ્રતિક તરીકે ગણી પણ શકીએ. ભાષાને આપણે ઇન્દ્રજાળ રૂપ ગણી શકીએ. તે આપણને પોતાના મોહપાશમાં પકડી રાખી આપણા ભાવો તથા વિચારોને વિકૃત કરી શકે છે એ પણ નિ:સંદેહ. સ્વભાષા પ્રજાના પ્રજાત્વને અખંડિત રાખવામાં એક સાધન પણ છે. ભાષાના દેહમાં પડતા ક્ષતો પ્રજાદેહમાં પણ ક્ષતો પાડે છે અને તેની શક્તિનો હ્રાસ કરે છે એ પણ અવિવાદ્ય હકીકત છે. સ્વભાષાને ઠેકાણે પર ભાષાનો વપરાશ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ પ્રજાની જીવન પ્રણાલિ પણ બદલાતી જાય છે, એ એક અનુભવનિર્દિષ્ટ સત્ય છે આમ હોઇને આપણા આ કથાવીરની જન્મસિદ્ધ સ્વદેશીયતાએ તેમને સ્વભાષાની સેવા કરવાને પ્રેરેલ હતા. રાજ્યનાં તમામ લખાણોમાં ચોકસાઇ હોવી જ જોઇએ એવું તેમનું નીતિસૂત્ર હતું જૂનાગઢ રાજ્યમાં ચાલતાં લખાણોમાં અંગ્રેજી ભાષાનો અગર તો અંગ્રેજી શબ્દોનો ઉપયોગ ન કરવાનું ધોરણ રખાવીને રાજ્યના વ્યવહાર માત્રને બને તેટલો લોકગમ્ય બનાવેલો હતો. આવોજ પ્રયાસ, પાછળથી, વડોદરા નરેશ કે. શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ત્રીજાએ પોતાના રાજ્યમાં પણ કરેલો અને તેને પરિણામે ગુર્જર ભાષા ઘણી સમૃદ્ધ થયેલી પણ છે. તથાપિ રાયજી સાહેબ રાજ્ય સેવામાંથી મુક્ત થયા પછી તેમના પુર્વોક્ત કોટીના પ્રયાસનો પહેલો પ્રત્યાઘાત થોડાક પ્રમાણમાં (સર) મીરજા અબ્બાસઅલી બેગની દીવાનગીરીના સમયમાં થયા વિના રહેલો નહિ. સર મીરજા અબ્બાસ અલી બેગે જૂનાગઢ રાજ્યને ઇસ્લામી રંગ ચઢાવવાના ઇરાદાથી રાજ્યના કેટલાક અધિકારીઓના હોદાઓને તથા કેટલીક ઇમારતોને ઉર્દૂ કે ફારસી ભાષામાં ઓળખાવવાનો પ્રયાસ કરેલો, અને તેને પરિણામે વહીવટદારો' તહેસીલદારો'ની અને બંગલાઓ 'મંઝિલો'ની તથા બગીચાઓ 'ગુલઝારો' ની સંજ્ઞાને પામી ગયલ. પરંતુ નવાબસાહેબની ખાસ પરવાનગી વિના એ રંગ એ દીવાનજીએ ચઢાવેલો એટલે એ ટકી રહેલો નહિ, અને તહેશીલદારો પાછા, બ્રિટિશ વાલી-વહીવટના કાળમાં 'વહીવટદારો' અને ગુલઝારો પુન: બાગ બની ગયલા ! તોપણ, ગુજરાતી ભાષાને બદલે બીજી પરદેશીય ભાષાને રાજ્યના શાસનતંત્રમાં સ્થાન આપવા જે બીજારોપણ સર મીરજાં અબ્બાસ અલી બેગને હસ્તે થયલું તે સાવ ફલોત્પાદક ન નીવડેલું એમ તો નહિ જ. બ્રિટિશ વાલી વહીવટના સમયમા રાજ્યનાં ઘણુંય ખાતાંઓને અંગ્રેજી નામોથી ઓળખાવવાનો આરંભ કરાલો અને અમલદારોના હોદાઓ પણ અંગ્રેજી નામાંતરને પ્રામી

ગયેલા હતા, અને એ પ્રકારનો વટાળ હજુ આજ સુધી ચાલું રહેલો પણ છે; એટલુંજ નહિ, પરંતુ રાજ્યમાં અંગ્રેજી ભાષામાં લખાણો પણ દાખલ થઇ ચૂકેલાં છે! ભાવિના પેટમાં હજુ શું શું હશે તે કોણ કહી શકે!

**(૬) કેન્દ્રાપગામી રાજ્યાધિકાર-પદ્ધતિ અગર અધિકાર વિભાગ કલ્પનાઃ**—રાજ્યકાર્યો પરત્વે રાજકર્તા અગર તો મુખ્ય કાર્યભારી સર્વાધિકાર-સંપન્ન થઇ બેસે એ વાત પુરુષોત્તમરાયજીને પ્રિય ન હતી. છતાં તેમને પોતાના "કારભાર"ના આરંભકાળમાં થોડીક પીછેહઠ કરવી પડેલી અને હરિદાસભાઇ દીવાનજીના હાથમાં શાસનતંત્ર અંગે વહીવટને લગતા બધાય અધિકારોને કેન્દ્રિત કરી દેવા પડેલા હતા. આ બધી હકીકત આપણે પૂર્વે ભાગમાં વાંચી ગયા છીએ એટલે એ પ્રમાણે કરવા પડેલ ફેરફારના કારણો વગેરે પરત્વે અત્ર પિષ્ટપેષણ કરવું એ ઉચિત ગણાશે નહિ. એ છતાં આપણે અત્ર એટલું તો કહેશું જ કે, ફેરફાર કરવાને પુરુષોત્તમરાયજી પ્રેરાયલા હતા તે તેમની સમયોચિત ઉપાયનીતિનું પરિણામ હતું, અને તે પ્રમાણે જો ફેરફાર કરાયલો તે થવા પામ્યો ન હોત, તો તેઓ પોતે ભવિષ્યમાં શાસનતંત્રનો વિકાસ જે માર્ગે કરવાના હતા તે કરવાને માટે જે આવશ્યક ભૂમીકા રચાઇ જવી જોઇએ તે રચાવા પામત નહિ. અર્થાત્ હરિદાસભાઇની દીવાનગીરી પુરુષોત્તમરાયજીને પોતાનો ઈષ્ટાર્થ સાધવાને માટે જે પકાવવું ક્ષેત્ર જોઇએ તે તૈયાર કરી આપવાના કામમાં ઉપકારક થઈ પડેલી હતી, અને એ દીવાનગીરીનો જ્યારે અવધિ આવવાનો થયલો ત્યારે પુરુષોત્તમરાયજીએ પોતાના ઈષ્ટાર્થની સિદ્ધિ કરવાને માટે પહેલું પગલું ભરીને હરિદાસભાઇની વહીવટી પકડમાં ન્યાયતંત્ર હતું તેને તેમાંથી મુક્ત કરીને સાવ સ્વતંત્ર બનાવી દીધેલું હતું. આ એક પગલું આપણા આ કથાનાયકનો એક મ્હોટો વિજય હતો; કારણ કે એ પગલું એમને હાથે ભવિષ્યમાં ઘડાનાર કેન્દ્રાપગામી શાસન-પદ્ધતિ-રાજ્યાધિકાર માત્રની અમલદારોમાં ચડતા ઊતરતા ક્રમે વહેંચણી યોજના—ના પાયા રૂપ બની ગયલું હતું. પાછળથી એ મુલ્કીખાતા અને ન્યાયખાતાના પેટામાં આવતાં તમામ ખાતાં અને દફતરાનાં કાર્યો તથા તેમના અધિકારીઓના અધિકારોને નિશ્ચિતરૂપ આપી દેવાને પુરુષોત્તમરાયજી પ્રવૃત્ત પણ થયલા હતા, અને તેને પરિણામે, રાજ્યના જૂદી જૂદી કોટીના અમલદારોના અધિકારો નિશ્ચિત કરી અપાયલા હતા એટલે શાસનાધિકાર માત્રનું વિભાજન થઇ જતાં રાજ્યમાંથી એકહથ્થુ શાસનાધિકાર (ઍબસોલ્યુટ ઓથોરિટી) નો અંત આવી ગયલો હતો અને વળી કોઇ વિશિષ્ટ કોટીનું કામ નીકળી આવતાં જ્યારે એ

કોઇ વિશિષ્ટ પ્રકારની યોગ્યતા ધરાવનાર અધિકારીને સોંપાતું હતું ત્યારે, રા. હિંમતલાલ કલ્યાણરાય બક્ષીએ "રા. રા. કલ્યાણરાય જોગીભાઇ બક્ષીનું જીવનવૃત્તાંત" સંજ્ઞિત સ્વકૃતિમાં લખેલું છે તેમ, "એક વાર કામ સોંપ્યા પછી રાયજી સાહેબ અમલદારને પોતાની વિવેક બુદ્ધિ વાપરવાની યોગ્ય છુટ આપતા. નાની નાની બાબતોમાં પણ મંજુરી મળ્યા વગર પોતાની સમજણ મુજબ અમલદારો કાંઇ પણ પગલાં ન ભરી શકે એવું આહી ન હોતું." ટૂંકામાં, આ વિષય પરત્વે, આપણે એટલું જ કહેશું કે, રાયજી સાહેબની "શિરસાવંધ" રાજનીતિને પરિણામે તેમના "કારભાર"ના કાળમાં જુનાગઢ રાજ્યના રાજકર્તા નવાબ સાહેબના અધિકારો મર્યાદિત થઇ ગયલા, વઝીર સાહેબ તથા દીવાનજીના કાર્યપ્રદેશોની સીમાઓ પણ અંકાઇ ગયલી, ખાતાંઓના વરિષ્ઠ અમલદારોના તેમજ તેમના તાબાના નાનામ્હોટા અધિકારીઓના અધિકારો સુનિશ્ચિતતાને પામી ચૂકેલા, અને આખાય રાજ્યના શાસનયંત્રનાં બધાંય અંગો પોત પોતાની કર્તવ્યસીમામાં કાર્ય કરતાં બની ગયલાં તેથી આખુંય શાસનતંત્ર સ્વાયત્ત અને કોઇ પણ દિશાએથી અનવરૂદ્ધ બની ગયલું પણ હતું.

(૭) **આયવ્યય–કલ્પના કે અંદાજપત્રક (બજેટ):**–પૂર્વોક્ત પ્રકારના શાસનપ્રબંધથી પુરૂષોત્તમરાયજીને સારા પ્રમાણમાં યશ લાભ પ્રાપ્ત થાય છે એ વાત જો કે અશંકનીય છે, છતાં પણ તેના કરતાં પણ અધિક ગણાય તેવું યશોધન પ્રાપ્ત કરવાનું એમના ભાગ્યમાં લખાયલું હતું. ઇ. સ. ૧૮૯૭માં એમણે શાસનતંત્ર વિષયક અહેવાલ પહેલીજવાર પ્રકટ કરાવેલો હતો અને તેમાં તેમણે પહેલીજવાર રાજ્યના ઉપજ ખર્ચના (આયવ્યયદર્શક) આંકડા છપાવીને લોકગમ્ય કરી દીધેલા હતા; એટલુંજ નહિ, પરંતુ રાજ્યકાર્ય વહન સરલ અને સુખકર નીવડી શકે તેટલા માટે રાજ્યની ઉપજ અને તેમાંથી થનાર ખર્ચનો અડસટો અંદાજ–બતાવનાર ખાતાવાર આંકડાઓવાળું "અંદાજ પત્રક" પણ પ્રતિવર્ષ તૈયાર કરવાની તથા તેને પ્રકટ કરતાં રહેવાની યોજનાને પણ એમણે તેમાં સ્થાન આપી દીધેલું હતું. આ પ્રમાણે, પ્રતિવર્ષ રાજ્યની આયવ્યય–કલ્પના બતાવનારૂં પત્રક પ્રકટ કરવાની નીતિ અખ્ત્યાર કરીને, આર્થિક બાબતમાં અંધકારગ્રસ્ત રહેતા આવતા શાસનતંત્રને અજવાળામાં આણી મૂકીને પુરૂષોત્તમરાયજીએ પોતાના "કારભાર"ની પ્રગતિશીલતા સિદ્ધ કરી આપેલી તો છે જ; તથાપિ એથી પણ અધિક મહત્તાવાળું જે એક કામ તેમણે તે સમયે એટલે કે રાજકર્તાઓ રાજ્યધનને પોતાની સ્વતંત્ર માલીકીનું ગણી રહેલા-

હના તે કાળે કરી બતાવેલું છે તે, છેક હાલની દૃષ્ટિએ પણ, તેમને રાજ્યકાર્યભારીઓમાં અગ્રસ્થાન અપાવે એવું અનુપમ ગણાશે. એ કામનો પ્રકાર આવો છે. ઇ. સ. ૧૮૯૭ સુધીમાં જૂનાગઢના નવાબ સાહેબો પોતાના ખાનગી ઉપયોગ માટે રાજ્યકોશમાંથી સ્વેચ્છા મુજબ નાણાં ઉપાડી શકતા હતા, અને કાર્યભારીઓ એ બાબતમાં વધારે પડતા પ્રમાણમાં વચ્ચે પડી શકતા નહિ. એ છતાં એટલું પણ નિર્વિવાદ છે કે, સુજ્ઞ ગોકુલજી ઝાલાની દીવાનગીરીનો આરંભ થયો ત્યારથી વઝીર બહાઉદીનભાઈની સલાહ અને યોજનાને અનુવર્તીને નવાબ સાહેબો વધારે પડતાં નાણાં પોતાના ખાનગી ઉપયોગ માટે ઉપાડતા રહેલા ન હતા, અને તેને લીધે રાજ્યકોશ પ્રતિવર્ષ અધિકાધિક સંમૃદ્ધ થતો ગયલો પણ હતો. આમ અમુક પ્રમાણમાં તો રાજ્યધનની વ્યવસ્થા સંતોષ કારક હતીજ, તથાપિ એ વ્યવસ્થાની સંતોષકારકતાનો આધાર જે તે સમયના અને જે તે પ્રકૃતિના રાજકર્તા ઉપર રહેતો હતો. એટલે એ વ્યવસ્થાને હમેશને માટે સમયોચિત સંતોષકારકતાવાળી બનાવી દેવા માટે તેને સુનિશ્ચિત રૂપમાં મુકી દેવી એ વાત પુરૂષોત્તમરાયજીને રાજહિતની તેમજ રાજ્યહિતની લાગેલી હતી, અને તેથી તેમણે ઇ સ. ૧૮૯૭માં નવાબ સાહેબ રસુલખાનજીને સમજાવીને, તેઓશ્રીએ પોતાના ખાનગી ઉપયોગ માટે દર વર્ષે રાજ્યમાંથી નાણાંની-દસ્તખર્ચની રકમ કેટલી લેવી તે નિશ્ચિત કરાવી લીધેલું હતું અને તે પ્રમાણે એ નવાબ સાહેબ તેમને બાંધી અપાયલ રકમ પ્રતિવર્ષ પુરૂષોતમરાયજીએ નિવૃત્તિ સ્વીકારી ત્યાં સુધી તો અવશ્ય લીધા કરેલી પણ ખરી. **આમ રાજકર્તાના ખાનગી ખર્ચ-દસ્ત ખર્ચ-(પ્રિવીપર્સ)નો આંકડો પહેલ વહેલો નિશ્ચિત થવા પામેલો તે આપણા આ કથાનાયકનાજ વારામાં અને તેમનાજ ઉપદેશથી અને તે પણ આજથી પચાશ વર્ષો ઉપરાંતને સમયે એ કથા આપણા સમસ્ત દેશના રાજસ્થાનિક ઇતિહાસની દૃષ્ટિએ એક અકલ્પ્ય યોજના તરીકે પુરૂષોત્તમરાયજીને એક મહોટામાં મહોટા કાર્યના આદ્યકર્તા તરીકે ઓળખાવે તો તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથીજ.** જે સમયે બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારો રાજકર્તાઓને તેમના પોતાના કાર્યભારીઓના અંકુશ નીચે ન રહેવાનો ઉપદેશ સીધો યા પરોક્ષ માર્ગે આપી રહેલા હતા તે સમયે નવાબ રસુલખાનજી જેવા અભણ મનાવાયલા રાજકર્તાએ, ભણેલા રાજકર્તાને અભણ ગણાવી દે એવું પગલું ભરીને પોતાના કાર્યભારી મંડળને જે યશોધન પ્રાપ્ત કરાવેલું છે તે બદલ તેને ધન્યવાદ સિવાય બીજું

શું આપી શકાશે ? નવાબ સાહેબને દસ્તખર્ચ રૂપે માસિક કોરી ૪૦૦૦૦ ચાળીશ હજાર એટલે રૂપીઆ દશ હજાર બાંધી આપેલા અને તે ઉપરાંત છ માસે અમુક ઉચક રકમ પારિતોષિક ( સિક્સ મંથલી ગ્રાંટ ) રૂપે આપવાનું ઠરાવાતાં એકંદરે રૂપીઆ ચાર લાખની અંદર રાજકુટુંબને રાજ્યમાંથી અર્થ પ્રાપ્તિ થતી રહેલી હતી. ઇ સ ૧૯૩૩માં પુરૂષોત્તમરાયજીના દેહાંત પરત્વે નોંધ લેતાં મુંબઇના અગ્રગણ્ય વર્તમાનપત્ર ધી ટાઇમ્સ ઓફ ઇંડિયાએ પણ આપણા આ કથાવીરની છબી પ્રકટ કરી તે સાથે તેમને નિવાપાંજલિ લેખ પ્રસિદ્ધ કરી તેમની રાજનીતિજ્ઞતા આદિ માટે સ્તુતિ કરેલી હતી; એટલુંજ નહિ, પરંતુ પૂર્વોક્ત "અંદાજપત્રક" તથા "દસ્તખર્ચ" ને લગતી બાબતોનો તેમાં ખાસ ઉલ્લેખ કરીને એ વિષયે પહેલ કર્યાનું માન પણ તેમને આપેલું હતું. ઈ. સ. ૧૯૪૭માં ઈંગ્લાંડની બ્રિટિશ સરકારે પોતાની સમગ્ર રાજદ્વારીય પરિસ્થિતિ વિચારીને પોતાની હિંદુસ્તાન ઉપરની સર્વોપરિતાનો અંત સ્વહસ્તે આણી દીધો તેને પરિણામે આપણા દેશમાં જે પરિસ્થિતિનો જન્મ થઇ આવેલો તે પરિસ્થિતિમાં આપણાં દેશીય રાજ્યોના રાજકર્તાઓ પોતાનું સ્વાતંત્ર્ય અબાધિત રાખી શકે એ વાત અશક્ય થઈ પડેલી અને તેથી કરીને તેમને હરકોઇ પ્રકારે હિંદી સંઘમાં જોડાવાનો માર્ગ કરી લેવો પડેલો છે; અને તેને પરિણામે તેમને પોતાના ખાનગીખર્ચ દસ્તખર્ચની રકમો નિશ્ચિત કરાવી લેવી પડેલી પણ છે, એ હકીકતની દૃષ્ટિએ વિચારતાં પુરૂષોત્તમરાયજીએ પચાશ ઉપરાંત વર્ષો પહેલાં જ્યારે દેશીય રાજકર્તાઓ બ્રિટિશ સરકારની પેઠે અને હું કે, પોતાના રાજ્યોને બાપુકી અને ભોગવટાની સ્વતંત્ર મિલ્કત રૂપે ગણી રહેલા હતા ત્યારે જૂનાગઢ જેવા રાજ્યના રાજકર્તા નવાબ સાહેબને સમજાવી જે વાત બનવી અસંભવિત કે અશક્ય હતી તેને સંભવિત કે શક્ય કરી બતાવેલી છે એ હકીકતે આપણા આ ચરિતનિરૂપ્યને પ્રથમ પંક્તિના સમર્થ રાજ્યકાર્યભારીઓ તેમજ મંત્રીઓમાં ઉંચામાં ઉંચુ સ્થાન પ્રાપ્ત થાય એ કેવળ સ્વાભાવિક જ છે. એ છતાં, આપણે અહીં સખેદ કહેવું પડે છે કે, એ પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ કરેલ પહેલ જ એમના "કારભાર" ની અંતક અને તે પછી તેમને થવા પામેલ અનેક પ્રકારની હાનિના મૂળ રૂપ નીવડ્યા વિના રહી શકેલી નથી. સ્વચ્છંદ પ્રમાણે રાજ્યકોશનો ઉપયોગ તથા ઉપભોગ કરવાની પેઢી ઊતાર ટેવવાળા રાજકર્તાના હાથપગ તે વિષય પરત્વે બાંધી લેવા એ કાંઇ જેવી તેવી વાત ન ગણાય. સંયોગવશાત્ અગર તેને અપાયલ ઉપદેશની અસર તેના મન ઉપર રહે એવો યોગ જ્યાં સુધી હોય

ત્યાં સુધી કદાચિત્ કોઇ એવી ટેવવાળો રાજકર્તા પોતાની કપાઈ ગયલી સ્વતંત્રતાને સાંખી રહે; તથાપિ તે પ્રમાણે તેની સ્વતંત્રતા ઉપર મૂકાતો કાપ તેને અગર તેના વંશજને, શલ્ય રૂપે ખૂંચી ન રહે અગર એવા કાપ ઉપર જે રૂઝ વળેલી હોય તેને ખણી નાંખે એવી પરિસ્થિતિ તેને મળી આવે ત્યારે તે કાપ પાછો તાજો ન થાય એમ કહી શકાય નહિ. એ છતાં એટલું તો ખરું જ કે, નવાબ સાહેબ રસુલખાનજી ખુદ એશઆરામી-વિલાસી-રાજકર્તા ન હતા એટલે તેમણે પોતાના ખાનગી ખર્ચને અમુક મર્યાદામાં નિયંત્રિત કરવાની બાબત પરત્વે પોતાની સંમતિ આપેલી હતી. પરંતુ એ સંમતિ એમની પોતાની હતી, એમના ઉત્તરાધિકારી યુવરાજ, રાજકોટની રાજકુમાર મહાપાઠશાળામાં કેળવાયલ શેરજમાખાનજીની ન હતી! આ શાહજાદા શેરજમાખાનજી સગીર મટી મ્હોટા-પ્રાપ્તવયસ્ક-થઇને સ્વતંત્ર ગૃહજીવન ગાળનારા બનેલા ત્યારે તેમને ખાનગી ખર્ચ ઉપર મૂકાયલ અંકુશ અકળાવનારો થઇ પડેલો, અને એ અકળામણ રૂપી અગ્નિમાં તેમના સ્વાર્થસાધક અને ખુશામદખોર પાસવાનો વગેરે ઘી હોમી રહેલા એટલે એ તેમનો અગ્નિ અધિકાધિક પ્રદીપ્ત થતો ગયલો અને એમના અંગ્રેજ સહચર મેજર કાર્નેગી તેમના ખરા હિતેચ્છુ બનીને એ અગ્નિને ઠારી શકેલા નહિ અગર તો ઠારવાને ઉદ્યુક્ત થયલા નહિ તેને પરિણામે તે અગ્નિની ભક્ષક જ્વાલાથી આપણા આ ચરિતનિરૂપ્યને ભસ્મીભૂત થઇ જવાનો વારો તથા જૂનાગઢ રાજ્યના ઇતિહાસને ફરીથી ઉધાવવાનો પ્રસંગ આવી ગયેલો પણ છે! આ પ્રસંગને લગતી કથા જેટલી હૃદયદ્રાવક છે તેટલી તે બોધક પણ છે, અને તેનું સવિસ્તર આલેખન અમે હવે પછી કરનાર પણ છીએ એટલે એ પરત્વે અત્ર આટલું જ લખીને અટકીએ છીએ. એ છતાં એક મહત્ત્વપૂર્ણ ગણાય તેવી બાબત પરત્વે અમે અત્ર બે શબ્દો લખ્યા વિના રહી શકતા નથી. આપણા દેશીય રાજકર્તાઓના ખાનગી ખર્ચ માટે રાજ્યોની ઉપજમાંથી અમુક ટકા નાણાં લેવાનું ધોરણ ઠરાવવાની ભારપૂર્વક સલાહ જે બ્રિટિશ સરકાર આપી રહેલ તે બ્રિટિશ સરકાર, આપણા આ કથાનાયકને, તેમણે કરેલ પહેલને પ્રશંસનીય ગણ્યા છતાં ભસ્મીભૂત થઇ જઇ જતા અટકાવવા જેટલા સમર્થ હતા તોપણ અટકાવી શકેલ નહિ એ ઘટનાને આપણે એક પ્રકારની આશ્ચર્યકારક કાળક્રીડા કે ભેદનીતિ રૂપ ન ગણીએ તો બીજા કયા રૂપવાળી તેને ગણશું? અમારે પ્રસંગવશાત્ અત્ર આટલું તો સખેદ લખવું પડે છે જ કે, રાવજી સાહેબે પોતાને ખંભેથી રાજ્યનો કાર્યભાર ઊતારી નાંખ્યો તે પછી જે દીવાનો, નવાબ સાહેબ રસુલખાનજીનો દેહાંત થયો ત્યાં સુધીના

સમયમાં આવેલા તેમાંના કોઇએ, ગમે તે હેતુથી, રાજકુળ-તરફથી સ્વચ્છંદે તેમજ અનિયંત્રિત પ્રકારે અને પ્રમાણમાં રાજ્યકોશનો દુર્વ્યય કરાતો રહેલો હતો તે ઉપર બીલકુલ અંકુશ રાખેલો નહિ, અને તેને પરિણામે રાજ્યના નાણાંખાતામાં, આપણને ચમકાવી નાખે એટલે દરજ્જે અનિષ્ટ અસ્તવ્યસ્તતા વ્યાપી જવા પામેલી પણ હતી. બ્રિટિશ વાલી-વહીવટદારના વારામાં જૂનાગઢ રાજ્યની નાણાંવિષયક જે તપાસણી મુંબઇના 'સૉલિસિટર' ભાઇશંકર નાનાભાઇને હાથે થવા પામેલી છે તેને લગતો અહેવાલ કે જેને ગમે તે હેતુથી બ્રિટિશ વાલી-વહીવટદારે દાબી રાખેલો છે તે જો પ્રકાશમાં આવી શકે, તો પુરુષોત્તમ-રાયજીથી નિયંત્રિત થવા દેવાયલ રાજ્યનાં નાણાં સંબંધી શાસનવ્યવસ્થા વચ્ચે જે મ્હોટો ફરક ઉપસ્થિત થઇ આવ્યો હતો તેનો ખરો ખ્યાલ હરકોઇને મળી આવ્યા વિના રહેશે નહિ જ. આ રા. ભાઇશંકરે કરેલ નાણાં વિષયક તપાસણીને પરિણામે જે બધા રાજપુરુષોને દૂષિત ગણી રાકાય તે બધાયમાંથી કોઇને પણ બાદ ન રાખી એ તમામને બ્રિટિશવાલી-વહીવટદારે કયા કારણથી જવાબદાર ન ગણી તેમની સામે કામ નહિ ચલાવેલું એ હકીકત, ખરેખર, એક અણઉકેલાયલ કોયડા રૂપે એ બ્રિટિશવાલી-વહીવટના ઇતિહાસમાં અમર થઇ રહેવાની જ.

(૮) **રાજ્યકોશ અને તેનો હિસાબ રખાવનારી અદૂષણીય વ્યવસ્થા**—હવે આપણે રાયજી સાહેબના વારામાં ચાલતા રહેલ શાસનતંત્રને અંગે રાજ્યકોશનો તથા રાજ્યના આયવ્યયનો હિસાબ સર્વથા અદૂષણીય રહે તેટલા માટે જે સંકલિત યોજનાનો નિર્વાહ કરી રખાયલ હતો તે સંબંધે થોડીક હકીકત જાણી લેશું. આ સંકલિત યોજનાનું રૂપ એવું હતું કે, હિસાબ પરત્વે જો એક કચેરીમાં કોઈ પણ દોષ થવા પામતો તો બીજી કચેરીમાં અમર ત્રીજી કચેરીમાં રખાતા હિસાબને આધારે એ દોષ પકડાઇ જતાં વાર લાગતી નહિ. દરેક મહાલમાં વહીવટદારની દેખરેખ નીચે એક ઉપકોશકે પેટાખજાનો રહેતો હતો અને મહાલની તમામ ઉપજ તેમાં એકઠી કરવામાં આવતી હતી તેમ મહાલને અંગે થતું પરંતુ જે તે ખાતાના મુખ્ય અમલદાર તરફથી વિધિપૂર્વક મંજુર કરાયલ તમામ ખર્ચ પણ તેમાથી કરવામાં આવતું હતું, અને તેનો હિસાબ પણ ત્યાં વિધિપૂર્વક રખાતો હતો. આ પેટાખજાનાઓમાં બચત રહેતી તે જૂનાગઢમાંના હિસાબી દફતરને ચોપડે નોંધાઇને તે દફતર મારફત જૂનાગઢમાંની 'ખાસ દુકાન' નામક, એક

'બેંક' રૂપ ગણી શકાય તેવી સંસ્થા-તે પહોંચાડતી હતી, અને એ પ્રમાણે થતું ત્યારે એ 'ખાસ દુકાન' પોતાના ચોપડામાં મહાલોમાંથી આવતી રકમોને જમે કરીને તેમના દાખલા હિસાબી દફતરે મોકલી આપતી હતી, અને એ વિધિ થતો એટલે હિસાબી દફતરે, ખાસ દુકાનના ચોપડામાંના જે પાન ઉપર જે રકમ ચડેલી-નોંધાયેલી-હોય તે પાન તથા રકમની નોંધ રાખી લેવાતી હતી આ યોજનાથી મહાલના પેટાખજાનાઓ અને હિસાબી દફતર તેમજ હિસાબી દફતર અને ખાસ દુકાન અને વળી મહાલના પેટાખજાનાઓ અને ખાસ દુકાનઃ એ ત્રણે જોડકાંઓ એકબીજા સાથે અને માંહોમાંહે એવાં તો સંકળાઈ જતાં હતાં કે, હિસાબ પરત્વે કોઈ પણ પ્રકારે ગડબડ થવાનો અવકાશ રહેતો નહિ, અને એ ત્રણે સંસ્થાઓ માંહોમાંહે એક બીજાનો નિગ્રહ કરનારી થઇ રહેતી પણ હતી. જૂનાગઢ શહેરમાં જે બધું ખર્ચ થતું તેનો હિસાબ 'ખાસ દુકાને' રહેતો હતો એટલે એ 'ખાસ દુકાન' હસ્તક ખર્ચાયલ રકમો બાદ જતાં જે સિલક રહેતી તે, તે ખાસ દુકાન "મહોટા તોષાખાનામાંનાં-રાજ્યકોશ"-માં ભરી દેતી અને તે ભર્યા બદલ પોતાને ચોપડે દાખલો રાખી લેતી હતી. આ પદ્ધતિથી તોષાખાનામાંનાં નાણાંનો ભંડોળ કયે વખતે કેટલો તે જાણવાનું સહેલું થઇ પડતું હતું. આ "મહોટા તોષાખાના"મા નાણાં ઉપરાંત રાજ્યની માલીકીનું જવાહીર માત્ર પણ રખાતું હતું, અને તે જવાહીર જેમ નવાબ સાહેબની મુખાંસાથી તેમાં મૂકાતું તેમ તેમાંથી મુખાસાથી બહાર કાઢવામાં આવતું હતું. વળી જે નાણાં એ "મહોટા તોષાખાના-રાજ્યકોશ"માં ઉમેરાતાં હતાં તે નવાબ સાહેબની મુખાનાથી ઉમેરાતાં હતાં, પરંતુ તેમાંથી નાણાં ઉપાડવાનો પ્રસંગ આવતો ત્યારે પ્રથમ દીવાન તરફથી તે પરત્વે લિખિત હુકમ કરાતો હતો અને તે પ્રમાણે કરાયલ હુકમની બીજી ત્રણ નકલો તૈયાર કરાવાયૂને અનુક્રમે એક નકલ તોશકચી ખજાનચી-ને, બીજી દફતરી દફતરે (રૂક્કા-દફતર)ને અને ત્રીજી રાજ્યના હિસાબી દફતરને મોકલી આપવામાં આવતી હતી. આ પ્રમાણે દીવાનના હુકમની નકલ જેને તેને મળી જતી એટલે તે નકલને આધારે દફતરી દફતર રૂક્કા તૈયાર કરી તે ઉપર વઝીર સાહેબની મોહોર મેળવી લેતું અને તે રૂક્કો તોશકચીને વિધિપૂર્વક મોકલી આપતું હતું, આમ થતું એટલે પછી એ તોશકચી પોતાને મળેલ દીવાન-હુકમની નકલ તથા રૂક્કાથી સજ્જ થઇને પોતાની સાથે નવાબ સાહેબના ખાનગી કાર્યભારી, ખાસ દુકાનના અધિકારી, અને હિસાબી દફતરના અધિકારીને લઇને તે તમામની સમક્ષ તોષાખાનું ઉઘાડી હુકમનો

અમલ કરતો હતો, અને એ પ્રમાણે ઉપાડાયલ રકમની નોંધ નખનાર 'રોજકામ' ત્યાંને ત્યાં કરી તે ઉપર બંધાંની સહીઓ મેળવી લેતો પણ હતો અને તે પછી હિસાબી દફતરેનો અધિકારી, એ પ્રમાણે ઉપાડાયલ રકમને પોતાની કચેરીને ચોપડે જમે કરીને ખાસ દુકાન ખાતે ઉધારી ત્યાં મોકલી આપતો હતો અને એ ખાસ દુકાનને ચોપડે એ રકમ જમે થઇ જતી પણ હતી. આમ વપરાશમાં આવતી તમામ રકમોનો હિસાબ એકંદરે 'ખાસ દુકાન' માંથી મળી શકે એમ વ્યવસ્થા કરાવેલી હતી ઇંગ્લંડમાં જેમ રાજ્યકોશ મંડળ (ટ્રેઝરી બોર્ડ) છે તેમ જૂનાગઢ રાજમાં પણ તોષાખાનાના કાર્યાર્થે ચાર જવાબદાર અમલદારોનું એક મંડળ યોજાયલું અને કામ કરી રહેલું હતું અને એ મંડળ પૈકીની કોઇ એક વ્યક્તિ પોતા થકી રાજ્યકોશને પોતાની સ્વતંત્રતાએ ઉઘાડી શકતી ન હતી કે તેમાંથી નાણાં કાઢી શકતી પણ નહિ, તેમ વળી દીવાનના હુકમ વિના તેમજ રાજ્યકોશાધ્યક્ષ અને રાજ્યમુદ્રાધારક વઝીર બહાઉદ્દીનભાઇની મોહોરવાળા હુકમ સિવાય એ કોશને ઉઘાડવાનો અધિકાર પણ એ મંડળને કે એના કોઇ પણ એક સભ્યને ન હતો. આ પ્રમાણે રાજ્યકોશમાંથી નાણાં ઉપાડવાની પાકી વ્યવસ્થા હતી ત્યારે એમાંથી ઉપાડાતાં નાણાં પરત્વે ત્યાં ને ત્યાં અને તેજ વખતે જે "રોજકામ" કરી લેવામાં આવતું હતું તે 'રોજકામ' તે પછીની વિધિના પાયા રૂપ બની રહે એ સ્વાભાવિક જ છે. એટલે જો 'રોજકામ'નો કાગળ ગુમ થાય તો પછી, નાણાં રાજ્યકોશમાંથી ખરેખરાં ઉપાડાયલ કે નહિ અગર ક્યારે ઉપાડાયલ અને કોને અપાયલ તે બાબત પરત્વે કશો પણ નિર્ણય થઇ શકે નહિ. આ રાજ્યકોષ એટલે કે મહોટા તોષાખાનામાંથી જે તે વખતના રૂક્કાને આધારે નાણાં કઢાઇને ત્યાં રખાતાં રોજકામોના જૂથમાં એક રોજકામ તરીકે તે નાણાંની નોંધ રખાયલ હોય, પરંતુ કોઇ ભૂલથી હિસાબી દફતરે એ રૂક્કો અને એ રૂક્કાને આધારે નાણાંની નોંધ કરાવી લેવાનું રહી ગયલું હોય, તો તે ભૂલ એવા પ્રકારની ન ગણાય કે, તે પરત્વે મહોટા તોષાખાનામાં રખાયેલ રોજકામને આધારે સુધરી ન શકે. મતલબ કે, રાજ્યમાં આયવ્યયા પરત્વે હિસાબ રાખવાની જે સંકલિત યોજના કરાયલી હતી ને એટલી તો પાકી હતી કે, કોઇ એક કચેરીએ ભુલ કરેલ હોય તો બાજી કચેરીની મદદથી થયેલ ભૂલ તરતજ ગોતી કાઢી, આવશ્યક સુધારો કરાવીને હિસાબ માત્રને ખરા રૂપમાં મુકી દેતાં બાધ આવે નહિ. આ 'મહોટા તોષાખાના કે રાજ્યકોશ' ઉપરાંત એક

'નાનું તોપાખાનું' એ નામની એક સંસ્થા રાયજી સાહેબના વારામાં હયાતી ધરાવતી હતી. પરંતુ **આ સંસ્થા નવાબસાહેબની ખાનગી હતી** અને તેનું સ્થાનક નવાબ સાહેબનું મહાલય હતું. તેનો હિસાબ રાખવો કે ન રાખવો અને કેવી ઢબે રાખવો એ બધી બાબતો પરત્વે નવાબ સાહેબ આપમુખત્યારીથી ગમે તે ધોરણ ઠરાવતા હતા. આમ હોઇને એ નાના તોપાખાનાના હિસાબ પરત્વે અગર તેની પદ્ધતિ પરત્વે રાજ્યના કાર્યભારીમંડળને કશો સંબંધ ન હોવાથી તેઓ એ બાબ્તે જવાબદાર રહેતા પણ નહિ. અર્થાત્ નવાબ સાહેબ પોતાની ખાનગી મિલકતનો ગમે તેવો ઉપયોગ કરે તેમાં રાજ્યના દીવાને કે બીજા કોઇ અધિકારીને ચંચુપ્રવેશ કરવાનું કારણ ન હતું. રાયજીસાહેબે જૂનાગઢ છોડયું તે પછી પુર્વોક્ત મ્હોટા તોપાખાના અને 'નાના તોપાખાના' એ બે સંસ્થાઓ વચ્ચે જે સ્પષ્ટ ભિન્નતા હતી તેનો ધીમે ધીમે લગભગ લોપ થઇ ગયલો હતો અને ગમે તે અધિકારી ગમે તેટલું દ્રવ્ય તેમાંથી ઉપાડે તે પરત્વે બાધ રહેલો નહિ તેમ કોઇ રૂક્કો પણ કોઈ ભળતેઃ માણસ લખે અને તે ઉપર નવાબ સાહેબ મોહોરસ્વાદ કરી આપે તો તે વાત પણ વાંધા પડતી ગણાતી ન હતી. સ્વ. બાઇશંકર જેવા કુશળ હિસાબ તપાસનીસે રાયજી સાહેબના વારામાંના 'મ્હોટા તોપાખાના'નો હિસાબ ફેરવી ફેરવીને તપાસેલો હતો છતાં એ રાજ્યકોશના હિસાબમાં કોઈ પણ ભૂલ તેમને મળી આવેલ નહિ, એ હકિકત એ સમયના સંકલિત હિસાબ રાખવાની યોજનાનુંજ ફળ ગણાશે.

## ૪ आधार भूत स्तंभो.

ઉપર પ્રમાણે આપણે, રાયજી સાહેબના 'કારભાર'ના બીજા દશકામાં સ્થાપના પામેલ શાસનપ્રબંધનું આછું પાતળું દિગ્દર્શન તો કર્યું છે. તથાપિ એ પ્રકારના શાસનતંત્રને સ્થવામાં અને તે વડે રાજ્યગૌરવ વધારવામાં તેમને જે કેટલાક સમર્થ નીતિજ્ઞો તથા કાર્યકરોની મદદ મળેલી હતી તેમના સંબંધે જો આ કથામાં કાંઇ પણ કહેવામાં ન આવે તો આ કથા અપુર્ણ જ ગણાય; એટલું જ નહિ, પરંતુ આપણે એક દૃષ્ટિએ અકૃતજ્ઞતાના દોષને પાત્ર પણ થઇએ. અલબત આ કથામાં પ્રસંગ પ્રમાણે કેટલાક કાર્યભારીઓ જેવાકે હરિદાસભાઇ, શીરોઝશાહ મહેતા વગેરે તથા રાજ્યનાં કેટલાંક ખાતાંઓના સમર્થ અધિકારીઓ સંબંધમાં ઘણું ઘણું કહેવાઇ ગયલું તો

છેજ, તોપણ તેમાંના કેટલાકના વ્યક્તિત્વનું યથાવસ્તુ દર્શન સ્વતંત્ર સ્થાને થાય તે ઈષ્ટ હોઇ તેમને લગતી તેમજ જે બીજાઓ જેમનો ઉલ્લેખ સ્પષ્ટ અને અધિક વિસ્તારપૂર્વક થવો જોઇએ છતાં થયલો નથી તેમને લગતી સંક્ષિપ્ત હકીકત અત્ર નોંધી લેવી એ અમને ન્યાયપુરઃસર લાગતું હોઇ અમે તે અત્ર આલેખવાને લોભાયા છીએ.

**(૧) વઝીર બહાઉદ્દીનભાઇઃ**–રાજ્યાધિકારીઓમાં સર્વોત્તમ સ્થાન વઝીર બહાઉદ્દીનભાઇનું હતું. મોહોબતખાનજી, બહાદુરખાનજી અને ઈ. સ. ૧૯૦૩ આખર સુધીના સમય પુરતા રસુલખાનજી–એ ત્રણે નવાબ સાહેબોએ રાજ્યકાર્યવિષયક તમામ પ્રકારની જવાબદારી તેમને ખંભે નાખીને તેમને પોતાના લગભગ તમામ અધિકારો વિધિપૂર્વક આપી રાખેલા પણ હતા. આ વઝીર બહાઉદ્દીનભાઇ, મરહુમ દીવાન અનંતજી અમરચંદ વસાવડા નાગર ગૃહસ્થ કે જેમનું નામ કાઠિયાવાડના ઇતિહાસમાં સાડા અગીઆર નાનાં મ્હોટાં સંસ્થાનોના એક સામટા કાર્યભારી તરીકે મશહૂર છે તેમના શિષ્ય હતા અને રાજવિધાના પાઠ તેઓ તે પોતાના ગુરુ કનેથી શીખેલા હતા. પોતાની એકવીશ વર્ષની ઉમ્મરે બહાઉદ્દીનભાઇએ નવાબ સાહેબ મોહબ્બતખાનજીની "લાલ રસાલા" સંજ્ઞિત અંગરક્ષક અશ્વસેનાના જમાદાર તરીકે રાજસેવામાં ઈ. સ. ૧૮૫૬ ની સાલે પ્રવેશ કરેલો હતો. નવાબ સાહેબ મોહોબતખાનજીને તેમની પોતાની સંકટ-ગ્રસ્ત કેદીના જેવી સ્થિતિમાં સારભૂત સાહાય્ય આપીને આ બહાઉદ્દીનભાઇએ રાજકુળની તેમજ રાજ્યની પ્રતિષ્ઠાની રક્ષા કરેલી હતી નવાબ સાહેબ મોહોબતખાનજીના એ પોતે સાળા હતા અને તેથી નવાબસાહેબ બહાદુરખાનજીના સગા અને તે પછીના નવાબ રસુલખાનજીના ઓરમાન મામા તેઓ થતા હતા. નવાબ સાહેબ રસુલખાનજીને સોરઠની રાજગાદી પ્રાપ્ત કરાવવામાં તેમણે મુખ્ય ભાગ લીધેલો હતો પણ ખરો. એમની રાજ્યભક્તિ અશંકનીય અને અનુપમ હતી. તેઓ વસ્તુતઃ ગાદીના નોકર બની રહેલા હતા. કાઠિયાવાડમાં એક મુત્સદ્દી વર્ગ એવો હતો કે તે રાજભક્ત થઇ રહેવાને બદલે રાજ્યભક્ત થઇ રહેવાનું વધારે પસંદ કરતો હતો. વઝીર બહાઉદ્દીનભાઇ આ વર્ગના મુત્સદ્દીઓના સંસર્ગમાં પહેલેથીજ રહેલા હોઇને તેઓ રાજ્યભક્ત વર્ગના થઇ રહે એ સ્વાભાવિકજ હતું. તેઓ જો કે નિશાળિયું ભણતર ભણેલા નહિ; તથાપિ તેઓ પોતાના બુદ્ધિબળથી મુત્સદ્દીગીરીને લગતી બાબતોનું જ્ઞાન સારા પ્રમાણમાં મેળવી શકેલા હતા. કાઠિયાવાડમાં બ્રિટિશ સર્વોપરિતા સ્થિર થયા પછી જે નવો યુગ આરંભાયલો અને સદ્ગત ગોકુલજી ઝાલાની દીવાનગીરી શરૂ થયલી તે વખતથી

એ તત્ત્વજ્ઞ અને ઋજુચરિત મુત્સદ્દીના અને તે પછી આપણા આ કથાનાયકના સતત સંસર્ગથી તેમજ અર્વાચીન વિદ્યાસંસ્કારવાળા દીવાનો, પરદેશીય મહાજનો તથા પ્રવાસીઓ વગેરે સાથે થતા રહેતા પરિચયથી, આ જૂના જમાનાના ગણાય તેવા વઝીર સાહેબમાં નવા જમાનાની ભાવનાઓ જાગૃત થતી ગયેલી પણ ખરી, અને તેથી કરીને તેઓ જૂની અને નવી વિચારસરણીઓનું મિશ્રણ કરીને પોતાથી સેવાતા રહેલ રાજ્યને સમયોચિત્ રૂપમાં મૂકવા તથા તેનું ગૌરવ, ગને તે બોગે ટકાવી રાખવા–વધારવા–ના કામમાં અન્ય કાર્યભારીઓને સારા પ્રમાણમાં અક્રમ સહકાર આપતા રહેલા પણ હતા. તેમણે પોતાની રાજ્યભક્તિથી નવાબ સાહેબોનો વિશ્વાસ એટલા તો આશ્ચર્યકારક પ્રમાણમાં મેળવેલો હતો કે, રાજ્યકાર્યો પરત્વે એ ત્રણે નવાબ સાહેબોને લેશ પણ ચિંતા રાખવી પડતી ન હતી; એટલુંજ નહિ. પરંતુ એ નવાબ સાહેબોએ તેમને રાજ્યમાં એવું સ્થાન આપી રાખેલું કે, તેઓ જાણે કે નવાબ સાહેબનું "हृदयं द्वितीयम् (બીજું હૃદય)"જ હોય અગર છે એવો ભાસ સર્વ કોઇને થઇ રહેતો હતો પણ ખરો. નવાબ સાહેબ રસુલખાનજીના દેહાંત પછી જે બ્રિટિશ વાલી-વહીવટ આરંભાયો હતો તે વહીવટને અંગે ઇ. સ. ૧૯૧૨માં એટલે કે આ વઝીર સાહેબ રાજ્યવહીવટને લગતી તમામ જવાબદારીમાંથી મુક્ત થઈ ગયેલા તે પછી લગભગ આઠ નવ વર્ષે, રાજ્યના તે સમયના વાલી-વહીવટદાર મિ. એલ. રોબર્ટસન તરફથી જ્યારે કોઇ અજ્ઞાત રાજદ્વારીય રહસ્યને કારણે આ વઝીર સાહેબને કાંઈક પૂછવામાં આવેલ ત્યારે તેઓએ, 'હું અને નવાબ એકજ રૂપ હતા' એવો જે ટુંકો ટચ જવાબ આપી દીધેલો તે સર્વથા સાચો અને અર્થપુર્ણજ હતો. અર્થાત ઇ. સ. ૧૯૦૩ના અંત સુધીમાં જુનાગઢની નવાબીનું ખરું બળ તથા નુર આ વઝીરજ હતા અને એમની ચતુર તથા દૃઢ કાર્યપદ્ધતિને લીધે જૂનાગઢના રાજ્યદુર્ગમાંથી એક કાંકરી પણ ખરવા પામેલી નહિ. નાગર મુત્સદ્દીઓનો તેમને ઊંડો અનુભવ હતો તથા નાગર શૂરવીરોએ તથા મુત્સદ્દીઓએ નવાબીની જે મ્હોટી મ્હોટી અને ચિરસ્મરણીય સેવાઓ કરેલી હતી તેના તેઓ પુરા જાણકાર હતા, અને તેથી તેમણે રાજ્યકાર્યોમાં પોતાના પડખામાં નાગરોને રાખવાનું પસંદ કરેલું હતું. જૂનાગઢની નવાબી મૂળથી જ હિંદુ રંગે મુખ્યતઃ રંગાયલી રહેતી આવેલી અને નવાબોએ હિંદુ અને મુસલમાન વચ્ચે બીલકુલ તફાવત ન ગણવાની નીતિને રૂઢ બનાવી દીધેલી એ વાત વઝીર સાહેબ સારી પેઠે સમજતા હતા એટલે તેઓ હિંદુ અને મુસલમાન એ બેમાંથી જે કોઇ જે પ્રસંગે રાજ્યને ઉપકારક થઈ શકે તેમ હોય

તેને તેને પ્રસંગે ઉપયોગમાં લેતા રહેલા. પોતાનું નામ મશહૂર અને અને પોતાની વઝીરાત પોતાના દેહાંત પર્યંત ટકી રહે એવી તેમની મહત્ત્વાકાંક્ષા હતી, અને તેથી તેઓ એવી પોતાની મહત્ત્વાકાંક્ષાને સફળ કરવાને માટે જે કાર્યો કરવાં ઘટે તે કાર્યો કરતા કરાવતા પણ હતા. કાઠિયાવાડના રાજકર્તાઓમાં આ નીતિકુશળ વઝીરનો દરજ્જો એક રાજકર્તાના જેવો ગણાઇ રહેલો હતો, આખા હિંદુસ્તાનમાં પણ આ વઝીર સુકીર્તિત બની રહેલા અને બ્રિટિશ સરકારને પણ, મને કે કમને તેમના રાજ્યાધિકારકાળનાં યશોગાન કરવાની ફરજ પણ પડી જતી હતી. તેઓ ઊંડા મનના મુત્સદ્દી તેમજ સાચા સિપાહી હતા, એટલે નવાબ સાહેબનો મોભો સાચવવા તથા સચવાવવા માટે તેઓ સમર્થ હતા. રાજ્યની બહેતરી એ તેમનો ઇષ્ટાર્થ હતો. રાજ્ય ખાતર ગમે તે સામે સાચી સિપાહીગીરીથી મોરચો માંડવાને તેઓ તૈયાર રહેતા અને રાજ્યકાર્યો કરવાની મંત્રણાને પ્રસંગે, રાયજી સાહેબે મનઃસુખરામભાઇ ઉપર તા. ૧૬-૩-૯૨ને રોજ લખેલ પત્રમાં નિર્દેશેલું છે તે પ્રમાણે, "દેખાવ, ધીરજ અને મુદ્દી સંભાળવામાં બનતાં સુધી મુ. ભાઈ સાહેબ (બહાઉદ્દીનભાઇ) એવી શકિત બતાવે છે કે તે માટે તેના દુશ્મનોને પણ તારીફ કર્યા વિના ચાલે નહીં" એવું વર્તન તેઓ રાખી શકતા હતા. વળી રાજ્યકાર્યો તથા રાજ્યને લગતી નાની મ્હોટી એકંદર બાબતોથી તેઓ એટલા તો વાકેફ રહેતા હતા કે, બ્રિટિશ ગવર્નમેન્ટના અધિકારીઓ જ્યારે જ્યારે તેમને મળીને રાજ્ય સંબંધે પ્રશ્નો કરતા હતા ત્યારે ત્યારે એવા ઠંડા મગજે સ્પષ્ટ અને સચોટ જવાબો તેમને આપતા હતા કે, પૂછનારાઓનાં મ્હોં તરતજ સીવાઇ જતાં પણ હતાં. તેમની સ્મરણ-શકિત આશ્ચર્યકારક અને સમયજ્ઞતા અને હાજર જવાબી તો અજોડજ ગણાય. રાજ્યની આર્થિક વ્યવસ્થા સ્થિર અને સુદૃઢ થવા પામેલી તે તેમના જ વારામાં. રાજ્યના નાણાવિષયક કાર્યને તેમણે પોતાના હાથમાં રાખેલું અને અર્થક્ષય થવા ન પામે તે બદલ તેમણે પાકી વ્યવસ્થા રાજ્યમાં કરાવેલી હતી. વિ. સં. ૧૯૧૮ (ઈ. સ. ૧૮૬૨)માં આ વઝીર સાહેબે રાજ્યકાર્યો પરત્વે બધી જવાબદારી પોતાને માથે લીધી તે વખતે રાજ્યનું ઉત્પન્ન, તે પહેલાં દશ વર્ષની સરાસરીએ રૂા.-૧૨,૮૦,૨૪-૧-૨ જેટલું હતું તે, તેમના અધિકાર-કાળમાં ધીમે ધીમે વૃદ્ધિ પામીને દશ વર્ષમાં એટલે વિ. સં. ૧૯૨૮ સુધીમાં સરાસરી રૂા. ૧૭૦૦૦૩૩ સુધી પહોંચેલું, અને તે પછીના બીજા દશકામાં એટલે વિ. સં. ૧૯૩૮ સુધીમાં તે રૂા. ૧૮,૯,૮૫૨-૪-૭ સુધી પહોંચી શકેલું હતું. એ પછીના દશકામાં એટલે કે નવાબ સાહેબ બહાદુરખાનજીના

રાજકાળમાં અને હરિદાસભાઇની દીવાનગીરીમાં રાજ્યનું ઉત્પન્ન સરાસરી રૂ. ૨૧,૦૭૮૭૧-૭-૬એ પહોંચેલું હતું અને તે પછી નવાબ સાહેબ રસુલખાનજીના ઈ. સ. ૧૮૯૨ થી તે ઇ. સ. ૧૯૦૨-૦૩ સુધીના રાજ્યકાળના દશકામાં રાજ્યની સરાસરી ઉપજ રૂ. ૨૭,૩૯,૧૬૬-૧-૭ થવા પામેલી હતી. આમ ઉપજમાં જે વધારો છેલ્લા બે દશકામાં રૂપીઆ દશ લાખ ઉપરની રકમનો થવા પામેલો હતો તે માટે વઝીર સાહેબની રાજનીતિને યશ તો છે જ, તથાપિ એ વધારો નવા નવા કરવેરા કે લાગાઓ રૈયત ઉપર નંખાઇને થવા પામેલો નહિ, પરંતુ આ કથાનાયક પુરૂષોત્તમરાયજી મારફત જે બધાં શાંતિ સમાધાન સાધક કાર્યો થવા પામેલાં હતાં તેથી ઉદ્‌ભવેલ સુવ્યવસ્થાને પરિણામે જ થઇ આવેલો હતો, એમ આપણે, પૂર્વે અપાઇ ગયલ હકીકતને આધારે કહી શકીએ છીએ એટલે એ બાબતનો યશ વસ્તુતઃ પુરૂષોત્તમરાયજીને જ ઘટે છે.

રાજ્યની મંત્રિસભા તથા કાર્યભારીમંડળના અધ્યક્ષ આ વઝીરસાહેબ હતા, અને તેમની સંમતિ મેળવ્યા વિના દીવાન કે નાયબ દીવાન કોઇ મહત્ત્વવાળું કે નવા પ્રકારનું કામ કરી શકતા નહિ. રાજ્યનાં ચાલતાં કામોમાં તેઓ હસ્તક્ષેપ ન કરતા અને દીવાન કે નાયબ દીવાનને અપાયલ અધિકારોથી તેઓ કામ કરે તેમાં આડા આવતા નહિ. નવાબ સાહેબ અને કાર્યભારી-મંડળ વચ્ચે તેઓ મધ્યસ્થ રૂપે કામ કરતા એટલે કાર્યભારીમંડળને પોતાનું કામ કરવામાં સરલતા મળતી હતી. રાયજી સાહેબ ધીમે ધીમે જે પ્રકારનો શાસનપ્રબંધ કરી શકેલા તે આ વઝીર સાહેબની મદદથી જ. રાજ્યના હક અધિકાર આડે કોઈ આવતું તો તેઓ એક અણનમ યોદ્ધાને શોભે એવા મનોબળથી રાજદ્વારીય ક્ષેત્રમાં લડી લેવાને સર્વદા ઉત્સુક રહેતા તેમ બીજી બાજુએ રાજ્યને આંતર કંટકોથી મુક્ત કરી તેને શાંતિસુખમય કરવાને ઉદ્યુક્ત પણ રહેતા હતા. સમયપાલન તથા પ્રબંધપાલનઃ એ તેમનો મુદ્રાલેખ હતો. એમણે જે એક મહોટામાં મહોટું રાજ્યભક્તિદર્શક કામ કરેલું તે એ કે, તેમણે પોતાના સ્વામીઓને રાજ્યના હક તથા અધિકાર પરત્વે એવી તો પાકી સમજણ આપી રાખેલી કે, એઓ પોતે રાજ્યાધિકાર મુક્ત થઈ ગયલા તે પછી પણ નવાબ રસુલખાનજી પોતાના રાજ્યહિતવિષયક હક-અધિકારની રક્ષા કરી રાખવાની બાબતમાં એટલા તો દૃઢ રહેલા હતા કે, બ્રિટિશ સરકારના દલાલ જેવા બનીને આવેલ દીવાનો તેમજ બ્રિટિશ સરકારના રાજદ્વારીય અધિકારીઓ કોઈ પણ પ્રકારે નવાબ રસુલખાનજીને તેમના પોતાના

હક–અધિકારની બાબતમાં મેળા પાડી શકેલા નહિ. આ ખરું છતાં એમ કહી શકાય કે, દીવાન અનંતજી આ વઝીર સાહેબના પહેલા ગુરુ હતા તેમ સન્ત ગોકુલજી ઝાલાએ તેમના બીજા ગુરુ તરીકે તેમને કેટલોક નવો મંત્રોપદેશ આપીને સમયાનુકુળ રાજનીતિનું અવલંબન કરાવેલું હતું. અને તે પછી આપણી આ કથાના નાયક પુરુષોત્તમરાયજીની વિચક્ષણતા તથા બુદ્ધિચાતુર્ય યુક્ત સુચરિતતાનો રંગ જેમ જેમ આ વઝીર સાહેબને ચઢતો ગયો લો તેમ તેમ તેઓ, આ પુરુષોત્તમરાયજીથી જ સચવાતે માર્ગે રાજદ્વારીય બાબતોમાં વિચરતા થઇ ગયલા પણ હતા. સ્વ. છગનલાલ પંડયા લખી ગયા છે તેમ "રાજ્યના પ્રત્યેક કામમાં (બહાઉદ્દીનભાઇ) રાયજી સાહેબની જ સલાહ લેતા, તથા તેમને પૂછયા વિના પાણી પણ પીતા નહિ એમ કહીએ તો ચાલે" એ વાત પ્રાયશઃ ખરી છે એમ ગણીએ તોપણ, એ સાથે એટલું પણ ખરું છે કે, કેટલીક બાબતોમાં એ બે વચ્ચે મનભેદ રહેતો હતો અને એવા મતભેદને પ્રસંગે રાયજી સાહેબ બને તેટલી દક્ષતા વાપરીને "અલગ" જેવા બની જઇને એ વઝીર સાહેબની સર્વોપરિ આજ્ઞાને સફળ થવા દેતા અને પછીથી જ્યારે એ આજ્ઞા પ્રમાણે કામ થતાં અનિષ્ટ પરિસ્થિતિ ઊભી થઇ આવતી ત્યારે પુરુષોત્તમરાયજી પોતાની "અલગ" સ્થિતિને બળે એ અનિષ્ટ સ્થિતિમાંથી ઇષ્ટ સ્થિતિ ને ઉત્પન્ન કરીને એ વઝીર સાહેબ જેવા પોતાના ગુરૂને શિષ્યમહિમાનું ભાન અણાવી દેતા પણ હતા. પુરુષોત્તમરાયજીના આ પ્રકારના બુદ્ધિવૈભવથી આ વઝીર સાહેબ અંજાઈ રહે એ સ્વાભાવિક જ હતું. નવાબ સાહેબોનો મોભો જાળવી રાખવા તથા "કાઠિયાવાડ એજંસી"ની આક્રમણકારી પ્રવૃત્તિ–નીતિ–ને ખાળી રખાવનાર પણ તેઓ હતા, એટલે રાજદ્વારીય વિવેક સજ્જનતા વાપરીને બ્રિટિશ અમલદારો જોકે એમની પ્રશંસા કર્યા કરતા હતા તોપણ તેઓ અંદર ખાનેથી એમને રાજ્યાધિકારભ્રષ્ટ કરવા કરાવવાની પેરવી કર્યા કરવામાં બીલકુલ શિથિલ પડતા ન હતા. પરંતુ જ્યાં સુધી નવાબ સાહેબ ખુદનું મન તેમના ભણી જે પ્રકારનું હતું તે બદલાય નહિ ત્યાં સુધી "એજંસી"નો કોઇ પણ પ્રયાસ સફળ થઇ શકે તેમ ન હતો. પરંતુ અંગ્રેજ અમલદારોના સંસર્ગમાં આવેલ અને આવતા પાટવીકુંવર શેરજમાખાનજી સગીર મટી મ્હોટા થયલા એટલે એમને એ અંગ્રેજ અમલદારો સહેલાઇથી પોતાના હથિયાર રૂપે વાપરી પોતાનું ધાર્યું કરી શકે તેમ હતા. આ યુવરાજ શેરજમાખાનજી પોતાની સગીર ઉમ્મરે રાજકોટમાં વિદ્યાભ્યાસ કરી રહેલ ત્યારે તેમની ઉચ્છૃંખલતા બ્રિટિશ અમલદારોના જાણવામાં આવેલી હતી એટલે એ

"કારભાર"ના સમયના રાજ્યમંદિરના સ્તંભો ગણાવી રહેલા છીએ ત્યારે હરિદાસજી જેવા સ્તંભને એક દલાયમા વર્ણનમાંથી બાદ રાખી શકીએ નહિ. આ હરિદાસભાઇની દીવાનગીરી એટલે સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા દીવાનને હસ્તે સ્થાપેલ રાજ્ય રૂપી નવોદ્યાનની ખીલવટ. હરિદાસભાઇની સ્વતંત્ર પ્રકૃતિ, અવિચલ રાજ્યભક્તિ, અદૂષ્ય મિત્રભક્તિ, શુદ્ધ ચરિતતા અને સંકેતાનુસાર વર્તવાની શુભ નિષ્ઠા- એ સર્વ પરત્વે કોઇથી શંકા ઊઠાવી શકાય તેમ નથી. સાહસ રૂપ ગણાઇ ન જાય તેટલે દરજ્જે પરિશ્રમ અને પ્રયાસ કરીને તેમણે રાજ્યગૌરવ નભાવી રાખવામાં વઝીર બહાઉદ્દીનભાઇ તથા પુરૂષોત્તમરાયજીને સાથ આપેલો હતો. જૂનાગઢ રાજ્યના વિશિષ્ટ વાતાવરણમાં તેના શાસનતંત્ર અંગે પોતાનું સ્થાન ક્યાં અને કેવું છે તે તેઓ બરાબર સમજતા હતા, એટલે, અંગ્રેજ સરકાર તો એમને પોતાનેજ જવાબદાર રાજ્યાધિકારી ગણે છે એવું અભિમાન ધરાવીને તેમણે પોતાના, રાજ્યદૃષ્ટિએ ઉપરિ-અધિકારી ગણાતા વઝીર બહાઉદ્દીનભાઇની કે દેખાવમાં પોતાનાથી ઊતરતા દરજ્જાના ગણાતા એવા પોતાના વિશ્વસનીય સહાયક પુરૂષોત્તમરાયજીની કદિ પણ ઉપેક્ષા ન કરતાં શાસનકાર્ય સમાધાનપૂર્વક સહકારભાવથી અને પ્રસંગોચિત સબળતાપૂર્વક ચલાવવામાં પોતાના કર્તવ્યની સિદ્ધિ માનેલી હતી. તેમની સત્યનિષ્ઠા, કડવાદાર વાણી અને રાજ્યહિતકારક લાગણીઃ એ વગેરે તેમના ગુણોને લીધે દરબારનું વાતાવરણ નિર્મલ અને તેનું વર્તન નિયંત્રિત પણ થતું ગયલું હતું, અને વળી રાજ્યનાં જૂદાં જૂદાં ખાતાંઓમાં જે મંદતા અગર તો અનિયમિતતા પેઠેલી હતી તે દૂર પણ થઇ ગયલી હતી; એટલું જ નહિ, પરંતુ દરબાર તરફથી પ્રસંગે પ્રસંગે શાસનકાર્યમાં કરાતા હસ્તક્ષેપનો અંત આણાઈ દેવાયાથી દરબારના, કાર્યભારીઓના તેમજ રાજ્યનાં ખાતાંઓના શેઢાસીમાડા પણ લગભગ નિશ્ચિત થઈ જવા પામેલા હતા. અર્થાત્ પુરૂષોત્તમરાયજીના "કારભાર"ના બીજા દશકામાં રાજ્યનું શાસનતંત્ર જે વિકાસને પામેલું તે વિકાસ કરવાને જેવી ભૂમિકા પ્રથમ તૈયાર થઈ જવાની જરૂર હતી તે ભૂમિકા હરિભાઇના વારામાં તૈયાર થઈ ગયલી હતી, એમ કહીએ તો સાવ એક સત્ય જ ગણાશે. એ છતાં એટલું પણ ખરૂં છેજ કે, હરિદાસભાઇ જો કે બ્રિટિશ સરકાર સામે રાજ્યહિત ખાતર લડવું પડે તો લડતા હતા ખરા; તથાપિ તેમની એકંદર રાજનીતિ એ સર્વોપરિ સરકારના સંબંધમાં ત્રોડજોડથી વિવાદગ્રસ્ત પ્રશ્નોના નિકાલ કરવાની હોઇને, રાજ્યની આંતર સ્વતંત્રતાના પરમ ઉપાસક અન્ય કાર્યભારીઓને એમની એ 'ત્રોડજોડ' ની નીતિ એકંદરે રાજ્યને નબળું પાડનારી તથા

હાનિકારક લાગતી હતી પણ ખરી. એ છતાં હરિદાસભાઇની શુદ્ધ નિષ્ઠા એવી હતી કે, રાજ્યના કાર્યભારી મંડળે, એણે પોતે દીવાનગીરીમાંથી મુક્ત થવાની તૈયારી જ્યાં સુધી કરેલી નહિ ત્યાં સુધી તેમના કાર્યમાં વચ્ચે ન પડવાની નીતિ ગ્રહીત કરી રાખીને તેમનું માન સાચવી રાખેલ હતું. હરિદાસભાઈ જૂનાગઢ રાજ્ય સાથે એટલા તો સંબંધ થઇ ગયલા હતા કે, પોતાની નબળી પડતી જતી તબીઅતને કારણે તથા કોઇ રાજદ્વારીય સિદ્ધાંત પરત્વે ઊઠેલા મતભેદને કારણે અગર "કાઠિયાવાડ એજંસી" તરફથી કરાયલ નૈતિક દબાણને પરિણામે તેઓ નિવૃત્ત થતાં પહેલાં લાંબી રજા ઉપર ઊતરેલા હતા, છતાં જ્યારે તેમના ઉત્તરાધિકારી દીવાન ચુનીલાલજીને બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૮૯૪ના અંતભાગે રાજ્યની નોકરીમાંથી પાછા બ્રિટિશ નોકરીમાં ખેંચી લીધેલા હતા ત્યારે આપણા આ રાજ્યહિતૈષી હરિદાસભાઇએ શેષ રહેલ રજા ભોગવવાનું માંડીવાળીને દીવાનગીરી ફરીથી સંભાળી લઇ રાજ્યને મુશ્કેલીમાંથી ઉગારી લીધેલું પણ હતું. છેવટે ઇ. સ. ૧૮૯૫ માં તેઓ નિવૃત્ત થયલા અને તે વખતે રાજ્યે તેમની સેવાની કદર કરીને તેમને ગ્રાસના બદલામાં એક લાખ રૂપીઆનું વ્યાજ વંશપરંપરા મળ્યા કરે તેવી ગોઠવણ કરી આપેલી હતી, અને એ ગોઠવણ અદ્યાપિ ચાલુ પણ છે.

(૩) **ચુનીલાલ સારાભાઈ હઝરત:**—રાયજી સાહેબના "કારભાર"ના કાળમાં જૂનાગઢ રાજ્યનું શાસનતંત્ર રાજ્યની આંતર સ્વતંત્રતાનો અવિચ્છિન્ન નિર્વાહ કરી રાખવાની બાબતમાં એટલું તો ચિવટવાળું, ચીકણું અને અણનમ રહેતું હતું કે, તેને પરિણામે "કાઠીયાવાડ એજંસી" ના ઘણાખરા અંગ્રેજ અમલદારો બહુધા જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળ તરફ વક્રદષ્ટિ રાખી રહેતા હતા. એટલુંજ નહિ, પરંતુ કોઇપણમિષે તેના કિલ્લાને જમીનદોસ્ત કરી નાંખવાને માટે બને તેટલા ખાળાચાળા કર્યા કરતા પણ હતા. અંગ્રેજ સરકાર સાથે પડતા વાધાઓને છેવટે 'ગ્રાઉંડ'થી અંત આણનારી હરિદાસભાઇની નીતિ જૂનાગઢના કાર્યભારીમંડળને રૂચતી ન હતી. એને તો "એજંસી" સામે બરાબર ટક્કર ઝીલીને લડી જય મેળવે એવા રાજપુરૂષોને રાજ્યમાં લાવી મુકવાનું ગમતું હતું; અને તેથીજ જાડું જાડું કરી રહેલ દીવાનજી હરિદાસભાઇ રજા ઉપર ઊતર્યા તે પહેલાંજ (સર) ફીરોઝશાહ મહેતા જેવા સિંહને ગજયોધાનમાં તેમણે આણી મૂકેલ. હરિદાસભાઇની દીવાનગીરીનાં પહેલાં વર્ષોમાં જ રાજ્યે "કાઠિયાવાડ એજંસી"નાં "ડેપ્યુટી પોલિટિકલ એજંટ" ને

પદે રહીને બ્રિટિશ કાર્યપદ્ધતિથી પૂર્ણ વાકેફ બનેલ ચુનીલાલ સારાભાઇ હજરત કે જેઓ અમદાવાદી નાગર ગૃહસ્થ હતા તેમને "મદદનીશ દીવાન"ને હોદ્દે લાવીને બેસાડી દીધેલ એ કોઇ હેતુ વિનાની યોજના ન હતી. હરિદાસભાઇ જ્યારે "બ્રોડવૂડ"ના હિમાયતી હતા ત્યારે આ ચુનીલાલજી પ્રકૃતિથી પોતાનો કક્કો ખરો કરાવવાને કોઇ પણ ભોગે મથે એવા હતા. આ ચુનીલાલજીએ જુનાગઢમાં પહેલી વાર દીવાનગીરી સંભાળી (ઇ. સ. ૧૮૯૩-૯૪) તે પહેલાં બ્રિટિશ નોકર તરીકે બીજા દેશીય રાજ્યોમાં ઉંચા દરજ્જાવાળી નોકરી કરેલી હતી અને તેને પરિણામે તેમને વિશાળ અનુભવજ્ઞાન પ્રાપ્ત પણ થયલું હતું. આમ હોઇને હરિદાસભાઈ ઇ. સ. ૧૮૯૩ ના એપ્રિલ માસમાં રજા ઉપર ઉતરેલા ત્યારે પુરૂષોત્તમરાયજીએ આ ચુનીલાલજીને દીવાન તરીકે સ્થપાવી દીધેલા હતા. ચુનીલાલભાઇ અશ્રમિત કામ કરનારા, સ્વતંત્ર પ્રકૃતિના અને સ્વ. છગનલાલ પંડ્યા સ્વાનુભવથી તા. ૬-૩-૩૨ના "ગુજરાતી" પત્રમાં લખી ગયા છે તે પ્રમાણે, યુરોપીયન અમલદારોથી જરા પણ અંજાઇ ન જતાં પોતાના વિચાર ખુલ્લા દિલથી બે ધડક જણાવનાર પણ હતા. એમના પિતા સારાભાઇ "એજન્સી" માં નોકર હતા તેથી ચુનીલાલજીને પોતાની બાળ અવસ્થામાં જ "એજન્સી"થી કરાતાં કેટલાક મ્હોટાં મ્હોટાં કામોનું જ્ઞાન મળતું રહેલું અને પછીથી તેઓ પોતે પણ "એજન્સી" ની નોકરીમાં નાને દરજ્જેથી મ્હોટા દરજ્જા સુધી ચઢેલા એટલે તેમને "એજન્સી" નાં દફતરોનું અનુભવસિદ્ધ જ્ઞાન પ્રાપ્ત થવા પામેલું, અને તેથી તેઓ જ્યારે દેશીય રાજ્યો તરફથી લડતા ત્યારે તેઓ પોતાના વાદને દાખલા પુરાવાથી પ્રતિપાદિત કરી શકતા. પણ હતા. રાજકોટમાં "એજન્સી" હસ્તક "રાજસ્થાનિક સભા" નામક એક અદાલત અમુક મુદ્દત સુધી રાખવાની, સરતે કાઠિયાવાડનાં સંસ્થાનોએ કઢાવી દીધેલી હતી. પરંતુ બ્રિટિશ સરકાર તેને રાખવાની મુદ્દત લંબાવ્યાં કરતા હતા અને તે પ્રમાણે કરીને તે માર્ગે ચંચુપ્રવેશ કર્યા પછી મુશળપ્રવેશ કરવા જેટલી આક્રમણશીલતા તેઓ દાખવી રહેલ પણ ખરા. સ્વતંત્રતાપ્રિય જૂનાગઢ રાજ્યને આ વાત ગમતી ન હતી, એટલે ચુનીલાલજીએ બીજાં રાજ્યોની સંમતિ મેળવીને "એજન્સી" સામે યુદ્ધ જાહેર કરી તે અદાલત બંધ કરાવવાનો પ્રયાસ આરંભી દીધેલો હતો. આ અને આવાં બીજાં અનેક કારણોને લીધે ૧૮૯૪માં તો ચુનીલાલને જૂનાગઢ રાજ્યમાંની દીવાનગીરી છોડીને પુનઃ બ્રિટિશ નોકરીમાં જોડાઇ જવું પડેલું હતું. આમ દેશીય રાજ્યની સેવા કરવા જતાં

ચુનીલાલજીને જે નુકસાન વેઠવું પડેલુ હતું તે પુરૂષોત્તમરાયજી જેવા ગુણજ્ઞ અને સામર્થ્યપૂર્ણ ગૃહસ્થથી સાખી શકાયલુ નહિ. તથાપિ જ્યા સુધી અનુકુળ યોગ ન મળી આવે ત્યા સુધી તેઓ ચુનીલાલભાઇને જૂનાગઢમા પાછા લાવી શકે તેમ ન હતા, એટલે જ્યારે ઈ. સ ૧૮૯૯મા પોતાને તક આપેલી ત્યારે આ કથાનાયકે પરિશ્રમ ઊઠાવીને પણ આ બાહોશ રાજ્યસેવક **ચુનીલાલજી કે જેમને “ એજંસી ” દેશીય રાજ્યમાં નોકરીએ રહેવા માટે અપાત્ર ઠરાવેલા તેમને ફરીથી જુનાગઢ રાજ્યના દીવાન પદે સ્થાપવા માટે એ જ બ્રિટિશ સરકારની સંમતિ મેળવી લીધેલી હતી.** અને એ સંમતિ મેળવવામા ચુનીલાલજીના ભવિષ્ય વર્તન માટે હામી આપવાની આવશ્યકતા જણાતા પુરોત્તમરાયજી ખુદે એ બંન હામી પણ આપી દીધેલી હતી. આ ચુનીલાલભાઇના વારામા રાજ્યે અનેક દિશામા પ્રગતિ કરેલી છે અને રાજ્યનો મોભો સાચવી રાખવાના મામલા તેમણે કંઇ પણ કચાશ રાખેલી નથી એમની એકનિષ્ઠ સેવાથી નવાબ સાહેબને પણ પુર્ણ સંતોષ હતો. એટલામા ઇ સ. ૧૯૦૩ મા પુરૂષોત્તમરાયજીએ પોતાની નોકરી છોડવાને રાજીનામુ આપી દીધેલુ અને તે સ્વીકારાયલુ પણ હતુ આ રાજીનામુ રાયજી સાહેબે આપ્યુ તેના કારણમા શાહજાદા શેર જમાખાનજીનો રોષ હતો, તોપણ દીવાન-દફતરની અંગ્રેજી શાખાના મુખ્ય કાર્યકર તરીકે એ સમયની ઘટનાઓના જાણકાર સ્વ છગનલાલજી પોતાના સંસ્મરણોમા લખી ગયા છે તે પ્રમાણે, “ અંગ્રેજી અમલદારો તો નાગરોની વિરૂદ્ધ પહેલેથી હતા જ, તેથી નાગરોનો કારભાર તોડાવવામા તેમણે પણ મદદ કરેલી હતી” એ વાત પણ ખરી છે બાકી હકીગત એવી છે કે, ઇ. સ. ૧૮૯૫ માથી “ કાઠિયાવાડ એજંસી ” એ વઝીર બહાઉદ્દીનભાઇને રાજ્યસેવામાથી દૂર કરાવવાને માટે અગર તો તેમનું જોર ઓછુ કરાવી દેવા માટે પ્રયાસ કરવા માંડેલો તે નિષ્ફળ જતો હતો એટલે તે પ્રયાસને સફળ થવા દેવા માટે પ્રથમ પુરૂષોત્તમરાયજીને શાહજાદાની અપ્રીતિનુ પાત્ર બનાવી દેવાની જરૂરત એ “ કાઠિયાવાડ એજંસી ”ને જણાયલી હતી શાહજાદાની બાજુમા અંગ્રેજ અમલદારો હતા અને વળી આ યુવરાજ ઉપર નવાબ સાહેબની નિસીમ પ્રીતિ હતી એટલે પુરૂષોત્તમરાયજી કોઇ પણ માર્ગે રાજીનામુ આપી દે, તો નવાબ સાહેબ ખુદ તે મંજૂર રાખવા ખુશી ન હોય તોપણ પોતાના શાહજાદાને સંતોષવા ખાતર કદાચિત મંજૂર કરે એવો પાકો સંભવ પણ હતો. **પરંતુ એ કેવળ સંભવ જ હતો.** જો વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇએ પુરૂષોત્તમ

રાયજીની તેમજ ચુનીલાલભાઇ આદિની સલાહ માન્ય રાખીને રાજ્યસેવામાંથી નિવૃત્તિ સ્વીકારી લીધેલી હોત, તો કદાચિત્ પુરૂષોત્તમરાયજીને રાજીનામું આપી દેવાનો અવસર આવત નહિ અને કદાપિ આવત તોપણ નવાબ સાહેબ પોતાના પાટવી કુંવરને ટંડા પાડીને ઘીને ઘડે ઘી પાડી દેત પણ ખરા; કારણ કે તેઓ પુરૂષોત્તમરાયજીને હાથે થતી રહેલ રાજ્યસેવાથી ઘણા જ પ્રસન્ન થયલા હતા; એટલું જ નહિ, પરંતુ વઝીર બહાઉદીનભાઇ નિવૃત્તિ સ્વીકારી લે તો પછી, એમના દક્ષિણ ભુજ રૂપે રહીને પુરૂષોત્તમરાયજી જે પ્રમાણે રાજ્યકાર્યો કરતા હતા તે પ્રમાણે તેઓ પોતાની સાથે સીધા સંપર્કમાં રહીને કામ કરે જ એવું નવાબ સાહેબ ખુદનું માનવું હતું પણ ખરૂં, પરંતુ વસ્તુસ્થિતિ એવી બની ગયલી કે, વઝીર સાહેબ આપખુશીથી રાજીનામું આપી દે તેમ ન હતા, અને નવાબ સાહેબ એમના ઉપકાર નીચે હોવાથી એમને અધિકાર ભ્રષ્ટ કરે એ વાત શક્ય ન હતી. આમ હોઇને આ વઝીર સાહેબને રાજ્યકાર્યભાર છોડી દેવાની ફરજ પડી જાય એટલા માટે એમના હાથ-પગ-રૂપ પુરૂષોત્તમરાયજીને રાજ્યમાંથી ખસેડવા એ બાબત મહત્ત્વની ગણાયલી, એને તેથી, પુરૂષોત્તમરાયજીએ ધર્મસંકટમાંથી છૂટવાના ઇરાદાથી પોતાની નોકરીનું રાજીનામું આપી દીધેલું ત્યારે તે વાતનો લાભ લઇને શાહજાદા તથા તેમના મળતીઆઓ તે રાજીનામું દૃઢ મહિને પણ મંજુર રખાવવામાં ફતેહમંદ થયલા હતા. આમ રાયજી સાહેબનું રાજીનામું મંજુર થયાથી શાહજાદાના મળતીઆઓ પોતાનો અર્થ સરી ગયો એવું માની બેસે એટલા બુદ્ધિહીન ન હતા. નવાબ સાહેબના મનનું વલણ પુરૂષોત્તમરાયજી તરફ કેટલું છે તે તેઓ બરાબર સમજતા હતા; એટલે નવાબ સાહેબ ભવિષ્યમાં પુરૂષોત્તમરાયજીને ફરીથી રાજ્યસેવામાં ન લઈ શકે એવી તજવીજ કરવાને સ્વાર્થસાધકો, બ્રિટિશ સરકારના અમલદારો તેમજ રાયજી સાહેબના વિદ્વેષીઓ ઉદ્યુક્ત થઇ જાય એ સ્વાભાવિક જ હતું, અને તેથી તે બધાએ જૂદી જૂદી દિશાએથી येनकेन प्रकारेण શાહજાદા શેરજુમાખાનજીને રાયજી સાહેબ સામે ઉસ્કેરી રાખવાની તજવીજ રાખવામાં કશી પણ કચાશ રાખેલી નહિ. આ બધી ખટપટમાં નવાબ સાહેબના "હજુર કાર્યકર" છોટાલાલ મથુરાદાસ બક્ષી નામક જુનાગઢ નાગર ગૃહસ્થ ભળેલા હતા એટલે પછી, રાયજી સાહેબ જૂનાગઢમાં વસી રહીને નવાબ સાહેબની દૃષ્ટિએ પાછા ચડવા ન પામે એ વાતને તેઓ પોતાના હિતની ગણી, પુરૂષોત્તમરાયજીને જૂનાગઢ છોડી જવાની ફરજ પડી જાય એવી પરિસ્થિતિ રચવાને ઉદ્યુક્ત બને એ

પત્રવ્યવહાર વર્ષો પર્યંત થતો રહેલો છે તે જો કોઇ પણ કાળે પ્રકટ થવા પામે, તો, ખરેખર, આપણે તે માર્ગે આપણા આ તત્વજ્ઞ મહારાજનીતિજ્ઞ મનઃસુખરામજીની જરી કિંમત આંકી શકીએ. મનઃસુખરામજી મુંબઈખાતાના જૂનાગઢ રાજ્યના પ્રતિનિધિ–એલચી (એજંટ) હતા તેમજ જૂનાગઢ રાજ્યની આપ્તમંત્રિસભાના સભ્ય પણ હતા એટલે મુંબઈમાં રહીને જે રાજ્યકાર્યો કરવાં પડે તે તેઓ કરતા હતા અને મહત્ત્વવાળા પ્રસંગો જૂનાગઢમાં ઉપસ્થિત થતા ત્યારે જો ખાસ મંત્રણા કરવી પડતી તો તેઓ જૂનાગઢ આવીને પુરૂષોત્તમરાયજી ભેળા રહેતા હતા અને દીવાનજી તથા વઝીર સાહેબ સાથે "ભેળા" બેસીને મંત્રિસભા સમક્ષ મૂકાયલ વિષય પરત્વે કરાતી ચર્ચામાં ભાગ લઈ પોતાની સર્વગ્રાહી અને તલસ્પર્શી બુદ્ધિનો લાભ તેને આપતા હતા. દીવાનની વરણી કરવામાં તેમજ દીવાન અને અન્ય કાર્યભારીઓ વચ્ચે ઉપસ્થિત થતા મતભેદને પ્રસંગે મધ્યસ્થ તરીકે કામ કરવામાં તેમજ મુંબઇના મહાજનોને જૂનાગઢ રાજ્યને પક્ષે કામ કરવા માટે આકર્ષવામાં તેમની મદદ રાજ્યને તેમજ રાજ્યકાર્યોની બધી જવાબદારી પોતાને માથે લઈ રહેલ પુરૂષોત્તમરાયજીને ઘણી જ ઉપકારક થઇ પડતી હતી. પુરૂષોત્તમરાયજી મુંબઈની અગ્રગણ્ય જનતામાં જે માનનીય સ્થાન પામી શકેલા હતા તેમાં મનઃસુખરામજીનો ભાગ ઘણો હતો. પુરૂષોત્તમરાયજી સામાન્યતઃ મનઃસુખરામજીથી ઉપદિષ્ટ થઇ રહેતા એ વાત જો કે ખરી છે; તથાપિ પુરૂષોત્તમરાયજીએ જે અનેક પત્રો મનઃસુખરામભાઇ ઉપર લખલા છે તે પત્રોમાંની લખાવટ જોઇને આપણે એવો પ્રશ્ન ઉઠાવી શકીએ કે,—એ ગુરૂશિષ્યમાં કોણ કોને ટપી જાય તેવા ગણાય તેમ હશે? પુરૂષોત્તમરાયજી રાજ્યમાંથી ખસી જશે એવો પાકો સંભવ જણાતાં મનઃસુખરામજીએ રાજ્યસેવામાંથી મોક્ષ મેળવીને નિવૃત્તિવેતન પ્રાપ્ત કરી લીધેલું હતું. પરંતુ પુરૂષોત્તમરાયજી રાજ્યમાંથી નીસરી ગયા પછી મન.સુખરામજી જેવા, ત્રણ ત્રણ નવાબોને શુદ્ધભાવે ભજી રહીને જોખમભરેલાં રાજ્યકાર્યો કરી આપનાર હિતેચ્છુ રાજપુરૂષને અપાયલ નિવૃત્તિવેતન બંધ કરવામાં આવેલ. એ છતાં મનઃસુખરામજીએ પોતાના દેહાંત સુધી, પોતાથી ઘણા દીર્ઘકાળથી સેવાતા રહેલ રાજ્યને તથા ખુદ નવાબ સાહેબને પોતાની ભક્તિ, સ્વગૃહે બેઠાં બેઠાં, બતાવવાની બાબતમાં લેશ પણ મનઃસંકોચ બતાવેલો નહિ; એટલુંજ નહિ, પરંતુ પોતાનો દેહાંતકાળ પાસે આવેલો જાણીને તેમણે એક લાંબા તાર મારફત નવાબ સાહેબ રસુલખાનજીને સવિનય બોધ સામે ચાલીને આપી પોતાનું અંતિમ કર્તવ્ય કરી બતાવેલું પણ હતું.

(૫) જાદવરાય હરિશંકર વસાવડાઃ-આ ધર્મનિષ્ઠ ગૃહસ્થ એક પ્રભાવશાળી, દીર્ઘદષ્ટિવાળા, આગ્રહી સ્વભાવના, પ્રસંગે તીખા તથા ટેકીલા પરંતુ નિર્મલ મિત્રભાવવાળા જૂનાગઢના જ વતની અને ઇનામદાર હતા. સ્વ. છગનલાલ પંડયા જેવા વિદ્વાન્ તથા પરદેશીય ગૃહસ્થે, આ જાદવરાયજીના ગાઢ સંસર્ગમાં આવતાં તેમના શક્તિશાળી વ્યક્તિત્વ પરત્વે તા. ૧૫-૫-૩૨ ના "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં જે શબ્દોથી વર્ણન કરેલું છે તે આ પ્રમાણે છે.-તેમણે "જૂના જમાનાની કેળવણી લીધેલી હતી, છતાં તેઓ મ્હોટી ઉમરે આખા કાઠિયાવાડનાં એક બાહોશ વકીલ તરીકે પંકાયા હતા અને તેને લીધે તેમણે કમાણી પણ સારી કરી હતી. કાઠીયાવાડમાંનું (જૂનાગઢમાં તેમજ રાજકોટમાં) તેમનું સુંદર મકાન રસ્તા ઉપર પડે છે તેજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. જ્ઞાતિમાં પણ તેમની પ્રતિષ્ઠા સારી હતી. તેઓ પોતાની વકીલાતના ધંધામાં કોઇ દોષનો ભોગ થઇ પડેલ તેથી તેમની સામે કેસ ચાલેલો એમાં તેમને મ્હોટી રકમનો દંડ થયો અને કેદની શિક્ષા થઇ તેથી તેમના મિત્ર-મંડળમાં ભારે ત્રાસ ફેલાયલો હતો, અને મે. પુરૂષોત્તમરાયભાઇએ તેમની અસાધારણ બુદ્ધિની કદર કરીને તેમને દિવાન ઑફિસે અવર જવર રાખવાની છુટ આપી હતી અને કોઇ અંગ્રેજી લખાણ ગરાસયાસને લગતું તૈયાર કરતા તે તેમને વાંચી સમજાવવાનું કામ મને સોંપેલું હતું. તેમની બુદ્ધિ એવી તીવ્ર હતી કે મુદ્દાની વાત તેઓ ઝડપથી સમજી લેતા અને કેસ સબળ કરવા માટે કોઈ વિશેષ જોરદાર દલીલો તેમને જડી આવતી તો તેઓ બનાવતા અને બધી રીતની માહેતગારી મેળવતા. ફરવા હરવામાં દિવાન સાહેબ તથા રાયજી સાહેબની સાથે જ રહેતા. ચુનીભાઇ સાહેબનો કાણુ જેવો ઇંગ્રેજી ઉપર ગણાતો તેવો જ ગુજરાતી 'રેપ્રીઝેન્ટેશન્સ (વિજ્ઞાપન-પત્રો) ઘડવામાં જાદવરાયભાઇનો ગણાતો. કેટલાક સમય પછી તેઓ મુલ્કી અધિકારી નીમાયા હતા. ત્યાં તેમણે વહીવટમાં ઘણો સુધારો કર્યો હતો. તેમની ખ્યાતિની વાત (રાયજી સાહેબ રાજ્યમાંથી ખસી ગયા પછીના સમયે અને રાયજી સાહેબના તેઓ ખાસ મિત્ર હતા. તો પણ) પ્રુ. નવાબ સાહેબ રસુલખાનજીને કાને આવતાં તેઓએ જાદવરાયભાઇને પોતાની હુજુરમાં લાવવાની મને આજ્ઞા કરેલી તેથી હું કેટલીક વાર સલામે તેમને લઈ ગયલો. પાછળથી મિનિસ્ટ્રી બદલાતાં તેઓ નોકરીમાંથી છૂટા થયલા. વસ્ત્ર હંમેશાં સ્વચ્છ ને શ્વેત જ પહેરતા. સ્વભાવે આસ્તિક ધાર્મિક તથા પવિત્ર હોવાથી હમેશ પોતાને ત્યાં એક સાધુને જમાડતા.-કથાવાર્તા શ્રવણ કરવામાં તથા રામાયણાદિ ગ્રંથો વાંચવામાં તેઓ પોતાનો સમય

વ્યતીત્ કરતા." આ પ્રમાણે છગનલાલજીએ આ મહાપુરુષોના વ્યક્તિત્વ પરત્વે જે સંક્ષિપ્ત વર્ણન કરેલું છે તે જો કે સુંદર અને દ્યોતક છે તથાપિ ઉપર ટપકિયું છે એમ કહેવું પડેજ, અને તેથી તેમાં થોડોક ઉમેરો કરવા અમે લોભાયા છીએ. જાદવરાયભાઇના પૌરુષે અને નિર્ભયપણાએ દેશીપરદેશીય તમામને છક કરી દીધેલા હતા એ વાત નિઃશંક છે. કહેવાય છે તે પ્રમાણે તેમને જે સજા ભોગવવી પડેલી હતી તે પોતાના એક રાજકોટનિવાસી વણિકમિત્ર જે 'એજંસી'માં મહોટા હોદ્દેદાર હતા તેમના ખાતર, તેમના તરફ પોતાનો મિત્રધર્મ બજાવવા જતાં ભોગવવી પડેલી હતી, અને એમને સજા ફરમાવતાં અંગ્રેજ ન્યાયાધીશનું હૃદય તેને પોતાને ડંખી રહેલું પણ હતું. તેમની સામે "એજંસી" એ જે કામ ચલાવેલું તેની આખાય કાઠિયાવાડમાં મહોટી સનમનાટી ફેલાયેલી હતી, અને તે એક ભવ્યતાપૂર્ણ સુકદ્દમો પણ બનેલ. એ કામનો પડઘો ઠેઠ ઇંગ્લાંડની "પાર્લામેંટ" માં પણ પડેલો હતો. કામ ચાલી રહ્યા પછી આરોપી તરીકે જાદવરાયભાઇએ ન્યાયાધીશીમાં જે આવેદન કરેલું કહેવાય છે તે જો તેજ રૂપનું હોય તો તે આખાય કામનું યથાર્થ મુલ્ય આપણે સહેલાઇથી આંકી શકીએ તેમ છીએ. આ આવેદનમાંના ઇતિહાસપાત્ર શબ્દો આ પ્રમાણે છેઃ—'એક સીદીને એક કાળું હાંડલું આપવામાં આવે, તેમાં કાળી શાહી ભરવામાં આવે અને તેમાં કોયલા નાંખી કાળા અબનુસના શેરવાવડે એ સીદીને હાથે એ મિશ્રણને વલોવાવવામાં આવે તો પછી તેમાંથી માખણ ( જેવો શુદ્ધ શ્વેત પદાર્થ ) ન જ નીકળે એ સ્વાભાવિક છે તેમ આ ન્યાયકાર્ય કરાયલું છે' જાદવરાયભાઇના સ્વભાવ તથા વાણી પ્રવાહથી જે કોઈ પરિચિત હશે તેને પૂર્વનિર્દિષ્ટ શબ્દો આશ્ચર્ય ઉત્પન નહિ જ કરે ' કાઠિયાવાડ એજંસી 'ને એમના બુદ્ધિ સામર્થ્યનું તેમજ હૃદયબળનું સંપુર્ણ ભાન હતું જ. અને તેથી તે તેમનાથી 'ભડકતી' પણ રહેતી હતી. "એજંસી ' તેમને પોતાના રાજકોટમાંના કારાગારમાં હંમેશને માટે રાખી શકેલી નહિ અને તેથી તેમણે કાઠિયાવાડથી દુર રાખવાનું તેને ઉચિત લાગતાં આ જાદવરાયભાઇને અમદાવાદના " સાંબરમતી કારાગાર " ના પરોણા બનાવી દીધેલા હતા. પરંતુ અમદાવાદ પણ કાઠિયાવાડના આંગણામાં હતું એટલે એ સ્થળ પણ 'એજંસી' ને ચિંતામુકત રાખે તેવું ગણાયલું નહિ. અને તેથી એ અમદાવાદના આશ્રમમાંથી આગળ યાત્રા કરાવીને આ જાદવરાયજીને 'યરવડા કારાગાર' ના વાસી બનાવી દેવાયલા પણ હતા. પરંતુ આ ભયંકર મનાતો

કેદી ભાગ્યશાળી હતો એટલે પન્વડાનો આશ્રમ પણ તેને શિવંકર થઇ પડેલો ! એવું જાણવામાં આવે છે કે, આ જાદવરાયભાઇએ કોઇ અંગ્રેજ ગુનેગારને વિવાદ કરવા અર્થે ગૂજરાતી ભાષામાં લખાણ તૈયાર કરી આપેલું તેને આધારે તે અંગ્રેજ તહોમતદાર મ્હોટી સજામાથી બચી જવા પામેલો, એટલે કારાગાર નિયામક તરફથી તેમને કેટલીક રાહત મળી શકેલી હતી; એટલું જ નહિ, પરંતુ એ કારાગાર નિયામક પાસેથી તેઓ અંગ્રેજી ભાષાનું થોડું જ્ઞાન પણ મેળવી શકેલા હતા. જેલમાંથી છુટ્યા પછી જે અંગ્રેજ અમલદારે તેને શીક્ષા કરેલ તેજ અમલદારની ખાનગી ભલામણથી તેઓ જુનાગઢ રાજ્યની સેવામાં રહેલ અને ત્યા તેમણે આસ્થાનને લગતા મ્હોટા દાવાઓ લડીને રાજ્યને મ્હોટો લાભ કરી આપેલો અને તેના બદલામા રાજ્યે પોતાની પ્રણાલિકા મુજબ તેમની કદર કરીને તેમને પાચ સાતી જમીન, પુરુષોત્તમરાયજીના બાગમાં ઇનામમાં આપેલી પણ હતી, પરંતુ તેઓ રાયજી સાહેબના અનુરાગી હતા એટલે, રાયજી સાહેબનો 'કારભાર' આથમી ગયા પછી થોડી મુદ્દતે એ તેમને અપાયલ ઇનામી જમીન રાજ્યે પાછી ખેંચી લીધેલી હતી. કર્નલ જે. એમ. હંટરે 'એજન્સી' તરફથી જાદવરાયજી સામે કામ ચલાવેલું એટલે તે સમયે અંગ્રેજ અમલદાર ઉપર અદાલતમા જે ટીકા થઇ હશે તે કારણે તેઓ આ જાદવરાયના દ્વેષી બનેલા હતા એટલે પાછળથી જ્યારે આ કર્નલ હંટર 'કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ' ને પદે આવેલા ત્યારે તેમણે જુનાગઢ રાજ્યને કહીને જાદવરાયજીને રાજ્યસેવામાથી મુક્ત કરાવેલા પણ હતા. પરંતુ જે વિધિએ રાયજી સાહેબે જાદવરાયજીને નિવૃત કરી દીધેલા હતા તે વિધિનુ રહસ્ય તે ઉભય રાજપુરુષો સમજતા હતા એટલે એ ઉભયનાં મન એક બીજાથી બીલકુલ અલગ પડેલાં નહિ. જાદવરાયજી પોતાના દેહાંત પર્યંત રાયજી સાહેબના મિત્ર બની તેમને વળગી રહેલા એ હકીકત જ એવી છે કે તે ઉભય રાજપુરુષો વચ્ચે કશો પણ અણબનાવ ન હતો એ વાત સિદ્ધ થઇ જાય છે. રાયજી સાહેબના શત્રુપક્ષે જાદવરાયજીને પોતાના પક્ષમાં જોડાઇ કાર્યભારીમંડળમા સ્થાન લેવા માટે આમંત્રેલા પણ ખરા; પરંતુ 'કુલીન સ્ત્રી એક જ વાર પરણે'–એવા શબ્દોમા જવાબ આપીને એમણે એ વિરુદ્ધ પક્ષને તિરસ્કારી કાઢેલો પણ હતો. પાછળથી ઇ. સ. ૧૯૦૯માં નવાબ સાહેબ રસુલખાનજી મુંબઇ પધારેલા ત્યારે ત્યા નવાબ સાહેબે રાયજી સાહેબને જે મુલાકાતો આપેલી હતી તેમા રાયજી સાહેબે જાદવરાયજીને પણ પોતાની સાથે રાખેલા હતા, અને તે પછી નવાબ સાહેબ બહેસ્તનશીન થયા ત્યા સુધી તે ગુણજ્ઞ નવાબે તેમને

પોતાના દરબારમા આમત્રીને મુલાકાતો આપવાનું ચાલુ રાખી તેમનુ બધ કરાયલું વર્ષાશન ચાલુ કરી આપેલું પણ હતું, અને તેમની ખાલસા થયલ જમીન પણ તેમને પાછી સોંપી દેવાની ઇચ્છા તેમણે દર્શાવેલી હતી. પરંતુ 'આદર્યું અધુરૂં રહે, હર કરે સો હોય,' એ કહેવત પ્રમાણે, નવાબ સાહેબ એકાએક ગુજરી જતા જાદવરાયભાઇને પૂર્ણ ન્યાય મળી શક્યો નહિ, એટલુ જ નહિ, પરંતુ બ્રિટિશ વાલી-વહીવટદારે ફરીથી તેમનુ વર્ષાશન બધ કરી નવાબ સાહેબે આપેલ ન્યાયને અન્યાયના રૂપમા પાછો ફેરવી નાખેલો હતો ! છેવટે જાદવરાયભાઇના સબધમાં અમારે એક વાત કહેવાની ખાસ જરૂર છે, અને તે એ કે, જૂનાગઢ રાજ્યે રાયજી સાહેબને ઘરબાર વિનાના કરી મુકેલા તે વાત પોતાને ઘણી જ દુ ખદ લાગેલી એટલે આપણા આ ગુણજ્ઞ જાદવરાયભાઇએ પોતાનુ રાજકોટવાળું ઘર માત્ર પડતર કિંમતે પુરૂષોત્તમરાયજીને આપી તેમને ઘરવાળા બનાવેલા પણ ખરા. ખરેખર, આ પ્રમાણે બજાવેલ મિત્રધર્મ બીજાને ધડા રૂપ જ થઇ પડશે.

(૬) **ગુલાબદાસ લાલદાસ નાણાવટી:**—રાયજી સાહેબની પુરૂષપરીક્ષક શક્તિનો મફળ દાખલો જોવો હોય, તો આ ગુલાબદાસજીની તેમણે કરેલી વરણી જ છે. ગુલાબદાસભાઈ સુરતવાસી વાણિયા ગૃહસ્થ અને બ્રિટિશ ખાલસા મુલકમા એક મુનસફ તરીકે પ્રથમ કામ કરતા હતા, અને પછી તેમની નોકરી પોરબંદર રાજ્યે ઉછીની લઇ તેમને સર-ન્યાયાધીશનું પદ આપેલુ હતુ. રાયજી સાહેબે તેમને પોરબદરમાથી જૂનાગઢ રાજ્યમા આણી સર-ન્યાયાધીશને પદે સ્થાપેલા હતા ગુલાબદાસભાઇ જૂનાગઢમા આવ્યા તે પહેલા અને તે પછી કેટલાક વખત સુધી, સાચી કે ખોટી રીતે, તેઓ નાગરવિરોધી હોવાની છાપ ધરાવી રહેલા હતા, અને તેમની આયાત જૂનાગઢમાં કરવામા રાયજી સાહેબે મ્હોટી ભૂલ કરી છે એમ પણ એક વખત બોલાતું હતું ! પરંતુ રાયજી સાહેબે તો પાછળથી તેમને સરન્યાયાધીશને પદેથી ફેરવી વધારે ઉચા, સર્વોપરિ ગણાતી "હજુર અદાલત"ના સભાસદના પદે નિયુક્ત કરી તેમની કાર્યકુશળતાની કદર કરેલી હતી. આ સંબંધમાં, તા. ૫-૬-૩૨ના "ગુજરાતી" પત્રમા શ્રીયુત્ છગનલાલ પંડ્યા જેવા તટસ્થ વૃત્તિના પરદેશીય નાગર ગૃહસ્થ જ આ પ્રમાણે લખી ગયા છે —

"જૂનાગઢના તે વેળાના રાજ્યકારભારનો ઇતિહાસ કોઈ લખનાર નિકળશે તો તે અવશ્ય ગુલાબદાસભાઇને સર્વ પ્રકારની યોગ્યતાના સંબધમા,

કેદી ભાગ્યશાળી હતો એટલે યરવડાનો આશ્રમ પણ તેને શિવકર થઇ પડેલો! એવું જાણવામાં આવે છે કે, આ જાદવરાયભાઇએ કોઇ અંગ્રેજ ગુનેગારને વિવાદ કરવા અર્થે ગુજરાતી ભાષામાં લખાણ તૈયાર કરી આપેલું તેને આધારે તે અંગ્રેજ તહોમતદાર મ્હોટી સજામાંથી બચી જવા પામેલો, એટલે કારાગાર નિયામક તરફથી તેમને કેટલીક રાહત મળી શકેલી હતી, એટલું જ નહિ, પરંતુ એ કારાગાર નિયામક પાસેથી તેઓ અંગ્રેજી ભાષાનું થોડું જ્ઞાન પણ મેળવી શકેલા હતા. જેલમાંથી છુટયા પછી જે અંગ્રેજ અમલદારે તેને શીક્ષા કરેલ તેજ અમલદારની ખાનગી ભલામણથી તેઓ જૂનાગઢ રાજ્યની સેવામાં રહેલ અને ત્યાં તેમણે આસપાસને લગતા મ્હોટા દાવાઓ લડીને રાજ્યને મ્હોટો લાભ કરી આપેલો અને તેના બદલામાં રાજ્યે પોતાની પ્રણાલિકા મુજબ તેમની કદર કરીને તેમને પાંચ સાંતી જમીન, પુરૂષોત્તમરાયજીના વાનામાં ઇનામમાં આપેલી પણ હતી, પરંતુ તેઓ રાયજી સાહેબના અનુયાગી હતા એટલે, રાયજી સાહેબનો 'કારભાર' આળમી ગયા પછી થોડી મુદતે એ તેમને અપાયલ ઇનામી જમીન રાજ્યે પાછી ખેંચી લીધેલી હતી. કર્નલ જે. એમ. હંટરે 'એજન્સી' તરફથી જાદવરાયજી સામે કામ ચલાવેલું એટલે તે સમયે અંગ્રેજ અમલદાર ઉપર અદાલતમાં જે ટીકા થઇ હશે તે કારણે તેઓ આ જાદવરાયના દ્વેષી બનેલા હતા એટલે પાછળથી જ્યારે આ કર્નલ હંટર 'કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ' ને પદે આવેલા ત્યારે તેમણે જૂનાગઢ રાજ્યને કહીને જાદવરાયજીને રાજ્યસેવામાંથી મુક્ત કરાવેલા પણ હતા. પરંતુ જે વિધિએ રાયજી સાહેબે જાદવરાયજીને નિવૃત્ત કરી દીધેલા હતા તે વિધિનું રહસ્ય તે ઉભય રાજપુરૂષો સમજતા હતા એટલે એ ઉભયનાં મન એક બીજાથી બીલકુલ અલગ પડેલાં નહિ. જાદવરાયજી પોતાના દેહાંત પર્યંત રાયજી સાહેબના મિત્ર બની તેમને વળગી રહેલા એ હકીકત જ એવી છે કે તે ઉભય રાજપુરૂષો વચ્ચે કશો પણ અણબનાવ ન હતો એ વાત સિદ્ધ થઇ જાય છે. રાયજી સાહેબના શત્રુપક્ષે જાદવરાયજીને પોતાના પક્ષમાં જોડાઇ કાર્યભારીમંડળમાં સ્થાન લેવા માટે આમંત્રેલા પણ ખરા; પરંતુ 'કુલીન સ્ત્રી એકજ વાર પરણે'–એવા શબ્દોમાં જવાબ આપીને એમણે એ વિરૂદ્ધ પક્ષને તિરસ્કારી કાઢેલા પણ હતા. પાછળથી ઇ સ. ૧૯૦૯માં નવાબ સાહેબ રસુલખાનજી મુંબઇ પધારેલા ત્યારે ત્યાં નવાબ સાહેબે રાયજી સાહેબને જે મુલાકાતો આપેલી હતી તેમાં રાયજી સાહેબે જાદવરાયજીને પણ પોતાની સાથે રાખેલા હતા, અને તે પછી નવાબ સાહેબ બહેસ્તનશીન થયા ત્યાં સુધી તે ગુણજ્ઞ નવાબે તેમને

પોતાના દરબારમાં આમન્ત્રીને મુલાકાતો આપવાનું ચાલું રાખી તેમનું બંધ કરવાનું વર્ષાશન ચાલુ કરી આપેલું પણ હતું, અને તેમની ખાલસા થયલ જમીન પણ તેમને પાછી સોંપી દેવાની ઇચ્છા તેમણે દર્શાવેલી હતી. પરંતુ 'આદર્યું અધુરું રહે, હર કરે સો હોય,' એ કહેવત પ્રમાણે, નવાબ સાહેબ એકાએક ગુજરી જતાં જાદવરાયભાઇને પૂર્ણ ન્યાય મળી શકેલો નહિ, એટલું જ નહિ, પરંતુ બ્રિટિશ વાલી-વહીવટદારે ફરીથી તેમનું વર્ષાશન બંધ કરી નવાબ સાહેબે આપેલ ન્યાયને અન્યાયના રૂપમાં પાછો ફેરવી નાખેલો હતો ! છેવટે જાદવરાયભાઇના સંબંધમાં અમારે એક વાત કહેવાની ખાસ જરૂર છે, અને તે એ કે, જુનાગઢ રાજ્યે રાયજી સાહેબને ઘરબાર વિનાના કરી મુકેલા તે વાત પોતાને ઘણી જ દુઃખદ લાગેલી એટલે આપણા આ ગુણજ્ઞ જાદવરાયભાઇએ પોતાનું રાજકોટવાળું ઘર માત્ર પચ્ચર કિંમતે પુરુષોત્તમરાયજીને આપી તેમને ઘરવાળા બનાવેલા પણ ખરા. ખરેખર, આ પ્રમાણે બજાવાયલ મિત્રધર્મ બીજાને ધડા રૂપ જ થઇ પડશે.

**(૬) ગુલાબદાસ લાલદાસ નાણાવટી:**—રાયજી સાહેબની પુરૂષપરીક્ષક શક્તિનો સફળ દાખલો જોવો હોય, તો આ ગુલાબદાસજીની તેમણે કરેલી વરણી જ છે. ગુલાબદાસભાઈ સુરતવાસી વાણિયા ગૃહસ્થ અને બ્રિટિશ ખાલસા મુલકમાં એક મુનસફ તરીકે પ્રથમ કામ કરતા હતા, અને પછી તેમની નોકરી પોરબંદર રાજ્યે ઊછીની લઇ તેમને સર-ન્યાયાધીશનું પદ આપેલું હતું. રાયજી સાહેબે તેમને પોરબંદરમાંથી જુનાગઢ રાજ્યમાં આણી સર-ન્યાયાધીશને પદે સ્થાપેલા હતા. ગુલાબદાસભાઇ જુનાગઢમાં આવ્યા તે પહેલાં અને તે પછી કેટલાક વખત સુધી, સાચી કે ખોટી રીતે, તેઓ નાગરવિરોધી હોવાની છાપ ધરાવી રહેલા હતા, અને તેમની આયાત જુનાગઢમાં કરવામાં રાયજી સાહેબે મ્હોટી ભૂલ કરી છે એમ પણ એક વખત બોલાતું હતું ! પરંતુ રાયજી સાહેબે તો પાછળથી તેમને સરન્યાયાધીશને પદેથી ફેરવી વધારે ઉંચા, સર્વોપરિ ગણાતી "હજુર અદાલત" ના સભાસદના પદે નિયુક્ત કરી તેમની કાર્યદક્ષતાની કદર કરેલી હતી. આ સંબંધમાં, તા. ૫-૬-૩૨ ના "ગુજરાતી" પત્રમાં શ્રીયુત્ છગનલાલ પંડ્યા જેવા તટસ્થ વૃત્તિના પરદેશીય નાગર ગૃહસ્થ જ આ પ્રમાણે લખી ગયા છે —

"જૂનાગઢના તે વેળાના રાજ્યકારભારનો ઇતિહાસ કોઈ લખનાર નિકળશે તો તે અવશ્ય ગુલાબદાસભાઇને સર્વ પ્રકારની યોગ્યતાના સંબંધમાં,

ગામડાંઓમાં ફરીફરીને રાહતકામો જોતા તપાસતા, મુલ્કી અમલદારોને મુલ્કી કામો પરત્વે સલાહસૂચના આપતા, રાજ્યનાં અંદાજપત્રો ઘડવામાં પુરૂષોત્તમરાયજીને મદદગાર થતા અને તે છતાં, તેમને કરવાં પડતાં વધારાનાં કામોને કારણે અસંતોષ થતો ન હતો; હરવાફરવામાં કે ઈતર વ્યાવહારિક પ્રસંગોમાં ગુલાબદાસ વિનાના રાયજી સાહેબની કલ્પના કોઇ ભાગ્યેજ કરી શકે, એવો ગાઢ સંબંધ એ ઉભય રાજપુરૂષો રચી શકેલા એ હકીકતે જુનાગઢ રાજ્ય એ સમયે સબળ ગણાઇ રહેલું હતું. રાયજી સાહેબનો સંબંધ રાજ્ય સાથેનો તુટ્યો ત્યારે મે. ચુનીલાલભાઇની સાથે રા. રા. ગુલાબદાસભાઈ પણ રાજ્યની નોકરીમાંથી અળગા" સ્વેચ્છાએ થયલા એમ જે છગનલાલજી લખી ગયલા છે તે વાત તદ્દન સાચી જ છે. રાજ્યની નોકરી છોડયા પછી પણ આ ગુલાબદાસભાઇએ, પોતે જાણે કે એક તાબાના નોકર હોય તેવું વર્તન રાખીને રાયજી સાહેબને તેમના વિપત્તિકાળમાં, તન-મન-ધનથી જે બહુવિધ મદદ આપવાનું ચાલુ રાખેલું તે વાત, ખરેખર, ધડો લેવા લાયક તથા મિત્રધર્મની પરાકાષ્ટાની પ્રતિપાદક છે એમ હરકોઇ પણ કહી શકે. નાગર અને વાણિયા—એ ઉભય જ્ઞાતિઓ સામસામા પક્ષરૂપે જ્યારે કાઠિયાવાડના રાજદ્વારીય અખાડામાં કુસ્તી કરી રહેલી દેખાતી હતી, ત્યારે નાગર પુરૂષોત્તમરાયજી અને વણિક ગુલાબદાસજી એ ઉભય હાથમાં હાથ મિલાવીને જૂનાગઢ રાજ્યનો પ્રકર્ષ કરવાને ઉદ્યુક્ત થઇ રહેલ એ હકીકત, ખરેખર, એક મનોરંજન આદર્શ રૂપ થઇ રહેશે જ.

(૭) **કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી:**—મોરબી રાજ્યના બક્ષી કુટુંબના આ ગૃહસ્થ તેમના પિતાના વારાથી રાજકોટના વતની થઈ રહેલા હતા. તેમણે છેક કારકુનથી નોકરી શરૂ કરી ઇડરના દીવાનનું તેમજ મોરબી રાજ્યના દીવાન કરતાં પણ અધિક કોટીનું ગણાય તેવું સલાહકારનું પદ ભોગવી છેવટે પોરબંદર રાજ્યના બ્રિટિશ સરકાર તરફથી નિયુક્ત એક વાલી વહીવટદારનું પદ ભોગવેલું હતું. વચમાં વચમાં તેઓ વકીલાત પણ કરતા હતા અને વળી માંગરોળ, ગોંડળ, બીલખા વગેરે સંસ્થાનોમાં નોકરી પણ તેમણે કરેલી. તેમણે વકીલાતના ધંધામાં સારી કીર્તિ મેળવેલી તેમ કમાણી પણ સારી કરેલી હતી; તેઓ જેટલા શક્તિશાળી હતા તેટલાજ સદાચાર સંપન્ન અને સિદ્ધાંતી પણ હતા: તેઓ સ્વભાવથી સ્વતંત્ર, શુદ્ધ ચરિત રહેવાને સદા અને સતત્ ઉદ્યુક્ત રહેનાર, થોડા બોલા પણ સ્પષ્ટવક્તા, આકરા અને કેવળ ન્યાયપ્રિય હોઇ કોઈ પણ અસત્‌ની છાયાથી અભડાઇ જવાની ભીતિ રાખનાર હતા,

અને તેને પરિણામે તેઓ કોઈ પણ રાજ્યમા સ્થિરતાપૂર્વક નોકરી કરી શકેલા નહિ. તેમની પ્રકૃતિનાં કેટલાંક પ્રધાન લક્ષણો જોઇને તેમના કેટલાક હિતેચ્છુ મિત્રો તેમને જેટલા પ્રમાણમાં વકીલાતના ધધા માટે લાયક ગણતા હતા તેટલા પ્રમાણમાં રાજ્યની નોકરી માટે લાયક ગણતા પણ નહિ. રાયજી સાહેબ હમેશાં શકિતપુજક હતા, એટલે એમણે આ કલ્યાણરાયજીની કીર્તિ સાંભળીને તેમને રાજ્યસેવામાં આમંત્રેલા હતા અને તેઓ પ્રતિમાસ પાચસો રૂપિઆના વેતનથી પદર દિવસ રાજ્યનુ કામ કરે અને બીજા પંદર દિવસ વકીલાત કરવાને છૂટા રહી શકે એવી સરતથી એમણે જૂનાગઢ રાજ્યની નોકરી સ્વીકારેલી હતી વળી પોતે એકવાર માગરોળના નોકર તથા વકીલ હતા તેથી જૂનાગઢ રાજ્ય તરફથી માગરોળ સસ્થાન વિરુદ્ધ કોઈ પણ કામ ન કરવાની સરત પણ તેમણે કરેલી હતી. આમ પ્રથમ 'ખડિયા એજંટ' અને તે પછી 'ભાયાતી અદાલત' ના ન્યાયાધીશ તરીકે તેમણે જૂનાગઢ રાજ્યની નોકરીમા પ્રવેશ કરેલો, પરતુ એ તો રાયજી સાહેબના વાગતું જૂનાગઢ! કલ્યાણરાયજી ધીમે ધીમે પુરૂષોત્તમરાયજીના તેમના તરફના સ્નેહ અને વિશ્વાસના જાદૂની જાળમા એવા તો જકડાઈ જવા માડેલા કે, તેઓ પોતે પોતાના માટે કરાવેલ સરતોમાની પોતાની પદર દિવસની સ્વતત્રતાની વાતને કોરાણે રાખવી જોઇએ એ જ પોતાનું જાણે કે કર્તવ્ય હોય એમ સમજવા લાગેલા, અને જેમ જેમ તેમના ઉપર રાજ્યના મ્હોટા મ્હોટા કામોનો ભાર લદાતો ગયલો તેમ તેમ તેઓ તેમા ઊડાને ઉંડા ડુબતા ગયલા તો એવા કે, બહાર તરી નીસરાય જ નહિ. પંડિત સ્વામજી કૃષ્ણવર્માને લગતા પ્રકરણમા આ કલ્યાણરાયજીએ અગત્યનો વેષ ભજવેલો હતો. એદલખાનજીને અગે ઉપસ્થિત થયલ મામલામા પણ કલ્યાણરાયજીને ખાસ ઉપયોગમા લેવા પડેલા હતા. તેઓ હજી રાજ્યના પૂરા નોકર ન બનેલા તે પહેલા તો તેમને છપન્નિયા દુષ્કાળને લગતા કામે નિયુક્ત કરવામા આવેલ. રાયજી સાહેબ ગમે તે ઉપાયે એમને રાજ્યમાં સ્થિર કરી દેવાને ઉત્સુક હતા અને કલ્યાણરાયભાઈ ભાગુ ભાગુ કરી રહેલા હતા અને તે તેમને રાયજી સાહેબના આગ્રહને વશ થઇને મુલ્કી અધિકારીનુ પદ સ્વીકારવું પડેલું પણ હતું. આમ આ કલ્યાણરાયજીને આખરે વકીલાતનો ધધો છોડાવી રાજ્યસેવાના ક્ષેત્રમાં સ્થિરતા પુર્વક આણનાર પુરૂષોત્તમરાયજી જ હતા. અને એ પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ કરેલુ તેમાં તેમનો હેતુ કલ્યાણભાઇને ક્રમેક્રમે રાજ્યમા ઉંચામા ઉચા પદે લઇ જવાનો હતો, કારણ કે રાયજી સાહેબ પોતાની રાજનીતિને સુફલિત રાખવાને માટે સમર્થ પુરૂષો ગોતી ગોતીને

દીવાનના પદ માટે તૈયાર રાખી મૂકવાની જરૂરત સમજેલા હતા. કલ્યાણરાયજીએ જૂનાગઢ રાજ્યમાં રહીને દુષ્કાળ-નિવારણ અર્થે જે કઠિનતમ કામ કરી બતાવેલું છે તે તે રાજ્યના ઇતિહાસમાંથી દુર રહી શકે તેમ નથી જ, અને તેનો બદલો જૂનાગઢ રાજ્ય આપે તે પહેલાં તો પ્રભુ પ્રેરણાથી ઇડર રાજ્યે તેમને દીવાનગીરી આપીને દઈ દીધેલો પણ ખરો છતાં જૂનાગઢ રાજ્ય તેની કદર કર્યા વિના રહી શકેલું નહિ. એઓ રાજ્યસેવામાંથી મુક્ત થયલા તે પ્રસંગે જૂનાગઢ રાજ્યે તેમનો રાજ્યની નોકરીમાં બે વર્ષ સુધી હક કાયમ રાખી, બારસો રૂપીઆનો પોશાક તથા માસિક એકસો રૂપીઆનું પર્યાશન બાંધી આપીને તેમની કદર કરી બતાવેલી હતી. ઈ. સ. ૧૯૦૩ માં રાયજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થયા બાદ કલ્યાણરાયજી ફરીથી જુનાગઢ રાજ્યમાં 'હજૂર અદાલત સભાસદ' તરીકે નિયુક્ત થઇ આવેલા. પરંતુ રાયજી સાહેબના 'કારભાર' નો અંત આવતાં રાજ્યના ન્યાયખાતામાં સડો દાખલ થતો ગયલો, અને 'પોલિસ ખાતું' પણ પોલું બનતું ગયલું; ન્યાયાધીશો માનભંગ થવા માંડેલા, અને નવાબ સાહેબને નામે હજુરીઆઓ, પાસવાનો તેમજ અન્ય લોકો ન્યાયતંત્રમાં હસ્તક્ષેપ કરવામાં પાછુ વાળી જોતા જ નહિ. કલ્યાણરાયજીને આ બધી સ્થિતિ દુ:ખકર થઇ પડેલી. આ બાબતમાં વળી બક્ષી છોટાલાલ કલ્યાણરાયજી ઉપર આ લેખક જાણે છે તેમ, રાજદ્વારીય દબાણ કરીને તેમના કુટુંબને માટે અનુચિત ગણાય તેવું ખાનગી વ્યાવહારિક પગલું ભરવાને પ્રેરવા માંડેલ, એટલે પણ કલ્યાણરાયજીનું મન રાજ્યમાંથી ખસી જવા માટે થઇ આવેલું હતું. અંતે તેઓ રાજીનામું આપી છુટા થયલા. પરંતુ રાજ્યે તેમને મળતું નિવૃત્તિવેતન બંધ કરી દીધેલું હતું. એ પછી તેઓ મોરબી રાજ્યના 'સલાહકાર'ને દરજ્જે નિયુક્ત થયલા અને ત્યાંથી બ્રિટિશ સરકારે તેમને પોરબંદર રાજ્યના એક વાલી વહીવટદાર નીમી તેમની પ્રતિષ્ઠાને વધારી દીધેલી હતી. આ નીમણુંક અંગે જે એક હકીકત બનેલી તે નોંધવાને પાત્ર છે. પોરબંદરના વાલી વહીવટદાર તરીકે તેમને નિયુક્ત કરનાર લખાણમાં કાઠિયાવાડના 'એજન્ટ ટુ ધી ગર્વનર' સર ક્લોડ હિલે બીજી હકીકત સાથે, 'જોકે તેઓ નાગર છે' એવા શબ્દો લખેલા હતાં અને એ લખાણનો ઊતારો કલ્યાણભાઇને તેમણે આપેલો પણ હતો. આ પ્રકારનું લખાણ કલ્યાણરાયજીને અપમાનકારક દેખાયલું એટલે તરતજ તેમણે હિલ સાહેબને મળી તે લખાણ પાછું સોંપી, મારા પૂર્વજોના લોહીની નિંદા કરાવીને હું આવી મહોટી નોકરી લેવા ચાહતો નથી' એવું સ્પષ્ટ સંભળાવી

દીધેલુ પણ હતુ. (મર) કનોક દિલ સામ્રાજ્યવાદી હતા, છતા પણ તેઓ બહુ મોટા મનના, વિચારશીલ પ્રકૃતિના તથા સામર્થ્યના પુજક હતા એટલે તેઓ કલ્યાણરાયજીનુ આવુ નૈતિકબળ દેખીને એના તો મુગ્ધ બની ગયલા કે, તેમણે તત્કાળ પૂર્વોકત પ્રકારના અપમાન કારક શબ્દો પોતાના લખાણમાથી કાઢી નાખી ફરીથી નીચેનો હુકમ લખી આપેલો હતો. આ પ્રસગે એ સાહેબ સાથે બીજી જે કેટલીક વાતચીત કલ્યાણરાયજીને થયલી તેને પરિણામે એ ન્યાયપ્રિય સાહેબે, ગજદ્રાનીય દૃષ્ટિએ નાગરજાતિ વિરુદ્ધ રખાતો પૂર્વગ્રહ છોડી દીધેલો અને તે વાતને પ્રતિપાદક થઇ પડે એ પ્રમાણે તેમણે નાગર યુવકોને બ્રિટિશ નોકરીમા લઈ ચડાવવાનો માર્ગ ખુલ્લો કરી દીધેલો પણ હતો. પાછળથી, જુનાગઢ રાજ્ય બ્રિટિશવાલી-વહીવટ તળે મુકાતા કલ્યાણભાઇએ પોતાને એ રાજ્ય તરફથી અપાયલુ પણ ખટપટથી બધ પડી પામેલ નિવૃતિવેતન ચાલુ કરવા એ વખતના વાલી વહીવટદાર મિ રેનૉલ્ડને વિનતી પણ કરેલી હતી પરતુ એ તેમનો પ્રયાસ નિષ્ફળ નીવડેલો હતો આમ થવાના કારણ રૂપે પાછળથી જણાયલુ છે કે, બ્રિટિશ વાલી વહીવટ ઉપર જે કેટલીક કડવી ટીકાઓ વર્તમાન પત્રોમા થતી હતી તેમા કલ્યાણરાયજીનો હાથ છે એવો વહેમ કોઈ સ્વાર્થ સાધકે મિ રેનૉલ્ડના મનમા ઉભો કરી દીધેલો હતો, અને એ ભ્રમથી પ્રેરાઇને એ સાહેબે એમની વિનતિ ગ્રાહ્ય ગણેલી નહિ ! મિ રેનૉલ્ડે આ પોતાના વહેમની વાત જૂનાગઢના એક નાગર ગૃહસ્થને કરેલી હતી, પરતુ એ નાગર અમલદાર ખુદ જોકે કલ્યાણભાઇની સુચરિતતાથી પૂર્ણ વાકેફ હતા છતા તેમણે તે વાત તેમની હયાતીમા તેમને કરેલી નહિ, અને તેને પરિણામે કલ્યાણરાયજી મિ રેનૉલ્ડને પડકાર આપી શકેલા ન હતા આ ઘટના, ખરેખર ખેદજનક જ છે સ્વાર્થસાધકો સ્નેહસબધ કેવો ભૂલે છે એ વાતનુ' આ એક ઉદાહરણ નથી શું ? પોરબદર રાજ્યની સેવામાથી મુક્ત થયા પછી કલ્યાણરાયજીને ઇડરના મહારાજા સાહેબે વાર્ષિક રૂપીઆ છ હજાર વતન રૂપે વશપરપરા મળતા રહે એવુ ફરમાન કરી તેને અમલમા પણ મુકાવેલુ ખરૂ. આવા આ કલ્યાણરાયજીની જીવનકથા પ્રકટ થયલી છે એટલે અમે અત્ર અધિક લબાણ કરતા નથી જેટલી હકીકત અમે એમના સબધમા આપેલી છે તે અમે હેતુપુર્વક લખેલી છે, અને તે હેતુ પણ એટલો જ કે, પુરુષોત્તમરાયજી ખુદ સમર્થ હોઇ બીજામા રહેલા સામર્થ્યના પૂજક હતા અને તેથી તેઓ કોઈ પણ પ્રકારનો દ્વેષ કે વહેમ રાખ્યા વિના તેવા સામર્થ્યવાન પુરુષોને પોતાના સમયમા રાજ્યસેવામા ગોઠવી દેવાને

હમેશા ઉત્સુક રહેતા હતા જૂનાગઢ રાજ્યની સેવામાંથી છુટયા પછી કલ્યાણ ગયબજી રાજદ્વારીય ક્ષેત્રમાં ક્રમેક્રમે અભ્યુન્નતિને પામતા રહેલા એ હકીકતની દષ્ટિએ પુરૂષોત્તમરાયજીની પુખ્ત પક્ષિક બુદ્ધિનો આપણને ખ્યાલ આવી શકે છે એટલુજ નહિ, પરંતુ એ કલ્યાણરાયજીને વકીલાતના ધંધામાંથી સ્થાનિત કરી રાજદ્વારીય ક્ષેત્રમાં આણી મુકવાથી જે લાભ એ કલ્યાણરાયજીને ખૂદને તેમજ તેમનાથી સેવાતા રહેલ રાજ્યોને થયેલો છે તે, પુરૂષોત્તમરાયજી જેવા ખરા સ્નેહીજનને કેટલા પ્રમાણમાં આનંદ સાથે અભિમાન આપનારો થઈ પડેલ હશે તેની કલ્પના આપણે નિશંક કરી શકીએ પણ ખરા

(૮) ભૂપતરાય ત્રીકમજી વૈષ્ણવ:—આ એક સ્વાશ્રયી, છાતીવાળા, બુદ્ધિશાળી અને છાપ પાડે એવી પ્રૌઢ દેહાકૃતિવાળા નાગર ગૃહસ્થ જૂનાગઢના વતની હતા અને રાયજી સાહેબના એક પાસેના સગા પણ હતા તેઓ 'એજન્સી પ્લીડર' હતા અને અંગ્રેજી ભાષા ઉપર તેમનો કાબુ સારો હતો હરિદાસભાઈ કચ્છ રાજ્યના દીવાન હતા ત્યારથી આ ભૂપતરાયજીને તેમની સાથે સારૂ ઓળખાણ થયલુ અને તેથી એ હરિદાસજીએ કચ્છ—નરેશને ભલામણ કરીને તેમને એ ના રાવસાહેબના સસરા કે જેઓ કચ્છ રાજ્યના પહેલા વર્ગના સરદાર હોઈ ધરાગધરા રાજ્યમાં એક જાગીર પણ ધરાવતા હતા તેના કાયમ વકીલ નિયુક્ત કરાવી દીધેલા હતા આ જાગીરદારને ધરાગધરા રાજ્ય સાથે ઘણી તકરારો ચાલ્યા કરતી હતી, એટલે ભૂપતરાયજીને વકીલ તરીકે કામ કરતા રાજદ્વારીય બાબતોનુ પણ સારૂ જ્ઞાન મળતુ રહેલુ અને કચ્છ જેવા મ્હોટા રાજ્યના સંપર્કમાં રહેવાનો યોગ પણ પ્રાપ્ત થઇ આવેલો હતો પોતાના જીવનપ્રભાતમા પ્રાપ્ત થયલ આ યોગ એ ભૂપતરાયજીને તેમના ઉત્તરજીવનમા ઘણો લાભકારક પણ થયો છે. એ પછી હરિદાસજી જ્યારે જૂનાગઢના દીવાન થયલા ત્યારે એમણે આ ભૂપતરાયજીને જૂનાગઢ રાજ્યના મુખ્ય વકીલની જગ્યા ખાલી પડતા તે ઉપર નિયુક્ત કરેલા હતા. આ જગાનું કામ જોખમ ભરેલુ તે વખતે ગણાતું હતુ, કારણ કે રાજ્યના દુત–પ્રતિનિધિ–તરીકે તેણે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ સાથે સબધ રાખીને રાજ્યકાર્યો કરવા પડતા હતા આ દૂતકાર્ય ભુપતિરાયજીએ અનેક "પોલિટિકલ એજંટના" વારામા અને તે પણ જૂનાગઢ રાજ્ય પ્રત્યે બ્રિટિશ અમલદાર દ્વેષ રાખી રહેલા તે સમયમા એટલી તો બાહોશીથી, નિર્ભયતાથી તથા ફતેહમદીથી કરી બતાવેલ કે, અગ્રેજ અમલદારો તેમજ જુનાગઢ રાજ્યના દીવાનો તેમના ઉપર પ્રીતિ ધરાવી રહેતા હતા, અને વળી એમના વખતમા જુનાગઢની કાઠિયાવાડમા જે

અંગેના હતી તેનો અંગત રિપોર્ટ મોકલેલો પણ હતો. પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાંથી મુક્ત થતાં એક મોટો વખત પછી આ ભૂપતરાયને પણ રાજ્યની નોકરીમાંથી દૂર કરવામાં આવ્યા અને તેમના પિતાશ્રીએ રાજ્યની કિંમતી નોકરી કર્યાથી તેમને જે મોટી જમીન ઇનામમાં અપાયેલી તે પણ ખાલસા કરવામાં આવી હતી. આ બધું થયું તેનું એક કારણ હતું. અને તે એ કે, તેઓ પુરુષોત્તમરાયજીના પુત્ર હતા! હિંદુસ્તાનના ઇતિહાસમાં જે એક એવી બીના ઉપસ્થિત થઈ આવેલી છે તે એ જ, સ્વાર્થ સાધી લેવાને માટે સગપણને, એક જ્ઞાતીયપણાને તેમ જ તેથી આગળ વધીને એક જાતિપણા કે એકવર્ણપણાને દેશપાર કરવામાં અચકાતી નથી. પણ પાછળના વર્ષો ભૂપતિરાયજીને રાજ્યસેવામાંથી છુટ્યા પછી પુનઃ વકીલાતનો ધંધો રાજકોટમાં શરૂ કરીને પોતાના મુળ સ્વભાવ મુજબનું કામ પાછું પોતાના હાથ ઉપર લીધેલું હતું, અને અલ્પ સમય બાદ તેઓ વઢવાણ રાજ્યના દીવાનને પદે નિયુક્ત થયેલા હતા. પાછળથી વઢવાણમાં બ્રિટિશ વાલી-વહીવટ દાખલ થતાં નામદાર સરકાર ભૂપતિરાયજીને ઉપર-વાલી વહીવટદાર તરીકે ચાલુ રાખવા ઇચ્છા બતાવેલી પરંતુ સ્વમાનપાલનાર્થે તેમણે એ વાત સ્વીકારેલી નહિ અને પોતાની નોકરીનું રાજીનામું આપી દીધેલ હતું. આમ વઢવાણમાંથી છુટ્યા પછી ભૂપતરાયભાઈએ મહીવાળા રાજ્ય મુનશી માધવલાલજીના મદદગાર તથા વકીલ તરીકે કરવામાં લાગી મુદત સુધી રહીને છેવટે કચ્છ-નરેશની સેવામાં પ્રવેશ કરેલો અને તેઓશ્રીના 'હજુર કાર્યભારી' રૂપે રહીને એ નરેશની સાથે 'નરેન્દ્ર મંડળ'ના કાર્યસૂત્રને હાથમાં લીધેલું પણ હતું. ઇ. સ. ૧૯૧૪ વાળા યુરોપીય મહાવિગ્રહને અંતે લંડનમાં ભરાયેલ 'શાંતિ સમેલન'માં ભાગ લેવાને કચ્છ-નરેશને યુરોપ જવાનું થતાં આ ભૂપતિરાયજી પણ તેમની સાથે જવાને કચ્છથી મુંબઈ ગયેલા પરંતુ દૈવગતિ એવી થઈ કે, તેઓ યુરોપ જઈ શક્યા નહિ અને એકાએક ઉદર રોગથી ઘેરાઈ જવાથી શસ્ત્રોપચારને અધીન થતાં પરિણામે તેમનો દેહાંત થયેલો હતો. કચ્છના તે સમયના દીવાન ચુનીલાલ સારાભાઈ હજરત હતા અને તેઓ એટલા તો વયોવૃદ્ધ થઈ ગયેલા કે, ભૂપતિરાયજીને એ રાજ્યના દીવાનનું પદ લગભગ હાથવેંતમાં જ આવી ગયું હતું. પુરુષોત્તમરાયજી ઉપર જૂનાગઢ રાજ્યે જે બનાવટી તહોમત મૂક્યું તેને સામે પુરુષોત્તમરાયજી તરફથી ભૂપતિરાયજીએ પોતાના તન-મન-ધનનો ભોગ આપીને જે નિષ્કામ સેવા તેમની કરેલી છે તે ખરેખર, બંધુભાવ રાખવાનો કેવળ મુખેથી ઉપદેશ કરનારાઓને તેમના

કર્તવ્યનું ભાન કરાવે તેવી છે જ. શ્રીયુત છગનલાલ પંડયા જેવા તટસ્થ વિવેચક, તા. ૨૧-૧-૩૨ના 'ગુજરાતી' પત્રના અંકમાં આપણા આ ભૂપતિરાયજી સંબંધે લખેલું તે પ્રમાણે, તેમનો 'અકાલ સ્વર્ગવાસ થયાથી તેમના જેવા હોંશિયાર અને ભાર પડે તેવા અમલદારની જૂનાગઢને ખોટ પડી છે' એ વાત અક્ષરશઃ ખરી છે.

(૯) મગનલાલ સુંદરજી કીકાણીઃ—આ નાગર ગૃહસ્થને રાજકોટના કે જૂનાગઢના ગણવા એ બાબત બાજુ ઉપર રાખીને બોલીએ તો તેઓ એક ઘણા જ સાદા, શક્તિશાળી, શુદ્ધતમ ચારિત્ર્યવાળા અને કેવળ કર્તવ્યપરાયણ પ્રકૃતિના ચોકખોલા તથા નીડર રાજપુરુષ હતા. તેઓ 'એજંસી પ્લીડર?' ની સનંદ ધરાવતા હતા અને તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન સારૂં હતું. તેઓ ધર્મનિષ્ઠ હોઇ શ્રીમદ્ ભગવદ્–ગીતાના પઠન પરત્વે તેમને સારી પ્રીતિ હતી. રાજ્યહિત તેમને ગળે હતું, અને જૂનાગઢ રાજ્યના સરકારી વકીલ તરીકે તેમની આસચાસને લગતાં કામો પરત્વેની કારકીર્દિ ઘણી ઉજ્જવલ હતી. આસચાસને લગતાં કામોનાં લખાણો તેઓ સ્વતંત્ર બુદ્ધિથી અને એટલા તો મુદ્દાસર કરતા કે તેમણે કરેલ મુસદ્દામાં ભાગ્યે જ કોઇ ઉમેરો કરી શકાતો. તેઓ જેટલા સાદા હતા તેટલી જ તેમની અંગ્રેજી કે ગુજરાતી ભાષા સાદી તથાપિ પ્રાણવાન્ હતી. જૂનાગઢ રાજ્યપક્ષે સરકારી વકીલ તરીકે રહીને તેમણે જે રાજ્યહિતમાં કામો કરી આપેલાં તેની કદર કરીને રાજ્યે તેમને માસિક ચાળીશ રૂપીઆનું રોકડ વતન વંશપરંપરા બક્ષીસમાં આપેલું હતું. પુરુષોત્તમરાયજી રાજ્યમાંથી ખસ્યા પછી આ મગનલાલભાઇને તેમના પોતાના સ્થાયી સરકારી વકીલને પદેથી ફેરવીને રાજકોટ ખાતે સરકારી વકીલ રાજ્યદૂત–ની મહત્વની જગા ઉપર મુકાવેલા હતા. તો પણ ગમે તે કારણે પોતાની આ પ્રમાણે ચયલ બદલી 'મગનલાલજીને બીલકુલ રૂચેલી નહિ, અમને પોતાને તેમણે એ જ વખતે કહેલું હતું તે પ્રમાણે પોતાની થનાર બદલીની વાતને તેઓ પોતે જૂનાગઢ રાજ્યમાંથી પોતાનું અન્નજળ ઉઠી ગયા બરાબર ગણી રહેલા હતા, એટલે તેમને જ્યારે બદલીનો હુકમ મળેલો ત્યારે તેઓ જો કે રાજકોટવાળી જગાએ ગયલા, તથાપિ તેમણે તે જગા ઉપર રહેવાનું પસંદ ન કરતાં તક મળે જૂનાગઢ રાજ્યની નોકરી છોડી દેવાનો નિશ્ચય કરી લીધેલો હતો. કાઠિયાવાડના એ સમયના એજંટ–ટુ–ધી–ગવર્નર મિ. ફિટ્ઝજેરાલ્ડની ભલામણથી આ મગનલાલજીને માણાવદર સંસ્થાનના

કાર્યભારીનું પદ માસિક રૂપીઆ ચારસોના પગારથી પ્રાપ્ત થયલું અને તે જગા ઉપર તેઓ પોતાના દેહાંત પર્યંત રહેલા પણ હતા, દરમ્યાન તેમને જૂનાગઢ રાજ્ય તરફથી ઇનામમાં મળેલુ રોકડ-વતનને ખુંચવી લેવામાં આવેલું કારણ કે તેમણે રાજ્યની નોકરી છોડી દીધેલી તે વાતને તે સમયના કાર્યભારીમંડળે એક ગુન્હા બરાબર ગણી લીધેલી હતી. પાછળથી જુનાગઢ રાજ્યમાં ચિટિશવાલી-વહીવટ દાખલ થયા બાદ તેમના એ વતનને ચાલુ કરી દેવામાં આવેલ છે. આ મગનલાલભાઈ પોતે જો કે રાજ્યસેવક હતા, છતાં તેઓ એકંદરે રાજ્યસેવા પસંદ કરતા નહિ. અને યુવકોને તેઓ સ્વતંત્ર ધંધામાં પડવાનો ઉપદેશ આપ્યા કરતા હતા. તેમને ખેતીનો ધંધો ગમતો પણ હતો, અને પોતાના એક પુત્રને એ ધંધામાં નાંખ્યાથી તેમણે ઘણી નુકસાની પણ વેઠેલી હતી. એમના ચારિત્રનું એક લક્ષણ એવું હતું કે, મ્હોટાં મ્હોટાં કામો પોતે કર્યાં હોય અગર પોતાનાથી પ્રેરિત માર્ગે પોતે બીજા કને કરાવેલાં હોય તોપણ તેઓ તેવાં કામો પરત્વે પ્રાપ્ત થતો યશ કેવળ પોતાને ભાગે ન રાખી લેતાં પોતાના તાબાના માણસોને તેમાં ભાગ આપતા હતા, અને એવાં કામો બદલ રાજ્ય જો કદર કરવાને તૈયાર થતું તો તેઓ પોતાની કદર થાય તે પહેલાં એટલે કે તે સાથે સાથે પોતાના મદદગારોની કદર કરાવી લેવાનું કદિપણ ચૂકતા નહિ. જૂનાગઢ રાજ્યની સેવા કર્યાને વિષયે અમે આ મગનલાલજીને સાદાઇ અને શક્તિની દષ્ટિએ એ રાજ્યની 'હજુર અદાલત'ના મભાસદ ગુલાબદાસ લાલદાસ તથા કલ્યાણરાય જેહાભાઇ બક્ષીની હારમાં મૂકી શકીએ છીએ.

ઉપર પ્રમાણે, રાયજી સાહેબના વારામાંના રાજ્યમંદિરના, રાજદ્વારીય દષ્ટિએ મુખ્ય ગણાય તેવા સ્તંભોની કથા અત્ર સમાપ્તિને પામે છે. આ સ્તંભોને પાડી નંખાયલા તેને પરિણામે એ પ્રૌઢ રાજ્યમંદિરનું છાપરું બેસી ગયલું-ઢળી પડેલું-એ વાતમાં શંકાને સ્થાન નથીજ; એટલું તો નહિ, પરંતુ એ બેસી ગયલ છાપરાને ફરીથી થોડુંક પણ ઉંચું કરી શકે એવો એક પણ સ્તંભ પાછળથી ગોઠવાયલો પણ નથી, આ કથા ખેદકારક છે અને જૂનાગઢ રાજ્યના ઇતિહાસમાંથી તેને ભૂસી શકાય તેમ પણ નથી, તોપણ એટલું તો ખરું છે કે, આ મુખ્ય સ્તંભો ઉપરાંત બીજા કેટલાક, પ્રમાણમાં ગૌણ ગણાય તેવા સ્તંભો પણ એ મંદિરમાં હતાં, અને એવા ઘણુખરા સ્તંભોને લગતી હકીકત અમે આ કથાના પૂર્વભાગમાં જે તે પ્રસંગાનુસાર આપેલી પણ

છે, એટલે અમે તેનું પિષ્ટ પેષણ અત્ર કરતા નથી. આમ હોઇને અમે આ પરિચ્છેદમાં બીજી એક મહત્વવાળી બાબતનો સંક્ષેપમાં પણ નિર્દેશ કરી દેશું. પૂર્વોક્ત સ્તંભો રાજ્યમંદિરના અંતભાગમાં રહીને એ મંદિરને, અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતા તરફથી સતત કરાતા રહેલા હલ્લા સામે અલંધ્ય–અભગ્ન–રાખી લેવામાં ઉપકારક થઇ રહેલા હતા. તથાપિ, એ મંદિરની રક્ષા જેમ અંદરથી કરાતી હતી તેમ બહારથી પણ થઇ શકે એટલા માટે આવશ્યક ગોઠવણ રાખવાની વાત રાયજી સાહેબના લક્ષ્ય બહાર રહેલી–ન હતી. જરૂર પડે તે પ્રસંગે રાજ્યને બહારથી પણ સૈનિકો મદદમાં પ્રાપ્ત થઇ શકે એ હેતુથી પુરૂષોત્તમરાયજીએ કેટલાક કલમબહાદૂર, નિર્ભય અને રાજ્યકુશળ પુરૂષોનું એક વિશ્વાસ પાત્ર મંડળ ગોઠવી રાખેલું હતું, અને એ-મંડળમાં બેરિસ્ટર બદરૂદીન તૈયબજી, સૈર ફીરોઝશાહ મહેતા, દીવાન બહાદૂર મણિભાઇ જશભાઇ મહેતા, મહેરઅલી ધરમશી વગેરે એ સમયના નામાંકિત મહાજનોનો સમાવેશ કરાયેલો પણ હતો. આ પ્રકારે કરાયલ બેવડી ગોઠવણને પરિણામે પુરૂષોત્તમરાયજી પોતાના રાજ્યાધિકારકાળમાં રાજ્યમંદિરના ઉન્નત છાપરા ઉપરના ધ્વજને સ્થિરતાપૂર્વક ફરફરાટ ઊડતો રાખી શકેલા પણ હતા.

પરંતુ આ પ્રકરણને આટલી જ હકીકત આપી સમાપ્ત કરીએ તો બીજાઓને થોડો ઘણો અન્યાય થાય તેમ હોઇ અમે આ પ્રકરણને થોડુંક વિસ્તૃત કરશું. પ્રત્યેક રાજ્યમાં દીવાન કચેરી અગર પ્રધાન અમાત્યની કચેરી જ રાજ્ય સામર્થ્યનું મુખ્યસ્થાન ગણાય છે, એટલે જેટલા પ્રમાણમાં તેમાંથી શક્તિ પ્રવાહિત થતી રહે છે તેટલા પ્રમાણમાં શાસનકાર્યમાં શિથિલતાનો પ્રવેશ ઓછો થવા પામે છે. રાયજી સાહેબના સમયની દીવાન–કચેરીના શિરસ્તેદારો અને કેટલાક પ્રમાણમાં કારકુનો પણ, એક રીતે કહીએ તો રાજ્યના જીવતા ઇતિહાસ રૂપ જ બની રહેલા હતા, અને તેથી ત્યાં આવતાં કામોની ઢેલા ઢેલી ન થતાં તેમને તરત જ ફેસલ થવાનો વારો આવી જતો હતો. રાયજી સાહેબનો "કારભાર" તૂટયા પછી દીવાન બહેચરદાસ, તેમના પછી સર મીરજાં અબ્બાસ અલી બેગ અને તેમની પછી મિ. કુરેશી દીવાનને પદે આવેલા, અને વળી સર મીરજાં અબ્બાસ અલી શરૂઆતના ભાગમાં શંકાશીલ માનસ ધરાવી રહેલ તોપણ ત્રણે દીવાનો પૈકી કોઇએ, રાયજી સાહેબથી ગોઠવાયલ શિરસ્તેદારો તથા કારકુનોને બદલવાનું ઉચિત ન ધારતાં તેમને ત્યાંને ત્યાં સ્થિર રાખવાની વાતને રાજ્યહિતની ગણી લેવામાં તેઓએ સાર જોયેલો હતો. અને પછી જ્યારે બ્રિટિશ

વાલીવહીવટ હયાતીમાં આવેલો ત્યારે પણ લગભગ એ ને એજ માણસોને વાલી-વહીવટદારે ઉપયોગમાં લેવાનું ચાલુ રાખેલું હતું. અર્થાત, રાયજી સાહેબ તો રાજ્યમાંથી ગયલા, તદપિ તેમનાથી કરાયલ કાર્યકરોની પસંદગી અને નિયોજના* તેમજ શાસનતંત્રની રચના: એ તમામ તો તેમની પાછળ અનૂટજ રહેલી હતી; અને આ હકીકત જ આપણા આ કથા-પુરૂષની પુરૂષપરીક્ષા કરવાની શક્તિ તથા શાસનકલાના પ્રતિપાદક પ્રમાણ રૂપ બની રહે તેમ છે.

---

# પ્રકરણ ૮ મું.

---

## रायजी साहेबनी राजनीतिनां मुख्य लक्षणो तथा राज्य शासनतंत्रमां तेमनुं स्थान.

## પૂર્વકથન

---

રાયજી સાહેબે પોતાથી આચરણ માટે જે રૂપની રાજનીતિ પોતાની સ્વતંત્ર બુદ્ધિ તથા વિચારણાથી ઘડી કાઢેલી હતી તેમાં મુખ્યમુખ્ય તત્ત્વો પરત્વે હવે આપણે આ પ્રકરણમાં થોડું ઘણું વિવેચન કરશું. અર્વાચીન યુરોપીય સંસ્કૃતિના સંસર્ગથી ઉત્પન્ન થયલા વિચાર પ્રવાહોએ રાજનીતિજ્ઞતાને જેટલા પ્રમાણમાં સુલભ અને સ્વલ્પ મુલ્યવાળી બનાવી કે મનાવી દીધેલી છે તેટલા પ્રમાણમાં તે વસ્તુતઃ તેવી છે કે હોઇ શકે કે નહિ, એ પ્રશ્ન જ, અમારા મત પ્રમાણે, ઘણી જ સૂક્ષ્મ છણાવટ માગી લે તેવો છે. નવાઇની વાત તો એ છે કે, કોઇ ઘર કે અન્ય જડ પ્રકારનું બાંધકામ કે જડ યંત્ર રચવારચાવવાનું હોય છે તો તેવે પ્રસંગે જડવિદ્યાજ્ઞ કોઇ શિલ્પી કે વાસ્તુશાસ્ત્રીય કે યંત્રશાસ્ત્રીનું સહાય્ય મેળવવાની વાતને આવશ્યક ગણવામાં આવે છે; કોઇ માણસ માંદો પડે છે તો કોઇ વૈધકપ્રવીણની સલાહ લેવાય છે; પરંતુ જ્યારે

---

* રાયજી સાહેબના પસંદ કરેલ શિરસ્તેદારો પાછળથી નવાબ મોહબતખાનજી ત્રીજાના વખતમાં જૂદા જૂદા ખાતાઓના અધિકારીઓ પણ બનેલ અને તેના વખતના એક અધિકારી (રા. બ. ત્રિભુવનરાય દુલેરાય રાણા) તો દિવાન પદ સુધી પણ પહોંચેલ.

સચેતન અને ષડ્-વિકારસંપન્ન માનવ સમાજ દેહની સુનિયંત્રણા તથા સ્વસ્થતા પરત્વે વિચારવાનું કે કોઈ કાર્ય કરવાકરાવવાનું હોય છે ત્યારે રાજ્યશાસ્ત્ર કે રાજનીતિશાસ્ત્રના જ્ઞાનાનુભવસંપન્ન શિલ્પી, યંત્રશાસ્ત્રી કે વૈદ્યને ગોતી કાઢી તેના સાહાય્ય વડે માનવ સમાજને સુગમનશીલ ઘડવાઘડાવવાના કામમાં મનુષ્યને પોતાનું અભિમાન કેમ આડું આવતું હશે એ સમજી શકાતું નથી. અમારી પોતાની મતિ પ્રમાણે તો રાજવિદ્યા સર્વલોકગમ્ય બહુલોકગમ્ય શાસ્ત્ર હોઇ શકે નહિ, તેમ વળી તેનું જ્ઞાન કેવળ ગ્રંથોપલબ્ધ પણ હોઇ શકે નહિ એ એક કલ્પનાત્મક નહિ પરંતુ ક્રિયાત્મક વિદ્યા છે અને તેથી તે અનુભવ ગમ્ય અને અટપટી કલા છે, અને તેના જ્ઞાનમાં આનુવંશિક ગુણોને બહુ ભાગે સ્થાન પણ હોવું જોઇએ. વિચારશક્તિ, વિવેક, વિનય, વિદ્યા, દૂરદર્શિતા નિષ્કામતા વગેરે ગુણો મનુષ્યમાત્રમાં પ્રભુએ એક સરખા પ્રમાણમાં મુકી માનવગણને સર્વથા સમાનતા બક્ષેલી છે એવું ગણવું અથવા ગણાવવું એ એક પ્રકારનો ભ્રમજનક પ્રયાસ હોઈ જનસમાજને ચઢે ચઢાવનાર સ્વાર્થસાધક ઉપદેશ સિવાય અન્ય કાંઇ હોય એમ અમને તો દેખાતું નથી. રાજવિદ્યા અંગે વધતા જતા વાદો એટલુંજ સૂચવે છે કે, એ વાદોના ઉત્પાદકો તથા પ્રચારકો માનવ સૃષ્ટિનું નવવિધાન પોતપોતની કલ્પના પ્રમાણે કરી આપી તેને સુખી બનાવવાને મિષે વસ્તુતઃ પોતાનું આધિપત્ય માનવ સમાજ ઉપર સ્થાપી દેવાની લાલસાથી ઘેરાયલા હોય છે, અને તેથી તેઓ પ્રચલિત શાસનવ્યવસ્થામાં જે દોષો દેખાતા હોય તે દોષોને દૂર કરાવવા માટે શુદ્ધ બુદ્ધિથી અગર નિષ્કામ વૃતિથી જે પ્રયાસો કરવા જોઇએ તે કરવાને બદલે સંસ્થાપિત શાસનતંત્રને ઉથલાવી પાડી તેને ઠેકાણે પોતાના કલ્પિત વાદોને અનુરૂપ આખીય શાસનવ્યવસ્થા અગર સમાજ-વ્યવસ્થા ઘડવા ઘડાવવાને માટે યત્નશીલ થઇ રહે છે, અને તેને પરિણામે માનવ સૃષ્ટિને ચિરંજીવ સ્થિરતા અને તજ્જનિત સ્વસ્થતા પ્રાપ્ત થઈ શકતી નથી અને તેને નિરંતર ક્ષુભિત દશામાં જ રહેવું પડે છે. આમ હોઇ આપણે કહી શકીએ કે રાજ્યવિધાતા અને રાજપાલ થવાને વિરલ મનુષ્યો જ લાયક હોઈ શકે. **येन केन प्रकारेण** સધાતી બહુલોકમતિથી નિર્ણીત કરાતી શાસનપદ્ધતિઓને રાજનીતિશાસ્ત્રના કે સમગ્ર જનસમાજના જીવનને ઉપકારક થાય તેવા પ્રકારના ચિરંજીવ સિદ્ધાંતો રૂપે ગ્રાહ્ય રાખી શકાય નહિ; કારણ કે બહુલોક મતિવાદ જે રૂપમાં દેખાય છે તેનું રૂપ કૃત્રિમ હોય છે, તેનું આયુષ્ય પણ ટુંકું હોય છે, તેમાં ગાડરિયા પ્રવાહની પેઠે અપાયલ મતનું પ્રાધાન્ય હોય છે. ઉત્તેજિત વિકારો અને આવેશોએ મતદાનમાં ઘણો વેપ ભજવેલો

હોય છે, અને તેથી કરીને તેને આધારે રચાતા શાસનતંત્રો અક્ષાગ્ર ઉપર ફરતાં રહેતાં ચક્રોની પેઠે ક્ષણેક્ષણે પરિવર્તન પામવાના ભયમાં પણ રહે છે; અર્થાત ગમે તેવા મોહકવાદને આશ્રયે કૂદકો મારીને રાજ્યવૃક્ષને ઉન્નત ભાગે ચઢીબેસી શકે તેવા મનુષ્યને, માનવ કલ્યાણ સાધનારી રાજવિદ્યાનો જ્ઞાતા ગણી લેવો, એ એક ગંભીર વિચાર દોષ જ ગણાય. અર્થાત યથાર્થ રાજવિદ્યા ધીરગતિવાળી હોય છે એટલે કોઇ પણ ખરો રાજનીતિજ્ઞ પોતાની કલ્પના પ્રમાણે લોકકંપાણ કરી નાખવાની ધગશમાં લોકજીવનના બધાય બંધો એક તડાકે કદિ પણ તોડવાને ઉત્થિત થતો નથી; કારણકે મનુષ્ય એકંદરે વિકારવશ પ્રાણી હોઇને તેને ફરીથી નિયંત્રિત કરવાનું કામ ઘણું જ મુશ્કેલ થઈ પડે છે.

પુરુષોત્તમરાયજીએ રાજ્યસેવામાં પ્રવેશ કર્યો તે પછીનાં પાંચ વર્ષો તેમણે રાજ્યમાં અને રાજ્ય બહાર પ્રવર્તતા સંયોગોનું અવલોકન કરવામાં અને તે ઉપરથી ભવિષ્યમાં આચરવાની રાજનીતિનાં સૂત્રો ઘડી કાઢવામાં ગાળેલાં હતાં. વળી તેમને તેમની કિશોર અવસ્થામાં દરબારમા મહત્વવાળું સ્થાન મળેલું એટલે તે સમયના કેટલાક મુત્સદીઓને તેમના ભણી દ્વેષ થઇ આવેલો હતો અને તેમણે તેમને અનેક અપવાદોથી નવાજવા પણ માંડેલા, એટલે એ પ્રતિપક્ષીઓનો ધૈર્ય અને યુક્તિથી પરાભવ કરવામા પણ તેમને પોતાની શક્તિનો વ્યય કરવો પડેલો હતો. એટલામાં આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ મેયા લોકોના વધતું પ્રકરણ ઉપસ્થિત થતાં એ પ્રસંગે એમને એક મુત્સદી તરીકે પ્રકટ થવાની અનુકૂળતા મળી આવેલી હતી. આ પ્રસંગે તેઓ, વળી, રાજ્યમાં અસ્તિત્ત્વ ધરાવતાં વૈધ્ય સ્થાનોનો ખ્યાલ પણ લઇ શકેલા, એટલે, સર્વોપરિ અંગ્રેજ સરકાર કયે કયે માર્ગે રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરી શકે તેમ છે તે તેમના જાણવામાં આવેલું હતું. કાઠિયાવાડમાં પેશ્વા, ગાયકવાડ અને જૂનાગઢના નવાબઃ એ ત્રણ "ત્રિગુણ સરકાર" સંજ્ઞાથી ઓળખાતા હતા, અને પેશ્વાઇનો અંત આવ્યા પછી તેનું સ્થાન અંગ્રેજ સરકારે લીધેલું ત્યારે પણ એ ત્રણે સત્તાઓ "ત્રિગુણ સરકાર" ગણાઇને કાઠિયાવાડ પુરતી સરખા દરજ્જાવાળી મનાઈ રહેલી હતી. આમ હોઈ મોગઠ સરકાર એકયે કે જૂનાગઢના નવાબો સ્વતંત્ર રાજકર્તા તરીકે કાઠિયાવાડમાંનાં બીજાં રાજ્યો ઉપર પોતાની અધીશ્વરતા હોવાનો દાવો રાખતા હતા, અને તે દાવો, ઇતિહાસ દૃષ્ટિએ, ખોટો પણ ન હતો. આવી પરિસ્થિતિમાં જૂનાગઢ રાજ્ય પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ તથા નિર્વાહ કરવાને મથી રહે તેમાં અસ્વાભાવિકતા ન હતી, અને

જૂનાગઢના નાગર મુત્સદ્દીઓ તો રાજ્યની પ્રતિષ્ઠા વધારવાને કામે પ્રથમથી જ નિમગ્ન રહેલા એટલે તેઓ રાજ્યને પોતાનું ગણી નવાબ સાહેબોના સંબાંશી ભાગદાર જેવા થઇ બેસે તેમાં નવાઈ પણ ન હતી. આમ હોવાથી રાજ્યના ગૌરવની રક્ષા કરવામાં નાગર મુત્સદ્દીઓને ગમે તેટલું બલિદાન પોતાના સ્વાર્થનું આપવું પડે તો તે આપવામાં તેઓ પાછું વાળીને જુવે તેમ ન હતા. એ છતાં અંગ્રેજ સરકારની સર્વોપરિતા સ્થપાઇ ત્યારથી સમયમાં ઘણો પલટો આવી ગયલો હતો, એટલે ખરી મુત્સદ્દીગીરીએ યુગલક્ષણો પારખી નવરૂપ ધારણ કરવાની જરૂરત જ માનેલી હતી. રાયજી સાહેબ જોઇ શકેલા કે, અંગ્રેજ સરકારની સર્વોપરિતાનો ગ્રાહ દિવસે દિવસે મજબૂત થતો જવાનો જ અને તેથી વેળાસર ચેતીને રાજકર્તાઓ પોતાના રાજ્યોમાં અસ્તિત્વ ધરાવતાં વૈધ્યસ્થાનોને નષ્ટ કરી નહિ દે અને વળી પોતાનાં શાસનતંત્રોમાં સમયોચિત રૂપાંતર કરી તેમને સ્થિરતા આપી નહિ દે, તો રાજ્યોની આંતર સ્વતંત્રતા જોખમાઈ જવાની; એટલું જ નહિ, પરંતુ રાજકર્તાઓની પોતાની સ્થિતિ એકંદરે મ્હોટા જમીનદારો કરતાં વધારે સારી રહી શકવાની પણ નથી. આવા પ્રકારની પોતાની વિચારસરણિને અનુસરીને આપણા આ કથાવીરે પોતાથી આચરાવાની નીતિનું ઘડતર, નીચે આપેલ સિદ્ધાંતોને આધારે કરેલું હતું.

## (क) राजनीतिनां मुख्य लक्षणो.

**(૧) રાજકર્તાનું સ્થાન રાજ્યતંત્રમાં જળકમળવત્ હોવું જોઇએ:—** રાજ્યકાર્યોને લગતી જવાબદારીમાંથી નવાબ સાહેબ ખુદને મુક્ત રાખવામાં આવે તો તેને પરિણામે તેમનું પોતાનું તેમજ રાજ્યનું હિત રક્ષિત રહી શકે, એમ પુરૂષોત્તમરાયજીએ બેચા-વધના પ્રસંગ ઉપરથી એક નીતિસૂત્ર ઉપજાવી કાઢેલું હતું. પરંતુ નવાબ સાહેબ એ પ્રમાણે મુક્ત રહેવાની સ્થિતિમાં આવે તે પહેલાં દરબાર તરફથી એટલે કે રાજકુળ અને તેને નામે તેના સંસર્ગીઓ, પાર્શ્વદો તથા રાજવલ્લભો તરફથી શાસનવ્યવસ્થામાં જે ડખલ થયા કરતી હતી તેનો અંત આવી જવો જોઇએ, એમ એમણે માનેલું હતું. આ કાર્યની સિદ્ધિ સ્વદેશીય કાર્યભારીને હાથે થઈ શકે નહિ એટલા માટે કોઇ પરદેશીય તથા દરબારને અપરિચિત હોય, એવા કોઇ કુશળ અને વિશ્વસનીય પુરૂષને ખોળી કાઢી પહેલે તડાકે તમામ અધિકારો તેનામાં કેંદ્રિત થાય તેમ કરવું એ એક ઉપાયનીતિ રૂપે આવશ્યક છે એમ પણ તેમને લાગેલું હતું. હરિદાસભાઇ જેવા

દીવાનને ગોતી કાઢ્યાથી પુરૂષોત્તમરાયજી દરબારને શાસનતંત્રમાં હસ્તક્ષેપ કરતાં અટકાવી શકેલા અને તેથી નવાબ સાહેબ ખુદ રાજ્યકાર્યો પરત્વે રહેતી જવાબદારીમાંથી ઘણે ભાગે મુક્ત થઇ શકેલા હતા, અને કાર્યભારીમંડળ તે પરત્વે જવાબદાર ઠરાવાઇ ગયલું પણ હતું. આમ પુરૂષોત્તમરાયજી પૂર્વોક્ત પોતાના નીતિસૂત્રને પરોક્ષ માર્ગે સફળ કરી શકેલા હતા.

**(૨) રાજ્યકાર્યો પરત્વે શિષ્ટલોકમતને માન્ય ગણવો જોઇએ:**—પુરૂષોત્તમરાયજીનું આ બીજું નીતિસૂત્ર હતું. રાજ્યકાર્યો સંબંધે ડાહ્યા અને અનુભવી લોકો કેવા વિચારો દર્શાવે છે તે અવશ્ય જાણવું જોઇએ. ડાહ્યા અને અનુભવી લોકો શું કહે છે તે, કોઇપણ પ્રકારનો પુર્વગ્રહ રાખ્યા વિના સાંભળવું એ પ્રજાગ્ય સાથ મેળવ્યા બરાબર થઇ પડે.

**(૩) રાજ્યના આંતર સ્વાતંત્ર્ય અને ગૌરવની સંપૂર્ણતઃ રક્ષા થવી જોઇએ:**—આ બાબત રાયજી સાહેબની રાજનીતિનું એક મહાસુત્ર હતું. એક યા બીજા મિષે બ્રિટિશ સરકાર રાજ્યના આંતર વહીવટમાં તથા બીજી આંતર બાબતોમાં હસ્તક્ષેપ કરવાને યત્નશીલ રહેતા હતા એટલે તેમના તેવા પ્રયત્નોને મંત્રયુદ્ધથી તોડી પાડવા માટે આપણા આ કથાનાયક કોઇ પણ પ્રકારે પશ્ચાત પડતા નહિ, અને તેને પરિણામે એઓ પોતે બ્રિટિશ રાજદ્વારીઓના દ્વેષના ભોક્તા થઇ પડેલા હતા. તથાપિ જ્યાંસુધી એમને પોતાના સ્વામી નવાબ સાહેબ તરફથી પુષ્ટિ મળતી રહેતી હતી ત્યાં સુધી બાહ્ય ભય તેને પોતાના માર્ગમાંથી સ્ખલિત કરી શકતો ન હતો. પરિણામે તેઓ એક પ્રયાસે નહિ તો બીજા ત્રીજા પ્રયાસે પણ પોતાનું ધાર્યું નિશાન પાડી શકતા હતા. પરદેશખાતાના અમાત્ય કાર્યભારી–દીવાનને ભાગે 'એજંસી' માં લડવાનું આવતું હતું એટલે 'એજંસી' નો રોષ જેટલો તેના ઉપર ઊતરતો તેટલો પુરૂષોત્તમરાયજી ઉપર ઉતરી શકતો નહિ. અને તેથી 'એજંસી' તેમના ઉપર સીધો પ્રહાર કરી શકતી નહિ, એટલે કે પડતો ઘા ઝીલનાર દીવાન જ્યાં સુધી હોય ત્યાં સુધી રાજ્યના બીજા કાર્યભારી સલામત રહી શકતા હતા. આમ હોઇને, ઘા ઝીલવાને સર્વથા તૈયાર હોય એવા જ પુરૂષોને દીવાન તરીકે ગોતી કાઢવાની નીતિ પુરૂષોત્તમરાયજીએ ગૃહીત કરી રાખેલી હતી; પરંતુ હવે પછી આપણા જાણવામાં આવશે તેમ જ્યારે પુરૂષોત્તમરાયજીને નવાબ સાહેબ તરફથી મળતું રહેલ પીઠબળ બંધ પડેલું ત્યારે તેઓ સ્વાભિમાનનું સ્થિર પાલન કરી રાખવાને અસમર્થ બનેલા અને અંતે

તેમને રાજીનામું આપીને છુટું થવું પડેલું પણ હતું. આંતર સ્વતંત્રતાના એક 'દુર્ધર્ષ રક્ષક' ની જે ઉપમા કર્નલ જે. એમ. હંટરે પુરૂષોત્તમરાયજીને આપેલ છે તે યથાર્થજ છે.

**(૪) આંતર કલહથી મુક્ત રાજ્ય જ આંતર સ્વાતંત્ર્ય મેળવી શકે:-** બે બિલાડીઓ વચ્ચે ન્યાય કરવાને વાનર બેઠેલો ત્યારે વાનરજ તેમાં ફાવેલો એ આપણા જૂના ગુજરાતી પાઠયપુસ્તકમાંની વાર્તા સર્વવિદિત છે જ. બે પક્ષો અદાલતમાં લડે ત્યારે ખીસાં ભરાય વકીલોનાં અને રાજ્યના. આમ થાય તેના કરતાં એ પ્રમાણે લડવા તૈયાર થતા ઉભય પક્ષો થોડો ઘણો ઘાસ સહી લઇને પણ' ઘરમેળે ' સમાધાન કરી લે તો ખોટું શું ! આ સિદ્ધાંતને અનુલક્ષીને પુરૂષોત્તમરાયજી એ રાજ્યમાં પ્રવર્તી રહેલ કલહો ટાળવાને સતત પ્રયાસ કરેલો અને તેવો તેમનો પ્રયાસ સ્વયંસ્થાપિત થઇ બેઠેલ ન્યાયાધીશ એજંસીને અણગમતો થઇ પડેલો એ સ્વાભાવિક વાત જ હતી. રાજ્યમાંથી કલહ અસંતોષ વગેરે દોષો નષ્ટ થઇ જાય તો શાંતિસુખનો ઉદ્ભવ થઇ આવે, અને તેને પરિણામે રાજ્યને અંતઃ કોપ દબાવવાને માટે જે નકામો ધનવ્યય કરવો પડે તે કરવાના પ્રસંગો આવે નહિ અને તે પ્રમાણે થાય એટલે રાજ્યધન તેટલા પ્રમાણમાં પ્રજાકલ્યાણ અર્થે વાપરી શકાતાં પ્રજાબળ રાજ્યને પ્રાપ્ત થઇ રહે; એટલું જ નહિ, પરંતુ સર્વોપરિ અંગ્રેજ સરકારને રાજ્યની આંતર બાબતોમાં હાથ ઘાલવાને જે નિમિત્તો જોઇએ તે તેમને મળી શકે પણ નહિ; આવા બધા વિચાર કરીને રાયજી સાહેબે આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ રાજ્યનાં પરદેશખાતાને લગતાં તથા ચાલુ કામો દીવાનજીને ભાગે રાખીને તેમણે પોતે શાંતિસાધક વિશિષ્ટકોટીના કામો કરી નાખવાનો ભાર પોતાને માથે ઉપાડી લીધેલો હતો.

**(૫) હિંદુ અને મુસલમાન લોકો વચ્ચે એકતાનો નિર્વાહ થઇ રહેવો જ જોઇએ:-** સૌરાષ્ટ્રમાં બાબી મુસલમાન રાજ્યની સ્થાપના થઇ તે દિવસથી માંડી ને છેક ઈ. સ. ૧૯૧૧માં નવાબ સાહેબ રસુલખાનજી બહેસ્તનશીન થયા તે તારીખ સુધીનો જુનાગઢ રાજ્યનો ઇતિહાસ, હિંદુ અને મુસલમાન જાતિના લોકો વચ્ચે જામી રહેલ એકતાનો ઇતિહાસ છે; એટલું જ નહિ, પરંતુ રાજ કુળે પણ પોતાની પ્રજાના આ બે ગણો વચ્ચે અભેદ દૃષ્ટિ રાખીને ચાલવાની નીતિ પકડી રાખેલી પણ હતી. જૂનાગઢ રાજ્યની એ પ્રકારની નીતિ અને તેનું પરિણામ આપણા અખીલ હિંદુસ્તાનના ઇતિહાસમાં એક અજોડ વાત હોઇ એક અનુકરણીય દૃષ્ટાંત આપણને પુરું પાડે છે. રાજ્યદેહના દક્ષિણ

ભૂજ ૩૫ હિંદુ-વિશેષત નાગર રાજપુરુષોએ અને વામણુંજરપીળની મુસલમાન સરદારો જમાદારો સાથે મળીને બાબી રાજકુળના મસ્તકને સવેજન અને કાઠિયાવાડમાં મર્વોત્કૃષ્ટ રાખવાના કામમાં પોતાના સ્વાર્થ તેમજ પ્રાણુની દરકાર રાખેલી નથી એમ જૂનાગઢ રાજ્યોનો ઇતિહાસ સ્પષ્ટ કરી આપે છે. રાજ્યની સમસ્ત હિંદૂ જનતા અને મુસલમાન જનતા વચ્ચે કોઇ કાળે એક પણ બખેડો થવા પામેલ નથી; અને કોઇ કાળે બખેડા જેવું બનેલું દેખાશે તો તેસ્થાનીક તકરારને લીધે અગરતો પરપ્રેરિત અણુસમજુ લોકોને થઇ આવેલ ઉશ્કેરાટના ફલ સિવાયની બાબત ન હતી.

આ બાબી રાજકુળના વારામા મુસલમાનો તરફથી કોઇ પણ હિંદૂ દેવસ્થાન કે પવિત્ર સ્થળને અગર તો હિંદુઓ તરફથી એક પણ મુસલમાન મસ્જિદ કે પવિત્ર જગાને નુકશાન પહોંચાડાયલું હોય એવો દાખલો ભાગ્યે જ મળી આવશે. રાયજી સાહેબે જૂનાગઢ છોડયું ત્યા સુધીમાં જે કોઇએ મોગલાઈ દાઢવાળી ઇદની કે દરોરાની સ્વારીઓ, મહોરમના દિવસો, હિંદૂ મેળાઓ તથા નવાબોના ઓરસો વગેરે જોયેલ હશે તેને, ગજ્યમાના હિંદુઓ અને મુસલમાનો વચ્ચે વ્યાપી રહેલ એખ્તાનો પ્રત્યક્ષ અનુભવ થયા વિના રહ્યો નહિ જ હોય. સ્વ છગનલાલ પંડયા જેવા એક તટસ્થ પરદેશીય નિરીક્ષક સ્વાનુભવથી, તા. ૨૦-૩-૩૨ના 'ગુજરાતી' પત્રના અંકમા આ વિષય ઉપર પ્રકાશ નાખતી એક વાત લખી ગયા છે તે આ પ્રમાણે છે- 'મુસલમાન છતા હિંદૂ ધર્મ ઉપર તેમને (નવાબ રસુલખાનજીને) સારી આસ્થા હતી. ફકીરો સાથે સાધુઓનો પણ નાનપણમા સહવાસ થયેલો ને ઇંદ્રેશ્વર-મહાદેવની રમણીય જગા શાંત દૂર ગિરનારની તળેટીમા આવેલી છે ત્યા તેઓ અવારનવાર ગયલા તે વેળા ત્યાના મહારાજે કાઇ ભવિષ્ય ભાખ્યું હતું કે .'આપકું રાજગાદી મિલજાયગી' આ વાત સાચી હોય કે ખોટી પણ જ્યારે પોતે તખ્તનશીન થયા ત્યારે આ બાવાએ મહારી મારફત પોતાના આશીર્વાદ હજૂરને મોકલ્યા અને ઉપરની વાત યાદ કરાવી તે ઉપરથી એમનો સસ્કાર જાગૃત થયા અને બાવાજીને કુરનસ માટે આવવાની રજા આપી હતી. એ સ્થળે પાણીનુ સ્વચ્છ ઝરણુ નિરંતર વહે છે તેથી ગાયો વગેરે જાનવરો ત્યા પાણી પીવા આવે છે તેની સાથે વખતે સિંહ આદિ ભયાનક પશુઓ પણ આવી ચઢે છે. ને નિર્દોષ ગાયોના જાન લે છે, તેથી બાવાનો વિચાર કાઇ એક ગૌશાળા બંધાવવાનો હતો. એ વાત હજુરશ્રીને જાહેર કરી કે તરતજ પોતે

પોતાને ખર્ચે ત્યાં તેવી ગૌશાળા બંધાવી દેવા મંજુરી આપી અને મે એમના જ નામના શિલાલેખવાળી "રસુલખાનજી ગૌશાળા" ત્યાં બંધાવી, અને તેનું ખર્ચ પોતે પોતાની ખાનગી તીજોરીમાંથી મ્હારે હસ્તક જ અપાવેલું હતું × × × હરદ્વાર આદિ યાત્રાનાં સ્થળે કોઇ સાધૂઓને જવાનું હોય તે તેમની અરજ પોતાને કાને પડે તો આર્થિક સાહય્ય આપવાનું ચુકતાં નહિ' જૂનાગઢ શહેર અને તેની આસપાસનો પ્રદેશ હિંદુ તેમજ મુસલમાન તીર્થ-સ્થાનોથી એટલા પ્રમાણમાં તો ભરપુર છે કે, તેનો જોટો અન્ય કોઈ સ્થળેથી ભાગ્યેજ મળી આવે. છતાં આ પ્રદેશમાંનાં મ્હોટી સંખ્યામાં દેખાતાં હિંદુ ધર્મસ્થાનો તેમજ મુસલમાન પવિત્ર જગાઓ, નવાબ રસુલખાનજીના દેહાંત પર્યંત તો સૌ સૌની હદમાં અનાક્રમિત સ્થિતિમાં રહેવા પામેલ, એ હકીકત નાગર મુત્સદ્દીઓને હાથે હિંદુ રંગે રંગાઇ સુશોભિત બનેલ મુસલમાની નવાબીનું એક અદ્વિતીય તથા યશસ્કર ચિત્ર આપણી દૃષ્ટિ સમીપ ખડું કર્યા વિના રહેતું નથી જ. શોચનીય વાત એ છે કે, નવાબ સાહેબ રસુલખાનજીના રાજ્યકાળ પછી જૂનાગઢ રાજ્યની નવાબીનો ઝોક બદલાયો હતો અને હિંદુ અને મુસલમાન રૂપી પલ્લાંવાળું ત્રાજવું સમતોલ રહી શકેલું નહિ, એટલુંજ નહિ પરંતુ કાર્યભારીઓની તેમજ સલાહકારોની હૃદયદુર્બળતાને પરિણામે અગર આંખ આડા કાન કરવાની નીતિને લીધે, જે સ્થળોમાં મુસલમાની ધર્મની સૂચક એક પણ સંસ્થા કે નિશાની ન હતી તે સ્થળોમાં–હિંદૂ પવિત્ર સ્થાનોના સાંનિધ્યમાં જ મુસલમાનોથી પવિત્ર મનાય તેવી સંસ્થાઓ ઉપસ્થિત થતી ગયલી છે. ખરેખરા રાજ્યભક્ત કાર્યભારીઓ ન હોય, ત્યારે કેવું પરિણામ આવે તે જેણે જાણવું હોય તેણે જૂનાગઢ રાજ્યનો છેલ્લાં ચાલીશ વર્ષોનો ઇતિહાસ તપાસી લેવો

**(૬) નોકરી આપવામાં જાતિજ્ઞાતિનો ભેદ ન રાખતાં યોગ્યતાને જ લક્ષ્યમાં રાખવી જોઇએ:**–ઈ. સ. ૧૮૮૪માં પ્રકટ થયલ, કર્નલ જે. ડબલ્યુ. વૉટસને રચિત 'સ્ટેટિસ્ટિકલ એકાઉંટ ઑફ જૂનાગઢ' નામક અંગ્રેજી ગ્રંથમાં લખેલું છે તે પ્રમાણે 'મુસલમાનોને જો કે અનેક મ્હોટી જગાઓ ઉપર નીમવઃમાં આવેલ છે, તોપણ નાગરો કે જે એક ઘણોજ બુદ્ધિશાળી વર્ગ છે તેઓ રાજ્યમાં અગ્રગણ્ય અમલદારો છે' એ હકીકત આપણને સ્પષ્ટ બતાવી આપે છે કે, નાગરો એટલે કે; હિંદુઓ જોકે રાજ્યમાં અગ્રગણ્ય અમલદારો હતા તોપણ મુસલમાન અમલદારોની સંખ્યા મ્હોટી તો હતી જ અને તેઓ બહિષ્કૃત રખાયલા ન હતા. એ છતાં એટલું તો ખરું

હતું જ કે રાજ્યની નોકરીમાં જોડાનાર હિંદુ હોય કે મુસલમાન હોય, તોપણ જે તે કાર્ય પરત્વે તેની યોગ્યતા જોઈને જ તેને નોકરીમાં લેવાતો અને પગાર અપાતો હતો. મુસલમાન રાજ્ય છે માટે ગમે તેટલી ઓછી યોગ્યતાવાળા મુસલમાનને પહેલી પસંદગી આપવી અને ગમે તેટલી પાત્રતાવાળા હિંદુને પછી પસંદગી આપવી એવી પક્ષપાતવાળી અને રાજ્યને અહિતકર નીવડે તથા પ્રજામાં અસંતોષને ઉત્પન્ન કરે તેવી નીતિ ન હતી નવાબોની કે ન હતી તેમના કાર્યભારીઓની.

મતલબ કે, કેળવાયલ અગર ખપમાં આવી શકે એવા મુસલમાનો રાજ્યમાંથી ઉપલબ્ધ ન થાય તો પરદેશમાંથી પણ આયાત કરીને મુસલમાન નોકરોની સંખ્યા વધારવાની નીતિ કાર્યભારીમંડળે કે નવાબ સાહેબોએ અખત્યાર કરેલી નહિ તેમ તેને પસંદ કરેલી પણ નહિ. આ હકીકતનું પ્રતિપાદન અમે કરી શકીએ તેમ છીએ. બ્રિટિશ સરકાર જ્યારે ને ત્યારે પરદેશમાંથી કેળવાયલ મુસલમાનો–ખોજા અને વોરા સિવાયના–ની આયાત રાજ્યની નોકરીમાં કરાવવાને માટે નવાબ સાહેબોને સૂચના સલાહ આપ્યા કરતા હતા, પરંતુ નવાબ સાહેબો, ગમે તે ભોગે પણ, પરદેશીય મુસલમાનોના પગ રાજ્યમાં થવા દેવાની વાતને નાપસંદ જ કરી રહેલા; અને જો કે, પુરૂષોત્તમરાયજી રાજ્યસેવામાંથી ખસી ગયા પછી (સર) મીરજાં અબાસ અલી બેગ તથા બીજા એક મુસલમાન બેરિસ્ટરને (એમ. એ–ફકીહને) નવાબ સાહેબ રસુલખાનજીએ રાજ્યમાં સ્થાન આપેલ, તથાપિ તે વાત તેમને પોતાને રૂચતી ન હતી; એટલું જ નહિ, પરંતુ (સર) મીરજાં અબાસ અલી બેગ જેવા દીવાન પણ પોતાનો અધિકાર વાપરી પરદેશીય ગૃહસ્થોની આયાત રાજ્યસેવામાં કરી ન શકે તેટલા માટે એ 'અભણ' ગણાતા નવાબે બાહાલી, બરતરફી વગેરે સર્વપ્રકારની બાબતોને લગતા બધાય અધિકાર સ્વાધીન કરી લીધેલા પણ હતા. હવે હિંદુઓની બાબત પરત્વે બોલીએ તો પુરૂષોત્તમરાયજીએ તેમને પણ તેમની યોગ્યતા પ્રમાણે નોકરી તથા પગાર આપવાનું ધોરણ રાખેલું અને તેમ કરવામાં તેમણે કોઇ પણ પ્રકારે ભેદભાવ રાખેલો ન હતો. જ્યાં સુધી તેમને અમુક અમુક ખાતાંઓ સંભાળી શકે એવા આધુનિક વિદ્યાસંસ્કારવાળા સ્થાનિક હિંદુઓ મળી આવેલા નહિ ત્યાં સુધી તેમણે પરદેશમાંથી ગમે તે જાતિજ્ઞાતિના હિંદુઓની પ્રસંગોચિત આયાત કરવાનું ધોરણ ઠરાવેલું હતું, અને એટલું પણ નિઃશંક કે, જ્યારે પુરૂષોત્તમરાયજીને સ્થાનિક હિંદુ અગર મુસલમાન આવશ્યક જ્ઞાન તથા અનુભવવાળા ઉપલબ્ધ

થવા લાગત ત્યારે તેઓ પરદેશમાંથી હિંદુ કાર્યકુશળ ગૃહસ્થોની આયાત કરવાનું બંધ કરી પણ દેત. રાયજી સાહેબનો રાજ્યસેવામોક્ષ થયો ત્યાર પછી મેજર કાર્નેગી નામક અંગ્રેજ સહચરની દોરવણી નીચે રહીને નવાબ રસુલખાનજીના યુવરાજ શેરજુમાખાનજીએ મુલ્કી તેમજ પોલિસ ખાતામાંના હિંદુ અમલદારોને નોકરીમાંથી કમી કરીને તેમને ઠેકાણે અપાત્ર મુસલમાનોને ભરવા માંડેલા તેના પરિણામમાં રાજ્યના મુલ્કી વહીવટમાં તથા પોલિસ-ખાતામાં કેટલી બધી અરાજકતાનો ઉદ્ભવ થઈ આવેલો હતો તે જેને જાણવું હોય તેણે, આ ગ્રંથમાં હવે પછી અપાનાર, રાજ્યના સર ન્યાયાધીશ પારસી ગૃહસ્થ ડોસાભાઇ ગાંધીજીની રોજનિશીનો ઉતારો તથા ન્યાયખાતામાં પેસતા જતા સળાને લીધે કંટાળી ઊઠી, રાજીનામું આપી રાજ્યસેવામાંથી ખસી ગયલ "રા. રા. કલ્યાણરાય જોશાભાઇ બક્ષીનું જીવન વૃતાંત" નામક પુસ્તક વાંચી લેવાં જોઇએ.

**(૭) રાજ્યે હંમેશાં સામર્થ્ય-સંચય તથા સામર્થ્ય પૂજા કરતું રહેવું જોઇએ:**-જે રાજ્ય અર્થસમૃદ્ધ તથા પુરૂષસમૃદ્ધ રહેવા માટે પ્રયાસ કરી રહે છે તે "સામર્થ્યસંચય" કરનારૂં ગણાય છે, અને એ પ્રમાણે તેનાથી કરાતો "સામર્થ્યસંચય" તેનાથી કરાતી સામર્થ્યપૂજાનો વ્યંજક પણ છે. રાયજીસાહેબ ખુદ સ્વભાવથીજ સામર્થ્યપૂજક હતા એટલે તેમણે પોતાના "કારભાર"ના સમયમાં હંમેશાં બને તેટલો અર્થસંચય તથા પુરૂષસંચય કરવાનું ચાલુ રાખેલું હતું, અને તેને પરિણામે તેઓ જૂનાગઢ રાજ્યને બહુવિધ પ્રકારે શક્તિશાળી બનાવી શકેલા પણ હતા. એમના અધિકારકાળમાં રાજ્યની આર્થિક સ્થિતિ કેટલી બધી સંગીન હતી તેનો ખ્યાલ, તે સમયની રાજ્યની સરાસરી ઉપજ રૂપીઆ ત્રીસ લાખની દૃષ્ટિએ વિચારતાં, તેમના સમયમાં થવા પામેલ સંખ્યા બંધ બાંધકામો, હયાતીમાં અણાયલ લોકોપયોગી સંસ્થાએ, વિદ્યા-સાહિત્ય તથા કલાને આપવામાં આવતી રહેલ સતત ઉદાર મદદ; રાજ્ય બહાર બ્રિટિશ ખાલસા મુલ્કમાંની જૂદી જૂદી સંસ્થાઓના પોષણાર્થ આપવામાં આવેલ આર્થિક સાહાય્ય, દુષ્કાળ-નિવારણાર્થ કરાયલ મ્હોટા ધનવ્યયઃ વગેરે બહુ વિધ પ્રકારે વપરાયલ નાણાંનો જો આંકડો કાઢવામાં આવે તો સહજ આવી શકે તેમ છે. કાઠિયાવાડનાં તેમજ ગૂજરાતનાં ઘણુંખરાં રાજ્યો જ્યારે અર્થસંકોચ ભોગવી રહેલાં હતાં ત્યારે જૂનાગઢ રાજ્ય મોકળે હાથે નાણાં ખર્ચી શકતું હતું એ હકીકત જ પુરૂષોત્તમરાયજીના શાસનપ્રબંધથી ઉદિત થયલ અર્થસામર્થ્યનો અવિવાદ પુરાવો ગણાશે. અર્થદૃષ્ટિએ આ એક વાત. હવે આપણે જૂનાગઢ રાજ્યે પુરૂષસામર્થ્યના સંચય પરત્વે કરેલ પ્રયાસ બાબત બે શબ્દો લખશું.

પુરુષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યના હિતાર્થ આવશ્યક અર્થિક વ્યવસ્થા કરીને તેને આત્માશ્રયવાળું બનાવી' વિવશતાની' પીડામાં પડતું અટકાવેલું તેમ તેમણે પોતાના વારામાં રાજ્યકાર્ય સમર્થ પુરુષોને રાજ્યસેવામાં જકડી રાખવાની નીતિનું અવલંબન કરીને રાજ્યમાં પુરુષસામર્થ્યનો સંચય કરી રાખવામાં કશી પણ કચાશ રાખેલી ન હતી. જો રાજ્યમાંથી તેવા ગુણોવાળા પુરુષો ઉપલબ્ધ થઇ ન શકતા તો તેઓ પરદેશમાંથી પણ તેવા પૂરૂષોને ગોતી કાઢી રાજ્યમાં ગોઠવી દેતા હતા. આમ જ્યારે તેઓ પરદેશીય પૂરુષોની આયાત કરતા હતા, ત્યારે કેટલાક સંકુચિત માનસવાળા અનાત્મસંપન્ન લોકો એવી આયાતને તેમની એક ગંભીર ભૂલ રૂપે ગણતા ગણાવતા પણ હતા. પરંતુ એવા એ વિવેચકોનો એમ કરવામાં કોઇ દોષ ન હતો; કારણકે એવા લોકોને રાજ્યજીસાહેબ ખુદની શક્તિમત્તાનો ખરો ખ્યાલ ન હતો અગર તો "તુલસી ગયો, દાસ ગયો રહ્યો તુલચ્છો નામ" એ ન્યાયે તેવા લોકો ખરો ખ્યાલ લેવાને તૈયાર પણ ન હતા, અને વિશેષમાં તેઓ પુરુષોત્તમરાયજીને વઝીર બહાઉદ્દીનભાઇના એક પ્રિયજન તથા એક આશ્રિત પરોપજીવી રૂપે સમજવા સમજાવવાને ઉત્સુક રહેનારા હતા. પરંતુ વસ્તુસ્થિતિ દેખાતી હતી તેનાથી તદ્દન ઉલટી જ કોટીની હતી, વઝીર બહાઉદ્દીનભાઇ સામર્થ્યસંપન્ન હતા, પરંતુ એ એમનું સામર્થ્ય એમના પોતાના જૂના જમાનાની એરણ ઉપર ઘડાયલ રાજનીતિ પરત્વે અને નવાબ સાહેબોએ આપેલ શ્રેષ્ઠાધિકારને બળેજ ટકી રહેલું હતું. રાયજીસાહેબ પોતે સામર્થ્યસંપન્ન કે આત્મસંપન્ન હતા તે તેમની જન્મસિદ્ધ શક્તિઓને લીધે તેમજ સુજ્ઞ ગોકુલજીભાઈ તથા મન સુખરામભાઇ વગેરે કારીગરોને હાથે તેમને અર્વાચીન કાળની એરણ ઉપર ઘડાવાનો લાભ મળેલો તેને પરિણામેજ. વઝીર સાહેબથી રાયજી સાહેબ ઘડાયલા એ વાત ઇન્કારી શકાય તેવી નથી; તથાપિ રાયજીસાહેબથી વઝીર બહાઉદ્દીનભાઇ અધિક પ્રમાણમાં ઘડાયલા એ વાત પણ અશંકનીય છે. અલબત, જે કોપ દુર્બલ હોય છે તેને પ્રબળનો ભય રહે છે, અને તેથી કરીને, રાજ્યાધિકાર ભોગવવાને ભાગ્યશાળી થયલ દુર્બળ તથાપિ અધિકારલોભી રાજપુરુષ પોતાના પડખામાં સમર્થ પુરુષની યોજના બનતાં સુધી કરતો કે કરાવા દેતો નથી એ વાત સ્વત સિદ્ધ જેવી છેજ; કારણ કે તેવા સમર્થ સહકારીને હાથે કોઇ કાળે ઉથલાઈ પડવાનો ભય પણ રહેલો હોય છે. રાયજીસાહેબ દુર્બલ કોટીના લેશ પણ ન હતા. તેઓ ખુદ આત્મસંપન્ન હતાજ, અને તેથી તેમનામાં એ પ્રકારની સ્વાર્થરક્ષક બીરુતા ન હતી. આમ હોઇને તેમણે પોતાના રાજદારીય

આદિ ઉદ્દેશોને સફળ કરાવી શકે એવા સામર્થ્ય સંપન્ન સ્વદેશીય તેમજ પરદેશીય, સ્વજ્ઞાતિના તેમજ પરજ્ઞાતિજ્ઞાતિના પુરુષોને ઓળીખોળીને યથાપ્રસંગ રાજ્યમાં ગોઠવી રાખવાનું ચાલુ રાખેલું હતું. આ એક તેમનો નીતિવ્યૂહ હતો, અને રાજ્યકલ્યાણાર્થ એવા વ્યૂહની જરૂર પણ હતી. ગ્રહમાળામાંના ગ્રહોના શક્તિપ્રભાવની અંતિમ સીમાનું ઉલ્લંઘન જ્યાં સુધી થઇ ન શકે ત્યાં સુધી કોઇથી જેમ સૂર્યસ્થાન સુધી પહોંચી શકાતું નથી, તેમ રાયજી સાહેબ રૂપી શાસનતંત્રનું કેંદ્રસ્થાન સમર્થ સહકારી ગ્રહોથી પરિવેષ્ટિત થઇ રહેતું હતું એટલે તે હંમેશાં અવેધ્ય જ રહેવા પામતું હતું.

**(૮) રાજ્ય પ્રજાસેવ્ય તથા પ્રજાભોગ્ય હોવું જોઈએ:**—આ પરિચ્છેદના આરંભમાં અમારે કહી દેવું જોઇએ કે, પ્રજાભોગ્યતામાં પ્રજાસેવ્યતાનો સમાવેશ થાય છે, તોપણ કોઇપણ રાજ્યની પ્રજાસેવ્યતા એ એક વિશિષ્ટ ઉપકારક બાબત હોઈ તેને અલગ વિચારવી એ જરૂરનું થઈ પડે છે, એટલે અમે તેને એક ઇલાયદા વિષય રૂપ ગણેલી છે. સુરત ગોકુલજી ઝાલા દીવાન થયા ત્યાં સુધીમાં જૂનાગઢ રાજ્ય લગભગ પ્રજાસેવિત અને પ્રજાભક્ત હતું એમ કહી શકાય. પરંતુ આ દીવાનજીના વારામાં, અર્વાચીન ભાવના પ્રમાણે શાસનતંત્ર ઘડવાની આવશ્યકતા, બ્રિટિશ સર્વોપરિ સરકારની પ્રેરણાથી ઉપસ્થિત થતાં અને તેવી ભાવનાને સાકાર કરી શકે તેવી વિદ્યાવાળા પુરુષો ગોતાવી ગોતાવીને રાજ્યસેવામાં લાવવા પડેલા હતા. વસ્તુતઃ બ્રિટિશ સરકારની "કાઠિયાવાડ એજંસી" વગેરેને પણ એજ પ્રમાણે કરવું પડેલું હતું. પરંતુ આ વાત એ દીવાનજીને રાજ્યહિતકર લાગેલી નહિ, અને તેથી આધુનિક ઢબે રાજ્યની પ્રજાને કેળવવાનો અવકાશ મળે તેટલા માટે તેમણે શક્ય તેટલા પ્રયાસો કરેલા હતા, અને તે તેમના પ્રયાસોનું દિગ્દર્શન આપણે અગાઉ કરી ગયલા પણ છીએ. ગોકુલજીભાઇનો રાજ્યને પ્રજાસેવિત બનાવવાનો સંકલ્પ સફળ થાય તે પૂર્વે તેમનો એકાએક દેહાંત થઈ ગયલો. પરંતુ તેઓ પોતાની પાછળ, એ સંકલ્પને સફળ કરી શકે એવો એક પુરુષોત્તમરાયજી જેવો ઉત્તરાધિકારી મૂકી ગયલા, એટલે એ ઉત્તરાધિકારીએ પોતાના વડીલબંધુની વાસનાને તૃપ્ત કરવાને બને તેટલો પ્રયાસ કરેલો હતો. એ પછી હરિદાસજી દીવાન થઇને આવ્યા ત્યારે પણ પરદેશીય ગૃહસ્થોની આયાત રાજ્યસેવામાં, પ્રસંગવશાત્, ચાલુ રહેલી. પુરુષોત્તમરાયજીને આ વાત દુઃસહ હતી, પરંતુ સંયોગબળે તેને તે સ્વીકારવી પડેલી. પરંતુ તેમણે ધીમેધીમે રાજ્યના વિદ્યાર્થીઓને અધિકાધિક ઉત્તેજિત કરવાની નીતિ હરિદાસભાઇને

અખ્ત્યાર કરાવીને પોતાની મનઃકામના સિદ્ધ કરવાનો માર્ગ પકડી લીધેલો હતો, અને તેને પરિણામે આવશ્યક યોગ્યતાવાળા પ્રજાજનો ધીમેધીમે ઉપલબ્ધ થતા ગયેલા હતા અને તેમને તેમણે રાજ્યસેવામાં દાખલ કરવાનું ધોરણ ઠરાવી દીધેલું પણ ખરું. આ તેમના પ્રયાસનું ફળ એવું આવેલું કે, પુરુષોત્તમરાયજીના "કારભાર"નો અંત આવ્યો ત્યારે રાજ્યના ન્યાયખાતાના બે ત્રણ મુખ્ય અમલદારો તથા બીજા કેટલાક નાના નોકરો સિવાયના બાકી બધા નોકરો રાજ્યની રૈયત જ હતા, અને એ પ્રકારે જૂનાગઢ રાજ્ય અર્વાચીન યોગ્યતાવાળા નોકરોથી સજ્જ થઇ ચૂકેલું હતું. હરિદાસભાઇના અધિકારકાળને અમે "સંક્રાન્તિકાળ" કહેલો છે તે એટલા જ માટે કે, તે કાળમાં પુરુષોત્તમરાયજીએ પોતાના અંતિમ ધ્યેયની સિદ્ધિ ભવિષ્યમાં પણ થઈ શકે તેટલા સારૂ બીજ રોપેલાં હતાં અને એ બીજો કાળાનુક્રમે વૃક્ષો રૂપે પ્રકટ થઇને તેમના રોપનારનો પ્રાપ્તિનાર્થ સિદ્ધ કરાવી આપેલો હતો, એટલે કે રાજ્ય લગભગ સર્વાંશે પ્રજાસેવિત બની ગયલું હતું. પુરુષોત્તમરાયજીના સેવામોક્ષ પછી નવાબ સાહેબ રસુલખાનજીએ પણ, આપણા આ કથાનાયકથી ઉપદિષ્ટ નીતિ ગૃહીત કરી રાખીને પરદેશીય પુરુષોને રાજ્યસેવામાં ન લેવાનું ધોરણ પકડી રાખેલું હતું. પરંતુ આ પ્રજાવત્સલ નવાબના અવસાન બાદ બ્રિટિશ વાલી-વહીવટ જૂનાગઢમાં સ્થપાયો એટલે સખ્યાબંધ અને મ્હોટામ્હોટા-ઘણા જ મ્હોટા-પગારવાળા પરદેશીય પુરુષોની આયાત એટલા તો મ્હોટા પ્રમાણમા થઇ આવેલી કે, રાજ્ય તેનાથી ઉભરાઇ ગયલું દેખાવા લાગેલું હતું. રાજ્ય પ્રજાસેવિત હોય તો તેને વેતનાદિ આપવામાં ઓછો ધનવ્યય કરવો પડે છે, લોકોની રાજ્યભક્તિ પોષિત થઇ રહે છે, રૈયતની પરિસ્થિતિથી રાજ્યસેવકો જાણીતા હોઈ તેઓ સહાનુભુતિપુર્વક પોતાના કામ કરે છે, રાજ્યબળયુક્ત રહે છે, અને રાજ્ય પોતાનું ઘર છે એમ રાજ્યસેવકોથી સામાન્યતઃ સમજાઈ રહે છે તેથી તેઓ લાંચરૂશ્વત પણ બનતા સુધી ખાતા નથી હોતા અગર ખાઇ શકતા પણ નથી, અને જો ખાય છે તો તેમણે મેળવેલ નાણાં રાજ્ય બહાર તણાઈ જતાં પણ નથી. બાકી દેશીય અને પરદેશીય લોકો વચ્ચે ભેદ ન જાણવા કે રાખવાનો જે બોધ અપાઇ રહેલો છે તે તત્ત્વતઃ કદાચિત્ માન્ય રાખવામાં આવે તોપણ વ્યવહારમાં તે બોધ સર્વથા સ્વીકાર્ય થેઇ રહેતો નથી એ એક ઉઘાડું સત્ય છે; કારણ કે હિંદુસ્તાન જેવડા એક મ્હોટા દેશમાં સાંસ્કૃતિક એકતા ગમે તેટલી વ્યાપક થઇ રહેલી હોય, તોપણ તેના જુદાજુદા ભાગમાંના લોકોની રહેણીકરણી વગેરેમાં એટલી તો ભિન્નતા રહેલી છે કે એક પ્રદેશના લોકો બીજા

પ્રદેશના લોકોને સોનાનાથી ભિન્ન કોટીના ગણ્યા વિના રહી શકે તેમ નથી જ. સ્થાનિક પુર્વગ્રહોનું બળ હંમેશાં પોતાનું કાર્ય કર્યા કરે છે જ.

**[૯] અમીર ઉમરાવોની સંસ્થા અભંગ અને સ્વસ્થ હોવી જોઇએ:-** રાજ્યમાત્રનું બળ જેમ તેની પ્રજાસેવ્યતા તથા પ્રજાભોગ્યતામાં રહેલું છે તેમ તેનું બળ રાજ્યના અમીર ઉમરાવોની સંસ્થાને સુરક્ષિત કરી તેનો નિર્વાહ કરી ગખવામાં પણુ રહેલું છે. ઇંગ્લાંડ જેવા સુસંસ્કૃત ગણાતા રાજ્યમાં પણુ આપણે આજે એ સંસ્થાને હયાતી ધરાવતી જોઇએ છીએ, અને જે દેશોમાં એવી સંસ્થા હયાતી ધરાવતી દેખાતી નથી ત્યાં એટલે કે કહેવાતાં લોકશાસિત રાજ્યોમાં પણ, રાજદ્વારીય ક્ષેત્રમાં અગ્રેસરતા ધરાવનાર અને રાજ્યાધિકારને પામી શાસનતંત્રના વાહક બનનાર પક્ષો તથા પ્રમુખાદિને પણુ, આપણે મહોટાંમહોટાં આર્થિક હિત ધરાવનાર ઉદ્યોગપતિઓ તથા મંડળો રૂપી અમીર ઉમરાવોની સંસ્થાઓથી સબળ થયલા અને થતા દેખી શકીએ છીએ ! એ બધું ગમે તેમ હોય, તથાપિ જે રાજ્યમાં રાજાની સંસ્થા અસ્તિત્વ ધરાવતી હોય ત્યાં અમીર ઉમરાવોની સંસ્થા હયાતી ધરાવે તો છે જ, અને તેણે હયાતી ધરાવવી જોઇએ જ. તન-મન-ધનથી આત્મસમર્પણુ કરનાર રાજ્યસેવકોની રાજ્ય તરફથી કરાયલ કદરનું પ્રતીક એ સંસ્થા તો છે જ. આવી કોઇ સમજને પરિણામે પુરૂષોત્તમરાયજીએ 'બહારખલાંદારો' ના હક-અધિકારોને નિશ્ચિત રૂપ આપી અપાવી તેમના જેવા નાનામહોટા જાગીરદારો, અમીરઉમરાવો વગેરેની સંસ્થાને સ્થાયી કરી આપેલી હતી. રાયજી સાહેબનું આ કૃત્ય, એ સંસ્થાના વિરોધીઓની દૃષ્ટિએ કદાચિત્ અપ્રશંસનીય હશે; તોપણુ એ સંસ્થાના હિમાયતીઓ નથી એમ તો નહિ જ, એટલે એવાને મતે તે તેમનું કૃત્ય પ્રશસ્ય તો છે જ; કારણુ કે અન્ય દેશીય રાજ્યોમાં ધીમેધીમે એ સંસ્થાનો લોપ કરી નાંખવા માટે જ્યારે પગલા ભરાવા માંડેલા ત્યારે જુનાગઢ રાજ્યના રાજકર્તાઓએ પોતાનાં બહારખલાંદારોની પુર્વજ-પરંપરાગત સ્થાવર મિલ્કત ઉપર આક્રમણુ કરવાની નીતિને ગ્રાહ્ય ગણેલી નહિ. પરિશ્રમથી મેળવાતી બીજાપ્રકારની સ્થાવર મિલ્કતના જેવીજ આ 'બહારખલાં' રૂપી મિલ્કત છે અગર બક્ષીસ રૂપે અપાતી સ્થાવર મિલ્કતના રૂપે પણુ તે હોય છે, એટલે પુર્વોક્ત પહેલા પ્રકારની મિલ્કત રાજ્ય પડાવી શકે નહિ, તો પછી બીજા પ્રકારની અને તે પણુ વારસામાં ઉતરતી આવેલ 'બહારખલા' રૂપી મિલ્કત રાજ્ય કયા સદભાવથી પડાવી શકે છે એ વાત અમે તો સમજી શકતા નથી જ. રાયજી સાહેબે, આ

પ્રકારની વિચારસરણીથી બહારખલાંદારોના હક અધિકારોને નિશ્ચત રૂપ આપેલું હતું, અને જોકે દેશકાળને અનુસરીને યોગ્ય કર લાગા તેમના ઉપર નાંખેલા હતા તોપણ તેમને અસહ્ય કે દુઃસહ થઇ પડે તેવા ન હતા. એ છતાં રાયજી સાહેબનો રાજ્યસંબંધ તુટયો પછી પણ નવાબ રસુલખાનજી પુર્વોક્ત પ્રકારની પોતાના કાર્યભારીની વિચારસરણીને પકડી રહેલા હતા. સ્વ, છગનલાલ પંડયા આ વિષયે 'ગુજરાતી' સાપ્તાહિક પત્રમાં લખી ગયા છે તે પ્રમાણે, 'ફકીરો અને મંદિરના પૂજારીઓ વિગેરેને એ કર નવો હોવાથી બારે પાયોને તેમની ફર્યાદ' નવાબ સાહેબ પાસે થયલી ત્યારે એ ભલા નવાબ સાહેબે પણ એવો હુકમ આપી દીધેલો કે-'જિનકે બાપદાદાને હમારે બાપદાદાકી નોકરીમાં સિર કટવાયે હેં ઔર જિસકી દુવાઇસેં હમ બાપબેટે આજ અમનચમન કરતે હેં ઉસકી પર કર કેસા! એસી ઉપજ હમ નહિ ચાહતે હેં. **સચી આમદાની તો એ હે કે જિસમેં હમારી રૈયતકી બહેતરી હોવે ઔર રાજ્યકી તિજોરીમેં બઢતી હોવે** " જુનાગઢ રાજ્યમાં હાલ જેટલા ખાલસા ગામો છે તેટલાં જ લગભગ બહારખલાંદારોનાં ગામ છે, એ વાત પુર્વોક્ત પ્રકારના રાજનીતિ ઉપર અધિક પ્રકાશ પાડનારી છે; એટલું જ નહિ, પરંતુ જુનાગઢના નવાબોની કદરદાની તથા તેમના કાર્યભારીઓની સતત ઉદાર રાજનીતિનું પ્રતિપાદન કરવામાં એ એક ઘણું મ્હોટું સાધન થઇ રહે તેમ પણ છે.

**[૧૦] નવા કરવેરા નાંખવાની જરૂર જણાય તે પહેલાં રાજ્યના ચાલુ આયમુળનું સંશોધન કરી તથા સુષુપ્તિમાં રહેલ આયમુળને જાગૃત કરી તે પ્રકારે અર્થવૃદ્ધિ કરવા તેમજ દુષિત વ્યયમાર્ગો બંધ કરી અર્થક્ષય અટકાવવાના ઉપાયો રચી રાજ્યકોશને સમૃદ્ધ કરવો જોઇએ.** નવા કરવેરા લોકો ઉપર નાખ્યા વિના રાજ્યની ઉપજ વધારવાના પ્રયાસો રાયજી સાહેબના વારામાં થયલા છે. નવાબ સાહેબ બહાદુરખાનજીના રાજકાળમાં રાજ્યની ઉપજ સરાસરી રૂા. ૨૩,૩૨,૭૮૬–૨–૦ પ્રતિવર્ષ હતી, અને તે પછીથી તે ધીમે ધીમે વધતી વાર્ષિક રૂા. ૨૭,૩૯,૧૬૬–૧–૭ ની રકમે સરાસરીએ પહોંચેલી હતી. આ રકમ એમે રાયજી સાહેબનો ઇ. સ. ૧૯૦૩માં સેવામોક્ષ થયલો ત્યાં સુધીના નવાબ રસુલખાનજીના રાજકાળની બતાવેલી છે. યુરોપીય ઢબે રચાયલ શાસનતંત્રનું અનુકરણ કરનારા આપણાં દેશીય રાજ્યોના શાસકો રાજ્યોની આવકમાં ઘણો વધારો કદી દેખાડી રાજકર્તાઓની પ્રીતિ

મેળવવાની ધગશમાં પ્રજા જીવનને ગુંગળાવી નાખે તેવા ભાર તળે મૂકી દેનારા નથી એમ દેખાઇ આવતું નથી. આ વાતનું પરિણામ ઘણા પ્રસંગોમાં એવું આવેલું દેખાય છે કે, ઉપર પ્રમાણે કરાયલ બીનજરૂરત આયવૃદ્ધિથી રાજકર્તાઓને અગર તેમના કાર્યભારીઓને સ્વછંદે અર્થવ્યય કરવાને મોકળાશ કરી આપેલી હોય છે અને રાજ્યકોશો તો ખાલીજ રહેતા થઈ ગયલા દેખાય છે. અર્થાત્ રાજકર્તા જ્યાં સુધી રાજ્યકોશને પોતાની ખાનગી મિલ્કત રૂપે ગણી રહે અને તેનો નિરંકુશ ઉપયોગ સ્વચ્છંદે ચાલુ રાખે ત્યાં સુધી અધિકાઅધિક આયવૃદ્ધિ કરવાનો પ્રયાસ ચાલુ રાખવો, એ, એક દષ્ટિએ, કાર્યભારીની બુદ્ધિશક્તિના દુર્વ્યય બરાબર જ ગણાય તેમ છે, અને વળી એ એનો પ્રયાસ રાજકર્તાને તેમજ તેની પ્રજાને કોઇ પણ પ્રકારે હિતાવહ પણ થઇ પડતો નથી હોતો. પરંતુ રાજકર્તા જ્યારે રાજ્યકોશને પોતાની ખાનગી મિલ્કત રૂપે ગણતો બંધ થાય અને વળી લોકહિતનાં કાર્યો કરી શકવા માટે જ્યારે તે પોતાના કાર્યભારીને આવસ્યક મોકળાશ આપે ત્યારે યથાપ્રસંગ નવા કરવેરા નાખવાનો પ્રયાસ થાય અને તે પણ લોકસ્થિતિને લક્ષ્યમાં રાખીને જ, તો તે સામે વાંધો લઇ શકાય નહિ. રાયજી સાહેબે આ બધી વાત વિચારીને, રાજ્યની ઉપજ વધારવાની દિશામાં જે એક પગલું ભરેલું તે, રાજ્યનાં અસ્તિત્વ ધરાવતાં આયમૂળનું પરિશોધન કરવાની વાતને લગતું હતું. આ પગલું ભરીને તેમણે જેમ એક તરફ રાજ્યની ઉપજ વધારેલી તેમ બીજી તરફ પ્રજાવર્ગને તેમના ખરા હક-અધિકારની હદ નિશ્ચિત કરી આપી તેને રાજ્ય તરફથી અનાક્રમ્ય બનાવીને તેમનાથી દબાયલી જમીનનો રાજ્યમાં ઉમેરો કરી આપેલો હતો.-આ હકીકત પરત્વે આપણે વિસ્તાર પૂર્વક અગાઉ માહિતી મેળવી લીધેલી છે. અર્થાત્ પ્રવર્તમાન આયમૂળ જેવી બાબતોનું પરિશોધન, રાજ્યદ્રવ્યના દુર્વ્યયનો અટકાવ તથા કરકસરઃ એ ત્રણ બાબતો સિદ્ધ કર્યા છતાં જો લોકહિતાર્થ વધારે નાણાં ખર્ચવા જેવું લાગે તો જ નવા કરવેરા નાખવા એમ આ કથાવીરનું માનવું હતું.

**(૧૧) રાજ્યકોશ અને રાજકર્તાનો ખાનગી કોશઃ એ બે એક બીજાથી ભિન્ન અને સ્વતંત્ર સંસ્થાઓ હોવી જોઇએઃ**—આ બાબત આપણે આ કથાના પૂર્વભાગમાં વાંચી ગયા છીએ કે, આપણા આ કથાનાયકના "કારભાર"ના પહેલા દશકામાં રાજકર્તાનો ખાનગી કોશ હયાતીમાં આવેલો હતો, અને રાજકોશ એક દલાયદી સંસ્થા રૂપે કાર્યભારીમંડળની સીધી દેખરેખ નીચે રહેતો

બની ગયો હતો. રાયજી સાહેબના વારામાં આમ રાજ્યકોશ કે જે 'મહોટું તોષાખાનું' એ નામે ઓળખાતો હતો તે એક સ્વતંત્ર સંસ્થા બનેલ એટલે નવાબ સાહેબનો ખાનગી કોશ 'નાનું તોષાખાનું' એ સંજ્ઞાથી ઓળખાવા લાગેલો. પરંતુ એ 'નાના તોષાખાના' સાથે કાર્યભારીમંડળને કશો સંબંધ ન હતો, અને ફક્ત નવાબ સાહેબ ખુદ તેના સ્વતંત્ર માલિક હતા. આમ આ બે, એક બીજાથી સાવ સ્વતંત્ર સંસ્થાઓ રાયજી સાહેબની કુનેહવાળી કાર્યપદ્ધતિથી હયાતીમાં આવેલી હતી. પરંતુ પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાંથી મુક્ત થયા તે પછીથી એ સંસ્થાઓ જો કે એક બીજાથી અલગ જેવી રહેલી હતી, તથાપિ રાજ્યકોશ મહોટા તોષાખાના-પરત્વે જે પ્રબંધ કરાવલો હતો તેનો ભંગ તરતમાં જ એટલે કે વિ. સ. ૧૮૬૦, ઈ. સ. ૧૯૦૪ માં જ કરીને નવાબ સાહેબે "બે લાખ રૂપીઆની બે ચિઠ્ઠીઓ" પોતાના હજુર-કાર્યકર બક્ષી છોટાલાલને × હસ્તે ખાસ દુકાન કે તોષાખાના ઉપર લખી મોકલાવી મહોટા તોષાખાનામાંથી બારોબાર નાણું ઉપડાવેલાં હતાં. બંધારણ બાંધનાર બંધારણ બાંધે; પરંતુ એ પ્રમાણે બંધાયલ બંધારણનો નિર્વાહ કરાવી શકે એવા તેના ઉત્તરાધિકારી ન નીવડે તો શી ગતિ થાય તેનું ચિત્ર જોવાની જો કોઈને ઈચ્છા થાય, તો બ્રિટિશવાલી-વહીવટને અંગે તોષાખાનાની વ્યવસ્થા પરત્વે બાઈશંકર સૉલિસિટરે જે નિવેદન-લેખ તૈયાર કરી બ્રિટિશવાલી વહીવટદારને સોંપેલો છે તે તેણે કયાંકથી પણ મેળવીને વાંચી લેવો જોઈશે. અમે આ સંબંધમાં વધારે કાંઈ અત્ર કહી શકીએ તેમ નથી; તથાપિ અમે એટલું તો નિઃશંક કહી શકીએ કે, રાયજી સાહેબના "કારભાર"નો અંત આવ્યા પછી તરતમાં જ એકંદર શાસનપ્રબંધનો પણ અંત આવેલો હતો અને રાજ્યકોશ અને ખાનગી કોશઃ એ બે વચ્ચે જે સ્પષ્ટ ભેદ રખાયલો તે નષ્ટ થઈ જતાં લાખો રૂપીઆનો અપવ્યય થવા પામેલો હતો.

**(૧૨) રાજ્યની અર્થનીતિ પ્રજાની આર્થિક સ્થિતિને અનુરૂપ રહેવી જોઈએ અને તે તેને દુઃસહ થવી પણ ન જોઈએઃ**-આ સિદ્ધાંત પુરુષોત્તમરાયજીએ પોતાના વારામાં બરાબર પાળી રાખેલો હતો. રાજ્યની પ્રજાની આર્થિક સ્થિતિ એટલી ઉત્કૃષ્ટ ન હતી કે તે મોંઘવારી સહન કરી શકે. રાજ્યન **પ્રજાને પોતાનું દૈનિક જીવન** સરલતાપૂર્વક ગાળવામાં ઉપકારક હોય એવી

× જુઓઃ- બ્રિટિશવાલી-વહીવટદાર મિ. રૉબર્ટસન આગળ છોટાલાલ બક્ષીએ આપેલી જુબાની. (તા. ૧૨-૫-૧૨)

દૈનિક જરૂરીઆતની ચીજોના ઇજારાઓ આપી તેવી ચીજોને મોંઘી કરી મુકવાની નીતિ આપણા આ કથાવીરને અગ્રાહ્ય લાગેલી હતી, અને તેથી તેમણે ઘાસ, બળતણ વગેરે દૈનિક ઉપયોગની વસ્તુઓના ઇજારા આપી દેવાની પદ્ધતિને રાજ્યમાં દાખલ કરેલી નહિ. આ ઇજારા પદ્ધતિથી રાજ્યકોશ કદાપિ સરલતાથી સમૃદ્ધ થતો હશે, તોપણ તે પધ્ધતિમાં જે કેટલાક અનિષ્ટ પરિણામો છે તે કોઇ પણ લોકકલ્યાણ કરનાર રાજનીતિજ્ઞની દૃષ્ટિ બહાર રખાવા કે રહેવાં ન જોઇએ. અફીણ, દારૂ, ગાંજો વગેરે પ્રજાજીવનને હાનિકારક ચીજોના ઇજારા અપાય અને તેવી ચીજો મોંઘી, દુર્લભ કે અલભ્ય બને તે ઇષ્ટ છે. પરંતુ લોકજીવનને દુઃસહ કે અસહ્ય થઇ પડે તેવા ઇજારા કોઇ પણ દૃષ્ટિએ પસંદ કરવા જેવા નથી જ. લોકકલ્યાણસાધક રાયજી સાહેબની આ પ્રકારની નીતિ પરત્વે અમે જે કથન કરેલું છે તેનું સમર્થન અમે આ પ્રમાણે કરીએ છીએ. નવાબ સાહેબ રસુલખાનજીના દેહાંત સુધીના સમયમાં માદક પદાર્થો વેચનારી દુકાનોની સંખ્યા રાજ્યમાં કુલ ૧૧૪ ની હતી અને તેનું ઉત્પન્ન રાજ્યને ફક્ત રૂ. ૭૦૪૨૧] નું પ્રાપ્ત થતું હતું તે, તેમના પછીના દાયકામાં એટલે કે, બ્રિટિશ વાલી-વહીવટના કહેવાતા ઉજ્જવલ સમયમાં વધીને તેવી ચીજો વેચનારી દુકાનોની સંખ્યા ૧૩૭ ની થયલી અને તેમની મારફત રાજ્યને મળતું ઉત્પન્ન રૂ. ૧,૩૭,૭૮૯, સુધી એટલે કે લગભગ બેવડું બની ગયલું હતું. રાયજી સાહેબના વારાનો અને બ્રિટિશ વાલી-વહીવટના સમયનો વહીવટ એ બંને નૈતિક તેમજ આર્થિક દૃષ્ટિએ આપણાથી સર્વથા વિચારણીય ગણાય તેમ છે. બ્રિટિશ વાલી-વહીવટદારે કેવળ રાજ્યનું ઉત્પન્ન પોતાના વારામાં વધેલું છે એવું દેખાડવાને સારૂ અગર તો દારૂ પીવાનો અભ્યાસ ધરાવનાર પરદેશીય અમલદારોની સગવડ ખાતર, દારૂ વગેરે માદક પદાર્થોના વેચાણને ઉત્તેજન આપેલું હતું. **રાયજી સાહેબનો રાજ્યસંબંધ તુટયા પછી ખેતીનો વિસ્તાર જ્યારે ફક્ત (૧-૬૬) ટકા જેટલો વધારી શકાયલો ત્યારે જમીન-મહેસુલમાં ૮૦ એંસી ટકા જેટલી વૃદ્ધિ થઇ જવા પામેલી હતી.** ખેડાણ જમીનમાં થયલો વધારો જ્યારે લગભગ શૂન્ય જેવો છે. ત્યારે જમીન-મહેસુલ લગભગ બમણું થયલું દેખાય છે, એ હકીકત ખરેખર આશ્ચર્યજનક તો ખરી જ. કદાપિ, જમીન-મહેસુલમાં થયલે આટલા બધા વધારાના કારણ રૂપે એવું ચીંધવા કે મનાવવામાં આવે કે, વધારે સારી સુધરેલી-ઢબે ખેતી કરાવાયાથી ઉત્પન્ન વધેલું છે તો તેના જવાબમાં કહી શકાય છે કે, રાજ્યે એવી કોઈ વધારે સારી-સુધરેલી ઢબ ખેતી પરત્વે દાખલ

કરેલી કરાવેલી હોય એમ કોઇ દિશાએથી જણાતું નથી; પરંતુ જે કાંઇ દેખાઈ આવે છે તે એકે, જમીન પરત્વે સ્વામિત્વદર્શક હક્ક આપ્યા વિના, પંક્તિપૂર્વક જમીનને વર્ગીકૃત કર્યા વિના અને ખેતીને ઉપકારક થઇ પડે તેવાં આધુનિક સાધનોથી ખેડૂતોને સજ્જ કર્યા સિવાય વીઘોટી-પદ્ધતિ દાખલ કરી જમીનનો દર બ્રિટિશવાલી વહીવટમાં વધારી દેવાયલો તેને પરિણામે જ રાજ્યનું ઉત્પન્ન લગભગ બેવડું થઇ જવા પામેલું હતું ! આમ મહેસુલ એટલે કે રાજ્યનું ઉત્પન્ન અનેક દિશાએથી વધેલું છતાં, રાયજીસાહેબનો વારો-અધિકારકાળ-જે અને જેટલા પ્રમાણમાં લોકકલ્યાણસાધક કામો. રાજ્યનું ઉત્પન્ન ઘણું જ ઓછું હતું તોપણ કરી શકેલ તે અને તેટલાથી પણ ઓછા પ્રમાણમાં લોકકલ્યાણસાધક કામો, તેમના પછીના કોઇ પણ વહીવટમાં થવા પામેલ નથી એ એક અવિવાદ હકીકત જ છે.

**(૧૩) રાજનીતિ પરત્વે નિર્ણય મંત્રિસભામાં બહુ મતિએ થવો જોઇએ અને એ નિર્ણયને અનુસરીને જ કાર્યભારીમંડળે રાજ્યકાર્ય કરવાં જોઈએ. મહત્ત્વવાળાં ચાલુ કાર્યો પરત્વે પણ કાર્યભારીમંડળમાં વિચારણા થઇ ગયા બાદ જે તે ખાતાના અધ્યક્ષે જે તે કામનો નિકાલ કરવો જોઈએ:**—સુરા ગોકુલજીભાઇની દીવાનગીરીના કાળમાં "સભા" સંજ્ઞિત સંસ્થા હતી અને તે દ્વારા જ બધાં રાજ્યકાર્યો થતાં હતાં એ વાત આપણે પૂર્વે વાંચી ગયા છીએ તેમ હરિદાસભાઇના વારામાં રાજ્યકાર્યો પરત્વે સર્વાધિકારસંપન્ન દીવાનજી હોવાનો જો કે દેખાવ રાખવામાં આવેલો, તથાપિ વસ્તુતઃ મંત્રિસભા અને કાર્યભારીમંડળ રૂપી બે સંસ્થાઓ જે હજી કામ કરતી હતી તેં હજીને તિલાંજલી અપાયલી ન હતી. મંત્રિસભાનું કામ રાજનીતિ ઘડવાનું હતું અને તે જે રૂપમાં ઘડાતી તે રૂપને અનુસરીને કાર્યભારીઓ કામ કરતા. મંત્રિસભાના નિર્ણયો પરત્વે નવાબ સાહેબની સંમતિ કે અસંમતિ તેમના મુખેથી જાણી લેવામાં આવતી હતી. પરદેશ-નીતિ પરત્વે પણ દીવાન સ્વતંત્ર ન હતો, અને તેને મંત્રિસભાના નિર્ણય પ્રમાણે વર્તી રહેવું પડતું હતું, અને તેમ કરવાથી જો તેને બ્રિટિશ સરકારને હાથે સહન કરવાનો વારો આવતો, તો રાજ્ય તેને રાજ્યમાંથી ખસવા દઇને તેની કદર કરતું પણ હતું, પુરૂષોત્તમરાયજી આવા વિષમ પ્રસંગોને પહોંચી વળવા માટે દીવાનગીરી સંભાળી શકે તેવા પુરૂષો તૈયાર જ રાખતા, એટલે એકને ખસવાનો વારો આવતો તો તેને ઠેકાણે બાજો તરતજ ગોઠવાઇ જતો પણ હતો. રાયજી સાહેબ રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી,

આ પરિચ્છેદમાં બતાવાયલ શાસનપ્રબંધ તૂટી પડેલો અને નવાબ સાહેબ રસુલખાનજીના શેષ રાજકાળમાં તેમજ બ્રિટિશ વાલી-વહીવટદારના સમયમાં શાસન કાર્ય-રાજ્ય વહીવટ-એક હથ્થુ બની ગયલો પણ હતો. નવાઇની વાત તો એ છે કે, બહુમતિવાદના ઉપદેશક અંગ્રેજ સરકાર, પોતાના વાલી વહીવટના કાળમાં, જૂનાગઢ રાજ્યમાં મંત્રિમંડળ કે કાર્યભારીમંડળ જેવી સંસ્થાને જન્મ આપવાની બાબતમાં બીલકુલ સળવળેલા પણ નહિ !

**(૧૪) કાર્યાધિકાર કેન્દ્રિત ન રાખતાં તેની ક્રમિક વહેંચણી અમલદારોમાં થવી જોઇએ:**-રાયજી સાહેબ એકહથ્થુ સત્તાના હિમાયતી ન હતા. એટલે તેમણે ધીમે ધીમે આગળ ડગલાં ભરીને રાજ્યમાંથી એકહથ્થુ સત્તાને નાબૂદ કરી દીધેલી હતી. નવાબ સાહેબ ખુદ તથા વઝીર સાહેબ પોતે મર્યાદિત અધિકારવાળા બની ગયલા અને રાજ્યની તમામ નાની મ્હોટી કચેરીઓના મુખ્યોને ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે ચઢતા ઉતરતા ક્રમે ન્યૂનાધિક અધિકારો-યુક્ત કરી દેવામાં આવેલા હતા અને એ અધિકારો એ વાપરે તેમાં કોઇથી હસ્તક્ષેપ કરી શકાતો પણ નહિ. વિશિષ્ટ પ્રસંગોમાં તે પરત્વે નિયુક્ત થતા રાજપુરૂષને તેની યોગ્યતાના પ્રમાણમાં વિશિષ્ટ અધિકારો આપી તેના ડહાપણને આધારે એવા વિશિષ્ટ પ્રસંગો ઉકેલાવી દેવાને તેમણે શાસનપ્રબંધે મોકળાશ પણ રાખેલી.

**(૧૫) ન્યાયતંત્ર વહીવટ-તંત્રથી તદ્દન સ્વતંત્ર હોવું જોઇએ અને દીવાન તથા તે ઉપરના રાજ્યાધિકારી કે રાજકર્તાથી તેના કામમાં હસ્તક્ષેપ બીલકુલ થવો ન જોઇએ:**-રાજ્યની રૈયત હમેશાં ન્યાયની ભૂખી હોય છે. શુદ્ધ ન્યાય મળતો રહે તો લોકો સંતુષ્ટ રહી શકે છે અને તેને પરિણામે રાજ્ય અચ્છિદ્ર પણ રહી શકે છે. આ હેતુથી, આપણે પહેલાં વાંચી ગયા છીએ તેમ રાયજી સાહેબે જૂનાગઢ રાજ્યના ન્યાયતંત્રને વહીવટી એટલે અમલબજાવણી ખાતાથી તદ્દન સ્વતંત્ર બનાવી દીધેલું હતું.

**(૧૬) અંતિમ કોટીની સર્વશ્રેષ્ઠ-હજુર ન્યાયસભામાં રાજકર્તાએ કદિ પણ બેસવું ન જોઇએ:**-આ સિદ્ધાંતને દેશકાળ દષ્ટિએ પુરૂષોત્તમરાયજીએ રાજ્યમાં માન્ય કરાવી રાખેલો હતો.

**(૧૭) રાજકુળની તથા રાજકર્તા ખુદની ખાનગી મિલ્કત રાજ્યની મિલ્કતથી જુદી રખાવી જોઇએ; એટલુંજ નહિ, પરંતુ રાજકુટુંબના**

**વાર્ષિક ખાનગી ખર્ચ-દસ્તખર્ચનો આંકડો નિશ્ચિત કરાયલો હોવો જોઈએ**:—આ પ્રકારનો પ્રબંધ આ કથાનાયક રચાવી શકેલ, પરંતુ તેમનો "કારભાર" ટળ્યા પછી એ પ્રબંધ તૂટી ગયલો હતો.

**(૧૮) રાજ્યે બને ત્યાં સુધી પોતાની રૈયતમાંથીજ નોકરો રાખવા**:—આ સિદ્ધાંતને પુરુષોત્તમરાયજી ગૃહીત કરી રહેલા હતા; તથાપિ આવશ્યક યોગ્યતાવાળા માણસોને અભાવે તેમણે, વિશેષતઃ ન્યાયખાતાના ઉપલા થરમાં પરદેશીય પુરુષોની જરૂરત પ્રમાણે આવાત કરેલી; પરંતુ એ સાથે એમણે ઉચ્ચાધિકાર માટે આવશ્યક ગણાય તેવી યોગ્યતાવાળા પુરુષોને તૈયાર કરવા માંડેલા એ વાત ખરી છે.

**(૧૯) રાજ્યમાં ચાલતાં કામોમાં સ્વભાષા ગુજરાતી જ વપરાવી જોઈએ**:—આ રીતિનું પાલન તેમણે ઠેઠ સુધી કરાવી રાખેલું હતું, કારણ કે અંગ્રેજી ભાષાનો ઉપયોગ લખાણોમાં થતો રહે તો રાજ્યને તેમજ રૈયતને તેવાં લખાણોનાં ભાષાંતર કરાવવા કાલક્ષેપ તથા અર્થવ્યય કર્યા વિના છૂટકો નહિ જ; તેમ અંગ્રેજી ભાષાનો પ્રચાર ખાતાઓમાં વધી પડે તો રાજ્યની રૈયતમાં જે લોકો અંગ્રેજી ભાષા જાણનાર ન હોય તેમને રાજ્યસેવાના ક્ષેત્રમાંથી લગભગ બહિષ્કૃત જ રાખવા પડે.

**(૨૦) પગારમાં કરાતી વૃદ્ધિથી નોકરો શુદ્ધચરિત બને છે, એ એક ભ્રમ જ છે**:—પુરુષોત્તમરાયજીના આ સિદ્ધાંતમાં વાસ્તવિકતા હતી. મનુષ્યમાં પ્રાયશઃ ધનલોભ હોય છે જ, એટલે પગાર ગમે તેટલો વધતો જાય તોપણ જે લોભી છે તેનો લોભ જવાનો નહિ. ઘણાં રાજ્યોમાં પગાર મ્હોટામ્હોટા આપવામાં આવે છે છતાં લાંચરૂશ્વતનું જોર કમી થતું નથી, એ એક અનુભવ-જ્ઞેય સત્ય છે, અને કદાપિ બહુ મ્હોટા પગારવાળા સીધી લાંચરૂશ્વત નહિ લેતા હોય, તો તેઓ પરોક્ષ માર્ગે એટલે કે પોતાને ત્યાં આવતા શુભ પ્રસંગોએ કુમકુમ-પત્રિકાઓ, આમંત્રણ પત્રિકાઓ વગેરે કાઢવામાં પહોળા થઇને ચાંલ્લા, ભેટ આદિ રૂપે નાણાં વગેરે પુષ્કળ મેળવી શકે છે એ વાત કોઇથી અજાણી નથી. ખરી વાત એ છે કે, રાજ્યના ખાતાંઓના મુખ્યો જો શુદ્ધચરિત હોય છે તો તેમના તાબાના નોકરોને મને-કમને પણ શુદ્ધચરિત રહેવા માટે કાળજી રાખવી પડે છે. પુરુષોત્તમરાયજી ખુદ એટલા તો શુદ્ધચરિત રહેતા હતા કે, રાજ્યના નાનામ્હોટા નોકરોને હંમેશાં તેમની ભીતિ રહેતી હતી. આનો અર્થ

એવો નથી કે, દેશકાળ પ્રમાણે તેમણે રાજ્યના નોકરોના પગારો વધારવાનું યોગ્ય ન રાખેલું. કેવળ બ્રિટિશ રાજ્યમાં અપાતા પગારોનું અનુકરણ તેમને પસંદ ન હતું.

**(૨૧) નોકરોની જુદીજુદી પાયરીઓ પૈકી પાસેપાસેની કોઇ પણ બે પાયરીઓ વચ્ચે પગારમાં દેખાઇ પડે તેવો ફરક ન હોવો જોઇએ** આ યોજનાથી જે લાભ થતો તે એ કે, એક પાયરીના નોકરને પોતાની પાસેની ઉપલી પાયરીવાલા નોકરોનો દ્વેષ થતો નહિ અને તેથી તે સંતોષથી પોતાનું કામ કર્યાં કરતો.

**[૨૨] રાજ્યે પોતાના નોકરોને પ્રસંગોચિત્ત મદદ અને તેમનાથી કરાતા રાજ્યહિતકારક કામ બદલ તેના મહત્વના પ્રમાણમાં ઇનામઅકરામ આપવાં જોઇએ કે જેથી નોકરો તન-મન-ધનથી રાજ્યકાર્યો કરે અને તેમનામાં તે બાબત સ્પર્ધા પણ જાગૃત થાય.**

**(૨૩) રાજ્યના નાનામહોટા તમામ નોકરોને લક્ષ્યમાં રાખવું જોઇએ કે, તેઓ મુખ્યત: ગાદીના-રાજ્યના-નોકર છે, રાજકર્તા ખુદના નોકર નથી, એટલે કે રાજકર્તાની રૂચિ કે અરૂચિના નોકર નથી જ:**—આ સુત્રનું અવલંબન પુરૂષોત્તમરાયજીએ ઠેઠ સુધી કરી રાખેલું, અને પોતાને મહોટી હાનિ થઇ આવી તે છતાં તે સુત્રનો તેમણે લેશ પણ ત્યાગ કરેયો નહિ.એ સુત્રનો પાઠ તેમણે રાજ્યના નોકરોને પણ શીખવેલો હતો.

**(૨૪] પરદેશીય રાજકર્તા કે પરદેશીય રાજ્યાધિકારીને રાજાએ રાજદ્વારીય બાબતો પરત્વે મસલત કરવા માટે એકલા મળવું ન જોઇએ; પરંતુ મંત્રી કે કાર્યભારીને પોતાની સાથે રાખીનેજ તેવાને મળવાનો શિરસ્તો તેણે ચુસ્તપણે પકડી રાખવો જોઇએ:**-રાયજી સાહેબે આ મંત્ર પોતાના વારામાં નવાબ સાહેબોને સમજાવી રાખેયો હતો અને નવાબ સાહેબો તેનું રહસ્ય બરાબર સમજી રહેલા પણ હતા. આ કથામાં વાંચવામાં આવશે તેમ; પોતાના પાટવીકુંવર શેરજમાખાનજીના દબાણને વશ થઇ નવાબ રસુલખાનજીએ એકવાર આ શિરસ્તાનો ભંગ કરી મેજર કાર્નેગીને ખાનગી મુલાકાત લેવા દીધેલી તેને પરિણામે તેમને પોતાને સ્વેચ્છા વિરૂદ્ધ

'કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ' મિ. ડિવનને પણ, તેવાજ ધારણને વશ થઇ ખાનગીમાં મુલાકાત દેવી પડેલી તેના ફળ રૂપે પોતાને જે તકલીફ થઇ આવેલી તેનો તેમને પૂર્ણ અનુભવ થયો હતો.

**[૨૫] પરિસ્થિતિ પ્રમાણે દીવાન સ્વદેશીય કે પરદેશીય હોઇ શકે; તથાપિ તેને મુખ્યતઃ વિદેશખાતાનો કાર્યભારી ગણીને, કોઇ એક અન્ય રાજ્યભક્ત, સર્વથા વિશ્વસનીય ચારિત્ર્યવાળો અને રાજ્યની રૈયત પૈકીનો હોય તેવા કુલીન મૂત્સદીને, દીવાન પરદેશીય કે સ્વદેશીય હોય તોપણ, તેના જેટલા જ અધિકાર આપી રાખવાની વાતને રાજકર્તાએ રાજ્યહિતાવહ ગણવી.**

[૨૬] ખાસ કારણ વિના, વિશિષ્ટ પ્રકારના જ્ઞાનાનુભવવાળા અને રાજકાર્યો પરત્વે વિશ્વસનીય નીવડેલા નોકરોની ફેરબદલી ન કરતા તેમને તેમને સ્થાને કાયમ રાખી ત્યાં જ પગાર વધારવાનો લાભ આપવો, અને જ્યાં સુધી તેમની શરીર શક્તિ કામ આપી શકે ત્યાં સુધી તેમને નિવૃત્ત કરી દેવા પણ નહિ; એટલુંજ નહિ, પરંતુ એવા નોકરોને નિવૃત્ત થવાનો વારો આવે તે પહેલાં તેમનાં સ્થાન સંભાળી શકે તેવા અન્ય પુરૂષોને ગોતી કાઢી તેમને, તેવા નિવૃત્ત થનાર નોકરો તળે ગોઠવી દઇને યોગ્ય તાલીમ લેવડાવી દેવી પણ જોઇએ. આવશ્યક કામોની માહિતી ન ધરાવનાર ગૌણ પંક્તિના નોકરોને લીધે કચેરીઓનાં કામો કેટલાં બગડે છે, લંબાય છે અને તેથી રાજ્યને તથા રૈયતને કેટલા પ્રકારે હાનિ પહોંચે છે એ વાત સર્વવિદિત છે.

[૨૭] રાજ્યકોશમાં સંચિત કરાતાં નાણાંનો ઉપયોગ રાજ્યમાં થતા વાણિજ્ય ઉદ્યોગ આદિને મદદ આપવામાં થવો. જોઇએ. રાયજી સાહેબના વારામાં રાજ્યકોશના નાણાંનું રોકાણ પરદેશીય પેઢીઓ (બેંક્સ) માં કે બ્રિટિશ સરકારની 'વાયદા ચિઠ્ઠીઓ [પ્રોમિસરી નોટસ]' માં થતું ન હતું, પરંતુ તેનું ધીરાણ રાજ્યમાં જ થતું હતું.

ઉપર પ્રમાણે આપણા આ કથાનાયકની રાજનીતિવિષયક વિચારસરણી હતી. અમે તો અહીં ફક્ત તારવી કાઢેલ તેમનાં નીતિસુત્રોની નોંધ કરેલી છે. એ પ્રકારની એમની વિચારસરણીની ઉપકારકતા કે અપકારકતા પરત્વે ' તુંડેતુંડે

**मतिर्भिन्ना**' એ મહાવચન પ્રમાણે અમારા પાઠકગણમાં મતભેદ પણ થાય છતાં એટલું તો નિઃશંક છે જ કે, આ ચરિતનિરૂપ્ય પુરુષોત્તમરાયજીએ સમયજ્ઞાન વાપરીને સ્વચ્છંદી નવાબોને ધીમે ધીમે અંકુશિત કરી તેને સમયાનુસારિણી બનાવી, લોકમતની ઉપેક્ષા ન કરતાં નિયમબદ્ધ કરી દઈને આખાય રાજ્યને સંગ્રથિત, સામર્થ્યસંપન્ન અને શકય તેટલા પ્રમાણમાં, બ્રિટિશ સર્વોપરી રાજ્ય તરફથી થતાં રહેતાં આક્રમણોને અટકાવીને, આંતર વહીવટ પરત્વે લગભગ સાવ સ્વાધીન બનાવી દીધેલું હતું. રાષ્ટ્રીય મહાસભાના કાર્યક્રમના પુરુષોત્તમરાયજી પ્રશંસક હતા અને જે ધ્યેય સિદ્ધ કરવાને માટે એ મહાસભાના એ સમયના અગ્રેસરો શ્રમ ઉઠાવી રહેલા હતા એ ધ્યેયને બને તેટલું રાજ્યમાં સાધી બતાવવાને માટે તેઓ ઘણે ભાગે એ અગ્રેસરોનો સંપર્ક સાધી રહેલા પણ હતા.

## शासनतंत्रमां पुरुषोत्तमरायजीनुं स्थान

રાયજી સાહેબે રાજ્યસેવામાં પ્રવેશ કર્યો તે પછી જે અનુભવો તેમને થવા માંડેલા તેમણે તેમને પોતાનો કર્તવ્યમાર્ગ ઘડવામાં મ્હોટો ફાળો આપેલો. જૂનાગઢ દરબાર એટલે ભોગતૃષ્ણાવાળા, અલ્પજ્ઞ લોકોથી ઘેરાઈ રહેલ નવાબ સાહેબ ખૂદ તથા તેમના પ્રતિનિધિ રૂપે નિખિલ કાર્યભાર અને તે અંગે રહેલ જવાબદારી ઉપાડી રહેલ વઝીર બહાઉદ્દીનભાઇ. એ ઉભય મુખ્ય અંગો અને તેમના સંબંધીઓ—એ સર્વે રાજ્યની કે રાજ્યને આવરી રહેલ જૂની રૂઢિઓની જાળમાં એવાં તો બદ્ધ થઇ રહેલાં કે, તેમના માનમને ફેરવીને તેમને નવ રૂપ આપવાનું કામ હરકોઈ કુશળ રાજપુરુષને માટે મુશ્કેલ થઇ પડે તેવું હતું. રાજાની રુચિને બહુ ભાગે અનુકૂળ રહીને રાજ્યનો કાર્યભાર ઉઠાવી તેને ફતેહમંદ જેવો દેખાડવો અને રાજાની રુચિને ફેરવી, યોગ્ય માર્ગે તેને વાળીને 'કારભાર' કરી બનાવી તેને ફતેહમંદ કરવો: એ બંને એક બીજાથી જૂદી વાતો છે. મૈયા લોકોના ચપલ વધને પરિણામે જૂનાગઢ રાજ્ય બ્રિટિશ સરકારની આંખે ચઢેલું હતું અને તેથી તેની સ્થિતિ સક્ષમ બની ગયલી હતી. અંગ્રેજ સરકારને તુષ્ટ રાખી શકે, દરબારનો સંપૂર્ણ વિશ્વાસ મેળવી શકે એવો કોઈ સ્વદેશીય મુત્સદ્દી રાજ્યમાં ન હતો, એટલે કોઈ કાર્યસાધક પરદેશીય રાજપુરુષની આયાત કરી તેને દીવાનને પદે સ્થાપવાની આવશ્યક્તા ઊભી થઈ આવેલી હતી, અને તેથી હરિદાસભાઇની વરણી કરવામાં આવેલી પણ હતી. પરંતુ જે કોઇ પરદેશીય પુરુષ દીવાન થયો હોય તે દરબારની આંતર સ્થિતિથી અપરિચિત હોય જ, તેની

વિચારસરણી રાજ્ય બહાર પ્રવર્તતા જમાનાની ભાવનાઓથી રંગાયલી પણ હોય, આ ઉપરાંત બ્રિટિશ સરકારના પ્રતિનિધિ "કાઠિયાવાડના પોલિટિકલ એજંટ" દીવાનને જવાબદાર ગણે. આમ હોઇને દરબારથી તેમ દીવાનથી વિશ્વાસને પાત્ર ગણાયલા આપણા આ જુવાન કથાવીરને એ ઉભય પક્ષો વચ્ચે એક મધ્યસ્થ તરીકે વર્ષોપર્યંત વેપ ભજવવાનો વારો આવી ગયલો હતો. આ પ્રકારે કામ કરવામાં અસાધારણ દક્ષતા વાપરવાની હતી, અને તે કામ એક ઘડીમાં અપયશ અપાવી દે છે તેવું કઠિન પણ હતું; કારણકે રાજકુળનો જીવનનદ જે માર્ગે વહી રહેલો હતો તેનાથી બીજે માર્ગે વાળવા માટે જે પ્રકારનો ઢાળ જોઇએ તે પ્રકારના ઢાળની રચના જો થઈ ન શકે, તો તેના પ્રવાહ તેના વાળનારને ખુદને ખેંચી પછાડી હતો ન હતો કરી નાખે એ સ્વાભાવિક જ હતું. આત્મવાન પુરુષોત્તમરાયજીએ આ મધ્યસ્થ તરીકે કામ કરવાનો, અસિધારાવ્રત જેવો ભાર પોતાને માથે તરત ઉપાડી લીધેલો અને દીવાન હરિદાસભાઇના તેમજ તેમના ઉત્તરાધિકારીઓના માર્ગને સરલ બનાવી દીધેલો પણ હતો. પુરુષોત્તમરાયજીમાં વિનય, ધૈર્ય, ગાંભીર્ય, સંયમ અને સમયોચિત નિઃસંગતા વગેરે ગુણો એટલા પ્રમાણમાં હતા કે, તેમણે જે કામ પોતાને માથે લીધેલું તે તેમને હસ્તાકમલવત્ બની ગયલું અને દિવસો જેમજેમ વ્યતીત થતા ગયલા તેમ તેમ દરબાર ઉપર તેમના સામર્થ્યની છાપ પણ ઉંડી અને વધારે ઉંડી પડતી ગયલી હતી. એમની ખાસ ખૂબી તો એ હતી કે તેઓ સવિનય ઉભય પક્ષને પોતાના વિચારો સ્વતંત્રતાપૂર્વક સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેવાની બાબતે લેશ પણ આંચકો ખાતા નહિ, અને એમ કરવામાં એમની વાક્પટુતાની સહાયતા પણ તેમને મળી રહેતી હતી. એમનું પોતાનું વય એમના પોતાના ગુરુઓ બહાઉદ્દીનભાઇ, મનઃસુખરામભાઇ અને હરિદાસજી કરતાં ઘણું નાનું હતું એ વાત ખરી; તોપણ એ ગુરુઓથી ઉપદિષ્ટ એવા એ પુરુષોત્તમરાયજી એવા તો તત્ત્વદર્શી બની ગયલા કે, ગુરુઓથી મળતા રહેલ ઉપદેશની છણાવટ કરીને તેઓ તેમને પ્રશ્નો પૂછી સામો ઉપદેશ દેવા જેવા સમર્થ થઇ ગયલા પણ હતા. આ વાતના સમર્થનમાં અમે પુરુષોત્તમરાયજીએ તા. ૧૫–૩–૯૨ મંગળવારને દિને મનઃસુખરામભાઇ ઉપર જે એક પત્ર લખેલો છે તેમાંથી થોડોક ભાગ, નીચે પ્રમાણે રજુ કરીએ છીએઃ—

"વિ. કે આપનું શુદી ૧૫ શનીવારની મીતીનું રજીસ્ટર પત્ર મળ્યું. તેમાંના વિચાર અને દૃષ્ટાંત ઉપદેશક છે. રુબરૂમાં કહી શકાય તેવી હકીકત પત્રમાં

લખી શકાય નહીં. તોપણ હાલ હું મહારા કેટલાક વીચાર એવા હેતુથી આપને લખી જણાવું છઉં કે તેમાં થતી ભૂલો આપની પાસેથી જાણી લેવી કે જેથી બીજે પ્રસંગે તે ધ્યાનમાં રહે. માહારો આ હેતુ આપ પાર પાડો છો તે અધીક અધીક થવા માટે આપણા સંબંધ પ્રમાણે લખી જણાવવાની અગત્ય નથી." ×× "દરેક માણસની બે જાતની સ્થીતી હોય છે—(૧) સ્વતંત્ર, (૨) પરતંત્ર. માહારા વિચાર પ્રમાણે સ્વતંત્ર સ્થીતી જેટલી સારી અથવા ખરાબ ગણાતી હોય તેના કરતાં પરતંત્ર સ્થિતી વધારે સારી અને ઓછી ખરાબ છે; શામાટે કે, સ્વતંત્ર સ્થિતીવાળા માણસમાં એક ભાગ ઉદ્ધત અને દુર્ગુણીનો હોય છે અને બીજો ભાગ પવીત્ર અને ડાહ્યા માણસનો હોય છે. પરન્તુ પરતંત્ર સ્થિતિના બે ભાગમાં એક નબળો પણ ઓછા દુર્ગુણવાળો અને બીજો ભાગ પવીત્રતા તથા ડહાપણ સીવાય વધારે શ્રેષ્ઠ શક્તીવાળો હોય છે; અને તે જ્યારે સ્વતંત્ર માણસ પરાધીન થાય છે ત્યારે તેને જેમ માબાપ દહેશતમાં આવી ગયલાં અથવા ગભરાયલાં બાળક છોકરાંઓને પોતાના પડખામાં લઇ સાંત્વના કરે છે તેમ પરાધીનતામાંથી છોડાવવામાં શક્તિવાન થાય છે. આવી સ્થિતિ માત્ર પરતંત્રતાનું નામ ધારણ કરે છે, પણ વાસ્તવીક રીતે તે સ્વતંત્રથી પણ સ્વતંત્ર અને અસાધારણ શક્તિવાળી છે અને તેનું કામ તે છે કે, પોતાપણું કાયમ રાખીને ઘણાઓને સમજાવવા સંભાળવા અને ખુશ રાખવા."

"આવું પરતંત્ર માણસ બીજાઓનું સારૂં કરી શકે છે, તેને પોતાના જેવા બનાવે છે, આફતમાં આવેલ હોય તેને બચાવી શકે છે; એટલું જ નહીં પણ તેના તરફથી પોતે નુકશાન સહન કરવા તૈયાર થઇ જે નુકશાન થાય તે ભોગવે છે. તેની હીંમત અને ધીરજમાં વધારો થવાને બદલે શા માટે ઘટાડો થાય તે હું સમજી શકતો નથી. અહીં એક સવાલ ઉત્પન્ન થાય છે અને તે એ કે સામા માણસને ફાયદો થાય અથવા ગેરફાયદો ન થાય તેની નુકશાની સહન કરવી પડે એ ડહાપણ ભરેલું છે કેવું બન્ને બાજુ નુકશાન જ થાય એ કામ કોઇ રીતે અક્કલવાળું કે ફળદાયક ગણાય નહીં. આ સવાલમાં બે મત નાં થવા જોઇએ; પરંતુ તે દૂર કરવાનો સરસ ઉપાય ધીરજ, વીવેક અને સમયસૂચકતાથી તેવો વખત આવવા દેવો જ નહીં તે છે."

×× ×× ×× ×× ××

"દુનીયામાં સ્વભાવ, સમજણ અને બુદ્ધિ જુદી જુદી અનેક જાતનાં હોવાથી તેનું ઔષધ કરનાર વૈદે જેમ મુખ્ય રોગને મટાડવાની અને બીજા રોગને વધવા ના દેવાની ખંત અને કાળજી રાખવી જોઇએ તેવી જ રીતે જેમનાથી નુકશાન ના થાય તેની ફીકર રાખીને સ્વાભાવિક અને સમજણને અનુસરતા ઉપાય પણ કરવાની જરૂર છે કે જેથી તેના (રોગીના) મનનું પ્રફુલીતપણું રોગની ઔષધની સારી અસર કરાવવામાં મદદગાર થાય."

"જેને માટે ઔષધ ઉપાય કરવામાં આવતા હોય તેને તથા તેના ઘરમાં યોગ્ય હોય તે માણસોને ઔષધઉપચારની અસર વીગે વખતોવખત પુછી જાણ્યા કરવું, દીલાસો આપે જવો, બીજા વૈદોને ભેળા કરી તેની સાથે સલાહમસલત કરે જવી, તેને પોતાનો વિચાર અનુભવ અને શક્તિ બતાવવામાં હીંમત વધે તેમ ઉત્તેજન આપે જવું. આમ કરતાં પોતાની ભુલ જણાય તો સુધારી લેવી તા. (તથા) નવું હોય તે જાણી લેવું, અને આ બધાના પરિણામે જેમ વધારે સારૂં અને સલામતીવાળું દેખાય તે પ્રમાણે કરવાથી. પછી તેનુ પરીણામ ઈશ્વરઇચ્છા અનુસાર ગમે તેવું આવે તોપણ, બધા ખુશી અને મદદમાં રહેશે, વૈદરાજના પરાક્રમ, મહોટા મન, હુશીયારી અને કાળજી ઇત્યાદી ઘણા ગુણોના વખાણ થશે તેમ જ તે વીરુદ્ધ, દુશ્મન હશે તેનાથી પણ ખુલ્લું બોલી શકાશે નહીં. × × × × × ×"

ઉપર ઊતારાવલ પત્ર, પુરૂષોત્તમરાયજીની પરિપકવ તથા વ્યવહાર ચાતુર્ય ભરેલી વિચારસરણી બતાવવામાં બસ થઇ પડે તેવું છે. પુરૂષોત્તમરાયજીની આવી વિચારસરણીનું જે એક મધુર ફળ આવેલું તે એ કે, તેમના વારામાં રાજ્યના ખાતાંઓના મુખ્ય અધ્યક્ષો તથા કાર્યભારીમંડળના સભ્યો જો કે જૂદી જૂદી ગ્નાતિના હતા અને તેમાંના કોઈ કોઈ પરસ્પર વિરોધ પણ દાખવનાર હતા, તોપણ તેઓ બધા સાથે રહીને તથા બધાને પોતાની સાથે રાખી શકીને રાજકાર્યો પરત્વે અસાધારણ ઐક્યનો યોગ રચવાને ભાગ્યશાળી બનેલ હતા, અને તેને પરિણામે તેમની નીતિમાં તાલભંગ થતો દેખાતો પણ ન હતો. એમના સમયના બધાય મુખ્ય અધિકારીઓ સમર્થ પુરૂષો હતા, અને વળી એમને સામર્થ્યસંપન્ન પુરૂષોનો સંગ્રહ રાજ્યમાં કરવાનો શોખ હતો, એટલે પુરૂષોત્તમરાયજી ખુદ જો તેઓ બધાથી કેટલીક બાબતોમાં અધિક સમર્થ ન

હોત તો તેઓ તે બધા ઉપર, પૂર્વોલિખિત પત્રમાંના વૈદ્યરાજની પેઠે, પોતાની આવડતથી પોતાની સર્વોપરિતા કે શ્રેષ્ઠતા સ્થાપી શકત નહિ જ, એ ખુલ્લી વાત છે. સિંહોને પાળનાર જે કોઇ હોય તેણે સદા સાવધાન તથા વીર્યવાન્ રહેવું જ જોઇએ, અને તે પ્રમાણે તે જો રહી ન શકે તો તે સિંહોના ટોળાને પોતાના કાબુમાં રાખી શકે પણ નહિ, બલ્કે તેને પોતાને તે સિંહોનું ભક્ષ્ય બની જવાનો વારો પણ કોઇક કાળે આવી જાય પણ ખરો. પુરુષોત્તમરાયજીએ, જૂનાગઢના બગીચાઓમાં પળાતા અનેક સિંહોની પેઠે, જૂનાગઢ રાજ્યની નોકરીમાં અનેક પુરુષ સિંહો ભેળા કરી તેમને પાળી રાખવાની જે અવિચ્છિન્ન નીતિ પકડી રાખેલી હતી તે નીતિને પરિણામે તેમને પોતાને એ પુરુષસિંહોનું ભક્ષ્ય બની જવાનો વારો આવેલો નથી, એ હકીકત જ એમનામાં રહેલ હીકમત તથા કરામતનો સબળ પુરાવો છે. સામો માણસ ગમે તેટલો દુર જઇ ઉભવા ચાહતો હોય, તોપણ તેની યોગ્યતા-ઉપયોગિતા કે મહત્તાનો-તો જો ખુલ્લા દિલે સ્વીકાર કરવામાં આવે છે તો તેવો માણસ આખરે ખેંચાઇને પાસે આવ્યા વિના રહેતો નથી, એ નીતિસૂત્રનું બળ પુરુષોત્તમરાયજી બરાબર પ્રમાણી શકેલા હતા એટલે તેમનાથી ગમે તેટલો વિરૂધ્ધ અભિપ્રાય ધરાવનાર પણ તેમનાથી પોતાની પાસે ખેંચાઈ આવ્યા વિના રહી શકતો નહિ. દીવાન હરિદાસજી એકવાર ગયા અને પાછા આવેલા તથા બક્ષી કલ્યાણરાયજી વકીલાત કરવા માટે જાઉં જાઉં કરતા અંતે જૂનાગઢ રાજ્યના મુલ્કી-અધિકારી તરીકે કાયમના નોકર બની ગયલા-આ બે બનાવો પૂરૂષોત્તમરાયજીના પુર્વોકત નીતિસુત્રના બળનાં પ્રત્યક્ષ દ્દષ્ટાંતો ગણાશે. પુરૂષોત્તમરાયજીના વારામાં મુખ્ય રાજપુરૂષોનું જે મંડળ હતું તેને આપણે એક વાલુકાપિંડ સાથે સરખાવી શકીએ છીએ; એટલે આપણે એમ પણ કહી શકીએ છીએ કે, આપણા આ ચરિતનિરૂપ્ય મહારાજનીતિજ્ઞમાં, માનવ સ્વભાવ ઓળખી તેને પોતાની તરફ વાળી લેવા જેટલી સ્નિગ્ધતાનો જો અભાવ હોત, તો એ પિંડના કણો એક બીજા સાથે સંશ્લિષ્ટ ન રહેતાં છૂટાં પડી વેરણખેરણ થઇ જાત અને કાર્યભારીમંડળની એકતા નષ્ટ થઇ જઇને તેને ઠેકાણે વિસંવાદિતાનો ઉદય થઇ આવીને રાજ્યને સોસવાનો વારો આવી જાત પણ ખરો. જૂનાગઢ રાજ્યની આંતરબાહ્ય પરિસ્થિતિથી દીર્ઘકાળ પર્યંત સંપૂર્ણતઃ વાકેફ રહેલ તેમજ એ રાજ્યની નોકરીમાં જોડાયલ હોવાને કારણે રાજમંડળના ગાઢ સંસર્ગથી પ્રાપ્ત કરાયલ અનુભવવાળા અને પછીથી "કોલ્હાપુર એજંસી"ના "પોલિટિકલ એજંટ"ને પદે સ્થાપિત થયલ કર્નલ રી. ડબલ્યુ. એચ. સીલી, આઇ. સી., એસ. જેવા અંગ્રેજ ગૃહસ્થે ઇંગ્લાંડમાં

જેના પાછળથી જ્યારે જાણેલું કે, પુરૂષોત્તમરાયજીએ રાજ્યસેવા છોડી દીધી છે ત્યાર તે સાહેબે તા ૪-૧૦-૦૩ ને રોજ દીવાન ચુનીલાલજી ઉપર જે એક પત્ર લખેલ છે તેમાં તેમણે આ ચરિતનિરૂપણને અનુલક્ષી જે લખેલું છે તે, આપણા આ વિષયને ઉપકારક હોઇ અમે આ નીચે ઉતારીએ છીએ —

> ' x x x I am, however, truly sorry to learn that Mr Purushottamrai has tendered his resignation of the Naib Diwanship It seems to me a great evil that the State should lose the services of one who has done so much for it x x x The Naib Diwan has always had a difficult position to fill and has been the butt of calumnies and evil attacks, I can not think he deserved such treatment or that such a close to his services can redound to the honour of Junagadh x x x Please convey my best wishes to H H the Nawab and my sorrow at learning that he has lost the services of a very acute and clever and devoted servant such as Mr Purshottamrai x x x x"
> " It is said that no man is indispensable, but a **Junagadh without Mr Purushottamrai in the councils thereof seems to me inexplicable** I can write no more The news has so utterly changed the aspect of Junagadh affairs that I at this distance can not believe it nor appreciate the altered state of affairs properly x x x Where will he (Nawab Saheb) find one (good adviser) to replace his old servent ? xx xx xx "

**(ભાવાર્થ)** – તથાપિ રા. પુરૂષોત્તમરાયે પોતાની નાયબ દીવાનગીરીનું રાજીનામું આપ્યું છે તે સમાચાર જાણીને હું ખરેખર દિલગીર થયો છું

જે પુરૂષે રાજ્ય માટે આટલું બધું કરેલ છે તે પુરૂષની નોકરી રાજ્ય ખુવે તે એક મ્હોટું અનિષ્ટ છે એમ મને લાગે છે. × × × × × ×"

" નાયબ દીવાને જે કામ કરવાનું હતું તે હંમેશા મૂકેલી ભર્યું હતું અને તેઓ અનેક પ્રકારની નિંદાનું અને હુમલાઓનું લક્ષ્ય બનતા રહેલા છે. તેમની તરફ જે પ્રકારનું વર્તન રાખવામાં આવ્યું છે તેને તેઓ પાત્ર હતા એમ હું ધારી શકતો નથી તેમ તેમની સેવાઓનો અંત જે રૂપમાં આવ્યો છે તે રાજ્યને પ્રતિષ્ઠાપ્રદ નીવડે એમ પણ હું ધારી શકતો નથી. × × × ×"

"મહેરબાની કરીને નામદાર નવાબને મારી પરમ શુભેચ્છા વિદિત કરશો અને રા. પુરૂષોત્તમરાયજી જેવા સૂક્ષ્મ બુદ્ધિશાળી, નિપુણ અને ભક્તિપરાયણ નોકરને તેઓએ ગુમાવેલ છે એ જાણી મને જે દિલગીરી થઇ છે તે પણ જણાવશો. × × ×"

કોઇ પણ માણસ એવો નથી કે જેના વિના ચાલી ન શકે, એવું કહેવાય છે, તથાપિ પૂરૂષોત્તમરાય વિનાની મંત્રિસભાઓવાળું જુનાગઢ કેવું દેખાય તે હું વર્ણવી શકતો નથી."

(રાજ્યને) લગતી બાબતોનું એટલા બધા પ્રમાણમાં સંપુર્ણતઃ રૂપાંતર કરી નાંખેલું છે કે, આટલે દુર વસીને હું તેને માની શકું નહિ. × × પોતાના આવા જુના નોકરની જગાએ બીજો એક (સારો સલાહકાર) નોકર (નવાબને) ક્યાંથી મળશે ? × × ×

કર્નલ સીલીએ પોતાના પુર્વોક્ત પત્રમાં જે ઉદ્ગારો કાઢેલા છે તે શબ્દશઃ ખરા પડેલા છે અને તે તેમના હૃદયમાંથી જ નીકળાલા છે. જૂનાગઢ રાજ્યની નોકરીમાં એ અંગ્રેજ ગૃહસ્થ હતા અને તેથી તેઓ પોતાની રાજદ્વારીય બુદ્ધિશક્તિને લીધે જૂનાગઢ રાજ્યદેહની નાડી પારખી શકેલા હતા, અને પુરૂષોત્તમરાયજી જેવો દીર્ઘ દષ્ટિવાળો, દૃઢસંકલ્પ અને ઠરેલ -બુદ્ધિનો રાજમંત્રી ન હોય તો રાજ્યમંદિરનો - ખંડેખંડ છુટો પડી જઇને છેવટે રાજ્યને તેના પોતાના ભગ્ન ભાગોના એક પુંજ રૂપે બનાવી મુકે એમ પણ તેમને લાગેલું હતું, અને તેથી તેઓ રાજ્યહિતની

દષ્ટિએ અનિષ્ટ પરંપરાની કલ્પના કરી પડે એ પણ સ્વાભાવિક હતું. પરંતુ આ પ્રકારની લાગણી એકલા કર્નલ શીલીને જ થઈ આવેલ એમ નહિ. એમના જેટલો જ સદ્‌ભાવ રાજ્ય તરફ ધરાવનાર બીજા એક અંગ્રેજ અમલદાર કર્નલ જે. એમ. હંટર હતા. આ કર્નલ હંટરને જૂનાગઢ રાજ્યની આંતર બાહ્ય સ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન હતું, અને રાજ્યની રંગભૂમિ ઉપર જે નાટક ખેલાતું હતું તેમાં પુરુષોત્તમરાયજી એક અભિનેતા રૂપે વીશ વર્ષો ઉપરાંતની મુદતથી શું કામ કરી રહેલા હતા તે વાત તે દક્ષ અંગ્રેજ અધિકારીની દષ્ટિમાં સંપૂર્ણતઃ હતી પણ ખરી. આ કર્નલ હંટર "કાઠિયાવાડના પોલિટિકલ એજંટ" હતા અને જુનાગઢ રાજ્ય સાથે તેમનો મૈત્રીસંબંધ લાંબા વખતથી ઘણો સારો હોઈ તેઓ તેનું કલ્યાણ જ ઇચ્છતા હતા. આવા આ કર્નલ હંટરે પોતાના વતન ઇંગ્લાંડમાં રહેતાં, પુરુષોત્તમરાયજીએ મેળવેલ રાજ્યસેવા-મોક્ષની વાત સાંભળેલી ત્યારે તેમણે પણ તા. ૧૯-૧૦-૦૩ ને રોજ એક પત્ર પુરુષોત્તમરાયજી ઉપર લખી મોકલી પોતાની લાગણી નીચે મુજબ વ્યક્ત કરેલી હતીઃ—

"x x x I was startled and grieved to hear from a correspondent last mail that you had tendered your resignation to H. H. and that it had been accepted x x I heard also that Mr. Chunilal was also expected. to leave Junagadh-service. If this-is all true, I am afraid that there are bad times in store, for Junagadh seems to pass from one political storm to another."

"(ભાવાર્થ) — x x x છેલ્લી ટપાલમાં એક પત્રલેખક તરફથી, તમે તમારું રાજીનામું નામદાર નવાબ સાહેબને આપ્યું છે અને તે મંજુર રખાયું છે એવા ખબર સાંભળીને હું કંપી ઊઠ્યો છું અને શોકગ્રસ્ત બન્યો છું. x x x મેં વળી એવું પણ સાંભળ્યું છે કે, રા ચુનીલાલ પણ જૂનાગઢની નોકરી છોડે એમ છે. આ બધી વાત ખરી હોય, તો ભવિષ્યમાં ખરાબ દિવસો આવવાના છે એવી મને ભીતિ રહે છે, કારણ કે જુનાગઢ એક રાજદ્વારીય તોફાનમાંથી બીજા

તોફાનમાં જઈ પડતું હોય એમ મને લાગે છે. વળી આ જ અધિકારીએ પોતાના તા. ૨૧-૧૦-૦૩ના બીજા એક પત્રમાં નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢેલા પણ છેઃ—

"I was surprized to hear by last mail that Purushottamrai had resigned and that the Nawab had accepted his resignation. If this be true, I do not know who is to carry on the work of Administration. Chaos will soon begin"

"(ભાવાર્થ):— × × × × પુરૂષોત્તમરાયજીએ રાજીનામું આપ્યું છે અને નવાબે તેમનું રાજીનામું સ્વીકારેલું છે એવા ખબર છેલ્લી ટપાલ દ્વારા જાણતાં મને આશ્ચર્ય લાગ્યું છે. × × × આ વાત ખરી હોય તો રાજ્યશાસનતંત્રનું કામ કોણ ચલાવશે તે હું સમજી શકતો નથી. **અવ્યવસ્થાનો આરંભ તરત થઈ જશે.** × × ×

કાઠિયાવાડના રાજદ્વારીય વાતાવરણના કીડા જેવા પૂર્વોક્ત અંગ્રેજે જે ભવિષ્ય ભાખેલું છે તે ખરૂં પડેલું છે. પૂર્વોક્ત બંન્ને બ્રિટિશ રાજદ્વારીય અમલદારો આપણા આ કથાવીરની વ્યક્તિવિશેષતાનું મહત્ત્વ જૂનાગઢ રાજ્યના શાસનતંત્ર પરત્વે કેટલા બધા પ્રમાણમાં સમજતા હતા એ વાતનો ખ્યાલ આપણને પૂર્વોક્ત પત્રોમાંથી વિના તકલીફે મળી આવે છે. પુરૂષોત્તમરાયજીએ જૂનાગઢની નવાબીને અક્ષત ગૌરવવાળી બનાવી દીધેલી એ તેમણે કરેલી સેવા યુગદૃષ્ટિએ એટલી તો અનુપમ ગણાય કે, બ્રિટિશ સર્વોપરિતાની સ્થાપના કાઠિયાવાડમાં થઇ તે પછીના કાઠિયાવાડના ઇતિહાસમાંથી તેનો જોટો મળી શકે તેમ નથી. આ સર્વ પ્રકારની તેમની સેવાને લગતી હકીકત અમે આ ગ્રંથના જે તે વિષયને લગતા પ્રકરણમાં આપી ગયા છીએ એટલે ફરીથી તેનું ધ્યાન આપવું એ નિરર્થક જ છે. આમ હોઇને અમે હવે બીજા એક વિષયને હાથ ઉપર લેશું અને તેમ કરીને, આપણા આ ચરિતનિરૂપની ઉજ્જવલ કારકીર્દિના અંતભાગે પહોંચી જશું. હવે પછીના પ્રકરણો આપણને સ્પષ્ટ દેખાડી આપશે કે, જૂનાગઢ રાજ્યનું માગણું પુરૂષોત્તમરાયજી પાસે પુરેપૂરૂં હતું, જ્યારે પુરૂષોત્તમરાયજીનું માગણું એ રાજ્ય પાસે લેશ પણ હતું નહિ જ!

અને તેથી જ્યારે એ બે વચ્ચે હિમાળની ચોખવટ થઇ ગયલી ત્યારે એ રાજ્ય અને એ રાજપુરુષ. એ ઉભય વચ્ચેનો પેઢી દરપેઢી રહેવા પામેલ સબંધ કાયમને માટે તુટી ગયલો પણ ખરો ! જુનાગઢ રાજ્યના નવાબ સાહેબોને યથાર્થ લાભ કરી આપીને રાજ્યની અપ્રતિમ સેવા કરી ગયલા સ્વદેશીય કાર્યભારીઓના સીધા વંશજો જુનાગઢમાં અસ્તિત્વ ધરાવી ન રહે એવી કોઇ દૈવી ઘટના હોય, એવું એ રાજ્યના ઇતિહાસમાંથી સાર રૂપે નીસરી આવે છે ! એ વાત, ખરેખર, ઘણાયને વિસ્મય પમાડયા વિના રહેશે પણ નહિ જ. પુરુષોત્તમરાયજીનું સ્થાન અને તેમનું કામ–એ ઉભય પણ એમની સાથે જ રાજ્યત્યાગ કરી ગયલા છે એ નિર્વિવાદ છે.

# પ્રકરણ ૯ મું.

## केटलाक विशेष प्रसंगो.

રાયજી સાહેબના " કારભાર ' ના કાળમાં જે બીજા કેટલાક વિશેષ કોટીના ગણાય તેવા મહોટામહોટા ઉત્સવ પ્રસંગો ઉપસ્થિત થયલા અને ઉજવાયલા હતા તેમનું સંક્ષેપમાં પણ વર્ણન અત્ર ન કરીએ તો આ જીવન કથા તેના વિષયભુત રાજપુરુષના વ્યકિતત્વની દૃષ્ટિએ તેમજ આજથી પચાશ વર્ષો પહેલાના જમાનામા રાજ્ય કેવાં રૂપરંગ ધરાવી રહેલ તે બતાવનાર ઇતિહાસની બાબતમાં અપુર્ણ જ ગણાશે. આ પ્રસંગો રાજદ્વારીય દૃષ્ટિએ કેવા હતા તે તો અમે બતાવશું જ; તથાપિ તે પ્રસંગો કેટલાક પ્રમાણમાં પ્રજાજનોને આહલાદક, પ્રોત્સાહક અને રાજ્ય પ્રતિ સદ્ભાવી બનાવે તેવા હતા તેનો નિર્દેશ કર્યા વિના અમે રહેશું પણ નહિ. રાયજી સાહેબ એટલે એક અચેતન હૃદયગ્રાહી કલામુર્તિ. તેમનાથી નિર્દિષ્ટ કરાતી યોજના એટલે રમણીયતા. વિવેક વિચાર અને વિનીત વિલાસની સંહિતા–એ પુરુષોત્તમરાયજીના ચારિત્રની વિલક્ષણતા. તેમની સ્વભાવસિદ્ધ રસિકતા તેમની ભવ્યતાપુર્ણ યોજના શક્તિની જનની હતી, અને તેથીજ તેઓ એક રમતારામના શાસનસુત્રધારક બની રહેલા હતા.

તેમની રસિકતાનું પ્રમાણ આપણે, તેમણે પોતાના મૃતદેહને સ્નાનશુદ્ધ કરાયા પછી અત્તરનો લેપ કરવા વગેરે સંબંધે જે આજ્ઞા આપી રાખેલી તે ઉપરથી બાંધી શકીએ તેમ છીએ. મતલબ કે, એમના વારામાં સમારંભો તથા ઉત્સવોની યોજનાઓ એમની પોતાની સુંદરતા તથા ભવ્યતાની કલ્પનાને અનુરૂપ ઘડાતી હતી અને તેથી તેઓ મોગલાઇ દબદબાવાળી અને લોકરંજન કરનારી નીવડની પણ હતી. અમારે સખેદ લખવું પડે છે કે, એક નાનીશી શહેનશાહતને ઉચિત એવો જૂનાગઢનો દરબારી ઠાઠમાઠ, રાયજી સાહેબે જૂનાગઢ છોડયું તે સાથે જ ઊડી જવા પામ્યો છે, અને આજે તો રૈયતમાંથી ગણ્યાગાંઠયા લોકો જ તેને લગતી કથા પોતાનાં બાળકો આગળ કરી શકે તેમ છે. બ્રિટિશ સરકારની અધીશ્વરતા નીચે રહેલાં દેશીવ રાજ્યો પ્રસંગે પ્રસંગે બ્રિટિશ સરકારના ગવર્નર્સ અને ક્વચિત્ ક્વચિત્ ઉપરાજોને પણ પોતાને ત્યાં આમંત્રતાં રહેલાં હતાં અને તેમને પોતાનાં સુકૃત્યોથી વાકેફ કરવાની તક પણ ગોતી લેતાં હતાં. જૂનાગઢ રાજ્ય, રાયજી સાહેબના વારામાં, પૂર્વોક્ત નીતિ પ્રબંધ પરત્વે અપવાદ રૂપ રહેલું નહિ, અને તેનું પરિણામ એ આવેલું કે, કાઠિયાવાડમાંના 'બ્રિટિશ પોલિટિકલ એજંટસ' પૈકી જે કોઇ જૂનાગઢ રાજ્ય સામે અંગ્રેજ સરકારમાં લખી મોકલતા હતા તેનું ખંડન જૂનાગઢનું કાર્યબારીમંડળ સરલતાથી કરી શકતું પણ હતું.

આ નીતિસૂત્રને અવલંબીને જૂનાગઢ રાજ્યે ઇ. સ. ૧૮૮૪માં પહેલું પગલું ભરીને મુંબઇના હાકેમ–સુબા–સર જેમ્સ ફરગ્યુસનને આમંત્રેલા હતા અને તેમને હસ્તે "કાલવાહ" નદી ઉપરનો એક સેતુ–પુલ–રચવા માટે તેમજ મુસલમાન વિદ્યાર્થીઓ માટે "મોહોબત મદ્રસા" નામક વિદ્યાલય બાંધવા પાયા નંખાવેલ હતા. આ પ્રસંગે એઓ સાહેબે, રાજ્યમાંથી નાબૂદ કરાયલ, 'મહેસુલ–ઇજારા–પદ્ધતિ' સંબંધે રાજ્યને અભિનંદન નીચે આપેલ શબ્દોમાં આપેલું હતું:—

"(તમારા જેવો) એક દેશી રાજકર્તા પ્રબુદ્ધ ચિત્તે અને તમારી શુભેચ્છાઓને તમારી પ્રજા પરત્વે અમલમાં મૂકે એવા સમર્થ અને કર્તવ્યબુદ્ધિવાળા અમાત્યો મારફત શાસન કરે છે એટલે તેની પ્રજા જેટલી વધારે સુખી થઇ શકે તેટલી તે અન્ય કોઇ રૂપના શાસનતંત્રથી સુખી થતી નથી એમ હું માનું છું. x x x"

(૨) જૂનાગઢ રાજ્યે આરંભેલ આ લોકભોગ્ય પ્રવૃત્તિની, ઉપર પ્રમાણે પ્રશંસા ચયલી એટલે તેથી ઉત્તેજિત થઈ રાજ્યે, ૬૭ સડસડ માઈલનો લોહમાર્ગ (રેલ્વે) બાંધવાની જે યોજના સુજ્ઞ ગોકુલજી ઝાલાની દીવાનગીરીના સમયમાં ઘડાયલી હતી તેને સફળ કરવાનું કામ ઉપાડી લીધેલું હતું, અને તેનો મંગલારંભ મુંબઇના સુબા લોર્ડ રે સાહેબને હસ્તે ઇ. સ. ૧૮૮૬ માં કરાવીને તેમને જ હસ્તે ઇ. સ. ૧૮૮૭ માં ચોકી ગામે આગગાડીના ઉદ્ઘાટનની ક્રિયા કરાવેલી હતી. આ આગગાડી રચવાને કામે રૂપીઆ ૩૮,૧૮,૭૯૮–૧૧–૪નું ખર્ચ રાજ્યે કરેલું છે. આં ઉદ્ઘાટનક્રિયાને અંગે "મહાબત મદ્રેસા"નું ઉદ્ઘાટન પણ એ જ સાહેબને હાથે કરાવાયલું હતું, અને તે પ્રસંગે એ નામદાર સાહેબે પોતાના ભાષણમાં, જૂનાગઢ રાજ્યે પોતાની હદમાં તેમજ હદબહારના પ્રદેશોમાં કેળવણીની ખીલવટ કરવવાના હેતુથી રા. ૬,૨૯,૫૦૦) ખર્ચેલા તેની તથા વઝીર બહાઉદ્દીનભાઇ તરફથી નવાં તળાવો, કૂવાઓ, મકાનો, સિપાહીઓને આપવાની સહત અને મુસલમાન લોકોની કેળવણી અર્થે જે બે લાખ રૂપીઆ ખર્ચાયલા હતા તેની તારીફ કરેલી હતી.

(૩) ઇ. સ. ૧૮૯૦ માં મહારાણી વિક્ટોરિયાના પૌત્ર નામદાર પ્રિંસ આલ્બર્ટ વિક્ટર ઓફ વેલ્સ જૂનાગઢ રાજ્યની મુલાકાતે પધારેલા ત્યારે તેઓ નામદાર ગિરિજંગલમાં સિંહનો શિકાર કરી શકે તેટલા માટે 'ગીરમહાલ'ના મુખ્ય ગામ સાસણ (સિંહાસન) માં આપણા આ જંગલવિહારી કથાવીરે દીવાન હરિદાસ સાથે જઇને સુંદર અને પ્રસંગોચિત ગોઠવણ કરેલી હતી, અને તેઓ નામદાર જૂનાગઢમાં પધારેલા ત્યારે તેમને સન્માનવા નિમિત્તે આખાય શહેરને સુશોભિત બનાવી તેમાં અનેક પ્રકારે આકર્ષક રોશની કરાવીને તે પ્રસંગને એક મહોત્સવ રૂપે ઊજવાવેલો હતો. "**પ્રિંસ આલબર્ટ વિક્ટર લેપર અસાયલમ** (રક્તપીતીઆ માટે દવાખાનું)" બાંધવા માટે ખાતમુહૂર્ત પણ એ શાહજાદાને હાથે કરાવાયલ; દાતાર ડુંગર તરફ જતા મહામાર્ગ ઉપર, આ પ્રસંગે, સુંદર કારીગીરીવાળો કાચનો દરવાજો રચાવાયલ તે આજે પણ અમારી આંખ આગળ તરી રહેલો છે.

(૪) ઇ. સ. ૧૮૯૦ માં નવાબ સાહેબ બહાદુરખાનજીને બ્રિટિશ સરકારે જી. સી. આઇ. ઇ. નો ખેતાબ આપેલો તે સંબંધમાં તેની અર્પણક્રિયા રાજકોટમાં નામદાર ગવર્નર સાહેબે મહોટા દબદબા સાથે કરેલી. આ ક્રિયામાં કાઠિયાવાડનાં

અગ્રગણ્ય રાજ્યોના રાજકર્તાઓ ઉપરાંત અનેક દેશીય-પરદેશીય ખેતાબ-ધારી ગૃહસ્થોએ ભાગ લીધેલો હતો. આ પ્રસંગે ગવર્નર સાહેબે પોતાના ભાષણમાં નવાબ સાહેબ બહાદુરખાનજીના રાજકાળમાં થયેલ "લાભદાયક અને લોકહિત-સાધક ઘણાં કામો" ગણી બતાવીને તેઓશ્રીની કેળવણીના પ્રચાર માટેની ધગશનાં તથા તેમનાથી કરાતી અતિથિ-પૂજાનાં વખાણ પણ કરી બતાવેલાં હતાં. આ નવાબ સાહેબ પોતાની જુવાનીમાં એટલે કે પોતાના યુવરાજ જીવનના સમયમાંથી જ પોતાની ઉદારચિત્તતા, કર્મશક્તિ તથા પોતાના સમવયસ્ક પ્રજાજનોમાં મળતા હળતા રહેવાની વૃત્તિથી-ટેવથી એટલા તો લોકપ્રિય બનેલા હતા કે, બ્રિટિશ સરકાર તરફથી તેમને ઇનાયત થયલ ખેતાબને પ્રસંગે પ્રજામાત્ર હર્ષઘેલી બની ગઇ હતી, અને એ હર્ષ તેણે અનેક માનપત્રો આપીને પ્રદર્શિત કરી બતાવેલો પણ હતો. વઝીર બહાઉદ્દીનભાઇની "નવી હવેલી"ના વિશાળ પ્રાંગણમાં, એ માનપત્રાર્પણવિધિ કરવા માટે એક ભવ્ય દરબાર ભરવામાં આવેલ અને લોકરંજનાર્થે એક કાર્યક્રમ પણ રચાયલો. આ પ્રસંગે જે દેખાવ થઇ રહેલો હતો તેનું ચિત્ર તો તેના જોનારથી જ આલેખી શકાય. લોકરંજનાર્થ કરાતી રહેલ બહુ-વિધ યોજનાઓ અને પ્રવૃત્તિઓ માટે નવાબ સાહેબ બહાદુર-ખાનજીનો રાજકાળ સુસ્મરણીય રહેશે જ. 'ગેંડાની અધડ'માં ગેંડા ચિત્તાની લડાઇ, હાથીઓની સાઠમારી, કુસ્તીના ખેલો, લશ્કરી કવાયત, સ્વારીઓનો ઋતુ ઋતુ પ્રમાણે ઠાઠમાઠઃ આદિ એમની સાથે જ રાજ્યમાંથી ઊડી ગયલાં છે.

(૫) નવાબ સાહેબ રસુલખાનજીને ઈ. સ. ૧૮૯૨ માં તખ્તનશીન કરી દેવાયાથી જે રાજદ્વારીય ઝઘડો, "કાઠિયાવાડ એજંસી" અને જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળ વચ્ચે ઉપસ્થિત થઇ આવેલ તેનું સમાધાન પાંચ માસ વીત્યા પછી થઇ જતાં બ્રિટિશ સરકારે રસુલખાનજીને નવાબ સાહેબ તરીકે કબૂલ રાખેલા એટલે તે નિમિત્તે એક દરબાર જૂનાગઢમાંની મદ્રેસાના સભામંડપમાં ભરવામાં આવ્યો હતો. આ દરબારનો ઠઠારો જેણે જોયો હશે તે જ એના મહત્ત્વનું મૂલ્ય આંકી શકશે. આ દરબારનું દશ્ય, આપણા આ કથાનાયકના પરિશ્રમથી મેળવાયલ રાજદ્વારીય વિજયનું એક સાચું ચિત્ર જ હતું. આ દરબારમાં જ, એકવાર વિરોધ કરી રહેલ "પોલિટિકલ એજંટ" (સર) ચાર્લ્સ ઓલિવંટ સાહેબે જે ભાષણ કરેલું હતું તેમાં વઝીર બહાઉદ્દીનભાઇને નવાબ સાહેબ રસુલખાનજીના "પિતા તેમ જ ભાઇના"ના "**એક સિદ્ધ નીમક-હલાલ મિત્ર" રૂપે ગણાવીને, ઉઘાડી રીતે અને સબળતાપૂર્વક રાજનીતિને ધરતાં રહેવામાં ચારિત્ર્યનું મહાબળ**" ધરાવનાર તરીકે

વર્ણવેલા હતા; એટલું જ નહિ પરંતુ રાજકુળના પ્રારંભકાળમાં જે "વિરોધો, સંઘર્ષો, તથા ફૂટ પ્રપંચો" વ્યાપ્ત રહેલા હતા તેને બદલે રાજ્યમાં **"નિર્ભયતા અને પ્રશાંતતા"** ની થઈ રહેલ જમાવટનાં બારોબાર વખાણ પણ તેમણે કરેલાં હતાં. આવા આ બ્રિટિશ રાજદ્વારીય પ્રતિનિધિના મુખમાંથી પડેલા શબ્દો, ખરેખર, અર્થગંભીર અને માનનીય છે; કારણ કે, આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ, વઝીર બહાઉદ્દીનભાઈના મક્કમ રાજનીતિ અને તેને સફળ કરી આપનાર પુરૂષોત્તમરાયજી જેવા નિર્ભય અને રાજનિષ્ઠ સહકારી રાજપુરૂષે નવાબ સાહેબ રસુલખાનજીને રાજ્યાસન ઉપર સુસ્થાપિત કરી રાખવા માટે ઉઠાવેલ પરિશ્રમ:—એ ઉભય બાબતોનો પૂર્ણ ખ્યાલ રાખીને જ એ બ્રિટિશ અમલદારે પોતાના ભાવોને પૂર્વનિર્દિષ્ટ શબ્દોમાં વ્યક્ત કરેલા હતા. વસ્તુતઃ આ બ્રિટિશ અમલદારે જે શબ્દપુષ્પાંજલિ વઝીર બહાઉદ્દીનભાઈને આપેલી તે તે વઝીર વતી કામ કરી રહેલ આ કથાવીરને જ અર્પિત થયલી, એમ સુખેથી કહી શકશે.

(૬) નવાબ સાહેબ રસુલખાનજી ગાદીએ આવ્યા પછી જો કોઈ ગવર્નર સાહેબ પહેલાં જૂનાગઢમાં આવ્યા હોય તો તે મુંબઈના સુબા લૉર્ડ હેરિસ હતા. આ લૉર્ડ હેરિસને ગિરિજંગલમાં શિકાર કરવાની ઇચ્છા હોવાથી તે માટે બધી વ્યવસ્થા કરવાનું કામ નવાબ સાહેબે પુરૂષોત્તમરાયજીને સોંપેલું હતું. આમ હોઇને, એ નામદાર સાહેબ વેરાવળ બંદરે ઊતરીને ગિરિજંગલમાં સીધા જઇ શકે એટલા માટે આ કથાનાયક તેમને આવકારવા અર્થે વેરાવળ ગયલા અને પછી ત્યાંથી એ ગવર્નર સાહેબને લઇ 'ગીર'માં એક સિંહનો શિકાર તેમણે તેમને કરાવી આપેલો હતો. આ કામ પતી ગયા પછી એ લૉર્ડ હેરિસ જૂનાગઢમાં પધારેલા અને રાજ્યે આખાય શહેરને શણગારીને એ નામદારના આગમનને એક મહાદીપોત્સવ (રોશની) રચાવી તથા આતશબાજી ફોડાવીને ઊજવેલો પણ ખરો. એમને "પ્રિંસ આલબર્ટ વિક્ટર લેપર-અસાયલમ" ખુલ્લું મૂકવાની શુભક્રિયા પણ આ વખતે જ કરાવાયલી હતી.

(૭) હિંદુસ્તાનનાં ના. મહારાણી વિક્ટોરિયાને રાજ્યકર્યાને સાઠ વર્ષ પુરાં થયાથી તેમના માનમાં "હીરક-મહોત્સવ" ઇ. સ. ૧૮૯૭ માં ઊજવાયલો તે પ્રસંગે જૂનાગઢમાં પણ તેની ઉજવણી બહુ ઠાઠથી કરવામાં આવેલી. એ શુભ પ્રસંગને ચિરસ્મરણીય તેમ જ લોકકલ્યાણકારક બનાવવામાં હેતુથી જુનાગઢ શહેરમાં

'મહારાણી વિક્ટોરિયા-જૂનાગઢ કેમિકલ એન્ડ બેક્ટીરીઓલોજિકલ લેબોરેટરી (રાસાયનિક તથા સૂક્ષ્મજંતુપરીક્ષક (ભુતશોધન કાર્યસાધક) પ્રયોગશાળા" નામક સંસ્થાને જન્મ આપવામાં આવેલો, અને તે બદલ મુંબઇના ના. ગવર્નર સાહેબ તરફથી રાજ્યને ધન્યવાદ અપાયો પણ હતો. અમને એમ પણ જણાય છે કે, આ પ્રકારની પ્રયોગશાળા રચવાની પહેલ કરનાર જૂનાગઢ રાજ્ય જ છે

(૮) આજ ઇ. સ. ૧૮૯૭ના વર્ષમાં મુંબઇના ગવર્નર લોર્ડ સેંડહર્સ્ટ સાહેબે જૂનાગઢને મૂલાકાત આપતાં તેમને હસ્તે 'બહાદૂરખાનજી પુસ્તકાલય' તથા 'રસુલખાનજી રુગ્ણાલય (દવાખાનું)'-એ સંસ્થાઓ માટે, નવી ઢબે મકાનો બંધાવવા માટે પાયા નંખાવાયલા હતા. આ પ્રસંગે એ નામદારે કાર્યભારીમંડળના પ્રમુખ વઝીર બહાઉદ્દીનભાઇ સંબંધમાં આ પ્રમાણે ખાસ કરીને કહેલું હતું:—
"x x x x શાસનતંત્ર (વહીવટ) પરત્વે બોલતાં મને ખુશી થાય છે કે, બહાઉદ્દીનભાઇ કે જેમણે **પરમ ઉત્સાહથી અને સામર્થ્યથી** હાલના નવાબ અને તેમના પૂર્વજોની સેવા કરેલી છે તેમના જેવો એક **ઘણોજ નીમકહલાલ વઝીર** આપ ધરાવી રહેલ છો. x x x x તમારા શહેરમાં જે શાંતિ વ્યાપી રહેલી છે તે જોઇને આપને હું અભિનંદન આપું છું. x x x"

પરશોત્તમરાયજીનીજ સલાહે ચાલતા રહેલ શાસનતંત્રને, પૂર્વોક્ત શબ્દોમાં અપાયલ અભિનંદન શું એક સારામાં સારૂં પ્રમાણપત્ર નહિં ગણાય?

(૯) ઈ. સ. ૧૮૯૯માં પાટવીકુંવર શાહજાદા શેરજમાખાનજીની શાદી કરવામાં આવી હતી. એ શાદી જેમ રાજકુળનો એક મહોત્સવ બનેલ તેમ બીજી તરફ પ્રજામાત્રને પણ તે ઉત્સવ રૂપ આનંદદાયક બની રહેલ. નવાબ સાહેબ બહાદુરખાનજીની શાદી થયા પછી પચીશ વર્ષે પાટવીકુંવરની શાદી ઉજવવાનો આ પ્રસંગ મળેલ એટલે તેને અપુર્વ પ્રકારે ઉજવવાને માટે રાજ્યે બને તેટલા પ્રયાસો કરેલા હતા. ભુલાઇ ગયલી મુગલાઇના દબદબા અને ઠાઠમાઠથી આ પ્રસંગ ઊકેલાયલો પણ હતો. રાજમહાલય આગળના વિશાળ પ્રાંગણમાં કાચજડિત, ઝાકઝમાળ અને બધીય રીતે મનોહર એવો એક વિશાળમંડપ રચાવાયલો અને તેમાં રાત્રિદિવસ ગાનતાન રખાવી પ્રજાજનોને વિનોદ મળતો રહે એવી વ્યવસ્થા કરાવાયલી હતી. અતિથિઓનો સત્કાર પણ ત્યાંજ થતો હતો. શાદી નિમિત્તે હિંદુઓને અને મુસલમાનોને ભાવતાં ભોજનોવાળાં શહેર ખર્ચ કરાવાયલાં હતાં. ગોંડળ નરેશ શ્રી ભગવતસિંહજી ખુદ સહકુંટુંબ પધારેલા હતા. કાઠિયાવાડ

ના 'પોલિટિકલ એજંટ' કર્નલ હંટર આદિ બીજા અનેક યુરોપિયન બ્રિટિશ અમલદારો તથા વડોદરા, પતિયાળા, અલવર, રામપૂર, કચ્છ, પાલનપૂર તેમજ કાઠિયાવાડમાંના લગભગ તમામ રાજ્યો તરફથી પ્રતિનિધિઓ તથા મુંબઈ, અમદાવાદ, વડોદરા વગેરે અનેક નગરોના મહાજનો પણ આ શુભ પ્રસંગે આવી પહોંચેલા હતા. કવિઓ, ભાટચારણો ઇત્યાદિનાં ટોળાઓ પણ ઉતરી પડેલાં હતાં તેમને ઈનામો અપાયલાં અને તેમની કવિતાઓનો સંગ્રહ પણ પાછળથી છપાવી પ્રકટ કરાયલો હતો. આ મંગલ પ્રસંગના દર્શનોનો જે અનુભવ સોરઠની પ્રજાએ લીધેલો તેવો અનુભવ તેને તે પછી થવા પામ્યો નથી એમ કહીએ તો ખોટું નથી. પાદશાહીની કલ્પના અને રાયજી સાહેબની રસિકતા એ ઉભયના સંમિશ્રણથીજ આ મહાસમારંભ દેદીપ્યમાન થવા પામ્યો હતો એમાં શંકા નથી. આ શાહજાદાએ કુલ ત્રણ પત્નીઓ કરેલી હતી અને એ ત્રણ શાદીઓ નિમિત્તે રાજ્યને રૂ. ૫,૧૭,૩૦૧-૬-૯નું ખર્ચ થયલું હતું. પુરુષોત્તમરાયજી રાજ્યમાંથી ગયા અને તે સાથે રાજ્યમાંથી રસિકતાએ વનવાસ સ્વીકારી લીધેલો છે! માનવ જીવનને પલટાવતી રાગવિરાગની વૃત્તિ, રાજ્યોને પણ પલટાવે તેમાં શી નવાઈ ? !

(૧૦) ઇ. સ. ૧૯૦૦ ના વર્ષ પહેલાં હિંદુસ્તાનના કોઇ પણ બ્રિટિશ ઉપરાજે કાઠિયાવાડની મુલાકાત લીધેલી નહિ, પરંતુ આ સાલના નવેંબર માસના આરંભમાં લૉર્ડ કર્ઝન ઉપરાજ દીવબંદરેથી સમુદ્ર માર્ગે વેરાવળ બંદરે ઉતરી સોમનાથ પાટણની મુલાકાતે જઈ આવી ખાસ ગાડીમાં જૂનાગઢ આવેલા હતા. આ પ્રકારનો સમુદ્રપ્રવાસ તેમણે કદાચિત્ શાહી રાજદ્વારીય દૃષ્ટિથી કરેલો હશે એમ કેટલીક પાછળથી બનેલ હકીકત ઉપરથી અટકળી શકાય છે. જૂનાગઢમાં આવી તેમણે અશોક મહારાજની આજ્ઞાઓ વાળો શિલાલેખ સુરક્ષિત સ્થિતિમાં જોઈ ગિરિનારના પર્વતની મૂલાકાત પણ લીધેલી હતી. આ લૉર્ડ કર્ઝનને હાથે 'બહાઉદ્દીન કૉલેજ' નો ઉદ્ઘાટનવિધિ પણ સાથે થયેલો હતો. આ સંબંધમાં આપણે પુર્વે વાંચી ગયા છીએ. આ વર્ષે રાજ્યને બહુ મ્હોટો ધનવ્યય કરવો પડેલો હતો. શાદી, છપ્પનિયો દુષ્કાળ, અને ઉપરાજના સન્માનાર્થે તથા બહાઉદ્દીન કૉલેજ'ના બાંધકામ અને ઉદ્ઘાટનઃ-એ સર્વ પરત્વે ઉપરાઉપરી થયલ ખર્ચ જોતાં જૂનાગઢ રાજ્યને લેશ પણ ઋણગ્રસ્ત થવાનો વારો આવેલો નહિ એ હકીકત એ સમયના કાર્યભારીમંડળને તેની અર્થવિષયક રાજનીતિની બાબતે પુર્ણ ધન્યવાદને પાત્ર કરે તેટલી ઉજ્જવલ છે. જ.

[૧૧] ઇ. સ. ૧૯૦૧માં આપણા આ કથાવીરને, જે વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એક 'જૂના જમાના'ના મુત્સદ્દી રૂપે કલ્પી રહેલા તેમના પરિચયમાં આવવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવેલ હતો. આ નરેન્દ્રને આ ચરિત નિરૂપે ગિરિજંગલમાં સિંહનો શિકાર કરાવેલ. આ યોગને પરિણામે એ નરેંદ્ર અને પુરૂષોત્તમરાયજી એવા એક બીજાને સમજી શકેલા કે તેમની વચ્ચે સારો સ્નેહ સંબંધ સ્થાઇ ગયલો, અને એ સંબંધને ઠેઠ સુધી ટકી રહેલો પણ હતો. જૂનાગઢ રાજ્યની નોકરીમાંથી મુકત થયલ પુરૂષોત્તમરાયજીને આ ગુણજ્ઞ નરેશે પોતાના રાજ્યમાં સ્થાન આપવા ખુશી બતાવેલી, પરંતુ રાજદ્વારીય શિષ્ટાચારને અનુસરીને આ કથા નાયકે વડોદરા રાજ્યમાં કોઇ પણ સ્થાન ન લેવાનો સંકલ્પ કરી રાખેલો હતો તેથી તેમણે તેની નોકરી સ્વીકારેલી નહિ. એ છતાં એ નરેંદ્ર પુરૂષોત્તમરાયજીના પુત્રોને તેમની યોગ્યતા પ્રમાણે પોતાના રાજ્યમાં લેવા વધારવા માટે તત્પરતા બતાવેલી એ વાત અમારા પોતાના જ્ઞાનાનુભવની હોઈ અમે અત્ર નોંધેલી છે,

[૧૨] ઇ. સ. ૧૯૦૨નાં ઓગસ્ટ માસની નવમી તારીખે, જૂનાગઢ રાજ્યમાં હિંદુસ્તાનના શહેનશાહ એડવર્ડ સાતમાનો રાજ્યારોહણદિન ઉજવવામાં આવતાં રાજ્યે લોકોને ઉત્તેજિત કરી ભિન્નભિન્ન પ્રકારનાં ૪૯૦૦૦ ઓગણ-પચાશ હજાર વૃક્ષો ઉગાડવેલા હતા અને તે પછી ઇ. સ. ૧૯૦૩ ના જાનેવારી માસની પહેલી તારીખે, શહેનશાહના રાજ્યાભિષેક નિમિત્તે લોર્ડ કર્ઝને દિલ્હીમાં અપૂર્વ દબદબાવાળો જે દરબાર ભરેલો હતો તેમાં હાજરી આપવા માટે નવાબ સાહેબ રસુલખાનજી પોતાના રાજમંડળ સાથે દિલ્હી ગયેલા. નવાબ સાહેબના ગૌરવને છાજે એવી સર્વ પ્રકારની વ્યવસ્થા પુરૂષોત્તમ-રાયજીએ પોતાની દેખરેખ નીચે જ ત્યાં કરાવેલી. પરંતુ ! ! ! ! વિધિની રમત શરૂ થઇ ચુકી હતી. ! આ વખતે કાઠિયાવાડના 'પોલિટિકલ એજંટ' ને પદે બ્રિટિશ લશ્કરી અમલદાર નહિ, પરંતુ મિ. કિવન નામના એક અંગ્રેજ આઇ. સી. એસ. હતા અને તેઓ પણ દિલ્હી ગયલા હતા. રાજ્યના માજી દીવાન નડિયાદ વાસી પાટીદાર ગૃહસ્થને પણ નવાબ સાહેબ તરફથી કાર્યભારી મંડળે પોતાની ભેળા આમંત્રી રાખેલા હતા. આ બધો એક સુયોગ ત્યાં થયલો. પુરૂષોત્તમરાયજીનો રાજ્યયોગ આ દિલ્હીમાંથી જ શિથિલ પડવા માંડેલો અને જૂનાગઢ રાજ્યમાં ભંગાણ પડે તેવા ભણકારા ત્યાં જ કર્ણગોચર થવા માંડેલા. પરિણામે પુરૂષોત્તમરાયજીને રાજ્યસેવાનો ત્યાગ કરવો પડેલો અને ખીજી

ઘણી હાનિ ભોગવવી પડેલી પણ હતી. દિલ્હીમાંજ આ પુરૂષોત્તમરાયજીનો રાજ્યયોગ રચાયેલો અને એજ દિલ્હીમાં તેમનો રાજ્યવિયોગ થવાનું મંડાણ થઇ ગયલું ! આપણે પૂર્વે કથ્યું છે તેમ, ડગમગતી દિલ્હીએ કોને ઉલાળ્યા પછાડ્યા નથી ? !

[૧૩] પુરૂષોત્તમરાયજીના વારામાં પુર્વોક્ત મહોટા પ્રસંગો આવેલા હતા. તથાપિ બીજા કેટલાક અરાજદ્દારીય પ્રમંગો ન આવેલ એમ નહિ. જૂનાગઢ વસ્તુતઃ પ્રવાસીઓને મન એક મહોટું તીર્થધામ છે જ. ઇ. સ. ૧૮૨૩માં ઇંગ્લાંડ નિવાસી, પુરાતત્વજ્ઞ વિદુષી સન્નારી મિસીસ પોસ્ટને જુનાગઢની મૂલાકાત લીધી ત્યારથી હિંદુસ્તાનના તેમજ હિંદુસ્તાન બહારના અનેક જિજ્ઞાસુ પ્રવાસીઓ જુનાગઢની મુલાકાતે અવારનવાર આવતા રહેલા છે પુરૂષોત્તમરાયજીના વારામાં એવા પ્રવાસીઓ, રાજામહારાજાઓ તેમજ બ્રિટિશ અમલદારો જ્યારે ને ત્યારે જુનાગઢની મુલાકાતે આવતા રહેલા હતા. તે ઉપરાંત ડો. મિસીસ એની બીસાંટ ઇંગ્લાંડના 'સુવર્ણયુગ-સંપ્રદાય' ઓરડર ઓફ ધી ગોલ્ડન એઇજ' વાળા ડો. જોસિયા ઓલ્ડફીલ્ડ વગેરે એ પણ જૂનાગઢ રાજ્યના આતિથ્યનો સારો લાભ લીધેલો; અને પુરૂષોત્તમરાયજીએ પરિશ્રમ લઇને એ ઉભય વ્યક્તિઓને તેમની પોતાની બે સંસ્થાઓ કાશીમાંની મધ્યવર્તી હિંદુ કોલેજ અને ઇંગ્લાંડમાના જીવદયામંડળ-ને માટે અનુક્રમે નાણાંની સારી મદદ અપાવેલી પણું હતી.

હવે આ મહોટામહોટાં પ્રમંગોને લગતી કથા અત્ર સમાપ્તિને પામે છે. પરંતુ આપણે અત્ર, પુરૂષોત્તમરાયજીથી કરાયલ બીજી થોડીક પ્રવૃત્તિઓ અને તેનાં પરિણામોની સમાલોચના ન કરીએ તો આ કથા અપુર્ણ ગણાય, એમ હોઇ અમે એ પરત્વે થોડુંક અત્ર નોંધશું.

પુરૂષોત્તમરાયજીને રાજ્યની રંગભૂમિ ઉપરથી અદ્દશ્ય થવાનો યોગ આવી પહોંચેલો હતો. એમને હાથે થવાને પાત્ર ગણાતાં કામો પુરાં થઈ ગયલાં હતાં એઓ હવે કોંઈ પણ અધિક કરી શકે એવું તેમના ભાગ્યમાં ન હતું. જુનાગઢનું શાસનતંત્ર તથા લોક જીવનઃ એ ઉભય કોઈ નુતન પ્રકારનું પરિવર્તન માગી રહેલ. બીજમાંથી વૃક્ષ ઉગે એટલે બીજ લુપ્ત થઇ જવું જોઇએ જ. અર્વાચીન યુગને અનુરૂપ શાસનવિધાન કરીને તેમણે રાજ્યને તેમજ પ્રજાને,

દોડતા આવતા સમયની ઝાંખી કરાવી દીધેલી હતી. તેમને હસ્તે સ્થપાયલ વિદ્યા પ્રચારક સંસ્થાઓના અસ્તિત્વથી તેમજ વિદ્યાવિલાસીઓને અપાતા રહેલ ઉત્તેજનથી પ્રજાજીવનમાં નવું લોહી સંચાર પામતું બની ગયલું અને રાજ્ય બહારની દુનિયાના રંગો તેને આકર્ષવા પણ લાગેલા. દીવો પ્રકટાવનાર એક દીવો પ્રકટાવે તેમાંથી બીજાઓ દીપમાળા રચી શકે છે. પુરૂષોત્તમરાયજીએ દીવો પ્રકટાવી દીધેલો એટલે દીપમાળ રચવવાનો આરંભ થઈ ચુકેલો. નવી ભાવનાઓ જેમણે ઝીલેલી તેઓએ તે ભાવનાઓને વ્યાપક બનાવે તેવી સંસ્થાઓને જુનાગઢમાં જન્મ આપી દીધેલો. યુવકોએ 'યૂનિયન કલબ' સ્થાપી તેને સાર્વજનિક રૂપ આપીને નાગરિકતા કેળવવાની પ્રબળ ઘોષણા કરવા માંડેલી. આધેડ વયના ગૃહસ્થોએ 'સત્યશોધક મંડળ (*Truth seeking society*)ની સ્થાપના કરી દીધી અને બ્રહ્મવિદ્યાના ઉપાસકોએ એનીબીસાંટનો ઉપદેશ સાંભળ્યા પછી 'થીઓસોફિકલ સોસાયટી' ને જન્મ આપી દીધેલો હતો. અહિંસા, તેમજ માંસાહાર અને સુરાપાન આદિ માનવ સૃષ્ટિને દુષિત કરનાર બાબતો વિરૂદ્ધ આખાય હિંદુસ્તાનમાં તેમજ યુરોપ-અમેરિકામાં મ્હોટા પ્રમાણમાં મતપ્રચાર કરી રહેનાર નાગર ગૃહસ્થ લાભશંકર લક્ષ્મીદાસ વૈષ્ણવની જીવદયા-બોધક મશહુર પ્રવૃત્તિઓએ જૂનાગઢને પૃથ્વીના બધાય ખુણાઓમાં એક મ્હોટા પ્રચાર-કેંદ્ર તરીકે યશોધની બનાવી દીધેલું, અને એ જીવદયાની સાક્ષાત્ મુર્તિ જેવા લાભશંકરજીના નિરંતર પ્રયાસોને પરિણામે ઇંગ્લાંડ, જર્મની, યુનાઇટેડ સ્ટેઈટ્સ વગેરે અનેક દેશોમાં તેમજ હિંદુસ્તાનમાંનાં કેટલાંક દેશીય રાજ્યોમાં જીવહિંસારોધક તેમજ જીવદયાસાધક નવા નવા કાયદાકાનુનો હયાતીમાં આવવા પામેલા પણ હતા, રાયજી સાહેબે આ બધી ઉગતી સંસ્થાઓને તેમજ લાભશંકરની પ્રવૃત્તિઓને સારા પ્રમાણમાં ઉત્તેજિત કરેલી, અને વિશેષતઃ જુનાગઢ રાજ્યને જીવદયાસાધક કાયદાઓ રચવાને પ્રેરિત પણ કરેલું હતું. બુઝાવવાની અણી ઉપર આવેલ પુરૂષોત્તમરાયજીના રાજદ્વારીય જીવનદીપનો આ છેલ્લો ઝળકાટ હતો. રાજદ્વારીય પરિસ્થિતિ, ઈ. સ. ૧૯૦૩ના આરંભકાળથી પ્રતિદિન પલટાતી જતી હતી. આ પરિસ્થિતિનો જન્મ થવાનો જ એ વાતનું તેમને તો વર્ષોથી ભાન હતુંજ, અને તેથી જ તેમણે રાજ્યના શાસનતંત્રને બને તેટલું સ્વાયત્ત અને સબળ બનાવી દેવાનો તથા લોકજીવનને ઉપકારક નીવડે તેવાં પગલાં ભરવાનું ચાલું રાખવાનો નિશ્ચય કરી રાખેલો હતો. પુરૂષોત્તમરાયજીના આ પ્રકારના પ્રયાસનું ફળ નથી આવેલું એમ કોઇથી કહી શકાય તેમ નથી જ. તેમના તિમિરવિદારક પ્રયાસને પરિણામે જે નવું પ્રભાત

જૂનાગઢમાં થઈ આવેલું છે તેના પ્રકાશને આશ્રયે, જૂનાગઢની ઉગરતી પ્રજાને એ રાજ્યની સેવામાં પ્રવિષ્ઠ થવાની કે અન્ય પ્રકારે એ રાજ્યથી ઉન્નતિ થવાની તક અપ્રાપ્ય થતાં તેણે દેશપરદેશનાં નવાં નવાં ક્ષેત્રમાં પગ મુકી, તેમાં સ્થિરતા પામી પ્રાપ્ય લાભ મેળવવાનું શરુ કરી દઇને પોતાનાં સંતાનોને માટે વિશાળ ક્ષેત્રો ઉઘાડી આપેલાં છે. પુરૂષોત્તમરાયજીના 'કારભારે' જૂનાગઢ રાજ્યની પ્રજાને જે બીજા અનેક પ્રત્યક્ષ લાભો કરાવેલા છે તે બધા લાભોને ઢાંકી દે તેવો જે એક પરોક્ષ માર્ગે અને સતત પ્રાપ્ત થતો રહે તેવો લાભ તેમણે પોતાની વિધાતેજક નીતિથી પ્રજામાત્રને કરી આપેલો છે તે એવો છે કે, સોરઠના ઇતિહાસમાં તેની નોંધ લેવાયા વિના રહેશે નહિ ૭૮.

## પ્રકરણ ૧૦ મું.

### रायजी साहेबनो राज्यसेवा मोक्ष.

વિ. સં. ૧૮૪૦, ઇ. સ. ૧૭૮૪માં જૂનાગઢ રાજ્યને કાઠિયાવાડમાં સર્વોપરી બનાવનાર દીવાન અમરજીનો કપટપ્રબંધથી નવાબ સાહેબના મહાલયમાં વધ થયા પછીવડોદરાના ગાયકવાડ સરકાર અને બ્રિટિશ સરકાર એ ઉભયે એકતા કરીને જૂનાગઢ રાજ્યને હરકોઇ મિષે નબળું પાડવાને પ્રયાસ ચાલું રાખેલા, અને પાછળથી જ્યારે ગાયકવાડ સરકારનો અધિકાર અંગ્રેજ સરકારે મેળવી લીધેલો ત્યારે એકલા અંગ્રેજ સરકારે એક યા બીજા મિષે જૂનાગઢ રાજ્યને વધારે ને વધારે નબળું પાડવાનો પ્રયત્ન ચાલુ રાખેલો હતો, એ વાત, આ કથાના પુર્વભાગમા અમે વર્ણવી ગયલા છીએ. પરંતુ જૂનાગઢમાં નાગર મુત્સદીઓ એટલા તો રાજ્યસંબદ્ધ અને નીતિકુશળ હતા કે, બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિઓ તરફથી કરાતા રહેલા નીતિપ્રયોગોને સાફલ્ય મળી શકતું ન હતું. આખરે નવાબ સાહેબ મોહોબતખાનજી બીજા ગાદી ઉપર આવી, વઝીર શેખ બહાઉદ્દીનભાઇની મદદથી, પોતાની માતા અને તેના વલ્લભોની જાળમાંથી છુટી

સ્વતંત્ર રાજ્કર્તા બનેલા, ત્યારે તેમણે વઝીર બહાઉદ્દીનભાઈને પોતાના બધાય અધિકારો સોંપીને રાજ્યના તમામ વહીવટની જવાબદારી તેમને માથે નાંખી દીધેલી ત્યારે આ વઝીરે સુજ્ઞ ગોકુલજી ઝાલાને દીવાનને પદે સ્થાપીને રાજ્યના શાસનતંત્રને સુવ્યવસ્થિત તેમજ નવા જમાનાને અનુસરતા રૂપવાળું કરવા કરાવવાનાં પગલાં એક પછી એક ભરવા માંડેલાં હતાં. પરંતુ આ વઝીર તથા આ ગોકુલજીભાઈ દીવાન એ ઉભય રાજપુરુષોની રાજનીતિ જૂનાગઢ રાજ્યને તેના આંતર વહીવટની બાબતમાં સર્વથા સ્વતંત્ર રાખવાની હતી એટલે એ ઉભયનો "કારભાર" અંગ્રેજ સરકારના કાઠિયાવાડમાંના "પોલિટિકલ એજન્ટ" ને એકંદરે અણગમતો થઇ પડેલો તો હતો જ. તથાપિ ગોકુળજી-ભાઇની કાર્યકુશળતા એટલી હતી કે, અંગ્રેજ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિથી કોઇ ઉઘાડું આક્રમણ રાજ્ય ઉપર કરી શકાતું નહિ. એ છતાં, કાઠિયાવાડનાં રાજ્યોમાં જમાવટ કરી બેઠેલ નાગર મુત્સદ્દીઓના બળને નષ્ટ કરી નાંખવું અને જૂનાગઢના નવાબ સાહેબના પડખામાં રહેલ વઝીર બહાઉદ્દીનભાઇને તોડી પાડવા આ બે વાતો મુખ્યતઃ અંગ્રેજ સરકારની નીતિનિર્દેશક પોથીમાં નોંધાઈ રખાયલી તો ખરીજ. ઈ. સ. (૧૮૮૩)માં હરિદાસભાઈ દીવાન થઇને જૂનાગઢમાં આવેલા ત્યાર પછી અંગ્રેજ સરકારે કાદ્દના બહારવટાનો લાગ ઉપસ્થિત થઈ આવતાં રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાનો પ્રયાસ કરેલો અને તેમાં થોડીક સફળતા પણ મેળવેલી હતી. પરંતુ એ સફળતા પણ અલ્પાયુષી હતી. પુરુષોત્તમરાયજી આ વખતે ઊગતા મુત્સદ્દી હતા તોપણ તેમને વારસામાં જે ગુણો મળેલા હતા તેમને લીધે તેમજ નાગરોની લાક્ષણિક રાજ્યભક્તિને કારણે તેઓ પણ રાજ્યની આંતર સ્વતંત્રતાના પ્રખર હિમાયતી બની રહેલા હતા. પરંતુ જમાનો બદલાતો જતો હતો એટલે કેવળ રાજ્યની આંતર સ્વતંત્રતાના હિમાયતી બની અંગ્રેજ સરકાર સામે ટીંકે ચઢાવી રાખી તેમનાથી કરાતા આક્રમણને ખાળી રાખવું એ અશક્ય છે એમ સમજીને આ બાળ-મુત્સદ્દી પુરુષોત્તમરાયજીએ હરિદાસભાઈની અગ્રેસરતા નીચે રહીને રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરી શકે તે બધાં છિદ્રો એક પછી એક પુરી દેવાનાં પગલાં ભરવા માંડેલાં હતા. અને એ છિદ્રો લગભગ પુરાઇ ગયલાં એટલે બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિઓના હાથ, રાજ્યમાં હસ્તક્ષેપ કરવાની બાબતમાં, હેઠા પડી ગયલા પણ ખરા. તથાપિ એ અંગ્રેજ અધિકારીઓની ગુપ્ત રાજનીતિવિષયક પોથીમાં, પુર્વનિર્દિષ્ટ જે બે વાતો નોંધાઈ રહેલ તે છેકાઈ જવા પામેલી નહિ, અને તેથી તેઓ રાજ્યના

આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાને અને તેમ કરીને એ બેય વાતોને સફળ કરી લેવા માટે લાગ ગોતતા બેસી રહેલા હતા. આ લાગ, આખરે, તેમને નવાબ સાહેબ બહાદુરખાનજીનો દેહાંત થયાના પ્રસંગથી મળી આવેલો હતો; પરંતુ એ લાગ લેવામાં તેઓ ફાવી જાય તે પહેલાં વઝીર બહાઉદ્દીનભાઇ આદિ રાજ્યના કાર્યભારીઓએ ચતુરાઈ વાપરીને અદૃશ્યતનશીન થયલ નવાબ સાહેબના નાનાભાઇ રસુલખાનજી કે જેઓ સપુત્ર હતા તેમને ગાદી ઉપર બેસાડી દઇને રાજ્યમાં તેમની આણફેરવી દીધેલી હતી. એટલે "કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ" નો રોષાગ્નિ પ્રજ્વલિત થઇ ગયા વિના રહેલો નહિ; કારણ કે તેમની જે ફળાશા હતી તેની વરાળ થઇ ગયલી હતી. એ પછી એ "પોલિટિકલ એજન્ટ" સાહેબે જૂનાગઢના કાર્યભારીમંડળે કરેલ કૃત્ય અકૃત્ય ઠરાવવા માટે ઘણો પ્રયાસ કરેલો; પરંતુ પુરુષોત્તમરાયજીએ માંડેલ સામી બાજીથી આખરે રસુલખાનજીને નવાબ તરીકે સ્વીકારવાની ફરજ અંગ્રેજ સરકારના રાજદ્વારીય ખાતાને પડી ગઇ હતી. આ બધી હકીકત અમે આ કથાના પુર્વભાગમાં આપેલી છે એટલે આ સ્થળે અમે એની પુનરુક્તિ કરવા ઇચ્છતા નથી. પરંતુ આ જે કલહ જૂનાગઢ રાજ્ય અને બ્રિટિશ સરકાર વચ્ચે ઉપસ્થિત થઇ આવીને શાંત પડેલા જેવો દેખાઇ રહેલો હતો તે વસ્તુતઃ ટળી ગયલો નહિ અને તે કલહનાં ફળ વઝીર બહાઉદ્દીનભાઇ તથા પુરુષોત્તમરાયજીને મોડાં વહેલાં પણ ચખાડવાને માટે એ સર્વોપરી બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું કટિબદ્ધ થઈ રહેલું હતું. પરંતુ જે લડાઇ લડવાની હતી તે શસ્ત્રબળના ઉપયોગથી નહિ, પરંતુ બુદ્ધિબળથી લડવાની હતી, એટલે ધાર્યું પાર ઊતારવામાં થોડોઘણો સમય વ્યતીત થઇ જાય એ સ્વાભાવિક વાત હતી. હરિદાસભાઇની અગ્રેસરતા નીચે રહીને પુરુષોત્તમરાયજીએ વઝીર બહાઉદ્દીનભાઇને ઘરા અપાવે એવી જે સાફસુફી કરવા માંડેલી અને તેને પરિણામે રાજ્ય જે પ્રગતિ સાધતું બની ગયેલું તે વાત એવી હતી કે, "કાઠિયાવાડ એજન્સી" પરોક્ષ માર્ગે વઝીર ઉપર હલ્લો કરી શકે નહિ, અને તેથી તેણે હરિદાસભાઇને દીવાનગીરી છોડી દેવાને સમજાવેલા હોય એમ દેખાય છે. મતભેદને કારણે હરિદાસભાઇ રાજ્યસેવામાંથી જાઉં જાઉં કરી રહેલા એટલે એઓ જો જાય તો રાજ્યને બીજો કોઇ સમર્થ દીવાન લાવવાની જરૂર પડી જાય અને જો તરતમાં તેવો સમર્થ દીવાન પ્રાપ્ત થઇ ન આવે તો રાજ્યને અનેક મુશ્કેલીમાં મુકાઇ જવું પણ પડે એ વાત સ્પષ્ટ હતી. આમ હોઇને રાજ્યે [ સર ] ફીરોજશાહ મહેતાને રાજ્યની નોકરીમાં લાવી સ્થાપી દીધેલા હતા. આ વાત જેમ હરિદાસ

આપને રુચેલી નહિ તેમ કાઠિયાવાડના 'પોલિટિકલ એજન્ટ' ને પણ રુચેલી ન હતી. દરમ્યાન બીજો એક દાવ પણ રચાયેલો હતો. નવાબ સાહેબ રસુલખાનજીને " કાઠિયાવાડ એજન્સી " એ એક નિરક્ષર તથા ફકીર ગણી કાઢેલા હતા તે વાત જો કે તેમને નવાબ તરીકે સ્વીકારવાના કામે બહુ બાધક થઈ શકેલી નહિ, તથાપિ કોઈ કાળે પણ તે નવાબ સાહેબ નિરક્ષર તથા ફકીર ઠરી જાય તો ઠીક એવું વિચારીને અંગ્રેજ અમલદારને રાખવા માટે રાજ્યને સૂચના કરેલી હતી, જેથી એ સૂચનાને અનુસરીને હરિદાસભાઈની પસંદગીના, કેપ્ટન હાર્ડ કેસલ નામના એક અંગ્રેજ અમલદારને રાજ્યસેવામાં સ્થાન અપાવેલું હતું, અને ગાદીએ બેઠા પછી તરત નવાબ સાહેબ હિંદુસ્તાનને પ્રવાસે બે વાર એ અંગ્રેજ સદગૃહસ્થને ભેગા રાખીને ગયેલા પણ હતા. આ મુસાફરી દરમ્યાન એ અંગ્રેજ અમલદારે હરિદાસભાઈ ઉપર કેટલાક પત્રો લખેલા છે તે ઉપરથી કહી શકાય છે કે, તે અંગ્રેજ સદગૃહસ્થને નવાબ સાહેબનું સાદું અને ઉદાર વર્તન અગમ્ય થઈ પડેલું હતું અને નવાબ સાહેબ વિષે તેમનો અભિપ્રાય ખોટો બંધાયેલો પણ ખરો. કેપ્ટન હાર્ડ કેસલ જૂનાગઢ રાજ્યના નોકર હતા એ વાત ખરી; તે પણ, આખરે તો, તેઓ બ્રિટિશ સરકારના માણસ હતા અને તેથી તેઓ કોઈક કાળે નવાબ સાહેબ વિરુદ્ધ પોતાનો અભિપ્રાય બ્રિટિશ સરકાર સમક્ષ રજૂ ન કરે એવી કલ્પના થઈ શકે નહિ; અને વળી, એ કેપ્ટન હાર્ડ કેસલના અભિપ્રાયને સપ્રમાણ ગણીને અંગ્રેજ સરકારનું નજરદારીનું ખાતું જુનાગઢ રાજ્યમાં નવાબ સાહેબના સલાહકાર તરીકે, નવાબ બહાદુરખાનજીના રાજકાળમાં જેમ કરેલું તેમ એક અંગ્રેજ અમલદારને ઘુસાડી ન દે એ વાત પણ અસંભવિત ન હતી. નવાબ સાહેબ રસુલખાનજીને આ કેપ્ટન હાર્ડ કેસલનું વર્તન ખટપટીયું લાગેલું, અને તેથી, એ સાહેબની ઇચ્છા રાજ્યમાં ચાલુ રહેવાની હતી તે છતાં, તેમને સેવામુક્ત કરવા પડેલા અને તેને પરિણામે તે સાહેબ વિરોધીમંડળમાં જોડાઈ ગયેલા પણ હતા. દીવાન હરિદાસભાઈ ઈ. સ. ૧૮૯૩ ના એપ્રિલ માસમાં લાંબી રજા ઉપર જઈ બ્રિટિશ સરકાર તરફથી ''અફીણ-તપાસપંચ'' ના એક સભ્ય તરીકે નિયુક્ત થયા હતા તે દરમ્યાન રાજ્યમાં એક બે ઘટના બનેલી તેને અમે નોંધ્યા વિના રહી શકતા નથી. (સર) ફીરોઝશાહ રાજ્યમાં ઈ. સ. ૧૮૯૨ના ડીસેમ્બર માસથી નિયુક્ત થયા પછી અને હરિદાસભાઈ રજા ઉપર ગયા તે એપ્રિલમાસ સુધીના વચલા વખતમાં જુનાગઢની સદર અદાલતના મુખ્ય ન્યાયાધીશ નાગર ગૃહસ્થ છોટાલાલ મથુરદાસ બક્ષી તેમની એ જગાએથી

બદલાઇને નવાબ સાહેબના " હજૂર કાર્યકર (હજૂર સેક્રેટરી)" તરીકે નિયુક્ત થઈ ગયેલા હતા, અને તેઓ નવાબ સાહેબ બતાવે તે કામ ઉપરાંત નવાબ સાહેબ તરફથી કરાતા પત્રવ્યવહારનું તેમજ તેઓશ્રીને ફારસી ગ્રંથો વાંચી સંભળાવવાનું કામ કરતા. બક્ષી છોટાલાલજી પોતાની આ બદલીથી નારાજ થયેલા હતા અને એ બદલી ફીરોઝશાહના આવ્યા પછી થયેલી હોવાથી તે બદલી થવાના કારણરૂપે તેમણે પુરુષોત્તમરાયજીથી ફીરોઝશાહ મહેતાને કરાયેલી પ્રેરણા હશે એમ તેમણે માની લીધેલું હતું, અને તેથી તેઓ પણ ફીરોઝશાહ તથા રાયજીસાહેબ પ્રતિ રોષ ધરાવી રહેલા હતા.

દીવાન હરિદાસજી ગયા પછી ચુનીલાલભાઈ હઝરત દીવાનને પદે આવ્યા પછી ફીરોઝશાહ વિરુદ્ધ થોડીક કાનફુંકણી નવાબ સાહેબને થયેલી અને તે એ પ્રકારની કે,-'ફીરોઝશાહ મહેતા આપના નોકર છતાં આપને પોતાના ધણી ગણતા નથી અને આપને નમવાને આવતા પણ નથી.' આમ ભંભેરણી થવાથી એકવાર ઇદની સ્વારી ચઢવાની બધી તૈયારી થઇ ચૂકેલી તે ક્ષણે નવાબ સાહેબે, ફીરોઝશાહ આવીને 'ઇદ-મુબારક' કહી સ્વારીમાં ન ચઢે તો પોતે પણ સ્વારીમાં ચઢવું નહિ, એવો દુરાગ્રહ દેખાડી દીધેલો હતો! આ પ્રકારની સૂક્ષ્મસ્થિતિના પરિણામની સમજ તરતજ કાર્યભારીમંડળે પુરુષોત્તમરાયજી મારફત ફીરોઝશાહજીને પડાવી દેતાં એ ચતુરનર તરતજ સાવધાન બની જઇને, ઇદ નિમિત્તે રાજ્યના નોકર તરીકે નવાબ સાહેબને અભિનંદન આપવા માટે સજ્જ થઇ રાજમહાલયે જઇ પહોંચેલા હતા અને ત્યાં તેમણે યથાવિધિ નવાબ સાહેબને અભિનંદન આપી દીધેલું હતું, અને તેમ થઇ ચૂકયું એટલે કાર્યભારી મંડળના વિદ્વેષીઓએ રચેલ ખટપટ પડી ભાંગેલી પણ હતી. મતલબ કે, ઈ. સ ૧૮૯૨ ના જાનેવારી માસમાં નવાબ બહાદુરખાનજીનો દેહાંત થયો ત્યારથી વઝીર બહાઉદ્દીનભાઈ તથા તેમના કાર્યકર તરીકે ગણાયલ આ કથાનાયકઃ એ ઉભય સામે ખટપટનાં બીજ જૂનાગઢના રાજ્યોદ્યાનમાં રોપાઇ ગયાં હતાં એ વાત અશંકનીય છે. તથાપિ આ હકીકત અંગે સ્પષ્ટતા કરવાની જરૂર હોઇને અમે જણાવીએ છીએ કે, રસુલખાનજીને ગાદીએ બેસાડયા પછી જે મતભેદ જેવું ઉપસ્થિત થઇ આવેલું હતું તે કોઇ પણ બહારદારીનું પરિણામ ન હતું; પરંતુ "કાઠીયાવાડ એજંસી" એ રસુલખાનજીને નવાબ તરીકે કબૂલ ન રાખતાં જે વિરોધ ઉપસ્થિત કરેલો હતો તેનો પ્રતિકાર કરવામાં જે કાંઈ ઢીલ જેવું દેખાતું હતું તે દરબાર અને હરિદાસભાઇ વચ્ચે

મનભેદનું કારણ બની રહેલું હતું. પરંતુ એ મતભેદ એક બીજાની સમજફેરને લીધે હતો. પુરુષોત્તમરાયજીને એ બાબતમાં કશો સંબંધ ન હોવાથી તેમજ પુરુષોત્તમરાયજીની સૂક્ષ્મસ્થિતિનું સંપૂર્ણભાન હરિદાસભાઇને હતું એટલે પુરુષોત્તમરાયજીથી લેશ પણ નારાજ થવાનું કારણ હરિદાસજીને હતુંજ નહિ. હરિદાસભાઈ અને પુરુષોત્તમરાયજી: એ બેનાં મન પરસ્પર ઉંચાં થયલ હોત, તો ઇ. સ. ૧૮૯૪ ના અંત ભાગે દીવાન ચુનીલાલજીને બ્રિટિશ સરકારે પાછા પોતાની નોકરીમાં ખેંચી લીધેલા હતા ત્યારે પુરુષોત્તમરાયજીએ પૂરેલ ગાબડું હરિદાસભાઇને પાછા દીવાનને પદે લાવીને પુરી દીધેલું તે તેઓ પુરી શકતજ નહિ. પરંતુ હરિદાસભાઈ દીર્ઘકાળપર્યંત દીવાનગીરી સંભાળી શકે એવી તેમની શરીરસ્થિતિ ન હતી, એટલે બીજો દીવાન ગોતાય ત્યાં સુધીને માટે હરિદાસભાઇએ દીવાનગીરી સંભાળી રાખવાની વાત કબૂલ રાખેલી હતી. આમ હોઇને પુરુષોત્તમરાયજીએ મુંબાઇના સુવિખ્યત બેરીસ્ટર બદરૂદીન તૈયબજી તેમજ મુંબઈની સુધરાઇની નાગરિક સભાનાં અધ્યક્ષ અબ્દલા મહેરઅલી ધરમશી જેવા સમર્થ ગૃહસ્થોને જૂનાગઢ રાજ્યની દીવાનગીરી સંભાળવા માટે પૂછેલું હતું. પરંતુ એ બે ગૃહસ્થો સાથે કોઈ પણ નિશ્ચિત વાતચીત થઇ જાય તે પહેલાં એટલે કે ઇ. સ. ૧૮૯૪ ના અંત ભાગમાં, કાઠિયાવાડના "પોલિટિકલ એજંટ" સાહેબે હરિદાસભાઇ તથા પુરુષોત્તમરાયજીને પોતાની સમક્ષ, લીલાપુર મુકામે, બોલાવીને પુરુષોત્તમરાયજીની વ્યૂહરચનાને સફળ થવા ન દેવાનો પેંતરો રચી તેમને કેટલીક વાતો કહી સંભળાવેલી હતી. આ બધી વાતની એક નોધ એ સમયેજ પુરુષોત્તમરાયજીએ કરી લીધેલી છે અને તે તેમણે મન.સુખરામભઇને મુંબઈ મોકલીને વંચાવેલી પણ હતી. અને જો કે એ આખી નોંધ અહીં અક્ષરશઃ ઊતારી શકતા નથી, તોપણ તેનો સાર અમે નીચે પ્રમાણે આપવામાં સંતોપ માનીએ છીએ. આ સાર અમે તે નોધમાંના મૂળ શબ્દોમાંજ લગભગ આપેલો છે.—

**(૧) પોલિટિકલ એજંટના કથનનો સાર:**—'તમારા (પુરુષોત્તમરાયજીના) વિષે વિરૂધ્ધ વાતો સંભળાય છે. મુનસી (ગુલામમહમ્મદ બેરિસ્ટર)ને રજા આપવાનું કામ ઘણું જ ગેરવ્યાજબી થયું છે, અને તે પણ તમેજ કરાવ્યાનું કહેવાય છે. એક મુસલમાન હતો તેને પણ કાઢયો. પારસી અને મુસલમાનોને વેર છે તે કારણથી ફીરોઝશાહે આ કામ કર્યું હશે એટલે કે નવાબને ખરાબ સલાહ આપી હશે. તમે જૂના છો, વાકેફ છો. હું તમારા વિરુદ્ધ નથી; પરંતુ

તમે સારા સલાહકાર નહિ થાઓ તો તમને રાજ્યથી દુર કરાવવા પડશે. ભાવનગરના નાગરોએ જે ખરાબ વર્તણુંક રાખી ત્યાંના રાજાને કબજામાં લઇ હેરાન કર્યા હતા તે પ્રમાણે જુનાગઢમાં પણ તમે નાગરો તેવું કરશો તેનું કેવું પરિણામ આવશે ? તમારે હિંદુ દીવાન કરવો હોય, તો એક મુનસીની જગાએ અને બીજી પ્રાઇવેટ સેક્રેટરીની જગાએ એમ સારા મૂસલમાન રાખવા જોઇએ; તેની સાથે એક અંગ્રેજને એડવાઇઝર (સલાહકાર) તરીકે રાખવો જોઇએ અને તેમ નહિ થાય તો અંગ્રેજ એડવાઇઝર રાખવા લખશું. બહાઉદ્દીને આજ સુધી ગમે તેવા ખરાબ કામો કર્યા હોય તે તરફ હાલ જોવાનું નથી, પણ હવે બદચાલીએ ચાલશે તો તેને મોટું નુકશાન થશે. દીવાન ફીરોજશાહની નીમણુંક બાબતમાં કાંઇ જાણતા નથી. તેને પુછયા વગર બારોબાર મુર્ખાઇનું કામ કર્યું છે. તમે મૂંબઇના મુસલમાનોને કારભારી બનાવશો તો હું સરકારમાં લખીશ કે, ખોજા અને હોરા (મુસલમાન)ને કારભાર સોંપવો નહિ. હિંદુસ્તાન માંયેના સારા જેંટલમેન મુસલમાનને દીવાન બનાવવો. તમે મારી સલાહ પ્રમાણે નહિ ચાલો તો તમારા વિરૂદ્ધ થવું પડશે. જુનાગઢ અને મોરબી દરેક વાતમાં તસ્દી આપ્યાં કરે છે ને આડાં થાય છે. ચુનીલાલે તો બહુ જ આડાઇ કરી હતી અને હજી પણ રાજ્ય તરફથી તેવાં જ કામ થયાં કરે છે તે સારૂં નથી ઇત્યાદી.

"પોલિટિકલ એજંટ" કર્નલ હેનકોકનું પુર્વનિર્દિષ્ટ કથન વાયુગતિ કઇ દિશામાં છે તે બતાવી આપે તેટલું સ્પષ્ટ છે. પુરૂષોત્તમરાયજીનો મ્હોટામાં મ્હોટા ગુન્હો તો એટલો જ મનાયલો કે તેઓ નાગર હતા અને મુનસી ગુલામમહમદ બાવામીયાને રાજ્યની નોકરીમાંથી તેમણે રજા અપાવેલી એમ માની લેવાયલું હતું. નવાબ સાહેબ ખૂદ મૂસલમાન, અને વઝીર બહાઉદ્દીનભાઇ પણ મુસલમાન, એ છતાં એઓ હિંદુ દીવાન રાખે કે પોતાના રાજ્યમાં હિંદુ અમલદારો ગોઠવે તેમાં અંગ્રેજ સરકારે શા માટે વાંધો ઉઠાવેલો હશે તે સમજી શકાય તેમ છે. હિંદુઓ કરતાં મુસલમાનો ઉપર અંગ્રેજ સરકારનું વહાલ વર્ષી રહેલું હતું તો પછી "એજંસી માં મુસલમાનો ભરવામાં તેમને શો બાધ નડતો હતો ? મુંબઇના નામાંકિત ખોજા અને હોરા ગૃહસ્થોને શું આ 'પોલિટિકલ એજંટ' સાહેબ ખરા મુસલમાન ગણતા નહિ હોય? આ ખોજા

તથા હોરા મુસલમાનોનું મુળ લોહી હિંદુ તેથી તેઓ લોહીના બળે હિંદુઓમાં ભળી બેસે એવી બીતિ શું એ સાહેબને રહેલી હશે! ફીરોઝશાહ તેમણે અણુગમના કેમ લાવ્યા હશે તે પણ સમજાય તેવું છે. પ્રભાસ પાટણમાં થયલા હુલ્લડને કારણે આ હેનકોક સાહેબે પોતા થકી ન્યાયાધીશ નિયુક્ત કરીને ગુન્હેગારોની તપાસ કરવાને નિમિત્તે રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાનું પ્રાથમિક પગલું ભરેલ તે સામે ફીરોઝશાહે પ્રબળ વિરોધ દર્શાવીને એ સાહેબની યોજનાને તોડી પાડેલી હતી તેથી એ સાહેબને ફીરોઝશાહ અણગમતા થયલા હતા! વળી, વઝીર બહાઉદ્દીનભાઈના 'કામો' જો ખરેખર ખરાબ જ હતા, તો પછી તેમને ઉઘાડા પાડવાની વાતને એગણે શા માટે મોકુફ રાખેલી હશે? નવાબીની-સ્થાપના થઈ તે ક્ષણેથી જ નાગરોને નવાબો પોતાના ખરા હિતેચ્છુ ગણતા થયલા છે એ વાત એ સાહેબ કેમ ભુલી ગયા હશે! નવાબ પોતાના રાજ્યમાં પોતાને ગમે તેવા નોકરો રાખે તેમાં અંગ્રેજ સરકારે શું ખોવાનું હતું? નાગરો પોતાને કેદમાં રાખે છે એવી ફર્યાદ કોઈ નવાબે કોઈ પણ વખતે કરેલી હતી? અંગ્રેજ સલાહકાર રાખવાની સલાહ આપનાર આ સાહેબ શું નવાબનું હિત જ વિચારી રહેલા હશે કે પોતાનો સ્વાર્થ વિચારી રહેલા હશે? ખેર, એ સાહેબને જે સુઝેલું તે તેણે કહી નાંખેલું અને પુરૂષોત્તમરાયજીએ તે બધું શાંતિથી સાંભળી પણ લીધેલું હતું; અને તે પછી તેમણે નીચે મુજબ જવાબ આપેલો જે ધીરોચિત અને માનનીય પણ છેઃ—

**(૨) રાયજી સાહેબે કરેલ પ્રતિકથનનો સારઃ-" મારા વિષે જેટલી ખોટી વાતો સાંભળેલી હોય તેમાંથી એક બે તારવીને તેનો તપાસ જાતે કરો. ખોટું જણાય તો જે શિક્ષા કરશો તે ભોગવવા તૈયાર છું.** મુનસી પાસે હું કબુલ કરાવીશ કે તેની તરફ મુસલમાનોનો અભાવ હતો. મુનસીને બદલવા પહેલાં ફીરોઝશાહે મિ. (દયારામ) ગીદુમલને લાવવા તજવીજ કરેલી, પણ તેણે ના પાડી હતી. મહેના સાહેબે નવાબ સાહેબને ખરાબ સલાહ આપેલી નથી, તેમની અને દરબાર વચ્ચે હું જ કામ કરતો. નવાબ સાહેબે ખુદે હુકમ કરીને મુનસીને રજા અપાવી છે. ભાવનગરના નાગરોની વાત હું જાણતો નથી. **આપની મરજી હોય તો હું રાજ્યમાંથી ચાલતો થઈ જવા ખુશી છું વગેરે વગેરે,'**

ઉપર પ્રમાણે રાયજી સાહેબે નિર્ભયતાપૂર્વક આપેલ જવાબ એક પ્રકારનો પડકાર જ છે. આ જવાબ તેમણે કેટલી સ્પષ્ટતાપૂર્વક અને કેટલા ઠંડા પેટે

આપેલો હશે તેનો આપણે જો વિચાર કરશું તો તેમાં રહેલ તેમના નૈતિક બળનો ખ્યાલ આપણને આવી ગયા વિના રહેશે નહિ. આ મુલાકાત થઇ તે પહેલાં "મોટા દીવાન" હરિદાસભાઇ એકલા બે કલાક સુધી "પોલિટિકલ એજન્ટ" સાથે વાતચીતમાં ગુંચાયલા રહેલા હતા, એટલે એ ઉભય વચ્ચે જે વાતચીત થયલી હશે તે સવિસ્તાર અને અધિક રહસ્યવાળી પણ હોય, અને કદાચિત્ (સર) ફીરોઝશાહની રાજ્યમાં થયલ નીમણુંક પરત્વે તેમણે પોતાનો અણગમો પ્રત્યક્ષ નહિ તો પછી પરોક્ષ માર્ગે બતાવેલ પણ હોય. આ કથા-નાયકને તો, પાછળથી એ "પોલિટિકલ એજન્ટ" સાહેબે બોલાવેલા હતા અને જે કહેવાનું હતું તે કહેલું હતું. એ પછી પાછા આ ઉભય-મોટા અને નાના-દીવાનો રાત્રિએ લગભગ દશ વાગે "પોલિટિકલ એજન્ટ" સાહેબને મળેલા હતા; પરંતુ એ મિલન થયું તે પહેલાં પણ મોટા દીવાન એકલા દશેક મિનિટ સુધી એ પ્રતિનિધિ સાહેબને મળેલા હતા અને તે પછીજ નાના દીવાનને અંદર બોલાવવામાં આવેલા. આ વખતે હરિદાસભાઇએ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને પોતાની પાછળ દીવાનના પદે લાવી શકાય એટલા સારૂ તેમનું નામ પોલિટિકલ એજન્ટ પાસે રજુ કરી દીધેલુ હતું એમ પૂર્વનિર્દિષ્ટ નોંધના અત્ર ન ઊતારેલ ભાગમાંથી જણાઇ આવે છે. એ પછી હરિદાસભાઇ નિવૃત્ત થયલા અને પંડિત શ્યામજી કૃષ્ણવર્મા દીવાન થયલા. આ પંડિતજીને એ સમયના "પોલિટિકલ એજન્ટ" મિ. હેનકોકની હુંફ મળેલી તેને પરિણામે રાજ્યમાં મ્હોટી ખટપટ થઇ આવેલી હતી જેનું વર્ણન અમે આગાઉ કરી ગયલા છીએ આ ખટપટમાં આ શ્યામજીભાઇને નવાબ સાહેબના હજુર કાર્યકર બક્ષી છોટાલાલની મદદ મળેલી હતી. કર્નલ હેનકોકના નાગરો સામેના દ્વેષને ઝીલી પોતાનો કરી લીધેલો હતો અર્થાત્ આ બધા હકીકત ઉપરથી જે કેટલાક મહત્ત્વપૂર્ણ મુદ્દાઓ ફલિત થઇ આપણે જાણી લેવા જોઇએ એ મુદ્દાઓ નીચે પ્રમાણે છે.

(૧) જૂનાગઢ રાજ્યમાંથી વઝીર બહાઉદ્દીનભાઇ તેમજ નાગર મુત્સદ્દીઓના પગ નીકળી જવા જોઇએ.

(૨) ખોજા તથા વ્હોરા જાતિના (અર્ધા હિંદુ જેવા ગણાતા) મુસલમાનો સિવાયના અને તે પણ મુંબઇના ન હોય એવા અને હિંદુસ્તાનના બીજા ભાગમાંથી આણેલ મુસલમાનને દીવાન અગર ખાનગી કારભારી તેમજ તેવાં મ્હોટા [illegible]દા ઉપર નિય[illegible] કરવા જો[illegible]

(૩) નવાબ સાહેબના સલાહકાર તરીકે એક અંગ્રેજ ગૃહસ્થને રાખવો જોઇએ.
(૪) સર ફીરોઝશાહ જેવા (મુસલમાન વિરૂદ્ધ ગણાતા પારસી) ને રાજ્યમાં સ્થાન હોવું ન જોઇએ.

(૫) વઝીર બહાઉદ્દીનભાઇના ખરાબ કામ હાલ જોવાનું મોકુફ રાખવું એટલે કે અનુકુળ વખતે જોવાશે.

(૬) પુરૂષોત્તમરાયજી ખુદ પણ જો "પોલિટિકલ એજંટ"ના કહ્યા પ્રમાણે વર્તવા તૈયાર ન થાય તો તેને પણ રાજ્યમાંથી દૂર કરવા પડે.
(૭) જુનાગઢ "એજંસી"ને "તસ્દી" આપનારૂં રાજ્ય છે એટલે એવા તસ્દી આપનાર રાજ્યને નબળું પાડી દેવા માટે એ રાજ્યમાં જે પ્રબળ કાર્યભારીઓ હોય તેમને તેમાંથી હાંકી કાઢવા જોઇએ.

(૮) ભાવનગરના નાગરોએ જેમ પોતાના રાજાને કેદીની દશામાં રાખેલ છે તેમ જૂનાગઢમાં પણ નાગરોએ (વઝીર બહાઉદ્દીનભાઈ સાથે એકતા કરીને) નવાબને કેદી જેવી સ્થિતિમાં રાખેલ છે તેમાંથી પરોપકારક અંગ્રેજ "પોલીટીકલ એજંટ" એને મુક્તિ અપાવવી જોઇએ.

પૂર્વનિર્દિષ્ટ મુદ્દાઓ ઉપરથી આપણે બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાનું માનસ બરાબર સમજી શકીએ તેમ છીએ. હવે આપણે આ આખાય દશકામાં ચાલી રહેલ રાજદ્વારીય યુદ્ધના વીકાસનો ઉત્તરક્રમ તપાસી લેશું. રાયજી સાહેબનો ભાગ્યભાનુ હજુ તપતો હતો અને વળી એમને હાથે હજુ કેટલાંક લોકકલ્યાણ સાધક તથા શાસનપ્રબંધ વિષયક મહત્ત્વવાળાં કામો થવાનાં હતાં અને તેમાં વળી તેમને દરબારનું પીઠબળ મળતું રહેલું હતું એટલે "એજંસી"ની વક્રદૃષ્ટિ તેમને કશી હાની કરી શકેલી નહી. વક્રદૃષ્ટિવાળા "પોલિટિકલ એજંટ" કર્નલ હેનકોક નિવૃત્ત થવાની તૈયારીમાં હતા અને તેમને સ્થાને મેજર (કર્નલ) જે. એમ. હંટર કે જેઓ જૂનાગઢની આંતર સ્થિતિથી વાકેફ હતા તેઓ "પોલિટિકલ અજંટ" ને પદે આવનાર હતા એટલે રાજ્યના કાર્યભારી મંડળને થોડીઘણી પણ આશ્વાસક અનુકુળતા મળે તેમ હતી. જૂનાગઢ રાજ્યના વહીવટમાં પુરૂષોત્તમરાયજીનું સ્થાન કેટલું કંટકમય તેમજ મહત્તાવાળું છે અને તેમને અભાવે રાજ્યમાં કેટલી અવ્યવસ્થા

ઉપસ્થિત થઈ આવે તે આ અંગ્રેજ અધિકારી સારી પેઠે સમજતા હતા. આમ હોવાથી રાયજી સાહેબે એઓ સાહેબ "પોલિટિકલ એજંટ" ને પદે આવ્યા ત્યાં સુધીનો વખત અતિ ધૈર્યધરીને વ્યતીત કરી દીધેલો હતો. તથાપી ઈ. સ. ૧૮૯૫માં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ પુરુષોત્તમરાયજી તેમજ ઈતર કાર્યભારીઓ તથા નાગરો વિરુદ્ધ ખટપટનો જે અગ્નિ પ્રકટાવેલો હતો તેની જ્વાળા જો કે શમી ગયલી દેખાતી હતી તોપણ તેની રાખ નીચે જીવતા અંગારો ઢબૂરાઇ રહેલા તો હતાજ અને તે દઝાડે તેવા પણ હતા. પંડિત શ્યામજી પોતાની તામસ પ્રકૃતિને લીધે પોતાની બાજી બરાબર ખેલી શકેલા નહિ તેના પરિણામમાં, તેમના મનના ઉંડા કૂવાના તળમાં જે ગારો ભરેલો હતો તે ડોળાઇને ઉપર આવેલો તેથી તેમના કપટ પ્રબંધનું ખરું રહસ્ય પ્રકટ થઇ આવેલું, અને તેને લીધે નવાબ સાહેબ તેમજ બહાઉદ્દીનભાઈ: એ બન્ને જેઓ તે પંડિતજી તરફ ચોડાઘણા ઢળતા થયલા હતા તે પુનઃ ટટ્ટાર થઇને પુરુષોત્તમરાયજીને પક્ષે ચઢી બેઠેલા હતા, અને તેને પરિણામે છોટાલાલ બક્ષીની નાયબ દિવાન થવાની ઈચ્છા મનની મનમાં રહી જવા પામેલી હતી. પરંતુ પુરુષોત્તમરાયજીને મનાવી લેવા એ બક્ષીજીને માટે વધારે સારું હતું, એટલે તેમણે પોતાની પૌત્રીની સગાઈ પુરુષોત્તમરાયજીના ત્રીજા પુત્ર વેરે કરીને ઉપસ્થિત થયલ વિક્ષેપને થીગડું મારી સાંધી લીધેલો હતો; અને પછી પોતાના પુત્ર વૈકુંઠરાયને શાહજાદા શેરજમાખાનજીના કર્મચારી તરીકે તેમણે મ્હોટા પગારે નિયુક્ત કરાવી દીધેલા પણ હતા. આ રા. વૈકુંઠરાયને પાટવીકુંવરના પડખામાં ગોઠવવાની બાબતમાં પુરુષોત્તમરાયજીનો હાથ હોય એ સંભવવાળી વાત લાગતી નથી; કારણ કે વૈકુંઠરાય અને તેમના પિતા એ બંને અનુક્રમે શાહજાદા અને નવાબ સાહેબના સતત સંપર્કમાં રહે એવી યોજના પુરુષોત્તમરાયજી જેવા દીર્ઘદષ્ટિવાળા અને કાબેલ મુત્સદ્દીથી કરાય એ વાત માની શકાય તેવી નથી, એ છતાં એ યોજના જો પુરુષોત્તમરાયજીએજ કરેલી હોય, તો આપણે એટલું જ કહીએ કે, બક્ષી છોટાલાલ નવાબ સાહેબ તેમજ વઝીર સાહેબ—એ ઉભયના પ્રતિપાત્ર હતા એટલે તેનો લાભ વૈકુંઠરાયને મળેલો હતો અને જે ગોઠવણ થયલી હતી તેમાં ફેરફાર કરાવવા જેટલું બળ રાયજી સાહેબ વાપરી શકેલા નહિ હોય, અગર તો તેમણે તે યોજનાની ઉપેક્ષા પણ કરેલી હોય, જે બન્યું હોય તે ખરું. પરંતુ એટલું તો ચોકસ છેજ કે, શ્યામજીભાઇએ રચેલી ખટપટની જાળનું રૂપ જોઇને પુરુષોત્તમરાયજીએ પહેલી અનુકૂળ તકે રાજ્યસેવામાંથી મુક્તિ મેળવવાનો સંકલ્પ કરી લીધેલો હતો, અને તે સંકલ્પને અનુસરીને

ઈ. સ. ૧૮૯૭ની સાલમાં જ નિવૃત્ત થવા માટે તેમણે નવાબ સાહેબને અર્જ પણ ગુજારેલી હતી. પરંતુ એ એમની વિનતિ એ વખતે દરબાર તરફથી મંજુર રખાયલી ન હતી અને તેમને પોતાની ઇચ્છા વિરુદ્ધ રાજ્યની નોકરીમાં ચાલુ રહેવું પડેલું હતું. તથાપિ તેમને જે પૂર્વજ્ઞાન થયલું હતું તેને પરિણામે તેમનો ઉદ્વેગ વધતો ગયલો હતો. હાથીઓની પેઠે રાજનીતિજ્ઞોને પણ દેખાડવાના અને ચાવવાના દાંત જૂદા જૂદા હોય છે. જ્યાં એક કરતાં અધિકસંખ્ય કાર્યભારીઓનું મંડળ હોય ત્યાં બાહ્ય દૃષ્ટિએ એ બધા વચ્ચે એકતા દેખાય; પરંતુ એ એકતાના પડદા પાછળ ભિન્નતા ઊભેલી ન હોય એવી કલ્પના કરી શકાતી નથી. પુરુષોત્તમરાયજી વઝીર બહાઉદ્દીનભાઈના એક વિશ્વસનીય રાજપુરુષ હતા એ વાત ખરી; તેમ વઝીર બહાઉદ્દીનભાઇને નવાબ સાહેબ રસુલખાનજી પોતાના મુરબ્બી અને સમર્થ રાજ્યકારભારી ગણી સન્માની રહેલા એ વાત પણ ખરી; તથાપિ એ ત્રણે વચ્ચેનો સંબંધ છેક અંતર્પટ વિનાનો હતો એવું ભાગ્યે જ કહી શકાય. તેઓ ત્રણે એક બીજા ઉપર વિશ્વાસ હોવાનો દેખાડો કરી રહેલા હતા; તો પણ તેમના એ વિશ્વાસની વાક્યરચના અલ્પવિરામ, અર્ધવિરામ અને પૂર્ણવિરામ વગેરે ચિહ્નોના અભાવવાળી જ હતી એવી કલ્પના કરી શકાતી નથી. પુરુષોત્તમરાયજીની તલસ્પર્શી બુદ્ધિએ તેમને દરબારમાં ખેલાઈ રહેલ નાટકનું દર્શન એટલા બધા પ્રમાણમાં કરાવી દીધેલું કે, તેઓ ઇ. સ. ૧૮૯૭માં ઘણા જ કંટાળી ઊઠીને પોતાના ઈનામી ગામ બહાદુરપુરમાં શાન્તિલાભાર્થે જઇ રહેલા અને ત્યાંથી તેમણે પોતાના મનને શાંતિ આપવાના હેતુથી તા. ૧૦-૪-૧૮૯૭ ને રોજ એક પત્ર પોતાના ગુરુવર્ય મનઃસુખરામભાઇ ઉપર લખી નાખીને તેમાં પોતાના મનના ઉભરાને ઠલવેલો પણ ખરો. આ પત્ર આ નીચે ઊતારીએ છીએ, અને અમને ખાત્રી છે કે, તે પત્રમાંની હકીકત આપણને તેમના ઉદ્વેગના રૂપની થોડીઘણી ઝાંખી કરાવશે પણ ખરીઃ—

"વી. કે મને આ રાજ્યની નોકરી કરતાં આજે વીસ વર્ષ ઉપરાંતની મુદ્દત થાય છે તે દરમીયાન મેં જે કાંઈ લાભ મેળવ્યા છે તે માહારી શક્તી અને યોગ્યતાથી વધારે છે અને કેટલાક મુકાબલામાં ઘણા થોડા છે તે માટે હુ કાંઈ પણ વીચાર કે લાગણી કરતો નથી, કેમકે ઈશ્વરકૃપા અને આપના આશીર્વાદથી મને સંતોષ છે. દરેક કામનો ધર્મ બજાવવાની ફરજ સમજું છઉં અને કોઇ કાર્ય કે વ્યવહાર એવો નથી કે જેમાં હાની હોય જ નહિં! લાભ હાની હંમેશાં સાથે જ રહે છે એ વાત હું સારી રીતે જાણું છઉં."

"એ મ્હારી યથાશક્તિ મન કર્મ અને વચનથી મ્હારા ધણીનું સારૂં કરવામાં જ ભાગ લીધો છે. અને સ્વપ્ન માં પણ ધર્મ નીતી તથા વફાદારીથી દુર થયો નથી તેમ છતાં હું લોકોમાં ખરાબમાં ખરાબ દુર્ગણ તથા દોષવાળો ગણાયો અને ગણાઉં છઉં એટલું જ નહિં પણ તેનાં કારણો દેખીતાં છે તેમ છતાં તે બતાવીને હું મ્હારો બચાવ પણ કરી શકતો નથી. આવી સ્થીતી સહન કરવાને હવે હું અશક્ત થયો છઉં અને વળી મ્હારાથી મ્હારા ધણી તથા ઉપરીને કાંઇ પણ દુઃખ થતું હોય તો તે મ્હારે તુરતજ દુર કરવું જોઈએ."

" કોઇ પણ ખરેખરા સાચા અને સદ્‌ગુણવાળા માણસને એક તરફ દુનીયાનું રાજ્ય મળે અને બીજી તરફ ખરાબમાં ખરાબ દુર્ગણ અને દોષમાં ગણાવાનું આવે, તો તે આબરૂ અને સત્યને ખાતર દુનીયાનું રાજ્ય ઝેર સમાન ગણી તેનો ત્યાગ કર્યા વિના રહે નહીં. હું કબુલ કરૂં છઉં કે મ્હારી નબળાઈ અને કમનસીબીથી મ્હારે આ સઘળું ભોગવવું પડે છે પરંતુ હવે હું મ્હારી સર્વ પ્રકારની સ્થીતી તથા ચાલતા અને ભવીષ્યના લાભ ગેરલાભ વીષે જેમ જેમ વધારે વીચાર કરૂં છઉં તેમ તેમ મને એમજ સારૂં લાગે છે કે, જેથી મને વાસ્તવીક રીતે નુકસાન વધારે છે અને રાત દીવસ મન તથા શરીરને વ્યથા જ થયાં કરેછે તેનો ત્યાગ કરવો અને તેમ કરવાથી તેને બદલે અસ્તોદયના નીયમ પ્રમાણે પણ દુપણુ રહીન કદાચ બીજું વધારે નુકસાન ભોગવવું પડશે તો તે સહન કરી શકાય ત્યાં સુધી સહન કરવા અને અસહ્ય થયેથી આ અસાર સંસારનો ત્યાગ કરવાનો નીશ્ચય અને પસંદગી કરેલ છે."

× × × × ×

"ઇશ્વરેચ્છા અનુસાર જે થવાનું હશે તે જ થશે. **પરંતુ હું હવે રાજ્યની આ નોકરીમાં વધારે વખત રહેવા ચાહતો નથી અને તેમાંથી છુટવાની તક શોધ્યાં કરૂં છઉં તેમાં સફળ** થઈશ તો આપ ખાત્રી રાખશો કે આપણો સંબંધ થયો ત્યારથી આજ સુધીના અનુભવમાં મ્હારામાં જે કાંઇ સારૂં માની લઇને આપ સંતોષ બતાવો છો તેથી અધીક સંતોષ મ્હારી ખાનગી જીંદગીના વર્તનથી હું આપને આપીશ અને તેમાં પરમ કૃપાળુ ઇશ્વર આપના આશીર્વાદથી મને સાહાય થશે જ.

× × × × ×"

પુરુષોત્તમરાયજીનું આ પત્ર તેમના મનની પરિસ્થિતિ બતાવી આપે તેનું છે એટલુંજ નહિ પરંતુ જે આદર્શથી પોતે રાજ્યની સેવા કરી રહેલા હતા તેનું દર્શન પણ તે આપણને કરાવે છે. પુરુષોત્તમરાયજી રાજ્યને વળગી રહેવા ઇચ્છતા ન હતા પરંતુ દરબાર જેમ તેમને છોડવાને તૈયાર ન હતા તેમ એવું પણ સમજાય છે કે પુરુષોત્તમરાયજીની સલાહ પ્રમાણે તે સર્વથા ચાલવાને પણ ખુશી ન હતો. વઝીર બહાઉદ્દીનભાઇની મહત્ત્વાકાંક્ષા કેટલી છે અને નવાબ સાહેબ ખુદ પોતાના વિચાર હક અને અધિકાર પરત્વે કેટલા આગ્રહી છે તે વાત રાયજી સાહેબ સારી પેઠે સમજતા હતા અને વળી બીજી તરફ કાઠીયાવાડ એજંસી પોતાને રૂચતાં નવાંનવાં સૂચનો કરી રાજ્યના શાસનતંત્રને નવ રૂપ અપાવવા માટે દબાણ પણ કરી રહેલી હતી. જૂનાગઢ રાજ્યની "હજુર અદાલતના" સભાસદ વણિક ગૃહસ્થ ગુલાબદાસ લાલદાસ નાણાવટી તા. ૭-૮-૯૭ની મિતિની જે એક નોંધ લખી મુકી ગયા છે તે આધારે આપણે કહી શકીએ છીએ કે "કાઠીયાવાડ એજંસી" એ સમયે પુરુષોત્તમરાયજી ખુદ પરત્વે અનુકુળ હતી તે છતાં તેને પોતાની રાજદ્વારીય પ્રણાલિકાથી સ્ખલિત ન થતાં જૂનાગઢ રાજ્યના પ્રવર્તમાન શાસન પ્રબંધમાં ફેરફાર કરાવવા માટે બને તેટલા બધા પ્રયાસો કરવાનું ચાલુ રાખેલું હતું. એ વખતના "પોલિટિકલ એજંટ" કર્નલ જે. એમ. હંટરે રાયજી સાહેબને રાજકોટ બોલાવી **દીવાન બહેચરદાસજીને બદલી નાખી તેમને ઠેકાણે સિંધના કોઇ મુસલમાન ગૃહસ્થને દીવાન તરીકે યોજવા બાબત વાત કરેલી હતી.** એટલુંજ નહિ, પરંતુ એ "એજંટ" સાહેબે રાજ્યનાં "એલિયેનેશન-સેટલમેંટ" ખાતાના અંગ્રેજ અધિકારી કર્નલ સીલીને એક ચિઠ્ઠી લખી મોકલીને દીવાનને બદલવા સંબંધમાં સુચન પણ કરી દીધેલું હતું અને તે ઉપરથી કર્નલ સીલીએ વઝીર સાહેબને પોતાની રૂબરૂ બોલાવી તેમને "એજંટ" સાહેબનો સંદેશ પહોંચાડેલો હતો; એટલુંજ નહિ, પરંતુ તેનો જવાબ પોતાને બીજે દિવસે મળી જાય એવી ઇચ્છા પણ તેમણે તે વખતેજ પ્રદર્શિત કરેલી હતી. વઝીર સાહેબે આ સંદેશ નવાબ સાહેબને પહોંચાડેલો પણ ખરો, પરંતુ નવાબ સાહેબ બહેચરદાસભાઈ જેવા પરિચિત ગૃહસ્થને બદલી તેમને ઠેકાણે કોઇ અપરિચિત પરદેશીય અને વળી બ્રિટિશ સરકારથી સ્વચવાયલ હોય એવા ગૃહસ્થને પોતાના રાજ્યની દીવાનગીરી સોંપવાને ખુશી ન હતા. એટલુંજ નહિ પરંતુ હિંદુ દીવાન રાખવાની જે પ્રણાલિકા હતી તેનો ભંગ કરી **પરદેશીય-મુસલમાનને** તો તેઓ સ્વીકારવાને પણ નારાજ હતા. આમ નવાબ સાહેબે

પોતાની ઇચ્છા વ્યક્ત કરી દીધેલી ત્યારે વઝીર સાહેબે પોતાની સાથે પૂર્વોક્ત ગુલાબદાસભાઇને રાખીને કર્નલ સીલી પાસે જઇ તેમને નવાબ સાહેબ તરફથી મળેલ જવાબ કહી દીધેલો હતો અને વિષય પુરો થયેલો. ત્યાર પછી એમની અને કર્નલ સીલી વચ્ચે રાજ્યમાં સુવ્યવસ્થા, સુધારા વગેરે સંબંધમાં વાતચીત થયલી પણ હતી. આ તકે વઝીર સાહેબે પોતાના વારામાં રાજ્યમાં જે બધા સુધારા દાખલ કરાયલા હતા તે વર્ણવી બતાવેલા હતા. એટલે પછી કર્નલ સીલીએ પોતાને જે કાંઇ "એજંટ" તરફ લખી મોકલવું પડયું હશે તે લખી જણાવેલું હશે. આ વાત આટલેથી બંધ પડયા પછી તા. ૨૧-૮-૯૭ને રોજ આજ ગુલાબદાસજી કર્નલ સીલીને તેમને બંગલે મળવા ગયલા ત્યારે એ સાહેબે ફરીને રાજ્યનું અંદાજપત્રક વગેરે છપાવી પ્રકટ કરવાના લાભ વગેરે બતાવીને રાજ્યનો વહીવટ એક વિધિપૂર્વક સંસ્થાપિત સભા (કૌંસિલ) મારફત કરવાનું સુચન કરેલું હતું; એટલુંજ નહી, પરંતુ રાજ્યે એ પ્રમાણે કરીને રૈયતને વિશ્વાસમાં લેવી જોઇએ એવો ઉપદેશ પણ આપેલો હતો. આના જવાબમાં તટસ્થભાવવાળા ગુલાબદાસજીએ એ સાહેબને સ્પષ્ટ શબ્દોમાં આ પ્રમાણે જણાવી દીધેલું પણ ખરૂં:-"આ રાજ્યમાં રૈયતવર્ગના લોકોને ખુદ નવાબ સાહેબ તથા રાજ્યાધિકારીઓ તરફ કોઇ જાતની બેદીલી કે અસંતોષ હોવાનું કારણ મારા જાણવામાં નથી, પણ ઉલટા તેઓ તરફ ખુ. નવાબ સાહેબ તથા રાજ્યાધિકારીઓ ઘણીજ નરમાશથી વર્તે છે" ગુલાબદાસજીએ કરેલ આ કથન ખરેખર સત્યાત્મક જ હતું. કારણ કે આ વાત થઇ ત્યાં સુધીમાં તો તમામ નવાબ સાહેબો તથા તેમના કાર્યભારીઓ રાજ્યને સર્વથા પ્રજાભોગ્ય બનાવી રહેલા હતા, અને તેઓ પોતાની પ્રજાને પોતાના ફરજંદો રૂપ ગણીને તેની તરફ ઘણુંજ ઉદાર વર્તન રાખી રહેલા હતા. છતાં જૂનાગઢ રાજ્યના ઉત્તરકાલીન કાર્યભારીઓ ધીમેધીમે રાજ્યના શાસનતંત્રને આધુનિક ઢબે ઘડી નાંખવાને ઉધુક્ત થઇ રહેલા હતા. અંગ્રેજ સરકારના રાજ્યદ્વારીય અમલદારો એકજ ઝાટકે જુની સંસ્થાઓને તોડી પડાવી તેમને સ્થાને અધતન રૂપની સંસ્થાઓને શાસનતંત્રમાં સ્થાન અપાવવાની ઉતાવળ કરી રહેલા એ વાત ગેરવ્યાજબી હતી અને તે એવી હતી કે, જુની પ્રણાલિકા પ્રમાણે ઉછરેલા રાજકુળને ગળે એકદમ ન ઊતરી શકે, અને કદાપી કાર્યભારીમંડળ એવી વાત તેને ગળે ઊતારવાને વધારે પડતુ દબાણ કરવા જાયતો તેનો પ્રત્યાઘાત અનિષ્ટ પરિણામો પણ ઉપજાવીદે.

પૂર્વોક્ત હકીકત ઉપરથી સમજાય છે કે રાજદ્વારીય કોકડું પ્રતિદિવસ અધિકાધિક ગુંચવાતું જતું હતું અને રાયજી સાહેબની સ્થિતિ પ્રતિદિન અધિકાધિક મુશ્કેલીભરેલી તેમજ અસહ્ય બનતી ગયલી હતી. આ સંબંધમાં રાયજી સાહેબ મન.સુખરામભાઇ સિવાય બીજા કોઇ પાસે પોતાના દિલનું દર્દ બતાવી શકે તેમ ન હતા. આમ હોઇને તેમણે તા. ૨૫–૮–૧૮૯૭ને રોજ એક પત્ર મનસુખરામભાઈ ઉપર પોતાની મનોવ્યથા બતાવનારો લખેલો હતો આ પત્રનો કેટલોક ઉપકારક ભાગ અમે નીચે પ્રમાણે ઉતારીએ છીએઃ–

"× × × × ×

જ્યારથી આ રાજ્ય સાથે આપણો સંબંધ થયો છે ત્યારથી આજ સુધીમાં રાજ્ય અને રાજકર્તા તથા રાજ્યનું સારૂ કરનારા પ્રત્યે શુદ્ધ વફાદારી સાથે યથાશક્તી આપણો ધર્મ બજાવ્યો છે અને હજી પણ આપણો સંબંધ અને હયાતી રહેશે ત્યાંસુધી ઇશ્વરકૃપાથી બની શકયા મુજબ આપણી ફરજ અદા કરવામાં આપણે પાછળ રહેશું નહી. જે વાત આપણા અધીકારમાં નથી અને બીજા પાસે આપણી લાગણી અને સમજને અનુસરતી કરાવવાની છે તેને માટે આપણે આજસુધી જેટલું કરી શકયા છીએ તે અનુભવ ઉપરથી આપણે આપણી આશા અને નાખુશીને હદમાં રાખવાને બદલે આગળ વધારી તે સારૂં વધારે યત્ન કરવા જઇએ છીએ તેનું પરીણામ ફળદાયક આવવાની હાલની સ્થીતીમાં મને ઘણીજ થોડી આશા છે.

ઇશ્વરને એટલીજ પ્રાર્થના છે કે જરૂરનું અને વખતસરનું જે થવું જોઇએ તે બધે અંશે નહી તોપણ ઘણે અંશે થએ જાય અને તેથી હાલના કરતાં બહુ વધારે સારી સ્થીતીને બદલે કોઇપણ ન્યૂનતા તો નજ મેળવાય એમ કરે. અસ્તુ.

× × × × ×"

આ પત્ર ઘણો અર્થપૂર્ણ છે. એમાં આપણે પુરુષોત્તમરાયજીની દેશકાલોચિત ક્રમનઃ રૂપાંતર કરનારી રાજ્યનીતિનું દર્શન કરી શકીએ છીએ.

બહુ તાણવાથી ઉલટું બધું તુટી પડે એ એક અનુભવસિદ્ધ સત્ય છે. પોતાના હાથમાં જે-કાંઈ હોય તે છોડી દેવાની વાત કોઇ પણ માણસને ગમતી નથી એ એક વ્યાવહારીક સત્ય છે, તો પછી લાંબા વખતથી જે કોઇ જે વસ્તુ પોતાની કરી બેઠેલ હોય તે માણસ તે વસ્તુ એકદમ છોડી દેવાને તૈયાર નજ હોય એ સ્વભાવીક છે. રાયજી સાહેબ રાજ્યના શાસનતંત્રને જૂની ઢબના રૂપમાંથી ખસેડીને નવી ઢબના રૂપમાં મૂકવાનું મન કદનાપુર્વક ધરાવતા હતા અને તેવા તેમના મનને તેઓ સફળ કરવાને અનેક પ્રકારે પ્રયાસ પણ કરતા રહેલા હતા અને તેને પરિણામે તેમણે રાજ્યના શાસનતંત્રને ઘણા પ્રમાણમાં નવું રૂપ આપી દીધેલું પણ હતું. એટલુંજ નહિ પરંતુ એ નવવિધાન કરવાના વિષયમાં ક્રમતઃ આગળ વધાય તેવા પ્રકારે તે શાસનતંત્રનાં અંગોને વિકસાવેલાં પણ હતાં. અલબત, આ કામે રાજ્યની આંતર પરિસ્થિતિની દ્રષ્ટિએ તેમને પોતાના પ્રયાસમાં સફળતા મળે તેટલા સારૂ બ્રિટિશ અમલદારો તરફથી કરાતી સૂચનાઓની જરૂર પણ રહેતી હતી. કારણ કે એ સૂચનાઓની મદદથી તેઓ દરબાર ઉપર થોડુંઘણું દબાણ કરીને તેની કનેથી કરવા ધારેલ નવવિધાન પરત્વે સંમતિ મેળવી શકતા હતા. આમ ધીમેધીમે જૂનાગઢ રાજ્યનું શાસનતંત્ર ઘણા પ્રમાણમાં આધુનિક ઢબે રચાઇ જવા પામેલું હતું અને બ્રિટિશ સરકાર જે કેટલીક શાસન વિષયક સંસ્થાઓને વિધિપુર્વક હયાતીમાં લાવવા સારૂ રાજ્ય ઉપર દબાણ કરી રહેલા હતા તે સંસ્થાઓને પુરૂષોત્તમરાયજીએ અવિધિપૂર્વક રચાયલ રૂપમાં શાસન કાર્ય કરતી બનાવી દીધેલી તો હતીજ. પરંતુ કાઠીયાવાડ "એજંસી" સિદ્ધાંતથી જૂનાગઢ રાજ્યને કાર્યભારી મંડળ શાસિત બનાવવા ધારતી હોત તો તે કાઠીયાવાડનાં બીજાં રાજ્યોના રાજકર્તાઓને પણ તેવોજ બોધ આપી રહેલ હોત. પરંતુ એ "એજંસી"એ એ પ્રમાણે કરેલું નહિ અને ફક્ત જૂનાગઢ રાજ્ય ઉપર પુર્વોક્ત પ્રકારે કરાવવા ધારેલું તે હકીકત તેના હેતુનો સ્ફોટ કરી આપે તેવી છે. મતલબ કે દરબાર અને કાર્યભારીઓ વસ્તુતઃ પુરૂષોત્તમરાયઃ એ બે વચ્ચે ઘર્ષણ થાય એવી પરિસ્થિતિ ઉભી કરવી એ 'એજંસી'નું ધ્યેય હતું અને જો એવી અનિષ્ટ પરિસ્થિતિ ઊભી થાય તો પુરૂષોત્તમરાયજીને રાજ્યસેવામાંથી મુક્ત થઈ જવાનો વારો પણ આવી જાય, તેને પરીણામે વઝીર બહાઉદ્દીન-ભાઇનું બળ ઘટી જવા પામે અને તેમ થઇ આવે એટલે નવાબ એકલો પડતાં તેને દબાવીને ગમે તેવી કબુલત મેળવી પણ શકાય. એવી કલ્પના પરંપરા એજંસીની હતી એમ સમગ્ર સંયોગોને આધારે આપણે કહી શકીએ

છીએ. પરંતુ પુરૂષોત્તમરાયજીની તલસ્પર્શી બુદ્ધિ અને સંયમિનતાએ તેમને એટલા તો સાવધાન રાખેલા હતા કે તેઓ પોતે વેગમાં આવીને કોઈપણ અનિષ્ટ પગલું ભરે તેમ ન હતા અને તેથી "એજંસી" તરફથી જે ઉપદેશ કરાતો હતો તેનો જવાબ તેમણે નવાબ સાહેબ ખુદ તરફથી વઝીર સાહેબ પોતે આપે તેવી યોજના કરીને પોતે આ પ્રસંગે તદન અલગ થઈ બેઠેલા હતા. આ પ્રકારે રચાયલ નીતિવ્યુહને પરિણામે પુરૂષોત્તમરાયજી જોકે "એજંસી" સાથે કરવાના ઊહાપોહની જવાબદારીથી મુક્ત રહી શકેલા હતા, છતાં, એકંદર રાજદ્વારીય સંયોગોએ તેમને મુંઝવી દીધેલા હતા એ વાતમાં શંકા નથીજ, અને એ મુંઝવણમાંથી છુટવાને તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપી દીધેલું પણ હતું, અને તે પ્રમાણે કરવાનું ખાસ કારણ તો એ હતું કે, નવાબ સાહેબ ખુદ કે વઝીર બહાઉદ્દીનભાઇ એ ઉભય જુદાજુદા રહીને કે એકરૂપ બનીને "એજંસી"ને ગમે તેવા જવાબો આપે તોપણ "એજંસી" તે એ ઉભયના સલાહકાર તરીકે પુરૂષોત્તમરાયજીનેજ ગણે તેમ હતી, અને તેમ તે ગણતી રહેલી એટલે ભવીષ્યમાં મ્હોટી હાની થવાનો ભય આ ચરિત નિરૂપ્યને રહે એ પણ સ્વાભાવિકજ હતું. આ કારણથી બને તેટલી યુક્તિથી રાજ્ય સેવામાંથી મુક્ત થઈ બેસવાની વાતને રાયજી સાહેબે ઇષ્ટ ગણેલી હતી અને તેથી તેમણે રાજીનામું આપી દીધેલું હતું. પરંતુ નવાબ સાહેબ તેમજ વઝીર પુરૂષોત્તમરાયજીનું મૂલ્ય બરાબર સમજતા હતા એટલે એમણે એ રાજીનામું મંજુર કરેલું નહી. અને તેમ થયું તે લલાટે લખાયલ વિધિના લેખ પ્રમાણેજ થયલ એમ આપણે તેમના ઉત્તરજીવનના વૃતાંતને આધારે કહી શકીએ છીએ. 'कर्मणा गहना गतिः ।' એ સૂત્ર અસત્ય નથીજ. જાળમાં ફસાઇ રહેવાનું નિર્માણ જે મનુષ્યને માટે થયલું હોય તે જેમજેમ જાળમાંથી છુટવાને મથતો જાય છે તેમ તેમ તે જાળથી અધિકાધિક વીંટળાતો જાય છે એવો દુનિયાંના મ્હોટા માણસોનો અનુભવ છે. કર્નલ જે. એમ. હંટર રાયજી સાહેબ પ્રત્યે અનુકુળ હતા. પરંતુ એ કર્નલ હંટરને પોતાના ધણી બ્રિટિશ સરકારની રાજ્યનીતિને અનુસરીને કામ કરવું પડે એ તેની પહેલી ફરજ હતી એ વાત ભૂલવા જેવી નથી. કાઠિયાવાડ એજંસીના બ્રિટિશ અમલદારો, મુંબઇના બ્રિટિશ ગવર્નર સાહેબો વગેરે, આ ઈ. સ. ૧૮૯૭ પહેલાંનાં વર્ષોમાં જુનાગઢ રાજ્યની શાસનવ્યવસ્થા તથા પ્રગતિશીલતાની પ્રશંસા અનેકવાર કરી ચુકેલા, વઝીર બહાઉદ્દીનભાઇને રાજ્યના એક વફાદાર સ્તંભ રૂપે પણ વર્ણવી ગયેલા, રાજ્ય ક્રમેક્રમે પ્રકર્ષ સાધતું પણ ગયલું અને વળી ધીમેધીમે એક હથ્થુ અને

સ્વચ્છંદી ધોરણે દરબાર જે અધિકાર ભોગવી રહેલ તે અધીકાર અંકુશિત થતો પણ ગયમો હતો. છતાં જૂનાગઢ રાજ્યમાં **પરદેશીય સિંધી મુસલમાન ગૃહસ્થને દીવાન તરીકે મુકવાના**, વઝીર બહાઉદ્દીનભાઇ જેવા મજબુત પાયાને તોડી પાડવાનો તેમજ નાગર મુત્સદીઓના બળને નિર્મૂળ કરી નાંખવાનો જે મુખ્ય નયસિધ્ધાંત બ્રિટિશ સરકારનું રાજ્યદ્વારીય ખાતું સેવી રહેલ તે જ્યાં સુધી ફલિત થઇ ન જાય સુધી. રાજ્ય તરફ અગર તો રાજ્ય કાર્યભારી તરફ ગમે તે 'એજંસી-અમલદાર' સહાનુભૂતિ ધરાવતો હોય તોપણ તેનાથી જંપીને બેસાય તેમ ન હતું. કર્નલ હંટર અને કર્નલ સીલીઃ એ બન્ને અગ્રેજ અમલદારોને રાજ્યની આંતર સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ હતો અને એ બન્નેને પુરૂષોત્તમરાયજી વિષે ઘણોજ ઉંચો અભિપ્રાય હતો, છતાં તે બન્નેને પોતાના ધણી બ્રિટિશ સરકારની નીતિને અનુસરીને જૂનાગઢ રાજ્યને પૂર્વોક્ત પ્રકારે શાસનતંત્રનું નવવિધાત કરવા માટે ઉપદેશ દેવો પડેલો હતો. આ વાત પુરૂષોત્તમરાયજી બરાબરે સમજતા હતા, એટલેજ તેમણે પોતાની તરફ સદ્ભાવ રાખનાર "પોલિટિકલ એજંટ"ના વાગમાંજ રાજ્યસેવામાંથી નિવૃત્ત થવાની પ્રવૃત્તિ કરેલી હતી. પરંતુ એ પ્રવૃત્તિમાં તેઓ નિષ્ફળ થયલા એ તેમનું દુર્ભાગ્ય હતું. એમનો ભાગ્યભાનુ મધ્ય વટાવીને અસ્તાચળ તરફ ધપી રહેલો હતો એટલે તેનો અવરોધ કોનાથી થાય ! એમનું રાજીનામું નામંજુર થયું એટલે તેમને નોકરીમાં ચાલુ રહેવું પડેલું. પરંતુ એ સાથે એમણે "એજંસી" તરફથી કરાયલ સૂચનાને અલ્પ પ્રમાણમાં સ્વીકારી લેવાને દરબારને સમજાવીને "એજંસી"ને તુષ્ટ કરવાનો પ્રયત્ન કરેલો અને તે પ્રયત્નને પરિણામે ઈ. સ. ૧૮૯૭ને અંતે તેમણે રાજ્યમાં આયવ્યયદર્શક "અંદાજ પત્રક" તૈયાર કરાવી પ્રકટ કરેલું અને તે પ્રમાણે પ્રતિવર્ષ કરવાની પધ્ધતિ રાજ્યમાં દાખલ કરી દીધેલી પણ હતી; અને વળી નવાબ સાહેબના ખાનગી ખર્ચ-દસ્ત ખર્ચ-નો આંકડો પણ નિશ્ચિત કરાવી લીધેલો હતો; અને એટલું થયું તેને પરિણામે "એજંસી" એ પોતાના તરફથી સૂચવાયલ શાસનકાર્યકર કાર્યભારીમંડળની વિધિપૂર્વક સ્થાપનાને લગતી વાત પડતી મૂકી દીધેલી હતી.

આમ "એજંસી"ની સૂચનાનો અંશતઃ સ્વીકાર કરાવીને પુરૂષોત્તમરાયજીએ એક મુશ્કેલી ટાળી તો દીધી. પરંતુ જેના ભાગ્યમાં હવે પછી ચિંતા અને કલેશ જ હોય તેને તે ભોગવવાં પડે જ એ નક્કી. નવાબ સાહેબ રસુલખાનજી જ્યારે કેવળ એક બાપાત જેવા બની રહી ફકીરી જીવન ગાળી રહેલા

હતા ત્યારે તેમને એક પુત્ર નામે શેરજમાખાનજી હતા. અને તેમના ઉપર તેમની પ્રીતિ નિરવધિ હતી, કારણ તે એકના એક જ પુત્ર હતા. રાજપુત્ર તરીકે રસુલખાનજીને જો કે રાજ્યાશ્રય મળતો હતો, તથાપિ તેમની સાધુવૃત્તિને લીધે તેમને નાણાંની તંગી હંમેશાં ભોગવવી પડતી હતી અને તે તંગી ટાળવાને માટે તેમને આયાસ પણ કરવો પડતો હતો. તેમના મોટાભાઇ નવાબ સાહેબ બહાદુરખાનજી, વઝીર બહાઉદ્દીનભાઈ તેમ જ કેટલાક નાગર ગૃહસ્થો તેમને અવારનવાર નાણાંની મદદ આપતા અને તે ઉપરાંત શહેરના વેપારીઓ પણ તેમને નાણાં ધીરતા હતા. જ્યાં સુધી આવા આ શાહજાદા રસુલખાનજીનો ભાગ્યોદય થયલો નહિ ત્યાં સુધી તેમણે, ઉપર પ્રમાણે પોતાનું ગાડું રડતું રાખેલું હતું અને એમ કરવામાં તેમને પોતાને તથા તેમનાં કુટુંબજનોને આર્થિક ભીડ તથા ભીંસને આધીન પણ થવું પડતું હતું. પરંતુ કાર્યભારી-મંડળની મદદથી જ્યારે તેઓ સોરઠની ગાદીએ આવી શકેલા ત્યારે તેમની ધર્મનિષ્ઠ સાધુતા અને ઉદારતામાં લેશ પણ ઘટાડો થવા પામેલો ન હતો. રસુલખાનજી નવાબ બન્યા એટલે સ્વાભાવિક રીતે શેરજમાખાનજીને પાટવીકુંવરનું પદ પ્રાપ્ત થયલું અને તેથી તેમને ભવિષ્યના રાજકર્તા ગણીને આવશ્યક કેળવણી અપાવવા માટે રાજકોટની "રાજકુમાર કૉલેજ" માં મૂકવામાં આવ્યા હતા, અને તેમના ઉપર દેખરેખ રાખવાને માટે રાજ્યે આવશ્યક વ્યવસ્થા પણ કરેલી હતી. એ શાહજાદા ભવિષ્યમાં એક નમૂનેદાર રાજકર્તા થઇ શકે તેટલા માટે એ વિદ્યાલયના મુખ્ય અધ્યાપક મિ. સી. ડબલ્યુ. વૉડિંગ્ટનના સાહચર્યનો લાભ શાહજાદાને સતત મળે એવી ગોઠવણ પણ રખાયલી હતી. ઈ. સ. ૧૯૯૯ માં આ શાહજાદા સાહેબે પાઠશાળા છોડી તે પછી થોડા વખત સુધી લેફ્ટેનંટ (કર્નલ) ડબલ્યુ. એમ. પી. વુડ જેવા અંગ્રેજ ગૃહસ્થને તેમના સહચર બનાવેલા અને તે પછી રાજ્યના "એલિયેનેશનસેટલમેંટ" ખાતાના અધિકારી કર્નલ સી. ડબલ્યુ. એચ. સીલીની દેખરેખ નીચે તેમને રાજ્યના કાયદાકાનૂન તથા રાજ્યકાર્યોની માહિતી પણ અપાવાયલી હતી. કર્નલ સીલી ગયા પછી "બહાઉદ્દીન કૉલેજ" ના મુખ્ય અધ્યાપક મિ. હેસ્કેથ નામના અંગ્રેજ ગૃહસ્થને એ શાહજાદાના સંગી બનાવેલા, અને તે પછી મેજર એચ. જી. કાર્નેગી સાહેબની નોકરી બ્રિટિશ સરકારમાંથી ઉછીની માગીને તેમને આ યુવરાજના સહચરનું પદ આપવામાં આવેલું હતું. આ કથાનાયકે પોતે પણ આ શાહજાદાને રાજ્યકાર્યોથી પરિચિત કરવા સારૂં પોતાની કચેરીમાં યોગ્ય ગોઠવણ કરી આપેલી પણ ખરી. વળી એ શાહજાદાને પ્રવાસજનિત જ્ઞાનાનુભવ લેવડાવવા

માટે રાજ્યમાં-તેમજ આખાંય હિંદુસ્તાનમાં મોટે ખર્ચે મુસાફરીઓ પણ કરાવેલી હતી. તથાપિ ઘણીય બાબતો એવી રીત છે કે, તેમની અને તેમના પરિણામોની વચ્ચે “પાનું” આવ્યાં વિના રહેતું નથી. આ ન્યાયે, શાહજાદા સાહેબના હિત ખાતર કાર્યભારીમંડળ જે બધા પ્રબંધ કરતું રહેતું તે પ્રબંધનો હેતુ બર આવી શક્યો નહિ, અને હજૂરીઆઓ, પાસવાનો વગેરેના સંગદોષથી તેમની રહેણીકરણી મુક્ત રહી શકેલી પણ નહિ. ઇ. સ. ૧૮૯૯ માં આ શાહજાદાનું વિદ્યાર્થીજીવન સમાપ્ત થતાં તેમની તેજ વર્ષે શાદી કરવામાં આવેલ એટલે વળી ગૃહસ્થજીવનમાં તેમનો પ્રવેશ થતાં તેમનું જીવન અધિકાધિક પ્રમાણમાં વિલાસી બનતું ગયતું અને સંયમને ઠેકાણે સ્વૈરાચારે-અસંયમી મનોદશાએ-તેમના જીવનને ઘેરવા માંડેલું પણ હતું. અંગ્રેજ સહચરો પણ તેમને અંકુશમાં રાખી શકેલા નહિ. રાવજી સાહેબ આ બધા અનિષ્ટ સંયોગો જોઇ શકેલા અને તેનાં માઠાં પરિણામ ન આવે તેટલા માટે તેમને સલાહ આપતા રહેલા હતા; એટલું જ નહિ, પરંતુ એ ભવિષ્યના ગાદીકર્તાને દૂષિત કરનાર તથા હાનિકર વાતાવરણમાંથી મુક્ત કરવાના પ્રયાસો પણ તેઓ કરતા રહેલા હતા. આ તેમના પ્રયાસોથી જેમના સ્વાર્થને ધક્કો પહોંચતો હતો તેઓ બધા પુરુષોત્તમરાયજીને પોતાના દુશ્મન સમજે અને તેથી તેઓ શાહજાદા-સાહેબના કાન ભભેરે એ વાત કેવળ સ્વાભાવિક હતી. બીજી તરફ શાહજાદાનું જીવન અધિકાધિક વિલાસી અને અસંયમી બનતું જતું હતું એટલે તે વધારે વધારે ખર્ચાળ બનતું જતું હતું અને તેમને બાંધી અપાયલ વાર્ષિક હસ્તખર્ચની રકમ ઓછી પડવા લાગેલી એટલે તેઓ વધારે નાણાંની માગણી કરવા માંડેલા હતા, અને તે માગણી પ્રમાણે કાર્યભારીમંડળ તેમને નાણાં ન આપતું તેથી તેમને તેના ઉપર રોષ ચઢતો રહેલો હતો. આ રોષનો લાભ તેમની આસપાસના માણસો તેમજ કાર્યભારીઓના વિદ્વેષીઓ લેવા લાગેલા, અને રા. છગનલાલ પંડ્યા તા. ૬-૩-૩૨ ના “ગુજરાતી” પત્રમાં લખી ગયા છે તે પ્રમાણે, “મ. વલીઅહદ શેરજમાખાનજી પુખ્ત ઉમરના થયા ત્યારે તેઓ પોતાને હાથખર્ચ માટે જોઇતી રકમની માગણી કરવા લાગ્યા અને બજેટમાં મંજુર થયા ઉપરાંત ન મળે એવું એમને કહેવામાં આવતું ત્યારે પાસવાનો એમને ઉશ્કેરીને એવું ભરાવતા કે-“જુવો રાજ્ય તે આપનું ને આપના બાપનું કે આ બજેટ ઘડનારાઓનું? એમને ખર્ચ કરવો હોય તો આપને પૂછયા વિના સુખેથી કરે અને લાખો રૂપૈયા ઉડાવે તેનું કોઇ પૂછનાર છે? પણ આપ માગો ત્યારે આડો હાથ દે!”-આવું આવું બોલીને એ રાજકુમારને ઘેરી રહેલ સ્વાર્થસાધકોનું

મંડળ તેમને કાર્યભારીમંડળ વિરુદ્ધ ઉશ્કેરવાનું કામ કરી રહેલું પણ હતું. વળી આ પાટવીકુંવર વિદ્યાર્થી-અવસ્થામાં હતા ત્યારથીજ તેમના કેટલાક અનિષ્ટ વર્તન પરત્વે "પોલિટિકલ એજંટ" વારંવાર રાજ્યના કાર્યભારીમંડળનું તેમજ નવાબ સાહેબ ખુદનું તે તરફ ધ્યાન ખેંચ્યા કરતા હતા, એટલે પણ રાયજી સાહેબે રાજ્યકલ્યાણાર્થે એ શાહજાદા સાહેબને ઉધારી લેવા માટે અનેક માર્ગે પ્રયાસ કરેલા હતા અને તે પ્રયાસો એ શાહજાદાને પોતાની ઉપર મૂકાતા સ્વતંત્રતાહારક અંકુશ જેવા લાગી રહેલા હતા. આવા વિપરિત સંયોગમાં આપણા આ કથાવીરને માટે એકજ માર્ગ ખુલ્લો હતો, અને તે એ કે, રાજ્યસેવામાંથી ખસી નીસરવું. પરંતુ વઝીર બહાઉદ્દીનભાઈ છોડે નહિ ત્યાં સુધી તેમનાથી કૃતઘ્ન થવાય તેમ ન હતું, અને વળી નવાબ સાહેબ ખુદ પણ તેમને મુક્ત કરે તેમ ન હતા. એટલામાં બળતામાં ઘી હોમાતાં વાર ન લાગી. ઇ. સ. ૧૯૦૨ માં શાહજાદા સાહેબના અંગ્રેજ સહચર અને શિક્ષક મિ. હેસ્કેથે રાજકોટ જઇને શાહજાદા સાહેબની કેટલીક અનિચ્છનીય રહેણીકરણી સંબંધે કાંઇક વાતો કરી દીધેલી, એટલે એ "પોલિટિકલ એજંટ" સાહેબે પોતાના તાબાના "આસિસ્ટંટ પો. એજંટ"ને જૂનાગઢ મોકલીને આવશ્યક તપાસ કરી લીધેલી, અને તે પછી તેઓ પોતે પણ આવીને ચોકસી કરી ગયલા હતા. આ બનાવને પરિણામે શાહજાદાના હજુરીઆઓ પૈકી ચાર જણને રાજ્યની હદ છોડાવી દેવી પડેલી અને બીજા ત્રણને દરબારમાં જવાની મનાઇ કરવામાં આવી હતી. આમ થયું એટલે રાજકુટુંબના રોષનો પારો ચઢી જવા પામતાં રાયજી સાહેબના દુઃખમાં વૃદ્ધિ થઇ આવેલી અને તેમને ભવિષ્યમાં રાજ્ય ઉપર આવી પડનાર વિપત્તિના ખ્યાલે તેમના ચિત્તને એટલું તો ઘેરી લીધેલું કે, તેમણે કોઇપણ પ્રકારે બને તેટલી ઉતાવળથી રાજ્યમાંથી ખસી નીસરવાનો સંકલ્પ કરી લીધેલો હતો. દરબાર એટલે કે રાજકુટુંબ અને વઝીર સાહેબ એ ઉભય જે પ્રકારે પોતાનાં આંતર જીવન ગાળતા હતા અને ગાળવા ઇચ્છતા હતા તે પ્રકારનું જીવન તેમનાથી ગાળી ન શકાય એવી સ્થિતિ કાઠિયાવાડ એજંસી ઊભી કરતી જતી હતી અને પુરુષોત્તમરાયજી એ બાબતમાં કોઈ માર્ગ કાઢી શકે તેમ ન હતા. નવાબ સાહેબે શાહજાદા શેરજમાખાનજીને એટલા તો લાડકા કરી મૂકેલા કે તેમનાથી એ કુંવરને અંકુશ તળે લાવી શકાય તેમ ન હતું એટલુંજ નહિ પરંતુ એ કુંવર જે કંઇ કહે તે સાંભળવા તથા તે પ્રમાણે કરી આપવા માટે તેઓ તૈયાર પણ રહેતા હતા. વઝીર સાહેબ પોતાનો રાહ છોડે તેમ ન હતા. નવાબ સાહેબનાં બીજી રાણી

આ બહેચરદાસજીને ગણી લેવાનું રાજ્યે ઠરાવેલું હતું. 'કાઠિયાવાડ પોલિટિકલ એજન્ટ" મિ. કિવન પણ આ પ્રસંગે દિલ્હીમાં નવાબ સાહેબની છાવણીમાં હાજર હતા, એટલે તેઓ રાજકુળના સંપર્કમાં રહી શકેલા હતા. કહેવાય છે તે પ્રમાણે મેજર કાર્નેગી, મિ. કિવન અને સરદાર રાવબહાદુર બહેચરદાસ: એ ત્રણે મળીને દિલ્હીમાં શાહજાદા સાહેબને પક્ષે રહીને ખટપટ રચેલી હતી અને તેને પરીણામે વઝીર બહાઉદ્દીનભાઇને સોસવાનો વારો તરતમાંજ આવે એવી સ્થિતિનો ઉદ્‌ભવ થઈ ગયલો હતો. આ બધી ખટપટનો ગંધ ચતુર કાર્યબારી મંડળને મળી ગયલો એટલે તેણે જુનાગઢ પહોંચ્યા બાદ શકય પ્રયાસ કરીને ચટેલ વાદળ વીખેરી નાખવાનું ધારી લીધેલું હતું. નવાબ સાહેબની સ્વારી દિલ્હીથી પાછી જુનાગઢ પહોંચી તે પછી પુરૂષોત્તમરાયજીએ તથા દીવાન ચુનીલાલભાઇએ ભેળા મળીને વઝીર સાહેબને નવાબ સાહેબ સભ્યતા ખાતર ના પાડે તોપણ રાજ્યસેવામાંથી નિવૃત થઇ જવા માટે સલાહ આપી દીધેલી અને એ સલાહ આપતી વેળા વઝીર સાહેબના બે વિશ્વાસપાત્ર તેમજ સ્નેહસંબંધ ગૃહસ્થોએ ટેકો પણ આપેલો હતો; પરંતુ એ સલાહ એ વઝીરને ગળે ઊતરેલી નહિ એટલુંજ નહિ પરંતુ ઉપડેલી ખટપટના ભોગ થવાનો વારો જો કોઇને આવશે તો પુરૂષોત્તમરાયજી તથા દીવાનજીને આવશે એમ પણ તેમને પોતાની હીકમતને બળે ભ્રમણા થઇ આવેલી હતી. આવી ભ્રમણા થવાનું મુખ્ય કારણ એ હતું કે નવાબ સાહેબ રસુલખાનજી પાક મુસલમાન હોવાથી તેઓ વચનભંગ કરીને પોતાના ઉપર હાથ નહિ નાખે એવી દૃઢ શ્રદ્ધા વઝીર સાહેબ ધરાવી રહેલા હતા અને એવી એમની શ્રદ્ધાને આધાર ન હતો એમ પણ નહિ; પરંતુ વઝીર સાહેબે જે બધી કલ્પના કરેલી તે ખોટી હતી. પુરૂષોત્તમરાયજી પોતાના હાથપગ છે અને તેમને અભાવે પોતે કાંઇપણ કરી શકે તેમ નથી એ વાતનું ભાન તેમને ન રહેલું અને તેઓ પોતે પોતાની જૂની સ્થિતિને બળે પોતાને સમર્થ માની બેઠેલા હતા પરંતુ જે બધા ખટપટ રચી રહેલા હતા તે બધા બરાબર સમજતા હતા કે રાયજી સાહેબ ન હોય તો વઝીર સાહેબથી કશું બની શકે તેમ નથી અને તેથી જો પહેલો પ્રહાર કોઈ ઉપર થવો જોઇએ તો તે રાયજી ઉપરજ થાય એ સર્વાર્થસાધક થઇ પડે તેમ છે. પુરૂષોત્તમરાયજી શાંત ચિત્તે વિકાસ પામતી જતી બધી બાજીની નિરીક્ષા કરી રહેલા હતા પરંતુ તેમનાથી કોઇપણ ઉતાવળું પગલું ભરી શકાય તેવા સંયોગ ન હતા એટલે તેમણે પોતાની હમેશની ટેવ મુજબ જોને જે સલાહ આપવાની હતી તે આપીને વિવિક્તતા–અલગપણાનું શરણુ ગોતી લીધેલું હતું. એક તરફ રાજકુટુંબ બીજી તરફ વઝીર

બહાઉદ્દીનભાઇ ત્રીજી તરફ કાઠીયાવાડ એજન્સીનો ડોળો અને ચોથી તરફ બને તેટલું રાજ્યકલ્યાણ કરવાની પોતાની ધગશ આ ચતુર્વિધ અગ્નિ વચ્ચે પુરૂષોત્તમરાયજીને ભાગે તો સંતાપજ ભોગવવાનું નિર્માણ થયલું હતું. મનઃસુખરામજી નવાબ સાહેબની સ્વારી સાથે દિલ્હી ગયલા હતા એટલે તેઓ તો બધી પરિસ્થિતિથી વાકેફજ હતા અને તેમાં જ્યારે વઝીર બહાઉદ્દીનભાઇએ રાજ્યસેવામાંથી નિવૃત્ત થવાની વાત પરત્વે પુરૂષોત્તમરાયજી તરફથી અપાયલ સલાહ સ્વીકારેલી નહિ ત્યારે મનઃસુખરામજીએ તો રાજ્ય સેવામાંથી નિવૃત્ત થઈ જવાનો નિર્ણય કરી દઇને નવાબ સાહેબને તે બાબત અર્જ કરી દીધેલી પણ ખરી. આ તેમની અર્જ નવાબ સાહેબે સ્વીકારીને તેમને નિવૃત્તિવેતન બાંધી આપવા ફરમાન પણ કરેલું હતું આ ફરમાનના ખબર પુરૂષોત્તમરાયજીએ મનઃસુખરામજીને આપવાને નિમિત્ત તા. ૩૦-૩-૦૩ ને રોજ એક પત્ર તેમના ઉપર લખેલું છે તે આ સમયે પ્રવર્તતા સૂક્ષ્મ સંયોગ ઉપર પ્રકાશ નાખનારૂં હોઇ તેનો કેટલોક ભાગ અમે આ નીચે આપીએ છીએઃ—

× × × ×

આપના પેનશન સંબંધમાં શ્રી હજુર ફરમાન થયું તેની ખરી નકલ આ સાથે મોકલું છઉં અને તે માટે અંતઃકરણથી મુબારકબાદી આપું છઉં, કેમકે દેશી રાજ્યની નોકરીનો છેડો આવી સંતોષકારક રીતે આવે એ નસીબદારીજ કહેવાય અને એવા દાખલા ઘણાજ થોડા મળી શકશે. ઇશ્વરકૃપાથી અને અનુકુળ સમય વગર જેમ સારી નોકરીનો અને સારા કાર્ય કરવાનો યોગ થતો નથી તેમાં ફતેહ મળતી નથી તથા તેનાં ફળ ભોગવી શકાતાં નથી તેમ તેવાજ સંયોગ હોય છે ત્યારેજ આવી ખુસી ભરેલી રીતે અને **ખરે સમયે** નોકરીમાંથી છૂટા થવાનું બની શકે છે.

× × × ×

મારા અનુભવ ઉપરથી હું એવા નીશ્ચય ઉપર આવ્યો છઉં કે **જ્યાં અજ્ઞાનતા અને અશક્તીનું પરીબળ હોય ત્યાં દ્રવ્ય અને સત્તાનો ગમે તેટલો લાભ મળે તોપણ તે લાભ સારા સમજુ અને શકિતવાળા માણસને અનિચ્છીતજ છે.** તેમજ તેવા સંબંધની

આ બહેચરદાસજીને ગણી લેવાનું રાજ્યે ઠરાવેલું હતું. 'કાઠિયાવાડ પોલિટિકલ એજન્ટ" મિ. કિવન પણ આ પ્રસંગે દિલ્હીમાં નવાબ સાહેબની છાવણીમાં હાજર હતા, એટલે તેઓ રાજકુળના સંપર્કમાં રહી શકેલા હતા. કહેવાય છે તે પ્રમાણે મેજર કાર્નેગી, મિ. કિવન અને સરદાર રાવબહાદુર બહેચરદાસ: એ ત્રણે મળીને દિલ્હીમાં શાહજાદા સાહેબને પક્ષે રહીને ખટપટ રચેલી હતી અને તેને પરીણામે વઝીર બહાઉદ્દીનભાઇને સોસવાનો વારો તરતમાંજ આવે એવી સ્થિતિનો ઉદ્‌ભવ થઈ ગયલો હતો. આ બધી ખટપટનો ગંધ ચતુર કાર્યભારી મંડળને મળી ગયલો એટલે તેણે જુનાગઢ પહોંચ્યા બાદ શકય પ્રયાસ કરીને ચડેલ વાદળ વીખેરી નાખવાનું ધારી લીધેલું હતું. નવાબ સાહેબની સ્વારી દિલ્હીથી પાછી જુનાગઢ પહોંચી તે પછી પુરૂષોત્તમરાયજીએ તથા દીવાન ચુનીલાલભાઇએ ભેળા મળીને વઝીર સાહેબને નવાબ સાહેબ સભ્યતા ખાતર ના પાડે તોપણુ રાજ્યમેવામાંથી નિવૃત થઇ જવા માટે સલાહ આપી દીધેલી અને એ સલાહ આપતી વેળા વઝીર સાહેબના બે વિશ્વાસપાત્ર તેમજ સ્નેહસંબંધ ગૃહસ્થોએ ટેકો પણ આપેલો હતો; પરંતુ એ સલાહ એ વઝીરને ગળે ઊતરેલી નહિ એટલુંજ નહિ પરંતુ ઉપડેલી ખટપટના ભોગ થવાનો વારો જો કોઇને આવશે તો પુરૂષોત્તમરાયજી તથા દીવાનજીને આવશે એમ પણ તેમને પોતાની હીકમતને બળે ભ્રમણા થઇ આવેલી હતી. આવી ભ્રમણા થવાનું મુખ્ય કારણ એ હતું કે નવાબ સાહેબ રસુલખાનજી પાક મુસલમાન હોવાથી તેઓ વચનભંગ કરીને પોતાના ઉપર હાથ નહિ નાખે એવી દૃઢ શ્રદ્ધા વઝીર સાહેબ ધરાવી રહેલા હતા અને એવી એમની શ્રદ્ધાને આધાર ન હતો એમ પણ નહિ; પરંતુ વઝીર સાહેબે જે બધી કલ્પના કરેલી તે ખોટી હતી. પુરૂષોત્તમરાયજી પોતાના હાથપગ છે અને તેમને અભાવે પોતે કાંઈપણ કરી શકે તેમ નથી એ વાતનું ભાન તેમને ન રહેલું અને તેઓ પોતે પોતાની જૂની સ્થિતિને બળે પોતાને સમર્થ માની બેઠેલા હતા પરંતુ જે બધા ખટપટ રચી રહેલા હતા તે બધા બરાબર સમજતા હતા કે રાયજી સાહેબ ન હોય તો વઝીર સાહેબથી કશું બની શકે તેમ નથી અને તેથી જો પહેલો પ્રહાર કોઈ ઉપર થવો જોઇએ તો તે રાયજી ઉપરજ થાય એ સર્વાર્થસાધક થઇ પડે તેમ છે. પુરૂષોત્તમરાયજી શાંત ચિત્તે વિકાસ પામતી જતી બધી બાજુની નિરીક્ષા કરી રહેલા હતા પરંતુ તેમનાથી કોઇપણ ઉતાવળું પગલું ભરી શકાય તેવા સંયોગ ન હતા એટલે તેમણે પોતાની હમેશની ટેવ મુજબ જેને જે સલાહ આપવાની હતી તે આપીને વિવિક્તતા—અલગપણાનું શરણું ગોતી લીધેલું હતું. એક તરફ રાજકુટુંબ બીજી તરફ વઝીર

બહાઉદ્દીનભાઇ ત્રીજી તરફ કાઠીયાવાડ એજન્સીનો ડોળો અને ચોથી તરફ બને તેટલું રાજ્યકલ્યાણ કરવાની પોતાની ધગશ આ ચતુર્વિધ અગ્નિ વચ્ચે પુરુષોત્તમરાયજીને ભાગે તો સંતાપજ ભોગવવાનું નિર્માણ થયલું હતું. મનઃસુખરામજી નવાબ સાહેબની સ્વારી સાથે દિલ્હી ગયલા હતા એટલે તેઓ તો બધી પરિસ્થિતિથી વાકેફજ હતા અને તેમાં જ્યારે વઝીર બહાઉદ્દીનભાઇએ રાજ્યસેવામાંથી નિવૃત્ત થવાની વાત પરત્વે પુરુષોત્તમરાયજી તરફથી અપાયલ સલાહ સ્વીકારેલી નહિ ત્યારે મનઃસુખરામજીએ તો રાજ્ય સેવામાંથી નિવૃત્ત થઈ જવાનો નિર્ણય કરી દઇને નવાબ સાહેબને તે બાબત અર્જ કરી દીધેલી પણ ખરી. આ તેમની અર્જ નવાબ સાહેબે સ્વીકારીને તેમને નિવૃત્તિવેતન બાંધી આપવા ફરમાન પણ કરેલું હતું આ ફરમાનના ખબર પુરુષોત્તમરાયજીએ મનઃસુખરામજીને આપવાને નિમિત્ત તા. ૩૦-૩-૦૩ ને રોજ એક પત્ર તેમના ઉપર લખેલું છે તે આ સમયે પ્રવર્તતા સૂક્ષ્મ સંયોગ ઉપર પ્રકાશ નાખનારું હોઇ તેનો કેટલોક ભાગ અમે આ નીચે આપીએ છીએઃ—

× × × ×

આપના પેનશન સંબંધમાં શ્રી હજુર ફરમાન થયું તેની ખરી નકલ આ સાથે મોકલું છઉં અને તે માટે અંતઃકરણથી મુબારકબાદી આપું છઉં, કેમકે દેશી રાજ્યની નોકરીનો છેડો આવી સંતોષકારક રીતે આવે એ નસીબદારીજ કહેવાય અને એવા દાખલા ઘણાજ થોડા મળી શકશે. ઇશ્વરકૃપાથી અને અનુકુળ સમય વગર જેમ સારી નોકરીનો અને સારા કાર્ય કરવાનો યોગ થતો નથી તેમાં ફતેહ મલતી નથી તથા તેનાં ફળ ભોગવી શકાતાં નથી તેમ તેવાજ સંયોગ હોય છે ત્યારેજ આવી ખુસી ભરેલી રીતે અને ખરે સમયે નોકરીમાંથી છૂટા થવાનું બની શકે છે.

× × × ×

મારા અનુભવ ઉપરથી હું એવા નીશ્ચય ઉપર આવ્યો છઉં કે જ્યાં અજ્ઞાનતા અને અશક્તીનું પરીબળ હોય ત્યાં દ્રવ્ય અને સત્તાનો ગમે તેટલો લાભ મળે તોપણ તે લાભ સારા સમજુ અને શકિતવાળા માણસને અનિચ્છીતજ છે. તેમજ તેવા સંબંધની

નોકરી પુન પ્રમાણિકપણાથી પોતાના લાભ અને સુખનો ભોગ આપીને કરવામાં આવતી હોય એમ છતાં તે એમાંથી એકને હીતકારક થતી નથી એટલુંજ નહિ પણ કેટલીક વખતે કેટલાકોને તો બહુજ દુખદાયક અને નાશકારક થએલી છે એવા પણ દાખલા બનેલા આપણે જાણીએ છીએ, માટે મારી નાની વય તથા હાલની નોકરીનો સારો પગાર છતાં નોકરીમાંથી મુક્ત થવા આગ્રહી પ્રયત્ન કરૂં છઉં પણ તેમ હજી સુધી ફતેહમંદ થઇ શકતો નથી તે મારા કયા પાપનું ફળ હશે? ઇશ્વર જાણે. તેમની ઇચ્છા બળવાન છેઅ ને તે પ્રમાણેજ જે થવાનું હોય છે તે થાય છે તથા થશેજ એમ સમજી મનનું સમાધાન કરવામાં આવે છે; તોપણ ઉપર જણાવ્યા પ્રમાણેની સ્થિતી અને તેને લીધે ભોગવવો પડતો ગેર ઇન્સાફ મનને તથા શરીરને બહુજ લાગણી કરાવે છે તથા દુઃખ દે છે તેમાં સર્વશક્તિમાન ઇશ્વર પણ મને સહાય નહીજ કરે!

× × × ×

પૂરૂષોત્તમરાયજીનું આ પત્ર ખરેખર મનનીય છે. ગર્ભિત ભાષામાં એ પત્ર લખાયેલ છે છતાં જે કોઈ તે સમયની પરિસ્થિતિનો ખરો ખ્યાલ લઇ શકે તેને તે પુરતા પ્રમાણમાં દ્યોતક થાય તેવું છે. આ પત્ર ઉપરથી એવું પણ સમજાય છે કે વઝીર સાહેબ બહાઉદ્દીનભાઇએ રાજ્ય સેવામાંથી નિવૃત્ત થવાની ઇચ્છા દેખાડી નહિં ત્યારે જેમ મન સુખરામજી નિવૃત્ત થઇ ગયલા તેમ રાયજી સાહેબે પણ નિવૃત્ત થવાને માટે "આગ્રહી પ્રયત્ન" કરેલો હતો પરંતુ ગમે તો બહાઉદ્દીનભાઇએ અગર ગમે તો નવાબ સાહેબે પોતપોતાના સ્વાર્થની દૃષ્ટિએ એમના આગ્રહી પ્રયત્નને સફળ થવા દીધેલો નહિ. સમગ્ર વસ્તુસ્થિતિનો વિચાર કરતાં અમને એમ લાગે છે કે, જો વઝીર સાહેબ રાજીખુશીથી રાજ્યસેવામાંથી નિવૃત્ત થઈ ગયા હોત અને, હવે પછી અપાનાર પત્રમાંથી જણાશે તેમ બધો "ભાર" પુરૂષોત્તમરાયજીએ પોતાને માથે ઉપાડી લીધો હોત તો નવાબ સાહેબ તેમને હરગીજ રાજ્યસેવામાંથી મુક્ત કરત નહિ તેમ પાછળથી થતી રહેલ ખટપટને લીધે એમને જે સહન કરવું પડેલ છે તે સહેવાનો વારો પણ તેમને આવત નહિ. નવાબ સાહેબ ઉપર શેરજમાખાનજી દબાણ કરી રહેલા હતા એ વાત નિઃશંક છે, તથાપિ દિલ્હીથી આવ્યા પછી મહિનાઓ વીતી જતા હતા છતાં નવાબ સાહેબ એકદમ કોઇ પણ પગલું ભરતા ન હતા એ હકીકત તેમની રાજ્યદૃષ્ટિએ

હિતાહિત વિચારનારી પ્રકૃતિની પ્રતીતિ કરાવનારી ગણાશે. વઝીર બહાઉદ્દીનભાઇની પ્રકૃતિસિદ્ધ દ્દઢતાથી તેઓ કંટાળેલા હતા; તથાપિ ,તેમને તેઓ સીધેસીધો જાકારો દે એવું તેમનું મનોબળ ન હતું, તેમ પુરૂષોત્તમરાયજીની રાજકલ્યાણ-સાધક નોકરી તથા શકિતનું, સ્વ. છગનલાલ પંડ્યા સ્વાનુભવથી લખી ગયા છે તેમ, એ નવાબ સાહેબને સંપુર્ણ ભાન પણ હતું એટલે એમને છોડી દેવા એ વાત પણ તેમને ગળે ઉતરતી ન હતી. પરંતુ વઝીર બહાઉદ્દીનભાઈ સાથે પુરૂષોત્તમરાયજી એટલા તો સંબંદ્ધ થયલા હતા કે, વઝીર સાહેબ જ્યાં સુધી આપખુશીથી રાજ્યસેવામાંથી ખરી ન જાય અગર નવાબ સાહેબ જોર કરીને તેમને ખસેડી નાંખે નહિ ત્યાં સુધી પુરૂષોત્તમરાયજી વઝીર સાહેબને છોડી શકે તેમ ન હતા. મતલબ કે બધીય બાજુએ ખેંચતાણ વધી ગયલી હતી અને તેને પરિણામે આપણા આ કથા નાયકની સ્થિતિ તેમને પોતાને અકલ્પનીય સંતાપ આપનારી થઇ પડી હતી આમ હોઇ પુર્વનિર્દિષ્ટ પત્ર લખ્યા પછી તરતજ બીજું એક પત્ર તા–૩૧–૩–૦૩ને રોજ પોતાના વિશ્રામસ્થાન રૂપ મનઃસુખરામભાઇ ઉપર તેમણે લખી નાંખેલું હતું આ પત્ર પણ આપણા આ ચરિતનિરૂપના માનસનું ચિત્ર આપનાર હોઇ અમે તેમાંના કેટલાક ફકરા આ નીચે આપીએ છીએઃ–

× × × ×

"આપણાં દેશીય રાજ્યની હાલની સ્થિતિ જોતાં રાજભકતોને ખેદ થાય એમ છે કે જ્યાં રાજા સારા છે ત્યાં તેઓ પાસે તેઓને લાયક કારભારી ઓ દીઠામાં આવતા નથી. જ્યા કારભારીઓ કંઇક સારા હોય છે ત્યાં રાજા સાહેબો યથેચ્છ નથી હોતાં એમ કજોડાં દીઠામાં આવે છે તેથી દેશીય રાજ્યોનો ભાગ્યોદય ઇચ્છનારને મનમાં ખેદ રહે એ સ્વાભાવિક છે.

× × × **આપે જુનાગઢ રાજ્યનો ભાર મારે માથે લેવા વિષે લખ્યું એ એક દ્દષ્ટિએ મધ્યમાર્ગ કહાડવા જેવું છે ખરૂં.** હું જુનાગઢનો રહેવાસી. મારા કુટુંબમાંથી મારા પુર્વજો પુર્વે જુનાગઢ રાજ્યના દીવાનોની માનભરેલ અહોદા ભોગવી રાજસેવા કરી માન મેળવી ગયલા છે. આ પ્રાતમાંનો જુનાગઢના દીવાનનો અહોદો સર્વોપરી ગણાય ઇત્યાદી ઘણાં કારણો લલચાવે એવા છતાં અને વગર માગે ધણી પોતાની

ખુશીથી માન આપવાની ભલામણ કરે, તેમાં વળી પોલિટિકલ એજંટની પૂરી અનુમતિ કે જે પ્રમાણે બીજી વખત ત્રીજા વર્ષ ઉપર પણ થયું હતું તેમ જ્યાં એક ખરા રાજ્યભક્તે રૂપે આપણે પ્રથમ રાજ્યનોજ લાભ જોવો અને તે સારૂ જે સ્વાર્થનું બલિદાન અપાય તે આપવું એ આપણો રાજભક્તોનો ધર્મ છે ઇત્યાદિ કારણથી એ પુરા માન ભરેલા અને લાભ વાળા ઓહોદો લેવાની આભાર પૂર્વક ના કહેવાનો નિર્ણય તે બંન્ને સમયે કરેલો, અને રાજા પ્રધાન અને પ્રજા એઓના મધ્યસ્થ રહી સર્વનું સમાધાન તથા એકરાગ રાખવાનું બહુજ કઠીન દુઃખદાયક અને ધક્કા સહન કરવાનું કામ જે કેવળ રાજભકિતથી જ માથે રાખેલું–અને બફર Buffer વચલા માણસની પેઠે મધ્યે ધક્કા સહન કરી કેવળ રાજ્યનું શી રીતે સારૂં થાય એજ દ્રષ્ટિ રાખવા આપણે નિર્ણય કર્યો છે તેમાં છે તેવીતે તેવી સ્થિતિમાં ફેરફાર કરી શકાય એમ હજી નથી એમ આપને પણ લાગશે.

× × × એટલે હવે એકજ માર્ગ છે અને તે આપ જાણો છો તેમ મારે માથે ભાર લેવાનો છે તે સારૂ આપણે વિચાર કરી રાજ્યને લાભકારક એક ગોઠવણ કરવી ધારી હતી, પણ તે હજી સફળ થઈ નથી અને હજી કયારે થશે તે જણાતું નથી; કારણ તે વાત પરસ્વાધીન છે તોપણ આપ આગ્રહપુર્વક લખો છો તેથી તે સારૂં ફરી પ્રયત્ન કરવા દરબારમાં અરજ કરવા ધારી છે × × × એટલે હવે યોગ્ય સમય જોઇ વાત કરીશ અને ફરી પ્રયત્નમાં તેઓની થોડી પણ વૃતિ હશે તો પછી પાકો વિચાર કરવા આપને શ્રમ આપવો પડશે; પણ પ્રયત્ન ફતેહમંદ થવાની બહુ આશા નથી પછી ઇશ્વર ઇચ્છા તો બળવાન છે "

× × × ×

આ પત્ર રહસ્યપૂર્ણ છે તથાપિ તેનું તાત્પર્ય ન સમજાય તેટલું ગુઢ તો નથીજ. આ પત્રમાં કહેવાયું છે તેમ પુરૂષોત્તમરાયજીએ પોતાને માથે ભાર લેવો એ વાતનો અર્થ એટલોજ કે જે બધી જવાબદારીથી વઝીર બહાઉદ્દીનભાઇ રાજ્યકાર્યો કરી કરાવી રહેલા હતા તે બધી જવાબદારી તેમને માથેથી ઉતારી ને પુરૂષોત્તમરાયજીએ પોતાને માથે લેવી અને નવાબ સાહેબને સીધા જવાબદાર પણ તેમણે ખુદે રહેવું. નવાબ સાહેબની ઇચ્છા પણ આવીજ કાંઇક હતી

એમ અનુમાની શકાય છે, કારણ કે વઝીર બહાઉદ્દીનભાઇને જે બધા અધિકારો આપવામાં આવેલા તે બધા પાછા ખેંચી લેવાને નવાબ સાહેબ શાહજાદાના દબાણથી ઇચ્છી રહેલા હતા ખરા, તોપણ તેઓ પોતે રાજ્યકાર્યનો બધો ભાર પોતાને માથે રાખી લેવાને તૈયાર ન હતા, તેમ શાહજાદા સાહેબને અધિકારો સોંપી દેવાની ઈચ્છા પણ તેમને ન હતી અને તેથીજ તેમણે રાયજી સાહેબને માથે બધી જવાબ-દારી લાદવાનો ઇરાદો રાખેલ હતો. પરંતુ વઝીર સાહેબ કનેથી બધા અધિકારો ખુંચવાઇ જઇને તે પરત્વે બધી જવાબદારી સીધેસીધી પોતાને માથે લેવી એ બાબત એવી હતી કે, એઓ પોતાના 'વડીલ જેવા વઝીર સાહેબને કૃતઘ્ન થયા વિના કબુલ રાખી શકે નહિ. આમ હોઇને જ એમણે તથા મનઃસુખરામભાઈ વગેરેએ વિચાર કરીને વઝીર સાહેબને નિવૃત્ત થવાને સલાહ આપેલી અને તેમને કોઇના પરત્વે ખોટું લગાડવાનું કારણ ન મળે એટલા સારું "રાજ્યને લાભકારક એક ગોઠવણ" એટલે કે વિધિપૂરઃસર સ્થાયલ કાર્યભારીમંડળ કે મંત્રિમંડળ જેવી કોઇ એક નવી સંસ્થાને શાસનતંત્રમાં સ્થાન આપવાનો વિચાર કરેલો હતો. પરંતુ એ વિચાર પણ વઝીર સાહેબને રૂચતો ન હતો; કારણ કે એવા મંડળની સ્થાપના થાય તેને પરિણામે એમની પોતાની સર્વાધિ-કાર સંપન્નતાને ખંડિત થવાનો વારો આવતો હતો. મતલબ કે, એવી સ્થિતિનો ઉદ્ભવ થઇ આવેલો કે, ન તો નવાબ સાહેબ આગળ ડગલું ભરે અને ન તો વઝીર સાહેબ પોતાથી એક પણ પાછું પગલું ભરે. આ સ્થિતિ શાહજાદા શેરજમાખાનજી તથા તેમના મળતીઆઓને ઘણી જ અકળાવનારી થઈ પડી હતી, અને પુરૂષોત્તમરાયજીને આવી પડેલ ધર્મસંકટ મુંઝવી રહેલું હતું. દરમ્યાન મેજર કાર્નેગી મારફત શાહજાદાએ "એજંસી"ની મદદ માગી લીધેલી અને એ મદદ મળે તેવી વ્યવસ્થા કરાઇ ગયલી, અને તેમ થઇ ગયલું એટલે શાહજાદાએ નવાબ સાહેબ ઉપર વધારે અને વધારે પ્રમાણમાં દબાણ કરવા માડેલું હતું. રાયજી સાહેબ પવનની દિશા જોઇ શકેલા અને તેથી તેમણે પોતાની ઉપર આવી પડેલ ધર્મસંકટમાંથી છૂટવાને તારીખ પહેલી ઓગસ્ટ. ઇ. સ. ૧૯૦૩ને રોજ પોતાની નોકરીનું રાજીનામું નવાબ સાહેબ કને પેશ કરી દીધેલું અને તે મંજૂર થઇ આવવાની રાહ જોતા તેઓ પોતાને કરવ.નાં રાજ્યકાર્યોમાં મશગુલ બની ગયલા પણ હતા.

આ પ્રમાણે પુરૂષોત્તમરાયજીએ રાજીનામુ આપ્યું અને છેવટનો ધક્કો પણ ખાધો. એમના વિરોધીઓને એટલું જ જોઇતું હતું. 'કાઠિયાવાડ એજંસી'

ને પણ એટલુંજ જોઈતું હતું. વઝીર બહાઉદ્દીનભાઈને તોડી પાડવા અને જૂનાગઢમાંથી નાગરોનું બળ નષ્ટ કરી નાંખવું: 'એક બે પક્ષીઓ એક કાંકરે મરે' એવો યોગ બ્રિટિશ રાજદ્વારીય ખાતાને પ્રાપ્ત થઇ ગયો! પરંતુ નવાબ સાહેબ રસુલખાનજી જ્યાં સુધી એ રાજીનામું મંજુર ન કરે ત્યાં સુધી ઈષ્ટસિદ્ધિ કરી લેવાનો માર્ગ "એજન્સી"ને ખુલ્લો થઈ જતો ન હતો. નવાબ સાહેબે પણ એ રાજીનામું વિના ઢીલે મંજુર કરી દીધું નહિ; અને તે તેમ કરે પણ શા માટે? રાયજી સાહેબને રાજ્યસેવામાંથી ખસવા દેવાની ઇચ્છા તેમને ખુદને હતીજ નહિ. એમને મન તો વઝીર સાહેબ પોતાથી ખસી જાય એટલે બસ એમ હતું. પરંતુ એજન્સી" તો વઝીરને તેમજ નાગર બળના પ્રતીક જેવા પુરૂષોત્તમરાયજી: એ ઉભયને તોડી પાડવાને પગભર થઇ રહેલ, એટલે પુરૂષોત્તમરાયજીએ જેવું રાજીનામું આપ્યું કે તરતજ તે સર્વોપરિ સરકારનાં રાજદ્વારીય યંત્રનાં ચક્રો ગતિમાં મૂકાઇ ગયલાં, અને મેજર કાર્નેગી મારફત શાહજાદા શેરજમાખાનજીને આગળ કરીને ગમે તે ઉપાયે રાયજી સાહેબનું રાજીનામું મંજુર રખાવવા માટે તજવીજ થવા માંડેલી અને વઝીર બહાઉદ્દીનભાઇને લગતી વાતને ગૌણ બનાવી દઇને ખધોપ હલ્લો પુરૂષોત્તમરાયજી ઉપરજ શરૂ કરી દેવાયલો હતો; કારણ કે વઝીર બહાઉદ્દીનભાઇ અત્યાર સુધી નાગર મુત્સદ્દીઓને બળેજ ટકી રહેલા હતા એટલે પાયો ખસતાં તે ઉપરની ઇમારત જેમ ધસી પડે તેમ પુરૂષોત્તમરાયજી ખસતાં વઝીર સાહેબ તો આપોઆપ ઢળી પડવાના એમ બ્રિટિશ અમલદારો ચોકસપણે માની રહેલા હતા. આમ પુરૂષોત્તમરાયજીનેજ પ્રથમ રાજ્યમાંથી ખસવવાની વાતને પ્રાધાન્ય અપાયું તો ખરૂં; પરંતુ નવાબ સાહેબનું મન એ પોતાના રાજ્યભક્ત નોકરના રાજીનામાને મંજુર કરવાની બાબતમાં એટલું બધું ઢચુપચુ બની ગયલું કે એ રાજીનામું અપાયા પછી એક માસ વીતી ગયલો છતાં તે મંજુર થયલું નહિ. આમ થયું એટલે નવાબ સાહેબ ઉપર અધિક દબાણ કરવાને માટે શાહજાદાએ મેજર કાર્નેગીને તા. ૧-૯-૦૩ ને રોજ રાજમહાલયે મોકલી આપેલા હતા, અને કોઇને આ વાતની ખબર તરત પડી ન જાય તેટલા માટે રાજમહાલયે જવાનો રાજમાર્ગ છોડીને એ મેજર સાહેબ રાજમહાલયને પાછલે રસ્તેથી ગાડી હંકાવી એ મહાલયને પાછલે બારણેથી નવાબ સાહેબ પાસે પહોંચી ગયલા પણ હતા. આ એમની મુલાકાત સાવ ખાનગી હતી એટલે એ મુલાકાતમાં સાચી વાતચીત શી થયલી તે તો પ્રભુજ જાણે; એ છતાં એ ગુપ્ત મુલાકાતમાં થયલ ગણાવાતી વાતચીતની નોંધ મેજર કાર્નેગીએ પાછળથી કરેલી છે તે આ વિષય પરત્વે ઉપકારક છે. પરંતુ

એ સંબંધમાં અમે હવે પછીના કથાભાગમાં ચર્ચા કરવાના છીએ એટલે અમે અત્ર વધારે લખવાનું એ પરત્વે ઇચ્છતા નથી. એ છતાં અમે એટલું તો આ સ્થળે કહીશું જ. કે મેજર કાર્નેગી શાહજાદાના સહચર હતા એ વાત સાચી તોપણ તેથી કરીને એમને રાજ્યના આતર વહીવટની લગતી બાબતમાં વચ્ચે પડવાનો બીલકુલ અધિકાર ન હતો એટલું જ નહિ પરંતુ એક જવાબદાર નોકર તરીકે તેની પ્રથમ ફરજ રાજ્યના કાર્યભારી મંડળ સમક્ષ શાહજાદાના અસંતોષનાં કારણો રજુ કરી તે પરત્વે નિર્ણય કરાવી લેવાની હતી અને કોઇપણ હિસાબે તેમને બારોબાર "એજંસી સાથે વાતચીતમાં ઉતરવાનો અધિકાર ન જ હતો. શાહજાદાને રાજી રાખવા માટે કદાચિત નવાબ સાહેબે મેજર કાર્નેગીને ખાનગી મુલાકાત આપેલી પણ હોય એમ સમજાય છે, કારણ કે એ મુલાકાત થઈ ગયા પછી પણ તરતમાં જ પુરૂષોત્તમરાયજીનું રાજીનામું નવાબ સાહેબે મંજૂર કરેલું નહિ અને એ મંજૂર કરતાં પહેલાં બીજા સત્તર દિવસો ટાઢી નાખેલા હતા. પુરૂષોત્તમરાયજી ઉપર નવાબ સાહેબ ખુદની ખરેખરી ઇતરાજી ઉતરેલી હોય તો પછી રાજીનામું અપાયું કે તરત જ મંજુર ન કરતાં દોઢ મહીના જેટલી લાંબી મુદત વીતાડયા બાદ મંજુર કરવાનું કારણ એવું તે કયું હોઈ શકે? અમે માનીએ છીએ કે નવાબ સાહેબ રસુલખાનજીએ પોતાના પાટવી કુંવરને ટાઢા પાડવાનો પ્રયાસ કરવામાં આટલી લાંબી મુદતની ઢીલ કરેલી હોવી જોઇએ પરંતુ અંગ્રેજ અમલદારોની હુંફે વેગમાં આવેલ શાહજાદાએ પોતાનો હઠ છોડેયો નહિ એટલું જ નહિ પરંતુ નવાબ સાહેબ જેવા પુત્ર વત્સલ પિતાને એમણે એવો તો "ડારો" આપી દીધેયો કે નવાબ સાહેબને એ રાજીનામું નાઇલાજે મંજુર કરી દેવાની ફરજ પડી ગયલી પણ હતી. આ રાજીનામું તા. ૧૭–૯–૩૦ને રોજ હજુર ફરમાન નાં. ૧/૬૦ થી મંજુર કરાયલું છે અને તે મંજુર કરવામાં પુરૂષોત્તમરાયજી ઉપર કોઇ પણ પ્રકારનો દોષ મૂકવામાં આવ્યો નથી. તેમાં વપરાયેલ શબ્દો નીચે પ્રમાણે છેઃ—

"નાયબ દિવાન રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાનું રાજીનામું મંજુર કરવામાં આવે છે. હાલ પેન્શન માટેની તેમની માગણી મંજુર થઈ શકતી નથી."

પૂર્વોક્ત ફરમાન ઘોડા અને તોળીતોળીને વપરાયલ શબ્દોમાં લખાયલું છે ને તેમાં વપરાયલ "હાલ" શબ્દ ખાસ અર્થબોધક હોય એમ અમને લાગે છે.

વર્ષાસન "હાલ" બાંધી આપવાનું નથી એટલે કાંતો જરૂર જણાય તો ભવિષ્યમાં બાંધી આપવામાં આવે અગર જો પુરૂષોત્તમરાયજીને પુનઃ રાજ્યસેવામાં લેવાય તો તે બાંધી આપવાની જરૂરત રહે નહિ આવો તેનો ગર્ભિતાર્થ હોઈ અમે કહીએ છીએ કે નવાબ સાહેબ પુનઃ ઘીને ઘડે ઘી પાડી દેવાના હેતુથી પોતાને માટે બારી ઉઘાડી રાખીને પૂર્વનિર્દિષ્ટ ફરમાન લખાવેલું હતું. આ પ્રમાણે અમે કરેલ ફરમાનના અર્થનું પ્રતિપાદન અગર સમર્થન અમે પાછળથી તરતમાં જ એટલે ઇ. સ. ૧૯૦૪ માં નવાબ સાહેબે સ્વ. છગનલાલ પંડ્યા મારફત પુરૂષોત્તમરાયજીને મુંબઇ જે આશ્વાસક સંદેશ મોકલેલો અને જેનો ઉલ્લેખ આ ગ્રંથમાં હવે પછી વિસ્તારપૂર્વક કરવામાં આવશે તેને તથા સ્વ. છગનલાલજી સમક્ષ નવાબ સાહેબ પ્રસંગે પ્રસંગે પુરૂષોત્તમરાયજીની રાજ્યસેવાની સ્તુતિ કર્યા કરતા હતા તેને આધારે કરી શકીએ છીએ. રાયજી સાહેબની મુસ્કેલીઓ, તેમનાથી શાહજાદા ઉપર મુકાતા રહેલ અંકુશોનાં કારણો, તેમની રાજ્યકલ્યાણ કરવા માટેની ધગશ, રાજ્યહિત ખાતર ગમે તેવું જોખમ ઊઠાવવા માટે તેમની તૈયારી, અને અવિચળ રાજ્યભક્તિ વગેરે વગેરે આ જમાનામાં નિત્ય નભાવી ન શકાય તેવા ગુણો આ કથાવીરમાં હતા તે સર્વથી નવાબ સાહેબ ખુદ સુપરિચિત હતા જ. પરંતુ આપણે હવે પછી વિસ્તારપૂર્વક વાંચશું તેમ, નવાબ સાહેબની ઉત્કટ ઇચ્છા પુરૂષોત્તમરાયજીને થવા પામેલ હાનિનો બદલો આપવાની હતી તે દૈવવશાત્ અફલિત રહી ગયલી, અને તે જો કે પાછળથી બ્રિટિશ સરકારને હાથે થોડે ઘણે અંશે ફલિત થવા પામેલી છે, છતાં તે સરકારે પણ રાજદ્વારીય આંટીઓનો ઉપયોગ કરીને તેને સંપૂર્ણ પ્રકારે ફલિત કરી આપેલી નથી.

રાયજી સાહેબ નોકરીમાંથી મુક્ત થયા પછીથી પણ તેને આ ગુણજ્ઞ નવાબ સાહેબે તકેતકે સંભારી સંભારીને પોતાનો સદ્ભાવ તેમના તરફ બતાવવા માંડેલો હતો અને એ સદ્ભાવને તેઓશ્રી પુનઃ સુફલિત કરવાનો ઇરાદો સેવી રહેલા પણ હતા. અમારા પૂર્વોક્ત કથનને થોડા ઘણા પ્રમાણમાં પણ ટેકો આપે તેવી થોડીક હકીકત અમે આ નીચે આપીએ છીએ.

નડિયાદવાસી સાક્ષર છગનલાલ પંડ્યા જુનાગઢ રાજ્યના દફતરમાંની અંગ્રેજી શાખાના મેનેજર તરીકે ઇ. સ. ૧૮૮૩–૮૪ માંથી જ કામ કરનાર અધિકારી હતા. અને ઇ. સ. ૧૯૦૩માં રાયજી સાહેબ ખસ્યા તે પછીથી તેઓ

નવાબ સાહેબ રસુલખાનજીના અધિકતર સીધા સંપર્કમાં આવી તેઓશ્રીના એક વિશ્વાસપાત્ર તથા પ્રીતિપાત્ર રાજપુરૂષ બની રહેલા હતા. એટલું જ નહિ, પરંતુ આ નવાબ સાહેબની હયાતી પછી બ્રિટિશ વાલી વહીવટમાં તેમજ તેનો અંત આવ્યા પછી નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજાના સમયમાં પણ આ છગનલાલજી મહોટી જગાઓ ભોગવતાં એક કરતાં વધારે પ્રકારના રાજ્ય-વહીવટના એક साक्षीवत् सर्व भुतेषु જેવા બની રહેલા પણ હતા. આ છગનલાલજીને દરરોજ એક કલાક નવાબ સાહેબ રસુલખાનજી પાસે જઇ બેસવાનું ફરમાન પણ થયલું હતું, એટલે એઓ જે કાંઇ થોડું ઘણું લખી ગયા હોય તેને આપણે પ્રમાણ રૂપ માનવું પડે જ. આવા આ છગન-લાલજીએ તા. ૬-૩-૩૨ "ગુજરાતી" પત્રમાં પોતાના લાંબા અનુભવથી જે એક વાત લખેલી છે તે આ વિષય ઉપર અધિક પ્રકાશ પાડનારી હોઈ અમે તેને આ નીચે ઉતારીએ છીએઃ-

"× × × અંગ્રેજી અમલદારો નાગરોની વિરૂદ્ધ પહેલેથી હતા જ તેથી નાગરોનો કારભાર તોડાવવામાં તેમણે પણ મદદ કરી. આ વાતની અગમચેતી રાયજી સાહેબને પડવાથી તેમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું ને તે સ્વીકારાયું પણ ખરૂં. ત્યાર પછી હલકા નોકરો નવાબ સાહેબને આડું અવળું ભેરવીને એમનું અપમાન થાય તેવાં પગલાં ભરાવતા. તેની અંદર એક નાગર અમલદાર પણ દુર્ભાગ્યે સામેલ થયા અને તેને લીધે રાયજી સાહેબને બહુ અન્યાય ભોગવવો પડયો."

"નવાબ સાહેબે એવો પણ હુકમ કાઢયો કે રાયજીને ત્યાં કોઇ અમલદારે જવું પણ નહિ. હવે પડયા ઉપર પાટુ જેવું થયું તે ચુનીભાઇ જેવા લાગણીવાળા પુરૂષથી કેમ સહન થાય? પોતાને બીજી વારની દીવાનગીરી મળી તે મુખ્યત્વે કરીને રાયજી સાહેબની મહેનતથી, એ તો પોતે જાણતા હતા તેથી આવા સમયમાં તેમને છોડી દેવાનું ચુનીભાઇને ઉચિત લાગ્યું નહિ. નવાબ સાહેબ તરફથી કહેવડાવામાં આવતું તેના ઉત્તરમાં તેઓ વિનયથી એમ સંદેશો મોકલતા કે એ ફરમાનનો અમલ તેમનાથી બની શકે તેમ નથી, માટે તેમની નોકરીની જરૂર ન હોય તો તેઓ પણ રાજીનામું આપવા તૈયાર છે. નવાબ સાહેબને આ ડારા જેવું લાગ્યું. તેમણે કહેવડાવ્યું કે 'મ્હારે તમારી ઉપર કંઇ રોષ નથી તમારી નોકરીની કદર હું

કરી શકું છું' માત્ર મ્હારી મરજી આ બાબતમાં રાખો એટલે બસ × × ×' જુનાગઢ રાજ્યને એમના જેવા દૂરદર્શી બુદ્ધિશાળી સ્વતંત્ર વિચારના હિંમતવાન તથા પૂર્ણ અનુભવી નસીરની ખોટ પડી તે પુરાઇજ નહિ."

સ્વ. છગનલાલજીએ સંક્ષેપમાં લખેલી પૂર્વોક્ત હકીકત એકંદરે સાચી છે પરંતુ તે જેમ સાચી છે તેમ અપૂર્ણ પણ છે. અમે કબુલ રાખીએ છીએ કે રાયજીને ત્યાં કોઇ અમલદારે જવું પણ નહિ. એવો હુકમ નવાબ સાહેબે કદાચિત કાઢેલો પણ હોય પરંતુ એ હુકમ એમણે કેવા સંયોગોમાં અને શા હેતુથી કાઢેલો હશે તે વાત વિચારવા જેટલી ઉંડા રહસ્યવાળી છે એમ અમે માનીએ છીએ.

હકીકત એવી છે કે પોલિટિકલ એજંટ મિ. કિવન (સ્વેચ્છાએ કે બોલાવવાથી અને બોલાવાયલ હોય તો કોનાથી તે જોકે જણાયું નથી તોપણ) તા. ૧૩-૧૦-૦૩ને રોજ જૂનાગઢ ગયલા અને ત્યાં જઇને તેમણે તેજ રોજ એક ચીઠી દીવાન સુનીલાલજી ઉપર લખી તેમાં તા. ૧૪-૧૦-૦૩ને રોજ સુમારે સાંજના પાંચ વાગે નવાબ સાહેબની **ખાનગી મુલાકાત** લેવા બાબત નવાબ સાહેબની ઇચ્છા અને અનુકુળતાં તેઓશ્રી કનેથી જાણી લઇને તેમને પોતાને જણાવવા કહેલું હતું. આ ચીઠી ઉપરથી એક વાત ફલિત થઈ આવે છે તે એ કે નવાબ સાહેબે આ એજંટ સાહેબને જૂનાગઢ આવવા માટે આમંત્રેલા તો નહિજ. સુનીલાલજીએ પૂર્વનિર્દિષ્ટ ચીઠી બજનસ નવાબ સાહેબને મોકલી આપી હતી તેનો જવાબ **નવાબ સાહેબે ખુદ પોતાની સહીથી** તા. ૧૪-૧૦-૦૩ ને રોજ આ પ્રમાણે આપેલો હતોઃ "ગઈ કાલની તારીખની આપની મારા દીવાનજી મિ. સુનીલાલ ઉપરની ચીઠી આજ સવારે મિ. છોટાલાલ બક્ષીએ મારી પાસે બરાબર વાંચી સંભળાવી અને સમજાવી છે. જવાબમાં હું મારી દિલગીરી બતાવું છું કે મારી નાદુરસ્ત તબિયતને કારણે હું તમને **ખાનગી મુલાકાત નિમિત્તે આજ સાંજે મળી શકું તેમ નથી** તમે જાણો છો કે એજ કારણે આપની અહીં રહેણાક દરમ્યાન સભ્યતા ખાતર (તમને) મુલાકાત આપવાથી જે માન અને મજા મળે તે છોડી દેવાની મને ફરજ પડેલી છે. આપની ઇચ્છાને હું કબૂલ રાખી શકતો નથી તેથી હું બહુ દિલગીર છું અને આશા રાખું છું કે એ બદલ આપ માફ કરશો."

ઉપર પ્રમાણે નવાબ સાહેબ ખુદ તરફથી કિવન સાહેબને જવાબ મળેલો કે તરત જ તે સાહેબે તેજ દિવસે એટલે કે તા. ૧૪-૧૦-૩ ને રોજ

ચુનીલાલભાઇને એક બીજી ચીઠી લખી મોકલેલી હતી. એ ચીઠીમાં નીચે મુજબ લખેલું હતુ —

'નવાબ સાહેબની નાદુરસ્ત તબીયત સાભળીને હું દિલગીર થયો છું. **પરંતુ મારે તેમની સાથે એક મહત્વનું કામ** છે એટલે મારે તમને લખવુ પડે છે જ કે આજ સાજે છ વાગે મને **ખાનગીમાં** મળવાને પુરતી ભલાઇ બતાવવા માટે તમે તેમને ફરીથી વિનતિ કરશો.

હું તેમને વધારેવાર રોકીશ નહિ અને એ નામદાર ગઈ કાલે મને સ્ટેશને મળવા તેમજ બગલા સુધી મારી સાથે આવવા જેટલા વળી દુરસ્ત તબીયત ના થયા હતા; એટલે, હું ધારું છું કે, આજ સાંજે થોડી વાતચીત મારી સાથે કરશે તો તેથી તેમની તબીયત વધારે બગડશે નહિ."

ઉપર બતાવેલ ચીઠી કિવન સાહેબે જે, શબ્દોમાં લખી મોકલેલી તેનો વ્યંગાર્થ સમજાય તેટલો સ્પષ્ટ છે. **નવાબ સાહેબની ઇચ્છા હોય કે ન હોય તોપણ મળવું જ અને મળીને પોતાનું જે " એક મહત્વનું કામ" હોય તે કરી લેવું**, એ માટે કિવન સાહેબની આતુરતા ઉભરાઈ ગયલી હતી. એમણે ઇચ્છેલી ખાનગી મુલાકાતમા એમણે પોતે જે " એક મહત્વનું કામ " કાઢી લેવા ધારેલું તેનો નિર્દેશ તેઓ બિચારા દીવાન ચુનીલાલજી મારફત મોકલાતી ચીઠીમાં કેવી રીતે કરી શકે ? તેમને જે " એક મહત્ત્વનું કામ " કરી લેવાનું હતું તે એ કે, જે કાર્ય કેપ્ટન કાર્નેગીએ નવાબ સાહેબને તા. ૧-૯-૦૩ને રોજ **ખાનગીમાં** મળીને કરી લીધેલું હતું એટલે કે રાયજી સાહેબે આપેલ રાજીનામું મંજૂર કરવાને નવાબ સાહેબ ઉપર રાજ્યદ્વારીય દબાણ કરેલુ હતું તેની જવાબદારીમાંથી એ કાર્નેગી સાહેબને મુકત કરી દઇ તે કાર્ય પરત્વે જે અપૂર્ણતા રહી ગયલી હતી તેની પૂર્તિ કરી લેવાને જરૂર આ કિવન સાહેબને લાગેલી હતી ત્યારે એ પુર્તિ શી કરવાની હતી ? " દીવાન ચુનીલાલ કે જે પણ એક નાગર બ્રાહ્મણ " હતા તેમને રાજ્યમાંથી ખસેડાવવા એ " એક મહત્વનું કામ " કાર્નેગીથી થયલું નહિ તે કામ કરીને કિવન સાહેબની ઇચ્છા, બ્રિટિશ સરકારથી નાગરબળને નિર્મુળ કરી નાંખવાની નીતિને સંપુર્ણત સફલિત કેરવાની હતી પરંતુ નવાબ સાહેબને ચુનીલાલભાઈ ઉપર " રોષ " ન હતો. એટલે નવાબ સાહેબ તેમને રાજ્યમાંથી રજા આપે તેમ

ન હતા. તેમ વળી નવાબ સાહેબ બ્રિટિશ રાજદ્વારીય અમલદારોને ખાનગી મુલાકાત આપતા નહિ, એટલે પછી તેમણે આ બીજી ચીઠીનો કશો પણ જવાબ તરત જ વાળ્યો ન હતો. જવાબ તરત ન આવ્યો અને ઢીલ થતી જણાતી ગઇ તેમ તેમ કિવન સાહેબની ખાનગી મુલાકાત કરી લેવા માટેની આતુરતા વધતી ગયેલી, અને તેથી તેમણે દીવાનને પડખે મુકી બીજો માર્ગ ખોળી કાઢેલો હતો ! એ માર્ગ એટલે એમના હાથમાં રમકડા રૂપે રમી રહેલ શાહજાદા શેરજુમાખાનજી ! એ શાહજાદાને ઉપયોગમાં લઇને નવાબ સાહેબ ઉપર એવું દબાણ કરાવેલું કે, એ રાજકર્તાને કિવન સાહેબને ખાનગીમાં મળવાની ફરજ પડી ગયલી હતી. એ ખાનગી મુલાકાતમાં વસ્તુતઃ તો જે વાતચીત થઈ હોય તે ખરી. પરંતુ એ મુલાકાતને પરિણામે સુનીલાલભાઇને ગમે તે પ્રકારે ખસેડવાનું નક્કી થયું હશે. પરંતુ નવાબ સાહેબને એ પોતાના દીવાન ઉપર 'રોપ' ન હતો, એટલે, જો તે દીવાનજી પોતાથી રાજીનામું ન આપે તો નવાબ સાહેબ તેમને રૂખસદ દેવા તૈયાર ન હતા. આમ હોઇને છેવટે, 'રાયજીને ત્યાં કોઈ અમલદારે ન જવું' એવી મુખાગ્રા રૂપી યુક્તિ વાપરીને પરોક્ષ માર્ગે સુનીભાઇને રાજીનામું આપી દેવાની ફરજ પડે એવો કુટિલ માર્ગ ખોળી કઢાયલ હોય; અર્થાત્ કિવન સાહેબે ખટપટ કરીને પણ નવાબ સાહેબની ખાનગી મુલાકાત લીધેલી ત્યાં સુધીમાં સુનીલાલજી સંબંધે નવાબ સાહેબ તરફથી કોઈ પણ પ્રકારનું પ્રકરણ ઉપસ્થિત કરાયલ હોય એમ દેખાઇ આવતું નથી જ; એટલું તો નહિ, પરંતુ એ દીવાનજીને લગતા પ્રકરણની ઉત્પત્તિ કેવળ મિ. કિવનની મુલાકાત થયા પછી થઈ આવેલી એમ પણ સ્પષ્ટ દેખાઈ આવે છે. 'રાયજીને ત્યાં કોઈ અમલદારે જવું પણ નહિ:' એ હુકમનું સુનીલાલજીએ એક ઉપાયનીતિ-તરીકે પાલન કરેલું હોત તો, તેઓ શું દીવાનને પદે ચાલુ રહી શકત ખરા ? અગર નવાબ સાહેબ તેમને ચાલુ રાખી શકત ખરા ? આ પ્રશ્નનું ઉત્તર આપણે નવાબ સાહેબની ઇચ્છાની દૃષ્ટિથી આપીએ તો આપણે કહી શકીએ છીએ કે, સુનીલાલજી દીવાન તરીકે અચૂક ચાલુ રહી શકત જ, કારણ કે નવાબ સાહેબને તેમના ઉપર "કંઈ રોષ" ન હતો; એટલું જ નહિ, "તમારી નોકરીની કદર હું કરી શકું છું" એવું પણ નવાબ સાહેબનું માનવું હતું. વળી આપણે એમ પણ કહી શકીએ કે, રાયજી સાહેબ ખુદ પણ પોતાના તેમ જ પોતાના સ્નેહી સંબંધીઓના હિત ખાતર પણ સુનીલાલજીને રાજ્યસેવામાં જોડાયલા રહેલા જોવાની ઇચ્છા રાખે જ અને તેથી કરીને, નવાબ સાહેબ તરફથી કરાયલ

કહેવાયલી મુખત્યારનું પાલન ચુનીભાઇથી કરી શકાય એટલા ખાતર રાયજી સાહેબ પોતા થકી જ જૂનાગઢમાંથી ખસી નીસરવાનું વધારે પસંદ કરે એવો તેમનો સ્વભાવ હતો. પરંતુ ખરી વાત એ લાગે છે કે, ચુનીલાલજીને દીવાનને પદે હરગીઝ રહેવા ન દેવા એવો 'મિ. ક્વિન અને તેની મંડળી'નો પાકો નિશ્ચય હતો; કારણ કે ચુનીલાલજી નાગર હતા, શક્તિશાળી હતા અને જે હેતુથી બધી ખટપટને દિલ્હીમાં જન્મ અપાયલ તે હેતુ, જ્યાં સુધી ચુનીલાલજી દીવાન હોય ત્યાં સુધી સિદ્ધ કરી શકાય એમ પણ ન હતું. રાયજી સાહેબે રાજીનામું આપેલું તે સાથે અગર તે પછી પણ ચુનીલાલજીએ રાજીનામું ન આપેલું એ હકીકતે જ મિ. ક્વિનને જૂનાગઢ આવી નવાબ સાહેબને ખાનગીમાં મળવાની ફરજ પાડેલી એવું કહી શકાય છે. મિ. ક્વિને જૂનાગઢ જઇને નવાબ સાહેબની ઇચ્છા વિરૂદ્ધ તેમની ખાનગી મુલાકાત લઇ તેમના ઉપર કયા રૂપમાં દબાણ કરેલું હશે તે પરત્વે આપણે કશું કહી શકતા નથી, તોપણ તે દબાણ કોઇ અસાધારણ પ્રકારનું હશે. એમ અનુમાની શકાય છે, કારણ કે એ સાહેબની ખાનગી મુલાકાત થયા પછી જ, ચુનીલાલજીને દીવાનને પદેથી ખસવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવેલો હતો, આમ હોઇને આપણે કહી શકીએ કે, મિ. ક્વિને નવાબ સાહેબની જે ખાનગી મુલાકાત લીધેલી તે પછી જ એ નવાબ સાહેબને ચુનીલાલજીને રાજ્યસેવામાંથી દૂર કરવાનો વિચાર આવેલો હોવો જોઇએ, અને એ વિચારને સફળ કરવાને માટે તેમણે કદાચિત્ પૂર્વોક્ત કોટીનો "રાયજીને ત્યાં કોઇ અમલદારે જવું પણ નહિ" એવો હુકમ કરેલો હોય. આવો હુકમ જો નવાબ સાહેબે કરેલો જ હોય તો તે હુકમને આપણે કેવળ મિ. ક્વિન તરફથી ખાનગીમાં કરાયલ દબાણના એક પરિણામ રૂપે જ ગણી શકીએ. પરંતુ નવાબ સાહેબે જો એ હુકમ કરેલો હોય તો તે એવો હતો કે રાયજી સાહેબ જેવો દીર્ઘદૃષ્ટિવાળો મુત્સદ્દી એ હુકમને માન્ય રખાવવાને માટે પોતાથી બને તેટલો પ્રયાસ કરી ચુનીલાલજીને સમજાવ્યા વિના રહે નહિજ, અને ચુનીલાલજી પણ એવા મુત્સદ્દી હતા કે તેઓ મિ. ક્વિને કરેલ ખટપટને તોડી પાડવાના હેતુથી એ નવાબ સાહેબના હુકમને માન્ય રાખવાને અચુક પ્રેરાત [illegible] પરંતુ આ બે મુત્સદ્દીઓ કોઇપણ માર્ગ કાઢી શકેલા નથી એ હકીકત [illegible] કે નવાબ સાહેબની મરજી હોય કે ન હોય તોપણ ચુનીલાલજીને રાજ્યસેવામાંથી મુક્ત થવું પડે એવા કોઈ પ્રકારનું દબાણ મિ. ક્વિને જ નવાબ સાહેબ ઉપર કરેલું હશે એમ અનુમાની શકાય છે. ચુનીલાલજીએ રાજીનામું આપેલું હોય, તે વિધિપુર્વક મંજૂર થયલું હોય, એમણે પોતાના પદનો ચાર્જ [illegible]

પૂર્વક પોતાના ઉત્તરાધિકારીને સોંપેલો હોય, એવું કશું બનેલું નથી. ફક્ત નડિયાદથી સરદાર રાવ બહાદુર બહેચરદાસ દેસાઈ દીવાન થવાને જૂનાગઢ જઈ પહોંચેલા અને દીવાનને પદે ચઢી બેઠેલા એટલું જ આપણે જાણી શકેલા છીએ. આ પ્રમાણે જે બધું થવા પામેલું તેમાં પોલિટિકલ એજંટ મિ. કિવનનો હાથ વિશેષતઃ હતો એમ કહેવામાં અમે ભૂલ કરતા નથી એમ અમને તો લાગે છે જ; એટલું જ નહિ, પરંતુ એ બધું એ પ્રમાણે થવા દેવામાં નવાબ સાહેબ ખુદ નિરુપાય બનેલા હતા એમ પણ અમે કહી શકીએ છીએ. એ જ્યાં અમારે કહેવું જોઈએ કે મિ. કિવન જો કે ચુનીલાલજીને રાજ્યમાંથી ખસેડાવી શકેલા હતા. તોપણ તેમનો જે મુખ્ય ઇરાદો નાગરોને રાજ્યસેવામાંથી ઉન્મૂલ કરી નંખાવવાનો તેમજ પરદેશીય મુસલમાનોને મુખ્ય મુખ્ય પદે મૂકાવવાનો હતો તેને તેઓ તરતમાં તો બર લાવી શકેલા નહિ; એટલું જ નહિ, પરંતુ જે કોઈ વિશિષ્ટ લાભ મેળવી લેવાનો વિચાર બ્રિટિશ સરકાર ધરાવી રહેલ હશે તે લાભ મેળવી લેવામાં તેમને ફતેહ પણ મળી શકેલી ન હતી.

આ સ્થળે અમારે એક અધિક મહત્ત્વપૂર્ણ બાબત પરત્વે પણ બે બોલ લખવા પડશે. નવાબ સાહેબ રસુલખાનજીએ કિવન સાહેબને ખાનગીમાં મળવાની બાબતમા વિરોધ કરેલો તે રાયજી સાહેબના પક્ષના કાર્યભારીઓના દબાણથી કરાયલો એવું બતાવવાનો પ્રયત્ન (મર) આર. ઇ. હેવાડે પોતાના નિવેદન લેખમાં કરેલો છે. આ તેમનો પ્રયત્ન નિરાધાર તેમજ વસ્તુસ્થિતિની ઉપેક્ષા કરીને થયલો છે. કિવન સાહેબે જે પહેલી ચીઠી લખીને નવાબ સાહેબની મુલાકાત માગેલ, તેનો જે જવાબ નકારમાં નવાબ સાહેબે ખુદ પોતાની સહીથી આપેલો છે તે જોતાં સમજાય છે કે નવાબ સાહેબે સમજીને જ મુલાકાત આપવાની અનિચ્છા દેખાડેલી હતી અને એ જવાબ લખનાર પણ કોઈ રાયજી સાહેબના પક્ષની વ્યક્તિ ન હતી પરંતુ ઉલટ તેના વિરોધી બક્ષી છોટાલાલ ખુદ હતા. આ છોટાલાલ રાયજી સાહેબના પક્ષમાં ભળીને મિ. કિવને માગેલી મુલાકાત અટકાવે અને તેને પરિણામે શાહજાદાના કોપના ભોક્તા થવાનું પસંદ કરે એ વાતને સંભવવાળી ગણનારને આપણે મૂર્ખ જ માનવો પડે. આ પ્રમાણે આ ખટપટની – રાયજી સાહેબના 'કારભાર'ના અંત સંબંધી જૂનાગઢ રાજ્યના અનાક્રમ્ય શાસન પ્રબંધમાં ઉપસ્થિત થવા પામેલા મહા પરિવર્તનને લગતી કથા–અત્ર સમાપ્તિને પામે છે. એ પરિવર્તનને પરિણામે શાહજાદા શેરજમાખાનજીને નિરંકુશ સ્વચ્છંદતારૂપ જીવન ગાળવા માટે જોઈતી

હતી તે સ્વતંત્રતા પ્રાપ્ત થઇ ગયલી. વઝીર બહાઉદ્દીનભાઇના સેનાપતિત્વ નીચે જૂનાગઢ રાજ્યના આંતર વહીવટનો સુરક્ષિત દુર્ગ તુટી પડેલો અને રાજ્ય કાર્યોને લગતો બધો ભાર એકલા નવાબ સાહેબને માથે જઇ પડેલો પણ હતો. પરંતુ નવાબ સાહેબ રસુલખાનજી ચતુર હતા એટલે દીવાન ચુનીલાલજીને ઠેકાણે તેમણે પોતાના પરિચિત માજી દીવાન સરદાર રાવ બહાદુર બહેચરદાસજીને બોલાવી લઇને બ્રિટિશ સરકારની જે ધારણા કોઇ પરદેશીય મુસલમાનને રાજ્યમા ઘુસાડી દેવાની હતી તેને ઉંધી પાડી દીધેલી હતી. બહેચરદાસજી આવી પહોંચ્યા એટલે ઉપર પ્રમાણે આરંભાયલા યજ્ઞની પૂર્ણાહુતિ રૂપે દીવાન ચુનીલાલજીએ તથા ગુલાબદાસ લાલદાસે નાગર અને વાણિયાએ હાથાજોડી કરીને તા. ૨૭–૧૦–૦૩ને રોજ જુનાગઢ રાજ્યને છેલ્લા નમસ્કાર કરીને શહેર છોડી દીધેલું અને તેને બીજે જ દિવસે એટલે કે, તા. ૨૮–૧૦–૦૩ ને રોજ આ કથાવીરે પણ પોતાની જન્મભૂમિનો કહો કે કાયમને માટે ત્યાગ કરી દીધેલો હતો. પુરૂષોત્તમરાયજીએ જુનાગઢ છોડયું તે સાથે તેમના વારાનું જુનાગઢ અદ્રસ્ય અકલ્પનીય પણ બની ગયું છે.

આમ આ રાજ્યદ્વારીય નાટકનો પ્રથમાંક સમાપ્તિને પામે છે. સ્વદેશીય રાજ્યભૂમી રૂપી નાટયશાળામાં સત્તાવીશ વર્ષો પર્યંત એક રૂપ ધીરતાથી અને છટાથી ખેલી રહેલ આ કથાના નાયક પુરૂષોત્તમરાયજી હવે પછી પરદેશીય ભૂમિનો આશ્રય ગોતી પોતાની સ્વભાવસિદ્ધ વિક્રમશીલતાને આધારે જીવીને પોતાની રાજ્યભક્તિ, એકનિષ્ટા અને સત્યશીલતાને પ્રતિપાદન કરવાને મથી રહે છે, અને પોતાના પુર્વજીવનમાં જે 'ધક્કા' સહવા પડતા હતા તેને બદલે હવે પોતાની ઉપર પડતા રહેતા ઘા ઉપર ઘા ઝીલતાં ઝીલતાં અંતે તેઓ પોતાના મુળ સ્વામી–નવાબની ફરી કૃપાદૃષ્ટિ પામીને પોતાની મનઃકામનાને કંઇક અંશે તૃપ્ત પણ કરી શકે છે અને બ્રિટિશ સરકાર તરફથી ખાસ કમીશન પણ નીમાવી પોતાને નિષ્કલંક પૂરવાર કરી શકે છે, જેનું રસમય વિસ્તૃત વર્ણન હવે પછી છપાવવાના ઉત્તરાર્ધના પ્રકરણોમાં આવશે.

---

